શ્રી વિદ્યારણ્ય સ્વામીકૃત

# ॥ શ્રીપંચદશી ॥

## તત્ત્વાર્થપ્રકાશિકા સહિત.


લેખક,

ભટ્ટ. પુંજાભાઇ સોમેશ્વર.

હાઈકોર્ટ પ્લીડર. ખેડા.


समासक्तं यथा चित्तं जन्तोर्विषयगोचरे ।
यद्येवं ब्रह्मणि स्यात्तत्को न मुच्येत बंधनात् ॥

॥ पंच० ११-११५ ॥


પ્રકાશક,

ભટ્ટ. પુંજાભાઇ સોમેશ્વર.

હાઈકોર્ટ પ્લીડર. ખેડા.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

સને ૧૯૧૭. સંવત્ ૧૯૭૩. શાકે ૧૮૩૯.

મૂલ્ય રૂ. ૨-૮-૦





મળવાનું ઠેકાણું:—

૧. ગ્રંથકર્તા. ખેડા.

૨. પંડયા. પ્રભુલાલ ત્રિભોવનદાસ.
ઠે. રીચીરોડ, કોઠારી પોળ.
નંબર. ૧૧૦૦
મુ. અમદાવાદ.

શ્રી સત્યવિજય પ્રિન્ટીંગ પ્રેસમાં શા. સાંકલચંદ
હરિલાલે છાપી. પાંચકુવે નવે દરવાજે
અમદાવાદ.



॥ ॐ तत्सत् ॥

# અર્પણપત્રિકા.

---

પરમપૂજ્યપાદ શ્રીસ્વામી પ્રજ્ઞાચક્ષુજી મહારાજની
પવિત્ર સેવામાં

---

આપે મારા ઉપર અનુગ્રહ કરી કષ્ટ વેઠી,
સંસારરૂપી શોકમાંથી તારનાર આત્મજ્ઞાનની
સંસિદ્ધિને માટે પ્રતિબંધનો ક્ષય કરાવી
ચિત્તશાન્તિ આપનાર વેદાન્તજ્ઞાનનું
સરહસ્ય અધ્યયન કરાવી,
આ લઘુ ગ્રંથ
લખવા પ્રેરણા કરી અને તે નિર્વિઘ્ને પૂર્ણ કરાવ્યો,
એવા ઈશ્વર સ્વરૂપ શ્રીસદ્‌ગુરૂને
પ્રણામ પૂર્વક
આ ગ્રંથ અર્પણ કરૂં છું.

---

# નિવેદન.

વેદાન્તના સારભૂત અને આર્યાવર્તમાં સર્વમાન્ય **શ્રીપંચદશીનાં** માતૃભાષામાં ઘણાં ભાષાન્તરો થયેલાં છે. પરંતુ સંસ્કૃત જાણનાર, તેમજ નહિ જાણનાર, બંનેને સારી રીતે સુગમ થઇ પડે તેવો કોઇ લેખ નથી. તેમજ તેઓની કીંમત પણ ઘણી ભારે હોવાથી ઘણા તેનો લાભ લઇ શકતા નથી. તેથી થોડી કીંમતના તથા દરેકને સરળતાથી વેદાન્તવિષયનું જ્ઞાન સુગમતાથી કરાવી શકે તેવા પુસ્તકની જરૂર હોવાથી "પંચદશી"ના દરેક પ્રકરણના **મૂલાર્થ** તથા **ભાવાર્થ** જૂદા જૂદા આપી આ પુસ્તક પ્રકટ કરવામાં આવ્યું છે, છતાં તેના કદમાં કાંઇ ન્યૂનતા રાખવામાં આવી નથી. તેની સાથે દરેક પ્રકરણના મુખ્ય વિષયના પેટા વિભાગ પાડીને ભાવાર્થ સમજાવવામાં આવ્યો છે. વળી વેદાન્તવિષય પ્રથમ વાંચનારને સમજ પડે તે સારૂ **ઉપોદ્ઘાત** તથા **"વેદાન્ત શું શિખવે છે ?"** તે પણ લખવામાં આવ્યું છે, જે પ્રથમ વાંચવાની ભલામણ છે.

અવકાશના અભાવે આ પુસ્તક જેમ બને તેમ જલદીથી સમાજની સેવામાં મૂકવાની જરૂર હોવાથી ઉતાવળમાં છાપાની કેટલીક ભૂલો રહી ગયેલી છે. **માટે પ્રથમ શુદ્ધિપત્રથી સુધારી લેવા વિનંતી છે.**

છાપખાનાના માલીકે આ પુસ્તક જલદીથી પૂર્ણ કરવામાં જે મદદ કરી છે તેને માટે તેમને ધન્યવાદ ઘટે છે.

---

# સદ્ગુરૂ કેમ મળે?

આ મથાળાથી એમ લાગશે કે અત્રે સદ્ગુરૂ પ્રાપ્ત કરવાનો કોઇ અમુક માર્ગ બતાવવામાં આવ્યો હશે. પરંતુ તેમ નથી. ફક્ત અનુભવ ઉપરથી આકાંક્ષા અને કંઇક પ્રયત્નથી તેઓ પ્રાપ્ત થાય છે એવું જે આ લખનારને જણાયું છે તે કોઇને ઉપયોગી થાય તો કહેવાની મતલબ છે. એટલું તો નક્કી છે કે તીવ્ર ઇચ્છાવાળાને સદ્ગુરૂ દૂર નથી, પણ પાસે જ છે. ઇચ્છા વિનાનાને તો તે નજીક છતાં દુર્ગમ જ છે.

સંવત ૧૯૫૪ ના અરસામાં આ લખનારના મનને કંઇ ચેન પડતુ નહોતું, તેમ આત્મા સંબંધી કોઇ નિશ્ચય થતો નહોતો. તેવા સ્થિતિમાં તે સાલના આસો માસના અરસામાં મરહુમ જૈન જ્ઞાની રાજચંદ્રજી ફરતા ફરતા ખેડે આવેલા. "કોઇ ઉગ્ર સ્વભાવના જૈન સાધુ આવેલ છે", વગેરે હકીકત સાંભળી તેમની પાસે જવાનુ થયું. તો દેખીતા ગરીબ, શાન્ત પ્રકૃતિના, અને એકાંતની ઇચ્છા વાળા પુરૂષને એકલા ફરતા જોઇ તેમની પરવાનગીથી તેમની સાથે ચાલવા માંડયું. કેટલીક વાતચીત થતાં તેમને પૂછ્યું કે "આત્મા છે કે નહિ? તે આપને અનુભવસિદ્ધ હોય તો તે વાત જાણવા માગું છું." તેના પ્રત્યુત્તરમાં તેમણે કહ્યું કે "આત્મા છે, અને તે અમને અનુભવસિદ્ધ છે." તેમના આ શબ્દો કોઇ સત્યવાદી પુરૂષના હૃદયમાંથી નિકળતા હોય તેમ અસર થઇ. અને તેમના બોલવા ઉપર ભરોસો બેઠો.

ત્યાર પછી સંવત ૧૯૫૭-૫૮ ની સાલથી શ્રીમદ્ ભગવદ્ ગીતા વાંચવાનું શરૂ કર્યું. તેના નિરંતર અભ્યાસથી ચિત્તને કંઇક શાન્તિ લાગવા માંડી. દરમ્યાન સંવત ૧૯૬૩ (સને ૧૯૦૭)ની સાલમાં હરિદ્વાર જવાનુ થયેલું. ત્યાં ગંગાસ્નાન કર્યા પછી એવી ઇચ્છા થઇ કે હરિદ્વાર જેવા પવિત્ર સ્થાનમાં જો કોઇ મહાત્માનાં દર્શન થાય તો ચિત્ત પવિત્ર થાય. તેવી ઇચ્છાથી ફરતા ફરતા અમે શેઠ. સુરજમલની ધર્મશાળામાં ગયા. ત્યાં એક કાશીના પંડિતની સાથે અક

સ્માત્ મેળાપ થતાં તેવા કોઇ મહાત્માનાં દર્શનની અભિલાષા જ-ન્માની. તો તેમણે એક મંદિરમાં કોઇ હંસરામ નામના બ્રાહ્મણને મળવાનું કહ્યું. તે ઉપરથી તેમની તપાસ કરી તેમને મળ્યા, અને ઉપરની ઇચ્છાનું નિવેદન કર્યું. તો તેમણે કહ્યું કે 'देखेगा तो बतावेगा." આશરે દોઢ કલાક બેઠા બાદ તેમના મકાનના બીજા ભાગમાંથી બે વ્યક્તિઓ બહારના ઓરડામાં આવીને બેઠી. પેલા બ્રાહ્મણ તેમની પાસે જઇ તેમને મુખવાસ આપી પાછા આવ્યા, અને તે બેમાંના એક તરફ દૃષ્ટિ કરી કહ્યું કે "ए बडा तपसी है". પરંતુ તેમને મળવાનું કાંઇ કહ્યું નહિ. તેથી વળી કલાક પછી વિનંતી કરી કે કોઇ મહાત્માનાં દર્શન કરાવો. તો ફરીથી તેવો જ ઉત્તર મળ્યો કે "देखेगा तो बतावेगा."

આખરે થાકીને ત્રણેક કલાકે ત્યાંથી ચાલવા માંડ્યું. જતાં "તપસી" જે સુતેલા હતા તે બેઠા થઇને સામું જોઇ રહ્યા, જાણ્યે એવી ઇચ્છા હોય કે આ માણસ કાંઇ પૂછે છે ? જવાની વૃત્તિ ચપળ થયેલી હતી, છતાં ઉભે ઉભે પ્રશ્ન કર્યો, તેના જવાબમાં તે તપસીએ જવાબ આપ્યો કે,—"जिस्की पास शान्ति नहि है ओ शान्ति किस तरेहसे देता है"–મતલબ કે કહેવાતા જે મહાત્માઓના હૃદયમાં શાન્તિ નથી, તે સામાને શાન્તિ શી રીતે આપી શકે ? જેની પાસે જે વસ્તુ હોય તે વસ્તુ બીજાને આપી શકે. આ શબ્દો કોઇ નિખાલસ દીલના અને શાન્ત મૂર્તિના હૃદયમાંથી નિકળેલા હોઇ સચોટ હૃદયમાં ઉતરી ગયા, અને તેમના ઉપર ભાવ ઉત્પન્ન થયો. પરંતુ વૃત્તિ ચપળ થયેલી હોવાથી સહેજ વાતચીત કરી અમે ત્યાંથી ચાલ્યા ગયા. પરંતુ મન તેમનામાં રહી ગયેલું, તેથી ત્રીજે દીવસે ફરીથી તેમને શોધી કાઢ્યા. પરંતુ તે વખતે આગલી મુલાકતના અમારા અવિનયને પરિણામે તે કંઇ બોલ્યા ચાલ્યા નહિ. તેથી વિનય પૂર્વક બોધ કરવાને તેમને વિનંતી કરી. એટલે બાળકની પેઠે હસતે મુખે ગીતાનાં બોધવચનો સંભળાવી ગૃહસ્થાશ્રમ ચલાવવા સલાહ આપી. તે દરમ્યાન તેમને પૂછ્યું કે "મહારાજ ! સિદ્ધ પુરૂષો છે ?" જવાબમાં પૂર્ણ ગંભિરતાથી અને ભાર મૂકીને "है" એટલું જ કહ્યું. પરંતુ તે વખતે તેમની મુખમુદ્રા એવી થઇ કે જાણ્યે ઠપકા સાથે એમ પૂછતા હોય કે "શું તે વાતમાં કંઇ સંદેહ છે ?" "તપસી"એ કરેલો આ બીજો સંસ્કાર હતો. આ તપસીને આ લખનારે ત્યાર પછી કદિ વિસાર્યા નથી.

અને તેમની સાથેનો પ્રસંગ ફક્ત બે જ વારનો હતો. પરંતુ જ્યારે જ્યારે તેમને સંભાર્યા છે, ત્યારે ત્યારે ચિત્ત શાન્ત થયું છે.

પરંતુ બીજી વારની મુલાકાત વખતે તે તપસીએ **હૃષિકેશ** જવાને કહ્યું. અને ઇચ્છા નહોતી છતાં તેમના વચન ઉપર શ્રદ્ધા બેસવાથી ત્યાં જવાનું મન કર્યું. ત્યાં તેમણે એક **હરિભજ** નામના બ્રહ્મચારીને મળવા કહેલું ત્યાં જઇ તેમનાં દર્શન કરી તેમની સાથેની વાતચિતમાં તેમણે પણ ગીતાનો જ બોધ દીધો. અને વાતચીતમાં ઠપકામાં કહ્યું કે—" **खडे खडे क्या ब्रह्मज्ञान मिलता हे ? इतना वर्षसे हम प्रयत्न करते हे तो भी हमकुं ब्रह्मज्ञान नहि मिला.** " મતલબ કે " તારો તો હજુ તેમાં પ્રયત્ન જ નથી, તો તને તે કેવી રીતે પ્રાપ્ત થાય ? " **આ ત્રીજો સંસ્કાર હતો.** આ બોધની આખરે પ્રસન્ન થઇ આ બ્રહ્મચારીએ આશીર્વાદ આપ્યો કે " એક લાખ ગાયત્રીજપ કરજે, તારૂં અંતઃકરણ શુદ્ધ થઇ જશે." પરંતુ અનુકુળતાના અભાવે તે બની શક્યો નહિ.

ત્યાર બાદ ધીમે ધીમે એવી વૃતિ થતી ગઇ કે આપણાં ધર્મશાસ્ત્રો શિખવામાં ન આવે તો આ જન્મ વૃથા જ ગયો કહેવાય, અને તે સિવાય કાંઇ પ્રાપ્ત થયું જ નથી, એવી વૃત્તિ ઉઠવા માંડી. આવી વૃત્તિ બે વરસ સુધી રહ્યા પછી આખરે એમ લાગ્યું કે ધંધો છુટવાનો નથી, અને ધંધામાંથી વરસ બે વરસ રજા લીધા વિના કોઇ મહાત્મા પાસે શાસ્ત્રોનો અભ્યાસ બનવાનો નથી. અને ખુશીથી તેવી રજા વકીલાતના ધંધામાં મળવાની નથી. આવી અકળામણ દરમ્યાન સંવત્ ૧૯૬૭ ના ચૈત્ર માસમાં એક **સન્યાસી** બીજા કેટલાક મહાત્મા સાથે ખેડામાં પધાર્યા. તેમનાં દર્શને જતાં તેમણે પૂછ્યું કે " કાંઇ શાસ્ત્ર વાંચવાનો અભ્યાસ રાખો છો ? " જવાબ, " ના ". " ત્યારે મનુષ્યદેહ પ્રાપ્ત કરી શું સાર્થક કર્યું ! '' આ શબ્દોની ઉંડી અસર થઇ. તેમણે " **પંચદશી** ' નામનો વેદાન્તગ્રંથ શિખવવાની ખુશી બતાવવા ઉપરથી ચાર પાંચ જણે તે શિખવાની શરૂઆત કરી. પરંતુ તેઓને રેવાજી જવાનું હોવાથી એક પ્રકરણ વંચાયા બાદ પાછા ખેડે આવવાનું કહી ત્યાં ગયા, અને ત્યાંથી ખેડે પાછા પણ પધાર્યા. પરંતુ દરમ્યાન કમનસીબે આ લખનારના પિતાશ્રી દેવલોક પામવાથી તે અભ્યાસ આગળ ચલાવી શકાયો નહિ, અને મહાત્માઓ અમદાવાદ પોતાને સ્થાને પધાર્યા.

**આ ચોથો અને છેવટનો સંસ્કાર હતો, અને તે બીજ રૂપ થયો.**

હૃદયમાં આવું પરિવર્તન ચાલતું હતું, દરમ્યાન તે જ(૧૯૬૭ની) સાલના શ્રાવણ વદી ૮-જન્માષ્ટમી-ના રોજ રાજ્યદ્રોહનો પોલીસ કેસ થવાથી ધંધામાંથી ઇચ્છેલો અવકાશ પરાણે પ્રાપ્ત થયો, અને ઉપર જણાવેલો ગાયત્રીજપ જેલમાં જ પૂર્ણ થયો. બાદ પ્રાપ્ત થયેલા અવકાશનો લાભ લઇ પુત્રના અભ્યાસને પ્રસંગે સંવત ૧૯૬૮ ની સાલમાં અમદાવાદ રહેવાનું બનવાથી ઉપરોક્ત **મહાત્મા** પાસે “ **પંચદશી** ” નો અભ્યાસ આગળ ચલાવવાની અનુકુળતા પ્રાપ્ત થઇ.

પરંતુ અમદાવાદ જવાનું બન્યું તે અરસામાં ખેડામાં એક **દયાનન્દ સ્વામી** નામના યોગી મહાત્મા પધારેલા. તેમણે કૃપા કરી પ્રાપ્ત થયેલી મુશ્કેલીમાંથી દૂર થવાનો ઉપચાર બતાવ્યો. તે બતાવતી વખતે તેમની તુંબડીમાં એક પછી એક, એમ બે જૂદા જૂદા દેખાવ જોવામાં આવ્યા. અને તે જ વખતે તે યોગી કહેતા હતા કે શ્રદ્ધા પૂર્વક કરજે. ઇંગ્રેજી ભણતરના પ્રતાપે “ભણેલા”ઓના હૃદયમાંથી શ્રદ્ધા ચાલી ગઇ છે તે તો જાણીતું છે. તેથી શ્રદ્ધા ઉત્પન્ન કરવાને માટે તે દેખાવો ઉત્પન્ન કર્યા હશે.

બાદ ઉપર જણાવ્યા પ્રમાણે અમદાવાદ જઇ **સ્વામીજી** પાસે પંચદશીનો અભ્યાસ શરૂ કર્યો, અને ૧૨ પ્રકરણ પૂરાં કર્યાં. દરમ્યાન ગુરૂશ્રીના આશીર્વાદથી અને મહાત્માઓની કૃપાથી પૂર્વ સ્થિતિ પ્રાપ્ત થતાં ફરીથી તેઓ સંવત ૧૯૬૯ના આસો માસમાં કઇ વેઠી ખેડે પધાર્યા, અને વિજયાદશમીને દિવસે પંચદશીનો અભ્યાસ પૂર્ણ થયો, તથા ગુરૂમુખથી **ગીતામૂળ** જાણી લીધું. ઇચ્છા હતી તો સદ્‌ગુરૂ મળ્યા, અને સંજોગ પણ પ્રાપ્ત થયો.

આ અભ્યાસનું ફળ **ગુરૂકૃપાથી** હવે જનસમાજની આગળ મૂકવાનું બની આવ્યું છે, જેમાં જ્ઞાન જ્ઞાન ગુરૂશ્રીનું છે, અને ભૂલ જણાય તો તે લખનારની જ સમજવી. પરંતુ ૧૯૬૭ના ચૈત્ર માસમાં જે બીજ રોપાયલું તેનું જ આ ફળ છે. તે વખતે તો સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે આ ગ્રન્થનો અભ્યાસ પૂર્ણ થશે; તો પછી તે અભ્યાસનું ફળ જનસમાજની સેવામાં મૂકવામાં આવશે તેની તો આશા જ ક્યાંથી રખાય ! છતાં ગુરૂકૃપા શું ન કરે ?

નવાઇની વાત તો એ જ છે કે આવા અદ્વિતીય જ્ઞાનીને આશરે વીસ વર્ષથી ધનાઢ્ય અમદાવાદમાં એક અજાણ્યા અન-ક્ષેત્રમાં પડી રહેવું પડયું છે, અને સમાજે તેમને ઓળખ્યા નથી; જો કે તેઓ આખો દિવસ સ્ત્રી કે પુરૂષ, બાળક કે વૃદ્ધ, ગૃહસ્થ કે સાધુ, જે કોઇ આવે તેને શાસ્ત્રાભ્યાસ કરાવવામાં જ પોતાનો સઘળો વખત નિર્ગમન કરે છે.

ત્રણ વર્ષની ઉમરથી તેમનાં નેત્રો ગયેલાં, છતાં શ્રુતિ, સ્મૃતિ, પુરાણાદિ સકળ વિદ્યા જેમને કંઠાગ્ર છે, અને આન્તર ચક્ષુ ખુલેલાં હોવાથી જેઓ "પ્રજ્ઞાચક્ષુ" એ નામથી ઓળખાય છે, તેવા બાહ્ય દૃષ્ટિ રહિત છતાં પ્રજ્ઞા રૂપી ચક્ષુ વાળા બ્રહ્મવેત્તાને જે અન્નક્ષેત્રે આજ સુધી આશ્રય આપેલો છે તે સંસ્થાના સ્થાપકના પુણ્યોદયનો તો પાર જ નથી. છતાં આવા અલભ્ય મહાત્માનો યોગ્ય સત્કાર તો રહ્યો, પરંતુ તેમનો લાભ પણ કોણ લે છે!

गुरवो बहवः सन्ति शिष्यवित्तापहारकाः ।
गुरवो विरलाः सन्तिः शिष्यसंतापहारकाः ॥

સંવત ૧૯૭૩ના વૈશાખ સુદી ૧૫, સોમવાર. } ભટ્ટ પુંજાભાઈ સોમેશ્વર.

# શ્રી વિદ્યારણ્ય સ્વામી.

તત્ત્વજ્ઞાનમાં મુખ્યત્વે જીવ, ઇશ્વર, અને પરમાત્માનું સ્વરૂપ તથા જગતનું તત્ત્વ શું છે, તે તથા તેનો સાક્ષાત્કાર કરવાના માર્ગનો સમાવેશ થાય છે. આ તત્ત્વજ્ઞાનના વિષયને હિંદુઓ વેદાન્ત કહે છે.

આ વેદાન્તવિષયમાં હિંદુઓના જૂનામાં જૂનાં શાસ્ત્રો વેદમાંના ઉપનિષદો છે, જેના કોઇ કર્તા નથી, અથવા તેને હિંદુઓ ઇશ્વરપ્રણીત માને છે. ઉપનિષદો પછી શ્રીવ્યાસજીનાં બ્રહ્મસૂત્રો, અને બ્રહ્મસૂત્રો ઉપર શ્રી શંકરાચાર્ય પ્રણીત શારીરક ભાષ્ય નામની ટીકા છે. વેદાન્તનો ઉપદેશ કરનાર આ ત્રણ ૧. ઉપનિષદો, ૨. બ્રહ્મસૂત્રો, અને ૩. શારીરક ભાષ્ય શાસ્ત્રો મુખ્ય છે.

આ વેદાન્ત અદ્વૈતતત્ત્વનું પ્રતિપાદન કરે છે, એટલે કે તે બ્રહ્મ સત્ય, જગન્મિથ્યા અને જીવબ્રહ્મની એકતાનો નિશ્ચય કરાવે છે. આ વેદાન્તતત્ત્વનો સાક્ષાત્કાર કરવાના બે માર્ગ છે:— ૧. જ્ઞાન અને ૨. યોગ માર્ગ. ખરી રીતે જ્ઞાન એ એક જ માર્ગ છે, એટલે કે તત્ત્વ શું છે તે શાસ્ત્રો દ્વારા બુદ્ધિપૂર્વક સમજી નિરન્તર આત્મવિચાર કરવાથી તેનો સાક્ષાત્કાર કરી શકાય છે. આત્મવિચાર વિના બીજો કોઇ માર્ગ નથી. પરંતુ કેટલાક માણસો જીજ્ઞાસુ હોવા છતાં બુદ્ધિની મંદતાને લીધે શાસ્ત્રો શિખવા તથા આત્મવિચાર કરવા શક્તિવાન નથી. તેવાઓને માટે ઇશ્વરે યોગ માર્ગ કહ્યો છે, જે માર્ગમાં બુદ્ધિનું કામ નથી, પરંતુ અમુક પ્રકારે ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરી ધ્યાન–સમાધિ–વડે ચિત્તની એકાગ્રતા દ્વારા બુદ્ધિને સૂક્ષ્મ કરવાથી આત્મજ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે. પરંતુ આ પ્રકારે બુદ્ધિ સૂક્ષ્મ થતાં છેવટે મહાવાક્યોના વિચાર રૂપી આત્મવિચાર તો કરવો જ પડે છે. પરંતુ આ ( યોગ ) માર્ગમાં એક વિક્ષેપ આવવાનો સંભવ છે, જેનાથી સંભાળ રાખવાની જરૂર છે. આ માર્ગ લેનારને સમાધિની અમુક દશા પ્રાપ્ત થતાં સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. આ સિદ્ધિઓ એક પ્રકારનો વૈભવ છે. તેમાં આસક્તિ થવાનો સંભવ છે. જો તેમ થાય તો તે જીજ્ઞાસુ તેટલેથી જ અટકી આત્મજ્ઞાન સુધી પહોચી શકતો નથી, અને યોગભ્રષ્ટ થાય છે. પરંતુ જ્ઞાન માર્ગમાં આ વિક્ષેપ નથી. ઉપરનાં કારણોથી જ્ઞાન જ મુખ્ય માર્ગ છે. અને તેથી જો કે વેદાન્તમાં

ઉપાસના-ધ્યાન-સમાધિ ( યોગ ) માર્ગ કહ્યો છે, પરંતુ જ્ઞાન-આત્મવિચાર-ને જ પ્રાધાન્યતા આપી છે,કેમકે આત્મવિચાર એ જ જ્ઞાન છે. અને તેને જ પંચદશીકર્તાએ પ્રાધાન્યતા આપી છે.

ઉપર કહ્યા પ્રમાણે આ તત્ત્વજ્ઞાનનાં મુખ્ય શાસ્ત્રો ઉપનિષદો (શ્રુતિ), બ્રહ્મસૂત્રો, અને શારીરક ભાષ્ય છે. પરંતુ ઘણાને તે સુગમ નથી, તેથી જીજ્ઞાસુઓને તત્ત્વજ્ઞાન ઘણી સરળતાથી સમજાવવા સારૂ તે શાસ્ત્રોનું સંદોહન કરી શ્રીવિદ્યારણ્યસ્વામીએ "પંચદશી" નામનો અપૂર્વ વેદાન્તગ્રંથ રચેલો છે. આ વિદ્યારણ્યસ્વામી કોણ હતા તે જાણવું જોઇએ.

તેમનું મૂળ નામ માધવ હતું. અને ઘણે ભાગે તેઓ માધવાચાર્ય નામથી પ્રસિદ્ધ છે. પૂર્વાશ્રમમાં તેઓ વિજયનગર રાજ્યના વીરબુક્ક નામના રાજાના મંત્રી, સેનાપતિ, તેમજ અગ્ર વિદ્વાન્ હતા, અને તે રાજ્ય સ્થાપવામાં સેનાપતિ તરીકે તેમણે ઘણી કુશળતા બતાવી હતી.તે અવસ્થામાં તેમણે શ્રુતિ સ્મૃતિ ઉપર અનેક ભાષ્ય રચ્યાં છે, અને તેથી તેમની વિદ્વત્તા ઘણી પ્રસિદ્ધિને પામી હતી, જેથી તેઓ 'વિદ્યારણ્ય"-વિદ્યાનું અરણ્ય-કહેવાતા હતા.

આખરે કંટાળી તેમણે સન્યાસ આશ્રમ ગ્રહણ કરેલો; અને "પંચદશીના" પહેલા શ્લોક ઉપરથી જણાય છે કે તેમને તે આશ્રમની દીક્ષા આપનાર ગુરૂ શ્રીશંકરાનન્દ હતા. સન્યાસાશ્રમ ગ્રહણ કર્યા પછી તેઓ દક્ષિણના શ્રીશૃંગેરી મઠના શ્રીશંકરાચાર્ય તરીકે સ્થાપિત થયેલા કહેવાય છે.

સંન્યાસાશ્રમ ગ્રહણ કર્યા પછી તેમણે સકળ વેદાન્તના સંદોહન રૂપી અને પોતાના અનુભવના સાર રૂપ "પંચદશી" નામનો આ ગ્રંન્થ રચેલો છે. અને કહે છે કે તે આશ્રમમાં બીજો કોઇ ગ્રંથ રચ્યો નથી. આ ગ્રંથ તેમણે ૧.શ્રુતિ ના આધારથી, ૨. યુક્તિ (અનુમાન)-બુદ્ધિના પ્રભાવથી, અને ૩. અનુભવ-પોતાના અનુભવથી તત્ત્વસિદ્ધિ કરી લખેલો હોઇ વેદાન્ત સંબંધી આર્યાવર્તમાં તે સર્વમાન્ય થયેલો છે.

તત્ત્વવેત્તાનું "સમલોષ્ટાશ્મકાંચન" એ એક મુખ્ય લક્ષણ છે. તત્ત્વવેત્તા લોષ્ટ, પથ્થર,અને સુવર્ણને સમાન-મિથ્યા સ્વરૂપ-જાણી તેની દરકાર નહિ કરતાં ત્રણેના પ્રત્યે સમાન વર્તન કરે છે. તે સંબંધી રાજાએ વિદ્યારણ્યસ્વામીની પરીક્ષા કરેલી, જે વાત આ.ગળ " વેદાન્ત

શું શિખવે છે ?" માં આપેલી હોવાથી અત્રે જણાવવાની જરૂર નથી. મતલબ કે તેઓના **વૈરાગ્યમાં** અને **જ્ઞાનમાં** કોઇ ખામી રહેલી નહોતી.

કહે છે કે "**પંચદશી**" નાં દશ પ્રકરણ લખ્યા પછી તેઓ **સમાધિસ્થ** થયેલા, અને તેથી છેલ્લાં પાંચ પ્રકરણ તેમના શિષ્ય **શ્રીભારતીતીર્થે** લખેલાં એવી પણ દંતકથા છે.

તેમના બાપદાદા રાજ્યગુરૂ હતા, અને ઉપર કહ્યા પ્રમાણે તેઓ પણ રાજાના વિદ્વાન્ મંત્રી હતા. શિકારપુર તાલુકાનો ઇ. સ. ૧૩૬૮ ની સાલનો પર્વત ઉપરનો એક શિલાલેખ મળી આવેલો છે, જે તેમની ( માધવની ) આજ્ઞાથી કરવામાં આવેલો. તે વખતે તેમની ઉમર આશરે ૫૫ વરસની હતી. તે સાલ પછી તેઓ **સંન્યાસી** થયાનું ધારવામાં આવે છે, અને સો કે સવાસો વર્ષની ઉમરે તેઓ સમાધિસ્થ થયાનું કહેવામાં આવે છે.

યુરોપીઅન સ્કોલરો **માધવ** ( વિદ્યારણ્ય ) અને **સાયન** બંને એક જ હતા એમ માને છે. પરંતુ બીજા **સંગમ** નામના રાજાના એક લેખપત્ર ઉપરથી તે વાત ખોટી ઠરે છે. પરંતુ **સાયન** અને **ભોગનાથ** નામના **માધવના** બે વિદ્વાન ભાઇઓ હતા.



# पंचदशीविषयक्रमः ॥



## ગ્રન્થાનુક્રમણિકા.

ૐ

## તત્ત્વાર્થપ્રકાશિકા સહિત

# શ્રીપંચદશી.

૧

### ઉપોદ્ઘાત.

**પ્રાણિમાત્રની ત્રણ સ્વાભાવિક વૃત્તિઓ અને જડભાવ; જીવનું સ્વરૂપ; જીવ પોતાના સ્વરૂપને નહીં જાણતો હોવાનું કારણ; "દશમા" નું દૃષ્ટાન્ત; ભ્રમનું કારણ—અવિચાર; જ્ઞાનનું કારણ-આત્મવિચાર; શોકમોક્ષ અને આનન્દપ્રાપ્તિ; મોક્ષનું સાધન-બ્રહ્મજ્ઞાન; ગુરુશાસ્ત્રની આવશ્યકતા; અધિકારિત્વ તથા સાધનો; પ્રથમ પગથીઉં-અંતઃકરણશુદ્ધિ; અંતઃકરણશુદ્ધિનું સાધન-નિષ્કામ કર્મ; બીજું પગથીઉં-વૈરાગ્ય; આત્મજ્ઞાનનો ઉપાય-આત્મવિચાર; ચિત્તની એકાગ્રતા; અધિકારીનાં લક્ષણ; વેદાન્તશાસ્ત્ર; સદ્ગુરુનાં લક્ષણ; આદર્શરૂપ સન્યાસીઓ; વેદાન્ત નિવૃત્તિજનક છે ?; વેદાન્ત જાણવાની આવશ્યકતા.**

**પ્રાણિમાત્રની ત્રણ સ્વાભાવિક વૃત્તિઓ.**

દરેક ચેતનમય વસ્તુ—પ્રાણી—ને ત્રણ સ્વાભાવિક વૃત્તિ યા ઇચ્છાઓ છેઃ—(૧) નિત્ય હોવાની-જીવવાની-ઇચ્છા, (૨) જાણવાની ઇચ્છા, અને (૩) સુખી રહેવાની ઇચ્છા. પ્રાણીની કોઇ પણ ઇચ્છા આ ત્રણમાંની કોઈ એકમાં અંતર્ગત છે એમ વિચાર કરતાં જણાશે.

(૧) મરવાની ઇચ્છા જંતુ સુદ્ધાંતને નથી, સર્વને હમેશાં જીવવાની વૃત્તિ છે. (૨) કાંઇ ને કાંઇ જાણવાની વૃત્તિ સર્વને છે. પશુ, પક્ષિ, આદિ સર્વને ખાવું પીવું વિગેરે ભોગની ઇચ્છા જે વખતે હોતી નથી તે વખતે આમ તેમ જોવાની—આ શું છે તે જાણવાની—કુદરતી વૃત્તિ હોય છે. (૩) ઉપરની બે વૃત્તિ સિવાયની બાકીની

સર્વ વૃત્તિઓ ત્રીજી-સુખી થવાની-વૃત્તિમાં આવી જાય છે. કોઇને પણ દુ ખી થવાની વૃત્તિ નથી. સર્વને-જંતુ માત્રને-કોઇ પણ પ્રકારે કોઇ પણ જાતનું સુખ મેળવવાની સ્વાભાવિક વૃત્તિ રહેલી છે. અને તે અર્થે જ સર્વ પ્રવૃત્તિઓ કરવામાં આવે છે.

**જડભાવ.**

આ ત્રણ ભાવ ઉપરાંત જગત્માં એક ચોથો ભાવ છે, અને તે જડભાવ છે, જેવો કે શરીરાદિનો.

પ્રથમની ત્રણ વૃત્તિઓ-ભાવ-ચેતન વસ્તુઓના છે, અને ચોથો જડભાવ અચેતન શરીર, શિલા, આદિ વસ્તુઓનો છે.

**જીવનું સ્વરૂપ.**

પ્રાણીઓના આ ત્રણ ભાવ (વૃત્તિઓ)—(૧) નિત્ય હોવાનો, (૨) જાણવાનો, અને (૩) આનંદ પામવાનો દરેક જીવને સ્વાભાવિક હોવાથી તે તેનું સ્વરૂપ છે. તેથી દરેક જીવનું સ્વરૂપ (૧) **સત્** (નિત્ય હોવું) (૨) **ચિત્** (જ્ઞાન), અને (૩) **આનંદ**.-સુખ-રૂપ, એટલે સચ્ચિદાનંદ રૂપ છે. અને શરીરાદિનો જે જડભાવ તે જીવનું સ્વરૂપ નથી, પરંતુ માયાશક્તિનું છે.

જીવ માત્ર જ્યાં સુધી પોતાનું ખરૂં-આનન્દ-સ્વરૂપ જાણતો-અનુભવતો-નથી, ત્યાં સુધી, સુખ પ્રાપ્ત કરવાની પોતાની સ્વાભાવિક વૃત્તિ હોવાથી, સુખને સંસારના માયિક પદાર્થોમાં શોધે છે, અને તેથી દુઃખી થાય છે, કેમકે સાંસારિક પદાર્થો સુખસ્વરૂપ નથી, પરંતુ માયિક હોવાથી જડરૂપ-દુઃખરૂપ-છે.

ખરો આનન્દ જે પોતાના આત્મામાં રહેલો છે તેને શોધવાને બદલે તેને બીજે-સંસારમાં-શોધવાની વ્યર્થ કોશીશ કરે છે, તેથી આખરે દુઃખી થાય છે.

**જીવ પોતાના સ્વરૂપને નહિ જાણતો હોવાનું કારણ.**

પરંતુ જ્યારે આત્માનું ખરૂં-સચ્ચિદાનન્દ-સ્વરૂપ સ્પષ્ટ છે, તો દરેક જીવ તેને કેમ અનુભવી શકતો નથી? તેનું કારણ કેઃ—

संसारासक्तचित्तः संश्चिदाभासः कदाचन ।
स्वयंप्रकाशकूटस्थं स्वतत्त्वं नैव वेत्त्ययम् ॥ पंच० ७-२९.

અનાદિ અવિદ્યાને વશ થઇને વિષયસંપાદનાદિના ધ્યાનમાં-વિચારમાં-હમેશાં આસક્ત રહેલો હોવાથી શ્રુતિનો વિચાર કર્યા પહેલાં જીવ ( **ચિદાભાસ** ) પોતાના સ્વપ્રકાશ ચિદ્રૂપને ઓળખી શકતો નથી.

જ્યાં સુધી જીવનું લક્ષ પોતાના સ્વરૂપ તરફ નહીં રહેતાં બાહ્ય પદાર્થોમાં ચોટેલું રહે છે, ત્યાં સુધી પોતાના સ્વરૂપ તરફ દુર્લક્ષ હોઇ તે તેને ઓળખી શકતો નથી, કેમકે તે તરફ તેનું લક્ષ જ નથી. જે વસ્તુને જાણવી હોય તેની તરફ લક્ષ કર્યા વિના તે જાણી શકાય જ નહીં તે કહેવાની જરૂર નથી.

પરંતુ જો આત્માનું સચ્ચિદાનંદ સ્વરૂપ સ્પષ્ટ-સ્વપ્રકાશ-છે, તો તે વિના પ્રયત્ને દેખાવું જ જોઇએ. છતાં તે કેમ દેખાતું નથી ?

તેનું કારણ ભ્રાન્તિ-ભ્રમ-છે, તેનું કારણ અવિચાર-પોતે કોણ છે તેના વિચાર રહિતપણું-તે છે. તે કેવી રીતે તે નીચેના દૃષ્ટાન્તથી સમજાશે.

**“ દશમા ” નું દૃષ્ટાન્ત.**

કોઇ એક દશ માણુસો કોઇ ગામ જતા હતા. માર્ગમાં નદી આવી, તે ઉતરી પાર ગયા. પછી તેમાંના કોઇને વિચાર થયો કે દશે જણુ નદી ઉતરી પાર આવ્યા છે કે તેમાંનો કોઇ નદીમાં તણાઇ ગયો છે ? તે નક્કી કરવા સારૂ તેણે બધાને એક હારમાં ઉભા રાખી ગણી જોયા, તો નવ થયા. એટલે દશમો માણુસ ડુબી ગયો, એમ માની પોતે રડવા લાગ્યો. આ વખતે તેને પોતાના-ગણુનારના-તરફ લક્ષ નહીં રહેવાથી ભ્રાન્તિને લીધે તે રડે છે; જો કે પોતે ( દશમો ) હાજર-સ્પષ્ટ-છે, પોતે પોતાને-દશમાને-દેખે છે, છતાં પોતે “ દશમો ” છે એમ જોતો જાણુતો-નથી.

તેવી જ રીતે જીવ પોતાના સ્વપ્રકાશ સચ્ચિદાનન્દ સ્વરૂપને હમેશાં દેખતો છતાં તેનું લક્ષ બીજા-સંસાર-તરફ હોવાને લીધે પોતે પોતાને-સચ્ચિદાનંદ સ્વરૂપને-ઓળખતો નથી. કારણુ કે જેવી રીતે, જ્યાં સુધી દશમાનું લક્ષ બાકીના નવ માણુસો તરફ જ હતું અને પોતાના તરફ ન થયું ત્યાં સુધી તે પોતે “ દશમો ” છે એમ જાણી શક્યો નહીં; તેવી જ રીતે જ્યાં સુધી આ જીવ પોતાના ખરા સ્વરૂપનો વિચાર નહીં કરતાં ભ્રમને લીધે દેહાદિને પોતાનું સ્વરૂપ માની લે છે, ત્યાં સુધી પોતે દેહાદિ રૂપ નહીં, પરંતુ દેહા-

દિથી જૂદો ( દેહાદિની અંદર તેમજ બહાર ) સચ્ચિદાનંદ રૂપ છે, એમ જાણી શકતો નથી.

**ભ્રમનું કારણ અવિચાર.**

જેવી રીતે દશમો માણસ વિચાર કર્યા વિના "દશમો (પોતે) ડુબી મુઓ" એમ માની લઇ રડે છે, તેવી જ રીતે જીવ પણ વિચાર નહીં કરવાથી પોતાનું સચ્ચિદાનન્દ સ્વરૂપ ભૂલી જઇ પોતાને દેહાદિ રૂપ માની લઇ દેહાદિના સુખ દુઃખથી પોતાને સુખી દુઃખી માને છે.

**જ્ઞાનનું કારણ-આત્મવિચાર.**

પરંતુ જયારે માર્ગે જનાર કોઇ વિચારવાન પુરૂષે દશમાને રડવાનું કારણ પૂછતાં યથાર્થ સ્થીતિ જાણી લેઇ તેને કહ્યું કે "દશમો ડુબી ગયો નથી, પરંતુ જીવે છે; અને વિચાર કરીને જો કે તે તું છે," ત્યારે વિચાર કરી જોતાં પોતે પોતાને "દશમો" જાણ્યો અને તેની ભ્રાન્તિ ઉડી ગઇ, જો કે તે પહેલાં પણ પોતે પોતાને દેખતો છતાં પોતે "દશમો" છે એમ જાણી શકયો નહોતો. તેવી જ રીતે જયારે કોઇ આત્મદર્શી પુરૂષ ગુરૂ તરીકે પ્રાપ્ત થાય અને તે ગુરૂના કહેવા પ્રમાણે જીવ વિચાર કરી જુએ કે તે પોતે દેહાદિરૂપ નથી, પરંતુ દેહની અંદર રહેલા સચ્ચિદાનન્દ આત્મરૂપ છે, ત્યારે "તે જ તું છે" એવું બતાવીને જે વખતે ગુરૂ કહે તે વખતે તેને આત્મસ્વરૂપનું જ્ઞાન થાય, અને પોતે પોતાને ઓળખે.

**શોકમોક્ષ અને આનન્દપ્રાપ્તિ.**

વળી જેમ પેલો દશમો માણસ જીવતો છે એમ જાણી રડવું છોડી દઇ હર્ષ પામે છે, તેમ જીવ પણ પોતાના આનન્દ સ્વરૂપને જાણવાથી સંસારરૂપી શોકને છોડી દે છે, અને આત્માનન્દ-બ્રહ્માનન્દ-જે નિત્યવસ્તુ છે તેને અનુભવે છે અને ફરીથી સાંસારિક દુઃખ પામતો નથી. આને જ મોક્ષ કહે છે.

આ દૃષ્ટાન્ત ઉપરથી સમજાશે કે અવિચારથી થયેલા ભ્રમને લીધે જીવ પોતાના સ્વપ્રકાશ આનન્દ સ્વરૂપને ઓળખતો નથી. અને વળી એમ પણ માલૂમ પડશે કે મોક્ષ એટલે પરમ સુખની પ્રાપ્તિનું કારણ આત્મજ્ઞાન-બ્રહ્મજ્ઞાન-છે, અને આત્મજ્ઞાનનું કારણ આત્મવિચાર છે; અને આ આત્મવિચારનો પ્રતિબંધ ઉપરના શ્લોકમાં કહ્યા પ્રમાણે સંસારમાં જીવની આસક્તિ, એ છે. તેથી સં-

**સાર ઉપરની આસક્તિ રૂપી પ્રતિબંધ દુર કર્યા વિના આત્મવિચારનો સંભવ નથી.** અને આ જ્ઞાન મેળવવું એ જીંદગીનો પરમ હેતુ છે.

તો આ જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત થાય? તેનો વિચાર કરવો જોઇએ. તેમ કરતા પહેલાં અત્રે કહેવું જોઇએ કે તે જ્ઞાન શ્રદ્ધાપૂર્વક ગુરૂ અને શાસ્ત્રનો ઉપદેશ લેવાથી જ પ્રાપ્ત કરી શકાય, બીજી રીતે નહીં.

**ગુરૂશાસ્ત્રની જરૂર.**

ગણિતશાસ્ત્ર શીખવું હોય તો તે શાસ્ત્ર સહિત તે શાસ્ત્ર જાણનાર શિક્ષક પાસે જવું જોઇએ, તેની પાસેથી તે શાસ્ત્રની રીતિઓ સમજવી જોઇએ, તેના કહેવા ઉપર ભરોસો રાખવો જોઇએ, અને બતાવે તે રીતિ ગણી જોવી જોઇએ. પરંતુ તેના કહેવા ઉપર ભરોસો રાખીએ નહીં, અને રીતિ સમજવા અને તે પ્રમાણે હિસાબ ગણવા પ્રયત્ન કરીએ નહીં, તો ગણિતશાસ્ત્ર શિખાય નહીં.

પાણી શાનું બનેલું છે તે જાણવા તથા પ્રયોગથી સિદ્ધ કરવા રસાયન શાસ્ત્રી પાસે જવું જોઇએ. જે જગાએ જઇ શકાય નહિ તેવી જગાનું અંતર કાઢવાની રીતિ જાણવી હોય તો ટ્રીગનોમેટ્રી (ત્રિકોણમિતિ) નું શાસ્ત્ર જાણનાર પાસે જવું જોઇએ.

વળી કોઇ અભણ માણસ ટ્રીગનોમેટ્રીના સિદ્ધાંતો શીખવા તે શાસ્ત્રના પ્રોફેસર પાસે જશે તો તે પ્રોફેસર તેને શો જવાબ આપશે? જ્યાં સુધી તે માણસ ગણિત, બીજ ગણિત, ભૂમિતિ આદિ જાણતો નથી, ત્યાં સુધી તેને ટ્રીગનોમેટ્રી કેવી રીતે આવડે? માટે તેને તે વિષયો પ્રથમ શીખીને આવવા કહેશે.

માટે શીખવાની યોગ્યતા, શાસ્ત્ર, ગુરુ, અને ગુરુનાં વચન ઉપર શ્રદ્ધાની જરૂર છે. વિશેષ તે વિષય શીખવાની જીજ્ઞાસા જોઇએ. વિષય ઉપર જ અભાવ હોય તો કેવી રીતે શીખાશે?

**અધિકારિત્વ તથા સાધનો.**

તેવી જ રીતે આત્મજ્ઞાન શીખવાને (૧) અધિકારિત્વ—યોગ્યતા (સાધનચતુષ્ટયસંપન્નત્વ), (૨) આત્મજ્ઞાન પામેલા તત્ત્વવેત્તાએ લખેલું શાસ્ત્ર, (૩) તેનું શાસ્ત્ર જાણનાર અને આત્મજ્ઞાન પામેલા સદ્ગુરુ, (૪) તેવા શાસ્ત્ર અને ગુરુના વચન ઉપર શ્રદ્ધા, અને (૫) શાસ્ત્ર અને ગુરુએ બતાવેલા માર્ગને અનુસરવું—તે માર્ગે જવાનો પ્રયત્ન—એટલાની જરૂર છે.

ત્યારે આત્મજ્ઞાનના અધિકારીનાં લક્ષણુ શાં ? પ્રથમ તો મોક્ષ મેળવવાની તીવ્ર આકાંક્ષા થવી જોઇએ. પરંતુ જેને સાંસારિક અનિત્ય સુખનો ત્યાગ કરવાની વાત રુચે તેમ નથી તેને મોક્ષની ઇચ્છા કેવી રીતે થાય ? માટે આત્મજ્ઞાનીઓ તથા શાસ્ત્રો એકે અવાજે કહે છે કે સાંસારિક સુખની વાસનાવાળો માણસ મોક્ષના સાધન રૂપ આત્મજ્ઞાનનો અધિકારી નથી. જેનું મન સંસારનાં અનિત્ય સુખ મેળવવાની ઇચ્છા અને પ્રયત્નોમાં લુબ્ધ થયું છે તેને આત્મજ્ઞાનની આકાંક્ષા કેવી રીતે થાય ? તેમાંથી તેનું મન નીકળી શકે જ કેમ ? અને આત્મજ્ઞાન જે મોક્ષનો ઉપાય છે તેનો વિચાર તેને કેવી રીતે સુઝે ? હાલમાં ચાલતું યુરોપીય મહાયુદ્ધ વિશેષ લંબાવાથી તેમાં પડેલી પ્રજાઓનો નાશ છે એમ જાણ્યા છતાં લોભને લીધે એકદમ તે છોડી શકાતું નથી. સંસાર તેવો જ છે. પરંતુ તે મનમાંથી છોડ્યા વિના-વૈરાગ્ય વિના-આત્મવિચાર બને નહિ, અને આત્મવિચાર વિના આત્મજ્ઞાન થાય નહિ, અને આત્મજ્ઞાન વિના મોક્ષ નથી, તેવો વેદાંતનો નિશ્ચય છે. તેટલા માટે કહ્યું છે કેઃ—

संगी हि बाध्यते लोके, निःसंगः सुखमश्नुते
तेन संगः परित्याज्यः सर्वदा सुखमिच्छता ॥पंच० ६–२७४.

સંસારમાં જેને સંગ છે—જેનું મન સંસારમાં આસક્ત છે—તે જ બંધનનું દુઃખ ભોગવે છે, અને સંગ—આસક્તિ—રહિત પુરુષ સુખ ભોગવે છે. સુખની ઇચ્છાવાળાએ સંસાર ઉપરનો સંગ છોડવો જોઇએ, કેમકે સંગ જ દુઃખનું મૂળ છે. તેથી ઉલટું કહ્યું છે કેઃ—

समासक्तं यथा चित्तं जंतोर्विषयगोचरे ।
यद्येवं ब्रह्मणि स्यात्तत्को न मुच्येत बन्धनात् ॥पंच० ११–११५.

જેવી લાગણીથી પ્રાણીનું ચિત્ત સાંસારિક વિષયોમાં તલ્લીન થયેલું રહે છે. તેટલી જ લાગણીથી જો ચિત્ત આત્મા—બ્રહ્મ—માં લાગેલું રહે, તો બન્ધનથી કોણ મુક્ત ન થાય ? મતલબ કે વિષયોને છોડીને જો મન આત્મામાં તલ્લીન થાય તો જ આત્મજ્ઞાન થાય, અને આત્મજ્ઞાનથી આત્માનંદ અનુભવે અને સંસારનાં બન્ધનોથી મુક્ત થાય.

**પ્રથમ પગથીઉં- અંતઃકરણશુદ્ધિ.**

પરન્તુ બ્રહ્મજ્ઞાનીઓ કહે છે કે બ્રહ્મજ્ઞાન માટે પ્રથમ પગથીઉં અંતઃકરણની શુદ્ધતા—કામ ક્રોધાદિની વાસના રહિત થવું તે—છેઃ—

चित्तस्य हि प्रसादेन हन्ति कर्म शुभाशुभम् ।
प्रसन्नात्मात्मनि स्थित्वा सुखमक्षय्यमश्नुते ॥ पंच० ११–११४.

ચિત્તની શુદ્ધતાથી સર્વ સંચિત પુણ્યપાપ (જન્મ આપનાર) નાશ પામે છે, અને તેવો જીવ આત્મરૂપે સ્થિતિ પામીને અક્ષય સુખ ભોગવે છે.

હવે આ અંતઃકરણશુદ્ધિ એટલે શું? અને તેનો હેતુ શો? અંતઃકરણ શુદ્ધિનો અંતઃકરણ શુદ્ધિ એટલે મનનું વાસના રહિત માર્ગ-નિષ્કામ કર્મ. થવું તે-મનનું નિષ્કામ થવું તે.

विहाय कामान्यः सर्वान्पुमांश्चरति निःस्पृहः ।
निर्ममो निरहंकारः स शान्तिमधिगच्छति ॥ गीता. २–७१.

શાસ્ત્રવિહિત નિષ્કામ કર્મ કર્યા વિના માણસને નૈષ્કર્મ્ય પ્રાપ્ત થતું નથી. તેમ જ વળી કહે છે કે સંન્યસન-કર્મત્યાગથી અંતઃકરણની શુદ્ધિ ( સિદ્ધિ ) મળતી નથી. માટે નિષ્કામ કર્મ કરવું જોઈએ.

વળી શ્રીમદ્ ભગવદ્ ગીતામાં કહ્યું છે કેઃ—

नह्यसंन्यस्तसंकल्पो योगी भवति कश्चन ॥ ६. २. ॥

કર્મનાં ફળની ઇચ્છાના સંકલ્પનો જેણે ત્યાગ કર્યો નથી તે નિષ્કામ કર્મયોગી થઈ શકતો નથી. વળીઃ--

आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ।
योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥गीता ६. ३.॥

જેનું અંતઃકરણ શુદ્ધ થયું નથી તેને માટે નિષ્કામ કર્મયોગ છે. પરંતુ નિષ્કામ કર્મયોગવડે જે યોગારૂઢ થયો છે—જેનું અંતઃકરણ શુદ્ધ થયું છે—તેને માટે કર્મસન્યાસ સહિત શમ કહ્યો છે, કારણ કે કર્મસંન્યાસ વિના મનની શાન્તિ રહી શકે નહિ, અને મનની શાન્તિ વિના આત્મચિન્તન બને નહિ.

પરન્તુ. संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः । गीता ॥५.६.

આ કર્મસંન્યાસ નિષ્કામકર્મયોગ વિના પ્રાપ્ત થઈ શકતો નથી; કારણ કે કરેલા કર્મનું ફળ મેળવવાની ઇચ્છા રાખ્યા વિના કર્મ કરવામાં આવે તો જ અંતઃકરણ નિષ્કામ થતું જાય છે, અને

તેટલે દરજ્જે મનનો વાસનારૂપી મેલ ધોવાતો જાય છે. નિષ્કામવૃત્તિથી એક કામ કર્યું તેટલા પૂરતું મન ધોવાયું. વિશેષ કરવાથી વિશેષ ધોવાય. જેવી રીતે એક જાતની ભોગ્યવાંછનાનો ત્યાગ કરવાથી મન તે વાંછના રહિત થાય, તેવીજ રીતે બધી વાંછનાઓના ત્યાગ સહિત દરેક કામ કરવાથી સંપૂર્ણ શુદ્ધિ થાય. અને મનનું આ વાસનારહિત થવું તે જ અંતઃકરણશુદ્ધિ અથવા નિષ્કામતા છે. આ પ્રમાણે મન સંપૂર્ણ નિષ્કામ થતાં—સાંસારિક સુખની કોઇપણ ઇચ્છા નહિ રહેતાં—મનની બાહ્ય પ્રવૃત્તિ બંધ થશે, અને માણસ વિના પ્રયત્ને ઉપર કહેલો કર્મસંન્યાસ પ્રાપ્ત કરી આત્મજ્ઞાનનો અધિકારી બનશે.

આ અંતઃકરણશુદ્ધિ અથવા નિષ્કામકર્મયોગમાં ચિત્તની આરૂઢતા થવી, તેનુ લક્ષણ શું તે શ્રીભગવદ્‌ગીતામાં નીચે પ્રમાણે કહ્યું છે:—

यदा हि नेन्द्रियार्थेषु न कर्मस्वनुषज्जते ।
सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥ ६. ४. ॥

જ્યારે પુરુષનું ચિત્ત ઇંદ્રિયોના વિષયોમાં તેમ જ કર્મમાં સંબંધ—આસક્તિ—રહિત થાય છે, તથા સર્વ કર્મોનું ફળ મેળવવાના સંકલ્પ રહિત થાય છે, ત્યારે તે પુરુષ યોગારૂઢ (નિષ્કામકર્મયોગારૂઢ) કહેવાય છે.

અંતઃકરણ શુદ્ધિ પછી બીજું પગથીઉં વૈરાગ્ય છે. એકવાર

**બીજું પગથીઉં —વૈરાગ્ય.**

અંતઃકરણ શુદ્ધ થયા પછી આત્મજ્ઞાન મેળવવાનો પ્રયત્ન નહિ કરતાં સંસાર સાથે સંબંધ રાખવામાં આવે તો, આત્મજ્ઞાન થયેલું નહિ હોવાથી, તેને ફરીથી સંસારની વાસના થવાનો સંભવ છે, કેમકે હજુ આત્મજ્ઞાન થયેલું નહિ હોવાથી સંસાર માયિક—મિથ્યા—છે તેવો અનુભવ થયો નથી. તેટલા માટે વૈરાગ્યની જરૂર છે, કે જેથી ફરીથી મન સંસારમાં લુબ્ધ થઈ મલિન થાય નહિ. વૈરાગ્ય ઉત્પન્ન થવામાં હેતુ (કારણ) શો છે, વૈરાગ્યનું સ્વરૂપ શું, અને તેનું (વૈરાગ્યનું) કાર્ય—પરિણામ—શું તે નીચેના શ્લોકમાં સારી રીતે કહેવામાં આવ્યું છે:—

दोषदृष्टिर्जिहासा च पुनर्भोगेष्वदीनता ।
असाधारणहेत्वाद्या वैराग्यस्य त्रयोऽप्यमी ॥ पंच० ६. २७८.

સાંસારિક પદાર્થોમાં દોષદૃષ્ટિ થવાથી વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. અંતઃકરણ એકવાર શુદ્ધ થયા છતાં પણ સંસાર ઉપર દોષ દૃષ્ટિ કરવી, કારણ કે દોષદૃષ્ટિ એ વૈરાગ્યનું કારણ-હેતુ-છે. વૈરાગ્યનું સ્વરૂપ જિહાસા એટલે " સાંસારિક પદાર્થોને તજવાની ઇચ્છા " એ છે. અને ફરીથી ભોગ ભોગવવામાં થતી દીનતા ન થવી તે વૈરાગ્યનું કાર્ય એટલે પરિણામ છે. ભોગ્ય પદાર્થ મેળવવામાં માણસને કેટલી દીનતા રાખવી પડે છે તે કહેવાની જરૂર નથી. પરંતુ વૈરાગ્ય ઉત્પન્ન થયા પછી તે દીનતા રહેતી નથી.

**આત્મજ્ઞાનનો ઉપાય-આત્મ વિચાર.**

સાંસારિક પદાર્થોના દોષોનું મનન કરવાથી તે હમેશને માટે તજવાની ઇચ્છા—વૈરાગ્ય-ઉત્પન્ન થશે. એટલે સાંસારિક પદાર્થોમાંથી મન પાછું વળશે. એટલેથી જ અટકવાનું નથી. સાંસારિક વાસના અને તેના વિષયોના મનનમાંથી પાછા વળેલા મનને આત્મવિચારમાં રોકવું જોઇએ. નહીં તો મનને તેનો ખોરાક-મનન કરવાનો અન્ય વિષય-નહીં મળતાં તે પાછું સાંસારિક પદાર્થો તરફ દોડવાનો સંભવ રહે છે. માટે તેને આત્મજ્ઞાન તરફ વાળવું જોઇશે. અને તેનો ઉપાય આત્મવિચાર છે. આ ઉપરથી જણાશે કે અધિકારિત્વ પ્રાપ્ત કરી ગુરૂશાસ્ત્રના ઉપદેશ પ્રમાણે આત્મવિચાર કરવો એ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાનો ઉપાય છે.

**ચિત્તની એકાગ્રતા.**

પરંતુ મનની એકાગ્રતા વિના આત્મવિચાર બની શકતો નથી. મન જો અન્ય વિષયોમાં વ્યગ્ર રહે તો ચિત્ત એકાગ્ર થઇ શકે નહીં, અને તેથી આત્મવિચારમાં તત્પર થાય નહીં, કારણ કે ચિત્તની શાન્તિ વિના વિચારનો પ્રવાહ નિરંતર રહેતો નથી.

**અધિકારીનાં લક્ષણ.**

માટે પ્રથમ અધિકારી બનવું જોઇએ. શાસ્ત્રે અધિકારીને સાધનચતુષ્ટયસંપન્ન કહ્યો છે. આ સાધનચતુષ્ટય નીચે પ્રમાણે છેઃ—

૧ વિવેક-સત્ અને અસત્ વસ્તુનો વિચાર, ૨ વૈરાગ્ય ( વિવેકથી-સત્ અસત્‌ના વિચારથી-અસત્ વસ્તુ ઉપર દોષદૃષ્ટિ થતાં વૈરાગ્ય પ્રાપ્ત થાય છે, ૩ ષટ્સંપત્તિ ( ૧ શમ, ૨ દમ, ૩ ઉપરતિ, ૪ તિતિક્ષા, ૫ શ્રદ્ધા, અને ૬ સમાધાન ), અને ૪ મુમુક્ષુત્વ.

(૧) શાસ્ત્રોના અભ્યાસથી અને સત્સમાગમથી વિવેક બુદ્ધિ ઉત્પન્ન થાય છે. (૨) વિવેક બુદ્ધિથી એટલે સત્ શું છે અને અસત્ શું છે તેનો વિચાર કરવાથી એક આત્મા જ સત્ છે, અને જગત્ અસત્-મિથ્યા-છે, એવો નિશ્ચય થવાથી દોષદૃષ્ટિ થતાં વૈરાગ્ય પ્રાપ્ત થાય છે; (૩) વૈરાગ્યથી શમ-મનની શાન્તિ, શમથી દમ-ઇંદ્રિયનિગ્રહ, દમથી ઉપરતિ-વ્યવહારનો ઉપરામ, ઉપરતિથી તિતિક્ષા-ટાઢ તાપની સહનશક્તિ (શરીરની દરકાર નહીં રહે-વાથી થાય છે), પછી શ્રદ્ધા-ગુરૂ અને શાસ્ત્રના વચન ઉપર શ્રદ્ધા, ને પછી સમાધાન-મનની લક્ષ્યમાં (બ્રહ્મમાં) એકાગ્રતા થાય છે, આ ષટ્સંપત્તિ; અને (૪) એ પ્રમાણે ષટ્સંપત્તિ પ્રાપ્ત થતાં મોક્ષની આકાંક્ષા-મુમુક્ષુત્વ-પ્રાપ્ત થાય છે. અને મોક્ષની ઇચ્છા થયા પછી આત્મવિચાર બની શકે છે. મોક્ષની ઇચ્છા થયા વિના તેને માટે કોઈ પ્રયત્ન કરે જ નહીં. માટે સાધનચતુષ્ટયસંપન્ન (અધિ-કારી) બની આત્મવિચાર કરવો જોઇએ, કારણ કે આત્મવિ-ચારથી બ્રહ્મજ્ઞાન થાય છે, અને બ્રહ્મજ્ઞાન વિના મોક્ષનો કોઇ ઉપા-ય જ નથી. માટે પંચદશીમાં કહ્યું છે કે:—

तमेव विद्वानत्येति मृत्युं पन्था न चेतर:
ज्ञात्वा देवं पाशहानि: क्षीणै: क्लेशैर्न जन्मभाक् ॥ ११.८.

**વેદાન્ત શાસ્ત્ર.**

હવે આ આત્મવિચારનું સ્વરૂપ શું છે તે દર્શાવનારાં અનેક શાસ્ત્રો છે. તે પૈકી એક વેદાન્તશાસ્ત્ર છે. આ વેદાન્તની પ્રક્રિયા "પંચદશી" નામના ગ્રંથમાં શ્રુતિ, યુક્તિ અને અનુભવ પૂર્વક શૃંગેરી મઠના એક શંકરાચાર્ય શ્રી વિદ્યારણ્ય સ્વામીએ ઘણી ઉત્તમ અને સરલ રીતે આપેલી હોવાથી જિજ્ઞાસુને તે (વેદાન્ત) શાસ્ત્રમાં અભિમુખ કરવાના હેતુથી તે ગ્રંથમાંથી વેદાન્તનો અર્થ અત્રે આપ-વાનો યત્ન કરવામાં આવ્યો છે.

ઉપર કહ્યા પ્રમાણે જેને સંસાર ઉપર કંઇક ગ્લાનિ આવી હૃદયમાં આત્મજ્ઞાનની જિજ્ઞાસા ઉત્પન્ન થએલી હોય તેને માટે વેદા-ન્તશાસ્ત્ર છે. પરંતુ જે માણસનું હૃદય હજુ સુધી સંસારનું વિષય સુખ પ્રાપ્ત કરવામાં તલ્લીન રહેલું છે તેને તો તે વાત વિષ સમા-ન જ લાગશે, કારણ કે તેને મન જે વસ્તુ હાલ તો પ્રિય છે એવું જે વિષય સુખ તે છોડવાની વાત જ તે સાંભળી શકે તેમ નથી.

તેવાઓને માટે તો શાસ્ત્રે પુણ્યના સકામ માર્ગ જ કહેલા છે. પરંતુ જેનું હૃદય નિષ્કામ માર્ગ પર વળેલું છે તેવાને આ શાસ્ત્રના વિચારથી જરૂર લાભ થયા વિના રહેનાર નથી. તેને તો વેદાન્તવિચારથી હૃદય નિષ્કામ માર્ગમાં દૃઢ થઇ અંતઃકરણશુદ્ધિ દ્વારા સાંસારિક સુખ અનિત્ય અને માયિક લાગી તેમાં વૈરાગ્ય બુદ્ધિ ઉત્પન્ન થઇ આત્મચિંતનમાં પ્રવૃત્તિ થયા વિના રહેશે નહીં.

**સદ્ગુરૂનાં લક્ષણ.** પરંતુ તે માટે ગુરૂ દ્વારા શાસ્ત્ર શિખવાની—સમજવાની—પ્રથમ જરૂર છે. તે ગુરૂ કેવા જોઇએ ? શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું છે કે:—

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥ ४. ३४. ॥

ગુરૂ જ્ઞાની અને તત્ત્વદર્શી જોઇએ, એટલે કે જેને શાસ્ત્રોનું જ્ઞાન છે ( જ્ઞાની ), અને તત્ત્વદર્શી—આત્મતત્ત્વનું જેને દર્શન ( સાક્ષાત્કાર ) થયું છે તેવા—ગુરૂની પાસેથી તેમને વારંવાર પ્રણામ કરીને, તેમની સેવા કરીને, અને વારંવાર પ્રશ્નો કરીને તે જ્ઞાન મેળવવું. એકલા શાસ્ત્રીય જ્ઞાનવાળા નહીં, તેમજ એકલા સાક્ષાત્કાર પામેલા પણ નહીં; પરંતુ બન્ને—શાસ્ત્રીય જ્ઞાન તેમજ તત્ત્વદર્શન—વાળા ગુરૂ જોઇએ, કે જે શાસ્ત્રો દ્વારા શંકાનું સમાધાન કરી શકે, અને પોતાના અનુભવથી જ્ઞાનનો નિશ્ચય કરાવે.

**આદર્શરૂપ સન્યાસીઓ.** અત્રે કહેવું જોઇએ કે આવા જ્ઞાની મહાત્માઓ—સન્યાસીઓ—ની મુખત્વે કરીને શિક્ષિત વર્ગે અવગણના જ કરી છે. **સન્યાસી** એ ભરતખંડના લાખો વર્ષના ભૂતકાળનું ઉત્તમમાં ઉત્તમ વર્તમાન ફળ છે, અને સમાજનું ઉત્તમ અંગ છે. તેમને આપણે તરછોડી શકીએ તેમ નથી. તેમના વિના આપણું જીવન વ્યર્થ છે. તેઓ જ આપણા વ્યવહારિક અને પારમાર્થિક શ્રેયના માર્ગદર્શક છે. તેમનું સાદું અને ઉત્તમ જીવન માણસ જાતના જીવનનું આદર્શ છે. તેમની નિઃસ્વાર્થ અને કોઇને જાહેર કર્યા વિનાની પ્રવૃત્તિ માનની કે લાભની ઇચ્છા વિના જનસમૂહના હિતને અર્થે એકાન્ત સ્થળમાં કે જાહેર જગામાં સદા અનિવાર્ય રૂપે ચાલી રહી છે. તેમને ઓળખ્યા વિના કે ઓળખવાનો પ્રયત્ન

કર્યા વિના તેમના ઉપર આક્ષેપ કરવો યોગ્ય નથી. તેઓ બીજું કાંઈ ન કરે અને ફક્ત વેદાન્ત જ સાચવી રાખે, તોપણ ભરતખંડનું તેમ જ દુનિયાનું મહાન હિત કર્યું ગણાશે.

કોઇ પૂછશે કે "પણ તેવા જ્ઞાની છે કયાં"? પરંતુ જેને જાણવાની તીવ્ર આકાંક્ષા છે તે તો શોધી કાઢશે જ. સવાલ એ છે કે તેવી તીવ્ર આકાંક્ષા થઇ છે? અને તેમની શોધ કરી છે? અને તેમની પાસે શિષ્યવૃત્તિથી શિખવા જવાની અભિરૂચિ થઇ છે? હજુ તો તેમની પાસે જતાં શરમ આવે છે! પોતાના અંતઃકરણને નિષ્પક્ષપાતપણે પૂછો કે જે વિષય જાણતા નથી, જે વિષયના જ્ઞાનવાળાને ઓળખતા નથી, જાણવા કે ઓળખવા પ્રયત્ન પણ કર્યો નથી, જે વિષયનો અભ્યાસ પણ કર્યો નથી, તે વિષય કે તે વિષયને જાણનાર વર્ગ ઉપર ટીકા કરવાની યોગ્યતા પણ કહેવાય? વિષયનો અભ્યાસ કર્યા વિના તે ઉપર ટીકા!

વિશેષમાં શિક્ષિતવર્ગમાં એક એવી ટેવ દાખલ થઇ છે કે કેટલીકવાર દોષ તરફ વિશેષ જોવું, અને ગુણની તરફ ઉપેક્ષા કરવી. દુનીયામાં કોઇ સંપૂર્ણ નથી. બધા સન્યાસીઓ કાંઇ પૂર્ણ નથી. પરંતુ ફક્ત દોષ જ જોવા તરફ દૃષ્ટિ રાખવાથી તેમાં રહેલા જ્ઞાનનો તેમ જ સાથે સાથે ઉત્તમ વ્યક્તિઓની પણ ઉપેક્ષા થાય છે, જે યોગ્ય નથી.

તેમાં શિક્ષિતવર્ગનો પણ દોષ નથી. તેમને જેવી કેળવણી મળી, અથવા નાનપણથી જે શિક્ષણ મળવું જોઈતું હતું તે નહીં મળ્યું, તે કારણે તેઓ જ્ઞાન અને જ્ઞાનીઓની કીંમત સમજી શકતા નથી. છતાં વિષયનો અભ્યાસ કર્યા વિના ટીકાકાર બની જવું તે પણ યોગ્ય નથી. વળી કેટલાક માણસો તત્કાળ આત્માને જોવા માગે છે. એક વખતે કોઇ મહાત્માના દર્શનની અભિલાષાથી હરદ્વારમાં રહેતા એક નિઃસ્વાર્થ અને પવિત્ર જીવન ગાળનાર બ્રાહ્મણની પાસે આ લખનારનું જવું થયેલું. તે વખતે તેમણે પ્રસંગવશાત ઠપકામાં એમ કહેલું કે "બ્રાહ્મણનો ધર્મ તો છોડી દીધો; અને..." તેમ જ હૃષિકેશમાં બ્રહ્મજ્ઞાનને માટે ત્રીશ વર્ષથી અહોનિશ પ્રયત્ન કરનાર એક બ્રહ્મચારી પણ એમ બોલેલા કે "ખડે ખડે શું બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થતું હશે? અમે આટલા વર્ષથી યત્ન કરીએ છીએ છતાં હજુ બ્રહ્મજ્ઞાન મળ્યું નથી." તે વખતે તો આ વચન જરા ભારે

લાગ્યાં હતાં. પરંતુ હવે એમ લાગે છે કે આ બન્ને ઠપકા યથાર્થ હતા. બ્રહ્મજ્ઞાન સાચવી રાખવાની દરેક બ્રાહ્મણની અને ભરતખંડ નિવાસીની એક પવિત્ર ફરજ છે. અને તે માટે યોગ્ય સન્યાસીઓનું સેવન અવશ્ય કરવું જોઇએ. ટુંકામાં કોઇ પણ હિન્દુ વેદાન્ત જાણ્યા વિના હિન્દુ સમાજનો કે હિન્દુસ્થાનનો નેતા થવાને યોગ્ય ગણાય નહીં.

**વેદાન્ત નિવૃત્તિ-જનક છે ?**

આ જ્ઞાનને કેટલાક નિવૃત્તિજનક કહી તેનું હાસ્ય કરે છે. તેવાઓને પ્રવૃત્તિવાળી યુરોપીઅન પ્રજાઓની થતી યાદવાસ્થળી તરફ નજર કરવાની ભલામણ છે. પરંતુ વેદાન્ત નિવૃત્તિજનક હો વા ન હો. પ્રશ્ન એ છે કે જીવનનો હેતુ શો છે ? અને તે કયા સાધનથી સિદ્ધ થાય છે ? જો મુક્તિ એજ હેતુ છે, અને આત્મજ્ઞાન–બ્રહ્મજ્ઞાન–વિના તે મળે તેમ નથી, તો પછી બ્રહ્મજ્ઞાન આપનાર વેદાન્ત નિવૃત્તિજનક હો કે યથાર્થ પ્રવૃત્તિજનક હો, તોપણ તે સ્વીકારવું જ પડશે. છતાં વેદાન્ત પુરૂષાર્થને જ પ્રાધાન્ય આપે છે. તે પ્રારબ્ધ ઉપર બેસી રહેવા ઉપદેશ કરતું જ નથી, જો કે પ્રારબ્ધને સ્વીકારે છે. છતાં વ્યવહારમાંથી નિવૃત્ત થયા વિના આત્મચિંતન બની શકે નહીં એમ પણ કહે છે. અને આત્મજ્ઞાન પ્રાપ્ત થયા પછી જ્ઞાનીને પ્રવૃત્તિ કે નિવૃત્તિ બેમાંનું કોઇ પણ ઇષ્ટ નહીં હોવાથી પ્રારબ્ધનો સ્વીકાર કરે છે. અને તેને જો કે પ્રવૃત્તિ કે નિવૃત્તિ બન્નેમાંથી એકેની ઇચ્છા નથી, પરંતુ પ્રારબ્ધવશાત્ પ્રવૃત્તિ કે નિવૃત્તિ જે આવે તેનો સ્વીકાર કરી તે પ્રમાણે તે વર્તે છે. નિવૃત્તિની ઇચ્છા નથી, કે પ્રવૃત્તિનો તિરસ્કાર કરતા નથી. પ્રારબ્ધના અનિવાર્ય વેગને કોઇ અટકાવી શકે તેમ નથી. પ્રારબ્ધમાં પ્રવૃત્તિ હશે તો જ્ઞાની છતાં તે સ્વીકારવી પડશે, જેમકે યાજ્ઞવલ્કયનું આચાર્યત્વ તથા જનકનો રાજ્યભાર. તેમજ પ્રારબ્ધમાં નિવૃત્તિ જ હશે તો પ્રવૃત્તિ થઇ શકવાની નથી, જેમકે જડભરતાદિની નિવૃત્તિ. માટે કહ્યું છે કેઃ—

अवश्यंभाविभावानां प्रतीकारो भवेद्यदि ।
तदादुःखैर्न लिप्येरन्नलरामयुधिष्ठिराः ॥ पंच ७–१५६ ॥

માટે હિન્દુસ્થાનના ભાવિનો વિચાર કરનાર અને તેને દોરવવા ઇચ્છનાર દરેક પુરૂષે વેદાન્તનો અભ્યા-

**વેદાન્ત જાણવાની આવશ્યકતા.** સ કરવાની જરૂર છે. અને સન્યાસીઓ કે જેઓએ આ જ્ઞાનને અનુભવ સિદ્ધ કરી પોતાના જીવનમાં ઉતારેલું છે તેમના સિવાય ફક્ત પુસ્તકની મદદથી આ જ્ઞાન પ્રાપ્ત થઇ શકવાનું નથી. વળી આત્મજ્ઞાન વિના મોક્ષ નથી, તેથી આત્મજ્ઞાન એટલે શું અને તેનો માર્ગ શો છે તે જિજ્ઞાસુ તેમજ સંસારી બન્નેએ જાણવાની જરૂર હોવાથી, તેમજ વળી વેદાન્ત સંસારીને માટે નિવૃત્તિજનક નથી, પરંતુ યોગ્ય પ્રવૃત્તિજનક છે, તે પણ આ શાસ્ત્ર બતાવી આપતું હોવાથી આ પુસ્તક લખવામાં આવ્યું છે. ટુંકામાં કહીએ તો સંસારી (રાગી) ને માટે નિષ્કામ-કર્મ માર્ગ જ ઇષ્ટ છે, અને નિષ્કામ કર્મ દ્વારા જેનું અંતઃકરણ શુદ્ધ થઇ વૈરાગ્ય દશાને પ્રાપ્ત થયું છે તેને માટે આત્મજ્ઞાન પ્રાપ્ત થતા સુધી નિવૃત્તિ ઇષ્ટ છે. અને આત્મજ્ઞાન પ્રાપ્ત થયા પછી પ્રારબ્ધવશાત્ જે પ્રાપ્ત થાય-પ્રવૃત્તિ કે નિવૃત્તિ-તે પ્રમાણે જ્ઞાનીને પોતાની બાકીની જીંદગી પૂરી કરવાની છે, કેમકે તેને કાંઇ કરવાનું રહેતું નથી, તેમજ ફરીથી જન્મ લેવાનો રહ્યો નથી. જ્ઞાન પ્રાપ્ત થયા પછી તે ઇચ્છે તોપણ જન્મ નથી; તે મોક્ષની ઇચ્છા ન કરે તો પણ જ્ઞાનનું ફળ મોક્ષ જ છે. ગીતાજીમાં કહ્યું છે કેઃ-

अरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ।
योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥ गीता. ६. ३ ॥

વળી પંચદશીમાં પણ કહ્યું છે કેઃ—

प्रवृत्तावाग्रहो न्याय्यो बोधहीनस्य सर्वथा ।
स्वर्गाय वापवर्गाय यतितव्यं यतो नृभिः ॥ पंच. ७-२८४ ॥

માટે બોધહીનને માટે પ્રવૃત્તિ-કર્મમાર્ગ-યોગ્ય છે. પરંતુ જિજ્ઞાસુ (મુમુક્ષુ)ને માટે તેથી ઉલટું જ કહ્યું છેઃ-

अशास्त्रीयमपि द्वैतं तीव्रं मन्दमितिद्विधा ।
कामक्रोधादिकं तीव्रं मनोराज्यं तथेतरत् ॥ ४. ४९. ॥
उभयं तत्त्वबोधात्प्राङ्‌ निवार्यं बोधसिद्धये ।
शमः समाहितत्वं च साधनेषु श्रुतं यतः ॥ ४. ५० ॥

જેને અંતઃકરણની શુદ્ધિ થઇ નથી તેને માટે તો નિષ્કામ કર્મ જ છે. પરંતુ જેને અંતઃકરણશુદ્ધિ પ્રાપ્ત થઇ છે અને આત્મ-

વિચારમાં તત્પર થએલો છે, તેને માટે શમ (મનની નિવૃત્તિ)ની જ જરૂર છે, કેમકે વ્યવહારમાંથી નિવૃત્ત થયા વિના મન સમાહિત —એકાગ્ર—રહી શકે નહીં. તેથી જેને આત્મજ્ઞાન પ્રાપ્ત થયું નથી અને તેથી જે આત્મવિચાર કરવામાં રોકાયેલો છે તેને માટે (ઉપર બતાવ્યા પ્રમાણે) મનની એકાગ્રતા કરવાની જરૂર હોવાથી નિવૃત્તિની જરૂર છે. વળી પંચદશી કહે છે કે:—

तत्त्वबोधं प्रधानं स्यात्साक्षान्मोक्षप्रदत्वतः ॥ ६—२८१ ॥
विचाराज्जायते बोधोऽनिच्छा यं न निवर्तयेत् ।
स्वोत्पत्तिमात्रात्संसारे दहत्यखिलसत्यताम् ॥ ९. ७५ ॥

તત્ત્વજ્ઞાન (આત્મજ્ઞાન) સાક્ષાત મોક્ષ આપનારૂં છે. અને આત્મજ્ઞાનની ઇચ્છા હોય કે નહીં પરંતુ આત્મવિચારથી આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે, અને આત્મજ્ઞાન ઉત્પન્ન થવાની સાથે જ જીવને જગત્ ઉપર જે સત્યત્વબુદ્ધિ (જગત્ સત્ય છે એવી) ઠસેલી હોય છે તે નાશ પામે છે.

માટે વેદાન્તશાસ્ત્રના સિદ્ધાન્તો જાણવા એ દરેક હિન્દુનું કર્તવ્ય છે. વેદાન્ત છોડવાથી જ ભરતખંડની પડતી થઇ છે એમ રામતીર્થ વગેરેનું પણ કહેવું છે. ખરૂં છે કે જ્યારથી જગતના અનિત્ય પદાર્થો ઉપર મમતા વધી, ત્યારથી જ પ્રજા સ્વાર્થી થઇ આત્મભોગથી વિમુખ થઇ નુકશાનના ભયને લીધે ભીરૂ બની ગઇ.

ગમે તેમ હો. પરંતુ વેદાન્તના સિદ્ધાન્તો સર્વેએ જાણવાનું આવશ્યક હોવાથી "પંચદશી" નામના વેદાન્ત ગ્રંથમાં શ્રી વિદ્યારણ્ય સ્વામીએ જે આત્મતત્ત્વ સમજાવ્યું છે તે સદ્ગુરૂદ્વારા સમજી આ પુસ્તકમાં આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

ખેડા.
સંવત ૧૯૭૩.

# વેદાન્ત શું શિખવે છે ?

**વેદાન્ત અનુભવસિદ્ધ છે; મુખ્ય સિદ્ધાન્ત-બ્રહ્મ સત્ય, જગન્મિથ્યા; દ્વૈતના પ્રકાર; જીવદ્વૈત-રાગદ્વેષનું મિશ્રણ; જીવદ્વૈતની ઉપેક્ષા; માયા અને તેનાં કાર્યોનું સ્વરૂપ; બ્રહ્મસત્ય, જગન્મિથ્યા; જીવબ્રહ્મની એકતા; શ્રુતિ,યુક્તિ અને અનુભવ પ્રમાણ; પંચદશી; વેદાન્તતાત્પર્ય.**

---

સૃષ્ટિની શરૂઆતથી જગત્, જીવ, અને ઈશ્વર છે કે નહીં, અને તેમનું સ્વરૂપ શું છે, તે સંબંધી અનેક વાદ વિવાદો ચાલી રહ્યા છે, અને તે સંબંધી શાસ્ત્રો અને પુસ્તકો પણ લખાયાં છે. કેટલાંક તેમનું સ્વરૂપ અનુભવી તેમનું તત્ત્વ જાણનાર પુરૂષોએ લખેલાં છે, અને કેટલાંક બુદ્ધિના પ્રભાવથી લખવામાં આવેલાં છે. તેમાં પણ કેટલાંક (જેમકે વેદ-વેદાન્ત) ઈશ્વરપ્રણીત માનવામાં આવે છે. પરંતુ બુદ્ધિના પ્રભાવથી લખાયલાં અનુમાનિક હોવાથી તેમના કરતાં અનુભવસિદ્ધ લખાયલાં શાસ્ત્રો વધારે માનનીય છે.

તેથી વેદાન્તશાસ્ત્રો (જેવાં કે ઉપનિષદ્, પંચદશી, ભગવદ્ગીતા) જગત્, જીવ, અને પરમાત્મા (ઈશ્વર)નું સ્વરૂપ ઋષિ મુનિઓએ અનુભવસિદ્ધ કરી લખવામાં આવેલાં હોવાથી તે ભરોસાને પાત્ર છે.

**વેન્દાત અનુભવ-સિદ્ધ છે.**

તે શાસ્ત્રો તત્ત્વજ્ઞાન પામેલા પુરૂષોએ લખેલાં છે તેમ માનવાનું શું કારણ છે? જવાબમાં એટલું જ પૂછીશું કે યુરોપી રસાયન (chemistry) વગેરે શાસ્ત્રોના સિદ્ધાન્તો પ્રયોગસિદ્ધ કરી લખવામાં આવ્યા છે તેનું શું પ્રમાણ છે? તમે જાતે તો તે પ્રયોગો કરતાં જોયા નથી, છતાં તે માનવાનું શું કારણ છે? તમે કહેશો કે તેનાં કારણો છે, જેવાં કે (૧) રસાયન શાસ્ત્રમાં પ્રયોગોની રીતિઓ લખેલી છે તે કાંઇ મનસ્વી ઉપજાવી કાઢી લખી શકાય નહીં, (૨) તે પુસ્તકો લખાયા બાદ બીજા રસાયન શાસ્ત્રીઓએ તે પ્રયોગો કરી જોયા છે અને તે પ્રમાણે કરી બતાવી સિદ્ધ કરી આપવા અને શીખવવા તૈયાર છે, (૩) અમે પણ બધા નહીં તો કોઇ કોઇ પ્રયોગ કરી ખાત્રી કરી છે, જેથી માનવાને કારણ

મળે છે કે બાકીના પ્રયોગો તેમજ બીજાં યુરોપી શાસ્ત્રો પણ અનુભવસિદ્ધ હોવાં જોઇએ, માટે અમે તેને માનીએ છીએ. આ વાત બરાબર છે. પરંતુ તે જ કારણસર કહી શકાય કે વેદાન્તશાસ્ત્ર પણ અનુભવસિદ્ધ છે. તેમાં બતાવેલી પ્રક્રિયા અને માર્ગ મનસ્વી હોઇ શકે નહીં, અનુભવ કરીને જ લખેલાં હોવાં જોઇએ. તે લખાયા બાદ પણ તે જ માર્ગે ચાલી ઘણાઓએ તે સિદ્ધાન્તો અનુભવસિદ્ધ કરી જોયા છે, અને પરંપરાથી તેઓ માનતા આવ્યા છે. વળી હાલ પણ એવા પુરૂષો છે કે જેઓએ તે જ્ઞાન અનુભવગોચર કર્યું છે અને બીજાઓને અનુભવાવવા તૈયાર છે. પરંતુ જેમ તમે રસાયનશાસ્ત્રના પ્રયોગોની રીતિઓ વાંચીને તે માનો છો અને તે પ્રમાણે પ્રયોગ કરી જુઓ છો, તેમજ જો કોઇ પુરૂષ કહે કે તે તત્ત્વજ્ઞાન જાણે છે અને શાસ્ત્રની વાતો અનુભવસિદ્ધ છે, અને અમે બતાવીએ તે માર્ગે ચાલો તો તમને પણ અનુભવસિદ્ધ થશે, તો તમે તે વાત માનવાને કેમ અચકાઓ છો ? તમે કહેશો કે રસાયનશાસ્ત્રના પ્રયોગો તો તેનો શાસ્ત્રી અમારી સમક્ષ કરી બતાવે છે, પરંતુ તમે તો તેમ કરી શકતા નથી, તેમજ આત્મા કેવો છે તેનું વર્ણન પણ આપી શકતા નથી, તો અમારે કેવી રીતે માનવું ? પરંતુ આત્મા રસાયનના પ્રયોગોની પેઠે પ્રયોગ કરી બતાવવાનો વિષય નથી એમ અનુભવ કરનારા કહે છે, અને વળી કહે છે કે આત્માના અનુભવસિદ્ધ સ્વરૂપનું વાણીથી વર્ણન કરી શકાય તેમ નથી, જો કે આત્મા અનુભવ સિદ્ધ છે જ, તો તેમનું કહેવું નહીં માનવાનું શું કારણ છે ? તમને જ જો પૂછવામાં આવે કે સાકરનો સ્વાદ કેવો છે ? તો કહેશો કે "ગળ્યો." "ગળ્યો' એટલે કેવો ? તો તમે જ જવાબ આપશો કે સાકર ખઇ જુઓ એટલે જણાશે, તે વિના નહીં જણાય. આત્મા સંબંધી પણ તેમ જ છે. અનુભવ કરી લ્યો એટલે તેનું ખરૂં સ્વરૂપ જાણશો. અને જાણશો છતાં વર્ણવી શકશો નહીં એ અનુભવસિદ્ધ વાત છે. જો તે વાતમાં કાંઇ સંદેહ હોત તો આટલા બધા સાધુમહાત્માઓ તેની પાછળ સર્વનો ત્યાગ કરીને દુઃખ સુખ વેઠીને મંડયા રહેત નહીં. ફક્ત તમે તે સાધુમહાત્માઓથી એવા અલગ રહ્યા છો કે તેઓ તમારી પાસે છતાં તેમને ઓળખી શકતા નથી, અને તેમને ઓળખવા લાંબો પરિચય કર્યો નથી. તેમની સાથે લાંબા પરિચયની જરૂર છે, કેમકે તમે લાંબા વખતથી તેમનો સંગ છોડી દઇ તેમને તદન ભુલી ગયા છો, તેથી તે માર્ગે

જનાર મહાત્માઓને તમે સમજી શકતા નથી. પરિચય કરો, પછી ઓળખશો.

ત્યારે હવે જગત્, જીવ, અને પરમાત્મા સંબંધી વેદાન્ત-શાસ્ત્ર શું કહે છે તે વિચારીએ.

**મુખ્ય સિદ્ધાન્ત-બ્રહ્મ સત્ય, જગત્ મિથ્યા.**

વેદાન્તનો મુખ્ય સિદ્ધાન્ત **"બ્રહ્મ સત્ય, જગત્ મિથ્યા."** એ છે, એટલે કે આ જગત્ ( પ્રાણીઓનાં શરીર સુદ્ધાન્ત) મૃગજલની માફક મિથ્યા દેખાવ માત્ર-પ્રતીતિ માત્ર-છે. પણ સત્ય વસ્તુ તો સર્વવ્યાપક સચ્ચિદાનંદ સ્વરૂપ અદ્વૈત પરમાત્મા (બ્રહ્મ) છે જે પોતાનામાં રહેલી માયાશક્તિના પ્રભાવથી જગત્ રૂપે ભાસે છે, જેમ વાયુમાં સૂર્યનાં કિરણોના પ્રભાવથી મૃગજળનો દરીયો દેખાય છે, જેમ અંધકારના કારણે રજ્જુ સર્પ રૂપે અને મનુષ્ય સ્તંભરૂપે ભાસે છે. જગત્ વસ્તુતાએ છે નહીં અને દેખાય છે. **( ન સત્ ન અસત્ ).** એવું દેખાવ માત્ર જગત્ છે. વસ્તુતાએ તો બ્રહ્મનો જ તેવો દેખાવ (ભાસ) છે. તે દેખાવ બ્રહ્મની માયાશક્તિને લીધે ધારણ કરે છે, જેમ માટીમાં રહેલી સ્નિગ્ધતાને લીધે માટી ઘટરૂપ ભાસે છે. ઘડો છે તો માટીનો, પરંતુ અમુક આકારને લીધે ઘટ કહીએ છીએ. ઘરાણું સોના રૂપ છતાં સોનાને "ઘરાણું" કહીએ છીએ.

જેવી રીતે સ્વપ્નનું જગત્ મિથ્યા છતાં ભાસે છે, જાગ્યા પછી કાંઇ નથી; જેવી રીતે મૃગજળ મિથ્યા છતાં દેખાય છે; જેવી રીતે મદારી(ઐન્દ્રજાલિક)ના કરેલા ઇન્દ્રજાલના ખેલ જૂઠા છતાં મંત્રાદિની સત્તાથી તેવા ભાસે છે; જેવી રીતે "મેસ્મેરીઝમ" (પ્રાણવિનિમય) ના ખેલ ખોટા છતાં દેખાય છે; જેમ યોગી પુરૂષ પોતાના યોગની સત્તાથી તરેહવાર દેખાવો ઉત્પન્ન કરી શકે છે, અને જૂઠા છતાં દેખાય છે, અને વળી તેની જ સત્તાથી દેખાતા બંધ થાય છે; (જેમ હાલમાં થોડા માસ ઉપર ધ્રાંગધ્રા સ્ટેટના એક અધિકારીને કોઇ અપમાન પામેલા સાધુએ શાપ દેવાથી ભોજન ભેગા જ્યાં ત્યાં નર્કના દેખાવો દેખાતા હતા, જેથી તે ખોરાક લઇ શકતા નહીં; જો કે બીજા લોકો તે દેખી શકતા નહીં); તેવી જ રીતે આ સમસ્ત જગત્ માયાશક્તિમાંથી ઉત્પન્ન થએલી મનન રૂપી શક્તિ(મન)એ પોતાની કલ્પનાના પ્રભાવથી દેખાવ માત્ર ઉત્પન્ન કરેલું હોવાથી તે મનની

કલ્પનામય જ—માયામય જ—છે. મન માયાનું બનેલું હોવાથી માયા રૂપ જ છે, અને તેથી મનની કલ્પનાઓ પણ તે(મન)ના કારણ—માયા—રૂપ જ છે. જેમ માણસનું મન અનેક જૂઠા સંકલ્પવિકલ્પોનું મનોરાજ્ય ઘડે છે અને વળી તરત ભાગી નાખે છે—મનમાં ઉત્પન્ન થયું, મનમાં લીન થયું; તેવી જ રીતે આ જગત્ ઈશ્વરના મનની કલ્પના રૂપ જ છે, સત્યતાએ કાંઇ નથી. જેમ સ્વપ્નનું જગત્ સત્યતાએ કાંઇ જ નથી છતાં દેખાય છે, અને તેને જીવ સત્ય માની સ્વપ્નાવસ્થામાં તેની સાથે બધી જાતના વ્યવહાર કરે છે, પણ જાણતો નથી કે તે ક્યારે અને કેવી રીતે ઉત્પન્ન થયું અને ક્યારે અને કેવી રીતે તેનો અંત આવશે, પરંતુ જાગતાં તે સર્વ જૂઠું લાગે છે; તેવી રીતે આ માયાકલ્પિત જગત્ મિથ્યા છતાં જાગ્રદવસ્થામાં પણ આ કલ્પિત જગત્ સાથે સર્વ જાતના વ્યવહાર કરવામાં આવે છે, પણ જાણવામાં આવતું નથી કે આ જગત્ ક્યારે અને કેવી રીતે ઉત્પન્ન થયું અને તેનો ક્યારે અને કેવી રીતે અંત આવશે. છતાં જાગતાં—બ્રહ્મજ્ઞાન થતાં—તે સર્વ મિથ્યારૂપ જાણવામાં આવે છે. જેવી રીતે જગત્ મિથ્યા છે, તેવી રીતે ઇશ્વર અને જીવ પણ માયાકલ્પિત—માયિક—છે, માયા અને અવિદ્યામાં બ્રહ્મનાં પડેલાં પ્રતિબિંબ માત્ર છે. પરંતુ ઇશ્વર પોતાના સચ્ચિદાનંદ સ્વરૂપ—બ્રહ્મસ્વરૂપ—ને જાણે છે અને તેથી સદા મુક્ત છે, જ્યારે ઇશ્વરના અંશ રૂપ જીવ અનાદિ અજ્ઞાનથી પોતાનું સત્ ચિત્ આનન્દ સ્વરૂપ ભૂલીને સંસારને સત્ય માની તેમાં નિમગ્ન રહે છે. છતાં જ્યારે ઇશ્વરના અંશ રૂપ આ જીવ ઇશ્વરી સંકલ્પ રૂપ જગત્‌માંથી પોતાના મનને ઉઠાવી લઇ પોતાના ખરા સત્ ચિત્ આનંદ સ્વરૂપમાં જાગૃત થશે—પોતાના ખરા સ્વરૂપને જોશે, ત્યારે આ કાલ્પનિક જગત્ મિથ્યા છે, અને આત્મા સચ્ચિદાનંદ બ્રહ્મથી જૂદો નથી એમ અનુભવશે. જગત્‌ને મિથ્યા જોશે, પરંતુ તેની ( જગત્‌ના સ્વરૂપની ) સ્થિતિ ઇશ્વરના સંકલ્પને આધારે હોવાથી તે નાશ તો નહીં પામે—દેખાતું તો રહેશે જ. પણ જીવનું પોતાનું માનસિક જગત્—સંસાર રૂપી શોક—તેના પોતાના મનની કલ્પના રૂપ હોવાથી તેનો નાશ થઇ જાય છે, અને તેથી બાહ્ય જગત્‌ની સાથેનો માનસિક સંબંધ (આસક્તિ-સંગ) તુટી પોતાનું ખરૂં સ્વરૂપ જાણવામાં આવે છે અને જગત્‌ને મિથ્યા રૂપ જોઇ જીવનમુક્તિનું નિરતિશય સુખ ભોગવી જીવ મોક્ષ પામે છે.

આ સત્ય ( બ્રહ્મ સત્ય, જગત્ મિથ્યા ) સમજાવનારૂં અને તે અનુભવવાનો માર્ગ બતાવનારૂં જે શાસ્ત્ર તે **વેદાન્તશાસ્ત્ર** છે. આ શાસ્ત્રના સિદ્ધાન્તો સરલતાથી સમજાય તેવી રીતે શ્રીમાન્ શંકરાચાર્ય વિદ્યારણ્ય સ્વામીએ **પંચદશી*** નામના ગ્રંથમાં વર્ણવ્યા છે.

**વેદાન્તશાસ્ત્ર-પંચદશી.**

પંચદશીના ચોથા પ્રકરણ ઉપરથી માલમ પડશે કે જગત્ બે પ્રકારનું છે. (૧) ઈશ્વરનું બનાવેલું બાહ્ય જગત અને (૨) જીવનું બનાવેલું માનસિક જગત. બાહ્ય જગત્ ઈશ્વરનું બનાવેલું છે-ઈશ્વરની કલ્પનામાં રહેલું છે. પરંતુ આ બાહ્ય જગતને જીવે પોતાની મનોવૃત્તિ અનુસાર પોતાના ભોગ્ય પદાર્થ રૂપ માની ભોગ ભોગવવાને માટે જાગ્રત્, સ્વપ્ન, અને સુષુપ્તિ, બંધ અને મોક્ષ, એ રૂપી એક માનસિક જગત્ પોતાના મનમાં કલ્પ્યું છે. જેમ એક જ સ્ત્રી તેના પિતાને મન પુત્રી રૂપ છે અને પતિને મન પત્ની રૂપ થઇ ભોગ્ય રૂપ થાય છે-એક તેને પુત્રી માને છે, બીજો પત્ની માને છે, અને પોતે કલ્પેલા માનસિક જગત્ પ્રમાણે તેની પ્રત્યે વર્તે છે. તાત્પર્ય કે દરેક પ્રાણી પોતાના રાગદ્વેષને અનુસરતું "મારૂં, તારૂં" રૂપી માનસિક જગત્ કલ્પી તદનુસાર વર્તન કરે છે, જો કે તે તે પદાર્થના ઈશ્વરે ઘડેલા સ્વરૂપમાં કાંઇ ફેરફાર થતો નથી. તેવું જ સાંસારિક સુખ પણ કલ્પિત છે એમ વિચાર કરી જોવાથી સમજાશે.

**દ્વૈતના પ્રકાર.**

જો કે દરેક વ્યક્તિમાંનું ચૈતન્ય એક જ છે, છતાં દરેકનું માનસિક જગત્ જુદું જુદું છે. દરેક વ્યક્તિનું જગત્ (જે વડે તે બંધાયો છે તે) પોત પોતાના રાગદ્વેષની ન્યૂનાધિક મેળવણી-મિશ્રણ-રૂપ છે. જેમ ત્રણ મુખ્ય રંગોની ન્યૂનાધિક મેળવણીથી અનેક રંગોનાં રૂપ દેખાય છે, જો કે વાસ્તવિક રંગો તો તે ને તે જ છે; તેવી જ રીતે જગતના દરેક પ્રાણી-

**જીવદ્વૈત-રાગદ્વેષનું મિશ્રણ.**

---

* પંચદશીનાં ૧૫ પ્રકરણ છે જેથી તે પંચદશી કહેવાય છે. તેમાંનાં પહેલાં દશ લખી વિદ્યારણ્ય સ્વામીએ દેહત્યાગ કરેલો, તેથી બાકીનાં પાંચ પ્રકરણ તેમના પછી તેમના શિષ્ય શ્રીભારતીતીર્થે લખેલાં.

ના અંતઃકરણમાં રહેલા રાગદ્વેષનું સ્વરૂપ તો એક જ છે—તે દરેક વ્યક્તિમાં જુદા જુદા નથી; પરંતુ દરેક પ્રાણીમાં તેની ન્યુનાધિક મેળવણીને લીધે દરેક જીવનું સ્વરૂપ જુદું જુદું ભાસે છે, અને દરેક જીવ તે તે પ્રમાણે ન્યુનાધિક વર્તન કરે છે. છતાં વિચાર કરી જોવામાં આવશે તો આ રાગદ્વેષનું સ્વરૂપ પણ મિથ્યા છે; વસ્તુતઃ એ કાંઇ જ નથી, છતાં ભાસે છે.

સાંસારિક સુખ દુઃખ આ રાગદ્વેષનાં ઉત્પન્ન કરેલાં છે—રાગદ્વેષનાં કાર્યો છે—ખરી રીતે મનનાં માની લીધેલાં છે—અહંકારમાં રહેલાં છે. (યુદ્ધમાં મચેલા શૂરવીરને પડતા ઘા પણ તે જાણતો નથી. પણ જ્યારે અહંકાર તે ઘા તરફ લક્ષ કરે છે ત્યારે જ માને છે કે તેને વાગ્યું છે—ત્યારે જ દરદ થાય છે.) એ માનસિક સુખ દુઃખને પૂછો કે તેમનું શું સ્વરૂપ છે ?—સત્ય કે મિથ્યા ? વાસ્તવિક છે કે માની લેવામાં આવ્યાં છે ? મનને પૂછો કે જગતના પદાર્થો સુખમય કેમ લાગે છે ? કાંતો તે સુખમય છે અથવા તો દુઃખમય છે—બંને રૂપ હોઇ શકે નહીં. જો તે સુખમય હોય તો દરેક માણુસને—જ્ઞાની કે રાગીને—તે સુખમય જ લાગત, તેમ જ હમેશ તેવા લાગત. પરંતુ તેમ લાગતું નથી. એક જ પદાર્થ એક જ માણુસને આજે પ્રિય, તો કાલે અપ્રિય, તો કેટલોક કાળે ઉપેક્ષ્ય થઇ પડે છે. (જેમ રસ્તામાં પડેલો મણિ જેના હાથમાં આવ્યો તેને પ્રિય લાગ્યો, જેને ઇચ્છા છતાં મળ્યો નહિ તેને અપ્રિય લાગ્યો, અને વિરક્તને તેની ઇચ્છા નાહિ હોવાથી ઘાસના જેવો ઉપેક્ષ્ય લાગ્યો—તેના તરફ દૃષ્ટિ પણ કરી નહિ). એકને (સંસારીને) સંસાર પ્રિય, તો બીજાને (વિરક્તને—નરસિંહ મહેતા વગેરેને) ખારો લાગે છે. સંસારીનો સંસાર નાશ પામતાં તે પોતાને દુઃખી માને છે; નરસિંહ મહેતાને તેથી ઉલટું લાગ્યું, અને બોલી ઉઠયા કે "**ભલુ થયું ભાગી જંજાળ, સુખે ભજીશું શ્રીગોપાળ**" જો સંસાર ખરી રીતે સુખમય હોત તો બન્નેને સુખમય લાગત. દુઃખમય હોત તો બન્નેને દુઃખમય લાગત. પરંતુ નરસિંહ મહેતા વગેરેએ વિચારીને જોયું તો તેમને લાગ્યું કે સુખદુઃખ તો માત્ર મનના જુદી જુદી વખતના કલ્પિત રંગ છે, તેવીજ રીતે તે કલ્પિત રંગનું કારણ પણ કલ્પિત રાગદ્વેષ છે. રાગદ્વેષ જો સત્ય હોય તો જ્ઞાનીના રાગદ્વેષ ક્યાં ગયા ? સત્ય વસ્તુનો નાશ થાય જ નહિ

લાભ તરફ જુઓ તો સુખ (હર્ષ) લાગે છે, ગેરલાભ તરફ જુઓ ત્યારે દુઃખ (શોક) લાગે છે. બન્નેમાંથી એકે તરફ ના જુઓ તો સુખ કે દુઃખ કાંઈ નથી. પ્રકાશ અને અંધકાર વસ્તુતાએ કાંઇ નથી, એકજ વસ્તુના ફક્ત બે રંગ–દેખાવ–માત્ર છે. વસ્તુની અંદર અમુક દિશામાં ગતિ થાય તો પ્રકાશ રૂપ દેખાય, તેથી સામી દિશામાં ગતિ થાય તો અંધકાર રૂપ દેખાય. તેવી જ રીતે જડ અને ચેતન ભાવ વસ્તુતાએ કાંઇ નથી, પરંતુ એક જ વસ્તુ (બ્રહ્મ) ના બે સામસામા દેખાવ માત્ર છે. જ્યારે મન પોતે પોતાને ચેતન રૂપ માનીને બ્રહ્મ તરફ જુએ છે ત્યારે તેને તે ચેતન રૂપ દેખાય છે; પોતે પોતાનો જડભાવ માનીને જુએ છે ત્યારે તે જ બ્રહ્મ જડરૂપ ભાસે છે, બન્ને એકજ વસ્તુના સામસામા દેખાવ માત્ર છે.

તિરસ્કાર પામવાથી ઉત્પન્ન થતો ખેદ સ્વરૂપે કેવો છે? મનનું કાંઇ ગયું નથી, નવું કાંઇ આવ્યું નથી, છતાં ખેદ માની લીધો, લાંબા વખત સુધી તેનું સ્મરણ કર્યા કર્યું. પરંતુ તિરસ્કારને મનમાંથી તરછોડે તો કાંઇ નથી. માટે સુખદુઃખની લાગણીઓ મને જ ઉપજાવી કાઢી, મનમાં જ પાછી લય પામી. શેષ કાંઇ રહ્યું નહિ. વાસ્તવિક કાંઇ નથી, છતાં ઉત્પન્ન થયેલી ભાસી. વાસ્તવિક હોત તો જાત નહિ. સ્વપ્નની પેઠે જ તેનું કાંઇ તત્ત્વ નથી. દેખાયું અને ગયું. માટે જ જ્ઞાનીઓ કહે છે કે સુખ દુઃખની આવી અસત્ લાગણીઓને મનમાંથી તરછોડી પોતાના આત્મામાં રહેલા અખંડ નિત્ય આનંદને પામવા મનને પ્રવૃત્ત કરવું. કોઇ કહેશે કે તે દરેકને બનવું મુસ્કેલ છે. પરંતુ તેમ નથી. કાળે કરીને દરેકને બનવું શક્ય છે. જે એકથી બન્યું તે બીજાથી પણ બની શકે, કારણ કે જ્ઞાની અને અજ્ઞાની બન્નેનાં મન એક જ માયા–એક જ રાગદ્વેષાદિ–નાં બનેલાં છે. એક તેને યથાવિધિ જીતી શકયો તો બીજા પણ તેમ કરી શકે જ. જેનાથી હાલ બની શકે તેમ નથી તેને માટે પોતાના મનની સ્થિતિ અનુસાર સંસારનાં શાસ્ત્રવિહિત સકામ કે નિષ્કામ કર્મ છે. (હિન્દુસ્થાનની હાલની સ્થિતિને જોતાં ધર્મની સેવા અને દેશસેવા તે મહાન નિષ્કામ કર્મ છે.)

ત્યારે માનસિક જગત્ અથવા અંતઃકરણ જે કામક્રોધાદિ–રાગદ્વેષ–નું બનેલું છે તેની ઉપેક્ષા કરી આત્મ-

**જીવદ્વૈતની ઉપેક્ષા.** વિચાર વડે આત્માનું અને જગત્નું સત્ય

સ્વરૂપ જાણી બંધમાંથી મુક્ત થઇ આત્મસુખ પ્રાપ્ત કરવું એ જીંદગીનો પરમ હેતુ છે. આ જ્ઞાન પ્રાપ્ત થવાથી જગત્ દેખાતું બંધ થવાનું નથી. તે તો ઇશ્વરના સંકલ્પમય હોવાથી રહેવાનું, જો કે તે મિથ્યા હોવાથી જ્ઞાનદશામાં તો દેખાતું નથી. એટલે કે જે જે પળે જીવ બ્રહ્માકારવૃત્તિ થાય છે તે તે વખતે આત્મા (બ્રહ્મ) સિવાય બીજું કાંઇ (જગત્) ભાસતું જ નથી. પરંતુ તે તદાકારવૃત્તિ છોડી મન સંસાર તરફ પાછું આવે છે ત્યારે તો જગત્ મટતું નથી, પણ ફરી ભાસે છે. જેમ સુષુપ્તિ અવસ્થામાં જીવ જગત્‌ને જોતો નથી, લુલો ચાલતો થાય છે, રોગી નિરોગી થાય છે, તેમ જ્ઞાનદશામાં પણ જગત્ જોવામાં આવતું નથી.

**માયા અને તેનાં કાર્યોનું સ્વરૂપ.**

ત્યારે વેદાન્તશાસ્ત્રના કહેવા પ્રમાણે આ જગત્ માયાની કલ્પનાનું બનેલું છે, અને જીવ અને ઈશ્વર પણ તે માયાના નિર્માણ કરેલા છે—માયા અને તેનાં કાર્યો (પરિણામ)ની ઉપાધિને લીધે એક જ આત્મવસ્તુ જીવ અને ઇશ્વરરૂપ દેખાય છે અને જગત્ તે જ માયાના વિકારરૂપ છે—માયા અને માયાના કાર્ય—મન—ની બધી લીલા છે. પરંતુ આત્મા અસંગ, ઉપાધિ રહિત, શુદ્ધ ચેતન રૂપ—સચ્ચિદાનંદ રૂપ છે. જેમ એક જ રસ ઘટ્ટ થઇને ઝાડના થડ રૂપે, છાલ રૂપે, ડાળરૂપે, પાંદડાં રૂપે, ફુલ રૂપે, અને ફળ રૂપે, અને વળી ફળમાંથી તેવાં જ બીજાં ઝાડ રૂપે દેખાય છે; તેમ (અગ્નિની દાહક શક્તિની પેઠે) એક જ માયાશક્તિ અને તેના વિકારો—કાર્યો—ની ઉપાધિ વાળું બ્રહ્મ ચૈતન્ય જુદે જુદે રૂપે એટલે માયા શક્તિના અનેક પ્રકાર રૂપે—ઝાડ રૂપે, પત્થર રૂપે, શરીર રૂપે, ચેતન (પ્રાણી) રૂપે, આકાશાદિ પંચ ભૂત રૂપે—દેખાય છે. પરંતુ તે દેખાવાનું વાસ્તવિક સ્વરૂપ જોઇએ તો જળની દ્રવતાનું સ્વરૂપ શું? અગ્નિના રૂપનું સ્વરૂપ શું? પૃથ્વીની કઠિનતાનું સ્વરૂપ શું? વીર્યના એક બિન્દુમાં ચૈતન્ય કેવી રીતે અને વળી તેમાં હાથ, પગ, નાક, કાન, આંખ, રૂધિર, હાડકાં વગેરે વાળું મોટું શરીર કેવી રીતે રહ્યું? વળી રાઇના કણથી પણ નાના બીજમાં મહાન્ વડનું ઝાડ (અનેક બીજો અને તે બીજોમાં રહેલા અનેક વડ સહિત) કેવી રીતે રહ્યું? જેમ તેનો ખુલાસો થઇ શકે તેમ નથી, તેમ આત્મામાં જગત્ કેવી રીતે છે તે માયાના કાર્યરૂપ જડ બુદ્ધિ બતાવી શકે તેમ નથી. જ્ઞાન દશામાં તો જગત્ ત્રણે કાળમાં છે જ નહિ એમ વેદા-

ન્તી-માયાવાદીનું અનુભવસિદ્ધ કહેવું છે. જે ભૂતકાળમાં નહોતું અને ભવિષ્ય કાળમાં રહેવાનું નથી તે વર્તમાન કાળમાં પણ છે જ નહિ, એ સિદ્ધાન્તને અનુસરીને જગત્ વર્તમાન કાળમાં પણ નથી છતાં દેખાય છે-વસ્તુતાએ કાંઈ નહિ છતાં દેખાવું-**ન સત્ ન અસત્**-એવું તેનું સ્વરૂપ છે.

**બ્રહ્મ સત્ય, જગત્ મિથ્યા.**

માટે આ બધા દેખાવ માત્ર છે, સત્ય સ્વરૂપ તો જેના ઉપર આ બધું દેખાય છે તે અધિષ્ઠાનભૂત ચૈતન્ય સ્વરૂપ આત્મા (બ્રહ્મ) છે, જે એક જ વસ્તુ ત્રણે કાળમાં સત્ય છે. સત્ય અધિષ્ઠાન વિના કાંઇ સિદ્ધ થઇ શકે નહિ. જેમ રજ્જુ રૂપી આધાર વિના સર્પ ભાસે નહિ, તેમ નિત્ય સત્ય સ્વરૂપ અધિષ્ઠાન વિના જગત્ પણ ભાસે નહિ. પણ જેમ રજ્જુમાં દેખાતો સર્પ મિથ્યા છે, મનુષ્યમાં દેખાતો સ્તંભ મિથ્યા છે, પરંતુ સત્ય વસ્તુ તો રજ્જુ અને મનુષ્ય છે જેણે પોતાનું સ્વરૂપ બદલ્યું નથી; તેમ આત્મામાં દેખાતું જગત્ મિથ્યા છે, સત્ય વસ્તુ આત્મા છે જે ત્રણે કાળમાં એક જ-નિર્વિકારી-છે. આત્માએ પોતાનું સ્વરૂપ બદલ્યું નથી, પરંતુ બધા માયાને લીધે દેખાવ છે, જેમ રજ્જુએ પોતાનું સ્વરૂપ બદલ્યું નથી છતાં મંદ અંધકારને લીધે તે સર્પ રૂપ દેખાય છે,

**જીવબ્રહ્મની એકતા.**

"**બ્રહ્મ સત્ય, જગત્ મિથ્યા**" એ ઉપરાંત "**જીવ બ્રહ્મ રૂપ જ છે**" એવો વેદાન્તનો બીજો સિદ્ધાન્ત છે. ઉપર કહ્યું કે એક જ બ્રહ્મ શરીર અને જગત્ (માયા)ની ઉપાધિને લીધે જીવ અને અને ઈશ્વર કહેવાય છે. જ્યાં સુધી અહંભાવ છે ત્યાં સુધી જીવ છે, અહંભાવ મટયો એટલે જીવત્વાભિમાન નષ્ટ પામી જીવ બ્રહ્મ રૂપ થાય છે. આ જ્ઞાન પંચદશીમાં ઘણી ઉત્તમ રીતે સમજાવેલું હોવાથી અને તેની સંપૂર્ણ સમજુત નીચે **પ્રકાશિકામાં** આપેલી હોવાથી અત્રે લંબાણ કરવાની જરૂર નથી.

**પંચદશી**ના કર્તા તત્વજ્ઞાની હતા કે નહિ તે શંકા કરવાનું કારણ નથી. જ્ઞાન નહિ છતાં તે લખ્યું છે એમ માની લેવાનું કારણ નથી. તે જ્ઞાની હતા કે નહિ તે તો તેમના લખાણ ઉપરથી જ જ્ઞાની કહી શકે, કેમકે જ્ઞાનીને જ્ઞાની જ ઓળખી શકે, અજ્ઞાની ઓળખી શકે નહિ. છતાં તેમણે જાતે જ બીજા પ્રકરણના શ્લો. ૪૪ માં કહ્યું છે કેઃ—

सद्वस्तु शुद्धं त्वस्माभिर्निश्चितैरनुभूयते ।
तूष्णींस्थितौ न शून्यत्वं शून्यबुद्धेश्च वर्जनात् ॥४४॥

જેમ ભૌતિક શાસ્ત્રો ઉપર શ્રદ્ધા રાખીને તે શીખીએ છીએ, તેમ અત્રે પણ શ્રદ્ધા રાખવી જ જોઇશે. છતાં જ્ઞાનીને તેનાં આચરણથી કાંઇક અંશે ઓળખી શકાય. જેને સંસાર અસત્ હોવાનો અને સત્ય વસ્તુ એક અદ્વિતીય બ્રહ્મ જ છે એવો અનુભવ થયો છે તે તો પોતાના બાહ્ય વ્યવહારમાં પણ સંસારને અસત્ ગણી **સમલોષ્ટાશ્મકાંચન** તરીકેનું વર્તન ચલાવશે. જેમકે પંચદશીના કર્તા **વિદ્યારણ્ય સ્વામી** સંબંધી એક એવી વાર્તા કહેવામાં આવે છે કે રાજાએ તેમના જ્ઞાનની પરીક્ષા કરવા સારૂ તે હમેશ જે જગાએ જંગલ જતા હતા ત્યાં સોનાની બે ઇટો મૂકી, તો તે સોનાને માટી રૂપ ગણીને તેના જ ઉપર જંગલ ગયા...તે બતાવી આપે છે કે સોનાના દેખાવને તેમણે મિથ્યારૂપ જાણ્યો હતો અને તેથી તેને પણ માટી અને પથ્થર સમાન સમજી તે પ્રમાણે વર્તન કર્યું હતું.

**શ્રુતિ, યુક્તિ અને અનુભવ પ્રમાણ.**

આ વેદાન્તશાસ્ત્રના સિદ્ધાન્તો " પંચદશી " કર્તાએ ત્રણ પ્રમાણથી સિદ્ધ કરી બતાવ્યા છેઃ- (૧) શ્રુતિ, સ્મૃતિ, આદિ ઇશ્વરપ્રણીત વા તત્ત્વજ્ઞાનીઓએ લખેલા શાસ્ત્રોના આધાર ટાંકી, (૨) યુક્તિ ( અનુમાન ) થી-દાખલા દલીલોથી અનુમાન ખેંચીને, તથા (૩) અનુભવ પ્રમાણવડે-પોતાના અનુભવના આધારથી. તે ગ્રંથ સંસ્કૃત ભાષામાં અને પદ્યમાં હોવાથી ઘણા જીજ્ઞાસુઓ તેનો લાભ લઇ શકે તેમ નથી, તેમ જ ઘણાને તે સંબંધી માહિતી અથવા રૂચિ પણ નથી. વળી ગ્રંથ લંબાણ હોવાથી તેમ જ યોગ્ય શીખવનારના અભાવે વેદાન્તના સિદ્ધાન્તોથી જનસમાજ મુખ્યત્વે કરીને અજ્ઞાત રહ્યો છે. તેથી તે શાસ્ત્ર ઉપર કંઇક અભિરૂચિ ઉત્પન્ન કરવા તથા તેના સિદ્ધાન્તોનું સામાન્ય જ્ઞાન સમાજમાં ફેલાવવાના હેતુથી પંચદશી ઉપરથી આ વેદાન્તસાર માતૃભાષામાં પ્રકટ કરવામાં આવ્યો છે.

**પંચદશી.**

પંચદશીના કર્તાએ તે ગ્રંથ પંદર પ્રકરણુમાં લખ્યો છે. તેમાં પણ પાંચ પાંચ પ્રકરણના ત્રણ ભાગ પાડી પ્રથમનાં પાંચ પ્રકરણને વિવેકનાં નામ આપ્યાં છે, બીજાં પાંચને દીપનાં, અને ત્રીજાં પાંચને આનંદનાં નામ આપ્યાં છે. એ ત્રણ વિભાગ નીચે પ્રમાણે છે:—

| | | |
|---|---|---|
| १ तत्त्वविवेक प्रक० | ६ चित्रदीप प्रक० | ११ ब्र० योगानन्दप्रक० |
| २ पंचभूत ,, ,, | ७ तृप्ति ,, ,, | १२ ,, आत्मानन्द ,, |
| ३ पंचकोश ,, ,, | ८ कूटस्थ ,, ,, | १३ ,, अद्वैतानन्द ,, |
| ४ द्वैत ,, ,, | ९ ध्यान ,, ,, | १४ ,, विद्यानन्द ,, |
| ५ महावाक्य ,, ,, | १० नाटक ,, ,, | १५ ,, विषयानन्द ,, |

આ ત્રણ–વિવેક, દીપ, અને આનંદ–નામ આત્માનાં સત્, ચિત્ ને આનંદ એ ત્રણ સ્વરૂપનું સૂચન પણ કરે છે.

(૧) ઉપર કહ્યા પ્રમાણે પ્રથમનાં પાંચ પ્રકરણ વિવેક નામનાં છે. તે જગત્, પંચભૂત, પંચકોશ, દ્વૈત, વગેરેથી આત્માનો વિવેક કરીને આ સર્વથી જુદો આત્મા છે એમ સિદ્ધ કરી આત્માનું નિત્ય હોવાપણું–સત સ્વરૂપ–બતાવે છે.

(૨) બીજાં પાંચ પ્રકરણ દીપ નામનાં છે. દીપ પ્રકાશ કરનાર છે. આત્મવિવેકથી આત્માનું જ્ઞાન થાય–આત્મદીપ પ્રકટ થાય–એમ બતાવી આ પાંચ પ્રકરણ આત્માનું પ્રકાશ–જ્ઞાન–ચિત્–સ્વરૂપ સિદ્ધ કરે છે.

(૩) છેલ્લાં પાંચ પ્રકરણ આનંદ નામનાં છે, એટલે કે આત્મદીપ પ્રકટવાથી–આત્મજ્ઞાન થવાથી–જીવ સંસારનાં બંધનમાંથી મુક્તિ પામે છે અને તેનાં સાંસારિક દુઃખ ટળે છે, અને આત્માનો નિત્ય આનંદ–બ્રહ્માનન્દ–પ્રાપ્ત કરે છે, એમ બતાવી આત્માનું આનંદ સ્વરૂપ સિદ્ધ કરે છે.

**વેદાન્તતાત્પર્ય.**

ટુંકામાં કહીએ તો (૧) આમવિચાર–વિવેક–થી આત્માનું (જીવનું) નિત્ય હોવાપણું (સત્ રૂપ) જણાય; (૨) તેજ વિવેકથી આત્માનો જીવબ્રહ્મની એકતારૂપ સાક્ષાત્કાર થાય–આત્મ દીપ પ્રકટ થાય, અને (૩) આત્મદીપ પ્રકટ થવાથી દુઃખ ટળી

આત્મા ( બ્રહ્મ ) નો નિત્ય **આનન્દ–બ્રહ્માનન્દ**–અનુભવાય. આ રીતે **આત્માનું સત્, ચિત્** અને **આનન્દ** ( સચ્ચિદાનંદ ) સ્વરૂપ અનુભવાવવું, અને જીવાત્મા **બ્રહ્મ** રૂપ જ છે–જીવબ્રહ્મની એકતા છે, અને **બ્રહ્મ** જ એક **સત્ય** વસ્તુ છે અને જગત્ **મિથ્યા** છે એમ બતાવવું, એ **વેદાન્તશાસ્ત્ર(પંચદશી)**નું પરમ તાત્પર્ય છે.

આ તાત્પર્ય કોઈ મહાત્માએ ઘણા જ થોડા શબ્દોમાં એક સુપ્રસિદ્ધ શ્લોકના અર્ધભાગમાં કહી દીધું છે:—

अर्धश्लोके प्रवक्ष्यामि यदुक्तं ग्रंथकोटिभिः ।
ब्रह्म सत्यं जगन्मिथ्या जीवोब्रह्मैव केवलम् ॥

જેઓને પંચદશીમૂળ જાણવાની ઇચ્છા હોય તેમને માટે પ્રથમ દરેક પ્રકરણનો મૂલાર્થ આપ્યો છે. પરંતુ જેઓ સંસ્કૃત નહીં જાણતા હોવાને લીધે મૂળ સમજી શકે તેમ નથી તેમને માટે દરેક પ્રકરણને અંતે તેનો લંબાણ ભાવાર્થ આપવામાં આવ્યો છે, જે વાંચવાથી પણ વેદાન્તનું તાત્પર્ય સમજવામાં આવશે.

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ।।



# श्रीपंचदशी ।

॥ श्रीगणेशाय नमः ॥

॥ श्रीसद्गुरवे नमः ॥

## तत्त्वविवेकप्रकरणम् ॥ १ ॥

### મૂલાર્થ.

### જગત્‌ના તત્ત્વનો વિવેક–તત્ત્વવિવેક.

**૧. અજ્ઞાનનાશ અને જ્ઞાનપ્રાપ્તિને માટે ગુરૂસેવા અને ચિત્તશુદ્ધિની જરૂર. શ્લો. ૧–૨.**

नमः श्रीशंकरानन्दगुरुपादाम्बुजन्मने ।
सविलासमहामोहग्राहग्रासैककर्मणे ॥ १ ॥
तत्पादाम्बुरुहद्वन्द्वसेवानिर्मलचेतसाम् ।
सुखबोधाय तत्त्वस्य विवेकोऽयं विधीयते ॥ २ ॥

**શ્રી શંકરાનન્દ** (વિદ્યારણ્ય સ્વામીના ગુરૂ) ગુરૂના પાદકમળને નમસ્કાર કરૂં છું કે જે પાદકમળનું, સકળ પ્રપંચ સહિત **(સવિલાસ)** મૂળાજ્ઞાન **(મહામોહ)** રૂપી મકર **(ગ્રાહ)**નો ગ્રાસ કરી જવો એ જ એક મુખ્ય કર્તવ્ય છે—અર્થાત મૂળાજ્ઞાનને ટાળનાર શ્રી સદ્‌ગુરૂના પાદકમળને નમસ્કાર કરૂં છું. (૧).

તે ગુરૂના બંને પાદકમળની સેવા કરવાથી જેઓનું ચિત્ત નિર્મળ થયું છે–જેઓએ ચિત્તશુદ્ધિ પ્રાપ્ત કરી છે–તેવા જીજ્ઞાસુઓને સહેલાઇથી તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરાવવાને માટે આ તત્ત્વવિવેક (જગત્‌ના તત્ત્વનું વિવેચન) કરવામાં આવે છે. (૨).

## ૨ જીવનું સચ્ચિદાનંદ સ્વરૂપ અને જીવબ્રહ્મની એકતા. ૩—૧૦

शब्दस्पर्शादयो वेद्या वैचित्र्याज्जागरे पृथक् ।
ततो विभक्ता तत्संविदैकरूप्यान्न भिद्यते ॥ ३ ॥
तथा स्वप्नेऽत्र वेद्यं तु न स्थिरं जागरे स्थिरम् ।
तद्भेदोऽतस्तयोः संविदेकरूपा न भिद्यते ॥ ४ ॥
सुप्तोत्थितस्य सौषुप्ततमोबोधो भवेत्स्मृतिः ।
सा चावबुद्धविषयावबुद्धं तत्तदा तमः ॥ ५ ॥

જાગ્રદવસ્થામાં જે શબ્દસ્પર્શાદિ વિષયો જોવામાં આવે છે તેમાં વિલક્ષણતા હોવાથી તેઓ એક બીજાથી જૂદા છે. પરંતુ તે તે વિષયોનું જ્ઞાન (સંવિત) એક "જ્ઞાન" રૂપે ભાસતું હોવાથી જૂદું નથી. (૩). તે જ પ્રમાણે સ્વપ્નમાં પણ સમજવું. પરંતુ સ્વપ્નના વેદ્ય પદાર્થો સ્થિર નથી, અને જાગ્રતના સ્થિર છે, એટલો જ ફેર છે. પણ બંને અવસ્થાનું જ્ઞાન એકરૂપ હોવાથી તેમાં ફેર (ભેદ) નથી. ( ૪ ). (તેવી જ રીતે ) સુષુપ્તિમાંથી જાગેલા પુરૂષને જે તે અવસ્થાના અજ્ઞાનના જ્ઞાનની સ્મૃતિ થાય છે, તે સ્મૃતિ જાણેલા—અનુભવેલા—વિષયની થાય છે, અનુભવ વિના થાય નહીં. તેથી સુષુપ્તિમાં અજ્ઞાન (તમઃ) નો અનુભવ-જ્ઞાન-થયું છે એમ જાણવું. ( ૫ ).

स बोधो विषयाद्भिन्नो न बोधात्स्वप्नबोधवत् ।
एवं स्थानत्रयेऽप्येका संवित्तद्वद्दिनान्तरे ॥ ६ ॥
मासाब्दयुगकल्पेषु गतागम्येष्वनेकधा ।
नोदेति नास्तमेत्येका संविदेषा स्वयंप्रभा ॥ ७ ॥

સુષુપ્તિ અવસ્થાનું અજ્ઞાનનું આ જ્ઞાન અજ્ઞાન રૂપ પોતાના વિષયથી જૂદું છે, પરંતુ સ્વપ્નજ્ઞાનની પેઠે જ્ઞાનથી જૂદું નથી. આ પ્રમાણે જેવી રીતે એક દીવસની ત્રણે અવસ્થામાં એક જ જ્ઞાન છે, તે જ પ્રમાણે અનેક પ્રકારે ગયેલા અને હવે પછી થનાર દીવસોમાં, મહીને, વર્ષે, યુગમાં કે કલ્પમાં જ્ઞાન એક જ છે-જ્ઞાનની એકતા છે. અને જ્યારે ( ત્રણે કાળમાં) જ્ઞાન એક જ છે, ત્યારે

તેનો જન્મ નથી, નાશ પણ નથી. માટે જ્ઞાન નિત્ય વસ્તુ છે. અને તે (જ્ઞાન–સંવિત્) સ્વયંપ્રકાશ છે–તેનો પ્રકાશ કરનાર બીજું કોઇ જ્ઞાન નથી. ( ૬—૭ ).

इयमात्मा परानन्दः परप्रेमास्पदं यतः ।
मा न भूवं हि भूयासमिति प्रेमात्मनीक्ष्यते ॥ ८ ॥
तत्प्रेमात्मार्थमन्यत्र नैवमन्यार्थमात्मनि ।
अतस्तत्परमं तेन परमानन्दतात्मनः ॥ ९ ॥

આ નિત્ય અને સ્વયંપ્રકાશ જે જ્ઞાન (સંવિત્) તે જ આત્મા છે. તે (આત્મા) પરમ આનન્દરૂપ છે, કેમકે તે પરમ પ્રેમનું સ્થાન છે. જેમકે " મારૂં અસત્ત્વ કદાપિ ન હો ( मा न भूवं), હું હમેશાં હોઉં (भूयासम्) " એ પ્રકારનો પ્રેમ આત્માને વિષે જોવામાં આવે છે. ( ૮ ). અન્ય વસ્તુઓમાં (अन्यत्र) જે પ્રેમ જોવામાં આવે છે તે પોતાના આત્માને માટે છે, પરંતુ આત્મામાં જે પ્રેમ છે તે અન્ય વસ્તુઓને માટે નથી. માટે આત્મા ઉપરનો પ્રેમ પરમ છે. માટે આત્મા પરમાનન્દ રૂપ છે. (૯).

इत्थं सच्चित्परानन्द आत्मा युक्त्या तथाविधम् ।
परं ब्रह्म तयोश्चैक्यं श्रुत्यन्तेषूपदिश्यते ॥ १० ॥

આ પ્રમાણે યુક્તિ વડે આત્મા (જીવાત્મા) સત્ ( નિત્ય, સત્ય), ચિત્ (જ્ઞાનસ્વરૂપ), અને આનન્દ સ્વરૂપ સિદ્ધ કર્યો. પરમ બ્રહ્મ પણ તેવું જ છે. અને તેઓની (જીવબ્રહ્મની) એકતા છે એવો વેદાન્તનો ઉપદેશ છે. (૧૦).

### ૩. જ્ઞાનનો પ્રતિબંધ–અનાદિ અવિદ્યા. ૧૧–૧૪.

अभाने न परं प्रेम भाने न विषये स्पृहा ।
अतो भानेऽप्यभातासौ परमानन्दतात्मनः ॥ ११ ॥
अध्येतृवर्गमध्यस्थपुत्राध्ययनशब्दवत् ।
भानेऽप्यभानं भानस्य प्रतिबन्धेन युज्यते ॥ १२ ॥

(શંકાઃ) આત્માની પરમાનન્દતા ભાસે છે કે નથી ભાસતી ? તેની અપ્રતીતિ (અભાન) હોય તો આત્મા ઉપર પરમ પ્રેમ

થાય નહીં. અને તેની પ્રતીતિ થતી હોય તો વિષયોની ઇચ્છા થવી ન જોઇએ, છતાં થાય છે. (માટે ખરૂં શું છે ?) (ઉત્તરઃ) પરમાનન્દતાની પ્રતીતિ થવા છતાં (भानेऽपि) તે (વિશેષાકારે) અપ્રતીત છે. (૧૧). દાખલા તરીકે ભણનાર વિદ્યાર્થીઓની મધ્યમાં રહી ભણતા પોતાના પુત્રના અધ્યયનનો અવાજ જેમ તેના પિતાને અસ્પષ્ટ રીતે સંભળાયા છતાં બીજા છોકરાઓના અવાજના પ્રતિબંધથી સ્પષ્ટ જાણવામાં આવતો નથી, તેમ આત્માની પરમાનન્દતા સામાન્ય રીતે જાણવામાં આવતી હોવા છતાં પ્રતિબંધને લીધે તે સ્પષ્ટ જણાતી નથી. ( ૧૨ ).

प्रतिबन्धोऽस्तिभातीति व्यवहारार्हवस्तुनि ।
तन्निरस्य विरुद्धस्य तस्योत्पादनमुच्यते ॥ १३ ॥
तस्य हेतुः समानाभिहारः पुत्रध्वनिश्रुतौ ।
इहानादिरविद्यैव व्यामोहैकनिबन्धनम् ॥ १४ ॥

આત્મા કે જે " अस्ति–છે, અને भाति–દેખાય છે, " એવા વ્યવહારને યોગ્ય છે તેને વિશે આ વ્યવહારને બદલે તેથી વિરૂદ્ધ " આત્મા નથી, આત્મા ભાસતો નથી, " એમ જે કહેવું તે પ્રતિબંધ છે. ( ૧૩ ). આ પ્રતિબંધનો હેતુ, જેમ પુત્ર ધ્વનિ સાંભળવામાં બીજા છોકરાઓનું સાથે બોલવું તે છે. તેમ અહીંઆં (इह)-આત્માની પરમાનન્દતાની અપ્રતીતિ હોવામાં–અનેક મોહના કારણ રૂપ અનાદિ અવિદ્યા છે. ( ૧૪ ).

### ૪ પ્રકૃતિ–માયા–અવિદ્યા–કારણદેહ. ૧૫—૧૭.

चिदानन्दमयब्रह्मप्रतिबिम्बसमन्विता ।
तमोरजःसत्त्वगुणा प्रकृतिर्द्विविधा च सा ॥ १५ ॥
सत्त्वशुद्ध्यविशुद्धिभ्यां मायाविद्ये च ते मते ।
मायाबिम्बो वशीकृत्य तां स्यात्सर्वज्ञ ईश्वरः ॥ १६ ॥
अविद्यावशगस्त्वन्यस्तद्वैचित्र्यादनेकधा ।
सा कारणशरीरं स्यात्प्राज्ञस्तत्राभिमानवान् ॥ १७ ॥

સચ્ચિદાનન્દ સ્વરૂપ બ્રહ્મના પ્રતિબિંબ વાળી અને સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણગુણ રૂપ–ત્રિગુણાત્મિકા–ત્રણ ગુણની સામ્યા-

વસ્થા પ્રકૃતિ છે. તે બે પ્રકારની છે. (૧૫). શુદ્ધ સત્વ ગુણ રૂપ જે પ્રકૃતિ તે **માયા** કહેવાય છે, અને અશુદ્ધ સત્ત્વ ગુણ રૂપ ( રજોગુણપ્રધાના ) જે પ્રકૃતિ તે **અવિદ્યા** છે. માયામાં પડેલું બ્રહ્મનું પ્રતિબિંબ તે માયાને પોતાને વશ કરી સર્વજ્ઞ **ઈશ્વર** થાય છે. (૧૬). પરંતુ અવિદ્યામાં પડેલું બ્રહ્મનું પ્રતિબિંબ તે અવિદ્યાને વશ થઇને **જીવ** રૂપ થાય છે. તે અવિદ્યાની અશુદ્ધિની ન્યુનાધિકતાને લીધે આ જીવો અનેક છે. આ અવિદ્યા જીવનું **કારણશરીર** છે, અને તેનો અભિમાની જીવ **પ્રાજ્ઞ** કહેવાય છે. (૧૭).

### ૫ તમોપ્રધાન પ્રકૃતિ–લિંગદેહ. ૧૮–૨૫.

तमःप्रधानप्रकृतेस्तद्भोगायेश्वराज्ञया ।
वियत्पवनतेजोम्बुभुवो भूतानि जज्ञिरे ॥ १८ ॥

પ્રકૃતિનો ત્રીજો પ્રકાર તમોગુણપ્રધાન પ્રકૃતિ છે. તેમાથી જીવોના ભોગને માટે ઇશ્વરની આજ્ઞાથી (૧) આકાશ (વિયત), ૨ પવન, ૩ તેજસ્, ૪ જળ, અને ૫ પૃથ્વી એ પાંચ મહાભૂત ઉત્પન્ન થયાં. (આ પંચભૂત સૂક્ષ્મ છે). ( ૧૮ ).

सत्वांशैः पञ्चभिस्तेषां क्रमाद्धीन्द्रियपञ्चकम् ।
श्रोत्रत्वगक्षिरसनघ्राणाख्यमुपजायते ॥ १९ ॥
तैरन्तःकरणं सर्वैर्वृत्तिभेदेन तद्द्विधा ।
मनो विमर्शरूपं स्याद्बुद्धिः स्यान्निश्चयात्मिका ॥ २० ॥

આ દરેક મહાભૂતમાં રહેલા સત્વાંશોના એક એક તૃતીયાંશમાંથી અનુક્રમે (૧) શ્રોત્ર, ૨ ત્વક્, ૩ અક્ષિ, ૪ રસન, અને ૫ ઘ્રાણ એ પાંચ જ્ઞાનેંદ્રિયો ઉત્પન્ન થઇ. (૧૯). વળી તે દરેક મહાભૂતમાંના સત્વાંશના બીજા બીજા તૃતીયાંશો ભેગા કરીને અંતઃકરણ બનાવ્યું. તેની વૃત્તિના ભેદ પ્રમાણે તે બે પ્રકારનું છેઃ ૧. વિમર્શ–સંકલ્પ વિકલ્પ–રૂપ **મનસ્** અને ૨. નિશ્ચયાત્મિકા **બુદ્ધિ**. (૨૦).

रजोंऽशैः पञ्चभिस्तेषां क्रमात्कर्मेन्द्रियाणि तु ।
वाक्पाणिपादपायूपस्थाभिधानानि जज्ञिरे ॥ २१ ॥

तैः सर्वैः सहितैः प्राणो वृत्तिभेदात्स पञ्चधा ।
प्राणोऽपानः समानश्चोदानव्यानौ च ते पुनः ॥ २२ ॥

પાંચે મહાભૂતોના રજોઅંશોના દરેક તૃતીયાંશમાંથી અનુક્રમે ૧ વાક્, ૨ પાણિ ( ગ્રહણ કરવાની ઇંદ્રિય ), ૩ પાદ—ચાલવાની ઇંદ્રિય, ૪ ઉપસ્થ, અને ૫ પાયુ એ પાંચ કર્મેંદ્રિયો થઇ. (૨૧). અને તે રજોઅંશોના બીજા બીજા તૃતીયાંશો ભેગા કરીને પ્રાણ બનાવ્યો. તે પ્રાણની વૃત્તિ(વ્યાપાર) પ્રમાણે તે ૧. પ્રાણ, ૨. અપાન, ૩. સમાન, ૪. ઉદાન, અને ૫. વ્યાન એવો પાંચ પ્રકારનો કહેવાય છે. ( આ કર્મેન્દ્રિયો અને પ્રાણ પણ સૂક્ષ્મ છે. (૨૨).

बुद्धिकर्मेन्द्रियप्राणपञ्चकैर्मनसा धिया ।
शरीरं सप्तदशभिः सूक्ष्मं तल्लिङ्गमुच्यते ॥ २३ ॥

પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ કર્મેંદ્રિયો, પાંચ પ્રાણ, મન, અને બુદ્ધિ એ ૧૭ મળીને જે સૂક્ષ્મદેહ બનેલો છે તે લિંગદેહ કહેવાય છે.(૨૩).

प्राज्ञस्तत्राभिमानेन तैजसत्वं प्रपद्यते ।
हिरण्यगर्भतामीशस्तयोर्व्यष्टिसमष्टिता ॥ २४ ॥
समष्टिरीशः सर्वेषां स्वात्मतादात्म्यवेदनात् ।
तदभावात्ततोऽन्ये तु कथ्यन्ते व्यष्टिसंज्ञया ॥ २५ ॥

એ લિંગદેહ ઉપર અભિમાન ધરાવવાથી પ્રાજ્ઞ ( જીવ ) તૈજસ કહેવાય છે, અને ઈશ્વર હિરણ્યગર્ભ કહેવાય છે. જીવ વ્યષ્ટિ છે, અને સર્વ જીવોના સમૂહને સમષ્ટિ ઈશ્વર કહે છે. ( ૨૪ ). ઈશ્વર સમષ્ટિ છે, કેમકે તે સર્વ જીવોની સાથેની પોતાની એકતા (स्वात्म-तादात्म्य ) જાણે છે ( वेदनात् ). જીવને તે એકતાનું જ્ઞાન નહીં હોવાથી તે વ્યષ્ટિ કહેવાય છે. (૨૫).

### ૬. પંચીકરણ—સ્થૂલદેહ. ૨૬–૩૩.

तद्भोगाय पुनर्भोग्यभोगायतनजन्मने ।
पञ्चीकरोति भगवान्प्रत्येकं वियदादिकम् ॥ २६ ॥
द्विधा विधाय चैकैकं चतुर्धा प्रथमं पुनः ।
स्वस्वेतरद्वितीयांशैर्योजनात्पञ्च पञ्च ते ॥ २७ ॥

ફરીથી જીવોના ભોગને માટે ભોગ્ય પદાર્થો અને ભોગના સાધનરૂપ સ્થૂલદેહ ( ભોગાયતન ) બનાવવા સારૂ પરમેશ્વર પ્રત્યેક આકાશાદિ પંચભૂતનું પંચીકરણ કરે છે. ( ૨૬ ). તે એવા રીતે કે પ્રથમ દરેક પંચભૂતના બે સરખા ભાગ કરીને ફરીથી દરેકના અડધા અડધા ભાગના ચાર ચાર સરખા ભાગ કરે છે. પછી બાકી રહેલા અડધ અડધ ભાગોમાં પોતાનાથી બીજાં ચાર ભૂતોના ઉપર જણાવેલા ચતુર્થાંશોમાંથી એકેક ચતુર્થાંશ ઉમેરવાથી તે દરેક ભૂત પાંચ પાંચ ભૂતાત્મક બને છે. ( આનું નામ **પંચીકરણ** કહેવાય છે ). ( ૨૭ ).

तैरण्डस्तत्र भुवनं भोग्यभोगाश्रयोद्भवः ।
हिरण्यगर्भः स्थूलेऽस्मिन्देहे वैश्वानरो भवेत् ॥ २८ ॥

આ પંચીકૃત પાંચ ભૂતોનું સ્થૂલ બ્રહ્માંડ બને છે. તે બ્રહ્માંડમાં ૧૪ લોક અને ભોગ્ય પદાર્થો તથા ભોગાશ્રયો ( સ્થૂલ હાથ પગવાળાં સ્થૂલ શરીરો ) ઉત્પન્ન થાય છે. આ સ્થૂલ બ્રહ્માંડમાં હિરણ્યગર્ભ **વૈશ્વાનર**-વિરાટ્-કહેવાય છે. (૨૮).

तैजसा विश्वतां याता देवतिर्यङ्नरादयः ।
ते पराग्दर्शिनः प्रत्यक्तत्त्वबोधविवर्जिताः ॥ २९ ॥
कुर्वते कर्म भोगाय कर्म कर्तुं च भुञ्जते ।
नद्यां कीटा इवावर्तादावर्तान्तरमाशु ते ।
व्रजन्तो जन्मनो जन्म लभन्ते नैव निर्वृतिम् ॥ ३० ॥

આ સ્થૂલ દેહમાં તૈજસ ( જીવો ) **વિશ્વ** નામથી ઓળખાય છે. તેમાંના કેટલાક દેવ, કેટલાક તિર્યક્ ( સર્પાદિ ), કેટલાક મનુષ્યો, વગેરે નામથી ઓળખાય છે. આ સ્થૂલ દેહવાળા જીવો આત્મ ( પ્રત્યક્ )તત્ત્વને નહીં જાણતાં બાહ્ય શબ્દાદિને જ જુએ છે. ( ૨૯ ) ( અને શરીરોનો આશ્રય કરીને ) ભોગને માટે કર્મ કરે છે, અને ફરીથી કર્મ કરવાને માટે કર્મોના ફળને ભોગવે છે; અને નદીમાંના કીડા જેમ જળના એક વમળમાંથી બીજા વમળમાં તણાતા તણાતા જઇને વિશ્રાન્તિ પામતા નથી, તેમ આ જીવો એક જન્મથી બીજે જન્મ પ્રાપ્ત કરી સુખ પામતા નથી. (૩૦).

सत्कर्मपरिपाकात्ते करुणानिधिनोद्धृताः ।
प्राप्य तीरतरुच्छायां विश्राम्यन्ति यथासुखम् ॥ ३१ ॥
उपदेशमवाप्यैवमाचार्यात्तत्त्वदर्शिनः ।
पञ्चकोशविवेकेन लभन्ते निर्वृतिं पराम् ॥ ३२ ॥

પરંતુ જેમ તે કીડાઓ સત્કર્મના પરિપાકથી કોઇ કરૂણાનિધિ પુરૂષ તેમને નદીના પ્રવાહમાંથી બહાર ખેંચી કાઢતાં કોઇ વૃક્ષની છાયામાં વિશ્રામ લઇને સુખ પામે છે; તેવી રીતે પૂર્વોપાર્જિત પુણ્ય કર્મના પરિપાકવશાત્ જીવને જો **તત્ત્વદર્શી** આચાર્ય–ગુરૂ–પ્રાપ્ત થાય, તો તેમની પાસેથી **तत्त्वमस्यादि** વાક્યોના જ્ઞાનના સાધનરૂપ શ્રવણ ( **ઉપદેશ** ) મેળવીને જીવ પંચકોશના વિવેક વડે પરમ નિર્વૃતિ–મોક્ષસુખ–પ્રાપ્ત કરે. ( ૩૧–૩૨ ).

### ૭. પંચકોશ. ૩૩–૩૯.

अन्नं प्राणो मनो बुद्धिरानन्दश्चेति पञ्च ते ।
कोशास्तैरावृतः स्वात्मा विस्मृत्या संसृतिं व्रजेत् ॥ ३३ ॥

**કોશ** ( ત્રણ શરીરમાં રહેલા પડદા ) પાંચ છે. ૧. **અન્નમય**, ૨ **પ્રાણમય**, ૩ **મનોમય**, ૪ **વિજ્ઞાનમય** ( બુદ્ધિનો ), અને ૫. **આનંદમય**. આ પાંચ કોશવડે ઢંકાયેલો જીવાત્મા પોતાના સ્વરૂપને ભૂલીને સંસારને પામે છે–સંસરે છે. (૩૩).

स्यात्पञ्चीकृतभूतोत्थो देहः स्थूलोऽन्नसंज्ञकः ।
लिङ्गे तु राजसैः प्राणैः प्राणः कर्मेन्द्रियैः सह ॥३४॥
सात्विकैर्धीन्द्रियैः साकं विमर्शात्मा मनोमयः ।
तैरेव साकं विज्ञानमये धीर्निश्चयात्मिका ॥ ३५ ॥
कारणे सत्त्वमानन्दमये मोदादिवृत्तिभिः ।
तत्तत्कोशैस्तु तादात्म्यादात्मा तत्तन्मयो भवेत् ॥ ३६ ॥

પંચીકૃત ભૂતોમાંથી ઉત્પન્ન થયેલો સ્થૂલદેહ **અન્નમય** કહેવાય છે. લિંગદેહમાં ત્રણ કોશ રહેલા છેઃ રજોગુણમાંથી ઉત્પન્ન થયેલા પાંચ પ્રાણ અને પાંચ કર્મેન્દ્રિયો મળીને થયેલો **પ્રાણમય** કોશ છે; સાત્વિક જ્ઞાનેન્દ્રિયોની સાથે વિમર્શાત્મા મન મળીને થયેલો **મનોમય**

કોશ છે; અને તે જ જ્ઞાનેંદ્રિયોની સાથે નિશ્ચયાત્મિકા બુદ્ધિ મળીને થયેલો **વિજ્ઞાનમય** કોશ છે. આ ત્રણ કોશ લિંગદેહમાં રહેલા છે. ( ૩૪–૩૫ ). અને કારણદેહમાં મોદ, પ્રમોદ, વગેરે પ્રકારની સુખવૃત્તિઓ સહિત રહેલો મલિનસત્ત્વ **આનન્દમય** કોશ કહેવાય છે. આ પાંચ કોશોની સાથે તાદાત્મ્યાભિમાન ધારણ કરવાથી જીવ પોતાને તે તે કોશ રૂપ માને છે. (૩૬).

### ૮. પંચકોશવિવેક–અન્વય વ્યતિરેક. ૩૭-૪૨.

अन्वयव्यतिरेकाभ्यां पञ्चकोशविवेकतः ।
स्वात्मानं तत उद्धृत्य परं ब्रह्म प्रपद्यते ॥ ३७ ॥

અન્વય વ્યતિરેક વડે પંચકોશનો વિવેક કરી તે કોશોમાંથી સ્વાત્માને બહાર કાઢવાથી જીવ પરબ્રહ્મ રૂપ થાય છે. (૩૭).

अभाने स्थूलदेहस्य स्वप्ने यद्भानमात्मनः ।
सोऽन्वयो व्यतिरेकस्तद्भानेऽन्यानवभासनम् ॥ ३८ ॥
लिङ्गाभाने सुषुप्तौ स्यादात्मनो भानमन्वयः ।
व्यतिरेकस्तु तद्भाने लिङ्गस्याभानमुच्यते ॥ ३९ ॥
तद्विवेकाद्विविक्ताः स्युः कोशाः प्राणमनोधियः ।
ते हि तत्र गुणावस्थाभेदमात्रात्पृथक्कृताः ॥ ४० ॥
सुषुप्त्यभाने भानं तु समाधावात्मनोऽन्वयः ।
व्यतिरेकस्त्वात्मभाने सुषुप्त्यनवभासनम् ॥ ४१ ॥

સ્વપ્નાવસ્થામાં સ્થૂલદેહનું ભાન ( પ્રતીતિ ) નહીં રહેવા છતાં આત્માનું જે ભાન–સ્વપ્નના સાક્ષી તરીકેનું જે સ્ફુરણ–રહે છે તે ( ભાન ) આત્માનો **અન્વય** કહેવાય છે. અને આત્માનું સ્ફુરણ છતાં સ્થૂલ દેહની જે અપ્રતીતિ તે સ્થૂલ દેહનો **વ્યતિરેક** છે.(૩૮). સુષુપ્તિમાં લિંગદેહનું ભાન નહીં રહેવા છતાં સુષુપ્તિના સાક્ષી તરીકેનું જે આત્માનું સ્ફુરણ–ભાન–થાય છે તે આત્માનો અન્વય છે, અને આત્માનું ભાન છતાં લિંગદેહનું જે અભાન તે લિંગદેહનો વ્યતિરેક છે. (૩૯). આ લિંગદેહના વિવેકથી તેમાં રહેલા પ્રાણમયાદિ ત્રણ કોશનું પણ વિવેચન થાય છે. આ ત્રણ કોશો ( પ્રાણ, મન, અને

વિજ્ઞાન ) ત્રણ ગુણોની અવસ્થાના ભેદને લીધે જ જૂદા જૂદા વર્ણ-વ્યા. છે. (૪૦). પરંતુ સમાધિમાં તો સુષુપ્તિ-કારણદેહ-નું પણ ભાન થતું નથી, છતાં તે વખતે આત્માનું સ્ફુરણ-સમાધિના સાક્ષી તરીકેની સત્તા-તો હોય છે. તે આત્માનો અન્વય; અને સમાધિમાં આત્માનું ભાન હોવા છતાં કારણદેહની પણ અપ્રતીતિ થવી તે કારણદેહનો-આનન્દમય કોશનો-વ્યતિરેક છે. ( માટે ત્રણે દેહથી જૂદો આત્મા છે એમ સિદ્ધ થાય છે. ) (૪૧).

यथा मुञ्जादिषीकैवमात्मा युक्त्या समुद्धृतः ।
शरीरत्रितयाद्धीरैः परं ब्रह्मैव जायते ॥ ४२ ॥

જેવી રીતે યુક્તિ પૂર્વક મુંજમાંથી કોમળ તૃણ ( ઇષીકા ) ખેંચી કાઢવામાં આવે છે, તેવી રીતે યુક્તિથી ત્રણે શરીરોમાંથી આત્મા જૂદો કરીને ખેંચી કાઢવામાં આવતાં તે પરબ્રહ્મરૂપ થાય છે. (૪૨ ).

### ૯. तत्त्वमस्यादि મહાવાક્યોનો લક્ષ્યાર્થ. ૪૩-૫૨.

परापरात्मनोरेवं युक्त्या संभावितैकता ।
तत्त्वमस्यादिवाक्यैः सा भागत्यागेन लक्ष्यते ॥ ४३ ॥

આ પ્રમાણે યુક્તિ વડે પરાત્મા ( બ્રહ્મ ) અને અપરાત્મા ( જીવ ) એ બંનેની એકતા માન્ય કરવામાં આવી. પરંતુ તે એકતાનું સ્પષ્ટ ( અપરોક્ષ ) જ્ઞાન તો तत्त्वमसि વગેરે ચાર મહાવાક્યો વડે ભાગત્યાગથી એટલે વિરૂદ્ધાંશ-જડાંશ-ના ત્યાગથી થાય છે. [ તે માટે ઉત્તર ગ્રંથનો આરંભ કરીએ છીએ. ] [૪૩].

जगतो यदुपादानं मायामादाय तामसीम् ।
निमित्तं शुद्धसत्वां तामुच्यते ब्रह्म तद्गिरा ॥ ४४ ॥
यदा मलिनसत्त्वां तां कामकर्मादिदूषिताम् ।
आदत्ते तत्परं ब्रह्म त्वंपदेन तदोच्यते ॥ ४५ ॥
त्रितयीमपि तां मुक्त्वा परस्परविरोधिनीम् ।
अखण्डं सच्चिदानन्दं महावाक्येन लक्ष्यते ॥ ४६ ॥

જયારે બ્રહ્મ તમોપ્રધાન પ્રકૃતિને ઉપાધિ રૂપે લઇને જગતનું

ઉપાદાન કારણ થાય છે, અને શુદ્ધ સત્ત્વ વાળી માયાની ઉપાધિને લઈને જગતનું નિમિત્ત કારણ (ઈશ્વર) થાય છે, ત્યારે તે બ્રહ્મ તત્ (જગતના ઉપાદાન અને નિમિત્ત કારણ રૂપ) પદનો વાચ્ય-ઈશ્વર-કહેવાય છે. (૪૪). જ્યારે બ્રહ્મ કામ, કર્માદિથી દૂષિત થયેલી મલિન સત્ત્વવાળી અવિદ્યાની ઉપાધિનો સ્વીકાર કરે છે, ત્યારે તે (બ્રહ્મ) तत्त्वमसिમાંના त्वम् (જીવ) પદનો વાચ્ય કહેવાય છે. (૪૫). આ ત્રણે પ્રકારની પરસ્પર વિરોધી માયાને તજી દેવાથી तत्त्वमसि એ મહા વાક્યનું લક્ષ્ય ફક્ત અખંડ(ભેદરહિત) સચ્ચિદાનન્દ સ્વરૂપ બ્રહ્મ છે એમ જાણવામાં આવે છે. (૪૬).

सोऽयमित्यादिवाक्येषु विरोधात्तदिदन्तयोः ।
त्यागेन भागयोरेक आश्रयो लक्ष्यते यथा ॥ ४७ ॥
मायाविद्ये विहायैवमुपाधी परजीवयोः ।
अखण्डं सच्चिदानन्दं परं ब्रह्मैव लक्ष्यते ॥ ४८ ॥

જેવી રીતે "सोऽयं देवदत्तः"-જે પ્રથમ જોયો હતો તે જ આ દેવદત્ત છે-ઇત્યાદિ વાક્યોમાં "તે" (તત્) અને "આ" (ઈદમ્)-એટલે કે પ્રથમ જે ભિખારી વેશમાં આવેલો હતો તે (सः) અને આજે જે કાષાય વસ્ત્રમાં જોવામાં આવે છે તે આ (अयं)-એ બંને વેશમાં વિરોધ હોવાથી "તે" અને "આ" બંને વેશરૂપી ભાગ-વિરૂદ્ધાંશો-નો ત્યાગ કરવાથી દેવદત્ત સ્વરૂપ એક જ આશ્રય જોવામાં આવે છે; તેવી જ રીતે ઈશ્વર (પર-તત્પદવાચ્ય) અને જીવ (त्वंપદ વાચ્ય) ની ઉપાધિ-માયા અને અવિદ્યા-રૂપી વિરૂદ્ધાંશનો ત્યાગ કરવાથી તત્ (ઈશ્વર) અને ત્વં (જીવ) એ બે પદોથી ફક્ત અખંડ (ભેદરહિત) સચ્ચિદાનન્દ સ્વરૂપ બ્રહ્મ જ લક્ષ્ય તરીકે જાણવામાં આવે છે, બીજું કાંઈ જ નહીં. (૪૭-૪૮).

सविकल्पस्य लक्ष्यत्वे लक्ष्यस्य स्यादवस्तुता ।
निर्विकल्पस्य लक्ष्यत्वं न दृष्टं न च संभवि ॥ ४९ ॥
विकल्पो निर्विकल्पस्य सविकल्पस्य वा भवेत् ।
आद्ये व्याहतिरन्यत्रानवस्थात्माश्रयादयः ॥ ५० ॥

શંકાઃ આ લક્ષ્ય (સચ્ચિદાનન્દ સ્વરૂપ બ્રહ્મ) સવિકલ્પ છે કે નિર્વિકલ્પ છે? (વિકલ્પ=જે ન હોય તેની કલ્પના કરવી તે,

જેમ રજ્જુમાં સર્પની કલ્પના. ) એટલે કે લક્ષ્ય નામ, જાતિ, વિગેરે રૂપી કલ્પિત વિકલ્પવાળું (કલ્પિત). છે કે તે વિકલ્પ રહિત (વાસ્તવિક) છે ? જો લક્ષ્યને સવિકલ્પ કહેશો તો તમારૂં લક્ષ્ય જ અવાસ્તવિક—કલ્પિત—થશે, અને જો તેને નિર્વિકલ્પ કહેશો તો જેને ઓળખાવનારૂં નામ, જાતિ, વગેરે ચિન્હ નથી તેવું લક્ષ્ય લોકમાં જોવામાં આવતું નથી, તેમ જ તેવા (નામ જાતિ રહિત) લક્ષ્યનો સંભવ પણ નથી. માટે તમારૂં લક્ષ્ય કેવું છે તે કહો. (૪૯).
ઉત્તરઃ ઉત્તરમાં સિદ્ધાન્તી પૂર્વપક્ષીને (શંકા કરનારને) સામો પ્રશ્ન કરી બતાવી આપે છે કે લક્ષ્ય સંબંધી આવી શંકા કરવી એ જ અયોગ્ય છે. સિદ્ધાન્તી પૂછે છે કે તમે જે આ વિકલ્પ કર્યો તે લક્ષ્યને (બ્રહ્મને) નિર્વિકલ્પ (શુદ્ધ) સમજીને કર્યો કે સવિકલ્પ (કાલ્પનિક બ્રહ્મ) સમજીને કર્યો ? જો નિર્વિકલ્પ સમજીને કર્યો હોય તો જેને વિકલ્પ (નામ જાત્યાદિ) નથી તેનો વિકલ્પ (શંકા) બને નહીં, તેથી તમારા કહેવામાં વ્યાહતિ નામનો દોષ (वदतो व्याघातः—जिह्वा मेऽस्ति न वा ? એ પ્રશ્નમાં કહેલો,) આવે છે. અને જો લક્ષ્યને સવિકલ્પ કહેશો તો તેમ કહેવામાં પણ અનવસ્થા, આત્માશ્રય, વગેરે દોષો લાગુ પડશે. ( આની સમજ આગળ તત્ત્વાર્થપ્રકાશિકામાં આપવામાં આવી છે ). (૫૦).

> इदं गुणक्रियाजातिद्रव्यसंबन्धवस्तुषु ।
> समं तेन स्वरूपस्य सर्वमेतदितीष्यताम् ॥ ५१ ॥
> विकल्पतदभावाभ्यामसंस्पृष्टात्मवस्तुनि ।
> विकल्पितत्वलक्ष्यत्वसंबन्धाद्यास्तु कल्पिताः ॥ ५२ ॥

લક્ષ્ય સંબંધમાં જ વિકલ્પ કરવાથી આ દોષો આવે છે એમ નથી, પરંતુ ગુણ, ક્રિયા, જાતિ, દ્રવ્ય, અને સંબંધ એ પાંચે સંબંધી વિકલ્પ કરતાં તેવા જ દોષો જણાશે. જેમકે गुणः निर्गुणे वर्तते अथवा गुणवति । જેમ ગુણ નિર્ગુણ પદાર્થમાં છે કે ગુણવાળા પદાર્થમાં છે ? જો નિર્ગુણમાં છે એમ કહેશો તો વદતો વ્યાઘાત થશે. જો "ગુણવાળામાં ગુણ" કહેશો—गुणेन सह वर्तते इति गुणवान्—તો " ગુણવાળો " અને બીજો " ગુણ " શબ્દ કહ્યો તે બંને ગુણ એક જ છે કે જૂદા ? જો એક જ કહેશો તો એક જ ગુણ આધાર અને એક જ ગુણ આધેય બની આત્માશ્રય દોષ

આવશે. મતલબ કે તે ગુણ પદાર્થમાં રહેલો હોઇને જ તેણે તેને ગુણવાન કર્યો કે પ્રથમ પદાર્થની બહાર હતો તેણે પછીથી પદાર્થમાં દાખલ થઇને તેને ગુણવાન કર્યો ? જો ગુણ પદાર્થમાં હતો જ, તો પછી પદાર્થમાં રહેલો હોઇને તેણે તેને ગુણવાન કેવી રીતે કર્યો ? માટે એમ જ જાણો કે આ સર્વ ગુણાદિ વસ્તુના સ્વરૂપમાં જ રહેલા છે-વસ્તુસ્વરૂપના જ છે. માટે તેના સંબંધી આવી શંકા કરવી યોગ્ય નથી. ( ૫૧ ). માટે વિકલ્પ અને તેનો અભાવ એ બંને જેમાં નથી એવી આત્મવસ્તુમાં વિકલ્પિતત્વ, લક્ષ્યત્વ ( તેને અમુક રીતનું લક્ષ્ય માનવું તે ), સંબંધ, વગેરે સર્વ ફક્ત કલ્પવામાં આવ્યા છે-વાસ્તવિક રીતે છે જ નહીં. (૫૨).

## ૧૦ માયા અને અવિદ્યા રૂપ ઉપાધિને છોડવાનો માર્ગ-શ્રવણ, મનન, નિદિધ્યાસન, સમાધિ. ૫૩-૫૮.

इत्थं वाक्यैस्तदर्थानुसंधानं श्रवणं भवेत् ।
युक्त्या संभावितत्वानुसंधानं मननं तु तत् ॥ ५३ ॥
ताभ्यां निर्विचिकित्सेऽर्थे चेतसः स्थापितस्य यत् ।
एकतानत्वमेतद्धि निदिध्यासनमुच्यते ॥ ५४ ॥

આ પ્રમાણે ( "जगतो यदुपादानं" ઇત્યાદિમાં કહેલા પ્રકારે ) तत्त्वमस्यादि મહા વાકયોવડે તે મહા વાકયોના અર્થનું-જીવબ્રહ્મની એકતાનું-ચિંતન કરવું તેનું નામ **શ્રવણ** છે. "शब्दस्पर्शादयो वेद्याः" ઇત્યાદિ યુકિતઓમાં કહેલા પ્રકારે ઉપર જણાવેલા નિશ્ચય કરેલા અર્થનું ચિંતન કરવું તેનું નામ **મનન** છે. (૫૩). અને આ શ્રવણ અને મનન વડે સંશય રહિત કરેલા અર્થમાં (જીવબ્રહ્મની એકતામાં) સ્થાપિત કરેલા (ધારણાવાળા) ચિત્તનું જે એકતાનત્વ-ચિત્તની એકાકાર વૃત્તિનો પ્રવાહ ચલાવ્યા કરવો-તેનું નામ **નિદિધ્યાસન** છે. ( ૫૪ ).

ध्यातृध्याने परित्यज्य क्रमाद्ध्येयैकगोचरम् ।
निवातदीपवच्चित्तं समाधिरभिधीयते ॥ ५५ ॥

ઉપર કહેલા નિદિધ્યાસનમાં તો ધ્યાતા, ધ્યાન, અને ધ્યેય જૂદાં જૂદાં ભાસે છે. પરંતુ જયારે અભ્યાસ વશાત્ ધ્યાતા અને ધ્યાનનો ખ્યાલ-વિચાર-ક્રમે ક્રમે બીલકુલ છોડી દઇને ( परित्य-

જ્ય) સ્થાનમાં (નિવાત) સ્થિર થઇ રહેલા દીવાની પેઠે સ્થિર ચિત્ત એકલા ધ્યેય (બ્રહ્મ) માં જ લાગી રહે છે-ધ્યેય સિવાય બીજા (ધ્યાતા કે ધ્યાનનો) કોઈનો વિચાર કરતું જ નથી, ત્યારે તે સમાધિ કહેવાય છે. (આને નિર્વિકલ્પ સમાધિ કહે છે.) (૫૫).

वृत्तयस्तु तदानीमज्ञाता अप्यात्मगोचराः ।
स्मरणादनुमीयन्ते व्युत्थितस्य समुत्थितात् ॥ ५६ ॥
वृत्तीनामनुवृत्तिस्तु प्रयत्नात्प्रथमादपि ।
अदृष्टासकृदभ्याससंस्कारसचिवाद्भवेत् ॥ ५७ ॥

સમાધિમાં ચિત્તની ધ્યેયૈકગોચર વૃત્તિ અજ્ઞાત રહેલી છે, છતાં પણ તે વખતે તેવી વૃત્તિનો સદ્‌ભાવ છે એવું સમાધિમાંથી ઉઠેલાને ઉત્પન્ન થતા સ્મરણથી અનુમાન કરી શકાય છે. (૫૬). તેમ જ વળી ધ્યેયૈકગોચર વૃત્તિની ધ્યેયમાં અનુવૃત્તિ પ્રયત્ન વિના પણ પ્રથમ કરેલા પ્રયત્નોથી, તેમ જ અદૃષ્ટથી (પૂર્વજન્મોમાં કરેલા યોગાભ્યાસના સંસ્કારથી), (તેમ જ આ જન્મમાં) વારંવાર કરેલા સમાધિ અભ્યાસથી ઉત્પન્ન થયેલા સંસ્કાર, એ વગેરે સહકારિ કારણોને લીધે સંભવે છે. (૫૭).

यथा दीपो निवातस्थ इत्यादिभिरनेकधा ।
भगवानिममेवार्थमर्जुनाय न्यरूपयत् ॥ ५८ ॥

પૂર્વાચાર્યોએ પણ આ સમાધિનું નિરૂપણ કર્યું છે. જેમકે "यथा दीपो निवातस्थो नेंगते सोपमा स्मृता" । ઇત્યાદિ શ્લોકો વડે શ્રીકૃષ્ણ ભગવાને અનેક પ્રકારે અર્જુન આગળ આ નિર્વિકલ્પ સમાધિ રૂપ અર્થનું નિરૂપણ કર્યું છે. (૫૮).

## ૧૧. સમાધિફલ. ૫૯-૬૪.

अनादाविह संसारे संचिताः कर्मकोटयः ।
अनेन विलयं यान्ति शुद्धो धर्मो विवर्धते ॥ ५९ ॥

આ સમાધિથી આ અનાદિ સંસારમાં પુણ્યાપુણ્ય રૂપી સંચિત કરેલાં અનેક કર્મો વિલય પામે છે-નાશ પામે છે, અને શુદ્ધ-અવિદ્યા નિવર્તક સાક્ષાત્કારના સાધનભૂત-ધર્મની

(અંતઃકરણશુદ્ધિની) વૃદ્ધિ થાય છે. (૫૯).

धर्ममेघमिमं प्राहुः समाधिं योगवित्तमाः ।
वर्षत्येष यतो धर्मामृतधाराः सहस्रशः ॥ ६० ॥

અષ્ટાંગ યોગમાં અતિ કુશળ એવા-બ્રહ્મ સાક્ષાત્કારવાળા-મહાત્માઓ પણ આ નિર્વિકલ્પ સમાધિને **ધર્મમેઘ** કહે છે, કેમકે તે (સમાધિ) ધર્મરૂપી અમૃતની હજારો ધારાઓ વર્ષાવે છે. (**ધર્મામૃત**=ચિત્તની પ્રસન્નતા રૂપી અમૃત, અથવા યોગબળથી શરીરમાં ઉત્પન્ન થતી શક્તિઓ.) (૬૦).

अमुना वासनाजाले निःशेषं प्रविलापिते ।
समूलोन्मूलिते पुण्यपापाख्ये कर्मसंचये ॥ ६१ ॥
वाक्यमप्रतिबद्धं सत्प्राक्परोक्षावभासिते ।
करामलकवद्बोधमपरोक्षं प्रसूयते ॥ ६२ ॥

(આ પ્રમાણે) સમાધિથી વાસનાજાલનો નિઃશેષ રીતે લય થતાં, અને પુણ્ય પાપ રૂપી કર્મસંચય તેના મૂળ (અજ્ઞાન-અવિદ્યા) સહિત ઉખડી જતાં तत्त्वमसि વાકય (અનાદિ અવિદ્યા રૂપી) પ્રતિબંધ રહિત થઇ જાય છે, અને પછી તે વાકય પ્રથમ પરોક્ષ રીતે જાણેલા આત્માને વિશે હાથમાંના આમળાની પેઠે **અપરોક્ષ જ્ઞાન** ઉત્પન્ન કરે છે. (वाक्यं प्रसूयते). (૬૧-૬૨).

परोक्षं ब्रह्मविज्ञानं शाब्दं देशिकपूर्वकम् ।
बुद्धिपूर्वकृतं पापं कृत्स्नं दहति वह्निवत् ॥ ६३ ॥
अपरोक्षात्मविज्ञानं शाब्दं देशिकपूर्वकम् ।
संसारकारणाज्ञानतमसश्चण्डभास्करः ॥ ६४ ॥

જ્યારે ગુરૂના ઉપદેશ માત્રથી પ્રાપ્ત થયેલું અને तत्त्वमसि વગેરે શ્રુતિ વાકયોથી ઉત્પન્ન થયેલું (शाब्दं) "હું બ્રહ્મ છું" એવું **પરોક્ષ બ્રહ્મજ્ઞાન** થાય છે, ત્યારે તે (પરોક્ષજ્ઞાન) બુદ્ધિ પૂર્વક કરેલાં સકળ સંચિત પાપને અગ્નિની પેઠે બાળી મૂકે છે. (૬૩). અને "હું બ્રહ્મ છું" એવું ગુરૂ અને શાસ્ત્રદ્વારા નિશ્ચય પૂર્વક જાણેલું બ્રહ્મનું **અપરોક્ષજ્ઞાન** ઉત્પન્ન થાય છે, ત્યારે તે

જ્ઞાન સંસારના અનાદિ કારણ રૂપ જે મૂલાજ્ઞાન છે, તેનો નાશ કરનાર મધ્યાહ્ન કાળના પ્રચંડ સૂર્ય જેવો સૂર્ય છે. (૬૪).

## ૧૨. અપરોક્ષ જ્ઞાનનું ફલ-સંસારનાશ અને મોક્ષસુખની પ્રાપ્તિ. ૬૫.

इत्थं तत्त्वविवेकं विधाय विधिवन्मनः समाधाय ।
विगलितसंसृतिबन्धः प्राप्नोति परं पदं नरो नचिरात्

આ પ્રમાણે ઉપર કહેલા પ્રકારથી તત્ત્વવિવેક-પંચકોશથી આત્માનો વિવેક-કરી, તેમાં શાસ્ત્રોક્ત પ્રકારે મનને સ્થિર કરી, અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત કરી તે (જ્ઞાન) વડે જે પુરૂષે સંસાર રૂપી બંધનો નાશ કર્યો છે, તે પુરૂષ વિના વિલંબે નિરતિશયાનન્દ રૂપ મોક્ષ (परं पदं) પ્રાપ્ત કરે છે. (૬૫).

इति श्रीभारतीतीर्थविद्यारण्यस्वामिविरचितपंचदश्यां तत्त्वविवेकप्रकरणं समाप्तम् ॥ १ ॥

ॐ શાન્તિ: શાન્તિ: શાન્તિ: ॥

## પહેલું પ્રકરણ સમાપ્ત.



# તત્ત્વાર્થપ્રકાશિકા.

## પ્રકરણ ૧.

## श्रीगणेशाय नमः ॥

## श्रीसद्गुरवे नमः ॥

## તત્ત્વવિવેક.

### ભાવાર્થ.

ઉપર "વેદાન્ત શું શીખવે છે?" માં જણાવ્યા પ્રમાણે પંચદશીનાં પહેલાં પાંચ પ્રકરણ **વિવેક** નામનાં છે. તેમાં આત્મા છે કે નહિ? અને તે કોણ છે? તેનો વિવેક કર્યો છે, એટલે કે આત્મા જગત્ રૂપ છે, શરીર રૂપ છે, કે તેથી જુદો છે? તે નિત્ય છે કે અનિત્ય છે? તેનું સ્વરૂપ કેવું છે? એ વગેરે સંબંધી તેમાં વિવેચન કર્યું છે.

આપણે આ સૃષ્ટિમાં ત્રણ જાતનાં જગત્ જોઇએ છીએ— ૧. **બાહ્ય** જગત્, ૨. જગતની અંદર આવેલો આપણો **દેહ**, અને ૩. આપણા દેહની અંદર આવેલું મનોરાજ્યરૂપી આપણું **માનસિક** જગત્ (**જીવદ્વૈત**). આત્મા આ ત્રણમાંના કોઇ રૂપ છે કે તે ત્રણેથી જુદો છે તેનો વિવેક આ પ્રથમનાં પાંચ પ્રકરણોમાં કરી બતાવ્યો છે.

વેદાન્ત "આ ત્રણેથી જુદો આત્મા છે" એમ કહે છે. જુદો એટલે જગત્ એક વસ્તુ અને આત્મા બીજી વસ્તુ, એમ બે જુદી જુદી સત્ય વસ્તુઓ છે, એમ નહિ; પરંતુ જગત્ જેવું જે દેખાય છે તે દેખાવ એ આત્મા નથી, તે દેખાવ અસત્–જૂઠો–દેખાવ માત્ર છે; પરંતુ આત્મા તે દેખાવથી જુદો, એટલે કે એ દેખાવ રૂપ નહિ, પણ સત્ ચિત્ આનંદ રૂપ છે, અને જગત્ રૂપી દેખાવ તે આત્મામાં થયેલો છે–તે આત્મા જગત્ રૂપી દેખાવના આધાર રૂપ છે. અને તે દેખાવ બ્રહ્મ-આત્મા–માં રહેલી માયાશક્તિનો છે. જેમકે આકાશ જે અધોમુખ, અને કઢૈયાના આકારનું, અને નીલ વર્ણનું દેખાય છે, તે દેખાવ માત્ર છે–કઢૈયાના આકારનું છે નહિ, અધોમુખ પણ નથી, તેમ નીલવર્ણ પણ નથી. જ્યાં

આગળ તેવા ઘાટનું આકાશ દેખાય છે ત્યાં જાઓ. તો તે જગાએ કાંઇ નહિ હોય, પરંતુ વળી તેથી દૂર તેવો દેખાવ દેખાશે. નીલ વર્ણ વાળી જે વસ્તુ દેખાય છે તે આકાશ નથી, પરંતુ બ્રહ્મ જ પોતાનામાં રહેલી માયા શક્તિના વિકારને લીધે તે આકારે દેખાય છે, જેમ માટીનો પિંડ તેમાં રહેલી સ્નિગ્ધતાના વિકારને લીધે ઘટ રૂપ દેખાય છે. જો કે ઘટ પણ માટી જ છે, છતાં માટીને ઘટ કહીએ છીએ. જે માટી પિંડના આકારમાં હતી, જે સોનું સોનાના પિંડ રૂપે હતું, તે જ માટી ઘટના આકારે દેખાય છે, તે જ સોનું ઘરાણાના આકારમાં દેખાય છે. તે આકાર તેમાં રહેલી શક્તિનો છે. માટી અને સોનું તો તે ને તે જ છે. તેવી રીતે **સત્ ચિત આનંદ** સ્વરૂપ આત્મા—પરમાત્મા—બ્રહ્મ—માં કાંઇ ફેરફાર થયો નથી, પરંતુ તેમાં રહેલી માયાશક્તિના જગત્ રૂપ વિકારોથી તે જ બ્રહ્મ તે રૂપે દેખાય છે. એટલે કે જગત્ બ્રહ્મનું વિવર્તરૂપ છે, જેમ સમુદ્રનાં મોજાં જળના જ વિવર્તરૂપ છે—જળ જ છે. આ વેદાન્તનો સિદ્ધાન્ત છે, અને તે પંચદશીમાં સમજાવ્યો છે.

આ પંચદશીના ૧ લા પ્રકરણમાં સકળ જગત્‌નું **તત્ત્વ શું** છે, તે તત્ત્વનું સ્વરૂપ કેવું છે, અને તે **તત્ત્વનું** જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત થાય, તે સંક્ષેપમાં બતાવ્યું છે. બીજા પ્રકરણમાં પંચભૂતો અને તેમાંથી ઉત્પન્ન થયેલા આ બાહ્ય જગતથી જુદો આત્મા છે, અને આ પંચભૂતો અને જગત્ દેખાવ માત્ર છે અને તે માયાશક્તિના દેખાવ છે એમ બતાવે છે. ૩ જા પ્રકરણમાં બાહ્ય જગત્‌ની અંદર આવેલા આપણા શરીરમાંના પાંચકોશ-૧. **અન્નમય**, ૨. **પ્રાણમય**, ૩. **મનોમય**, ૪. **વિજ્ઞાનમય**, અને ૫. **આનન્દમય**—એ કોશ રૂપ આત્મા નથી, પરંતુ તેથી જુદો, એ પાંચે કોશનો સાક્ષી જ્ઞાન-ચિત્-રૂપ આત્મા છે. પાંચ કોશ જીવના ભોગનાં સાધન માત્ર છે, અને તે પણ માયાશક્તિનાં સ્વરૂપ છે, એમ બતાવ્યું છે. ૪ થા પ્રકરણમાં એમ બતાવે છે કે આપણા દેહમાંનું જે માનસિક જગત્ છે તે પણ આત્મા નથી, પણ તેથી અન્ય **આનન્દ રૂપ** આત્મા છે. માનસિક જગત્ બંધ-દુઃખ-નું કારણ છે, અને સ્વપ્નના જગત્‌ની પેઠે **અસત્-માયામય-છે**, દુઃખરૂપ છે. **આત્મા તો આનન્દમય છે**, અને માનસિક જગત્‌થી જુદો છે, અને માનસિક જગત્ મન વડે કલ્પિત છે. ૫ મા પ્રકરણમાં શ્રુતિનાં ચાર મહાવાક્યરૂપી

પ્રમાણોથી આત્માનું સ્વરૂપ સિદ્ધ કરે છે. તેમહાવાક્યો ૧. प्रज्ञानं ब्रह्म, २. अहं ब्रह्मास्मि, ३. तत्त्वमसि, અને ૪. अयमात्मा ब्रह्म, એ છે એટલે કે જ્ઞાન રૂપ બ્રહ્મ છે, તે ( જ્ઞાન રૂપ ) દરેક વ્યક્તિમાં છે, તે બ્રહ્મ તું છે—એમ ગુરૂ કહે છે. તે બ્રહ્મ સ્વપ્રકાશ, અને અપરોક્ષ–પ્રત્યક્ષ ( अयं=આ રહ્યું ) છે, અને “ તે હું જ છું ” એમ જીવ અનુભવે છે.

આ પ્રમાણે વિવેક નામનાં આ પાંચ પ્રકરણમાં ત્રણે કાળમાં જગતથી જુદો સત્ય સ્વરૂપ આત્મા છે એમ બતાવી તેનું સત્ સ્વરૂપ સિદ્ધ કરે છે.

## તત્વવિવેક પ્રકરણ. ભાવાર્થ.

આ પાંચ પ્રકરણમાંનું પહેલું તત્વવિવેક–જગતના તત્ત્વના વિવેક સંબંધી–છે. જગત્‌નું તત્ત્વ શું છે, તે તત્ત્વનું સ્વરૂપ શું છે, અને તે તત્ત્વનું સાક્ષાત્–પ્રત્યક્ષ–જ્ઞાન કેવી રીતે થાય, તેનું સંક્ષિપ્ત વર્ણન આ પ્રકરણમાં કરવામાં આવ્યું છે, અને તેનો જ વિસ્તાર બાકીનાં ચૌદ પ્રકરણમાં છે.

### ૧. અજ્ઞાનનાશ અને જ્ઞાનપ્રાપ્તિને માટે ગુરૂસેવા અને ચિત્તશુદ્ધિની જરૂર. શ્લો. ૧–૨.

नमः श्रीशंकरानन्दगुरुपादाम्बुजन्मने ।
सविलासमहामोहग्राहग्रासैककर्मणे ॥ १ ॥
तत्पादाम्बुरुहद्वन्द्वसेवानिर्मलचेतसाम् ।
सुखबोधाय तत्त्वस्य विवेकोऽयं विधीयते ॥ २ ॥

પંચદશી કર્તા ( વિદ્યારણ્ય સ્વામી ) પ્રથમ શ્લોકમાં પોતાના ગુરૂ શ્રીશંકરાનંદ સ્વામીને નમસ્કાર રૂપી મંગલાચરણ કરતાં અજ્ઞાન રૂપી મહામોહથી તરવાને પરમાત્મા રૂપ ગુરૂ નૌકા છે એમ સૂચન કરે છે. બીજા શ્લોકમાં શિષ્યોને સરળતાથી સમજાવવા સારૂ તત્ત્વવિવેક કરવાનું પ્રયોજન દર્શાવી તત્ત્વજ્ઞાન મેળવવા ઇચ્છનાર અધિકારીને વાસ્તે ગુરૂસેવા ( નમસ્કારાદિ ) તથા તે દ્વારા ચિત્તની શુદ્ધિ ( निर्मलचेतस् ) ની આવશ્યકતા બતાવી. (૧–૨).

## ૨. જીવનું સચ્ચિદાનન્દ સ્વરૂપ, અને જીવબ્રહ્મની એકતા. ૩-૧૦.

હવે શ્લો. ૩ થી ૧૦ સુધી આત્મા (જીવ) નું સત્, ચિત્, આનંદ સ્વરૂપ યુક્તિથી સિદ્ધ કરે છે, અને કહે છે કે બ્રહ્મનું પણ તે જ સ્વરૂપ છે. તેથી જીવ અને બ્રહ્મ એક જ છે; અને શ્રુતિનો પણ તે જ ઉપદેશ છે એમ કહે છે.

જીવબ્રહ્મની એકતા સિદ્ધ કરવા સારૂ પ્રથમ એમ સાબીત કરવા માગે છે કે જીવ સત ચિત્ આનંદ રૂપ છે. પરંતુ આ સિદ્ધ કરતા પહેલાં ત્રણે કાળમાં જ્ઞાન એક જ છે, અને તે (જ્ઞાન) નિત્ય વસ્તુ છે, અને તેથી તે જ્ઞાન જ આત્મા છે એમ કહે છે.

પ્રથમ ૩, ૪, ૫ મા શ્લોકમાં જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થાઓને જાણનાર કોઇ એક જ જ્ઞાન સ્વરૂપ વસ્તુ છે એમ બતાવે છે.

જાગ્રત્ અવસ્થાના જાણવાના વિષયો (શબ્દ, સ્પર્શ, વગેરે) પરસ્પર ભિન્ન છે, પરંતુ તે બધા સંબંધી આપણને થતું જ્ઞાન (સંવિત્) એક રૂપ હોવાથી ભિન્ન નથી, કારણ કે દરેક જ્ઞાન શબ્દજ્ઞાન, સ્પર્શજ્ઞાન—એમ "જ્ઞાન" કહેવાય છે. તેવી જ રીતે સ્વપ્નના વિષયો જો કે જાગ્રતના વિષયોથી ભિન્ન છે કેમકે તે જાગ્રતના વિષયોની પેઠે સ્થિર નહિ, પણ અસ્થિર છે, તો પણ તેમનું જ્ઞાન પરસ્પર ભિન્ન નથી, પણ એક જ છે. જાગ્રતના જ્ઞાનની પેઠે સ્વપ્ન અવસ્થાનું પણ "જ્ઞાન" છે. ત્રીજી અવસ્થા—સુષુપ્તિ—નિદ્રાવસ્થા—માંથી ઉઠેલા માણસને જાગ્યા પછી એવી સ્મૃતિ થાય છે કે ઉંઘમાં મેં કાંઇ જોયું કે જાણ્યું નહિ. અને સ્મૃતિ હમેશાં અનુભવેલી બાબતની હોય છે. તેથી જાગ્યા પછીની આ સ્મૃતિ પણ અનુભવેલા વિષયની જ હોવી જોઇએ. ત્યારે નિદ્રામાં શું અનુભવ્યું અને કોણે અનુભવ્યું? તે અવસ્થાનો અનુભવ તમોબોધ—અજ્ઞાનનો અનુભવ—કહેવાય છે. જેમકે કોઇ માણસે નિર્જન જંગલમાં જઇને જોયું તો કોઇ માણસને દીઠો નહિ. તેથી પાછા આવીને તેણે કહ્યું કે મેં કોઇને જોયો નહિ. પરંતુ તે જોનાર તો તે વખતે જાતે હતો જ. તેવી રીતે નિદ્રાવસ્થામાં કોઇ જોનારે જગતના કોઇ પદાર્થ કે કાંઇ જોયું નહિ, તેથી જાગી ઉઠતાં તેની સ્મૃતિ આવવાથી કહે છે કે નિદ્રામાં મેં કાંઇ જોયું કે જાણ્યું નહિ. તેથી નિદ્રામાં પણ જ્ઞાન (અજ્ઞાનનું

જ્ઞાન ) થાય છે એમ સિદ્ધ થયું. આ પ્રમાણે ત્રણે અવસ્થામાં જ્ઞાન છે, તેમ જ જ્ઞાતા છે; અને તે જ્ઞાન અને જ્ઞાતા જુદાં જુદાં નહિ, પણ એક જ છે. ( ૪-૬ ).

જે જ્ઞાન આજે છે તે ગઇ કાલે હતું, આવતી કાલે પણ રહેશે. ગયો માસ, વર્ષ, યુગ, અને કલ્પમાં તે જ હતું, હવે પછીના માસ, વર્ષ, યુગ, અને કલ્પમાં તે જ જ્ઞાન રહેશે. તેથી જ્ઞાનનો જન્મ નથી, નાશ નથી, તેમ તેનો પ્રકાશ કરનાર બીજું જ્ઞાન કે કોઇ નથી. તેથી જ્ઞાન એક જ છે, નિત્ય છે, અને સ્વયંપ્રકાશ ( પોતે પોતાના પ્રકાશથી પ્રકાશિત ) છે. જો એમ કહીએ કે જ્ઞાન પ્રથમ નહોતું અને નવું જ ઉત્પન્ન થયું, અને હવે પછી તેનો નાશ થશે, તો પ્રશ્ન એ રહે છે કે જ્યારે જ્ઞાન નવું જ ઉત્પન્ન થયું ત્યારે તેની ઉત્પત્તિ કોણે જોઈ? તેમ જ તેનો નાશ થશે તે પછી તેના નાશને કહેનાર સાક્ષી કોણ? મતલબ કે જો જ્ઞાન અનિત્ય–નાશવાન– છે તો તેની ઉત્પત્તિ અને નાશનો સાક્ષી કોણ રહેશે? અને સાક્ષી– જોનાર–વિના કોઇ વાત સિદ્ધ થઇ શકે નહિ, તે સિદ્ધાન્ત છે. તમે કહેશો કે તે જ જ્ઞાન પોતાની ઉત્પત્તિ અને નાશનો સાક્ષી છે. પરંતુ પોતે પોતાની ઉત્પત્તિ અને નાશનો સાક્ષી હોવાનું અસંભવિત છે, કેમકે પોતે કર્તા અને પોતે કર્મ હોવાનો વિરોધ આવે છે. વળી જો એમ કહીશું કે એક જ્ઞાનને જાણનાર બીજું જ્ઞાન છે, તો પ્રશ્ન ઉઠશે કે તે બીજા જ્ઞાનને જાણનાર કયું જ્ઞાન? ત્રીજું જ્ઞાન કહેશો તો તે ત્રીજાને જાણનાર ચોથું, એ રીતે અંત જ નહિ આવે. તેથી આખરે જ્ઞાન એક અને નિત્ય છે, અને તેનો જાણનાર–પ્રકાશ કરનાર–બીજું કોઇ જ્ઞાન નથી, પરંતુ જ્ઞાન પોતે જ કોઇ સ્વયંપ્રકાશ વસ્તુ છે, એમ માનવું જ પડશે. (૭).

હવે જ્ઞાનનું એકત્વ ( અભેદ ) અને નિત્યત્વ સિદ્ધ કરી સિદ્ધાન્તી " જ્ઞાન જ આત્મા છે " એમ કહે છેઃ—

આ ( इयं=संवित्. શ્લો. ) જ્ઞાન એ પોતે જ આત્મા છે એમ કહ્યું. આ ઠેકાણે જરા ઉંડો વિચાર કરવાનો છે, કે જ્ઞાન એ આત્મા કેવી રીતે હોઇ શકે : ( ૮ )

ઘણા એમ કહેશે કે " આત્માનું જ્ઞાન " કહેવાય, પણ "જ્ઞાન એ જ આત્મા " એમ કેમ કહેવાય? અત્યાર સુધીમાં એમ જોયું કે ત્રણે અવસ્થા–જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ–માં અને ત્રણે કાળમાં જ્ઞાન

છે-જ્ઞાન એક નિત્ય વસ્તુ છે. પ્રશ્ન એ છે કે એ જ્ઞાન એ જ આત્મા, કે એ જ્ઞાનને જાણનાર કોઇ જુદો (આત્મા) છે ? જો જુદો હોય તો એક નિત્ય જાણનાર જુદો, અને બીજું નિત્ય જ્ઞાન જુદું, એમ "નિત્ય જ્ઞાન" અને "નિત્ય જાણનાર"-એવી બે નિત્ય વસ્તુ થઇ, **કેમકે જ્ઞાન નિત્ય વસ્તુ હોવાથી નિત્ય વસ્તુને જાણનાર પણ કોઇ નિત્ય વસ્તુ હોવી જોઇએ.** ત્યારે થયું એમ કે જ્ઞાન જે નિત્ય વસ્તુ છે તેનું **જ્ઞાન** બીજી કોઇ નિત્ય વસ્તુ-જાણનાર (માનો કે **આત્મા**)-ને થયું. ત્યારે પ્રથમ એક જ્ઞાન હતું, તે જ્ઞાનનું જ્ઞાન બીજું થયું, તે બીજા જ્ઞાનનું જ્ઞાન વળી ત્રીજું, એ પ્રમાણે **અનવસ્થા** થશે. તેથી કોઇક ઠેકાણે તો અટકવું પડશે. ત્યારે ક્યાં અટકવું ? પ્રથમ જ્ઞાન આગળ જ, કેમકે જ્ઞાનનું જ્ઞાન લેવા જઇશું તો ત્રીજું કેમ નહિ ? પણ જ્યારે એક જ જ્ઞાન જે નિત્ય વસ્તુ છે તેને આત્મા (જાણનાર) થી જુદું માનીએ તો પ્રશ્ન ઉઠે છે કે આત્મા ક્યાં રહે છે અને એ જ્ઞાન ક્યાં રહે છે ? કેમકે બન્નેને જુદાં માન્યાં. એ જ્ઞાન આત્મામાં છે કે આત્માની બહાર ? આત્માની બહાર હોઇ શકે નહિ, કેમકે તે જ્ઞાન ત્રણે અવસ્થાના કોઇ જાણનાર (આત્મા)ને થતું હોવાથી તે તેમાં જ છે, બહાર નથી. પરંતુ ઉપર બતાવ્યું તેમ જ્ઞાન પોતાની મેળે કોઇ નિત્ય વસ્તુ છે, ને તે કોઇનો ગુણ નથી,માટે આત્માનું જ્ઞાન કહેવાય નહિ. છતાં ત્રણે અવસ્થામાં કોઇ જાણનાર તો છે જ. માટે તે જાણનાર તે આ **જ્ઞાન** રૂપી નિત્ય વસ્તુ જ, બીજું કોઇ નહિ. તેથી **જ્ઞાન સ્વરૂપ આત્મા** સિદ્ધ થયો. (૭-૮).

ઉપર કહ્યા પ્રમાણે બે વાત સિદ્ધ થઇ:-(૧) **આત્મા નિત્ય હોવાથી** આત્માનું સત્ (સત્ય) સ્વરૂપ સિદ્ધ થયું, અને (૨) આત્મા **જ્ઞાન સ્વરૂપ હોવાથી** આત્માનું ચિત્ (જ્ઞાન-પ્રકાશ) સ્વરૂપ સિદ્ધ થયું. હવે આત્માનું **આનન્દ** સ્વરૂપ સિદ્ધ કરે છે.

"હું હમેશાં હોઉં, મારું અસત્ત્વ (નહિ હોવું) કદિ ન હો," આવી દરેક પ્રાણીની ઇચ્છા હોય છે. દરેક પ્રાણીને પોતાનો આત્મા એટલો બધો પ્રિય છે કે પોતાનો પ્રાણ બચાવવા બધાનો ત્યાગ કરવા તૈયાર થાય છે. સ્ત્રી પુત્રાદિ માણસને પ્રિય છે ખરાં, પરંતુ તે પોતાના સુખને માટે પ્રિય છે-પોતાને સુખ આપે ત્યાં સુધી પ્રિય છે. દુઃખ આપે તો તરત અપ્રિય થાય છે. પણ પોતાનો આત્મા કદાપિ

અપ્રિય થતો નથી, એટલો બધો પ્રેમ પોતાના આત્મા માટે છે. તેથી આત્મા પરમ પ્રેમનું સ્થાન હોવાને લીધે **પરમાનન્દ** રૂપ છે. આ પ્રમાણે આત્માનું **આનન્દ** સ્વરૂપ સિદ્ધ કર્યું. ( ૮-૯ ). આ પ્રમાણે જીવાત્મા **સત્, ચિત્ આનન્દ** રૂપ છે, એમ યુક્તિ વડે સિદ્ધ થયું. પરમ બ્રહ્મ પણ **સત્ ચિત્ આનન્દ** રૂપ છે, અને તે બન્ને એક જ છે એવો વેદાન્તનો ઉપદેશ છે. (**तत्त्वमसि**). (૧૦).

પરંતુ જીવને પોતાના સ્વરૂપનું ભાન રહ્યું નથી. તેથી આ જ્ઞાન નહિ રહેવાનું કારણ જાણવું જોઇએ.

## ૩ જ્ઞાનનો પ્રતિબંધ–અનાદિ અવિદ્યા. ૧૧-૧૪.

શંકાઃ–જીવાત્મા જયારે આનંદ સ્વરૂપ છે તો તે સ્વરૂપનું ભાન ( જ્ઞાન ) તેને છે કે નથી? જો એમ કહેતા હો કે તે ભાસતું નથી તો પછી તે પરમ આનંદરૂપ કહેવાય નહિ, કારણ કે જે ભાસતું જ નથી તેના ઉપર પરમ પ્રેમ હોય જ કયાંથી ? અને જો તમે એમ કહેતા હો કે તે ભાસે છે તો તે કહેવું પણ યોગ્ય નથી, કેમકે પરમાનંદ સ્વરૂપ ભાસતું હોય તો પછી અનિત્ય વિષયસુખની ઇચ્છા ન થવી જોઇએ, છતાં થાય છે. માટે ભાસતું પણ નથી. આ શંકા છે.

ઉત્તરઃ—તેનું સમાધાન એ છે કે આ પરમાનન્દતા સામાન્ય રીતે ભાસે છે, છતાં અમુક પ્રતિબંધને લીધે તે વિશેષાકારે ભાસતી નથી. જેમકે પોતાનો પુત્ર શાળામાં જઇને ભણે છે કે નહિ તે જાણવાની ઇચ્છા થવાથી તેનો પિતા શાળાની બહાર બારણાની બાજુ આગળ ઉભો રહીને સાંભળવા લાગ્યો. ત્યારે ઘણા છોકરાઓના અવાજ ભેગો તેના પુત્રનો અવાજ પણ કાને આવ્યો. પણ તે સામાન્ય અવાજ રૂપે જ તેને કાને આવ્યો. પરંતુ બીજા છોકરાઓના ભેગા બોલવાના અવાજ રૂપી પ્રતિબંધને લીધે અમુક અવાજ તેના પુત્રનો છે એમ વિશેષાકારે તે જાણી શકયો નહિ. તેવી જ રીતે આત્માની પરમાનન્દતા ઉપર બતાવ્યા પ્રમાણે ભાસ્યા છતાં કોઇ એક પ્રતિબંધને લીધે સ્પષ્ટ ભાસતી નથી. ( ૧૨ ).

આ **પ્રતિબંધ** કયો ? તે એ જ કે " છે " ( **अस्ति** ) અને " દેખાય છે " ( **भाति** ) એવી વસ્તુ ( **પરમાનન્દતા**)ના સંબંધમાં **अस्ति भाति** છોડીને **नास्ति** ( નથી ), **न भाति** ( દેખાતું પણ નથી ), એમ કહેવું જે નિકળે છે તે **પ્રતિબંધ** છે.

આ પ્રતિબંધ ઉત્પન્ન કરનારી અને જીવને મોહ પમાડનારી **અનાદિ અવિદ્યા** જ છે, બીજું કાંઇ નથી. (૧૪).

### ૪. પ્રકૃતિ–માયા–અવિદ્યા–કારણદેહ. ૧૫–૧૭.

આ અવિદ્યા પ્રકૃતિનો એક ભાગ હોવાથી પ્રકૃતિ અને તેના ભાગ શ્લો. ૧૫ થી ૧૭ માં બતાવે છે.

**પ્રકૃતિ.** સચ્ચિદાનંદ રૂપ જે બ્રહ્મ છે તેના **પ્રતિબિંબ** વાળી, અને તમોગુણ, રજોગુણ, તથા સત્ત્વગુણની સામ્યાવસ્થા–એટલે જેમાં ત્રણે ગુણ ન્યૂનાધિક નહિ, પણ સમાન છે એવી, અને બ્રહ્મના પ્રતિબિંબ વાળી, ત્રણે ગુણની જે સામ્યાવસ્થા તે **પ્રકૃતિ** છે. તાત્પર્ય કે પ્રકૃતિ **ત્રિગુણાત્મક**–ત્રણ ગુણ રૂપ છે, **વસ્તુતાએ કાંઇ નહિ.**

**માયા.** આ ત્રણે ગુણોની સામ્યાવસ્થા બદલાઇ ગુણોનું ન્યૂનાધિકપણું થાય છે ત્યારે તે તે ગુણની પ્રાધાન્યતા પ્રમાણે તેના ત્રણ ભાગ પડે છે. જે ભાગમાં પ્રકાશ કરનાર સત્ત્વગુણની શુદ્ધિ હોય છે–જેમાં રજોગુણ અને તમોગુણ ગૌણ હોઇ પ્રધાન રૂપે **શુદ્ધસત્ત્વ** જ હોય છે–જેમાં બીજા બે ગુણ દબાઇ ગયા છે–તે ભાગ **માયામય** કહેવાય છે, અને તે માયામાં પડેલું બ્રહ્મનું પ્રતિબિંબ તે માયાને પોતાને વશ કરીને **સર્વજ્ઞ ઈશ્વર** કહેવાય છે. (૧૫–૧૬).

**અવિદ્યા–કારણ શરીર.** પ્રકૃતિના જે ભાગમાં સત્ત્વગુણની સાથે રજોગુણ ભળી રજોગુણની પ્રધાનતા હોય છે, જેમાં સત્ત્વ અને તમોગુણ દબાયલા હોવાથી **અશુદ્ધસત્ત્વા** કહેવાય છે–તે ભાગ **અવિદ્યા** કહેવાય છે, અને તેની અંદર પડેલું બ્રહ્મનું પ્રતિબિંબ આ અવિદ્યાને વશ હોવાથી જીવ કહેવાય છે. તે **અવિદ્યા** જીવનું **કારણશરીર** છે–સ્થૂલ સૂક્ષ્મ શરીરના કારણ–બીજ રૂપ–છે. અને તે કારણશરીર ઉપર "હું" કે "મારાપણા" નું અભિમાન રાખનાર જીવ **પ્રાજ્ઞ** કહેવાય છે–એટલે કે કારણદેહની ઉપાધિવાળો જીવ પ્રાજ્ઞ કહેવાય છે. **અને રજોગુણની ન્યૂનાધિકતા પ્રમાણે આ અવિદ્યાના અનેક અંશ હોવાથી જીવ પણ અનેક છે.** (૧૭).

### ૫. તમોપ્રધાનપ્રકૃતિ–લિંગદેહ. ૧૮–૨૫.

આ કારણ શરીર સ્પષ્ટ નથી, અને સ્પષ્ટ શરીર વિના જીવ ભોગ ભોગવી શકતો નથી. તેથી તેવાં શરીરની પ્રા-

**તમોપ્રધાન પ્રકૃતિ.** પ્તિને માટે ત્રીજી **તમોગુણપ્રધાન પ્રકૃતિ**– જેમાં તમોગુણ સૌથી અધિક છે અને બીજા એ ગુણ દબાયલા છે તે–અંશમાંથી ઈશ્વરની આજ્ઞાથી **પંચભૂત** અને પંચભૂતમાંથી **અંતઃકરણ,દશ ઇંદ્રિઓ** ( પાંચ જ્ઞાન, અને પાંચ કર્મ ), અને **પાંચ પ્રાણ** ઉત્પન્ન થયા. અને તે બધાં મળીને **લિંગદેહ** કહેવાય છે. તેનું વર્ણન શ્લો. ૧૮ થી ૨૫ સુધીમાં કરે છેઃ—

તમોગુણ પ્રકૃતિમાંથી ( ૧ ) **વિયત્**–આકાશ, ( ૨ ) **પવન**– વાયુ, ( ૩ ) **તેજસ્**–અગ્નિ, (૪) **અમ્બુ**–જળ અને (૫) **ભૂ**–પૃથ્વી, એ પાંચ **મહાભૂત** ( સૂક્ષ્મ ) ઉત્પન્ન થયાં. (૧૮).

આ પાંચ મહાભૂતમાંના દરેકમાં રહેલા સત્ત્વગુણના ત્રીજા ત્રીજા ભાગમાંથી પાંચ **જ્ઞાનેન્દ્રિયો,** એટલે (૧) આકાશતત્ત્વમાં ના ત્રીજા ભાગના સત્ત્વ ગુણમાંથી **શ્રોત્ર**–સાંભળવાની, (૨) વાયુના તેટલા જ સત્ત્વાંશ ભાગમાંથી **ત્વક્**–સ્પર્શની, (૩) અગ્નિમાંથી **અક્ષિ**–જોવાની, (૪) જળમાંથી **રસન**–ચાખવાની અને (૫) પૃથ્વી તત્ત્વમાંથી **ઘ્રાણ**–સુંઘવાની, એ રીતે પાંચ ઇંદ્રિયો ઉત્પન્ન થઇ. પંચભૂત અને આ ઇંદ્રિયો સ્થૂલ નહિ, પરંતુ સૂક્ષ્મ છે. આ ઇંદ્રિયોને રહેવાના ગોલક રૂપ સ્થૂલ ઇંદ્રિઓ જુદી છે, જેને આપણે દેખીએ છીએ. (૧૯).

વળી પંચમહાભૂતમાંના સત્ત્વગુણના બીજા બીજા તૃતીયાંશો-માંથી એટલે દરેકના તૃતીયાંશ સત્ત્વોના મિશ્રણથી–પાંચ તૃતીય અંશોથી–**અંતઃકરણ** ઉત્પન્ન થયું. તે પોતાના કાર્યના ભેદ પ્રમાણે બે પ્રકારનું છેઃ ૧. તર્ક વિતર્ક–સંશય–કરનારૂં ( **વિમર્શ** રૂપ ) **મન** અને ૨. નિશ્ચય કરાવનારૂં **બુદ્ધિ** કહેવાય છે. (૨૦).

પાંચ મહાભૂતમાંના દરેકમાં રહેલા રજોગુણના તૃતીયાંશોમાંથી પાંચ **કર્મેન્દ્રિય** ઉત્પન્ન થઇ–એટલે કે ૧. આકાશ તત્ત્વમાંના તૃતીયાંશ રજોગુણમાંથી **વાક્**–વાણિ, ૨. વાયુમાંથી **પાણિ**–હાથ–ગ્રહણ કરવાની કર્મેન્દ્રિય, ૩. અગ્નિમાંથી **પાદ**–પગ–ચાલવાની, ૪. જળમાંથી **ઉપસ્થ**–લિંગ, અને ૫. પૃથ્વી તત્ત્વમાંથી **પાયુ**–ગુદા, ઉત્પન્ન થઇ. આ કર્મેન્દ્રિયો **પણ** સૂક્ષ્મ છે. ( ૨૧ ).

તે જ પ્રમાણે પાંચે મહાભૂતમાંના રજોગુણના બીજા બીજા પાંચ તૃતીયાંશો મળીને **પ્રાણ** ઉત્પન્ન થયો. તે પોતાના જુદા જુદા કાર્ય પ્રમાણે પાંચ પ્રકારનો કહેવાયો:—

૧. **પ્રાણ**–શ્વાસોશ્વાસ કરાવનાર, ૨. **અપાન**–ગુદા દ્વારા ખરાબ વાયુને બહાર કાઢનાર, ૩. **સમાન**–જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, ૪. **ઉદાન**–ઉદ્‌ગાર, બગાસું લાવનાર, અને ૫ **વ્યાન**–અન્નના રસને નાડી દ્વારા સર્વ શરીરમાં પહોંચાડનાર. ( ૨૨ ).

**લિંગદેહ.**

એ પ્રમાણે પાંચ મહાભૂતમાંથી ઉત્પન્ન થયેલી ૧. બુદ્ધિ, ૨. મન, ૩. પાંચ જ્ઞાનેન્દ્રિયો, ૪. પાંચ કર્મેન્દ્રિયો, અને ૫. પાંચ પ્રાણ–એક રીતે ૧૭ કાર્ય રૂપ તત્ત્વો મળીને થયેલું સૂક્ષ્મ શરીર **લિંગદેહ** કહેવાય છે. ( ૨૩ ).

આ લિંગદેહનો અભિમાની જીવ **પ્રાજ્ઞ** મટીને **તૈજસ** કહેવાય છે. અને ઈશ્વર **હિરણ્યગર્ભ** કહેવાય છે. આ લિંગ દેહમાં આવેલો જીવ **વ્યષ્ટિ** કહેવાય છે, અને સકળ લિંગદેહાભિમાની ઈશ્વર **સમષ્ટિ** કહેવાય છે. ઈશ્વર સમષ્ટિ કહેવાય છે, કારણ કે તે સર્વે વ્યષ્ટિ રૂપ જીવોની સાથેની પોતાની એકતા જાણે છે; પરંતુ જીવ તે પ્રમાણે જાણતો નહિ હોવાથી–સમષ્ટિ લિંગદેહમાંના પોતાના ભાગના વ્યષ્ટિ રૂપ લિંગદેહ રૂપ જ પોતાને માનવાથી–જીવ વ્યષ્ટિ રૂપ કહેવાય છે; જેમ કલેકટર આખા જીલ્લાને પોતાનો ગણવાથી પોતાને કલેકટર, અને તાલુકાને પોતાનો ગણનાર અધિકારી પોતાને મામલતદાર માને છે. ( ૨૫ )

## ૬. પંચીકરણ–સ્થૂલદેહ. ૨૬–૩૨.

હવે ૨૬ થી ૨૯ મા શ્લોકમાં સ્થૂલ દેહની ઉત્પત્તિ બતાવે છે.

**પંચીકરણ.**

લિંગદેહ બનાવ્યા પછી વળી જીવોના ભોગને માટે ત્રીજું સ્થૂલ શરીર તથા ભોગ્ય પદાર્થો બનાવવા સારૂ ઈશ્વરે તે પાંચ મહાભૂતોનું **પંચીકરણ** કર્યું. તે એવી રીતે કે દરેક ભૂતના બબ્બે સરખા ભાગ કરી, દરેકના એકેક અડધા ભાગના ચાર ચાર સરખા ભાગ કર્યા. પછી બાકી રહેલા દરેક અડધીઆમાં–અડધ ભાગના તત્ત્વ ( ભૂત ) માં–પોતાનાથી બીજાં ચાર મહાભૂતનાં દરેક અડધી-

આંના ચતુર્થાંશોમાંથી એકેક ચતુર્થાંશ ઉમેર્યો. આનું નામ ભૂતોનું **પંચીકરણ** છે. ( ૨૬-૨૭ ).

**પંચીકરણનો કોઠો.** આ પંચીકરણનો કોઠો નીચે પ્રમાણે છે:—

| આકાશ. | વાયુ | અગ્નિ | જલ | પૃથ્વી | કુલ | પંચીકૃત ભૂતો. |
|---|---|---|---|---|---|---|
| $\frac{1}{2}$ | $\frac{1}{8}$ | $\frac{1}{8}$ | $\frac{1}{8}$ | $\frac{1}{8}$ | ૧ | પંચીકૃત આકાશ. |
| $\frac{1}{8}$ | $\frac{1}{2}$ | $\frac{1}{8}$ | $\frac{1}{8}$ | $\frac{1}{8}$ | ૧ | પંચીકૃત વાયુ. |
| $\frac{1}{8}$ | $\frac{1}{8}$ | $\frac{1}{2}$ | $\frac{1}{8}$ | $\frac{1}{8}$ | ૧ | પંચીકૃત અગ્નિ |
| $\frac{1}{8}$ | $\frac{1}{8}$ | $\frac{1}{8}$ | $\frac{1}{2}$ | $\frac{1}{8}$ | ૧ | પંચીકૃત જલ. |
| $\frac{1}{8}$ | $\frac{1}{8}$ | $\frac{1}{8}$ | $\frac{1}{8}$ | $\frac{1}{2}$ | ૧ | પંચીકૃત પૃથ્વી. |

**સ્થૂલદેહ.**

આ પાંચ પંચીકૃત ભૂતો સૂક્ષ્મથી સ્થૂલ રૂપ થયાં. તેમાંથી **બ્રહ્માંડ** ઉત્પન્ન કર્યું. તે બ્રહ્માંડમાં **૧૪ ભુવન** ( પૃથ્વી આદિ ૭ લોક, અને **અતલ** આદિ ૭ પાતાળ ) ઉત્પન્ન થયાં; અને તે ભુવનોમાં તે પ્રાણીઓના ભોગને માટે અન્ન ( **ભોગ્ય** ) અને શરીરો ( **ભોગાશ્રય** ) ઉત્પન્ન કર્યાં. આ સ્થૂલ દેહના **અભિમાની** થઇને હિરણ્યગર્ભ ( ઇશ્વર ) વિરાટ્ રૂપે **વૈશ્વાનર** કહેવાયા, અને વ્યષ્ટિરૂપ સ્થૂલ દેહના અભિમાની થઇને **તૈજસો** ( જીવ ) **વિશ્વ** નામથી—એટલે કેટલાક **દેવ** નામથી, કેટલાક **નર** નામથી, કેટલાક **તિર્યક્** ( સર્પાદિ ) વગેરે નામથી ઓળખાયા. આ દેહાદિ જીવો શબ્દાદિ બાહ્ય પદાર્થોને જ જુએ છે, પરંતુ પોતાના પ્રત્યક્ આત્મસ્વરૂપને ઓળખતા નથી. ( ૨૮-૨૯ ).

**સંસારપ્રાપ્તિ અને તન્નિવૃત્ત્યુપાય.**

આ પ્રમાણે પોતાનું ખરૂં સ્વરૂપ નહિ જાણતા હોવાથી પોતાના સુખાદિ ભોગ પ્રાપ્ત કરવાને માટે મનુષ્યાદિ શરીરનો આશ્રય લઇને પોતપોતાના શરીરોને ઉચિત કર્મ કરે છે, અને ફરી ફરીને કર્મ કરવા સારૂ દેવાદિ શરીરો વડે તે

તે કર્મનું ફળ ભોગવે છે; અને નદીના પાણીના ભમરા ( આવર્ત) માં—એકમાંથી બીજામાં—તણાતા દુ:ખી કીડાઓની પેઠે જીવો પણ એક જન્મમાંથી બીજામાં જતા આવતા સુખ પામતા નથી. પરંતુ સદ્ભાગ્યે દયા લાવીને કોઇ પુરૂષ કીડાને બહાર ખેંચી કાઢતાં જેમ તેઓ ઝાડની છાયામાં વિશ્રામ લે છે, તેમ જીવ પણ ઘણાં સત્કર્મોની પરિપક્વ દશાને લીધે કોઇ તત્ત્વદર્શી પુરૂષ ગુરૂ તરીકે પ્રાપ્ત થાય અને તેમની પાસેથી શ્રવણાદિ ઉપદેશ લઇને પંચકોશનો+ વિવેક કરે, તો પરમ મોક્ષસુખ પામે. ( ૩૦—૩૨ ).

## ૭. પંચકોશ. ૩૩—૩૬.

હવે ૩૩ થી ૩૬ મા શ્લોક સુધીમાં પાંચ કોશ કયા છે અને જીવ પોતાને તે તે કોશરૂપ કેવી રીતે માને છે તે કહે છે.

**૧. અન્નમય ૨. પ્રાણમય, ૩. મનોમય ૪.** વિજ્ઞાનમય(બુદ્ધિનો) અને ૫. **આનન્દમય,** એ પાંચ કોશ છે, અને તે કોશોથી આત્મા ઢંકાયલો છે, તેથી પોતાનું સ્વરૂપ ભૂલીને જન્મ મરણ આદિ સંસારને પામે છે. ( ૩૩ ).

પંચીકૃત પાંચ ભૂતોથી ઉત્પન્ન થયેલો સ્થૂલ દેહ **અન્નમય** કોશ કહેવાય છે; લિંગદેહમાં ત્રણ કોશ છે: રજોગુણથી ઉત્પન્ન થએલી પાંચ કર્મેન્દ્રિઓ અને પાંચ પ્રાણ એ દશ મળીને **પ્રાણમય** કોશ, પાંચ જ્ઞાનેંદ્રિઓ અને છઠ્ઠું મન મળીને વિમર્શ રૂપ **મનોમય** કોશ, અને પાંચ જ્ઞાનેંદ્રિઓ અને છઠી બુદ્ધિ મળીને નિશ્ચયાત્મક **વિજ્ઞાનમય** કોશ થયો; અને અવિદ્યા રૂપી કારણ દેહમાં રહેલો મલિનસત્ત્વ પ્રિય, મોદ, પ્રમોદ, વગેરે જાતની સુખવૃત્તિઓની સાથે મળીને **આનન્દમય** કોશ કહેવાય છે. ( આ **આનન્દમય** ભોક્તા છે, અને **વિજ્ઞાનમય** કર્તા છે. ) આત્મા આ કોશોથી જુદો છે, છતાં જીવ વ્યવહારકાળમાં તે તે કોશની સાથે તાદાત્મ્ય—તન્મયતા—કરી તે તે કોશ રૂપ પોતાને માને છે. (૩૪—૩૬ ).

---

+ અત્રે કહેવું જરૂરનું છે કે ત્રણ શરીર—કારણ, સૂક્ષ્મ, અને સ્થૂલ—અને પાંચ કોશ એક નથી. શરીરમાં કોશ—પડદા—છે. શરીર અવયવી છે, કોશ તેના અવયવ છે.

## ૮. પંચકોશવિવેક-અન્વય વ્યતિરેક. ૩૭-૪૨.

સ. ત્યારે આવો જીવાત્મા જીવપણું છોડીને બ્રહ્મ રૂપ કેવી રીતે થાય ?

જ. આત્માને પાંચે કોશોથી જુદો પાડવાથી-કોશોથી પ્રથક્કરણ (વિવેક=વિવેચન ) કરવાથી.

સ. તે વિવેક કેવી રીતે કરવો ?

જ. અન્વય અને વ્યતિરેક વડે.

અન્વયવ્યતિરેક વડે આત્માને પાંચ કોશોથી ખેંચી કાઢવાથી પરમ બ્રહ્મ રૂપ થાય છે. ( ૩૭ ).

આ અન્વય અને વ્યતિરેક ૩૮ થી ૪૨ શ્લોકમાં આપ્યા છે. તે સમજવાથી આત્મા પાંચ કોશથી જુદો છે એમ સમજાશે.

સ્વપ્નાવસ્થામાં જીવ જે ( સ્વપ્નના ) જગત્ સાથે વ્યવહાર કરે છે તે જગત્થી જાગ્રત્નું જગત્ જુદું હોવાથી તે ( સ્વપ્ન ) દશામાં જીવ જાગ્રત્ના જગત્નો કાંઇ ઉપયોગ કરતો નથી. તેથી જાગ્રત્ જગત્ને યોગ્ય સ્થૂલ દેહનો ઉપયોગ પણ સ્વપ્નાવસ્થાના ભોગ વખતે થતો નથી, છતાં ભોગ તો ભોગવાય છે. તેથી સ્પષ્ટ થાય છે કે જીવ સ્થૂલદેહ રૂપ નથી, પરંતુ તેથી જુદો હોઇ સ્વપ્નમાં જીવ સ્થૂલ દેહને તજીને બીજા ( સૂક્ષ્મ ) દેહનું અવલંબન કરી ભોગ ભોગવે છે. તે વખતે સ્થૂલ દેહનું ભાન નથી, છતાં આત્માનું જે ભાન(સ્વપ્નના સાક્ષી તરીકેનું જે સ્ફુરણ)તે આત્માનો **અન્વય** કહેવાય છે. આથી આત્મા સ્થૂલ દેહ રૂપ નહિ, પણ તેથી જૂદો છે એમ સિદ્ધ થાય છે. વળી સ્વપ્નમાં આત્માનું ભાન છતાં સ્થૂલ દેહનું જે અભાન ( અપ્રતીતિ ) તે **વ્યતિરેક** કહેવાય છે.* (૩૮).

તે જ પ્રમાણે સુષુપ્તિમાં સૂક્ષ્મ દેહનું ભાન ( પ્રતીતિ ) નથી, છતાં આત્માનું જે ભાન-સુષુપ્તિના સાક્ષી તરીકેનું જે સ્ફુરણ થાય છે-તે **અન્વય**, અને આત્માનું સ્ફુરણ છતાં તે વખતે સૂક્ષ્મ દેહની પ્રતીતિ થતી નથી તે **વ્યતિરેક**. આ ઉપરથી પણ જણાય છે કે

---

* **અન્વય અને વ્યતિરેકનો અર્થઃ**-અન્વય એટલે અનુવૃત્તિ અને વ્યતિરેક એટલે વ્યાવૃત્તિ-અભાવ. જેમ જાગ્રત્માં દેહ અને આત્મા બંને છે. પરંતુ સ્વપ્નમાં આત્મા છે, દેહ નથી. માટે સ્વપ્નમાં આત્માનો અન્વય અને સ્થૂલદેહનો વ્યતિરેક કહેવાય છે.

આત્મા સૂક્ષ્મદેહ રૂપ નહિ, પણ તેથી જુદો છે. જો તે સૂક્ષ્મદેહ રૂપ હોત તો સુષુપ્તિમાં સૂક્ષ્મ દેહની અપ્રતીતિ થાત નહિ. ( સુષુપ્તિમાં જીવ સૂક્ષ્મ દેહને તજીને કારણ દેહનું અવલંબન કરે છે. ). હવે લિંગદેહનો વિવેક કરવાથી આત્માનો લિંગ દેહાન્તર્ગત પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય કોશથી વિવેક ( distinction ) થશે. આ ત્રણ કોશ જુદા નામથી વર્ણવવાનું કારણ એ છે કે તેમાં ત્રણ ગુણ ( સત્ત્વાદિ ) માંથી કોઇ એક ગુણ પ્રધાનરૂપે રહેલો છે, જેમકે પ્રાણમય ( કર્મેન્દ્રિઓ સાથે પંચપ્રાણ ) માં રજોગુણની, અને અંતઃકરણ ( જ્ઞાનેંદ્રિઓ સાથે મનોમય અને વિજ્ઞાનમય ) માં સત્ત્વ ગુણની પ્રાધાન્યતા છે. આ બધાં ૧૭ તત્ત્વ મળીને થયેલા લિંગ દેહમાં સત્ત્વ અને રજોગુણ ( જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિ ) ની પ્રાધાન્યતા છે. પરંતુ સ્થૂલ દેહ તમોગુણપ્રધાન છે. ( ૩૯ ૪૦ ).

વળી સમાધિ દશામાં સુષુપ્તિ ( નિદ્રા ) નથી-નિદ્રાની પ્રતીતિ નથી, કેમકે મન જાગતું રહી ( સુષુપ્તિની પેઠે મનનો લય ન થતાં) આત્મા સાથે એકતા કરવામાં લાગી રહ્યું છે. સમાધિમાં નિદ્રાની પ્રતીતિ નથી, તેથી સુષુપ્તિના કારણ દેહની પણ પ્રતીતિ નથી. છતાં આત્માનું સ્ફુરણ તો રહે છે-સમાધિનો કોઈ જાણનાર ( સાક્ષી ) તો રહે છે. માટે આત્મા કારણદેહ રૂપ નહિ, પણ તેથી જુદો છે એવું સમાધિમાં જે કારણ દેહથી જુદું આત્માનું સ્ફુરણ રહે છે તે આત્માનો **અન્વય**, અને સમાધિમાં આત્માનું ભાન ( સ્ફુરણ ) છતાં પણ કારણદેહ દેખાતો નથી તે **વ્યતિરેક.** તેથી પણ આત્મા કારણ દેહથી જુદો છે એમ સિદ્ધ થાય છે. (૪૧).

આ પ્રમાણે આત્મા ત્રણે દેહ-સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ-થી જુદો છે એમ યુક્તિથી સિદ્ધ થયું. જેમ મુંજમાંથી કોમળ ઘાસ ખેંચી કાઢવામાં આવે છે, તેમ આત્માને ત્રણ શરીરમાંથી જુદો કરીને બતાવ્યો. ( ૪૨ ).

( જેમ આત્મા સ્વપ્નમાં **સ્થૂલ** દેહનો, સંબંધ છોડે છે, સુષુપ્તિમાં **લિંગ** દેહનો સંબંધ છોડે છે, અને **સમાધિમાં કારણ** દેહને છોડે છે; તેમ આત્મા **મર્ણ** વખતે **સ્થૂલ**ને તજે છે, **પ્રલય** વખતે **સૂક્ષ્મ-લિંગદેહ** —ને છોડે છે, અને **મુક્તિ** વખતે **કારણ** ( **અજ્ઞાન-અવિદ્યા** ) દેહને પણ તજી પોતાના બ્રહ્મસ્વરૂપમાં મળી જાય છે. )

### ૯. तत्त्वमस्यादि મહાવાકયનો લક્ષ્યાર્થ. ૪૩-૫૨.

**અહિં સુધી જીવઈશ્વરનું સ્વરૂપ તથા જગતની ઉત્પત્તિ કહી, તેમજ જીવ અવિદ્યાને લીધે પોતાના સત્ ચિત્ આનન્દ સ્વરૂપને ભૂલી સંસારનું અનિત્ય સુખ ભોગવવા લલચાયો છે એમ બતાવ્યું.** વળી **આત્મા** ત્રણે કાળમાં (નિત્ય) હોવાથી **સત્** સ્વરૂપ છે, અને તે **ચિત્** સ્વરૂપ અને **આનન્દ** સ્વરૂપ છે એમ "**शब्दस्पर्शादयो**" એ વિગેરે **યુક્તિથી** સિદ્ધ કરી, આત્મા ત્રણે દેહથી જુદો છે એમ "**अभाने स्थूलदेहस्य**" એ વગેરે **યુક્તિ** વડે સિદ્ધ કર્યું. (૪૩).

**આ પ્રમાણે યુક્તિ** પ્રમાણથી જીવબ્રહ્મની એકતા બતાવી, **હવે तत्त्वमसि** વગેરે ચાર **મહાવાકયો** રૂપી શ્રુતિપ્રમાણના વિચાર વડે જડાંશત્યાગથી જીવબ્રહ્મની એકતા સ્પષ્ટ કરી બતાવી, તે એકતાનો સાક્ષાત્કાર કરવાનો **શ્રવણાદિથી સમાધિ** પર્યંતનો માર્ગ દર્શાવી, તે એકતા સાધ્ય છે અને તે સાધ્ય કરવાથી નિરતિશય મોક્ષસુખ પ્રાપ્ત થાય છે એમ પોતાના **અનુભવ** પ્રમાણથી છેવટે કહેશે.

**तत्त्वमसिनो અર્થ.** હવે "તે (તત્-બ્રહ્મ) તું (ત્વમ્-જીવ) છે"-"તે બ્રહ્મ તું છે"-એમ જીવ અને ઈશ્વર બન્નેની ઉપાધિ ભાગનો ત્યાગ કરીને (**भागत्यागेन**) સ્પષ્ટ કરી બતાવે છે. (૪૩-૪૮).

એક જ બ્રહ્મ જુદી જુદી ઉપાધિને લીધે ઈશ્વર અને જીવ કહેવાય છે. સમસ્ત બ્રહ્માંડ રૂપી ઉપાધિને લીધે બ્રહ્મ ઈશ્વર કહેવાય છે, તે બ્રહ્માંડમાંના પ્રાણિદેહ રૂપી એક ભાગની ઉપાધિ ધારણ કરવાને લીધે બ્રહ્મ જીવ કહેવાય છે.*

---

* વેદાન્ત વિષય સમજાવવા જે દૃષ્ટાંતો આપવામાં આવે છે, તે સંબંધી એક નિયમ ધ્યાનમાં રાખવાનો છે. આ દૃષ્ટાંતો દરેક રીતે દાર્ષ્ટાન્તિક સાથે મળતાં આવતાં નથી. ફક્ત એક દેશી મળતાપણું લેવાનું છે. દાર્ષ્ટાન્તિકની અમુક જે બાબતનું દૃષ્ટાંત લીધું હોય તેટલી જ બાબત સાથે દૃષ્ટાન્તની સરખામણી સમજવી; પરંતુ દૃષ્ટાન્તમાં રહેલી બીજી બાબતો પણ દાર્ષ્ટાન્તિકમાં હોવી જોઇએ એમ સમજવાનું નથી. જેમ દૃષ્ટાન્તમાં ગવર્નર, કલેકટર અને પટેલ એક વ્યક્તિ નથી, પરંતુ જુદા જુદા માણસો છે, માટે ઈશ્વર અને જીવ પણ જુદી જુદી વ્યક્તિઓ છે, બંને

**તત્ ( ઈશ્વર )નો અર્થ-નિમિત્ત અને ઉપાદાન કારણ.**

જ્યારે બ્રહ્મ **શુદ્ધસત્ત્વ** વાળી **માયા** ( શ્લો. ૧૬ )ની ઉપાધિ લઈને જગતનું **નિમિત્ત ( કર્તા )** કારણ થાય છે ( જેમ ઘટનું મિમિત્ત કારણ કુલાલ છે ), અને **તમોગુણપ્રધાન પ્રકૃતિ** ( શ્લો. ૧૮ )ની ઉપાધિ લઈને પોતે જગતનું **ઉપાદાન** કારણ ( material cause of a thing, જેમ ઘટનું કારણ માટી ) થાય છે, ત્યારે ( તે અવસ્થામાં ) તે-**નિમિત્તોપાદાનોભય** રૂપ-બ્રહ્મ " **तत्त्वमसि** " મહાવાક્યમાંના તત્ પદને નામે ઓળખાય છે. ( મતલબ કે આ નિમિત્ત-શુદ્ધસત્ત્વા માયા, અને ઉપાદાન-તમોપ્રધાના પ્રકૃતિ રૂપ ઉપાધિને લીધે બ્રહ્મ તત્-ઇશ્વર-કહેવાય છે. તેથી ઇશ્વરનો આ ઉપાધિ ભાગ તજી દેવાનો છે. )

**त्वम् ( જીવ ) નો અર્થ-અવિદ્યાની ઉપાધિવાળું બ્રહ્મ.**

વળી જે અવસ્થામાં તે જ બ્રહ્મ **મલિનસત્ત્વા અવિદ્યા** નામવાળી માયા ( શ્લો. ૧૬ ) જે **રજોગુણ પ્રધાન** છે અને જે કામ કર્માદિથી દૂષિત થયેલી છે તે ઉપાધ ધારણ કરે છે, ત્યારે તે ઉપરના મહા વાક્યમાંના ત્વમ્ પદના નામથી —જીવ નામથી—કહેવાય છે. ( મતલબ કે આ **અવિદ્યા** રૂપ ઉપાધિને લીધે બ્રહ્મ **ત્વમ્** ( જીવ ) પદથી ઓળખાય છે. તેથી જીવનો આ ઉપાધિ ભાગ તજવાનો છે.)

---

એક રૂપ નથી, એમ સમજવાનું નથી. ફક્ત ઉપાધિવશાત્ જેમ માણસ ગવર્નર, કલેક્ટર, પટેલ ઇત્યાદિ કહેવાય છે, તેમ ઉપાધિવશાત્ બ્રહ્મ **ઈશ્વર** અને **જીવ** કહેવાય છે, એમ ઉપાધિ પૂરતું જ દૃષ્ટાંત સમજવું. તેવી જ રીતે જેમ રજ્જુમાં સર્પની ભ્રાન્તિ થાય છે તેમ બ્રહ્મમાં જીવ ઈશ્વરની ભ્રાન્તિ થઈ છે, એ દૃષ્ટાંતમાં પણ ફક્ત ભ્રાંતિનું દૃષ્ટાંત સમજવાનું છે; પણ જુદો સર્પ છે તેથી સર્પની ભ્રાન્તિ થાય છે, માટે જીવ પણ જુદો હોય તો બ્રહ્મમાં જીવની ભ્રાન્તિ થાય, નહિ તો થાય નહિ, એવું સમજવાનું નથી. ફક્ત સમજાવવા માટે આ દૃષ્ટાંતો છે. દૃષ્ટાંત અને દાર્ષ્ટાન્તિકનું દરેક રીતે મળતા પણું છે એમ કહેવાનો આશય નથી, પરંતુ કોઇક અંશ મળતો આવે છે એમ સમજવું.

**ઉપર કહેલી** ત્રણ પ્રકારની–**શુદ્ધસત્વપ્રધાન, તમોપ્રધાન** અને **મલિનસત્ત્વપ્રધાન**–માયા જેના ત્રણે ગુણ એક બીજાથી વિરુદ્ધ વર્તનારા છે તે ત્રણે પ્રકારની ઉપાધિભૂત માયાને છોડવાથી “**तत्त्वमसि**” એ મહાવાક્ય વડે અખંડ (નિર્વિકારી) સચ્ચિદાનન્દ સ્વરૂપ બ્રહ્મ સ્પષ્ટ ઓળખાય છે (૪૬).

**तत्त्वमसिनो लक्ष्यार्थ.** જેમ “**सोऽयं देवदत्तः**” એ વાક્યમાંના **सः** અને **अयं** એ શબ્દોમાં રહેલી ઉપાધિ છોડીને તે પુરૂષને જોતાં બંને વખતનો પુરૂષ તે જ દેવદત્ત છે એમ જાણવામાં આવે છે, જે દેવદત્ત પ્રથમ ભિક્ષુકના વેષમાં જોવામાં આવ્યો હતો તે (**सः**–ભિક્ષુકના પોશાક વગેરે ઉપાધિવાળો જે પ્રથમ જોયો હતો તે) અને આજે કાષાય વસ્ત્રાદિના જુદા વેષમાં જે આવેલો છે તે આ (**अयं**) દેવદત્ત તે બંને એક જ છે, જુદા જુદા વેષને લીધે ભિક્ષુક વગેરે નામથી કહેવાયો હતો, પરંતુ તે ઉપાધિને મનમાંથી દૂર રાખી જોતાં બંને વેષમાં એક જ દેવદત્ત જોવામાં આવે છે; તેવી જ રીતે **तत्** (ઈશ્વર) અને **त्वम्** (જીવ) ને ઉપાધિ રહિત વિચારીએ તો બન્ને એક જ શુદ્ધ બ્રહ્મ છે. જો કે ઉપાધિસહિત જોઈએ તો ઈશ્વર અને જીવ રૂપ દેખાય છે, પરંતુ ખરી રીતે ઈશ્વરમાં શુદ્ધ **બ્રહ્મતત્ત્વ** અને જીવના શરીરની ઉપાધિમાં રહેલું કૂટસ્થ **બ્રહ્મતત્ત્વ** એક જ રૂપ છે. (૪૭).

આ પ્રમાણે ઇશ્વર અને જીવની **માયા** અને **અવિદ્યા** નામની ઉપાધિઓ છોડી દઇને જોતાં અખંડ સચ્ચિદાનન્દરૂપ **પરબ્રહ્મ** એજ **तत्त्वमसि** મહાવાક્યનો લક્ષ્યાર્થ છે એમ સમજવું. (૪૮).

(અત્રે કહેવાની જરૂર છે કે તમોગુણપ્રધાન પ્રકૃતિ કોઇની ઉપાધિ નથી. તે તો જડરૂપ જગત્ છે. પરંતુ શુદ્ધસત્ત્વા **માયા** એ ઈશ્વરની ઉપાધિ છે જેથી તે નિમિત્ત કારણ કહેવાય છે, અને મલિનસત્ત્વા **અવિદ્યા** જીવની ઉપાધિ છે.)

“**तत्त्वमसि**” નો લક્ષ્યાર્થ સચ્ચિદાનન્દ સ્વરૂપ અદ્વૈત બ્રહ્મ છે એમ બતાવી હવે તે ઉપર શંકા ઉઠાવી તેનું નિવારણ કરે છે. અને પછી કહે છે કે વિકલ્પિતત્વ, લક્ષ્યત્વ, દ્રવ્ય, ગુણ, કર્મ, જાતિ, સંબંધ, એ સર્વ આત્માને વિષે કલ્પિત છે. (૪૯–૫૨).

શંકા:–“**तत्त्वमसि**” એ મહાવાક્યનું લક્ષ્ય જે બ્રહ્મ તે

**સવિકલ્પ**( કાલ્પનિક ) છે કે નિર્વિકલ્પ( વાસ્તવિક ) છે ? જો એમ કહેતા હો કે તે લક્ષ્ય ( બ્રહ્મ ) સવિકલ્પ છે ( **विकल्पेन-विपरितत्वेन कल्पितेन नामजात्यादिना रूपेण सह-वर्तते इति सवि-कल्पम्**=જે વિકલ્પ સહિત-એટલે વિપરિત રૂપે કલ્પિત કરેલાં નામ, જાતિ, વગેરે સહિત હોય છે તે સવિકલ્પ કહેવાય છે-ન હોય તેની કલ્પના કરવી તેનું નામ વિકલ્પ, જેમ રજ્જુમાં સર્પની ) તો તમે કહેલા લક્ષ્યની અવસ્તુતા-અવાસ્તવિકપણું-મિથ્યાત્વ થશે, કારણ કે નામ જાતિ વગેરે વિકલ્પ રૂપ-કલ્પિત રૂપ-હોવાથી તમારૂં લક્ષ્ય પણ કાલ્પનિક ઠરશે. અને જો તમે લક્ષ્યને નિર્વિકલ્પ-નામ જાત્યાદિ રહિત-કહેશો તો જેનું નામ કે જાતિ વગેરે ન હોય એવું લક્ષ્ય તો નથી સાંભળ્યું કે નથી દીઠું, તેમ તે સંભવિત પણ નથી, કેમકે જે "લક્ષ્યત્વ" ધર્મ વાળું છે તેને નિર્વિકલ્પ કહેવું તે "**वदतो व्याघातः**" નામના દોષને પાત્ર થાય છે. માટે તમારૂં લક્ષ્ય કેવું છે ? (૪૯).

ઉત્તરઃ—આ શંકાના ઉત્તરમાં સિદ્ધાન્તી પૂર્વપક્ષીના ( શંકા કરનારના ) પ્રશ્નમાં જ તેનો ઉત્તર રહેલો હોવાથી આવી શંકા કરવી ઘટતી જ નથી એમ બતાવી આપે છે. સિદ્ધાન્તી પૂછે છે કે "લક્ષ્ય સવિકલ્પ છે કે નિર્વિકલ્પ ?" એવી જે શંકા (વિકલ્પ) તેં કરી તે શંકા નિર્વિકલ્પ ( શુદ્ધ બ્રહ્મ ) વસ્તુના સંબંધમાં છે કે સવિકલ્પ ( કલ્પિત બ્રહ્મ ) વસ્તુના સંબંધી છે ? જો તું નિર્વિકલ્પ વસ્તુનો વિકલ્પ ( શંકા ) કહીશ તો તારૂં જ કહેલું **વ્યાઘાત** રૂપ છે, કમકે વિકલ્પ રહિત વસ્તુનો વિકલ્પ ( કલ્પના ) હોય નહિ. અને જો સવિકલ્પ વસ્તુનો વિકલ્પ કહીશ તો તેમાં પણ **અનવસ્થા, આત્માશ્રય,** ઇત્યાદિ દોષ આવશે, જે નીચે પ્રમાણેઃ—

દાખલા તરીકે "લાલ ઘટ" અને "માયાવિશિષ્ટ ચેતન," એ દૃષ્ટાન્તો લઇએ. ઉપર કહ્યું કે વિકલ્પસહિત હોય તે સવિકલ્પ. તેમ "લાલ રંગ સહિત જે ઘટ તે લાલ ઘટ" એવું "લાલ ઘટ" ને જોઇને કહ્યું. આ લાલ રંગ પ્રથમથી જ ઘટમાં હતો તેણે ઘટને લાલ બનાવ્યો ? કે ઘટની બહાર રહેલા કોઇ લાલ રંગે તેને "લાલ" બનાવ્યો ? તેમ જ માયાવિશિષ્ટ એટલે પ્રથમથી જ ચેતનમાં રહેલી માયાએ ચેતનને "માયાવિશિષ્ટ" કર્યું કે તેની બહાર રહેલી કોઇ માયાએ શુદ્ધ ચેતનને તેમ કર્યું ? તેમ જ કોઇ પૂછે કે

તમે પુરૂષ વાળા ગામમાં રહોછો કે પુરૂષ રહિત ગામમાં? જો પુરૂષ સહિત ગામમાં તમે રહોછો એમ કહો તો તે ગામને "પુરૂષસહિત" કોણે કર્યું? તમે કર્યું કે બીજા કોઇ પુરૂષે? તેમજ "બહુ માણુસનો મેળો જોયો"—એમાં મેળો બનાવનાર પુરૂષોએ જ મેળો જોયો? કે બીજાઓએ બનાવેલો જોયો? પુરૂષો પહેલાં મેળો નહોતો, મેળો અને પુરૂષો જૂદા નથી. એકજ પુરૂષોએ મેળો કર્યો અને તે જ પુરૂષોએ મેળો જોયો—એમ કહેવામાં એકને બીજાની જરૂર હોવાથી **આત્માશ્રયતા** દોષ આવે છે, કેમકે મેળો કરનાર પુરૂષો પણ પોતે, અને મેળા રૂપ પણ પોતે. તેથી પોતે જ આધાર તેમ જ આધેય. માટે આત્માશ્રયતા. "ગુણે પોતે ઘટને ગુણવાન કર્યો—તે વાક્યમાં ઘટની અંદર પેસીને કર્યો કે અંદર રહેલો હતો તેણે જ કર્યો"? અંદર રહેલા ગુણે ગુણવાન કર્યો એમ કહીએ, તો ગુણ પોતે જ આશ્રય અને પોતે જ આશ્રિત—પોતે જ આધાર અને પોતે જ આધેય—પોતે આશ્રય ( ગુણવાન કરનાર ) તથા પોતે વિશેષણ (ગુણ વાળામાં રહેનાર ) રૂપ થાય છે. તેથી **આત્માશ્રય** દોષ આવે છે. અને બંને ગુણ જૂદા જૂદા લઇએ—ગુણવાન કરનાર ગુણ એક અને ગુણવાનમાં રહેનાર ગુણ બીજો એમ લઇએ, તો અન્યોન્યાશ્રય, અનવસ્થા વગેરે દોષો આવશે; કેમકે બહાર રહેલો જે પહેલો ગુણ છે તે દ્રવ્યને ગુણવાન કરશે, છતાં બીજો ગુણ તેમાં રહેશે. તેથી બીજા ગુણને પહેલાની જરૂર થશે. વળી પહેલો ગુણ નિર્ગુણ વસ્તુને ગુણવાન બનાવી શકે નહીં, પરંતુ સગુણને જ બનાવી શકે. તેથી પહેલા ગુણને બીજા ગુણની પણ જરૂર છે. તેથી **અન્યોન્યાશ્રય** દોષ આવશે. આ દોષનું નિવારણ કરવા જો એમ કહેશો કે આ બેઉપરાંત કોઇ ત્રીજા ગુણે ઘટને ગુણવાન કર્યો, તો પ્રશ્ન ઉઠશે કે આ ત્રીજો ગુણ પ્રથમના બે ગુણમાંના કોઇ ગુણ રૂપ છે કે બંને ગુણથી જુદો છે? જો ત્રીજા અને પહેલાને એક રૂપ કહેશો તો ત્રીજાને બીજા ગુણની જરૂર, કેમકે વસ્તુ સગુણ હોવા વિના તેને ગુણવાન કરી શકાય નહિ; બીજાને પહેલાની જરૂર કેમકે પહેલાએ ગુણવાન કર્યો; અને પહેલાને ત્રીજા ગુણની જરૂર—તેથી **ચક્કાપત્તિ** દોષ થયો. અને જો પહેલા અને ત્રીજા ગુણને જૂદા માનશો, તો ત્રીજા ગુણની સ્થિતિને માટે

ચોથો માનવો પડશે, ચોથાને માટે પાંચમો—એ પ્રમાણે **અનવસ્થા** દોષ આવશે.

તેજ પ્રમાણે લક્ષ્ય સવિકલ્પ છે કે નિર્વિકલ્પ ? જો નિર્વિકલ્પ કહેશો તો **વ્યાઘાત** દોષ આવશે, કેમકે નિર્વિકલ્પનો વિકલ્પ થઇ શકે નહીં. જો સવિકલ્પનો વિકલ્પ કહેશો, તો લક્ષ્યમાં રહેલા વિકલ્પે તેને સવિકલ્પ કર્યું કે બીજા કોઇ વિકલ્પે ? જો એક જ વિકલ્પ કહેશો તો આત્માશ્રય દોષ આવશે, અને બીજા વિકલ્પે કહેશો તો અન્યોન્યાશ્રય આવશે. એ પ્રમાણે અનવસ્થા સુધીના દોષ લાગુ પડશે.

લક્ષ્યપદાર્થના સંબંધી વિકલ્પ કરવામાં જ આવા દોષ આવે છે એમ નથી, પરંતુ ગુણ, કર્મ(ક્રિયા), જાતિ, દ્રવ્ય, અને સંબંધ એ પાંચે પદાર્થોનો વિકલ્પ કરવામાં પણ તે જ દોષ આવશે. જેમકે "નિર્ગુણ વસ્તુમાં ગુણ છે" એમ કહીએ તો વ્યાઘાત દોષ આવે. "ગુણવાળામાં ગુણ છે" એમ કહીએ તો પ્રશ્ન ઉઠે છે કે "ગુણ વાળામાં" એ શબ્દમાંનો ગુણ અને તે વાકયમાંનો બીજો "ગુણ" એ બંને એક જ છે કે જૂદા જૂદા ? જો એક જ કહીએ તો પોતે વિશેષ્ય અને પોતે વિશેષણ—પોતે આશ્રય અને પોતે આશ્રિત બની આત્માશ્રય દોષ લાગે; અને જો બંને ગુણ જૂદા કહીએ, તો એકને બીજા ગુણની જરૂર હોવાથી અન્યોન્યાશ્રય દોષ આવશે. એ પ્રમાણે અનવસ્થા વગેરે દોષ આવશે. માટે આ ગુણાદિ સર્વ વસ્તુ સ્વરૂપમાં રહેલા છે એમ માનો. પરંતુ વિકલ્પ અને તેના અભાવરહિત આત્મ વસ્તુમાં વિકલ્પ, લક્ષ્યત્વ, દ્રવ્ય, ગુણ, વગેરે સર્વ કલ્પેલાં છે, વાસ્તવિક નથી. માટે લક્ષ્ય જેવું છે તેવું છે. તે સંબંધી વિકલ્પ કરવો યોગ્ય નથી. ( ૫૧–૨ ).

### ૧૦. માયા અને અવિદ્યા રૂપ ઉપાધિને છોડવાનો માર્ગ— શ્રવણ, મનન, નિદિધ્યાસન, સમાધિ. ૫૩–૫૮.

સ૦ ઇશ્વરની ઉપાધિ બ્રહ્માંડ ( જગત્ ), અને જીવની ઉપાધિ આ દેહ, એ છોડવાની વાત તો કરો છો ખરા; પરંતુ ઇશ્વર અને જીવના મરણ વિના એ ઉપાધિ કેની રીતે છૂટે ? અને છૂટે નહિ ત્યારે જીવબ્રહ્મની એકતાનું જ્ઞાન કેવી રીતે થાય ?

જ૦ મરણ પામીને આ ઉપાધિ છોડવાની નથી, પરંતુ જીવતાં જ છોડવાની છે. તે છોડવાનો ઉપાય **શ્રવણ, મનન, નિદિધ્યાસન,** અને **સમાધિ** છે. ( ૫૩–૫૫ ).

આ પ્રમાણે એટલે શ્લો. ૪૪-૪૫ માં ("जगतो यदुपादानं" વગેરેમાં) કહ્યા પ્રમાણે 'तत्त्वमसि' વગેરે મહા

**શ્રવણ.** વાકયોના (જીવબ્રહ્મનીએકતારૂપી) અર્થનું તે તે મહાવાકયો વડે ચિંતન કરવું તેનું નામ **શ્રવણ** કહેવાય છે. (૫૩).

મહાવાકયોના આ શ્રવણ કરેલા અર્થનો (જીવબ્રહ્મની એકતાનો) ઉપર કહેલી ( शब्दस्पर्शादयो वेद्या શ્લો. ૨

**મનન.** થી परापरात्मनोरेवं—શ્લો. ૪૩ સુધીની) યુક્તિઓ વડે નિશ્ચય કરી તે નિશ્ચય કરેલા અર્થનું ચિંતન કર્યા કરવું તેનું નામ **મનન.** (૫૪).

શ્રવણ અને મનન વડે સંદેહ રહિત કરેલા અર્થમાં સ્થાપિત કરેલા-સ્થિર કરેલા-મનનું જે એકતાનત્વ,

**નિદિધ્યાસન.** એટલે કે ચિત્તની આત્મા સાથે એકાકાર વૃત્તિનો પ્રવાહ ચલાવ્યા કરવો—તેનું નામ **નિદિધ્યાસન.** ( ૫૪ ).

અત્રે એટલું યાદ રાખવાનું છે કે નિદિધ્યાસન કરતા સુધી **ધ્યાતા** ( જીવ ), **ધ્યેય** ( બ્રહ્મ ) અને

**સમાધિ.** ચિત્તનું તે ઉપર **ધ્યાન**—એ ત્રિપુટી ભાસે છે, એટલે હું ધ્યાતા જુદો છું, ધ્યેય જુદું છે, અને હું ધ્યાન કરૂં છું, એમ જુદાપણું રહે છે પરંતુ તે પછીની **સમાધિ** દશામાં **ધ્યાતા** ( હું ધ્યાન કરનાર ) અને **ધ્યાન** એ બંનેને તજીને—એ બન્નેમાંથી વૃત્તિને કાઢી લઇને—ફક્ત એકલું **ધ્યેય** ( બ્રહ્મ ) જ છે એમ ચિત્ત એક ધ્યેયાકારવૃત્તિ થાય છે, અને ધ્યાતાધ્યાનનો કાંઇ પણ વિચાર આવતો નથી. અને તે પ્રમાણે અભ્યાસ કરતાં જ્યારે ફાનસમાં મૂકેલા દીવાની પેઠે ચિત્ત કંઇ પણ હાલ્યા ચાલ્યા વિના—ધ્યાતા કે અન્ય કોઇ વિષયમાં પ્રેરાયા વિના—કોઇ પણ જાતનો વિક્ષેપ પામ્યા વિના—એકલા ધ્યેય-બ્રહ્મ-માં સ્થિર થઇ જાય છે, ત્યારે તે સ્થિતિને **સમાધિ** કહે છે. (૫૫).

આ સમાધિ આત્માના **વિવેક** દ્વારા થાય છે. પણ બ્રહ્મજ્ઞાન વિના મોક્ષ નથી, અને બ્રહ્મજ્ઞાનનું સાધન આ વિવેક છે. માટે અમે આ શ્રવણાદિ **વિવેક** રૂપ **જ્ઞાનમાર્ગનું** જ વર્ણન કર્યું છે.

( આ ઉપરથી સમજાશે કે જ્યારે સમાધિ વખતે **ધ્યાતા**—

જીવ-ને પણ છોડી દેવાનો છે-"હું"પણા રૂપી જે કલ્પિત જીવ છે તેમાંથી પણ ચિત્તને ઉઠાવી લેવાનું છે-કેમકે તે સંબંધી વૃત્તિ પણ વિક્ષેપ કરાવનાર છે, તો પછી સાંસારિક વિષયો કે જે ચિત્તને અતિશય વિક્ષેપ કરાવનાર છે તેમાંથી વૈરાગ્ય વૃત્તિ થયા વિના આ માર્ગે ચિત્તને વાળવું અશક્ય છે. માટે અધિકારી થવા સારૂ પ્રથમ અંતઃકરણશુદ્ધિ અને વૈરાગ્યની જરૂર છે. )

શંકાઃ—સમાધિ વખતે વૃત્તિઓ જોવામાં આવતી નથી, તેથી ચિત્તનું ધ્યેયૈકગોચરત્વ થયું છે તેનો નિશ્ચય પણ કેવી રીતે થઈ શકે ?

ઉત્તરઃ—સમાધિમાં પણ વૃત્તિ હોવાનું અનુમાન પ્રમાણ છે, તેથી તેવો નિશ્ચય થઇ શકે છે. આત્મામાં લાગી રહેલી વૃત્તિઓ જો કે સમાધિ વખતે અજ્ઞાત હોય છે-જાણવામાં આવતી નથી, છતાં સમાધિમાંથી ઉઠેલા માણસને આત્મા સાથે ચિત્તનું એકતાનત્વ થયું હતું એવું સ્મરણ આવે છે-" આટલો બધો વખત હું સમાહિત રહ્યો " એવી રીતનું સ્મરણ થાય છે. તે ઉપરથી અનુમાન થાય છે કે સમાધિમાં આત્મગોચર વૃત્તિ હતી, કેમકે જે વિષય અનુભવેલો હોય તેનું જ સ્મરણ થાય છે, બીજાનું નહિ. ( ૫૬ )

શંકાઃ—સમાધિમાં વૃત્તિને ઉત્પન્ન કરનાર પ્રયત્ન જ નથી, તો સમાધિમાં વૃત્તિની અનુવૃત્તિ-ધ્યેયમાં વૃત્તિનો પ્રવાહ-કેવી રીતે થઇ શકે ?

ઉત્તરઃ—તાત્કાલિક પ્રયત્નનો અભાવ હોવા છતાં પણ તે પહેલાંના પ્રયત્નોથી, તેમજ પૂર્વ જન્મના યોગાભ્યાસના સંસ્કાર ( अदृष्ट ) થી, વારંવાર કરેલા સમાધિ અભ્યાસના સંસ્કારથી, એ વગેરે સહકારિ કારણોથી ધ્યેયમાં વૃત્તિનો પ્રવાહ ચાલતો રહે છે. ( ૫૭ ).

વળી શ્રીકૃષ્ણ ભગવાને ગીતામાં " **यथा दीपो निवातस्थो नेंगते सोपमास्मृता** " ઇત્યાદિ શ્લોકોવડે **યોગમાર્ગની** નિર્વિકલ્પ સમાધિ રૂપ આ જ અર્થ પોતાના શિષ્ય અર્જુનને કહી બતાવ્યો છે. ( ૫૮ ).

## ૧૧ સમાધિ ફલ-વાસના તથા કર્મનો નાશ, અને પરોક્ષ અપરોક્ષ જ્ઞાન. ૫૯-૬૪.

આ સમાધિનાં બે ફલ છે: ૧ **અવાન્તર** ( અમુખ્ય, ગૌણ) અને ૨ મુખ્ય. તે બને ૫૯ થી ૬૪ શ્લોકમાં વર્ણવે છે.

**અવાન્તર ફલ.** સમાધિનું અવાન્તર ફલ સકલ **સંચિતકર્મ**નો નાશ અને શરીરમાં **ધર્મ** રૂપી **અમૃતધારાનો**–ચિત્તની પ્રસન્નતા રૂપી અમૃત **શક્તિનો**–વરસાદ, તથા **સંચિત કર્મના** સમૂળ ( અજ્ઞાન સહિત ) નાશ સાથે **અહંકાર, મમત્વ, કર્તૃત્વ,** વગેરે રૂપી અભિમાન ઉત્પન્ન કરનારી જે **વાસનાઓ**–સંસ્કાર–છે તેનો **સંપૂર્ણ લય,** એ છે. ( ૫૯, ૬૦, ૬૧ ).

**મુખ્ય ફલ–પરોક્ષ અને અપરોક્ષ જ્ઞાન.** સમાધિથી આટલું અવાન્તર ફળ પ્રાપ્ત થયા પછી બીજું **મુખ્ય** ફલ થાય છે તે કહે છેઃ

**अमुना वासनाजाले निःशेषं प्रविलापिते ।**
**समूलोन्मूलिते पुण्यपापाख्ये कर्मसंचये ॥ ६१ ॥**
**वाक्यमप्रतिबद्धं सत्प्राक्परोक्षावभासिते ।**
**करामलकवद्बोधमपरोक्षं प्रसूयते ॥ ६२ ॥**

મુખ્ય ફલઃ—**વાસના** અને **સમૂલ સંચિત કર્મનો** નાશ થતાં, સમાધિ પહેલાં જે આત્માનું **પરોક્ષ** જ્ઞાન થયું હતું તે આત્મામાં હવે “ **तत्त्वमसि** ” એ મહાવાક્ય, સમાધિ વડે **કર્મ** અને **વાસના ( અવિદ્યા )** રૂપી **પ્રતિબંધ રહિત** થતાં ( **अप्रतिबद्धं सत्** ), હાથમાં આંબળાના પેઠે “ **अहंब्रह्मास्मि** ” એવું પ્રત્યક્ષ ( **અપરોક્ષ** ) જ્ઞાન ઉત્પન્ન કરે છે. ( **वाक्यं प्रसूयते** ). ( ૬૧–૨ ).

તાત્પર્ય એ છે કે ઉપર જણાવેલું **तत्त्वमसि** નામનું મહાવાક્ય પ્રતિબંધ રહિત થતાં **અપરોક્ષ** જ્ઞાન કરાવે છે એમ કહ્યું. પ્રશ્ન એ ઉઠે છે કે **વાક્ય** કેવા રીતે જ્ઞાન કરાવે ?

જે સમાધિ વખતે ચિત્તને ઉપર કહ્યા પ્રમાણે પોતાનો ( **ધ્યાતાનો** ) વિચાર પણ રહેતો નથી, અને જે વખતે તે ફક્ત એકલા ધ્યેય( **બ્રહ્મ** )માં એકાકાર વૃત્તિ વાળું થઈ રહે છે, તે વખતે ગુરૂ ( **તત્વવેત્તા ગુરૂ** ) તેને “ **આંગળી બતાવીને** ” કહે છે કે, “ જો, આ વખતે જેના ઉપર તારૂં ચિત્ત સ્થિર થયું છે–લાગેલું છે–તે જ તું છે. તું બીજો કોઇ નથી–તે બ્રહ્મ જ તારૂં ખરૂં સ્વરૂપ છે. ” અને **આવી** જે પળે ગુરૂ “ **तत्त्वमसि** ” કહે છે, તે જ પળે ગુરૂના કહેવા માત્રથી–બતાવ્યાથી જ–જીવ બ્રમરહિત થઇને પોતાના સ્વરૂપને ઓળખે છે, તે પહેલાં ( ગુરૂએ

"**तत्त्वमसि**" કહ્યા પહેલાં) તે સ્વરૂપને જોતાં છતાં ઓળખી શકતો નથી. તેથી આ **અપરોક્ષ** જ્ઞાન ગુરૂએ કહેલા મહાવાક્ય-જનિત છે. જેમ પેલા "દશમા" ની વાર્તામાં કહ્યા પ્રમાણે જ્યારે કોઇ ઠરેલ પુરૂષે તેને કહ્યું કે, "જો, સરત રાખ, તને દશમો બતાવું છું. જો, તું જ તે (દશમો) છે", ત્યારે તે કહેવાની સાથે જ વિચાર ઉત્પન્ન થતાં તેની ભ્રાન્તિ દૂર થઇ પોતે જ "દશમો" છે એમ પ્રત્યક્ષ (**અપરોક્ષ**) જ્ઞાન થયું; પરંતુ તે પુરૂષે કહ્યા પહેલાં જો કે પોતે પોતાને દેખતો હતો, છતાં પોતે "દશમો" છે એમ જાણતો નહોતો. માટે આ જ્ઞાન ગુરૂના વાક્યથી જ ઉત્પન્ન થયેલું કહેવાય. અને તેથી જ આ જ્ઞાનને (શ્લો૦ ૬૩ અને ૬૪ માં) **शाब्दं देशिकपूर्वकम्**—ગુરૂના મુખથી મળેલું અને **तत्त्वमसि** વગેરે મહાવાક્યથી ઉત્પન્ન થયેલું-કહ્યું છે. પરંતુ એટલું યાદ રાખવાનું છે કે શિષ્ય જ્યારે સમાધિની અમુક દશાને પ્રાપ્ત થાય છે ત્યારે જ કહેલા ગુરૂવાક્યથી આ જ્ઞાન થાય છે, અનધિકારી પુરૂષને તેમ થતું નથી.

હવે પરોક્ષ અને અપરોક્ષ જ્ઞાનનું ફળ કહે છે:—

**પાપ અને અજ્ઞાનનો નાશ.** ગુરૂના ઉપદેશ વડે જ્યારે अहं **ब्रह्मास्मि** એવું પરોક્ષ-સામાન્ય-જ્ઞાન થાય છે, ત્યારે, બુદ્ધિપૂર્વક કરેલું તમામ પાપ નાશ પામે છે. પરંતુ જ્યારે अहं **ब्रह्मास्मि** એવું **અપરોક્ષ** જ્ઞાન થાય છે, ત્યારે તે જ્ઞાનથી, જેમ મધ્યાહ્ન કાળનો સૂર્ય અંધકારનો સમૂળ નાશ કરે છે તેમ, **સંસારનું કારણ** જે **અજ્ઞાન** છે તેનો નાશ થાય છે. (૬૩-૬૪)

### ૧૨. અપરોક્ષ જ્ઞાનનું ફળ-સંસાર નાશ અને મોક્ષસુખની પ્રાપ્તિ. ૬૫.

**સંસારનાશ અને મોક્ષસુખપ્રાપ્તિ.** અપરોક્ષ જ્ઞાનનું જે મુખ્ય ફળ છે તે નીચે પ્રમાણે કહે છે:—

इत्थं तत्त्वविवेकं विधाय विधिवन्मनः समाधाय ।
विगलितसंसृतिबन्धः प्राप्नोति परं पदं नरो नचिरात् ॥६५॥

ઉપર કહ્યા પ્રમાણે **તત્ત્વવિવેક** વડે આત્માનું પંચકોશથી જુદાપણું જાણીને-જીવ બ્રહ્મની એકતા જાણીને-તે બ્રહ્મતત્ત્વમાં શાસ્ત્રોક્ત રીતિથી એટલે શ્રવણાદિ વડે મનને સ્થિર કરવાથી થયેલા અપરોક્ષ જ્ઞાન વડે સંસાર રૂપ **બંધની નિવૃત્તિ** પ્રાપ્ત કરી પુરૂષ તત્કાળ નિરતિશયાનંદ રૂપ મોક્ષ પામે છે-સચ્ચિદાનંદ રૂપ બ્રહ્મ-થાય છે.

## પહેલું પ્રકરણ સમાપ્ત.

# पंचमहाभूतविवेकप्रकरणम् ॥ २ ॥

## મૂલાર્થ.

## પંચભૂતવિવેક.

### ૧. પ્રકરણનો હેતુ. શ્લો. ૧

सदद्वैतं श्रुतं यत्तत्पञ्चभूतविवेकतः ।
बोद्धुं शक्यं ततो भूतपञ्चकं प्रविविच्यते ॥ १ ॥

" सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम् " એ શ્રુતિમાં કહ્યા પ્રમાણે જગતની ઉત્પત્તિ પહેલાં જગત્‌નું કારણ જે સદ્રૂપ અદ્વિતીય બ્રહ્મ સાંભળવામાં આવ્યું છે તે અવાઙ્મનસગોચર હોવાથી સ્વતઃ જાણવાને અશક્ય હોવાને લીધે તેના કાર્યરૂપે તેની ઉપાધિભૂત જે પંચમહાભૂત છે તેના વિવેકદ્વારા તે (સત્-બ્રહ્મ) જાણી શકાય તેમ હોવાથી પંચમહાભૂતનો વિવેક આ પ્રકરણમાં કરવામાં આવે છે. (૧)

### ૨. પંચ મહાભૂત, તેમના ગુણ, અને તેમનાં કાર્ય (ઇંદ્રિયો, મન, બુદ્ધિ, અને સ્થૂલ જગત). ૨-૧૭.

शब्दस्पर्शौ रूपरसौ गन्धो भूतगुणा इमे ।
एकद्वित्रिचतुः पञ्च गुणा व्योमादिषु क्रमात् ॥ २ ॥

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ એ મહાભૂતોના પાંચ ગુણ છે. તે ગુણો આકાશાદિમાં ક્રમે એક, બે, ત્રણ, ચાર, અને પાંચ ગુણ છે—આકાશનો એક, વાયુના બે, વગેરે. (૨).

प्रतिध्वनिर्वियच्छब्दो वायौ बीसीति शब्दनम् ।
अनुष्णाशीतसंस्पर्शो वह्नौ भुगुभुगुध्वनिः ॥ ३ ॥
उष्णः स्पर्शः प्रभारूपं जले बुलुबुलुध्वनिः ।
शीतः स्पर्शः शुक्लरूपं रसो माधुर्यमीरितम् ॥ ४ ॥
भूमौ कडकडाशब्दः काठिन्यं स्पर्श इष्यते ।
नीलादिकं चित्ररूपं मधुराम्लादिको रसः ॥ ५ ॥
सुरभीतरगन्धौ द्वौ गुणाः सम्यग्विवेचिताः ।

આકાશનો ગુણ જે શબ્દ છે તે પ્રતિધ્વનિ રૂપ છે. વાયુમાં "બીસી" એવો શબ્દ અને અનુષ્ણાશીત સ્પર્શ છે. વહ્નિમાં "ભુગુ ભુગુ" શબ્દ, ઉષ્ણ સ્પર્શ, અને પ્રભા એ રૂપ છે. જલમાં "બુલુ બુલુ" શબ્દ, શીત સ્પર્શ, શુકલ રૂપ, અને મધુર રસ, એ ચાર ગુણ છે. અને પૃથ્વી તત્ત્વમાં "કડકડા" શબ્દ, કઠણુતારૂપી સ્પર્શ, નીલાદિ ચિત્ર વિચિત્ર રૂપ, મધુર, અમ્લ( ખાટો ), વગેરે રસ, અને સુરભિ ( સુગંધિદાર ) અને અસુરભિ ( દુર્ગંધવાળો ) ગંધ, એ પાંચ ગુણ સારી રીતે વિવેચિત ( વિવેચન કરેલા ) છે. ( ૩-૬ ).

श्रोत्रं त्वक् चक्षुषी जिह्वा घ्राणं चेन्द्रियपञ्चकम् ॥६॥
कर्णादिगोलकस्थं तच्छब्दादिग्राहकं क्रमात् ।
सौक्ष्म्यात्कार्यानुमेयं तत्प्रायो धावेद्बहिर्मुखम् ॥ ७ ॥

આ પાંચ ગુણોને ગ્રહણ કરનારી શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, જિહ્વા, અને ઘ્રાણ ( સુંઘવાની ) એ પાંચ જ્ઞાનેંદ્રિયો છે. તે પાંચે જ્ઞાનેંદ્રિયો અનુક્રમે સ્થૂલ કર્ણ, સ્થૂલ ચામડી, સ્થૂલ આંખ, સ્થૂલ જીભ, અને સ્થૂલ નાક એ પાંચ સ્થૂલ ગોલકમાં સૂક્ષ્મ રૂપે રહેલી છે. તે પાંચે ઇંદ્રિયો સૂક્ષ્મ હોવાથી જોવામાં આવતી નથી, પરંતુ પોતપોતાના કાર્યથી તેનું અનુમાન કરી શકાય છે. અને મુખ્યત્વે કરીને તે ઇંદ્રિયો બાહ્ય પદાર્થો તરફ દોડે છે. ( ૬-૭ ).

कदाचित्पिहिते कर्णे श्रूयते शब्द आन्तरः ।
प्राणवायौ जाठराग्नौ जलपानेऽन्नभक्षणे ॥ ८ ॥
व्यज्यन्ते ह्यान्तराः स्पर्शा मीलने चान्तरं तमः ।
उद्गारे रसगन्धौ चेत्यक्षाणामान्तरग्रहः ॥ ९ ॥

છતાં કેટલીક વાર તે શરીરની અંદર પણ કામ કરે છે, જેમકે જ્યારે કર્ણ બંધ કરવામાં આવે છે ત્યારે શ્રોત્ર ઇંદ્રિય પ્રાણુ-વાયુમાં તથા જઠરાગ્નિમાં અંદરનો અવાજ સાંભળે છે, ત્વક્ ઇંદ્રિય જલ-પાનમાં તથા અન્નભક્ષણમાં અંદરનો સ્પર્શ અનુભવે છે, આંખ મીંચતાં ચક્ષુ ઇંદ્રિય અંદરનો અંધકાર દેખે છે, ઉદ્દગાર (ઓડકાર)-માં જીહ્વા અંદરનો રસ ચાખે છે અને ઘ્રાણ ઇંદ્રિય ગંધ લે છે. એ પ્રમાણે ઇંદ્રિયોનો આંતરગ્રહ છે. ( ૮-૯ ).

पञ्चोक्त्यादानगमनविसर्गानन्दकाः क्रियाः ।
कृषिवाणिज्यसेवाद्याः पञ्चस्वन्तर्भवन्ति हि ॥ १० ॥
वाक्पाणिपादपायूपस्थैरक्षैस्तत्क्रियाजनिः ।
मुखादिगोलकेष्वास्ते तत्कर्मेन्द्रियपञ्चकम् ॥ ११ ॥

બોલવું ( उक्ति ), લેવું ( आदान ), જવું ( गमन ), મળત્યાગ કરવો ( विसर्ग ), અને મૈથુન ( आनन्द ) એ પાંચ પ્રકારની ક્રિયાઓ છે. કૃષિ, વાણિજ્ય, વગેરે ક્રિયાઓનો સમાવેશ ઉપરની પાંચ ક્રિયાઓમાં થાય છે. આ પાંચ ક્રિયાઓ વાક્, પાણિ ( હાથ), પાદ, પાયુ ( ગુદા ), અને ઉપસ્થ ( લિંગ ) એ પાંચ કર્મેન્દ્રિયો વડે થાય છે, ( આ કર્મેન્દ્રિયો પણ સૂક્ષ્મ છે ), અને મુખ, સ્થૂલ હાથ, સ્થૂલ પગ, ગુદા, અને લિંગ એ પાંચ ગોલક તેમને રહેવાનાં સ્થાન છે. ( ૧૦-૧૧ ).

मनो दशेन्द्रियाध्यक्षं हृत्पद्मगोलके स्थितम् ।
तच्चान्तःकरणं बाह्येष्वस्वातन्त्र्याद्विनेन्द्रियैः ॥ १२ ॥
अक्षेष्वर्थार्पितेष्वेतद्गुणदोषविचारकम् ।
सत्वं रजस्तमश्चास्य गुणा विक्रियते हि तैः ॥ १३ ॥

**મન** ઉપરની દશે ઇંદ્રિયોનો અધ્યક્ષ છે, અને હૃદયકમળ રૂપી ગોલકમાં તેનું સ્થાન છે. તે શરીરની અંદર કામ કરનારૂં (અંતઃકરણ) છે, કેમકે ઇંદ્રિયોની સહાય વિના તે બાહ્ય પદાર્થોમાં જવાને અસ્વતંત્ર છે. પણ જ્યારે ઇંદ્રિયોને અર્થ( વિષયો )માં સ્થાપિત કરવામાં આવે છે, ત્યારે જ તે (મન) વિષયોના ગુણ દોષનો વિચાર કરી શકે છે. આ મનમાં વૈરાગ્યાદિ ઘણા મનોવિકાર ઉત્પન્ન થાય છે, કારણ કે સત્વ, રજસ્, અને તમસ્ નામના તેના ગુણોથી તેમાં વિકાર થાય છે. ( ૧૨-૧૩ ).

वैराग्यं क्षान्तिरौदार्यमित्याद्याः सत्त्वसंभवाः ।
कामक्रोधौ लोभयत्नावित्याद्या रजसोत्थिताः ॥ १४ ॥
आलस्यभ्रान्तितन्द्राद्या विकारास्तमसोत्थिताः ।
सात्त्विकैः पुण्यनिष्पत्तिः पापोत्पत्तिश्च राजसैः ॥१५॥
तामसैर्नोभयं किंतु वृथायुःक्षपणं भवेत् ।

વૈરાગ્ય, ક્ષાન્તિ ( ક્ષમા ), ઔદાર્ય, એ વગેરે મનની વૃત્તિઓ ( વિકાર ) સત્વગુણથી ઉત્પન્ન થાય છે; કામ, ક્રોધ, લોભ, યત્ન, વગેરે રજોગુણથી થાય છે; અને આલસ્ય, ભ્રાન્તિ, તંદ્રા, વગેરે વિકાર તમોગુણથી થાય છે. સાત્વિક વૃત્તિઓથી પુણ્ય થાય છે, રાજસ વૃત્તિઓથી પાપ થાય છે, પરંતુ તામસ વૃત્તિઓથી પુણ્ય કે પાપ એમાંનું કોઇ થતું નથી, પરંતુ આયુનો વૃથા ક્ષય થાય છે. ( ૧૪-૧૫-૧૬ ).

अत्राहंप्रत्ययी कर्तेत्येवं लोकव्यवस्थितिः ॥ १६ ॥

આ અંતઃકરણ અને તેની વૃત્તિઓમાં કર્તા (સર્વના સ્વામી) તરીકે " अहं "-હું-એવું માનનાર જે અહંકાર છે તે છે. એ પ્રમાણેનો લોકવ્યવહાર છે. (૧૬).

स्पष्टशब्दादियुक्तेषु भौतिकत्वमतिस्फुटम् ।
अक्षादावपि तच्छास्त्रयुक्तिभ्यामवधार्यताम् ॥ १७ ॥

( આ બધા જગતમાં ) જે શબ્દ વગેરે ગુણવાળા ઘટાદિ સ્થૂલ પદાર્થો છે તેઓ પંચભૂતના બનેલા છે, તે વાત તો અતિ સ્પષ્ટ જોવામાં આવે છે. અને ઇંદ્રિયો, મન, અને બુદ્ધિ પણ પંચભૂતનાં બનેલાં છે, જે શાસ્ત્રના પ્રમાણથી અને યુક્તિ ( અનુમાન) પ્રમાણથી સમજી લેવું. ( શાસ્ત્ર કહે છે કે " अन्नमयं हि सोम्य मन, आपोमयः प्राणः, तेजोमयी वाक् " ). ( ૧૭ ).

### ૩. સૃષ્ટિ પહેલાં ફક્ત અદ્વિતીય સત્ હતું. ૧૮-૪૬.

एकादशेन्द्रियैर्युक्त्या शास्त्रेणाप्यवगम्यते ।
यावत्किंचिद्भवेदेतदिदंशब्दोदितं जगत् ॥ १८ ॥

इदं सर्वं पुरा सृष्टेरेकमेवाद्वितीयकम् ।
सदेवासीन्नामरूपे नास्तामित्यारुणेर्वचः ॥ १९ ॥

એકાદશ ઇંદ્રિયો, યુક્તિ (અનુમાન), તથા શાસ્ત્રો દ્વારા પણ જે કંઇ જગત્ જાણવામાં આવે છે તે સર્વ " सदेव सोम्येदमग्र आसीत् एकमेवाद्वितीयम् " એ શ્રુતિવાક્યમાં આવેલા इदम् શબ્દનો વાચ્ય કહેવાય છે. ( ૧૮ ). સૃષ્ટિ ઉત્પન્ન થયા પહેલાં આ સર્વ ( સ્થૂલ સૂક્ષ્મ ) જગત્ એક અદ્વિતીય સ્વગતાદિ ભેદરહિત

( एक एव ) સત્ રૂપે હતું. તેનું નામ કે રૂપ કાંઇ નહોતું. આવું આરૂણિ ( ઉદ્દાલક ) ઋષિનું વચન છે. (૧૯).

**वृक्षस्य स्वगतो भेदः पत्रपुष्पफलादिभिः ।**
**वृक्षान्तरात्सजातीयो विजातीयः शिलादितः ॥ २० ॥**
**तथा सद्वस्तुनो भेदत्रयं प्राप्तं निवार्यते ।**
**ऐक्यावधारणद्वैतप्रतिषेधैस्त्रिभिः क्रमात् ॥ २१ ॥**

વૃક્ષના જૂદા જૂદા ભાગ જે પત્ર, પુષ્પ, ફલાદિ છે તેનાથી વૃક્ષનો જે ભેદ તે **સ્વગત** ભેદ છે; એક જાતના વૃક્ષનો બીજી જાતના વૃક્ષથી જે ભેદ તે **સજાતીય** ભેદ કહેવાય છે; અને પોતાની જાતિથી જૂદી જાતિના જે પથ્થર વગેરે પદાર્થો છે તેનાથી વૃક્ષનો **વિજાતીય** ભેદ છે. (૨૦). આ પ્રમાણે અનાત્મ વસ્તુમાં રહેલા ત્રણ ભેદ બતાવી હવે **સત્** વસ્તુમાં પણ પ્રાપ્ત થયેલા ત્રણ ભેદનું નિવારણ ઐકય ( एकम् ), અવધારણ ( एव ), અને દ્વૈતપ્રતિષેધ ( अद्वितयम् ), એ ત્રણ પદ વડે કરે છે. ( ૨૧ ).

**सतो नावयवाः शङ्क्यास्तदंशस्यानिरूपणात् ।**
**नामरूपे न तस्यांशौ तयोरद्याप्यनुद्भवात् ॥ २२ ॥**
**नामरूपोद्भवस्यैव सृष्टित्वात्सृष्टितः पुरा ।**
**न तयोरुद्भवस्तस्मान्निरंशं सद्यथा वियत् ॥ २३ ॥**
**सदन्तरं सजातीयं न वैलक्षण्यवर्जनात् ।**
**नामरूपोपाधिभेदं विना नैव सतो भिदा ॥ २४ ॥**
**विजातीयमसत्तत्तु न खल्वस्तीति गम्यते ।**
**नास्यातः प्रतियोगित्वं विजातीयाद्भिदा कुतः ॥ २५ ॥**

સદ્વસ્તુના અવયવ છે એવી શંકા કરવી યોગ્ય નથી, કેમકે શ્રુતિમાં વૃક્ષની પેઠે તેના અંશનું નિરૂપણ કરેલું નથી. અને નામરૂપ તે તેના અંશો નથી, કેમકે સૃષ્ટિ ઉત્પન્ન થયા પહેલાં તે ( નામરૂપ ) હતાં જ નહીં. ( ૨૨ ). નામ અને રૂપ સૃષ્ટિની સાથે ઉત્પન્ન થતાં હોવાથી ( **सृष्टित्वात्**—જાતે જ ઉત્પત્તિ વાળાં હોવાથી ) સૃષ્ટિ પહેલાં તેમનો ઉદ્ભવ નહોતો. માટે જેમ આકાશ નિરંશ છે તેમ **સત્** પણ નિરંશ છે. (૨૩). સત્થી બીજું સજા-

તીય સત્ છે જ નહીં, કેમકે તે સતથી વિલક્ષણુ હોવું જોઇએ, અને સતથી વિલક્ષણુ બીજુ સત્ છે જ નહીં. અને ઘટસત્તા, પટસત્તા, એ રીતે સતના જે ભેદ જોવામાં આવે છે તે ભેદ તો ફક્ત નામ અને રૂપની ઉપાધિના ભેદને લીધે જ છે, તે વિના સતનો કોઈ ભેદ નથી. (૨૪). અને સતથી વિજાતીય જે અસત્ તે તો " છે " એમ જોવામાં જ આવતું નથી. તેથી જ્યારે સત્નું

પ્રતિયોગી અસત્ અસ્તિત્વમાં જ નથી, તો પછી તે સતનો વિજાતીય ભેદ પણ કેવી રીતે કહેવાય. ( ૨૫ ).

एकमेवाद्वितीयं सत्सिद्धमत्र तु केचन ।
विह्वला असदेवेदं पुरासीदित्यवर्णयन् ॥ २६ ॥
मग्नस्याब्धौ यथाक्षाणि विह्वलानि तथास्य धीः ।
अखण्डैकरसं श्रुत्वा निःप्रचारा बिभेत्यतः ॥ २७ ॥
गौडाचार्या निर्विकल्पे समाधावन्ययोगिनाम् ।
साकारब्रह्मनिष्ठानामत्यन्तं भयमूचिरे ॥ २८ ॥
अस्पर्शयोगो नामैष दुर्दर्शः सर्वयोगिभिः ।
योगिनो बिभ्यति ह्यस्मादभये भयदर्शिनः ॥ २९ ॥
भगवत्पूज्यपादाश्च शुष्कतर्कपटूनमून् ।
आहुर्माध्यमिकान्भ्रान्तानचिन्त्येऽस्मिन्सदात्मनि ॥ ३० ॥
अनादृत्य श्रुतिं मौर्ख्यादिमे बौद्धास्तमस्विनः ।
आपेदिरे निरात्मत्वमनुमानैकचक्षुषः ॥ ३१ ॥

આ પ્રમાણે " એક જ અદ્વિતીય સત્ છે " એમ સિદ્ધ થાય છે. છતાં તે સંબંધમાં કેટલાક વિહ્વલ પુરૂષો એમ કહે છે કે સૃષ્ટિ પહેલાં અસત્ ( શૂન્ય ) જ હતું. ( ૨૬ ). જેવી રીતે સમુદ્રમાં ડુબતા માણુસની ઇંદ્રિયો વિહ્વલ થઈ ને કાંઈ કામ કરી શકતી નથી, તેમ આ અસદ્વાદીઓની બુદ્ધિ પણુ અખંડ એકરસ સત્ વસ્તુને સાંભળીને કામ કરતી અટકી પડી ભયભીત થઇ જાય છે. ( ૨૭ ). આ પ્રમાણે સાકાર બ્રહ્મ ઉપર જેની નિષ્ઠા બેઠેલી છે એવા યોગી પુરૂષોને નિર્વિકલ્પ સમાધિમાં ભય ઉત્પન્ન થાય છે એમ

ગૌડાચાર્યનું વચન છે. ( ૨૮ ). આ નિર્વિકલ્પ સમાધિ અસ્પર્શયોગ છે, અને તે સર્વ યોગીઓ( સાકાર બ્રહ્મવાદીઓ )ને માટે દુર્દર્શ છે, કેમકે તેવા યોગીઓ( દ્વૈતદર્શીઓ ), જેમ નિર્જન દેશમાં બાળકો ભય પામે છે તેમ, ભય રહિત નિર્વિકલ્પ સમાધિમાં ભય દેખે છે. (૨૯). ભગવાન્ પૂજ્યપાદ શ્રીમદ્ શંકરાચાર્યે પણ શુષ્ક તર્ક કરવામાં કુશળ એવા આ માધ્યમિકોને (બુદ્ધના એક શિષ્યના અનુયાયીઓ જેઓ આત્માને શરીર જેવડો માને છે તેમને) ભ્રાન્ત થયેલા કહે છે. (૩૦). મૂર્ખતાથી શ્રુતિનો અનાદર કરીને આ અજ્ઞાની બૌદ્ધો ( પ્રહ્લાદના પુત્ર વિરોચનના મત વાળાઓ ) અનુમાન એ એક જ જ્ઞાનનું પ્રમાણ છે એમ માનીને નિરાત્મત્વને પ્રાપ્ત થયા છે—આત્મા નથી એવો સિદ્ધાંત લઇ બેઠા છે. (૩૧).

शून्यमासीदिति ब्रूषे सद्योगं वा सदात्मताम् ।
शून्यस्य न तु तद्युक्तमुभयं व्याहतत्वतः ॥ ३२ ॥
न युक्तस्तमसा सूर्यो नापि चासौ तमोमयः ।
सच्छून्ययोर्विरोधित्वाच्छून्यमासीत्कथं वद ॥ ३३ ॥

જો તમે એવું કહેતા હો કે સૃષ્ટિ પહેલાં **શૂન્ય** ( અસત્ ) હતું, તો અમે પૂછીએ છીએ કે તમારૂં તે શૂન્ય સતની સાથે સંબંધવાળું હતું કે સદ્રૂપ હતું ? શૂન્યના સંબંધમાં આ બંને કહેવું યોગ્ય નથી, કારણકે વ્યાઘાત દોષ લાગે છે. (૩૨) દાખલા તરીકે સૂર્યને અંધકાર યુક્ત કહેવાય નહીં, તેમ અંધકાર રૂપ પણ કહેવાય નહીં, કેમકે સૂર્ય અને અંધકારનો વિરોધ છે. તેવી જ રીતે **સત્** ( હોનાર વસ્તુ ) અને **શૂન્ય** ( કંઈ નહીં હોવું તે ) બંને વચ્ચે વિરોધ હોવાથી ( એક હોય ત્યાં બીજું ન હોય તેવો વિરોધ હોવાથી ) " શૂન્ય હતું " એમ તમે કેવી રીતે કહો છો ? (૩૩).

वियदादेर्नामरूपे मायया सुविकल्पिते ।
शून्यस्य नामरूपे च तथा चेज्जीव्यतां चिरम् ॥ ३४ ॥
सतोऽपि नामरूपे द्वे कल्पिते चेत्तदा वद ।
कुत्रेति निरधिष्ठानो न भ्रमः क्वचिदीक्ष्यते ॥ ३५ ॥

શંકાઃ—જેવી રીતે આકાશાદિનાં નામરૂપ માયાએ કલ્પેલાં છે એમ તમે ( સિદ્ધાન્તી ) કહો છો, તેવી રીતે શૂન્યનાં નામરૂપ પણ

કલ્પિત છે એમ હું કહું છું. ઉત્તરઃ જો એમ કહેતા હો તો ચિર-કાલ જીવતા રહો. (૩૪). અને જો તમે એવી શંકા કરતા હો કે સત્‌નાં નામરૂપ પણ કલ્પિત છે તો તે નામરૂપ કઇ વસ્તુમાં (कुत्र) કલ્પ્યાં છે તે કહો, કારણકે ( રજ્જુમાં સર્પની કલ્પના થાય છે તેમ ) અધિષ્ઠાન ( આધાર ) રહિત ભ્રમ કોઇ ઠેકાણે જોવામાં આવતો નથી. ( માટે સત્ એવી કોઇ વસ્તુ છે જેમાં નામરૂપની ભ્રાન્ત થાય છે એમ માનવું પડશે. ) ( ૩૫ ).

सदासीदिति शब्दार्थभेदे वैगुण्यमापतेत् ।
अभेदे पुनरुक्तिः स्यान्मैवं लोके तथेक्षणात् ॥ ३६ ॥
कर्तव्यं कुरुते वाक्यं ब्रूते धार्यस्य धारणम् ।
इत्यादिवासनाविष्टं प्रत्यासीत्सदितीरणम् ॥ ३७ ॥
कालाभावे पुरेत्युक्तिः कालवासनया युतम् ।
शिष्यं प्रत्येव तेनात्र द्वितीयं न हि शङ्‌क्यते ॥ ३८ ॥
चोद्यं वा परिहारो वा क्रियतां द्वैतभाषया ।
अद्वैतभाषया चोद्यं नास्ति नापि तदुत्तरम् ॥ ३९ ॥

શંકાઃ-તમે જે सदासीत्-સત્ હતું-એમ કહો છો તેમાં પણ " સત્ " અને " હતું " એ બે શબ્દોનો ભેદ હોવાથી ઉપર કહેલો ( असदासीत्‌માં કહેલો ) દોષ તમારામાં પણ આવશે. અને આ सत् અને आसीत्‌માંની "સત્તા"એ બંને જો એક જ(અભેદ) હોય તો પુનરૂક્તિનો દોષ આવે છે, તેનું કેમ ? ઉત્તરઃ તેવો કોઇ દોષ નથી, કેમકે લોકમાં તે પ્રમાણે જોવામાં આવે છે. (૩૬). જેમકે " તે કરવા યોગ્ય કાર્ય કરે છે, " " તે વાક્ય બોલે છે, " " ધાર્ય ( ધારણ કરવા યોગ્ય વસ્તુ )ને ધારણ કરે છે, " એ પ્રમાણે લોકમાં પણ બોલવામાં આવે છે. માટે આનું બોલવાની વાસના વાળા પ્રત્યે " સત્ હતું " એમ કહેવામાં આવે છે. (૩૭). " पुरा आसीत् "-સૃષ્ટિ પહેલાં ( સત્ ) હતુ-એવી રીતનો ભૂતકાળ અદ્વિતીય વસ્તુમાં છે જ નહીં એ વાત ખરી છે. પરંતુ તેવું બોલવું કાળની વાસનાવાળા શિષ્યની પ્રતિ છે. તેવા શિષ્યને તેની બોલીથી સમજાવવા માટે છે. માટે અત્રે દ્વિતીય ( એક બ્રહ્મ અને બીજો કાળ ) હોવાની શંકા કરવી જ નહીં. (૩૮). દ્વૈતભાષામાં ( વ્યવહાર દશામાં ) શંકા અને તેનું સમાધાન ભલે કરો. પરંતુ અદ્વૈતભાષામાં

તો શંકા કે તેનો ઉત્તર કોઈ છે જ નહીં. ( પરમાર્થતઃ અદ્વૈત તત્ત્વ જ છે. ) ( ૩૯ ).

तदा स्तिमितगम्भीरं न तेजो न तमस्ततम् ।
अनाख्यमनभिव्यक्तं सत्किंचिदवशिष्यते ॥ ४० ॥

સ્મૃતિ પણ કહે છે કે તે વખતે ( પ્રલય વખતે ) નિશ્ચલ (स्तिमितं), ગંભીર ( મન વડે જાણી નહીં શકાય તેવું ), તેજ નહીં તેમ અંધકાર પણ નહીં તેવું, વ્યાપ્ત, અનાખ્ય, ચક્ષુ વગેરેથી જે અભિવ્યક્ત નહીં તેવું, શૂન્યથી વિલક્ષણ સત્, એવું કંઇક-किंचित्-કંઇ નામથી ઓળખાવાય નહીં તેવું કંઇક-શેષ રહે છે. (૪૦).

ननु भूम्यादिकं माभूत्परमाण्वन्तनाशतः ।
कथं ते वियतोऽसत्त्वं बुद्धिमारोहतीति चेत् ॥ ४१ ॥
अत्यन्तं निर्जगद्व्योम यथा ते बुद्धिमाश्रितम् ।
तथैव सन्निराकाशं कुतो नाश्रयते मतिम् ॥ ४२ ॥

શંકાઃ અનિત્ય એવાં પૃથ્વી આદિ તત્ત્વો ભલે ન હો, કેમકે પરમાણુ પર્યંત તેમનો નાશ થાય છે. પરંતુ નિત્ય આકાશની પણ અસત્તા છે એવું તમારી બુદ્ધિમાં કેમ ઉતરે છે ? (૪૧). ઉત્તરઃ જેમ અત્યન્ત જગદ્‌રહિત આકાશને તમારી બુદ્ધિ સ્વીકારે છે, તેવી રીતે આકાશરહિત સત્ તમારી બુદ્ધિમાં કેમ ઉતરી શકતું નથી ? (૪૨).

निर्जगद्व्योम दृष्टं चेत्प्रकाशतमसी विना ।
क्व दृष्टं किं च ते पक्षे न प्रत्यक्षं वियत्खलु ॥ ४३ ॥
सद्वस्तु शुद्धं त्वस्माभिर्निश्चितैरनुभूयते ।
तूष्णींस्थितौ न शून्यत्वं शून्यबुद्धेश्च वर्जनात् ॥ ४४ ॥

જો તમે એમ કહેતા હો કે જગદ્‌રહિત આકાશ તો જોવામાં આવે છે ( અને સત્ દેખાતું નથી ), તો પ્રકાશ અને અંધકાર વિના તે ક્યાં દેખાય છે ? વળી તમારા મતમાં તો આકાશ પ્રત્યક્ષ જ નથી. (૪૩). તેથી ઉલટું શુદ્ધ સત્ તો અમે તૂષ્ણીંસ્થિતિમાં નિશ્ચય પૂર્વક અનુભવીએ છીએ. તુષ્ણીંસ્થિતિમાં શૂન્યત્વ નથી, કારણ કે શૂન્યની પ્રતીતિનો અભાવ હોવાથી શૂન્ય જ સંભવતું નથી. (૪૪).

सद्बुद्धिरपि चेन्नास्ति मास्त्वस्य स्वप्रभत्वतः ।
निर्मनस्कत्वसाक्षित्वात्सन्मात्रं सुगमं नृणाम् ॥ ४५ ॥
मनोजृम्भणराहित्ये यथा साक्षी निराकुलः ।
मायाजृम्भणतः पूर्वं सत्तथैव निराकुलम् ॥ ४६ ॥

જો તમે કહો કે સત્‌ની પણ પ્રતીતિ થતી નથી, તો ભલે સત્‌ની પ્રતીતિ ન હો, કેમકે તે જાતે **સ્વપ્રકાશ** હોવાથી તેની પ્રતીતિ થવાની દરકાર નથી. શંકાઃ જ્યારે તે બુદ્ધિથી પણ જાણી શકાય નહીં ત્યારે સદ્વસ્તુ કેવી રીતે જાણી શકાય? ઉત્તરઃ પોતે મન રૂપ નહીં (**निर्मनस्क**) છતાં મનનો સાક્ષી હોવાથી (**साक्षित्वात्**) સન્માત્ર માણસોને જાણવાને સુગમ છે. (૪૫). જેમ રીતે મનનું જૃંભણ (**ચંચલતા**) હોતું નથી તે વખતે એટલે કે તૂષ્ણીં સ્થિતિમાં નિરાકુલ સાક્ષી અનુભવવામાં આવે છે, તેવી રીતે જે વખતે (સૃષ્ટિ પહેલાં) માયાનું જૃંભણ (વિસ્તાર) બંધ હોય છે તે વખતે એટલે માયાનું જૃંભણ થતા પહેલાં પણ નિરાકુલ સત્ છે એમ (આનન્દમયના) જાણવામાં આવે છે. (૪૬).

## ૪. માયાશક્તિનું સ્વરૂપ. ૪૭-૫૮.

निस्तत्त्वा कार्यगम्यास्य शक्तिर्मायाग्निशक्तिवत् ।
नहि शक्तिः क्वचित्कैश्चिद्बुध्यते कार्यतः पुरा ॥ ४७ ॥
न सद्वस्तु सतः शक्तिर्न हि वह्नेः स्वशक्तिता ।
सद्विलक्षणतायां तु शक्तेः किं तत्त्वमुच्यताम् ॥ ४८ ॥
शून्यत्वमिति चेच्छून्यं मायाकार्यमितीरितम् ।
न शून्यं नापि सद्यादृक्तादृक्तत्त्वमिहेष्यताम् ॥ ४९ ॥
नासदासीन्नो सदासीत्तदानीं किं त्वभूत्तमः ।
सद्योगात्तमसः सत्त्वं न स्वतस्तन्निषेधनात् ॥ ५० ॥

અગ્નિના સ્વરૂપથી અતિરિક્ત (જૂદી) અગ્નિની દાહક શક્તિની પેઠે ઉપર કહેલી સતની **માયાશક્તિ** કાંઇ પણ તત્ત્વરહિત છે, અને આકાશાદિ કાર્ય ઉત્પન્ન થયા પછી જ તે જાણવામાં આવે છે.

જેમ અગ્નિની દાહક શક્તિ વડે ફોલ્લો ઉઠયા પહેલાં તે શક્તિ જાણવામાં આવતી નથી, તેમ કોઇ પણ જાતનું શક્તિકાર્ય થયા પહેલાં તેને કોઇ પણ માણુસ કોઇ ઠેકાણે દેખી શકતો નથી. (૪૭). સદ્વસ્તુ પોતે પોતાની શક્તિ નથી, જેમ વહ્નિ પોતે પોતાની શક્તિ નથી. તેમજ વળી જો તમે કહેશો કે તે નરવિષાણુ તુલ્ય–શૂન્ય રૂપ–છે, તો તમે જ ઉપર (શ્લોક. ૩૪ માં) કહ્યું છે કે શૂન્ય તો માયાકાર્ય છે. માટે તે (માયા) સત્ રૂપ નહીં, છતાં સત્થી વિલક્ષણુ છે એમ કહેવું પડશે. અને તેમ કહેશો તો તેનું તત્ત્વ શું તે કહો. અને તે તો તમે કહી શકતા નથી.માટે માયાશક્તિ શૂન્ય નથી, તેમ સત્ રૂપ પણુ નથી. જેવી છે તેવી–વર્ણવી શકાય નહીં તેવી–જાણો. (૪૯). માટે શ્રુતિમાં કહ્યા પ્રમાણે સૃષ્ટિ પહેલાં માયાશક્તિ असत् નહોતી, તેમ सत् પણુ નહોતી. પરંતુ तमस् (અંધકાર–અજ્ઞાન) રૂપે હતી. તે तमस्‌ની સત્તા સતના યોગ(સંબંધ)થી હતી, પોતાની મેળે નહીં, કેમકે માયા પોતે પોતાની સત્તાથી સત્તાવાળી હોવાનો શ્રુતિ નિષેધ કરે છે. (૫૦).

अत एव द्वितीयत्वं शून्यवन्न हि गण्यते ।
न लोके चैत्रतच्छक्त्योर्जीवितं लिख्यते पृथक् ॥ ५१ ॥
शक्त्याधिक्ये जीवितं चेद्वर्धते तत्र वृद्धिकृत् ।
न शक्तिः किंतु तत्कार्यं युद्धकृष्यादिकं तथा ॥ ५२ ॥
सर्वथा शक्तिमात्रस्य न पृथग्गणना क्वचित् ।
शक्तिकार्यं तु नैवास्ति द्वितीयं शङ्क्यते कथम् ॥ ५३ ॥

માટે જેમ શૂન્ય કોઇ જૂદી (બીજી) વસ્તુ નથી, તેમ માયા પણ સત્થી જૂદી (બીજી) કોઇ વસ્તુ છે એમ ગણવાનું નથી. દાખલા તરીકે લોકમાં પણુ ચૈત્ર (પુરૂષનું નામ) અને તેની શક્તિ એ બેનો જૂદો જૂદો પગાર લખવામાં આવતો નથી. (૫૧). જો એમ કહેતા હો કે શક્તિની અધિકતા થતાં પગાર પણુ વધે છે, તો પગાર વધારનાર શક્તિ નથી, પણુ યુદ્ધ, કૃષિ, આદિ તેના કાર્યની વૃદ્ધિથી પગારની વૃદ્ધિ થાય છે. (૫૨). સર્વથા કોઇ ઠેકાણે શક્તિ માત્રની પૃથક્ ગણુના જોવામાં આવતી નથી. તેથી "શક્તિ" દ્વિતીય વસ્તુ નથી. અને પ્રલય વખતે શક્તિનું કાર્ય જ હોતું નથી, તો

પછી તે વખતે દ્વિતીય હોવાની શંકા જ કેવી રીતે થાય ? (૫૩).

न कृत्स्नब्रह्मवृत्तिः सा शक्तिः किंत्वेकदेशभाक् ।
घटशक्तिर्यथा भूमौ स्निग्धमृद्येव वर्तते ॥ ५४ ॥
पादोऽस्य सर्वा भूतानि त्रिपादस्ति स्वयंप्रभः ।
इत्येकदेशवृत्तित्वं मायाया वदति श्रुतिः ॥ ५५ ॥
विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ।
इति कृष्णोऽर्जुनायाह जगतस्त्वेकदेशताम् ॥ ५६ ॥
स भूमिं विश्वतो वृत्त्वा ह्यत्यतिष्ठद्दशाङ्गुलम् ।
विकारावर्ति चात्रास्ति श्रुतिसूत्रकृतोर्वचः ॥ ५७ ॥

આ માયાશક્તિ બ્રહ્મ(સત્)માં સર્વત્ર રહેલી નથી, પરંતુ તેના એક દેશમાં રહેલી છે. જેવી રીતે પૃથ્વીમાં ઘટશક્તિ ફક્ત સ્નિગ્ધ માટીમાં જ રહેલી છે. (જો માયાને સર્વત્ર રહેલી માનીએ તો મુક્ત પુરૂષોને બ્રહ્મપ્રાપ્તિનો પ્રસંગ રહેશે નહીં.) (૫૪). સર્વ ભૂત માત્ર બ્રહ્મના ચોથા ભાગમાં ( पादः ) છે, અને સ્વયંપ્રભ ( માયા રહિત) શુદ્ધ બ્રહ્મ ત્રણ ભાગ છે, એ પ્રમાણે માયા બ્રહ્મના એક ભાગમાં છે એમ શ્રુતિ પણ કહે છે. (૫૫). વળી શ્રીકૃષ્ણે ગીતામાં પણ અર્જુનને કહ્યું છે કે " આ સકળ જગત્‌ને હું મારા એક અંશથી આશ્રય કરીને ( विष्टभ्य ) રહેલો છું. " એ પ્રમાણે ગીતામાં પણ જગત્‌ને બ્રહ્મના એક ભાગ તરીકે કહેલું છે. (૫૬). વળી " માયારહિત શુદ્ધ ચેતન બ્રહ્માંડને વીંટાઇને દશ આંગળ ભાગમાં રહેલું છે, એટલે કે એક આંગળનું બ્રહ્માંડ છે અને તેની આસપાસ દશ આંગળ શુદ્ધ ચેતન છે " એમ રૂદ્રીના બીજા અધ્યાય " सहस्रशीर्षा "માં કહ્યું છે. વળી "વિકારો–કાર્યો–તે આવરણ કરીને ચેતન રહેલું છે," એ પ્રમાણે શ્રુતિ અને સૂત્રકારનું વચન છે. (૫૭).

निरंशेऽप्यंशमारोप्य कृत्स्नेंऽशे वेति पृच्छतः ।
तद्भाषयोत्तरं ब्रूते श्रुतिः श्रोतृहितैषिणी ॥ ५८ ॥

નિરંશ સત્‌માં અંશનું આરોપણ કરીને " માયા સકળ અંશમાં રહેલી છે કે એક ભાગમાં છે " એવો પ્રશ્ન કરનારને શ્રોતાના હિતની ઇચ્છાવાળી શ્રુતિ તેને સંતોષ આપવા સારૂ તેની પોતાનીજ

ભાષામાં ઉત્તર આપે છે. (પરંતુ વાસ્તવિક રીતે તો સત્ નિરંશ જ છે, અને માયા કલ્પિત છે.) (૫૮).

### ૫. માયાના વિકાર-પંચભૂત, અને પંચભૂતથી તથા બ્રહ્માંડથી સત્(આત્મા)ના વિવેક. ૫૯-૧૦૧.

**सत्तत्त्वमाश्रिता शक्तिः कल्पयेत्सति विक्रियाः ।**
**वर्णा भित्तिगता भित्तौ चित्रं नानाविधं तथा ॥ ५९ ॥**

જેવી રીતે ભીંત ઉપર રહેલા રંગ ભીંત ઉપર નાના પ્રકારનાં ચિત્રો રચે છે, તેવી રીતે સત્ તત્ત્વને આશરે રહેલી માયાશક્તિ સત્માં વિકારોની કલ્પના કરે છે. (૫૯).

પ્રથમ વિકાર આકાશ-આકાશથી સત્નો વિવેક. ૬૦-૭૬.

**आद्यो विकार आकाशः सोऽवकाशस्वरूपवान् ।**
**आकाशोऽस्तीति सत्तत्त्वमाकाशेऽप्यनुगच्छति ॥ ६० ॥**
**एकस्वभावं सत्तत्त्वमाकाशो द्विस्वभावकः ।**
**नावकाशः सति व्योम्नि स चैषोऽपि द्वयं स्थितम् ॥६१॥**
**यद्वा प्रतिध्वनिर्व्योम्नो गुणो नासौ सतीक्ष्यते ।**
**व्योम्नि द्वौ सद्ध्वनी तेन सदेकं द्विगुणं वियत् ॥ ६२ ॥**

માયાશક્તિનો પ્રથમ વિકાર **આકાશ** છે. તેનું સ્વરૂપ **અવકાશ** (પોલ) છે. અને "આકાશ છે" એ પ્રમાણે સત્ની **સત્તા** પણ તેમાં આવેલી છે. (૬૦). (માટે) સત્ એક સ્વભાવ વાળું છે, ત્યારે આકાશ બે સ્વભાવ (સત્તા અને અવકાશ) વાળું છે. સત્માં અવકાશ (પોલ) નથી, પરંતુ આકાશમાં તો તે (સઃ=સત્સભાવ) તેમજ આ (**एषः**) અવકાશ સ્વભાવ એ બે છે. (૬૧). અથવા બીજી રીતે જોઇએ તો (**यद्वा**) જે પ્રતિધ્વનિ આકાશનો ગુણ છે તે **સત્માં** જોવામાં આવતો નથી, અને આકાશમાં સત્ અને પ્રતિધ્વનિ બંને છે. માટે સત્ એકસ્વભાવ અને આકાશ દ્વિસ્વભાવ છે. (૬૨).

**या शक्तिः कल्पयेद्व्योम सा सद्व्योम्नोरभिन्नताम् ।**
**आपाद्य धर्मधर्मित्वं व्यत्ययेनावकल्पयेत् ॥ ६३ ॥**
**सतो व्योमत्वमापन्नं व्योम्नः सत्तां तु लौकिकाः ।**
**तार्किकाश्चावगच्छन्ति मायाया उचितं हि तत् ॥ ६४ ॥**

यद्यथा वर्तते तस्य तथात्वं भाति मानतः ।
अन्यथात्वं भ्रमेणेति न्यायोऽयं सार्वलौकिकः ॥ ६५ ॥
एवं श्रुतिविचारात्प्राग्यथा यद्वस्तु भासते ।
विचारेण विपर्येति ततस्तच्चिन्त्यतां वियत् ॥ ६६ ॥

"આકાશની સત્તા"-એમાં સત્તાને જે આકાશના ગુણ તરીકે કહેવામાં આવે છે તે માયાશક્તિની કલ્પના છે, કારણ કે જે માયા-શક્તિ સત્‌માં આકાશની કલ્પના કરે છે તે સત્‌ અને આકાશની અભિન્નતા ઉત્પન્ન કરીને પછી ધર્મ(ગુણ)ને ધર્મી (ગુણવાન્‌) બનાવી દે છે, એટલે કે આકાશ જે સત્‌નો ધર્મ(ગુણ) છે તેને સત્તાવાન્‌ કહે છે, એટલે કે "આકાશની સત્તા" એ પ્રમાણે વિપ-રીતપણે આકાશ(ધર્મ)ને સત્તાવાન્-ધર્મી-કહે છે (૬૩). (તત્ત્વવિ-ચાર કરતાં માલમ પડશે કે જેમ માટી ઘટ રૂપ થાય છે તેમ) સત્‌ આકાશરૂપ થયું છે, છતાં લૌકિક(પ્રાણિઓ) અને શાસ્ત્રને વિશે તર્ક કરનારા(તાર્કિકો) "આકાશની સત્તા"-એટલે કે આકાશ રૂપ ધર્મીનો સદ્રૂપ ધર્મ હોવાનું જાણે છે-કહે છે. આ પ્રમાણે વિપરીત દેખાવું તે માયાને યોગ્ય છે. (૬૪). જે જેવું છે તે રૂપે તેનું દેખાવું પ્રત્યક્ષાદિ પ્રમાણથી થાય છે. પરંતુ તેનું અન્યથા-વિપરીત-દેખાવું તે ભ્રમથી થાય છે. આ સાર્વલૌકિક ન્યાય છે. (૬૫). આ પ્રમાણે શ્રુતિના અર્થનો વિચાર કર્યા પહેલાં સદ્રૂપ વસ્તુ જે સ્વરૂપે-ભ્રાન્તિથી ગગનાદિ રૂપે-ભાસે છે તે શ્રુતિના અર્થનું પર્યાલોચન કર્યા પછી ગગનાદિ રૂપ તજીને જુદી રીતે-સદ્રૂપ બ્રહ્મ સ્વરૂપે-જાણવામાં આવે છે. માટે તે ગગન(વિયત્‌)ના સ્વરૂપનો વિચાર કરો. (૬૬).

भिन्ने वियत्सती शब्दभेदाद्बुद्धेश्च भेदतः ।
वाय्वादिष्वनुवृत्तं सन्नतु व्योमेति भेदधीः ॥ ६७ ॥
सद्वस्त्वधिकवृत्तित्वाद्धर्मि व्योम्नस्तु धर्मता ।
धिया सतः पृथक्कारे ब्रूहि व्योम किमात्मकम् ॥ ६८ ॥
अवकाशात्मकं तच्चेदसत्तदिति चिन्त्यताम् ।
भिन्नं सतोऽसच्च नेति वक्षि चेद्व्याहतिस्तव ॥ ६९ ॥
भातीति चेद्भातु नाम भूषणं मायिकस्य तत् ।
यदसद्भासमानं तन्मिथ्या स्वप्नगजादिवत् ॥ ७० ॥

जातिव्यक्ती देहिदेहौ गुणद्रव्ये यथा पृथक् ।
वियत्सतोस्तथैवास्तु पार्थक्यं कोऽत्र विस्मयः ॥ ७१ ॥

શબ્દોના ભેદથી તેમ જ બુદ્ધિના ભેદથી "આકાશ" અને "સત્" એ બેનો ભેદ છે–તે બંને એક રૂપ નથી, કારણ કે "સદ્વાયુ", "સત્તેજ", એ પ્રમાણે વાયુ વગેરે સર્વમાં સત્ રહેલું છે, પરંતુ "આકાશ વાયુ", "આકાશ તેજ" એમ સર્વમાં આકાશ જોવામાં આવતું નથી. એ પ્રમાણે બુદ્ધિનો પણ ભેદ જોવામાં આવે છે, કારણ કે બુદ્ધિથી પણ આકાશ અને સત્ જૂદાં છે. (૬૭). એ પ્રમાણે જેમ રૂપ રસાદિ સર્વ પદાર્થોમાં દ્રવ્યત્વ રહેલું છે, તેમ આકાશાદિ સર્વ વસ્તુમાં સત્ રહેલું હોવાથી ( अधिकवृत्तित्वात् )સત્ ધર્મી છે, અને આકાશ (સત્નો) ધર્મ છે. (જો તેમ ન ગણો તો ) બુદ્ધિ વડે આકાશને સત્થી જુદું કરતાં આકાશનું સ્વરૂપ કેવું છે તે કહો. (૬૮). જો તેનું અવકાશ(પોલ) સ્વરૂપ છે એમ કહેતા હો, તો આ પોલ (अवकाश) અસત્ છે એમ વિચારથી જાણો. અને જો એમ કહેશો કે આકાશ સત્થી ભિન્ન છે, છતાં તે અસત નથી, તો વ્યાઘાત દોષ લાગશે, કારણ કે જે સત્થી ભિન્ન છે તે સત્ નથી, માટે અસત્ છે; છતાં "અસત્ નથી" એમ કહેવું તે વ્યાઘાત છે. (૬૯). જો એમ કહેશો કે તે અસત્ છતાં ભાસે છે કેમ ? તો તે ભલે ભાસે, કેમકે "ભાસવું" તે માયિક પદાર્થનું ભૂષણ છે. જે અસત–સ્વરૂપે નહીં–છતાં ભાસે છે તે સ્વપ્નના હાથી વગેરેની પેઠે મિથ્યા છે. (૭૦). જેવી રીતે જાતિ અને વ્યક્તિ, દેહ અને દેહી, ગુણ અને દ્રવ્ય ભિન્ન છે, ( ભિન્ન છતાં જૂદાં કરી શકાય તેમ નથી ), તેવી રીતે આકાશ અને સત્ ( ગુણ અને ગુણી રૂપે ) ભલે પૃથક્ હો. તેમાં વિસ્મય પામવાનું શું કારણ છે? (૭૧).

बुद्धोऽपि भेदो नो चित्ते निरूढिं याति चेत्तदा ।
अनैकाग्र्यात्संशयाद्वा रूढ्यभावोऽस्य ते वद ॥ ७२ ॥
अप्रमत्तो भव ध्यानादाद्येऽन्यस्मिन्विवेचनम् ।
कुरु प्रमाणयुक्तिभ्यां ततो रूढतमो भवेत् ॥ ७३ ॥
ध्यानान्मानाद्युक्तितोऽपि रूढे भेदे वियत्सतोः ।
न कदाचिद्वियत्सत्यं सद्वस्तु छिद्रवन्न च ॥ ७४ ॥

આવી રીતનો આકાશ અને સતનો ભેદ સમજવામાં આવ્યા છતાં નિશ્ચય થતો ન હોય તો તેનું કારણ અનૈકાગ્ર્ય છે કે સંશય છે ? તે કહે. (૭૨) જો અનૈકાગ્ર્ય હોય તો ધ્યાન વડે સાવધાન મન વાળો થા. અને જો સંશય રહ્યો હોય તો પ્રમાણ અને યુક્તિ વડે વિવેચન કરવાથી નિશ્ચયવાન થવાશે. (૭૩). આ પ્રમાણે ધ્યાન, પ્રમાણ, અને યુક્તિ વડે આકાશ અને સતના ભેદનો નિશ્ચય થતાં આકાશ કદાપિ સત્ય( સદ્રૂપ ) લાગશે નહીં, અને સત્ છિદ્ર[પોલ્ય] વાળું જણાશે નહીં. ( ध्यानं–तत्र प्रत्ययैकता ध्यानम् ।; प्रमाण–भिन्ने बियत्सती शब्दभेदाद्बुद्धेश्च भेदतः ।; અને युक्ति–सद्व-स्त्वधिकवृत्तित्वात् ). (૭૪).

ज्ञस्य भाति सदा व्योम निस्तत्त्वोल्लेखपूर्वकम् ।
सद्वस्त्वपि त्रिभात्यस्य निश्छिद्रत्वपुरःसरम् ॥ ७५ ॥
वासनायां प्रवृद्धायां वियत्सत्यत्ववादिनम् ।
सन्मात्राबोधयुक्तं च दृष्ट्वा विस्मयते बुधः ॥ ७६ ॥

( આ પ્રમાણે આકાશ અને સતનો વિવેક કરવાથી ) જ્ઞાનીને આકાશ હમેશાં નિસ્તત્ત્વ લાગે છે, અને સદ્રસ્તુ પણ છિદ્ર રહિત જણાય છે. ૭૫). આકાશનું મિથ્યાત્વ અને સતનું સત્યત્વ જાણનાર જ્ઞાની સન્માત્રના જ્ઞાન રહિત અજ્ઞાની ( सन्मात्राबोधयुक्तं ) કે જે દ્વૈતવાસનાની વૃદ્ધિ થયેલી હોવાને લીધે આકાશને સત્ય કહેછે તેને જોઇને વિસ્મય પામે છે. (૭૬)

વાયુથી સતનો વિવેક. ૭૭–૮૬.

एवमाकाशमिथ्यात्वे सत्सत्यत्वे च वासिते ।
न्यायेनानेन वाय्वादेः सद्वस्तु प्रविविच्यताम् ॥ ७७ ॥
सद्वस्तुन्येकदेशस्था माया तत्रैकदेशगम् ।
वियत्तत्राप्येकदेशगतो वायुः प्रकल्पितः ॥ ७८ ॥

આ પ્રમાણે આકાશનું મિથ્યાત્વ અને સતનું સત્યત્વ દૃઢ થતાં એ જ ન્યાયથી વાયુ વગેરેથી સતનો વિવેક કરવો. ( ૭૭ ). સતના એક ભાગમાં માયા રહેલી છે, માયાના એક ભાગમાં આકાશ છે, અને આકાશના પણ એક ભાગમાં વાયુને કલ્પેલો છે. ( એટલે

કે વાયુ પણ સત્‌ના એક નાના ભાગમાં કલ્પેલો છે. ) (૭૮).

शोषस्पर्शौ गतिर्वेगो वायुधर्मा इमे मताः ।
त्रयः स्वभावाः सन्मायाव्योम्नां ये तेऽपि वायुगाः ॥७९॥
वायुरस्तीति सद्भावः सतो वायौ पृथक्कृते ।
निस्तत्त्वरूपता मायास्वभावो व्योमगो ध्वनिः ॥ ८० ॥

શોષ, સ્પર્શ, ગતિ, અને વેગ, એ વાયુના ગુણ છે. ( એ ઉપરાંત ) સત્‌, માયા, અને આકાશના જે ત્રણ સ્વભાવ છે તે પણ વાયુમાં આવેલા છે. ( ૭૯ ). " વાયુ છે " એ સત્‌નો સ્વભાવ છે, સત્‌થી વાયુનું પૃથક્કરણ કરતાં જે વાયુની નિસ્તત્ત્વરૂપતા રહે છે તે માયાનો સ્વભાવ છે, અને વાયુમાં જે ધ્વનિ છે તે આકાશનો ગુણ છે. (૮૦).

सतोऽनुवृत्तिः सर्वत्र व्योम्नो नेति पुरेरितम् ।
व्योमानुवृत्तिरधुना कथं न व्याहतं वचः ॥ ८१ ॥
छिद्रानुवृत्तिर्नेतीति पूर्वोक्तिरधुना त्वियम् ।
शब्दानुवृत्तिरेवोक्ता वचसो व्याहतिः कुतः ॥ ८२ ॥

શંકાઃ—સર્વ પદાર્થોમાં સત્‌ની અનુવૃત્તિ છે, આકાશની નહીં, એમ આગળ ( શ્લો-૬૭ માં ) કહેવામાં આવ્યું, અને હવે (શ્લોક ૭૯ માં ) કહો છો કે ( વાયુમાં ) આકાશની અનુવૃત્તિ છે. માટે પૂર્વોત્તર વિરોધ હોવાથી વ્યાઘાત દોષ પ્રાપ્ત થાય છે તેનું શું ? ( ૮૧ ). ઉત્તરઃ—ઉપર ( શ્લોક ૬૭ માં ) તો એમ કહ્યું છે કે આકાશનું **સ્વરૂપ** જે છિદ્ર ( અવકાશ, પોલ ) છે તેની અનુવૃત્તિ વાયુ વગેરેમાં થતી નથી, અને હવે ( શ્લોક ૭૯ માં ) તો આકાશના સ્વરૂપની નહીં, પણ તેના **ગુણ—શબ્દ**—ની અનુવૃત્તિ કહી. માટે ઉપરનો દોષ નથી. (૮૨).

ननु सद्वस्तुपार्थक्यादसत्त्वं चेत्तदा कथम् ।
अव्यक्तमायावैषम्यादमायामयतापि नो ॥ ८३ ॥
निस्तत्त्वरूपतैवात्र मायात्वस्य प्रयोजिका ।
सा शक्तिकार्ययोस्तुल्या व्यक्ताव्यक्तत्वभेदिनोः ॥ ८४ ॥

सदसत्त्वविवेकस्य प्रस्तुतत्वात्स चिन्त्यताम् ।
असतोऽवान्तरो भेद आस्तां तच्चिन्तयात्र किम् ॥ ८५ ॥

શંકાઃ—જો એમ કહેતા હો કે વાયુ સતથી પૃથક્ હોવાથી અસત્ છે, તો માયા પ્રકૃતિ રૂપે અવ્યક્ત છે અને વાયુ રૂપે વ્યક્ત છે, એવી વિષમતા બંને ( માયા અને વાયુ ) માં હોવાથી વાયુ અમાયામય છે–માયામય નથી–એમ ઠરશે. તેનું શું ? ( ૮૩ ). ઉત્તરઃ જયાં જયાં નિરતત્ત્વરૂપતા છે ત્યાં ત્યાં માયાત્વ છે એમ જાણવું. તે ( નિરતત્ત્વરૂપતા ) " અવ્યક્ત " અને " વ્યક્ત " એવા ભેદ વાળી માયા અને તેના કાર્ય ( જગત્ ) માં સરખી જ છે. ( માટે વિષમતા નથી. ) ( ૮૪ ). પરંતુ અત્રે સત્ અને અસત્‌ના વિવેકનો જ પ્રસંગ હોવાથી અસત્ રૂપી માયા અને માયાનાં કાર્યનો " વ્યક્ત " અને " અવ્યક્ત " નામનો અવાન્તર ભેદ રહેવા દો. અત્રે તેનું ચિંતન કરવાની જરૂર નથી. ( ૮૫ ).

सद्वस्तु ब्रह्म शिष्टोंऽशो वायुर्मिथ्या यथा वियत् ।
वासयित्वा चिरं वायोर्मिथ्यात्वं मरुतं त्यजेत् ॥ ८६ ॥

( માટે ) વાયુમાં જે સત્ રૂપ અંશ છે તે બ્રહ્મ રૂપ છે, અને તેમાં બાકી રહેલો નિસ્તત્ત્વ રૂપ જે વાયુ અંશ છે તે આકાશની પેઠે મિથ્યા છે. માટે વાયુનું મિથ્યાત્વ લાંબા કાળ સુધી નિશ્ચિત કરીને વાયુને તજવો. (૮૬).

અગ્નિથી સત્‌નો વિવેક.(૮૭-૯૦)

चिन्तयेद्वह्निमप्येवं मरुतो न्यूनवर्तिनम् ।
ब्रह्माण्डावरणेष्वेषा न्यूनाधिकविचारणा ॥ ८७ ॥
वायोर्दशांशतो न्यूनो वह्निर्वायौ प्रकल्पितः ।
पुराणोक्तं तारतम्यं दशांशैर्भूतपञ्चके ॥ ८८ ॥

એ જ પ્રમાણે વાયુથી ન્યૂન રહેલા અગ્નિનો પણ વિચાર કરવો–તે પણ મિથ્યા છે એમ જાણવું. આ જે આકાશાદિનો ન્યૂનાધિક ભાવ કહ્યો તે બ્રહ્માંડ આવર્તિ પદાર્થોમાં ( આવરણોમાં ) જોવમાં આવે છે. (૮૭). જેટલા ભાગમાં વાયુ છે તેના દશમા ભાગ

કરતાં પણ થોડો ( એટલે વાયુના અગીઆરમા ભાગમાં ) વહ્નિ કલ્પેલો છે. આ પંચભૂતનું દશાંશથી ન્યૂનપણું ( तारतम्यं ) વિષ્ણુપુરાણમાં કહેલું છે, ( વેદમાં નહીં ). ( ૮૮ ).

वह्निरुष्णः प्रकाशात्मा पूर्वानुगतिरत्र च ।
अस्ति वह्निः स निस्तत्त्वः शब्दवान्स्पर्शवानपि ॥ ८९ ॥
सन्मायाव्योमवाय्वंशैर्युक्तस्याग्नेर्निजो गुणः ।
रूपं तत्र सतः सर्वमन्यद्बुद्ध्या विविच्यताम् ॥ ९० ॥

અગ્નિનું સ્વરૂપ ઉષ્ણતા અને પ્રકાશ સ્વરૂપ છે. તેમ જ ઉપર કહેલા પદાર્થોના ધર્મો પણ તેમાં છે. જેમ " વહ્નિ છે " એવી સતની સત્તા, માયાની નિરતત્ત્વતા, આકાશનો શબ્દ, અને વાયુનો સ્પર્શ તેમાં છે. (૮૯). આ પ્રમાણે સત્, માયા, આકાશ, અને વાયુના અંશોથી યુક્ત અગ્નિનો પોતાનો ગુણ રૂપ છે. આ બધામાં સત્થી અન્ય સર્વ ધર્મ ( આકાશાદિ ) મિથ્યા છે એમ બુદ્ધિ વડે વિવેક કરીને જાણો. ( ૯૦ ).

જલથી સતનો વિવેક. ( ૯૧-૯૨ )

सतो विवेचिते वह्नौ मिथ्यात्वे सति वासिते ।
आपो दशांशतो न्यूनाः कल्पिता इति चिन्तयेत् ॥ ९१ ॥
सन्त्यापोऽमूः शून्यतत्त्वाः सशब्दस्पर्शसंयुताः ।
रूपवत्योऽन्यधर्मानुवृत्त्या स्वीयो रसो गुणः ॥ ९२ ॥

આ પ્રમાણે સત્ અને અગ્નિનો વિવેક કરી અગ્નિના મિથ્યાત્વનો નિશ્ચય થતાં, અગ્નિના દશમા અંશથી ન્યૂન ભાગમાં—એટલે અગ્નિના ૧૧ મા ભાગમાં—જલ કલ્પેલું છે એમ વિચાર કરો.(૯૧). (તો જણાશે કે) "જલ છે " એવી સતની સત્તા તેમાં છે, તે જલ નિરતત્ત્વ છે, શબ્દ અને સ્પર્શ યુક્ત છે, અને રૂપ વાળું છે, એ પ્રમાણે જલમાં બીજા ( સત્ વગેરે ) પદાર્થોના ધર્મો આવેલા છે. અને તેનો પોતાનો ગુણ રસ છે. ( માટે જલમાં રહેલું એકલું સત—બ્રહ્મ અંશ—સત્ય છે, અને તેમાં રહેલા રસાદિ ફક્ત ગુણો હોવાથી નિરતત્ત્વ છે, અને તેથી મિથ્યા છે. ) ( ૯૨ ).

પૃથ્વી તત્ત્વથી સતનો વિવેક. ( ૯૩-૯૪ ).

सतो विवेचितेऽप्सु तन्मिथ्यात्वे च वासिते ।
भूमिर्दशांशतो न्यूना कल्पिताप्स्विति चिन्तयेत् ॥ ९३ ॥
अस्ति भूस्तत्त्वशून्यास्यां शब्दस्पर्शौ सरूपकौ ।
रसश्च परतो गन्धो नैजः सत्ता विविच्यताम् ॥ ९४ ॥

આ પ્રમાણે સત્ અને જલનો વિવેક કરતાં જલનું મિથ્યાત્વ નિશ્ચિત થતાં જલના દશાંશ કરતાં ઓછા ભાગમાં-૧૧ મા ભાગમાં-પૃથ્વીતત્ત્વ કલ્પેલું છે એવું ચિંતન કરો. (૯૩). તો જણાશે કે "પૃથ્વી તત્ત્વ છે" એવી સતની સત્તા તેમાં છે, તે ( પૃથ્વી ) તત્ત્વરહિત છે, તેમાં શબ્દ, સ્પર્શ, રૂપ, અને રસ, એ બીજાના ગુણો છે, અને ગંધ એ તેનો પોતાનો ગુણ છે. ( ૯૪ ).

ભૂતકાર્ય બ્રહ્માંડથી સત્નો વિવેક. ( ૯૫-૧૦૬ ).

पृथक्कृतायां सत्तायां भूमिर्मिथ्याऽवशिष्यते ।
भूमेर्दशांशतो न्यूनं ब्रह्माण्डं भूमिमध्यगम् ॥ ९५ ॥
ब्रह्माण्डमध्ये तिष्ठन्ति भुवनानि चतुर्दश ।
भुवनेषु वसन्त्येषु प्राणिदेहा यथायथम् ॥ ९६ ॥

આ પ્રમાણે પૃથ્વીતત્ત્વમાં રહેલી સતની સત્તા પૃથક્ કરી જોતાં ભૂમિનું મિથ્યાસ્વરૂપ શેષ રહે છે. ભૂમિના દશમા ભાગ કરતાં ન્યૂન-૧૧મા ભાગ જેટલું-આ બ્રહ્માંડ પૃથ્વી તત્ત્વમાં રહેલું છે. (૯૫). આ બ્રહ્માંડમાં ૧૪ ભુવન-સાત પાતાળ અને સાત લોક-રહેલાં છે. અને તે ભુવનોમાં તે તે ભુવનને યોગ્ય સ્થૂલ પ્રાણિદેહો વસે છે. (૯૬).

ब्रह्माण्डलोकदेहेषु सद्वस्तुनि पृथक्कृते ।
असन्तोऽण्डादयो भान्तु तद्भानेऽपीह का क्षतिः ॥ ९७ ॥
भूतभौतिकमायानामसत्त्वेऽत्यन्तवासिते ।
सद्वस्त्वद्वैतमित्येषा धीर्विपर्येति न क्वचित् । ॥ ९८ ॥

આ બ્રહ્માંડ, ૧૪ લોક, અને તેમાં આવેલા પ્રાણિદેહોમાં રહેલા સતનું પૃથક્કરણ કરતાં અસત્ બ્રહ્માંડાદિ ભલે ભાસતાં. તેથી આ

સતને શી હાનિ છે ? (૯૭). ( કાંઇ પણ હાનિ નથી, કારણ કે ) પંચભૂતો, ભૂતકાર્યો (ભૌતિક), અને તે સર્વ ॥ કારણ રૂપ માયા, એ સર્વનું અસત્ત્વ ( વિવેક અને ધ્યાન વડે ) અત્યંત નિશ્ચય પૂર્વક જાણી લીધા પછી સત્ અદ્વૈત-દ્વૈત રહિત-છે એવું જ્ઞાન (बुद्धिः) કદાપિ નષ્ટ થતું નથી. (૯૮).

सदद्वैतात्पृथग्भूते द्वैते भूम्यादिरूपिणि ।
तत्तदर्थक्रिया लोके यथा दृष्टा तथैव सा ॥ ९९ ॥
सांख्यकाणादबौद्धाद्यैर्जगद्भेदो यथा यथा ।
उत्प्रेक्ष्यतेऽनेकयुक्त्या भवत्वेष तथा तथा ॥ १०० ॥
अवज्ञातं सदद्वैतं निशङ्कैरन्यवादिभिः ।
एवं का क्षतिरस्माकं तद्द्वैतमवजानताम् ॥ १०१ ॥

આવી રીતે અદ્વૈત સતથી ભૂમિ વગેરે દ્વૈતને પૃથક્ કરી વિવેક વડે તેમનું મિથ્યા સ્વરૂપ જાણ્યા છતાં લોકમાં જે જે વ્યવહાર ( अर्थक्रिया ) જોવામાં આવે તે તે પ્રમાણે છે એમ માનો, ( કેમકે ભૂમ્યાદિના સ્વરૂપનો લોપ થતો નથી. ) (૯૯). આ અદ્વૈત તત્ત્વમાં સાંખ્ય, કાણાદ, બૌદ્ધો, વગેરે મતવાળા અનેક યુક્તિ વડે જે જે વ્યાવહારિક ભેદની ઉત્પેક્ષા કરે છે-વ્યાવહારિક ભેદ હોવાનું કહે છે- તે તે ભલે તેમ રહો. (મતલબ કે અમે-માયાવાદી-પણ તે વ્યાવહારિક ભેદનો સ્વીકાર કરીએ છીએ, પારમાર્થિક ભેદનો નહીં ). (૧૦૦. જ્યારે સાંખ્યાદિ વાદીઓ શ્રુત્યાદિથી સિદ્ધ થયેલા અદ્વૈત સતની પણ નિઃશંકપણે અવજ્ઞા કરે છે, તો પછી શ્રુતિ, યુક્તિ, અને અનુભવ પ્રમાણના બળથી તેમના દ્વૈતની અવજ્ઞા કરતાં અમને શી હાનિ છે ? (૧૦૧).

## ૬. દ્વૈતાવજ્ઞાનું ફળ. ૧૦૨-૧૮૮.

द्वैतावज्ञा सुस्थिता चेदद्वैते धीः स्थिरा भवेत् ।
स्थैर्ये तस्याः पुमानेष जीवन्मुक्त इतीर्यते ॥ १०२ ॥
एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति ।
स्थित्वास्यामन्तकालेऽपि ब्रह्म निर्वाणमृच्छति ॥ १०३ ॥

દ્વૈત ઉપરની અવજ્ઞા સારી રીતે સ્થાપિત થતાં અદ્વૈત સતમાં બુદ્ધિ ઠરી ઠામ બેસે છે. અને તેમાં જેની બુદ્ધિ સ્થિર થાય છે તે માણસ **જીવન્મુક્ત** કહેવાય છે. (૧૦૨). (શ્રીકૃષ્ણ કહે છે) હે અર્જુન ! આ બ્રાહ્મી સ્થિતિ (બ્રહ્મ વિષયક બુદ્ધિની સ્થિરતા) છે. તે પ્રાપ્ત કરવાથી ફરી મોહ થતો નથી. અને અંતકાળે પણ તેમાં સ્થિત થવાથી નિર્વાણ બ્રહ્મને ( માયારહિત બ્રહ્મને ) પ્રાપ્ત કરે છે-**વિદેહમુક્તિ** પામે છે. (૧૦૩).

सदद्वैतेऽनृतद्वैते यदन्योन्यैक्यवीक्षणम् ।
तस्यान्तकालस्तद्भेदबुद्धिरेव न चेतरः ॥ १०४ ॥
यद्वान्तकालः प्राणस्य वियोगोऽस्तु प्रसिद्धितः ।
तस्मिन्कालेऽपि न भ्रान्तेर्गतायाः पुनरागमः ॥ १०५ ॥
नीरोग उपविष्टो वा रुग्णो वा विलुठन् भुवि ।
मूर्छितो वा त्यजत्वेष प्राणान्भ्रान्तिर्न सर्वथा ॥ १०६

સત્ **અદ્વૈત** ( દ્વૈત રહિત ) છે, અને જે દ્વૈત દેખાય છે તે સર્વ **અસત્ (અનૃત)** છે, છતાં તે બંનેને વિશે જે **અન્યોન્યાધ્યાસ** રૂપ ઐકયજ્ઞાન થાય છે તે ઐકયજ્ઞાન રૂપી ભ્રમનો જે અંતકાલ છે તેનું નામ જ ભેદજ્ઞાન છે-એટલે કે અદ્વૈત સતનું સત્યત્વ અને આકાશાદિ દ્વૈતનું મિથ્યાત્વ-એ રૂપી ભેદનું જે જ્ઞાન તે જ ઉપર કહેલા અન્યોન્યાધ્યાસનો અંતકાલ સમજવો, બીજો નહીં. (૧૦૪). અથવા અંતકાલનો અર્થ પ્રાણનો જે પ્રસિદ્ધ વિયોગ છે તેને ગણો, કેમકે પ્રાણ જતી વખતે પણ ભ્રાન્તિ દૂર થાય તો પણ તે ફરીથી આવતી નથી. (૧૦૫). પ્રાણ તજતી વખતે તે નીરોગી હો, વા ભૂત ભરાયલો હો, વા રોગી હો, વા ભૂમિ ઉપર લોટતો હો, વા મૂર્છા પામેલો હો, તો પણ અંતકાળે પણ આ બ્રાહ્મી સ્થિતિમાં સ્થિત થયેલાને સર્વ પ્રકારે ભ્રાન્તિ દૂર થાય છે. (૧૦૬).

दिने दिने स्वप्नसुप्त्योरधीते विस्मृतेऽप्ययम् ।
परेद्युर्नानधीतः स्यात्तद्वद्विद्या न नश्यति ॥ १०७ ॥
प्रमाणोत्पादिता विद्या प्रमाणं प्रबलं विना ।
न नश्यति न वेदान्तात्प्रबलं मानमीक्ष्यते ॥ १०८ ॥

જેવી રીતે દરરોજ ભણેલું ઉંઘમાં ભુલી જવાયા છતાં ઉંઘમાંથી જાગ્યા પછી બીજે દીવસે તેનો ફરી અભ્યાસ કર્યા વિના તેની મેળે યાદ આવે છે, તેવી રીતે એકવાર જ્ઞાન પ્રાપ્ત થયા પછી મૃત્યુકાલે પણ તત્ત્વાનુસંધાનનો અભાવ છતાં તેનો (જ્ઞાનનો) નાશ થતો નથી. (૧૦૭). કારણ કે પ્રમાણુ વડે પ્રાપ્ત કરેલી વિદ્યા પ્રબળ પ્રમાણુ વિના નાશ પામતી નથી, અને વેદાન્તથી અન્ય કોઇ પ્રબળ પ્રમાણુ છે પણ નહીં. (૧૦૮).

## ૭. તાત્પર્ય. ૧૦૯.

तस्माद्वेदान्तसंसिद्धं सदद्वैतं न बाध्यते ।
अन्तकालेऽप्यतो भूतविवेकान्निर्वृतिः स्थिता ॥ १०९ ॥

માટે વેદાન્ત વડે સારી રીતે સિદ્ધ કરેલા અદ્વૈત સત્નો બાધ થતો નથી. તેથી અંતઃકાળે પણ પંચભૂતનો વિવેક કરી જાણવાથી નિવૃત્તિ-મોક્ષસુખ-પ્રાપ્ત થાય છે. (૧૦૯).

इति श्रीपंचदश्यां पंचमहाभूतविवेकः समाप्तः ॥

ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ॥

## દ્વિતીય પ્રકરણ સમાપ્ત.



# પ્રકરણ ૨.

## પંચભૂતવિવેક.

## ભાવાર્થ.

### ૧. પ્રકરણનો હેતુ. શ્લોક. ૧

सद्वैतं श्रुतं यत्तत्पंचभूतविवेकतः ।
बोद्धुं शक्यं ततो भूतपञ्चकं प्रविविच्यते ॥ १ ॥

પહેલા પ્રકરણમાં કહ્યા પ્રમાણે આ પ્રકરણ પણ જગતથી આત્મા જુદો છે તેનો વિવેક કરે છે. આ પ્રકરણ બાહ્ય જગત્–પંચમહાભૂતના બનેલા જગત–થી આત્મા જુદો છે તેનું વિવેચન કરે છે. તે અર્થે પહેલા શ્લોકમાં કહે છે કે " सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम् " એ શ્રુતિ વાક્યમાં ઉદ્દાલક ઋષિએ શ્વેતકેતુને સંબોધીને જે કહ્યું છે કે " હે સોમ્ય ( શ્વેતકેતુ ) ! આ ( इदम् ) સર્વ જગત્ પ્રથમ ( સૃષ્ટિ થયા પહેલાં ) ફક્ત એક અદ્વિતીય સત્ ( બ્રહ્મ ) હતું," બીજું કાંઇ નહોતું, તે સત્ પંચભૂતના વિવેકથી જાણવાનું બની શકે તેમ છે, માટે આ પ્રકરણમાં આત્મા( સત્ )નો તેમનાથી ( પંચભૂતથી ) વિવેક કરી બતાવ્યો છે. આત્મા છે–એટલે આત્માનું સત્ સ્વરૂપ સિદ્ધ કરવું છે. પરંતુ તે મન વાણિથી જણાય તેવો નથી. તેથી તેની ઉપાધિ રૂપ આ બાહ્ય જગતથી આત્મા જુદો છે એમ બતાવવું છે. પરંતુ આ સર્વ જગત્ પંચમહાભૂતનું બનેલું છે. તેથી આત્માની ઉપાધિ રૂપ પંચભૂતથી આત્માનો વિવેક કરી જોવાથી તેના ( પંચભૂતના ) કાર્ય રૂપ બ્રહ્માંડથી પણ તે જુદો છે, એમ સિદ્ધ થશે. માટે પ્રથમ પંચભૂત, તેના ગુણ, અને તેનાં સૂક્ષ્મ કાર્ય (દશ ઇંદ્રિય અને દશ–ઇંદ્રિયાધ્યક્ષ મન ) નું વર્ણન શ્લોક ૨ થી ૧૭ સુધી આપે છે.

### ૨, પંચમહાભૂત–તેમના ગુણ અને કાર્ય.

### (દશ ઇંદ્રિય, મનબુદ્ધિ અને સ્થૂલ જગત્ ). ૨–૧૭.

પંચભૂતનાં સૂક્ષ્મ કાર્યો ( દશ ઇંદ્રિયો અને મન )નું પ્રથમ વર્ણન કરવાનું કારણ કે સ્થૂલ જગત્ ( પંચીકૃત ભૂતોનું કાર્ય )

તો પંચભૂતોનું બનેલું છે તે સ્પષ્ટ છે. પરંતુ દશ ઇંદ્રિયો અને મન વડે આપણે વિષયોને જાણતા હોવાથી તેઓ આત્મા છે એમ ભ્રાન્તિ થાય નહિ, માટે તે ( સૂક્ષ્મ ઇંદ્રિઓ અને મન ) પણ અપંચીકૃત ભૂતોનાં બનેલાં કાર્ય છે એમ બતાવવા સારૂ તેમનું વર્ણન કરે છે.

**પંચભૂત અને તેમના ગુણ.**

૧. પ્રથમ પંચભૂત એક બીજાથી જુદાં છે એમ બતાવવા તે દરેકના ગુણ જુદા જુદા છે તે બતાવે છે, અને તે રીતે ગુણના ભેદથી તે ( ભૂત ) પણ એક બીજાથી જુદાં છે એમ કહે છે. (૨-૬)

પાંચ ભૂતો( આકાશ, વાયુ, અગ્નિ, જલ અને પૃથ્વી )ના પાંચ ગુણ છે, ૧ શબ્દ, ૨. સ્પર્શ, ૩. રૂપ, ૪. રસ, અને ૫. ગંધ. તે દરેક ભૂતના ગુણ નીચે પ્રમાણે છે:—

આકાશનો ગુણ એક જ છે, અને તે શબ્દ છે. તે **પ્રતિધ્વનિ** ( echo ) રૂપ છે.

વાયુ તત્ત્વના ગુણ બે છે, તે ૧. **બીસી** એવો **શબ્દ**, અને ૨. **અનુષ્ણાશીત** ( ઉષ્ણ નહિ તેમ શીત નહિ ) **સ્પર્શ** છે.

અગ્નિતત્ત્વના ગુણ ત્રણ છે,તે ૧. **ભુગુભુગુ શબ્દ**, ૨. **ઉષ્ણ સ્પર્શ**, ૩. **પ્રભા–પ્રકાશ–રૂપ** છે.

જલતત્ત્વના ગુણ ચાર છે, તે ૧. **બુલુબુલુ શબ્દ**, ૨. **શીત** સ્પર્શ, ૩. **શુક્લ** ( સફેદ ) **રૂપ**, અને ૪. **માધુર્ય** (મીઠો) **રસ** છે.

પૃથ્વી તત્ત્વના ગુણ પાંચ છે, તે ૧. **કડકડા શબ્દ**, ૨. **કાઠિન્ય** ( કઠણ ) **સ્પર્શ**, ૩. **નીલ** વગેરે જુદું જુદું **રૂપ**, ૪. **મધુર** ( મીઠો ), **અમ્લ** ( ખાટો ), વગેરે **રસ**, અને ૫. સુગંધ ( **સુરભિ** ) અને દુર્ગંધ એવા બે પ્રકારના **ગંધ** છે. ( ૫–૬ ).

૨. એ પ્રમાણે ગુણ વડે પંચભૂતોનું પરસ્પર જુદાપણું બતાવા હવે પંચભૂતોનાં સૂક્ષ્મ કાર્યરૂપ **ઇંદ્રિયો** અને **મન** વડે તેમનો ભેદ બતાવે છે.

**પંચભૂતનાં કાર્ય–૧ જ્ઞાનેંદ્રિયો.**

પ્રથમ પંચભૂતોમાંના સત્ત્વગુણમાંથી ઉત્પન્ન થયેલી પાંચ **જ્ઞાનેન્દ્રિય** કહે છે. તે ૧. **શ્રોત્ર**, ૨. **ત્વક્**, ૩. **ચક્ષુષી**, ૪. **જિહ્વા**, અને ૫. **પ્રાણ** છે. તે ઇંદ્રિયોના સ્થાન સ્થૂલ કર્ણાદિ ગોલક ( ગોખલો ) છે, અને ક્રમે **શબ્દ**, **સ્પર્શ**, **રૂપ**, **રસ**, અને **ગંધને** ગ્રહણ કરનાર ( જાણનાર ) છે. આ જ્ઞા-

નેંદ્રિયો જે સ્થૂલ ઇંદ્રિયો જોવામાં આવે છે તે નથી, પરંતુ તે સૂક્ષ્મ હોવાથી જોઇ શકાય તેવી નથી, કેમકે તે અપંચીકૃત ભૂતોથી ઉત્પન્ન થયેલી છે. સ૦ ત્યારે તે કેવી રીતે જાણી શકાય છે? જ૦ તે સૂક્ષ્મ હોવાથી જો કે દેખી શકાતી નથી, પરંતુ તેમનાં કાર્યથી અનુમાન કરી શકાય તેમ છે. (જેમ સ્વપ્નાવસ્થામાં સૂક્ષ્મ ઇંદ્રિયો જ કામ કરે છે.) શ્રોત્ર ઇંદ્રિય શબ્દનું ગ્રહણ કરે છે, અને "શબ્દ" આકાશનો ગુણ છે. માટે શ્રોત્ર આકાશની બનેલી છે. ત્વક્ (ચામડી) સ્પર્શનું ગ્રહણ કરે છે, અને "સ્પર્શ" વાયુનો ગુણ છે. માટે ત્વક્ ઇંદ્રિય વાયુનું છે. એ પ્રમાણે બીજી ઇંદ્રિયોનું સમજવું. (૬–૭).

આ જ્ઞાનેંદ્રિયો મુખ્યત્વે કરીને શરીરની બહાર કાર્ય કરે છે, જો કે કેટલીક વાર શરીરની અંદર પણ કરે છે, જેમકે કાન બંધ કરવાથી પ્રાણવાયુમાં અને જઠરાગ્નિમાં અંદર અવાજ સંભળાય છે, જલપાનમાં અને અન્નભક્ષણમાં અંદરના સ્પર્શ જણાય છે, આંખો મીંચતાં અંદરનો અંધકાર (રૂપ) દેખાય છે, ઓડકારમાં અંદરના રસ અને ગંધ જણાય છે. (૮–૯).

**પંચભૂતનાં કાર્ય– ૨ કર્મેંદ્રિયો.**

હવે પંચભૂતોના રજોગુણમાંથી ઉત્પન્ન થયેલી પાંચ કર્મેન્દ્રિય (તે પણ સૂક્ષ્મ છે) કહે છે. તે, ૧. વાક્, ૨. પાણિ, ૩ પાદ, ૪ પાયુ (ગુદા), અને ૫. ઉપસ્થ (લિંગ) છે. તેમની ક્રિયાઓ અનુક્રમે ૧ ઉક્તિ (બોલવું), ૨. આદાન (લેવું), ૩. ગમન (જવું), ૪. વિસર્ગ (મળત્યાગ કરવો) અને ૫. આનંદ (મૈથુન) છે. કૃષિ, વાણિજ્ય, સેવા, વગેરે કાર્યો આ પાંચ ક્રિયાની અંદર આવી જાય છે. આમાંની વાક્ આકાશથી, હાથ વાયુથી, પાદ તેજથી, ઉપસ્થ જલથી, અને પાયુ પૃથ્વીથી ઉત્પન્ન થઇ છે.) (૧૦).

**પંચભૂતનાં કાર્ય– ૩ અંતઃકરણ મનબુદ્ધિ.**

આ દશ ઇંદ્રિયો પોતાની ઇચ્છાથી ક્રિયા કરતી નથી, પરંતુ મનની પ્રેરણાથી પ્રવર્તે છે. તેથી તેનું વર્ણન કરે છે. (૧૨–૧૬).

અને આ મન દશે ઇંદ્રિયોનું પ્રેરક હોવાથી તે તેમનું અધ્યક્ષ છે, અને તેનું સ્થાન હૃદય કમળ છે. તે અંદર કાર્ય કરનારી ઇંદ્રિય (અંતઃકરણ) છે, કેમકે ઇંદ્રિયોની સહાયતા વિના તે બહાર જઇ

શકતું નથી. મન દશે ઇંદ્રિયોનું અધ્યક્ષ એટલા માટે કહેવામાં આવે છે કે જ્યારે ઇંદ્રિયો તેમના વિષયોમાં સંચાર કરે છે ત્યારે તે વિષયોના ગુણ દોષ ( સારૂં ખોટું ) વિચારવાનું કામ તે ( ઇંદ્રિયો ) કરી શકતી નથી, પરંતુ મન કરે છે. ઇંદ્રિયોનું કામ તો ફક્ત રૂપાદિ જ્ઞાન ઉત્પન્ન કરવાનું છે. માટે મનની આવશ્યકતા છે. (૧૨).

આ મનની સ્થિતિમાં વારંવાર ફેરફાર જોવામાં આવે છે, જેમકે ઘડીમાં વૈરાગ્યાદિ વૃત્તિ વાળું, ઘડીમાં કામાદિ વૃત્તિ વાળું, ઘડીમાં આલસ્યાદિ વૃત્તિ વાળું થાય છે. આમ થવાનું કારણ તેમાં રહેલા ત્રણ ગુણ–સત્ત્વ, રજસ્ અને તમસ્–છે જે ગુણોને લીધે તે(મન)માં વૈરાગ્યાદિ વિકાર ઉત્પન્ન થાય છે. (૧૩).

સત્ત્વ ગુણથી વૈરાગ્ય, ક્ષાન્તિ ( સહનશીલતા–ક્ષમા ), ઔદાર્ય, વગેરે વૃત્તિ થાય છે; રજો ગુણથી કામ, ક્રોધ, લોભ, પ્રયત્ન વગેરે ઉત્પન્ન થાય છે; અને તમો ગુણથી આલસ્ય, ભ્રાન્તિ, નિદ્રા, તંદ્રા ( દિઙ્મૂઢ અવસ્થા ), વગેરે ઉત્પન્ન થાય છે. (૧૪–૫)

આ વિકારોથી થતું ફળ જુદું જુદું છે તે બતાવે છે. સાત્ત્વિકી વૃત્તિઓથી પુણ્ય થાય છે, રાજસિક વૃત્તિઓથી હમેશાં પાપ થાય છે, પરંતુ તામસિક વૃત્તિઓથી પુણ્ય કે પાપ કાંઇ થતું નથી, પરંતુ આયુ વૃથા વહી જાય છે. આયુનું વૃથા વહી જવા કરતાં કાંઇક–પુણ્ય કે પાપ–ઉત્પન્ન થવું તે સારૂં છે, કેમકે પાપ થવાથી દુઃખ ઉત્પન્ન થાય, અને દુઃખ થવાથી વિચાર બુદ્ધિ ઉત્પન્ન થવાનો સંભવ છે. પરંતુ આલસ્ય વગેરે તામસિક વૃત્તિઓથી ફક્ત મૂઢતા જ પ્રાપ્ત થઇ અધોગતિ થાય છે.

**કર્તા–અહંકાર.**

આ મન અને તેની વૃત્તિઓ બુદ્ધિમાં રહેલી છે, અને મન-બુદ્ધિ મળીને અંતઃકરણ કહેવાય છે. પરંતુ આ અંતઃકરણ અને તેની વૃત્તિઓનો કોઇ સ્વામી–કર્તા–છે, અને તે પોતાને અહં એવું કહીને જે બતાવે છે તે છે. ( ૧૫–૧૬ ).

**સ્થૂલ જગત.**

આ સૂક્ષ્મ જગત કહ્યું. સ્થૂલ જગત તો સ્પષ્ટ છે. સ્થૂલ પદાર્થો ભૌતિક ( પંચીકૃત પંચભૂતના બનેલા ) છે તે સ્પષ્ટ છે. મન, ઇંદ્રિયાદિ સૂક્ષ્મ પદાર્થો પણ પંચભૂતના બનેલા છે. તે શ્રુતિ અને યુક્તિ ( અનુમાન ) પ્રમાણની મદદથી સમજી લેવું.

શ્રુતિમાં કહ્યું છે કે " **अन्नमयं हि सोम्य मन, आपोमयः प्राणस्तेजोमयी वाक्** ". યુક્તિ (અનુમાન) નીચે પ્રમાણેઃ **विमतानि श्रोत्रादीनि भूतकार्याणि भवितुमर्हन्ति, भूतान्वयव्यतिरेकानुविधायित्वात्, यथाघटः मृत्कार्यः** " શ્રોત્રાદિ ઇંદ્રિયો ભૂત કાર્ય છે, કેમકે પંચ ભૂત હોય ત્યાં સુધી શ્રોત્રાદિ રહે છે, પંચભૂતનો નાશ થતાં શ્રોત્રાદિનો પણ નાશ થાય છે, તેથી તે તેનાં કાય છે; જેમ જ્યાંસુધી માટી છે ત્યાંસુધી ઘટ છે, માટીનો નાશ થતાં ઘટનો પણ નાશ થશે. (૧૭).

## ૩. સૃષ્ટિ પહેલાં ફકત અદ્વિતીય સત્ હતું. ૧૮-૪૬.

ઉપર કહેલી ભૌતિક સૃષ્ટિ ઉત્પન્ન થતા પહેલાં ફક્ત એક અદ્વિતીય બ્રહ્મ હતું તેનું વિવેચન કરે છે. ( ૧૮–૪૬ ). તે કરવા સારૂ પ્રથમ " **सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम्** " એ શ્રુતિ વાકયમાં આવેલા **इदम्** પદનો અર્થ કહે છે.

અગિયાર ઇંદ્રિયો રૂપી પ્રત્યક્ષ પ્રમાણો વડે, તથા યુક્તિ (અનુમાન પ્રમાણ)વડે, તેમજ શાસ્ત્રના પ્રમાણથી જે કંઇ જગત્ જાણવામાં આવે છે-તે વડે જાણવાનો જે કંઇ વિષય છે-તે સઘળું જગત્ ઉપરના શ્રુતિવાકયમાં કહેલા **इदम्** શબ્દથી કહેવાય છે. તેને **इदम्** એટલે (આ) કહે છે-**इदम्** શબ્દનો વાચ્ય છે. (૧૮).

આ ( **इदम्** નામવાળું ) સઘળું ઉત્પન્ન થયેલું છે. તેથી તેની ઉત્પત્તિ થયા પહેલાં આ સઘળું જગત્ કેવા રૂપે હતું તે જાણવું જોઇએ. માટે આરુણિ–ઉદ્દાલક-ઋષિએ ઉપરના શ્રુતિવાકયમાં કહ્યું છે તે કહી બતાવે છેઃ—

" આ સઘળું જગત્ ઉત્પન્ન થયા પહેલાં તે ( જગત્ ) એક જ ( કાંઇ પણ ભેદ રહિત ) અદ્વિતીય સત્ રૂપ હતું ". સૃષ્ટિ પહેલાં પંચભૂત કે ઇંદ્રિયો પણ નહોતી, ફક્ત ભેદ રહિત એક સત્ હતું. નામ રૂપ નહોતાં. (૧૯).

ઉપરનો સિદ્ધાન્ત શ્લો૦ ૨૦-૪૬ માં નીચે પ્રમાણે સમજાવે છે.

આ જગત્ જુદા જુદા ત્રણ ભેદ વાળું દેખાય છે, પરંતુ તે ઉત્પન્ન થયા પહેલાં ભેદરહિત એક રૂપ ( **एक एव अद्वितीय** ) હતું, અને તે સત્ ( બ્રહ્મ ) રૂપ હતું. તે સિવાય બીજી કોઇ વસ્તુ નહોતી.

ભેદ ત્રણ પ્રકારના છે: ૧. **સ્વગત**, ૨. **સજાતીય**, ૩. **વિજાતીય.**

**સ્વગત ભેદ**:—જેમ વૃક્ષનાં પોતાનાં પત્ર. પુષ્પ, ફલાદિથી પોતાનો (વૃક્ષનો) ભેદ છે તે **સ્વગત**–પોતાનામાં રહીને પોતાનો ભેદ–કહેવાય. વૃક્ષ અને તેના અવયવ–પત્ર વગેરે–એક જ છે, છતાં વૃક્ષનો પત્રાદિથી ભેદ દેખાય છે. આવી રીતનો ભેદ **સત્** વસ્તુમાં નથી, કેમકે વૃક્ષની પેઠે **સત્**ના કોઇ અવયવો નથી, પરંતુ **સત્** સર્વ એક રૂપ છે. વળી શ્રુતિમાં પણ **સત્**ના અવયવો વર્ણવ્યા નથી. જગત્નાં જે જુદાં જુદાં **નામ** અને **રૂપ** છે તે **સત્**ના અવયવ(**અંશ**) કહેવાય નહિ, કેમકે **નામ** અને **રૂપ** તો સૃષ્ટિ ઉત્પન્ન થયા પછી થયાં છે. સૃષ્ટિ પહેલાં **નામરૂપ** હતાં જ નહિ. તેથી તે (**નામરૂપ**) સત્ના અવયવ કહેવાય નહિ. માટે આકાશની પેઠે સત્ **નિરંશ**–અવયવ રહિત–છે.

**સજાતીય ભેદ**:—જેમ એક વૃક્ષનો પોતાની જાતથી બીજી જાતના વૃક્ષથી ભેદ છે—જેમ આંબાનો લીંબડાથી ભેદ છે, જો કે તે જુદી જુદી જાતનાં ઝાડ હોવાથી તેમનો એક બીજાથી ભેદ છે. પરંતુ બંને “ઝાડ” કહેવાય છે. તેથી તે **સજાતીય** ભેદ કહેવાય છે.

આવો **સજાતીય** ભેદ પણ સત્માં નથી, કેમકે સત્ની જાતિથી વિલક્ષણ જુદી જાતનું (જેમ આંબાથી જુદો લીંબડો) છતાં **સત્** નામથી ઓળખાતું બીજું, સત્ નથી. તેથી સત્નો **સજાતીય** ભેદ પણ નથી.

**વિજાતીય ભેદ**:—જેમ વૃક્ષ શિલાથી જુદું છે, પણ વૃક્ષ અને શિલા એક જાતનાં (ઝાડ)નથી, તેથી તે **વિજાતીય**–બીજી જાતની વસ્તુથી–ભેદ કહેવાય છે. તેવી રીતે સત્માં આવો **વિજાતીય** ભેદ પણ નથી, કેમકે સૃષ્ટિ પહેલાં સત્થી વિજાતીય કોઇ વસ્તુ **પણ** નથી. જો કદાપિ એમ કહીએ કે સત્નું વિજાતીય–સત્થી ઉલટું–**અસત્** છે, અને તેથી સત્નો **અસત્**થી ભેદ છે, તો તે બરાબર નથી; કેમકે જેને **અસત્** કહીએ તેનું **અસ્તિત્વ** જ કહેવાય નહીં, તેથી તેવી કોઇ વસ્તુ જ નથી. માટે તેવો ભેદ પણ નથી. ( ૨૦–૨૫ ).

આ પ્રમાણે '**एकमेवाद्वितीयं सत्** સિદ્ધ થાય છે, છતાં કેટલાક શુષ્ક તર્ક કરનાર એકલા અનુમાન પ્રમાણને માનનાર પ્રહ્લાદના પુત્ર વિરોચનના મતવાળા (નિરાત્મવાદી બૌદ્ધો) **असदेवेदं पुरा**·

સીત્-આ સર્વ જગત્ પહેલાં [ સૃષ્ટિ થયા પહેલાં ] **અસત્-શૂન્ય**-રૂપ હતું એમ કહે છે. [ ૨૯ ].

**અસત્ મતનું ખંડન.**

આ **અસત્ શૂન્ય**-મતનું ખંડન કરવાસારૂ તે મતવાળાને પ્રશ્ન પૂછે છે કે **शून्यमासीत्**-શૂન્ય હતું શૂન્યનું અસ્તિત્વ છે—એમ જે કહો છો, તે શૂન્યને સત્તાના સંબંધવાળું કહો છો કે તેને **સદ્રૂપ** કહો છો ?

જો એમ કહો કે શૂન્ય ( **અસત્** ) સત્તા( સત્ )ના સંબંધવાળું હતું (आसीत् ), તો તેમ કહી શકાય નહિ; કેમકે જેમ સૂર્ય અને અંધકારનો સંબંધ હોઇ શકે નહિ, તેમ **અસત્** અને **સત્**નો સંબંધ કહેવો તે **वदतो व्याघातः** કહેવાય. સત્ અને અસત્નો સંબંધ થઇ શકે નહિ. ( ૩૨-૩૩ ).

જો એમ કહો કે **અસત્** સદ્રૂપ છે—**અસત્** તે **સત્** જ છે-તો તે પણ ખોટું છે, કેમકે સૂર્ય તમોમય (અંધકાર રૂપ) નથી; તેમ **અસત્**ને સદ્રૂપ કહેવું તે પણ **વદતો વ્યાઘાતઃ** કહેવાય. ( જેમ કોઇ માણસ કહે કે " મારે જીભ નથી. " તો વ્યાઘાત દોષ છે, કેમકે જીભ ન હોય તો " મારે જીભ નથી " એ વાક્ય પણ બોલી શકાય નહિ. ) ( ૩૩ ).

માટે સત્થી વિજાતીય **અસત્** એવી કોઇ વસ્તુ નથી. પણ ફક્ત એક **અદ્વિતીય સત્** નામની વસ્તુ જ (**एव**) છે.

શૂન્યવાદી અત્રે શંકા કરે છે કે નિર્વિકલ્પ બ્રહ્મ(સત્)માં આકાશાદિનું અસ્તિત્વ કેવી રીતે ઘટે ? તેમાં પણ **वदतो व्याघातः** કેમ નહિ ?

સિદ્ધાન્તી આ શંકાનો જવાબ આપે છે કે આકાશાદિ ખરી રીતે છે જ નહિ, પરંતુ **માયાએ** સત્માં તેનાં (આકાશાદિનાં) નામ રૂપ કલ્પ્યાં છે, વાસ્તવિક રીતે છે જ નહિ.

એના જવાબમાં શૂન્યવાદી કહે છે કે શૂન્યનાં નામ રૂપ પણ **સત્**માં કલ્પેલાં છે, જે વાત સિદ્ધાન્તી અંગીકાર કરે છે. ત્યારે શૂન્યવાદી ફરી શંકા કરે છે કે જ્યારે શૂન્યનાં નામરૂપ કલ્પિત હોવાનું અંગીકાર કરો છો, તો પછી **સત્**નાં નામરૂપ પણ કલ્પિત છે, એમ તમારે કબુલ કરવું પડશે. ( ૩૪ ). આના જવાબમાં સિદ્ધાન્તી કહે છે કે જો તમે ( શૂન્યવાદી ) એમ કહો કે સત્નાં નામ રૂપ પણ કલ્પિત છે તો અમે પૂછીયે છીએ કે તેનાં ( સત્નાં ) નામરૂપ કઇ વસ્તુમાં ( **कुत्र** ) કલ્પ્યાં છે તે કહો, કારણ કે આધાર(**અધિષ્ઠાન**)રહિત કોઇ **ભ્રમ** હોઈ શકે નહિ.

જેમકે રજ્જુ વિના સર્પની ભ્રાન્તિ થઇ શકે નહિ, તેમ સતની ભ્રાન્તિ પણ કોઇ વસ્તુમાં થવી જોઇએ. માટે તે કઇ વસ્તુ છે તે કહો. તે વસ્તુનું નામ (૧) સત છે, (૨) અસત્ છે, કે (૩) જગત્ છે ? (૩૫).

તે સત્ હોઈ શકે નહિ, કેમકે સત્માં સત્ની કલ્પના-તે જ વસ્તુમાં તેની જ કલ્પના—બની શકે નહિ. જેમ સર્પની કલ્પનાને માટે બીજી વસ્તુ-રજ્જુ-ની જરૂર છે, તેમ સત્ની કલ્પના કરવાને માટે સત્થી જુદી વસ્તુ જોઇએ.

વળી તે અસત્ પણ હોય નહિ, કેમકે નિરાત્મક અસત્ કોઇના આધાર (અધિષ્ઠાન) રૂપ થઇ શકે નહિ.

તેમજ જગત્માં સત્ની કલ્પના થઇ શકે નહિ, કેમકે ઉપર કહ્યા પ્રમાણે જગત્ ઉત્પન્ન થયેલું છે, તેથી તેની ઉત્પત્તિ થયા પહેલાં તે ( જગત્ ) હતું જ નહિ, અને સત્માંથી તે ઉત્પન્ન થયું છે. તેથી પહેલાં જે નહોતું તેમાં સત્ના નામ અને રૂપની કલ્પના થવી અસંભવિત છે.

માટે સત્ કોઇમાં કલ્પિત નથી, પરંતુ પોતાની મેળે વાસ્તવિક સ્વરૂપ છે. (૩૫).

વળી સૃષ્ટિ પહેલાં દ્વૈત[ જગત્ ]ના અભાવ વિશે સ્મૃતિનું પ્રમાણ પણ છે.—

**तदा स्तिमितगम्भीरं न तेजो न तमस्ततम् ।**
**अनाख्यमनभिव्यक्तं सत्किंचिदवशिष्यते ॥ ४० ॥**

સૃષ્ટિ પહેલાં [तदा] નિશ્ચલ, મનથી પણ જાણી શકાય નહિ તેવું, વર્ણન કરી શકાય નહિ તેવું, ચક્ષુ વગેરેથી જોઇ કે જાણી શકાય નહિ તેવું, તેજનું અધિકરણ (આધાર) નહિ ( न तेजः ) તેમ અંધકારની પેઠે ઢાંકી દેનારૂં પણ નહિ તેવું (न तमः), અને અસત્થી વિલક્ષણ એવું સર્વ વ્યાપક સત્-કાંઇ પણ નામ વડે વર્ણવી શકાય નહિ તેવું કાંઇક ( किंचित् ) રહે છે. તે તેજનો આધાર નથી, અંધકારનો પણ નથી. પણ સ્વપ્રકાશ છે. તેજ રૂપ નથી, તેમ અંધકાર રૂપ પણ નથી. (૪૦).

પૃથ્વી વગેરે અનિત્ય છે એટલું જ નહિ, પરંતુ જગત્ વિનાનું એકલું વ્યાપક (વિયત્—આકાશ—પણ અનિત્ય છે; કેમકે વિયત્ જેવું કાંઇ જ દેખાતું નથી. જે દેખાય છે તે તો પ્રકાશ અને

અંધકાર છે. માટે આકાશ રહિત સત્ વસ્તુ છે, (૪૩).

જો એવી શંકા થતી હોય કે સત્ પણ દેખાતું નથી, તો તે ભૂલ છે. અમે (તત્વજ્ઞાન પામેલા પુરૂષો) તૂષ્ણીંસ્થિતિમાં જગત્ રહિત શુદ્ધ સતને અનુભવીએ છીએ એમ કહે છે. ( ૪૪ ).

શંકા:—પણ તૂષ્ણીંભાવમાં શૂન્ય જ છે, કેમકે તે વખતે શૂન્ય સિવાય બીજા કશાની પ્રતીતિ થતી નથી.?

જ:—શૂન્યનો સંભવ જ નથી, કેમકે શૂન્યની શૂન્ય તરીકેની પ્રતીતિનો અભાવ છે. માટે તે વખતે શૂન્યબુદ્ધિ નથી. (૪૪).

શંકા:—જેમ શૂન્ય બુદ્ધિ નથી, તેવી રીતે તે વખતે (તૂષ્ણીંસ્થિતિમાં ) સદ્બુદ્ધિ પણ નથી. અને તેથી સત્ પણ નથી ?

જ:—સદ્બુદ્ધિ ભલે ન હો, પરંતુ સત તો છે જ; કેમકે સત્ પોતે સ્વપ્રકાશ હોવાથી તેના વિષે સદ્બુદ્ધિની જરૂર નથી.

શંકા:—સ્વ(સત)ગોચર બુદ્ધિ ન હોય તો સત છે એમ કેવી રીતે જાણી શકાય ?

જ:—સત્ પોતે મન રૂપ નહિ, છતાં મનનો સાક્ષી હોવાથી તે સારી પેઠે જાણી શકાય તેવું છે. [૪૫].

એ પ્રમાણે જેમ નિષ્પ્રપંચ સાક્ષી [ સત ]નું ભાન તૂષ્ણીંસ્થિતિમાં (મનોવૃત્તિની શિથિલ દશામાં) થાય છે, તેવી રીતે સૃષ્ટિ પહેલાં [ માયાની શાન્ત સ્થિતિમાં ) પણ સત્ જાણી શકાય છે, કેમકે પ્રલયમાં પણ દરેક જીવોને પોતાનું સામાન્ય જ્ઞાન હોય છે.

मनोजृंभणराहित्ये यथा साक्षी निराकुलः ।
मायाजृंभणतः पूर्वं सत्तथैव निराकुलम् ॥ ४६ ॥

જેમ મનની ચંચળતાથી સાક્ષી—આત્મા—નું ભાન થતું નથી, તેમ માયાની ચંચળતાને લીધે સત્ ઢંકાયલું દેખાય છે. પરંતુ માયાની ચંચળતા પહેલાં તે સત્ નિરાકુલ ( આવરણ રહિત—અભાન રહિત—ભાન સ્વરૂપ ) હોય છે એમ સમજી શકાશે. ( ૪૬ ).

આ પ્રમાણે સૃષ્ટિ પહેલાં આ સર્વ જગત્ एक अद्वितीय सत् રૂપ હતું, બીજું કાંઇ નહોતું, એમ સિદ્ધ કરી આ જગતનું સ્વરૂપ માયામય છે એમ બતાવવા સારૂ માયા શું છે તેનું વર્ણન કરે છે.

## ૪. માયાશક્તિનું સ્વરૂપ. ૪૭–૫૮.

આ માયાશક્તિનું સ્વરૂપ શું છે, તે સતના કેટલા ભાગમાં

રહેલી છે, અને તે શું કરે છે તે નીચે પ્રમાણેઃ—

**આ માયા** સત(બ્રહ્મ)ની શક્તિ છે, જેમ અગ્નિની દાહક શક્તિ છે. જેમ અગ્નિમાં રહેલી દાહક શક્તિ તેના કાર્ય (ફોલ્લો) પહેલાં જાણી શકાતી નથી, તેમ બ્રહ્મમાં રહેલી માયાશક્તિનાં કાર્ય–આકાશાદિ–ઉત્પન્ન થયા પહેલાં માયાશક્તિ પણ જાણી શકાતી નથી.

જેમ લાકડું બળ્યા પહેલાં લાકડામાં રહેલો અગ્નિ જણાતો નથી, તેમ માયાશક્તિનાં કાર્ય થયા વિના સત્ જણાય નહિ. તેમજ પંચભૂત અને જગત્ ઉત્પન્ન થયા પહેલાં માયાશક્તિ અને ચૈતન્ય જાણી શકાય નહિ. તાત્પર્ય કે માયાશક્તિ તેનાં કાર્યથી જણાય છે, અને પંચભૂતાદિ તેનાં કાર્ય હોવાથી માયિક છે.

વળી જેમ અગ્નિની દાહક શક્તિનું કાંઇ તત્ત્વ નથી, તેમ માયાશક્તિનું કાંઇ તત્ત્વ નથી. અગ્નિ પોતે પોતાની શક્તિ નથી. તેમ અગ્નિની દાહકશક્તિ અગ્નિથી જુદી પણ નથી, કેમકે જુદી હોય તો અગ્નિથી જુદી પાડીને તે બતાવી શકાય. પણ તેમ થતું નથી. માટે દાહક શક્તિનું કાંઇ તત્ત્વ નથી. તેવી જ રીતે સત્ની માયાશક્તિ સત્થી જુદી નથી, તેમજ સદ્રૂપ પણ નથી. તેથી તે નિઃસત્ત્વ છે. (૪૭).

તાત્પર્ય કે માયાશક્તિ **અસત્** પણ નથી, કેમકે તે ન હોય તો તેનાં કાર્ય થાય નહિ. માટે **ન અસત્**. તેમજ તે **સત્** પણ નહિ (**ન સત્**), કેમકે જ્ઞાનદશામાં તે નિવૃત્ત થાય છે. પરંતુ તે **તમોરૂપ**–અજ્ઞાન રૂપ–છે. **તમસ્**ની સત્તા પોતાની મેળે સ્વતંત્ર રીતે નથી, પરંતુ **સત્**ના સંબંધને લીધે છે. (માયાશક્તિનું વિશેષ વર્ણન ૧૩ મા પ્રકરણમાં આપેલું છે). (૪૮–૫૦).

સ. બ્રહ્મ સર્વવ્યાપક છે તેવી રીતે તેની શક્તિ પણ સર્વવ્યાપક હોવી જોઇએ?

જ. બ્રહ્મ વ્યાપક છતાં માયાશક્તિ વ્યાપક નથી. પરંતુ બ્રહ્મના થોડા ભાગમાં છે, જેમ ઘટશક્તિ ચીકણી માટીમાં રહેલી છે, બીજીમાં નહિ. જેમ શ્રીકૃષ્ણે ગીતામાં કહ્યું છે કે હું મારા એક અંશથી જગતનો આશ્રય કરીને રહ્યો છું. (૫૪–૫૬).

## ૫. માયાના વિકાર–પંચભૂત, અને પંચભૂતથી તથા બ્રહ્માંડથી સત્નો વિવેક. ૫૯–૧૦૧.

સત્માં રહેલી આ માયાશક્તિ સત્માં વિકારોની કલ્પના કરે

**છે, જેમ ભીંતમા રહેલા જુદા જુદા રંગ ભીંતમાં નાના પ્રકારનાં ચિત્રો ઉત્પન્ન કરે છે. ( ૫૯ ).**

**હવે શ્લો૦ ૫૯ થી ૧૦૧ સુધીમા બતાવે છે કે પંચભૂત તથા તેમાંથી ઉત્પન્ન થયેલું આ બ્રહ્માંડ તે માયાશક્તિના** વિકારો સિવાય બીજું કાંઇ નથી, અને આ વિકારો **સત્તત્ત્વ** ઉપર ચીત્રેલા ચિત્રો જેવા છે, અને **સત્** તેથી જુદું છે.

માયાશક્તિનો પહેલો વિકાર **આકાશ** છે. તેનું સ્વરૂપ **અવકાશ**–પોલ છે. ( પૃથ્વી અને આકાશની વચ્ચે દેખાય છે તે ). આ પોલ ( **અવકાશ** )નું વાસ્તવિક કાંઇ તત્ત્વ–સ્વરૂપ–નથી, દેખાવ માત્ર છે. તે પોલની પાછળ રહેલું **સત્તત્ત્વ** વાસ્તવિક છે, અને **આકાશ** ફક્ત દેખાવ છે. જે નીલ વર્ણવાળું, અને કઢૈયાના તળીયા જેવું, અને ઉંધા મોંઢા વાળું આકાશ દેખાય છે તેનું સ્વરૂપ શું છે? કાંઇ જ નહિ. તે જગાએ જઇએ તો તેથી દૂર દેખાશે. માટે દેખાવ માત્ર છે, જેમ લાલ રંગ, પીળો રંગ, તેનું કાંઇ તત્ત્વ નથી. પણ તે તે રંગની પાછળ રહેલા વસ્તુમાં રંગ દેખાય છે. તેવું જ **આકાશ** છે. અને આકાશ માયાશક્તિનો વિકાર હોવાથી તે માયિક છે. ( ૬૦ ).

ખરી રીતે માયાના પ્રભાવને લીધે તે **સત્** વસ્તુને જ **આકાશ** રૂપે આપણે જોઇએ છીએ. જેમ પદાર્થોના લાલ, પીળા, રંગોને આપણે જોઇએ છીએ, પરંતુ પદાર્થના સ્વરૂપ–તત્ત્વ–ને આપણે જોઇ શકતા નથી; તેવી જ રીતે સત્‌ની શક્તિના આકાશાદિ વિકારોને જોઇએ છીએ, પરંતુ આકાશ, વાયુ, વગેરે વિકારો જે સત્ તત્ત્વ ઉપર દેખાય છે તે **સત્**ને આપણે જોઇ શકતા નથી. (૬૫).

જેમ રંગ એ પદાર્થનો ધર્મ (ગુણ) છે, તેમ આ વિકારો સત્‌ના ધર્મ છે, કારણ કે સત્ વધારે જગામાં છે, અને આકાશાદિ થોડા ભાગમાં છે. માટે સત્ ધર્મી અને આકાશાદિ ધર્મ છે. (૬૮.

જેમ રંગને પદાર્થથી જુદો પાડવા જઇએ તો તેમ બની શકે નહિ, તેમજ આકાશને પણ સત્‌થી જુદું પાડી શકાય તેમ નથી. અને સત્‌થી જુદું આકાશનું તત્ત્વ શું છે તે જો વિચારી જોઇએ તો માલુમ પડશે કે તે કાંઇ જ નથી; તે અસત્ છે, માટે માયિક છે, એમ ધ્યાનમાં રાખવું જોઇએ. વળી સત્‌થી જે ભિન્ન તે અસત્ જ કહેવાય. ( ૬૯ ).

વળી આકાશાદિ માયિક છતાં દેખાય છે ખરૂં; પરંતુ તે જ

તેનું લક્ષણ છે–અસત્ છતાં **ભાસમાન છે, માટે મિથ્યા છે,** જેમ સ્વપ્નના હાથી ઘોડા. (૭૦).

જેવી રીતનો જાતિ અને વ્યક્તિનો ભેદ છે, દેહ અને દેહીનો ભેદ, ગુણ અને દ્રવ્યનો ભેદ છે, તેવી રીતનો આકાશ અને સતનો ભેદ છે. જૂદા દેખાતા છતાં જૂદા પાડી શકાય નહીં (૭૧).

માટે આકાશ કદાપિ સત્ય નથી, અને સતમાં કાંઇ પોલ–**અવકાશ**–પણ નથી, છતાં આકાશ છે–આકાશની જે સત્તા કહીએ છીએ–તે સતની સત્તા છે. (૭૪).

આ પ્રમાણે જેમ આકાશનું મિથ્યાપણું સિદ્ધ કર્યું, તે જ રીતિથી વાયુથી બ્રહ્માંડ સુધીના સર્વ દેખાવો માયાના વિકારો સિવાય કાંઇ નથી, અને તેથી મિથ્યા છે એમ સમજવું.

**વાયુનું સ્વરૂપ.** આકાશના ૧૧ મા ભાગમાં વાયુતત્ત્વ છે. **શોષ, સ્પર્શ, ગતિ** અને **વેગ** એ **વાયુના** પોતાના ધર્મ છે. વળી **સત્, માયા,** અને **આકાશ**ના ત્રણ ધર્મ અનુક્રમે **સત્તા, નિસ્તત્ત્વરૂપતા,** અને **શબ્દ** એ પણ વાયુમાં છે. પરંતુ તે બધામાં જે **સત્તા** ધર્મ છે તે સત્નો છે–વાયુનો નહિ. બાકીના બધા ગુણ–શોષ, સ્પર્શ, ગતિ, વેગ, શબ્દ એ બધાનું સ્વરૂપ કંઈ નથી, તે બધા નિસ્તત્ત્વ હોવાથી માયિક છે. માટે વાયુનું તત્ત્વ કાંઇ નથી, વાયુમાં રહેલું સત્ તત્ત્વ જ સત્ય વસ્તુ છે. ( ૮૬ ).

આ પ્રમાણે અગ્નિ વિગેરેનું સ્વરૂપ પણ મિથ્યા છે એમ વિચારી જોવું.

વાયુના ૧૧ મા ભાગમાં **અગ્નિતત્ત્વ** છે. આ અગ્નિનું સ્વરૂપ ઉષ્ણ, **પ્રકાશાત્મ,** તથા સતથી વાયુ સુધીના બીજા ધર્મોવાળું છે, પરંતુ તે બધામાં સત્ સિવાય બીજા બધા ધર્મો મિથ્યા સ્વરૂપ છે, (જેમ અગ્નિમાં ઉષ્ણતા તથા રૂપ–પ્રકાશ–એ ગુણ છે, પરંતુ "દાહક" એ તેની શક્તિ છે, તેમ **માયા** એ બ્રહ્મની શક્તિ છે, ગુણ નહિ ). (૮૯–૯૦).

અગ્નિના ૧૧ મા ભાગમાં જલતત્ત્વ છે. તે જલમાં સતની સત્તા છે. પરંતુ તેનું ( જલનું ) તત્ત્વ કાંઇ જ નથી–માયાની પેઠે શૂન્યતત્ત્વ છે. **શબ્દ, સ્પર્શ,** અને **રૂપ** સાથે પોતાનો **રસ** નામનો ગુણ છે. તેમાં **સત્** સિવાય બીજું બધું મિથ્યા છે. (૯૧–૯૨).

તે જ પ્રમાણે જળના ૧૧મા ભાગમાં **પૃથ્વીતત્ત્વ** છે. તેમાં

ઉપરના બધા ગુણ ઉપરાંત પોતાનો **ગંધ** નામનો ગુણ છે. તેમાં સતની સત્તા સિવાય કાંઇ જ તત્ત્વ નથી. ( ૯૪ ).

**પૃથ્વી** તત્ત્વના ૧૧ મા ભાગ બ્રહ્માંડ છે. તે બ્રહ્માંડમાં ૧૪ લોક (ભુવન)છે, અને ૧૪ લોકમાં તે તે લોકને યોગ્ય પ્રાણિ શરીરો રહેલાં છે. પરંતુ તે બધાં ભુવનો અને પ્રાણિદેહોમાં સદ્વસ્તુ સત્ય છે, બાકીનાં બધાં દેખાવ માત્ર–અસત્–છે. (૯૭).

**ભૂતકાર્ય બ્રહ્માંડથી સતનો વિવેક.**

એ પ્રમાણે માયા, પંચભૂત, તેમનાં કાર્યો ( બ્રહ્માંડ, ભુવન, વગેરે ) અસત્–છે એવો વિચાર દૃઢ થતાં સદ્વસ્તુ **અદ્વૈત** છે–તે સિવાય બીજું કાંઇ છે જ નહિ–એવો સંદેહ રહિત નિશ્ચય થશે. ( ૯૮ ).

પૃથ્વી આદિ દ્વૈતના વિવેક વડે તે સૌ **મિથ્યા** છે એવો નિશ્ચય થયા છતાં પણ તે ( પૃથ્વી આદિ ) સ્વરૂપે દેખાતા બંધ થશે નહિ, પરંતુ જગતમાં જે જે ક્રિયા જેવી જેવી દેખાય છે તેવી દેખાતી રહેશે જ. ( ૯૯ ).

### ૬. દ્વૈતાવજ્ઞાનું ફળ. ૧૦૨–૧૦૮.

**द्वैतावज्ञा सुस्थिता चेदद्वैते धीः स्थिरा भवेत् ।**
**स्थैर्ये तस्याः पुमानेष जीवन्मुक्त इतीर्यते ॥ १०२ ॥**

દ્વૈતની **અવજ્ઞા** કરવાથી અદ્વૈતબ્રહ્મમાં બુદ્ધિ સ્થિર થશે, અને તે સ્થિર થતાં માણસ **જીવન્મુક્ત** થાય છે. (૧૦૨).

આ પ્રમાણે ૧. સત **અદ્વૈત** છે–સત સિવાય બીજું કાંઇ નથી, અને ૨. સકળ દ્વૈત **અનૃત–મિથ્યા–**છે, એવો નિશ્ચય થતાં **જીવનમુક્તિ** તથા **વિદેહમુક્તિ** પ્રાપ્ત થાય છે. જીવન્મુક્તિને લીધે જીવતા છતાં જ્ઞાનીને કામ, ક્રોધાદિ દુઃખ આપી શકતા નથી, અને હમેશાં તે બ્રહ્માનન્દનું સુખ અનુભવે છે, અને મરણ બાદ ફરી જન્મ નહિ થવાથી **વિદેહમુક્તિ** મળે છે.

### ૭. તાત્પર્ય ૧૦૯.

આ પ્રમાણે **વિવેક** વડે પંચભૂત અને તેનાં કાર્યો **મિથ્યા** છે અને **અદ્વૈતબ્રહ્મ** એક જ સત્ય વસ્તુ છે, એમ બતાવી **અદ્વૈત બ્રહ્મ** છે એમ સિદ્ધ કર્યું–**અદ્વૈતબ્રહ્મનું સત ( સત્ય )** સ્વરૂપ સિદ્ધ કર્યું. અને તેના જ્ઞાનથી **મુક્તિ** મળે છે એ ફળ કહ્યું. (૧૦૯).

**બીજું પ્રકરણ સમાપ્ત.**

# पंचकोशविवेकप्रकरणम् ॥ ३ ॥

## મૂલાર્થ.

## પંચકોશવિવેક.

### ૧. પ્રકરણનો હેતુ. શ્લો. ૧.

गुहाहितं ब्रह्म यत्तत्पंचकोशविवेकतः ।
बोद्धुं शक्यं ततः कोशपंचकं प्रविविच्यते ॥१॥

અન્નમય વગેરે પાંચ કોશો રૂપી ગુફામાં સંતાડેલું-ઢંકાયલું-જે ચિદ્રૂપ બ્રહ્મ છે તે પંચકોશના વિવેક વડે જાણવાનું શકય હોવાથી બ્રહ્મથી પાંચ કોશોને જૂદા કરી બતાવવામાં આવે છે.(૧).

### ૨. પંચકોશથી આત્માનો વિવેક. ૨—૯.

देहादभ्यन्तरः प्राणः प्राणादभ्यन्तरं मनः ।
ततः कर्त्ता ततो भोक्ता गुहा सेयं परंपरा ॥ २ ॥

દેહ—**અન્નમય કોશ**-ની અંદર **પ્રાણમય** કોશ છે, પ્રાણમયની અંદર **મનોમય** કોશ છે, મનોમયની અંદર **વિજ્ઞાનમય** (કર્તા) છે, અને વિજ્ઞાનમયની અંદર **આનન્દમય** કોશ ( ભોક્તા ) છે. અન્નમયથી આનન્દમય પર્યંતની આ પરંપરાને ગુહા કહે છે.[૨].

पितृभुक्तान्नजाद्वीर्याज्जातोऽन्नेनैव वर्धते ।
देहः सोऽन्नमयो नात्मा प्राक् चोर्ध्वं तदभावतः ॥ ३ ॥
पूर्वजन्मन्यसन्नेतज्जन्म संपादयेत्कथम् ।
भाविजन्मन्यसत्कर्म न भुञ्जीतेह संचितम् ॥ ४ ॥
पूर्णो देहे बलं यच्छन्नक्षाणां यः प्रवर्तकः ।
वायुः प्राणमयो नासावात्मा चैतन्यवर्जनात् ॥ ५ ॥
अहन्तां ममतां देहे गेहादौ च करोति यः
कामाद्यवस्थया भ्रान्तो नासावात्मा मनोमयः ॥६॥
लीना सुप्तौ वपुर्बोधे व्याप्नुयादानखाग्रगा ।
चिच्छायोपेतधीर्नात्मा विज्ञानमयशब्दभाक् ॥ ७ ॥

कर्तृत्वकरणत्वाभ्यां विक्रियेतान्तरिन्द्रियम् ॥
विज्ञानमनसी अन्तर्बहिश्चैते परस्परम् ॥ ८ ॥
काचिदन्तर्मुखा वृत्तिरानन्दप्रतिबिम्बभाक् ।
पुण्यभोगे भोगशान्तौ निद्रारूपेण लीयते ॥ ९ ॥

પિતાએ જમેલા **અન્નમાથી** થયેલા વીર્યમાંથી ઉત્પન્ન થયેલો, અને ઉત્પન્ન થયા પછી અન્ન વડે જ વૃદ્ધિને પામતો જે દેહ છે તે **અન્નમય–અન્નનો વિકાર–**છે. તે અન્નમય કોશ આત્મા નથી, કારણ કે આ જન્મનો કાર્યરૂપ દેહ **પૂર્વ જન્મમાં નહોતો, અને ભાવિજન્મમાં રહેવાનો નથી.** ( અને આત્મા તો હમેશાં રહે છે). (૩). વળી હાલનો દેહ પૂર્વજન્મમાં હતો જ નહીં તો પછી તે ફરી આ જન્મ કેવી રીતે ધારણ કરે ? અને આ જન્મના દેહે સંચિત કરેલું કર્મ ભાવિજન્મમાં ભોગવાશે નહીં, કારણ કે આ જન્મમાં કર્મ કરનાર દેહ ભાવિ જન્મમાં રહેનાર નથી. માટે દેહને આત્મા માનવાથી અકૃતાભ્યાગમ અને કૃતનાશ નામના દોષ લાગશે. (૪). જે વાયુ પગથી માથા સુધી દેહમાં પૂર્ણ રીતે વ્યાપ્ત રહીને વ્યાન રૂપે દેહને બલ આપે છે, અને ચક્ષુ વગેરે ઇંદ્રિયોને પ્રેરે છે તે પ્રાણમય કોશ **જડરૂપ** હોવાથી આત્મા નથી. (૫). કામ, ક્રોધાદિ અવસ્થાઓથી ભ્રમિત થઇને જે મન શરીર ઉપર **અહંતા** અને ઘર વગેરે પદાર્થોમાં **મમતા** ઉત્પન્ન કરે છે તે મનોમય કોશ **વિકારી** હોવાથી આત્મા નથી. ( ૬ ). ચૈતન્યના પ્રતિબિંબ ( છાયા ) વાળી જે બુદ્ધિ સુષુપ્તિમાં લીન થઇ જાય છે, અને જાગ્રત્માં નખથી શિખ પર્યંત સકળ શરીરમાં વ્યાપ્ત થાય છે, તે વિજ્ઞાનમય કોશ **વિલયાદિ અવસ્થા** વાળો હોવાથી આત્મા નથી. એક જ અંતઃકરણ ( अंतरिन्द्रियम् ) કર્તા ( વિજ્ઞાનમય ) રૂપે અને કરણ ( મનોમય ) રૂપે પરિણામ પામે છે. આ કર્તા અને કરણ વિજ્ઞાનમય અને મનોમય કોશ કહેવાય છે. આ બંને પરસ્પર અંતર્ અને બહિર્ પ્રવર્તે છે. (૭–૮) જાગ્રત્માં પુણ્યકર્મના ભોગ વખતે આનન્દ સ્વરૂપ આત્માના પ્રતિબિંબ વાળી કોઈ એક અંતર્મુખા વૃત્તિ છે તે આનન્દમય કોશ કહેવાય છે. અને તે પણ ભોગ શાન્ત થતાં **નિદ્રારૂપે લય** પામી જાય છે. તેથી તે પણ આત્મા નથી (૯).

## ૩. આત્મસ્વરૂપ. ૧૦-૩૬.

### આત્માનું આનંદસ્વરૂપ. ૧૦.

कादाचित्कत्वतोऽनात्मा स्यादानन्दमयोऽप्ययम्
बिम्बभूतो य आनन्द आत्मासौ सर्वदास्थितेः ॥१०॥

આ આનન્દમય વૃત્તિ કોઈ વાર હોય છે, (હમેશ રહેતી નથી). તેથી તે આનન્દમય કોશ પણ આત્મા નથી. પરંતુ જે બિંબ રૂપ આનન્દ છે તે જ આત્મા છે, કેમકે તે આનન્દ નિત્ય હોય છે. (૧૦).

### આત્માનું જ્ઞાનસ્વરૂપ. ૧૧-૨૧.

ननु देहमुपक्रम्य निद्रानन्दान्तवस्तुषु ।
मा भूदात्मत्वमन्यस्तु न कश्चिदनुभूयते ॥ ११ ॥
बाढं निद्रादयः सर्वेऽनुभूयन्ते न चेतरः ।
तथाप्येतेऽनुभूयन्ते येन तं को निवारयेत् ॥ १२ ॥
स्वयमेवानुभूतित्वाद्विद्यते नानुभाव्यता ।
ज्ञातृज्ञानान्तराभावादज्ञेयो न त्वसत्तया ॥ १३ ॥

શંકા:—અન્નમય દેહથી માંડીને આનન્દમય ( निद्रानन्द ) પર્યંત કોઈ કોશને આત્મા ન માનો તો ભલે ! પરંતુ બીજો કોઈ સ્વરૂપ વાળો આત્મા અનુભવવામાં તો આવતો નથી. તેનું શું ? (૧૧).

ઉત્તર:—નિદ્રા વગેરે સર્વ અવસ્થાઓ અનુભવવામાં આવે છે, બીજો કોઈ ( આત્મા ) અનુભવમાં આવતો નથી, તે વાત ખરી છે. તથાપિ આ નિદ્રાદિ જેના વડે અનુભવાય છે તેને ( આત્માને ) કોણ નિવારી શકે તેમ છે ? ( ૧૨ ). પોતે ( આત્મા ) **અનુભવ રૂપ** હોવાથી તેમાં **અનુભાવ્યતા નથી,** કારણ કે આત્મા સિવાય ( આત્માને જાણનાર ) બીજો કોઈ જ્ઞાતા કે બીજું કોઈ જ્ઞાન નહિ હોવાથી તે અજ્ઞેય છે, તેની **અસત્તા હોવાના કારણથી** અજ્ઞેય નથી. ( મતલબ કે આત્મા છે તો ખરો, પરંતુ અન્ય પદાર્થોની પેઠે તે જ્ઞાનનો વિષય નથી ). ( ૧૩ ).

माधुर्यादिस्वभावानामन्यत्र स्वगुणार्पिणाम् ।
स्वस्मिंस्तदर्पणापेक्षा नो न चास्त्यन्यदर्पकम् ॥१४॥

अर्पकान्तरराहित्येऽप्यस्त्येषां तत्स्वभावता ।
मा भूत्तथानुभाव्यत्वं बोधात्मा तु न हीयते ॥१५॥

સાકર વગેરે જે મીઠા પદાર્થોનો સ્વભાવ પોતાનો મીઠાશ રૂપી ગુણ બીજા પદાર્થોને આપવાનો છે તે મીઠાશ બીજો કોઇ પદાર્થ તેમને આપે તેવી તેમને અપેક્ષા નથી, તેમજ મીઠાશ આપનાર બીજો કોઇ પદાર્થ છે પણ નહીં. ( ૧૪ ). બીજો કોઇ આપનાર નથી, છતાં તેમનો મીઠાશ રૂપ સ્વભાવ તો છે જ. તેવી જ રીતે આત્મા ભલે જ્ઞાનનો વિષય ન હો ! પરંતુ તેથી જ્ઞાન સ્વરૂપ આત્મા ( बोधात्मा ) તો છે જ, તે દૂર થતો નથી. ( ૧૫ ).

स्वयंज्योतिर्भवत्येष पुरोऽस्माद्भासतेऽखिलात् ।
तमेव भान्तमन्वेति तद्भासा भास्यते जगत् ॥ १६ ॥
येनेदं जानते सर्वं तत्केनान्येन जानताम् ।
विज्ञातारं केन विन्द्याच्छक्तं वेद्ये तु साधनम् ॥ १७ ॥
स वेत्ति वेद्यं तत्सर्वं नान्यस्तस्यास्ति वेदिता ।
विदिताविदिताभ्यां तत्पृथग्बोधस्वरूपकम् ॥ १८ ॥

આ આત્મા **સ્વયંજ્યોતિ–સ્વપ્રકાશ–**છે. આ અખિલ વિશ્વના પહેલાં તે ભાસે છે. તે ભાસમાન થતો સતો તેની પાછળ સર્વ ભાસમાન થાય છે. તેના ભાસથી જ સર્વ જગત્ ભાસે છે. ( આ પ્રમાણે શ્રુતિઓ આત્માની સ્વપ્રકાશતા કહે છે. ) (૧૬). જે આત્મા વડે પ્રાણિમાત્ર આ સર્વ જગત્‌ને જાણે છે તેને તેઓ બીજા કયા સાધન વડે જાણે ? દૃશ્ય પદાર્થોના જાણનાર(આત્મા)ને કયા દૃશ્ય પદાર્થ વડે જાણી શકાય ? અર્થાત્ જાણનારને કોણ જાણે ? મન ( साधनम्=પદાર્થોને જાણવાનું સાધન ) તો જાણવા લાયક ( वेद्य ) પદાર્થોને જાણવામાં જ સમર્થ ( शक्त ) છે, આત્માને જાણવામાં નહીં. ( ૧૭ ). તે આત્મા સર્વ વેદ્ય પદાર્થોને જાણે છે, તેને જાણનાર બીજો કોઇ નથી. તે **જ્ઞાનસ્વરૂપ બ્રહ્મ (આત્મા)** વિદિત–જ્ઞાનવડે જાણેલા, અને અવિદિત–અજ્ઞાનથી નહીં જણાયલા પદાર્થોથી પૃથક્ છે. (૧૮).

बोधेऽप्यनुभवो यस्य न कथंचन जायते ।
तं कथं बोधयेच्छास्त्रं लोष्टं नरसमाकृतिम् ॥ १९ ॥

जिह्वा मेऽस्ति न वेत्युक्तिर्लज्जायै केवलं यथा ।
न बुध्यते मया बोधो बोद्धव्य इति तादृशी ॥ २० ॥

જે મંદ બુદ્ધિના માણુસને " હું છું " અથવા " મેં ઘટ જાણ્યો " એ પ્રમાણે બોધ–અનુભવ–થયા છતાં કોઈ રીતે સાક્ષાત્કાર ( **અનુભવ** ) થતો નથી તેવા, પુરૂષ રૂપ આકૃતિ વાળો છતાં લોષ્ઠ જેવા જડ રૂપ માણુસને શાસ્ત્ર પણ કેવી રીતે બોધ આપી શકે ? ( ૧૯ ). જેમ કોઈ માણુસ એવું પુછે કે " મને જીભ છે કે નથી " તો તે બોલવું કેવળ લજ્જા કરાવનારૂં જ છે, તેવી રીતે **બોધ**( જ્ઞાન રૂપ આત્મા )ને હું જાણતો નથી એમ કહેવું તે પણ લજ્જાસ્પદ છે. ( ૨૦ ).

यस्मिन्यस्मिन्नस्ति लोके बोधस्तत्तदुपेक्षणे ।
यद्बोधमात्रं तद्ब्रह्मेत्येवंधीर्ब्रह्मनिश्चयः ॥ २१ ॥

જગત્માં જે જે પદાર્થોને વિશે જ્ઞાન થાય છે, તે તે પદાર્થોની ઉપેક્ષા કરતાં જે **જ્ઞાન માત્ર** રહે છે **તે જ બ્રહ્મ** (આત્મા) છે. આવી જે બુદ્ધિ તે **બ્રહ્મજ્ઞાન** યુક્ત કહેવાય છે. (૨૧).

આત્માની સ્વપ્રકાશતા. ૨૨–૨૮.

पञ्चकोशपरित्यागे साक्षिबोधावशेषतः ।
स्वस्वरूपं स एव स्याच्छून्यत्वं तस्य दुर्घटम् ॥ २२ ॥

( આ રીતે–શ્લો. ૨૧ માં કહ્યા પ્રમાણે—બ્રહ્મનિશ્ચય થાય છે, એટલુંજ નહીં પરંતુ ) પંચકોશનો પરિત્યાગ કરવાથી પણ–પંચકોશ અનાત્મ પદાર્થ છે એમ બુદ્ધિ વડે નિશ્ચય કરવાથી પણ–તે પંચકોશના સાક્ષી રૂપ બોધ–જ્ઞાન–શેષ રહેતું હોવાથી તે **સાક્ષી રૂપ બોધ જ પોતાનું ( આત્માનું ) સ્વરૂપ** છે. તે સાક્ષિબોધનું શૂન્યત્વ માનવું દુર્ઘટ છે. (૨૨).

अस्ति तावत्स्वयं नाम विवादाविषयत्वतः ।
स्वस्मिन्नपि विवादश्चेत्प्रतिवाद्यत्र को भवेत् ॥२३ ॥
स्वासत्त्वं तु न कस्मैचिद्रोचते विभ्रमं विना ।
अत एव श्रुतिर्बाधं ब्रूते चासत्त्ववादिनः ॥ २४ ॥

असद्ब्रह्मेति चेद्वेद स्वयमेव भवेदसत् ।
ततोऽस्य मा भूद्वेद्यत्वं स्वसत्त्वं त्वभ्युपेयताम् ॥ २५ ॥

**સ્વયં શબ્દનું વાચ્ય જે પોતાનું સ્વરૂપ છે** તે લૈકિક અને વૈદિક સર્વને માન્ય છે, કેમકે પોતાના સ્વરૂપ સંબંધી વિવાદ હોઇ શકતો નથી. જો પોતાના સ્વરૂપ વિશે વિવાદ કરવામાં આવે તો દરેક માણસના સ્વરૂપ પ્રત્યે પ્રતિવાદી કોણ થશે ? કોઇ નહીં. ( ૨૩ ). અને ભ્રાન્તિ વિના પોતાનું અસત્ત્વ કોઇને રૂચતું નથી. માટે જ શ્રુતિ આત્માને અસત્ કહેનાર વાદીનો જ **બાધ ( અસત્યપણું )** કહે છે. ( ૨૪ ). જો " બ્રહ્મ અસત્ છે " એમ કહેશો તો પોતે જ બ્રહ્મ રૂપ હોવાથી અસત્ થશો. માટે આત્મા વેદ્ય ( જાણવાનો વિષય ) ભલે ન હો ! પરંતુ પોતાનું (આત્માનું) **સત્ત્વ-હોવાપણું** તો અંગીકાર કરવું પડશે. (૨૫).

कीदृक् तर्हीति चेत्पृच्छेदीदृक्ता नास्ति तत्र हि ।
यदनीदृगतादृक् च तत्स्वरूपं विनिश्चिनु ॥ २६ ॥
अक्षाणां विषयस्त्वीदृक्परोक्षस्तादृगुच्यते ।
विषयी नाक्षविषयः स्वत्वान्नास्य परोक्षता ॥ २७ ॥

" તે આત્મા કેવો છે " એમ જો પૂછશો તો તે " આવો આવો " છે એમ કહેવાય તેમ જ નથી. જે આવો ( ईदृक् ) પણ નથી, અને તેવો ( तादृक् ) પણ નથી, એવું તેનું સ્વરૂપ છે એવો નિશ્ચય કરો. ( ૨૬ ). જે ઇંદ્રિઓનો વિષય-ઇંદ્રિઓ વડે જાણવા યોગ્ય-હોય તે આવો ( ईदृक् ) કહેવાય છે, અને જે પરોક્ષ-ઇંદ્રિઓથી દૂર-હોય તેને તેવો ( तादृक् ) કહેવાય છે. પરંતુ આત્મા ( विषयी ) ઇંદ્રિઓનો વિષય નથી, તેમ જ તેનું **સ્વયંત્વ** હોવાથી ( **સ્વતઃ સિદ્ધ હોવાથી** ) તે પરોક્ષ પણ નથી. ( ૨૭ ).

अवेद्योऽप्यपरोक्षोऽतः स्वप्रकाशो भवत्ययम् ।
सत्यं ज्ञानमनन्तं चेत्यस्तीह ब्रह्मलक्षणम् ॥ २८ ॥

માટે આત્મા **અવેદ્ય** હોવા છતાં **અપરોક્ષ** ( પ્રત્યક્ષ ) હોવાથી તે **સ્વપ્રકાશ** છે-તેને પ્રકાશ કરનાર બીજું કોઇ નથી. ( શંકાઃ આત્મા સ્વપ્રકાશ સિદ્ધ થયા છતાં તેમાં બ્રહ્મના લક્ષણ નહીં હોવાથી આત્મા બ્રહ્મ રૂપ હોવાનું સિદ્ધ થતું નથી. ) ઉત્તરઃ

શ્રુતિમાં કહેલા " सत्यं ज्ञानमनन्तं ब्रह्म " એવાં જે બ્રહ્મનાં લક્ષણ છે તે આત્મામાં પણ છે. ( ૨૮ ).

આત્માની સત્યસ્વરૂપતા. ૨૯–૩૩.

सत्यत्वं बाधराहित्यं जगद्बाधैकसाक्षिणः ।
बाधः किंसाक्षिको ब्रूहि नत्वसाक्षिक इष्यते ॥ २९ ॥

" સત્યત્વ " એટલે " બાધશૂન્યત્વ ", એટલે કે જેનો કદાપિ બાધ ( મિથ્યાત્વ ) નથી. આત્મા બાધરહિત હોવાથી સત્ય છે. આ આત્મા સુષુપ્તિ, મૂર્છા, અને સમાધિમાં જણાતી જગતની અવિદ્યમાનતાનો એક સાક્ષી છે. પરંતુ આત્માની અવિદ્યમાનતાનો કોઇ સાક્ષી નથી, કેમકે તેની અવિદ્યમાનતા છે જ નહિ. અને સાક્ષિરહિત અવિદ્યમાનતા ( બાધ ) હોઇ શકતી નથી–સિદ્ધ થતી નથી. માટે આત્મા સત્ય વસ્તુ છે. (૨૯).

अपनीतेषु मूर्तेषु ह्यमूर्तं शिष्यते वियत् ।
शक्येषु बाधितेष्वन्ते शिष्यते यत्तदेव तत् ॥ ३० ॥

જેમ મૂર્તિમાન્ પદાર્થોને લઇ લેતાં મૂર્તિરહિત આકાશ એકલું રહે છે, તેમ નેતિ નેતિ એ શ્રુતિમાં કહ્યા પ્રમાણે આત્માથી અતિરિક્ત દેહાદિ સર્વ શક્યનો બાધ થયા પછી સર્વબાધના સાક્ષી રૂપ જે બોધ શેષ રહે છે તે જ બાધરહિત આત્મા છે. (૩૦).

सर्वबाधे न किंचिच्चेद्यन्न किंचित्तदेव तत् ।
भाषा एवात्र भिद्यन्ते निर्बाधं तावदस्ति हि ॥ ३१ ॥

સર્વનો બાધ ( અભાવ ) થતાં કાંઇ જ રહેતું નથી એમ કહેતા હો તો પણ સર્વના અભાવનું જ્ઞાન શેષ રહે છે. માટે " કાંઇજ નથી " ( न किंचित् ) એવા બોધ રૂપ જે ચૈતન્ય છે તે જ આત્મા છે. અત્રે ફક્ત ભાષાનો જ ભેદ છે. બાધરહિત આત્મવસ્તુ તો છે જ. ( ૩૧ ).

अत एव श्रुतिर्बाध्यं बाधित्वा शेषयत्यदः ।
स एष नेति नेत्यात्मेत्यतद्व्यावृत्तिरूपतः ॥ ३२ ॥
इदंरूपं तु यद्यावत्तत्त्यक्तुं शक्यतेऽखिलम् ।
अशक्यो ह्यनिदंरूपः स आत्मा बाधवर्जितः ॥ ३३ ॥

આ પ્રમાણે **સાક્ષિચૈતન્ય** બાધ રહિત હોવાથી " **स एष नेति नेत्यात्मा** " એ શ્રુતિ અનાત્મ પદાર્થ( अतत् )ના નિરાકરણ ( **व्यावृत्ति** ) દ્વારા બાધ્ય ( અનાત્મ ) વસ્તુઓનો બાધ કરીને બાધ નહીં થઇ શકે તેવા આત્માને ( अदः ) શેષ રાખે છે. ( ૩૨ ). દૃશ્ય સ્વરૂપે જે કંઇ અનુભવમાં આવે છે તે સકળ દેહાદિ ( **इदं रूपं** ) તજી શકાય તેવાં છે. પરંતુ જે **अनिदं रूप**— " આ રહ્યો " એ પ્રમાણે પ્રત્યક્ષપણે દેખવો અશક્ય—છે તેને તજી શકાય તેમ નથી. ( કેમકે પોતાના સ્વરૂપનો ત્યાગ કરી શકાય નહીં. ) માટે જે બાધરહિત સાક્ષી છે તે જ આત્મા છે. ( ૩૩ ).

### આત્માનું જ્ઞાનસ્વરૂપ. ૩૪.

सिद्धं ब्रह्मणि सत्यत्वं ज्ञानत्वं तु पुरेरितम् ।
स्वयमेवानुभूतित्वादित्यादिवचनैः स्फुटम् ॥ ३४ ॥

આ પ્રમાણે બ્રહ્મનું સત્યપણું આત્મામાં હોવાનું સિદ્ધ થયું. અને આત્માનું જ્ઞાનસ્વરૂપ તો ઉપર ( શ્લોક ૧૩ અને ૨૧ માં ) " **स्वयमेवानुभूतित्वात्** " ઇત્યાદિ વચનો વડે સ્પષ્ટ કહેવામાં આવ્યું છે. ( ૩૪ ).

### આત્માની અનંતરૂપતા. ૩૫–૩૬.

न व्यापित्वाद्देशतोऽन्तो नित्यत्वान्नापि कालतः ।
न वस्तुतोऽपि सार्वात्म्यादानन्त्यं ब्रह्मणि त्रिधा ॥ ३५ ॥
देशकालान्यवस्तूनां कल्पितत्वाच्च मायया ।
न देशादिकृतोऽन्तोऽस्ति ब्रह्मानन्त्यं स्फुटं ततः ॥ ३६ ॥

બ્રહ્મ **સર્વવ્યાપક** હોવાથી દેશે કરીને બ્રહ્મનો અંત નથી, બ્રહ્મ **નિત્ય** હોવાથી કાળે કરીને તેનો અંત નથી, અને બ્રહ્મ પદાર્થ માત્રનો **અંતરાત્મા** હોવાથી વસ્તુએ કહેલો તેનો અંત નથી. એ પ્રમાણે શ્રુતિએ કહેલું બ્રહ્મનું ત્રણ પ્રકારનું આનન્ત્ય છે. (૩૫). ( યુક્તિથી જોતાં પણ ) પરિચ્છેદના હેતુરૂપ દેશ, કાલ, અને વસ્તુ માયાએ કલ્પેલાં હોવાથી બ્રહ્મમાં દેશાદિથી કરેલો અંત નથી. આ પ્રમાણે બ્રહ્મમાં આનન્ત્ય હોવાનું સિદ્ધ થયું છે. આ ત્રણે પ્રકારનું બ્રહ્માનન્ત્ય આત્મામાં પણ છે એમ " **अयमात्मा ब्रह्म** " ઇત્યાદિ શ્રુતિઓમાં સિદ્ધ કરેલું છે. (૩૬).

## ૪. જીવબ્રહ્મની એકતા. ૩૭-૪૨.

सत्यं ज्ञानमनन्तं यद्ब्रह्म तद्वस्तु तस्य तत् ।
ईश्वरत्वं च जीवत्वमुपाधिद्वयकल्पितम् ॥ ३७ ॥

આ સત્ય સ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ, અને અનન્તરૂપ જે બ્રહ્મ છે તે જ એક વાસ્તવિક પદાર્થ ( वस्तु ) છે. તે બ્રહ્મનું જે લોકપ્રસિદ્ધ ઈશ્વરત્વ અને જીવત્વ છે તે નીચે કહેલી બે ઉપાધિઓ વડે કલ્પેલું છે.(માટે તે બંને રૂપ કલ્પિત હોવાથી જડની પેઠે તે બંને-જીવ અને ઈશ્વર-પણ તે બ્રહ્મને પરિચ્છેદ કરી શકતા નથી.)(૩૭).

शक्तिरस्त्यैश्वरी काचित्सर्ववस्तुनियामिका ।
आनन्दमयमारभ्य गूढा सर्वेषु वस्तुषु ॥ ३८ ॥
वस्तुधर्मा नियम्येरञ्शक्त्या नैव यदा तदा ।
अन्योन्यधर्मसांकर्याद्विप्लवेत जगत्खलु ॥ ३९ ॥

આનન્દમય કોશથી આરંભીને દરેક વસ્તુમાં ગૂઢ રૂપે રહેલી અને સર્વ વસ્તુને નિયમમાં રાખનારી કોઈક ઐશ્વરી શક્તિ (ઈશ્વરની માયાશક્તિ ) છે. ( ૩૮ ). જો શક્તિ વસ્તુઓના ( પૃથ્વી વગેરેના ) ધર્મોને નિયમમાં રાખે નહીં તો અન્યોન્ય ધર્મનું મિશ્રણ થવાથી જગતમાં વિપ્લવ થાય-અનિયત વ્યવહાર ચાલે (૩૯).

चिच्छायावेशतः शक्तिश्चेतनेव विभाति सा ।
तच्छक्त्युपाधिसंयोगाद्ब्रह्मैवेश्वरतां व्रजेत् ॥ ४० ॥
कोशोपाधिविवक्षायां याति ब्रह्मैव जीवताम् ।
पिता पितामहश्चैकः पुत्रपौत्रौ यथा प्रति ॥ ४१ ॥

ચૈતન્યના પ્રતિબિંબ ( छाया=પ્રકાશ, પ્રતિબિંબ ) ને લીધે આ માયાશક્તિ ચેતન રૂપ દેખાય છે. આ શક્તિ રૂપ ઉપાધિના સંયોગને લીધે બ્રહ્મ ઈશ્વર રૂપ થાય છે. ( ૪૦ ). અને અવિદ્યાના કાર્ય રૂપ પંચકોશોની ઉપાધિની પર્યાલોચના કરવાથી જણાય છે કે તે જ સત્યાદિલક્ષણ બ્રહ્મ વળી જીવ રૂપ થાય છે, જેમ એક જ દેવદત્ત પુત્ર પ્રતિ પિતા કહેવાય છે, અને પૌત્ર પ્રતિ પિતામહ કહેવાય છે. ( ૪૧ ).

पुत्रादेरविवक्षायां न पिता न पितामहः ।
तद्वन्नेशो नापि जीवः शरीरकोशाविवक्षणे ॥ ४२ ॥

અને જેમ પુત્રાદિની દૃષ્ટિ( विवक्षा )થી ન જોતાં નથી પિતા, કે નથી પિતામહ; તેમ માયાશક્તિ અને પંચકોશનો તિરસ્કાર કરી જોતાં નથી ઈશ્વર કે નથી જીવ–ફક્ત બ્રહ્મ જ શેષ રહે છે. ( ૪૨ ).

૫. જ્ઞાનનું ફળ. ૪૩.

य एवं ब्रह्म वेदैष ब्रह्मैव भवति स्वयम् ।
ब्रह्मणो नास्ति जन्मातः पुनरेष न जायते ॥ ४३ ॥

જે સાધન ચતુષ્ટયસંપન્ન પુરૂષ આ પ્રકારે ( પંચકોશના વિવેકથી ) પ્રત્યગભિન્ન ( જીવાભિન્ન ) અને સત્યાદિ લક્ષણવાળા બ્રહ્મનો સાક્ષાત્કાર કરે છે તે પોતે બ્રહ્મ રૂપ થાય છે. અને બ્રહ્મનો જન્મ નથી, માટે તે ( જ્ઞાની પુરૂષ )નો પણ ફરીથી જન્મ થતો નથી–મુક્ત થાય છે. ( ૪૩ ).

इति श्रीपञ्चदश्यां पञ्चकोशविवेकः ॥ ३ ॥

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ॥

તૃતીય પ્રકરણ સમાપ્ત.

---

## પ્રકરણ ૩.

## પંચકોશવિવેક.

### ભાવાર્થ.

#### ૧. પ્રકરણનો હેતુ. ૧

गुहाहितं ब्रह्म यत्तत्पंचकोशविवेकतः ।
बोद्धुं शक्यं ततः कोशपंचकं मविविच्यते ॥१॥

શરીરમાં રહેલા पंचकोश-પાંચ પડદા-રૂપી ગુહાથી આત્મા જુદો છે એવા વિવેક વડે " ब्रह्म છે " એમ જાણવાનું બની શકે તેમ છે. માટે આ પ્રકરણમાં પંચકોશનો વિવેક કરવામાં આવ્યો છે.(૧).

બીજા પ્રકરણમાં પંચભૂતથી આત્મા જુદો છે એવા વિવેકથી " બ્રહ્મ છે " એમ સિદ્ધ કરી બ્રહ્મનું सत् સ્વરૂપ સિદ્ધ કર્યું; તેમ આ ( ત્રીજા ) પ્રકરણમાં પંચકોશથી આત્મા જુદો છે અને તે પંચકોશનો સાક્ષી चित् રૂપ છે એમ બતાવી आत्मा( ब्रह्म )નું सत् અને चित् સ્વરૂપ સિદ્ધ કરે છે.

આ પ્રકરણનું તાત્પર્ય નીચેના શ્લોકોથી બતાવેલું છે:—

स वेत्ति वेद्यं तत्सर्वं नान्यस्तस्यास्ति वेदिता ।
विदिताविदिताभ्यां तत्पृथग्बोधस्वरूपकः ॥ १८ ॥

यस्मिन्यस्मिन्नस्ति लोके बोधस्तत्तदुपेक्षणे ।
यद्बोधमात्रं तद्ब्रह्मेत्येवं धीर्ब्रह्मनिश्चयः ॥ २१ ॥

पंचकोशपरित्यागे साक्षिबोधावशेषतः ।
स्वस्वरूपं स एव स्याच्छून्यत्वं तस्य दुर्घटम् ॥ २२ ॥

બીજા પ્રકરણમાં પંચભૂત અને તેના કાર્ય રૂપ આ બ્રહ્માંડથી આત્મા જુદો છે એવો વિવેક કરી બતાવ્યો.

હવે આ ( ત્રીજા ) પ્રકરણમાં એમ બતાવે છે કે તે જગતની અંતર્ગત આ પ્રાણિદેહો કે જેમાં ચૈતન્ય સ્ફુરે છે તે ત્રણ દેહો ( કારણ, સૂક્ષ્મ અને સ્થૂલ ) અને તે ત્રણ દેહમાં રહેલા પંચ-

કોશ (પડદા)થી પણ જુદો આત્મા છે. પંચકોશરૂપ આત્મા નથી, અને તે આત્મા બોધ-જ્ઞાન-ચિત્રૂપ છે-બ્રહ્મરૂપ છે, એમ બતાવે છે.

## ૨. પંચકોશથી આત્માનો વિવેક. (૨-૯).

હવે શ્લો. ૨ થી ૯ સુધી આત્મા પંચકોશ રૂપ નથી, પણ તેથી જુદો છે એમ સિદ્ધ કરે છે.

પ્રથમ પંચકોશ ગણાવે છે. (૧) દેહ અથવા **અન્નમયકોશ**, (૨) તેની અંદર આવેલો **પ્રાણમયકોશ**, (૩) પ્રાણમયની અંદર આવેલો **મનોમયકોશ**, (૪) મનોમયની અંદર આવેલો બુદ્ધિરૂપ **વિજ્ઞાનમયકોશ** (કર્ત્તા), અને (૫) વિજ્ઞાનમયની અંદર આવેલો **આનન્દમયકોશ** (ભોકતા). આ પાંચકોશ રૂપી ગુહાથી આત્મા ઢંકાયલો છે, તેથી તે જણાતો નથી. માટે આ પાંચ પડદાને વિચારથી દૂર કરી તેની પાછળ જે **આનન્દરૂપ** છે તે આત્મા છે એમ જાણો એમ કહે છે. (૨).

(૧). પિતાએ ખાધેલા જડ અન્નમાંથી ઉત્પન્ન થયેલા (જડ) વીર્યમાંથી ઉત્પન્ન થયેલો સ્થૂલદેહ (અન્નમયકોશ) આત્મા નથી, કારણ કે આત્મા તો ૧ લા પ્રકરણમાં સિદ્ધ કર્યા પ્રમાણે (પ્રક૦ ૧ લું. શ્લો. ૩ થી ૧૦) નિત્ય છે. પરંતુ આ અન્નમયકોશ કાર્યરૂપ હોવાથી ઉત્પત્તિ પહેલાં તેમજ તેના નાશ પછી નહિ હોવાને લીધે **અનિત્ય** હોવાથી તે આત્મા નથી. (૩).

વળી જો અન્નમયકોશ (સ્થૂલદેહ)ને આત્મા કહીએ તો એવો દોષ આવે છે કે આ જન્મનો દેહરૂપી આત્મા પૂર્વ જન્મમાં ન હોવાથી આ દેહે તે જન્મમાં કાંઇ કર્મ કરેલાં નહીં છતાં અદૃષ્ટ વિના જન્મ સંપાદન કર્યો, જેથી **અકૃતાભ્યાગમનો** દોષ લાગે છે. અને હાલનો દેહરૂપી આત્મા હવે પછીના જન્મમાં નહિ હોવાથી હાલના દેહરૂપી આત્માને પોતાનાં કરેલાં કર્મ ભોગવવાં નહિ પડે. તેથી **કૃતનાશરૂપી** દોષ આવશે. પરંતુ ખરી રીતે તો જે કરે તે જ ભોગવે. માટે આ અન્નમય દેહ વીર્યરૂપ-કાર્યરૂપ-હોવાથી આત્મા નથી. (૪).

(૨). પ્રાણમય કોશ પણ આત્મા નથી, કારણ કે, જો કે પ્રાણમય વાયુ આખા શરીરમાં વ્યાપ્ત (પૂર્ણઃ) રહીને વ્યાનરૂપે શરીરને બળ આપે છે, અને ચક્ષુ વગેરે સૂક્ષ્મ જ્ઞાનેંદ્રિઓ અને વાણિ વગેરે સૂક્ષ્મ કર્મેંદ્રિઓ મળી દશે સૂક્ષ્મ ઇંદ્રિઓનો પ્રેરક થાય છે, છતાં તે જડ છે-ચૈતન્યરૂપ નથી. તેથી તે આત્મા નથી. આત્મા તો ૧ લા પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે ચૈતન્યસ્વરૂપ છે. (૫).

(૩). **મનોમયકોશ** પણ આત્મા નથી, કારણ કે તે મન દેહ ઉપર **अहंबुद्धि**-આ દેહ તે જ હું આત્મા એવી બુદ્ધિ-ઉત્પન્ન કરે છે, અને ગૃહ કે સ્ત્રી **ममत्व**-મારૂં બુદ્ધિ-ઉત્પન્ન કરે છે, તેથી તે કામ, ક્રોધ, વગેરે વૃત્તિઓથી ભ્રાન્ત થવાથી **विकारि** છે. માટે તે આત્મા નથી. આત્મા તો **અવિકારી** છે. (૬).

(૪). **વિજ્ઞાનમય** (બુદ્ધિ) કોશ આત્મા નથી, કારણ કે જો કે ચિત્‌ની છાયાવાળી બુદ્ધિ જાગ્રત્ અવસ્થામાં નખથી શિખા પર્યંત વ્યાપ્ત રહે છે, પરંતુ **સુષુપ્તિ** અવસ્થામાં તે **લીન** થઇ જાય છે. તેથી તે આત્મા નથી. આત્માનો તો કદાપિ લય થતો નથી. ત્રણે અવસ્થામાં (સુષુપ્તિમાં પણ) જ્ઞાનરૂપ આત્મા રહે છે. (જુઓ પ્રક. ૧ લું, શ્લો. ૫.). (૬).

આ **મન** અને **બુદ્ધિ** અંતઃકરણનાં પરિણામ છે. મન કારણ (સાધન) રૂપે અને બુદ્ધિ કર્તારૂપે (**अहं**રૂપે) વિકાર પામે છે, અને તે **મનોમય** અને **વિજ્ઞાનમય** કહેવાય છે. (૭).

(૫). વિજ્ઞાનમયથી પણ અંદર આવેલો **આનંદમય** કોશ છે, તે પણ આત્મા નથી, કારણ કે જાગ્રત્ અને સ્વપ્ન અવસ્થામાં **આનંદમય** વૃત્તિ હોય છે, પરંતુ સુષુપ્તિમાં તેનો પણ લય થતો હોવાથી તે **कादाचित्क**-કોઇ વખત હોનાર-છે. જાગ્રત્ અને સ્વપ્ન અવસ્થામાં જ્યારે ઇચ્છિત વસ્તુ મળવાથી પુણ્ય કર્મનું ફળ ભોગવતાં બુદ્ધિવૃત્તિ અંતર્મુખ થાય છે તે વખતે તે અંતર્મુખ થયેલી વૃત્તિમાં **આનંદ**નું પ્રતિબિંબ પડે છે અને તેટલો વખત સુખ અનુભવાય છે. પરંતુ પુણ્યનો ભોગ શાન્ત થતાં તે **આનન્દમય** નિદ્રારૂપે લય પામે છે. તેથી તે પણ આત્મા નથી, કારણ કે તે **कादाचित्क**-અનિત્ય-છે. પણ આત્મા તો નિત્ય છે. (૯).

### ૩. આત્માનું સ્વરૂપ. (૧૦-૩૬).

પરંતુ બિંબરૂપ જે **આનન્દ** છે, અને જેનું પ્રતિબિંબ અંતર્મુખ બુદ્ધિવૃત્તિમાં પડવાથી **આનન્દમય**

**આત્માનું આનન્દ** કોશ થાય છે તે મુખ્ય બિંબરૂપ-કારણરૂપ-

**સ્વરૂપ.** આનન્દ જ આત્મા છે, કેમકે તે આનન્દ

**નિત્ય** છે. **सत्, चित् आनन्द** રૂપ આત્મા ૧ લા.પ્રકરણમાં કહ્યા પ્રમાણે નિત્ય છે. (૧૦).

**विवादाध्यासित आनन्द आत्मा भवितुमर्हति, नित्यत्वात् ।**

**य आत्मा न भवति नासौ नित्यो, यथा देहादिः ।** વિવાદનો વિષય ( સ્થાન ) જે **આનન્દ** છે તે **આત્મા** હોવાને યોગ્ય છે, કેમકે તે નિત્ય છે. જે આત્મા નથી તે નિત્ય નથી, જેમ દેહાદિ.

**આત્માનું જ્ઞાન સ્વરૂપ.** શંકા:–અન્નમયથી આનંદમય પર્યંત બધા કોશ ભલે આત્મા ન હો. પરંતુ જેને તમે આત્મા કહો છો તે તો અનુભવવામાં આવતો નથી. માટે આત્મા નથી!

જ: આ પાંચ કોશ જાણવામાં આવે છે, પરંતુ આત્મા જાણવામાં આવતો નથી તે વાત સત્ય છે. પરંતુ જેનાથી આ પંચકોશ જાણવામાં આવે છે તેને કોણ નિવારી શકનાર છે? જેના બળથી આ પંચકોશોનો અનુભવ થાય છે તે **અનુભવ**નો અંગીકાર કર્યા વિના ચાલે તેમ નથી. (१२).

શંકા: જો પંચકોશથી જુદો આત્મા હોત તો અનુભવવામાં આવત જ. પરંતુ અનુભવવામાં આવતો નથી, માટે આત્મા છે જ નહિ?

જ: જેમ સૂર્યનો પ્રકાશ કરવાને બીજા સૂર્યની જરૂર નથી કેમકે તે પોતે સ્વયંપ્રકાશ છે, તેવી જ રીતે આત્મા પોતે **અનુભવ–બોધ–**રૂપ હોવાથી તે અનુભવવા યોગ્ય–બીજા કોઇ વડે જાણવા યોગ્ય–નથી. તે પોતે જ **જ્ઞાન** રૂપ છે. આત્મા જો કે છે તો ખરો, પરંતુ તેનો જાણનાર બીજો કોઇ આત્મા નથી, તેથી જ તે અજ્ઞેય કહેવાય છે, નહિ કે તેનું **અसत्त्व** હોવાથી તે અજ્ઞેય છે. (१३).

જેમકે સાકર વગેરેમાં જે મધુરતા છે તે તેની પોતાની જ છે, બીજાએ આપેલી નથી. તે પોતાનું માધુર્ય બીજાને આપી શકે છે, તેને બીજું કોઇ માધુર્ય આપે તેવી તેને અપેક્ષા નથી; છતાં તેનો સ્વભાવ માધુર્યમય છે તે ના કહી શકાશે નહિ. તેવી જ રીતે જો કે આત્માને બીજા કોઇ જાણનારની અપેક્ષા નથી–પોતે અનુભવવા યોગ્ય નથી; પરંતુ તેથી કાંઇ તેનું પોતાનું **બોધ–જ્ઞાન** સ્વરૂપ નષ્ટ થતું નથી. (१५).

શ્રુતિનું પણ પ્રમાણ છે કે **तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति ।** આત્મા પોતે **स्वयंज्योतिः** છે, અને તેના પ્રકાશથી સર્વ પ્રકાશે છે, જેમ સાકરનું માધુર્ય ભળવાથી બીજી વસ્તુઓ માધુર્યવાળી થાય છે. (१६).

વળી શ્રુતિ કહે છે કે:—

જે સાક્ષિચૈતન્યરૂપ આત્મા વડે પ્રાણીઓ આ સર્વ દૃશ્ય પદાર્થોને જાણે છે તે સાક્ષી આત્માને કયા જડ વસ્તુ વડે જાણી શકાય? **દૃશ્ય પદાર્થોના જાણનાર ચૈતન્યને જડ પદાર્થ શી રીતે જાણી શકે?** જો તમે કદાપિ એમ કહો કે જડ પદાર્થ વડે નહિ જાણી શકાય, તોપણ મન વડે તો આત્માને જાણી શકાય, તો તે વાત બરાબર નથી; કેમકે જ્ઞાનનું સાધન મન (**साधनम्**) તો વેદ્ય—જાણવાનો જે વિષય તેને—જાણવામાં સમર્થ (**शक्तं**) છે. પરંતુ આત્મા જે **જ્ઞાતા** છે તેને જાણવા મન સમર્થ નથી. આત્મા પોતે પોતાને જાણે એમ કહીએ તો પોતે કર્તા (જાણનાર) અને પોતે જ કર્મ એવો વિરોધ આવે છે. માટે આત્મા મન વડે જાણવાનો વિષય નથી. (૧૭).

આત્મા જે જે વેદ્ય વસ્તુ છે તે સર્વનો જાણનાર છે, પરંતુ તે આત્માને જાણનાર બીજો કોઇ નથી; કારણ કે આત્માને જાણનાર બીજો આત્મા છે એમ કહીએ તો બીજાને જાણનાર વળી ત્રીજો જોઇશે, અને ત્રીજાને જાણનાર ચોથો જોઇશે. તે પ્રમાણે તે જાણનારાઓનો અંત જ નહિ આવે. માટે **અનવસ્થા** નામનો દોષ આવશે. તેથી આત્મા સર્વનો જાણનાર (**જ્ઞાનસ્વરૂપ**) છે, પણ તેનો (આત્માનો) જાણનાર બીજો કોઈ નથી. તેથી તે અવેદ્ય છે એમ અંગીકાર કરવું પડશે. (૧૮).

શંકા:—આ તો આત્મા જ્ઞાનરૂપ છે એમ કહ્યું. પરંતુ તેથી બ્રહ્મજ્ઞાનનું શું?

જ:—જગત્માં જે જે ઘટાદિ વિષયોનું જ્ઞાન થાય છે તે તે ઘટાદિની ઉપેક્ષા કરતાં જે સર્વત્ર જ્ઞાન માત્ર બાકી રહે છે તે જ બ્રહ્મ છે. અને આવું જે જ્ઞાન તે જ **બ્રહ્મજ્ઞાન** છે. (**આ જ્ઞાન માત્ર દરેક વ્યકિતમાં સરખું જ છે.**) (૨૧).

આ જે જ્ઞાન સ્વરૂપ બ્રહ્મ છે તે જ દરેક વ્યક્તિમાં પંચકોશ રૂપ ઉપાધિને લીધે જીવ રૂપ કહેવાય છે, તેથી તે ઉપાધિનો ત્યાગ કરતાં જીવબ્રહ્મની એકતાનું જ્ઞાન થાય છે અને તે જ્ઞાનથી સંસારની નિવૃત્તિ થાય છે. તેથી, જો કે ઘટાદિ વિષયોની ઉપેક્ષા કરવાથી બ્રહ્મ જાણવામાં આવે છે, છતાં ઉપરના કારણથી આત્માનો પંચકોશથી વિવેક કરવાની જરૂર છે.

આ પંચકોશનો ત્યાગ કરતાં **સાક્ષિબોધ** શેષ રહે છે, અને તે બોધ- **જ્ઞાનસ્વરૂપ બ્રહ્મ**—જ પોતાનું સ્વરૂપ છે, એમ જાણવું. પરંતુ આત્મા શૂન્યરૂપ છે એમ કહેવું ઘટી શકતું નથી (૨૨).

**આત્મા શૂન્યરૂપ નથી.**

જો દરેક વ્યક્તિ પોતાના અસ્તિત્વ સંબંધી વિવાદ કરવા માગે તો સામો પ્રતિવાદી કોણ થશે ? માટે પોતાના સ્વરૂપ સંબંધી વિવાદ ઘટી શકતો જ નથી. વળી પોતાનું અસત્ત્વ કોઇને પણ ગમતું નથી. છતાં જો કોઇ એમ કહે કે બ્રહ્મ અસત્ છે, તો પોતે જ બ્રહ્મ રૂપ હોવાથી અસત્ બનશે. માટે આત્મા ભલે વેદ્ય ન હો, પરંતુ તેનું અસ્તિત્વ તો અંગીકાર કરવું પડશે જ. (૨૫).

વળી જો કોઇ પૂછે કે આત્મા કેવો છે તો તે આવો (ईद्दग्) છે એમ કહી શકાશે નહિ. માટે તેનું સ્વરૂપ ईद्दग् ( આવું) પણ નથી, તેમ तादृग् ( તેવું ) પણ નથી.. પરંતુ જેવું છે તેવું છે. ( ૨૬ ).

આંખ વગેરે ઇંદ્રિઓથી જે પ્રત્યક્ષ જાણી શકાય તે ( ઘટાદિ ) ईद्दग् કહેવાય છે, અને જે તેવી રીતે ( પ્રત્યક્ષ ) જાણી ન શકાય તે ( ધર્માદિ ) પરોક્ષ એટલે तादृग् કહેવાય છે. પરંતુ આત્મા ઇંદ્રિઓનો વિષય નથી, તેમ તેના સ્વત્વપણાને લીધે તે પરોક્ષ પણ નથી. ( ૨૭ ).

**આત્માની સ્વપ્રકાશતા.**

માટે આત્મા ઇંદ્રિઓ વડે અવેદ્ય ( જાણવાનો વિષય નહિ તે ) છતાં **अपरोक्ष** ( પ્રત્યક્ષ ) છે. અને તેનો પ્રકાશ કરનાર બીજું કોઇ નહિ હોવાથી તે **स्वप्रकाश** છે. ( **इंद्रियजन्यज्ञानविषयत्वाभावेऽप्यपरोक्षत्वात्स्वप्रकाशः** ।)ઇંદ્રિય જન્ય જ્ઞાનનો વિષય ન હોવા છતાં પણ આત્મા **અપરોક્ષ** હોવાથી **સ્વપ્રકાશ** છે. ( ૨૮ ).

વળી બ્રહ્મનું જે “ **सत्यं ज्ञानमनन्तं ब्रह्म** ” એવું લક્ષણ છે તે જ જીવાત્માનું પણ લક્ષણ છે. તેથી જીવ પણ બ્રહ્મરૂપ છે એમ સિદ્ધ થાય છે. તે નીચે પ્રમાણે.

**આત્માનો સત્ય સ્વરૂપતા.** આત્મા(જીવાત્મા)સત્ય સ્વરૂપ છે; તે કહે છેઃ—સત્ય વસ્તુ કોને કહેવી તેની વ્યાખ્યા ૨૯ મા શ્લોકમાં આપી છે.सत्यत्वं बाधराहित्यं-बाधशून्यत्त्वं सत्यत्त्वं-सत्यं अबाध्यं-

**बाध्यं मिथ्या**-બાધ્ય વસ્તુ એટલે મિથ્યા વસ્તુ-મિથ્યા નહિ તે **अबाध्य-सत्य.** આત્માનો બાધ-મિથ્યાત્વ-નથી. જગતનો બાધ-મિથ્યાત્વ-છે.

કોઇ પણ વસ્તુ સાક્ષિરહિત નથી એ એક સિદ્ધાંત છે. જો આત્માનો બાધ હોય તો તે બાધનો કોઇ સાક્ષી-જાણનાર-જોનાર-હોવો જોઇએ. જેમ સુષુપ્તિ, મૂર્છા, અને સમાધિમાં સ્થૂલ સૂક્ષ્મ શરીરાદિ જગતનો જે બાધ-અવિદ્યમાનતા ( પોતાની દૃષ્ટિમાં અવિદ્યમાનતા, બીજાની દૃષ્ટિમાં ભલે હોય ) હોય છે તે બાધનો સાક્ષી આત્મા છે, તેવી રીતે તે સાક્ષીઆત્માનો પણ જો બાધ હોય તો તે બાધનો પણ કોઇ સાક્ષી જોઇએ.

કહેવાની મતલબ કે જગતના બાધના સાક્ષી આત્માનો જો બાધ હોય તો તે બાધનો જોનાર હોવો જોઇએ. સાક્ષિરહિત બાધ સંભવતો નથી પરંતુ તેવો કોઇ સાક્ષી મળતો નથી અને સાક્ષી નથી, માટે આત્માનો બાધ પણ નથી, કારણ કે બાધ હોત તો કોઇ તેને જોનાર હોત. **માટે જગત્ મિથ્યા છે, પણ આત્મા સત્ય વસ્તુ છે.** ( ૨૯ )

જેમ ઘરની અંદર રહેલા ઘટાદિ ( **मूर्त** ) પદાર્થોને ઘટની બહાર કાઢી નાંખ્યા છતાં પણ ઘરમાં આકાશ રહે છે, તેમ **नेति, नेति**-આ નહિ, આ નહિ, એ શ્રુતિ વડે નિરાકરણ કરવા યોગ્ય દેહેન્દ્રિયાદિ ( મૂર્ત અને અમૂર્ત ) ને નિરાકૃત ( નિષેધ કર્યા ) કર્યા પછી છેવટે તે સર્વના નિરાકરણ ( અભાવ ) નો સાક્ષી જે **बोध-ज्ञान**-રૂપ બાકી રહે છે તે જ બાધ રહિત આત્મા છે. (૩૦).

શંકા:—સર્વનો બાધ ( અભાવ ) થતાં કાંઇ જ બાકી રહેતું નથી. માટે આત્મા પણ નથી ?

જ:—સર્વનો બાધ (અભાવ) થયા પછી કાંઇ બાકી રહેતું નથી, એવું કહેનારને પણ " કંઈ બાકી રહેતું નથી " એ વાત સિદ્ધ કરવાને માટે **સર્વ વસ્તુના અભાવનું જ્ઞાન બાકી રહે છે,** એટલું તો અવશ્ય અંગીકાર કરવું પડશે જ. અને આ અભાવનું જે **જ્ઞાન** તેને જ અમે આત્મસ્વરૂપ કહીએ છીએ. "**न किंचित्**" એ શબ્દ વડે જે ચૈતન્યનું વર્ણન કરીએ છીએ તે જ બ્રહ્મ છે. માટે આત્માને જે શબ્દો ( જેવા કે **न किंचित्, સાક્ષી,** વગેરે )

વડે કહીએ છીએ, તે શબ્દોનો જ માત્ર ભેદ છે. પરંતુ બાધરહિત આત્મા–સાક્ષિચૈતન્ય તો છે જ. ( ૩૧ ).

વળી દૃશ્ય રૂપે દેખાતું જે આ ( **इदम्** ) દેહાદિ સ્વરૂપ છે તે તજી શકાય છે, પરંતુ આ બાધનો જે સાક્ષી છે અને જેને "આ" ( **इदम्** ) શબ્દ લગાડી શકાતો નથી તે સાક્ષી તો તજી શકાતો નથી. તે બાધ રહિત સાક્ષી જ આત્મા છે, અહંકારાદિ આત્મા નથી. ( ૩૩ ).

**આત્માનું જ્ઞાન સ્વરૂપ.**

આત્માનું સત્યત્વ સિદ્ધ થયું. અને તેનું **જ્ઞાનત્વ**–જ્ઞાન સ્વરૂપ–આગળ શ્લો૦ ૧૩ અને ૨૧ વગેરેમાં સિદ્ધ કર્યું છે. ૧૩ મા શ્લોકમાં કહ્યું છે કે આત્મા પોતે **અનુભવ–જ્ઞાન**–રૂપ હોવાથી તે જાણવાનો વિષય નથી. અને ૨૧મા શ્લોકમાં કહ્યું છે કે જગતમાં જે જે ઘટાદિ વિષયો સંબંધી જ્ઞાન થાય છે તે તે ઘટાદિને મનમાંથી દૂર રાખો તે સંબધાનું જે ફક્ત **જ્ઞાન** છે તે જ **બ્રહ્મ** છે. માટે આત્મા **જ્ઞાન** સ્વરૂપ છે. ( ૩૪ ).

**આત્માની અનંતરૂપતા:**—હવે આત્માનું આનન્ત્ય-અનંતપણું—સિદ્ધ કરવા સારૂ પ્રથમ **બ્રહ્મ**નું અનંતપણું કહે છે.

બ્રહ્મનું ત્રણ પ્રકારે–દેશથી, કાલથી અને વસ્તુથી–અનંતપણું સિદ્ધ કરવાને શ્રુતિનાં પ્રમાણો લઇ કહે છે કે " **नित्यं विभुं सर्वगतं सुसूक्ष्मं** ' બ્રહ્મ વિભુ–સર્વવ્યાપક હોવાથી કોઇ એવો દેશ નથી કે જ્યાં તે નથી. માટે તેનો દેશે કરીને અંત નથી–કોઇ દેશની હદ વાળું નથી. ( **व्यापित्वात्** ).

બ્રહ્મ નિત્ય હોવાથી કાળથી પણ તેનો અંત નથી–એટલે કે અમુક કાલમાં તે નહિ હોય એમ બનવાનું નથી. કાળે કરીને તેની કોઇ હદ નથી. માટે કાળે કરેલો અંત નથી. ( **नित्यत्वात्** ).

વળી " **सर्वं ह्येतद्ब्रह्म,** " "**ब्रह्मैवेदं सर्वं**" એ શ્રુતિ પ્રમાણથી બ્રહ્મ વસ્તુ માત્રનો આત્મા હોવાથી કોઇ વસ્તુએ કરેલો અંત નથી–કોઇ વસ્તુની કરેલી હદ નથી–એવું નથી કે અમુક વસ્તુનો જ તે આત્મા છે, અને બીજી વસ્તુનો નથી. માટે વસ્તુએ કરેલો પણ અંત નથી. ( **सार्वात्म्यात्** ).

માટે બ્રહ્મ દેશ કાલ વસ્તુકૃત પરિચ્છેદ ( હદ ) રહિત હોવાથી તેનું ત્રણે પ્રકારનું આનન્ત્ય છે. ( ૩૫ ).

એકલી **શ્રુતિથી** એ પ્રમાણે સિદ્ધ થાય છે એમ નથી, પરંતુ **યુક્તિથી** પણ તે સિદ્ધ થાય છે; કારણ કે **દેશ, કાલ** અને **વસ્તુ** એ સર્વ માયાનાં કલ્પેલાં હોવાથી તેમનું અસ્તિત્વ છે જ નહિ. **તેઓ છે જ નહિ, તો પછી તેમનો કરેલો કોઇ અન્ત પણ નથી.** તેથી સર્વવ્યાપક બ્રહ્મ એકલું જ રહે છે, અને તેથી તે અનંત છે—કોઇ એવો પ્રદેશ, કાલ, કે વસ્તુ નથી કે જયાં તે નહિ હોય. (૩૬).

જેવી રીતે બ્રહ્મ અનંત છે તેવી રીતે જીવ ( આત્મા ) પણ અનંત ( અન્તરહિત—" અનેક " અર્થ નહિ ) છે, કેમકે શ્રુતિમાં કહ્યા પ્રમાણે **બ્રહ્મ** જ આત્મા ( જીવ ) છે, " **ब्रह्मैवात्मा,** " ' **अयमात्मा ब्रह्म.** " માટે જીવનું અનંતપણું સિદ્ધ છે. ( ૩૬ ).

## ૪. જીવબ્રહ્મની એકતા. ૩૭—૪૨.

**જીવ ઈશ્વરનું કલ્પિતપણું.**

આ પ્રમાણે જીવાત્માનું સ્વરૂપ શું છે તે ( **आत्मानुं आनन्द** સ્વરૂપ, **ज्ञान** સ્વરૂપ, અને **स्वप्रकाश**પણું, તથા **सत्यत्त्व, ज्ञानत्व,** અને ત્રણ પ્રકારનું **आनन्त्य** " **सत्यं, ज्ञानं, अनन्तं** " ) શ્લોક ૧૦ થી ૩૬ માં સિદ્ધ કરી હવે શ્લો૦ ૩૭ થી ૪૨ સુધીમાં આત્મા ( જીવ )ની બ્રહ્મ સાથે **એકતા—અભેદપણું**—સિદ્ધ કરે છે.

શંકા:—જડ જગત્ બ્રહ્મમાં ફક્ત આરોપિત કરેલું હોવાથી તેને ( બ્રહ્મને ) ભલે તેનો પરિચ્છેદ ન હો. પરંતુ ચેતનરૂપ જીવ અને અને ઇશ્વર ( જાતે ચેતન રૂપ હોવાથી ) જગત્‌ની પેઠે બ્રહ્મમાં આરોપિત કરેલા નહિ હોવાથી—સત્ય હોવાથી—તેમની ( જીવ ઇશ્વરથી થયેલી ) હદ તો બ્રહ્મને છે? બ્રહ્મની પેઠે જીવઇશ્વર પણ સત્ય વસ્તુઓ હોવાથી તેઓ જેટલી જગામાં હોય તેટલી જગામાં બ્રહ્મ નથી. માટે બ્રહ્મનું આનન્ત્ય નથી?

જ:—જે **સત્ય** આદિ સ્વરૂપ બ્રહ્મનું છે તે જ એકલું પારમાર્થિક વાસ્તવિક (**વસ્તુ**) છે. તે જ બ્રહ્મનું જે લોકપ્રસિદ્ધ **જીવ**પણું અને ઈશ્વરપણું છે તે નીચે કહેલી બે પ્રકારની (**પંચકોશ અને**

માયા રૂપ ) ઉપાધિને લીધે ફક્ત કલ્પેલું છે. અને જીવપણું અને ઈશ્વરપણું પણ જડની પેઠે કલ્પિત હોવાથી ( વાસ્તવિક નહિ હોવાથી ) જીવ અને ઈશ્વર રૂપ પરિચ્છેદ ( ભેદ ) પણ બ્રહ્મને નથી. ( ૩૭ ).

જીવ ઈશ્વર ઉપાધિ વડે કલ્પિત હોવાથી તેમની બે ઉપાધિઓ શ્લો. ૩૮ થી ૪૨ માં વર્ણવે છે.

પ્રથમ ઈશ્વરની ઉપાધિ બતાવે છે:—

**ઈશ્વરની ઉપાધિ.**

ઈશ્વરની ઉપાધિ રૂપે ઈશ્વરના સંબંધ વાળી કોઇક (**काचित्**) વર્ણન કરી શકાય નહિ તેવી—સત્ છે કે અ-સત્ છે તે જેના વિષે કહી શકાય નહિ તેવી, અને પૃથ્વી વગેરે સર્વ વસ્તુને નિયમમાં રાખનારી **शक्ति** છે. તે શક્તિ આનન્દમય કોશથી બ્રહ્માંડ પર્યંત સર્વ વસ્તુઓમાં છે, અને ગૂઢ ( ગુપ્ત ) રહેલા હોવાથી તે જાણી શકાતી નથી. ( ૩૮ ).

શંકા:—ત્યારે જે કોઇ રીતે દેખાતી જ નથી, તેનું અસ્તિત્વ જ નથી એમ શા માટે નહિ કહેવું ?

જ:–જો શક્તિને નહિ માનીયે તો– જગતને કોઇ નિયમમાં રાખનાર નહિ હોવાથી પૃથ્વી વગેરેની કઠિનતા દ્રવત્વ વગેરે ધર્મોને જો નિયમમાં રાખવામાં આવે નહિ તો– તેઓના ધર્મોનું મિશ્રણ થવાથી એકના ધર્મ બીજામાં જતાં જગતનો વિપ્લવ થાય—અનિયત વ્યવહાર ઉત્પન્ન થાય. ( ૩૯ ).

શંકા:—પરંતુ જડ રૂપ શક્તિ કેવી રીતે નિયામક થઇ શકે ?

જ:–તે શક્તિમાં **चित्** રૂપ બ્રહ્મની છાયા (પ્રતિબિંબ) પડતી હોવાથી તે ચેતન રૂપ ભાસે છે; તેથી તેનું નિયામકત્વ ઘટે છે. આ શક્તિ રૂપી ઉપાધિના સંયોગથી સત્યાદિ રૂપ બ્રહ્મ જ સર્વજ્ઞત્વાદિ ધર્મ વાળા ઈશ્વર રૂપ થાય છે. ( ૪૦ ).

**જીવની ઉપાધિ.**

અને અવિદ્યામાંથી ઉત્પન્ન થયેલા પંચકોશ રૂપ ઉપાધિની પર્યાલોચના કરવાથી જણાશે કે પંચકોશની ઉપાધિને લીધે જ તે બ્રહ્મ જીવ રૂપી વ્યવહારનો વિષય બને છે–વ્યવહારમાં જીવ રૂપ કહેવાય છે. ( ૪૧ ).

જેમ એક જ દેવદત્ત એક વાર પુત્ર પ્રતિ પિતા કહેવાય છે, અને પૌત્ર પ્રતિ પિતામહ બને છે. તેવી જ રીતે એક જ અદ્વિતીય બ્રહ્મ **કોશ** રૂપી ઉપાધિને લઇને **જીવ** રૂપ કહેવાય છે, અને **શક્તિ** રૂપી ઉપાધિની દૃષ્ટિથી **ઈશ્વર** રૂપ કહેવાય છે. વાસ્તવિક રીતે તો બ્રહ્મનું જીવ ઇશ્વરપણું છે જ નહિ–કલ્પિત છે. ( ૪૧ ).

**જીવ ઇશ્વરનું કલ્પિતત્વ.**

જેવી રીતે પુત્ર, પૌત્ર, વગેરેની દૃષ્ટિથી ન જોતાં દેવદત્ત ફક્ત દેવદત્ત જ છે, નથી કોઇનો પિતા કે નથી કોઇનો પિતામહ; તેવી જ રીતે **શક્તિ** અને **કોશ**ની દૃષ્ટિથી નહિ જોતા–તેઓને લક્ષ્યમાં નહિ લેતા–બ્રહ્મ **જીવ** રૂપ નથી, તેમ ઈશ્વર રૂપ પણ નથી. જીવ ઈશ્વર બંને બ્રહ્મ જ છે. ( ૪૨ ).

### ૫. જ્ઞાનનું ફળ. ૪૩.

આ પ્રકારે જે સાધનચતુષ્ટય વાળો પુરૂષ પંચકોશના વિવેક દ્વારા પ્રત્યક્–જીવ–થી અભિન્ન એવું જે સત્યાદિ લક્ષણ વાળું બ્રહ્મ છે તેને સાક્ષાત્ જાણે છે, તે પોતે બ્રહ્મ જ થાય છે. અને જેમ બ્રહ્મનો જન્માદિ નથી, તેમ તેનો પણ પુનર્જન્મ થતો નથી. ( न स पुनरावर्तते ). ( ૪૩ ).

य एवं ब्रह्म वेदैष ब्रह्मैव भवति स्वयम् ।
ब्रह्मणो नास्ति जन्मातः पुनरेष न जायते ॥ ४३ ॥

## ત્રીજું પ્રકરણ સમાપ્ત.

# द्वैतविवेकप्रकरणम् ॥ ४ ॥

## મૂલાર્થ.

## દ્વૈતવિવેક.

### ૧. પ્રકરણનો હેતુ. શ્લો૦ ૧.

ईश्वरेणापि जीवेन सृष्टं द्वैतं विविच्यते ।
विवेके सति जीवेन हेयो बन्धः स्फुटीभवेत् ॥ १ ॥

કારણોપાધિક અંતર્યામી ( ઇશ્વર ) અને કાર્યોપાધિક જીવ-એ બંનેએ રચેલું દ્વૈત ( જગત્ ) વિભાગ પાડીને બતાવવામાં આવે છે, કારણ કે જીવ અને ઇશ્વરે રચેલા દ્વૈતનું વિવેચન કરવાથી જીવે ત્યાગ કરવા યોગ્ય જે બંધહેતુ દ્વૈત ( જીવદ્વૈત ) છે તે સ્પષ્ટ થાય-આટલું તજવા યોગ્ય છે એવો નિશ્ચય થાય. (૧).

### ૨. ઇશ્વરસૃષ્ટ દ્વૈત. ૨-૧૩.

मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् ।
स मायी सृजतीत्याहुः श्वेताश्वतरशाखिनः ॥ २ ॥
आत्मा वा इदमग्रेऽभूत्स ईक्षत सृजा इति ।
संकल्पेनासृजल्लोकान्स एतानिति बह्वृचाः ॥ ३ ॥
खं वाय्वग्निजलोर्व्योषध्यन्नदेहाः क्रमादमी ।
संभूता ब्रह्मणस्तस्मादेतस्मादात्मनोऽखिलाः ॥ ४ ॥
बहुः स्यां प्रजायेयेति कामतः ।
तपस्तप्त्वासृजत्सर्वं जगदित्याह तित्तिरिः ॥ ५ ॥
इदमग्रे सदेवासीद्बहुत्वाय तदैक्षत ।
तेजोऽबन्नाण्डजादीनि ससर्जेति च सामगाः ॥ ६ ॥
विस्फुलिङ्गा यथा वह्नेर्जायन्तेऽक्षरतस्तथा ।
विविधाश्चिज्जडा भावा इत्याथर्वणिकी श्रुतिः ॥ ७ ॥

जगदव्याकृतं पूर्वमासीद्व्याक्रियताऽन्ना ।
दृश्याभ्यां नामरूपाभ्यां विराडादिषु ते स्फुटे ॥ ८ ॥
विराण्मनुर्नरा गावः खराश्वाजावयस्तथा ।
पिपीलिकावधि द्वन्द्वमिति वाजसनेयिनः ॥ ९ ॥

શ્વેતાશ્વતર શ્રુતિ કહે છે કે માયાને પ્રકૃતિ ( જગતનું ઉપાદાન કારણ ) જાણો, અને તે માયાની ઉપાધિ વાળાને મહેશ્વર જાણો; અને આ માયી ઈશ્વર વિશ્વને રચે છે. ( ૨ ). ઐતરેયોપનિષદ્માં ઋક્શાખાધ્યાયીઓ ( बहूवृचाः ) કહે છે કે સૃષ્ટિ પહેલાં ફક્ત આત્મા હતો. તેણે ઇચ્છા કરી કે " હું સૃષ્ટિ રચું ". એ પ્રમાણે સંકલ્પ કરીને તેણે ( ઈશ્વરે ) ૧૪ લોકને રચ્યા. ( ૩ ). તૈત્તિરીય શ્રુતિ પણ કહે છે કે આકાશ, વાયુ, અગ્નિ, જલ, પૃથ્વી, ઓષધિ, અન્ન, દેહ, એ સર્વ ક્રમે કરીને તે બ્રહ્મમાંથી ઉત્પન્ન થયાં. ( ૪ ). વળી તિત્તિરિ શ્રુતિ કહે છે કે " હું બહુરૂપ થાઉં, અને સૃષ્ટિ રચું " એવી ઇચ્છા કરીને ઈશ્વરે તપ કરી આ સકળ જગત્ બનાવ્યું. ( ૫ ) સામવેદની છાન્દોગ્ય શ્રુતિ કહે છે કે આ જગત્ રચાયા પહેલાં તે સદ્રૂપ જ હતું. તે સત્‌ને બહુરૂપ થવાની ઇચ્છા થઈ. તેથી તેણે તેજસ્, જલ, અંડજ, વગેરે રચ્યાં. (૬). આથર્વણિકા શ્રુતિ કહે છે કે જેવી રીતે અગ્નિમાંથી ( અનેક ) તણખા ઉડે છે, તેમ અક્ષર પરમાત્મામાંથી વિવિધ પ્રકારના ચેતન અને જડ ભાવ પ્રકટ થાય છે. ( ૭ ). બૃહદારણ્યક શ્રુતિ કહે છે કે સૃષ્ટિ પૂર્વે આ જગત્ અવ્યાકૃત રૂપે ( માયા રૂપે–માયોપાધિક ઈશ્વર રૂપે ) હતું. પછી તે નામરૂપ ધારણ કરનારી સૃષ્ટિ રૂપે સ્પષ્ટ થયું. તે નામરૂપની સ્પષ્ટતા વિરાટ્ વગેરેમાં છે, વિરાટ્, મનુ, નર, ગાય, ખર, અશ્વ, અજ ( બકરાં ), આવય ( ઘેટાં ), તથા કીડી પર્યંતનું દ્વંદ્વ ઈશ્વરે રચ્યું છે એમ વાજસનેયીઓ પણ કહે છે.(૮–૯).

कृत्वा रूपान्तरं जैवं देहे प्राविशदीश्वरः ।
इति ताः श्रुतयः प्राहुर्जीवत्वं प्राणधारणात् ॥ १० ॥
चैतन्यं यदधिष्ठानं लिङ्गदेहश्च यः पुनः ।
चिच्छाया लिङ्गदेहस्था तत्सङ्घो जीव उच्यते ॥ ११ ॥

( આ પ્રમાણે પોતાના સ્વરૂપમાંથી સૃષ્ટિ રચી, પછી ) ઈશ્વરે જીવ નામનું રૂપાન્તર ધારણ કરીને તે જ સૃષ્ટિમાંના શરી-

રોમાં પ્રવેશ કર્યો. આ જીવપણું પ્રાણધારણ કરવાથી છે. એ પ્રમાણે તે શ્રુતિઓ કહે છે. (૧૦). લિંગ દેહની કલ્પનાના આધાર રૂપ જે ચૈતન્ય છે તે, તેમાં કલ્પેલો જે લિંગદેહ છે તે, અને આ લિંગદેહમાં પડેલી ચૈતન્યની જે છાયા ( પ્રકાશ-પ્રતિબિંબ ) છે, તે ત્રણના સમૂહને જીવ કહે છે. (૧૧).

माहेश्वरी तु माया या तस्या निर्माणशक्तिवत् ।
विद्यते मोहशक्तिश्च तं जीवं मोहयत्यसौ ॥ १२ ॥
मोहादनीशतां प्राप्य मग्नो वपुषि शोचति ।
ईशसृष्टमिदं द्वैतं सर्वमुक्तं समासतः ॥ १३ ॥

માહેશ્વરી માયાની આ નિર્માણ શક્તિ કહી. તે નિર્માણશક્તિ ઉપરાંત માયાની મોહશક્તિ છે, જે જીવને મોહ પમાડે છે. ( ૧૨ ). તે મોહને લીધે જીવ પોતે ઈશ રૂપ છતાં પોતાને અનીશ માની શરીરમાં મગ્ન રહી—શરીરની સાથે તાદાત્મ્યાભિમાન ધરી—દુઃખી થાય છે. આ ઈશસૃષ્ટ દ્વૈત સર્વ સંક્ષેપમાં કહી બતાવવામાં આવ્યું. ( ૧૩ ).

૩. જીવસૃષ્ટ દ્વૈત. ૧૪-૩૧.

सप्तान्नब्राह्मणे द्वैतं जीवसृष्टं प्रपञ्चितम् ।
अन्नानि सप्त ज्ञानेन कर्मणाजनयत्पिता ॥ १४ ॥
मर्त्यान्नमेकं देवान्ने द्वे पश्वन्नं चतुर्थकम् ।
अन्यत्रितयमात्मार्थमन्नानां विनियोजनम् ॥ १५ ॥
व्रीह्यादिकं दर्शपूर्णमासौ क्षीरं तथा मनः ।
वाक् प्राणश्चेति सप्तत्वमन्नानामवगम्यताम् ॥ १६ ॥

સપ્તાન્ન બ્રાહ્મણમાં જીવે રચેલા દ્વૈતનું વર્ણન કરવામાં આવ્યું છે. જગતની ઉત્પત્તિ કરવા વડે સર્વલોકપાલક મોટા જીવ રૂપ જે બ્રહ્મા (पिता—બ્રહ્મા જીવકોટિમાં ગણાય છે ) છે તેમણે જ્ઞાન-ઉપાસના અને કર્મ વડે સપ્ત અન્ન બનાવ્યાં. ( ૧૪ ). મર્ત્ય ( મનુષ્યનો સ્થૂલ દેહ ) તે માટે એક અન્ન, દેવનાં બે અન્ન, પશુનું એક અન્ન, અને બીજાં ત્રણ આત્માનાં અન્ન, એ પ્રમાણે વ્યવસ્થા કરેલી છે. ( જેનો આહાર કરીને જે જીવે તે તેનું અન્ન કહેવાય. ) ( ૧૫ ). મર્ત્યનું અન્ન વ્રીહિ આદિ અનાજ છે, દેવનો

ખોરાક ( અન્ન ) દર્શ-અમાવાસ્યાનો, અને પૂર્ણ-પૂર્ણમાસીનો, યજ્ઞ છે, પશુનું અન્ન દુધ છે, અને જીવાત્માનો ખોરાક મન, વાણિ, અને પ્રાણુ એ ત્રણુ છે, જેના વડે તે જીવે છે. એ પ્રમાણે સાત અન્ન જાણો. ( ૧૬ ).

ईशेन यद्यप्येतानि निर्मितानि स्वरूपतः ।
तथापि ज्ञानकर्मभ्यां जीवोऽकार्षीत्तदन्नताम् ॥ १७ ॥

બ્રહ્માએ જો કે આ અન્નને સ્વરૂપથી બનાવ્યાં છે, છતાં જીવોએ પોતપોતાના જ્ઞાન અને કર્મ વડે તેમને પોતાના ખોરાક—ભોગ્ય—બનાવ્યાં છે. (૧૭).

ईशकार्यं जीवभोग्यं जगद्द्वाभ्यां समन्वितम् ।
पितृजन्या भर्तृभोग्या यथा योषित्तथेष्यताम् ॥ १८ ॥
मायावृत्त्यात्मको हीशसंकल्पः साधनं जनौ ।
मनोवृत्त्यात्मको जीवसंकल्पो भोगसाधनम् ॥ १९ ॥

એક જ વસ્તુ બ્રહ્માએ રચી ( ईशकार्य ) અને જીવે તેને ભોગવી (जीवभोग्य), એ બે વડે જગત્ યુક્ત છે. દાખલા તરીકે જેમ એક જ સ્ત્રી પિતૃજન્યા અને ભર્તૃભોગ્યા બને છે, તેવી રીતે જગતનું જાણો. ( ૧૮ ). સૃષ્ટિ રચવામાં માયાવૃત્તિ રૂપ ઈશ્વરનો સંકલ્પ સાધન છે; અને જીવની મનોવૃત્તિ રૂપ જીવસંકલ્પ ભોગનું સાધન છે. (૧૯).

ईशनिर्मितमण्यादौ वस्तुन्येकविधे स्थिते ।
भोक्तृधीवृत्तिनानात्वात्तद्भोगो बहुधेष्यते ॥ २० ॥
हृष्यत्येको मणिं लब्ध्वा क्रुध्यत्यन्यो ह्यलाभतः ।
पश्यत्येव विरक्तोऽत्र न हृष्यति न कुप्यति ॥ २१ ॥
प्रियोऽप्रिय उपेक्ष्यश्चेत्याकारा मणिगास्त्रयः ।
सृष्टा जीवैरीशसृष्टं रूपं साधारणं त्रिषु ॥ २२ ॥
भार्या स्नुषा ननान्दा च याता मातेत्यनेकधा ।
प्रतियोगिधिया योषिद्भिद्यते न स्वरूपतः ॥ २३ ॥

ઈશ—બ્રહ્મા—એ રચેલા મણિ વગેરે વસ્તુ સ્વરૂપે એક હોવા છતાં જૂદા જૂદા ભોક્તાઓની વૃત્તિઓ જૂદી જૂદી હોવાથી તેનો

ભોગ બહુ પ્રકારનો બને છે. (૨૦). એકને મણિ મળવાથી તે હર્ષ પામે છે; બીજાને નહીં મળવાથી તે ક્રોધ પામે છે; અને ત્રીજો વિરક્ત હોવાથી તે મણિને ફકત જોઇ જ રહે છે–લેવાને પ્રયત્ન કરતો નથી, તેને નથી હર્ષ થતો કે નથી શોક પામતો. (૨૧).આ પ્રમાણે મણિ સ્વરૂપે એક છતાં, (૧) પ્રિય, (૨) અપ્રિય, અને (૩) ઉપેક્ષ્ય–એ પ્રમાણે જૂદા જૂદા જીવોએ તેના ત્રણ આકાર બનાવ્યા, જો કે ત્રણે આકારમાં ઈશ્વરસૃષ્ટ સ્વરૂપ તો સમાન જ છે. (૨૨). જો કે સ્ત્રીના સ્વરૂપમાં કાંઇ ભેદ નથી, છતાં તે સામા (प्रतियोगी) ની વૃત્તિ અનુસાર તેમાં ભાર્યા, પુત્રવધુ (સ્નુષા), નણંદ, દેરાણી ( याता ), માતા, એ પ્રમાણે અનેક પ્રકારના ભેદ જોવામાં આવે છે. (૨૩).

ननु ज्ञानानि भिद्यन्तामाकारस्तु न भिद्यते ।
योषिद्वपुष्यतिशयो न दृष्टो जीवनिर्मितः ॥ २४ ॥
मैवं मांसमयी योषित्काचिदन्या मनोमयी ।
मांसमय्या अभेदेऽपि भिद्यते हि मनोमयी ॥ २५ ॥

શંકા: જ્ઞાનમાં ભલે ભેદ હો, પરંતુ આકારમાં તો ભેદ પડતો નથી. સ્ત્રીના શરીરના સ્વરૂપમાં તો જીવ કોઇ પ્રકારનો અતિશય ( વિશેષપણું–જૂદાપણું ) ઉત્પન્ન કરી શકતો નથી. (૩૪). ઉત્તર: તેમ નથી. જેવી રીતે **માંસમયી** સ્ત્રી એક છે, તેવી રીતે બીજી **મનોમયી** સ્ત્રી પણ છે. જો કે માંસમયી સ્ત્રીના સ્વરૂપમાં ફેર પડતો નથી, તોપણ ( જૂદા જૂદા માણસોની ) મનોમયી સ્ત્રીમાં ફેર છે. ( ૨૫ ).

भ्रान्तिस्वप्नमनोराज्यस्मृतिष्वस्तु मनोमयम् ।
जाग्रन्मानेन मेयस्य न मनोमयतेति चेत् ॥ २६ ॥
बाढं माने तु मेयेन योगात्स्याद्विषयाकृतिः
भाष्यवार्तिककाराभ्यामयमर्थ उदीरितः ॥ २७ ॥
मूषासिक्तं यथा ताम्रं तन्निभं जायते यथा ।
रूपादीन्व्याप्नुवच्चित्तं तन्निभं दृश्यते ध्रुवम् ॥ २८ ॥
व्यञ्जको वा यथाऽऽलोको व्यङ्ग्यस्याकारतामियात् ।
सर्वार्थव्यञ्जकत्वाद्धीरर्थाकार. प्रदृश्यते ॥ २९ ॥

मातुर्मानाभिनिष्पत्तिर्निष्पन्नं मेयमेति तत् ।
मेयाभिसंगतं तच्च मेयाभत्वं प्रपद्यते ॥ ३० ॥

જો તમે એવી શંકા કરતા હો કે ભ્રાન્તિ, સ્વપ્ન,મનોરાજ્ય, અને સ્મૃતિમાં ભલે મનોમયી હોય, પરંતુ જાગ્રત્ અવસ્થામાં તો પ્રત્યક્ષ પ્રમાણથી ( मानेन ) સિદ્ધ થતા મેય પદાર્થની મનોમયતા નથી, તો તે ઠીક છે. પરંતુ બુદ્ધિવૃત્તિ રૂપી પ્રમાણનો મેયની સાથે સંબંધ થતાં ( મનમાં ) વિષયાકૃતિ ઉત્પન્ન થાય છે. ( આ વાત સ્વકપોલ કલ્પિત નથી, પરંતુ ) ભાષ્યકાર ( શંકરાચાર્ય ) અને વાર્તિકકાર ( સુરેશ્વરાચાર્ય ) બંનેએ આ અર્થ કહ્યો છે. (૨૬-૨૭) જેવી રીતે ગાળેલું તામ્ર માપમાં રેડતાં તે માપના આકારવાળું થાય છે, તેવી રીતે રૂપ. રસ, વગેરેમાં વ્યાપ્ત થયેલું ચિત્ત પણ તે રૂપાદિના જેવું નક્કી દેખાય છે. (૨૮). અથવા બીજું દૃષ્ટાન્ત લઇએ તો જેમ પ્રકાશ આપનાર સૂર્યતાપ ઘટાદિ પ્રકાશ્ય વસ્તુ ઉપર પડતાં તે વસ્તુના આકાર જેવો થાય છે, તેમ સર્વ પદાર્થોને જાણનારી બુદ્ધિ પણ તે તે પદાર્થમાં જઇને તે તે આકાર રૂપ દેખાય છે. (૨૯). ચિદાભાસ રૂપી પ્રમાતાના મનમાંથી વૃત્તિ( માન ) રૂપ પ્રમાણની ઉત્પત્તિ થાય છે. પછી તે પ્રમાણ નિકળીને ઘટાદિ મેયને પ્રાપ્ત થાય છે, અને તે મેયની સાથે સંબંધમાં આવીને તે મેયના જેવા આકાર વાળું થાય છે. (૩૦).

सत्येवं विषयौ द्वौ स्तो घटौ मृन्मयधीमयौ।
मृन्मयो मानमेयः स्यात्साक्षिभास्यस्तु धीमयः ॥ ३१ ॥

આ પ્રમાણે હોવાથી બે પ્રકારના વિષય ( પદાર્થ ) છે, એક મૃન્મય ઘટ અને બીજો ધીમય-મનોમય-ઘટ. ( શંકા: મૃન્મય ઘટને મન જાણે, પરંતુ તે જ મનમાં ઉત્પન્ન થયેલા મનોમય ઘટને તે જ મન કેવી રીતે જાણી શકે ? માટે મનોમય ઘટની સિદ્ધિ થતી નથી. ઉત્તર: તેમ નથી ). મૃન્મય ઘટને તો પ્રમાણ ( બુદ્ધિવૃત્તિ ) જાણે છે, પરંતુ મનોમય ઘટને જાણનાર મન નહીં, પરંતુ સાક્ષી ચિદાત્મા છે. (૩૧).

**૪. બંધનું કારણ જીવદ્વૈત ( મનોમય પ્રપંચ ). ૩૨-૪૨.**

अन्वयव्यतिरेकाभ्यां धीमयो जीवबन्धकृत् ।
सत्यस्मिन्सुखदुःखे स्तस्तस्मिन्नसति न द्वयम् ॥ ३२ ॥

असत्यपि च बाह्यार्थे स्वप्नादौ बध्यते नरः ।
समाधिसुप्तिमूर्च्छासु सत्यप्यस्मिन्न बध्यते ॥

અન્વય અને વ્યતિરેક વડે તપાસતાં માલુમ પડે છે કે મનોમય દ્વૈત જીવના બંધનું કારણ છે, કારણકે જ્યાંસુધી મનોમય છે ત્યાંસુધી સુખ દુઃખ હોય છે, તે જતાં સુખ દુઃખ પણ રહેતું નથી. ( ૩૨ ). જેમકે બાહ્ય ( સ્થૂલ ) પદાર્થો સ્વપ્નમાં નથી, છતાં માણસ તે દશામાં સુખ દુઃખથી બંધાય છે. અને તેથી ઉલટું સમાધિ, સુષુપ્તિ, અને મૂર્છામાં બાહ્ય પદાર્થ હાજર છતાં સુખ દુઃખ નથી—પાસે સર્પ છતાં ડર નથી. (૩૩).

दूरदेशं गते पुत्रे जीवत्येवात्र तत्पिता ।
विप्रलम्भकवाक्येन मृतं मत्वा प्ररोदिति ॥ ३४ ॥
मृतेऽपि तस्मिन्वार्तायामश्रुतायां न रोदिति ।
अतः सर्वस्य जीवस्य बन्धकृन्मानसं जगत् ॥ ३

દાખલા તરીકે દૂર દેશ ગયેલો પુત્ર જીવતો છે છતાં કોઈ વિપ્રલંભક—કપટવાદી—પુરૂષના કહેવાથી તેને મરેલો માની તેનો પિતા રડવા લાગે છે. (૩૪). અને બીજા માણસનો પુત્ર પરદેશમાં મરી ગયેલો હોવા છતાં તે વાત તેણે નહીં સાંભળેલી હોવાથી તે રડતો નથી. માટે જીવ માત્રને બંધન કરનાર **માનસ—મનોમય—જગત્** છે. (૩૫).

विज्ञानवादो बाह्यार्थवैयर्थ्यात्स्यादिहेति चेत् ।
न हृद्याकारमाधातुं बाह्यस्यापेक्षितत्वतः ॥ ३६ ॥
वैयर्थ्यमस्तु वा बाह्यं न वारयितुमीश्महे ।
प्रयोजनमपेक्षन्ते न मानानीति हि स्थितिः ॥ ३७ ॥

શંકાઃ જો બંધના હેતુ તરીકે મનોમય જગત્‌ને જ સ્વીકારશો તો બાહ્ય પદાર્થની વ્યર્થતા થશે. અને તેમ થતાં બાહ્ય પદાર્થના અસ્તિત્વનો જ ઇનકાર થતાં **विज्ञानवाद** નામનો બૌદ્ધોનો મત ( સર્વ પદાર્થ વિજ્ઞાન—બુદ્ધિ—રૂપ છે તે ) સિદ્ધ થશે. તેનું શું ? ઉત્તરઃ જો તેમ કહેતા હો તો તેમ નથી. (**इति चेत् न** ). કારણકે મનોમય આકાર ધારણ કરવાને માટે પણ બાહ્યાર્થની જરૂર છે.(૩૬).

અથવા બાહ્યાર્થ ભલે વ્યર્થ થાય. તે અટકાવવાની અમારી ઇચ્છા નથી. પરંતુ અમારા સિદ્ધાન્તમાં અને વિજ્ઞાનવાદીના સિદ્ધાન્તમાં એક ફેર છે, અને તે એ કે જ્યારે વિજ્ઞાનવાદી બાહ્યાર્થના અસ્તિત્વનો જ ઇનકાર કરે છે, ત્યારે અમે તેમ કહેતા નથી. અમે તો ફક્ત એટલું જ કહીએ છીએ કે પ્રયોજન વિના પણ ચક્ષુ વસ્તુને દેખી શકે. તેને પ્રયોજનની જરૂર નથી એવી સ્થિતિ છે. મતલબ કે ચક્ષુની આગળ જે વસ્તુ આવે તેને તે જુએ; પ્રયોજન વિના પણ જુએ, અને તેથી પ્રયોજન વિના પણ પ્રમાણથી વસ્તુનું અસ્તિત્વ સિદ્ધ થાય છે. (૩૭).

बन्धश्चेन्मानसद्वैतं तन्निरोधेन शाम्यति ।
अभ्यसेद्योगमेवातो ब्रह्मज्ञानेन किं वद ॥ ३८ ॥
तात्कालिकद्वैतशान्तावप्यागामिजनिक्षयः ।
ब्रह्मज्ञानं विना न स्यादिति वेदान्तडिण्डिमः ॥ ३९ ॥

શંકા:—જો માનસ દ્વૈત બંધહેતુ હોય તો યોગાભ્યાસ વડે તેનો નિરોધ થતાં તે શાન્ત થશે. તો પછી બ્રહ્મજ્ઞાનની શી જરૂર તે કહો. ( ૩૮ ). ઉત્તર:-યોગાભ્યાસથી તાત્કાલિક દ્વૈત શાન્ત થાય, છતાં આગામિ દ્વૈતની શાન્તિ બ્રહ્મજ્ઞાન વિના થતી જ નથી એવો વેદાન્તનો ડિંડિમ છે. ( ૩૯ ).

अनिवृत्तेऽपीशसृष्टे द्वैते तस्य मृषात्मताम् ।
बुद्ध्वा ब्रह्माद्वयं बोद्धुं शक्यं वस्त्वैक्यवादिनः ॥४०॥

( બ્રહ્મજ્ઞાનથી ) ઇશસૃષ્ટ દ્વૈતનું નિવારણ થતું નથી, છતાં તે ( દ્વૈત ) મિથ્યા છે એમ જાણવાથી અદ્વૈત બ્રહ્મ જાણવામાં આવે છે એમ વસ્તુ માત્રની એકતા કહેનાર જ્ઞાનીઓ કહે છે. ( ૪૦ ).

प्रलये तन्निवृत्तौ तु गुरुशास्त्राद्यभावतः ।
विरोधिद्वैताभावेऽपि न शक्यं बोद्धुमद्वयम् ॥ ४१ ॥
अबाधकं साधकं च द्वैतमीश्वरनिर्मितम् ।
अपनेतुमशक्यं चेत्यास्तां तद्द्विष्यते कुतः ॥ ४२ ॥

પ્રલય વખતે દ્વૈતની નિવૃત્તિ થાય છે, અને તેથી તે વખતે વિરોધિ દ્વૈતનો અભાવ હોવા છતાં પણ ગુરૂ અને શાસ્ત્રના અભાવને

લીધે અદ્વૈત બ્રહ્મ જાણવું શક્ય નથી. ( ૪૧ ). માટે ઈશ્વરનિર્મિત દ્વૈત જ્ઞાનનું બાધક નથી, પરંતુ સાધક છે, અને તેનું નિવારણ કરવું અશક્ય છે. માટે તે ભલે રહે. શા માટે તેનો દ્વેષ કરવો ? (૪૨).

## ૫. જીવદ્વૈતના પ્રકાર, તેનું ત્યાજ્યત્વ, અને ત્યાગના ઉપાય. ૪૩-૬૨.

જીવદ્વૈતના બે પ્રકાર-એકનું ગ્રહણ અને બીજાનો ત્યાગ.

जीवद्वैतं तु शास्त्रीयमशास्त्रीयमिति द्विधा ।
उपाददीत शास्त्रीयमा तत्त्वस्यावबोधनात् ॥ ४३ ॥

જીવદ્વૈતના બે પ્રકાર છે-૧. શાસ્ત્રીય અને ૨. અશાસ્ત્રીય. તેમાંનું શાસ્ત્રીય દ્વૈત તત્ત્વજ્ઞાન થતા સુધી ગ્રહણ કરવું જોઈએ. (૪૩).

आत्मब्रह्मविचाराख्यं शास्त्रीयं मानसं जगत् ।
बुद्धे तत्त्वे तच्च हेयमिति श्रुत्यनुशासनम् ॥ ४४ ॥
शास्त्राण्यधीत्य मेधावी अभ्यस्य च पुनः पुनः ।
परमं ब्रह्म विज्ञाय उल्कावत्तान्यथोत्सृजेत् ॥ ४५ ॥
ग्रन्थमभ्यस्य मेधावी ज्ञानविज्ञानतत्परः ।
पलालमिव धान्यार्थी त्यजेद्ग्रन्थमशेषतः ॥ ४६ ॥
तमेव धीरो विज्ञाय प्रज्ञां कुर्वीत ब्राह्मणः ।
नानुध्यायाद्बहूञ्छब्दान्वाचो विग्लापनं हि तत् ॥ ४७ ॥
तमेवैकं विजानीथ ह्यन्या वाचो विमुञ्चथ ।
यच्छेद्वाङ्मनसी प्राज्ञ इत्याद्याः श्रुतयः स्फुटाः ॥ ४८ ॥

જીવબ્રહ્મની એકતાના વિચાર રૂપી શાસ્ત્રીય માનસજગત્ છે. તે પણ તત્ત્વજ્ઞાન થતાં તજવાનું છે, એવી શ્રુતિની આજ્ઞા છે. (૪૪). તત્ત્વજ્ઞાન થયા પછી તેને તજવાનું પ્રતિપાદન કરનારી બીજી શ્રુતિઓ પણ કહે છે કે બુદ્ધિમાન્ પુરૂષે શાસ્ત્રો શિખી તેમનો વારંવાર અભ્યાસ કરીને પરમ બ્રહ્મનો સાક્ષાત્કાર કરી તેમને ( શાસ્ત્રોને ) પણ રસોઈ કરી રહ્યા પછી રહેલાં અર્ધદગ્ધ લાકડાં ( उल्का ) ની પેઠે તજી દેવાં. જેમ ધાન્ય લઈ લીધા પછી પરાળને તજી દેવામાં આવે છે, તેમ ગ્રંથાભ્યાસ કરીને જ્ઞાન તથા વિજ્ઞાનમાં તત્પર રહેલા

બુદ્ધિમાન્ પુરૂષે તેને સંપૂર્ણ રીતે તજી દેવો. ધીર પુરૂષે તે આત્માને જ જાણીને બ્રહ્મી બુદ્ધિ કરવી. પછી શ્રુતિમાંના બહુ શબ્દોનું ધ્યાન કરવું નહીં, કેમકે તે વાણિ તેમ જ મનને નકામા થાક સમાન છે. તેને જ એકલાને જાણો, અને બીજી વાણિ છોડી દો. પ્રાજ્ઞ ( જ્ઞાની ) પુરૂષે જ્ઞાન થયા પછી વાણિ અને મનને રોકવું જોઇએ. એ વગેરે શ્રુતિપ્રમાણ સ્પષ્ટ છે. ( ૪૪–૪૮ ).

અશાસ્ત્રીય દ્વૈતના પ્રકાર અને તેનું ત્યાજ્યત્વ. ૪૯–૫૭.

अशास्त्रीयमपि द्वैतं तीव्रं मन्दमिति द्विधा ।
कामक्रोधादिकं तीव्रं मनोराज्यं तथेतरत् ॥ ४९ ॥

અશાસ્ત્રીય માનસદ્વૈત પણ બે પ્રકારનું છે–૧. તીવ્ર અને ૨. મંદ. કામક્રોધાદિક તીવ્ર છે, અને મનોરાજ્ય મંદ છે. ( ૪૯ ).

उभयं तत्त्वबोधात्प्राङ् निवार्यं बोधसिद्धये ।
शमः समाहितत्वं च साधनेषु श्रुतं यतः ॥ ५० ॥
बोधादूर्ध्वं च तद्धेयं जीवन्मुक्तिप्रसिद्धये ।
कामादिक्लेशबन्धेन युक्तस्य नहि मुक्तता ॥ ५१ ॥

આ બંન્ને પ્રકારનું અશાસ્ત્રીય દ્વૈત જ્ઞાનની સિદ્ધિને માટે તત્ત્વજ્ઞાન થયા પહેલાં જ તજવું જોઇએ, કારણ કે જ્ઞાન મેળવવાના સાધનોમાં શમ–મનની શાન્તિ, અને સમાહિતત્વ–મનની એકાગ્રતા, પણ કહેલી છે. ( કામક્રોધાદિ તજવાથી મન અને ઇંદ્રિયો શાન્ત થાય, અને મનોરાજ્ય તજવાથી ચિત્ત એકાગ્ર થાય છે. ) ( ૫૦ ). જ્ઞાન થયા પછી પણ જીવન્મુક્તિની તૃપ્તિને માટે તે બંનેનો ત્યાગ કરવો જોઇએ, કારણ કે કામાદિના કલેશ રૂપી બંધથી યુક્ત થયેલા જ્ઞાનીને જીવન્મુક્તતા પ્રાપ્ત થતી નથી. ( ૫૧ ).

जीवन्मुक्तिरियं मा भूज्जन्माभावे त्वहं कृती ।
तर्हि जन्मापि तेऽस्त्वेव स्वर्गमात्रात्कृती भवान् ॥५२॥
क्षयातिशयदोषेण स्वर्गो हेयो यदा तदा ।
स्वयं दोषतमात्मायं कामादिः किं न हीयते ॥ ५३ ॥

શંકાઃ—જીવન્મુક્તિ ભલે ન મળો. પરંતુ જ્ઞાનથી વિદેહમુક્તિ

પ્રાપ્ત થવાથી પુનર્જન્મનો અભાવ થશે. તેથી હું કૃતાર્થ થઈશ ? ઉત્તરઃ—જો જન્માભાવથી તું પોતાને કૃતાર્થ માને છે, તોપછી વિદેહમુક્તિની પણ ઇચ્છા છોડી દઇ માત્ર સ્વર્ગપ્રાપ્તિથી જ તું પોતાને કૃતાર્થ માની પુનર્જન્મ ભલે પ્રાપ્ત થાય એમ પણ તું માની લેશે, તો તેની શી ખાતરી ? ( ૫૨ ). જો તું એમ કહેતો હોય કે સ્વર્ગના સુખનો નાશ થતો હોવાથી અને ત્યાં પણ જૂદા જૂદા જીવોમાં સુખની ન્યૂનાધિકતા ( अतिशय ) હોવાથી સ્વર્ગ તો ત્યાજ્ય છે, તો પછી જે કામાદિ જાતે જ દોષ રૂપ છે તે શા માટે નહીં છોડવા જોઈએ ? ( ૫૩ ).

तत्त्वं बुद्ध्वापि कामादीन्निःशेषं न जहासि चेत् ।
यथेष्टाचरणं ते स्याद्धर्मशास्त्रातिलङ्घिनः ॥ ५४ ॥
बुद्धाद्वैतस्वतत्त्वस्य यथेष्टाचरणं यदि ।
शुनां तत्त्वदृशां चैव को भेदोऽशुचिभक्षणे ॥ ५५ ॥
बोधात्पुरा मनोदोषमात्रात्क्लिष्टोऽस्यथाधुना ।
अशेषलोकनिन्दा चेत्यहो ते बोधवैभवम् ॥ ५६ ॥
विड्वराहादितुल्यत्वं मा काङ्क्षीस्तत्त्वविद्भवान् ।
सर्वधीदोषसंत्यागाल्लोकैः पूज्यस्व देववत् ॥ ५७ ॥

તત્ત્વજ્ઞાન થયા છતાં પણ કામાદિને સંપૂર્ણ રીતે જો તું નહીં છોડે, તો ધર્મશાસ્ત્રનું ઉલ્લંઘન કરવાથી તને યથેષ્ટાચરણનો દોષ લાગુ પડશે. ( ૫૪ ). આ દોષ તે એજ કે અદ્વૈત તત્ત્વ જાણનાર પુરૂષ જો યથેષ્ટાચરણ કરે, તો અશુચિ વસ્તુનું ભક્ષણ કરવામાં તત્ત્વજ્ઞાની અને શ્વાન વચ્ચે કાંઇ ફેર જ ન રહ્યો. ( ૫૫ ). અને વળી વધારામાં તું જે જ્ઞાન થયા પહેલાં મનના કામાદિ દોષોથી પીડાતો હતો, તે હવે અશેષ લોકની નિંદાથી પીડાશે. તો ધન્ય છે તારા જ્ઞાનવૈભવને ! ( ૫૬ ). તત્ત્વજ્ઞાની એવો જે તું તે વિષ્ટાભક્ષણ કરનાર વરાહ ( विड्वराह ) ની સાથેની તુલ્યતાની ઇચ્છા રાખ નહીં. પરંતુ બુદ્ધિના સકળ દોષનો સંપૂર્ણ ત્યાગ કરી દેવોની પેઠે લોકોથી પૂજા. ( ૫૭ )

કામાદિ અશાસ્ત્રીય દ્વૈતના ત્યાગનો ઉપાય, ૫૮.

काम्यादिदोषदृष्ट्याद्याः कामादित्यागहेतवः ।
प्रसिद्धा मोक्षशास्त्रेषु तानन्विष्य सुखी भव ॥ ५८ ॥

કામ્ય અને દ્વેષ્ય પદાર્થોમાં દોષદૃષ્ટિ કરવી તથા તેમના સ્વરૂપનો વિચાર કરવો, તે કામાદિ રૂપી અશાસ્ત્રીય દ્વૈતના ત્યાગનો હેતુ છે. તે ઉપાયો મોક્ષશાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે. માટે તેમાં બતાવેલે માર્ગે જા ( अन्विष्य ) અને સુખી થા. ( ૫૮ ).

મનોરાજ્ય રૂપી ( મંદ ) અશાસ્ત્રીય દ્વૈતની ત્યાજ્યતાનો ઉપાય. ૫૯–૬૨.

त्यज्यतामेष कामादिर्मनोराज्ये तु का क्षतिः ।
अशेषदोषबीजत्वात्क्षतिर्भगवतेरिता ॥ ५९ ॥
ध्यायतो विषयान्पुंसः सङ्गस्तेषूपजायते ।
सङ्गात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥ ६० ॥

શંકાઃ—આ કામાદિનો ભલે ત્યાગ કરો. પરંતુ મનોરાજ્ય રાખવાથી શી હાનિ છે ? ઉત્તરઃ—મનોરાજ્ય સકલ દોષોના બીજ—કારણ—રૂપ હોવાથી હાનિ થાય છે એમ શ્રીકૃષ્ણ ભગવાને ગીતામાં કહ્યું છે. ( ૫૯ ). ( ગીતામાં કહ્યું છે કે ) વિષયોનું ધ્યાન કરનાર પુરૂષને તેમાં આસક્તિ ( संग ) ઉત્પન્ન થાય છે. આસક્તિથી તે મેળવવાની ઇચ્છા ( काम ) ઉત્પન્ન થાય છે. ઇચ્છા થતાં તે પ્રાપ્ત નહીં થવાથી ક્રોધ થાય છે. વગેરે. ( ૬૦ )

शक्यं जेतुं मनोराज्यं निर्विकल्पसमाधितः ।
सुसंपादः क्रमात्सोऽपि सविकल्पसमाधिना ॥ ६१ ॥
बुद्धतत्त्वेन धीदोषशून्येनैकान्तवासिना ।
दीर्घं प्रणवमुच्चार्य मनोराज्यं विजीयते ॥ ६२ ॥

નિર્વિકલ્પ સમાધિ વડે મનોરાજ્ય જીતવું શક્ય છે. અને સવિકલ્પ સમાધિ ( સગુણ બ્રહ્મની ઉપાસના ) દ્વારા ક્રમે કરીને નિર્વિકલ્પ સમાધિ પણ સારી રીતે સંપાદન કરી શકાય છે. (૬૧). આ અષ્ટાંગ યોગ જેનાથી સાધી શકાય નહીં તેવા જે પુરૂષે તત્ત્વ

જાણ્યું, પરંતુ નિદિધ્યાસન નહીં કરવાથી તે દૃઢ થયું નથી, તેવા બુદ્ધિના દોષરહિત થયેલા પુરૂષે એકાંતવાસી થઇને મંદ સ્વરે પ્રણવ (ૐકાર) નો ઉચ્ચાર કરવાથી મનોરાજ્ય જીતી શકાયછે. (૬૨).

### ૯. મનોરાજ્યવિજયનું ફળ. ૬૩-૬૮.

जिते तस्मिन्वृत्तिशून्यं मनस्तिष्ठति मूकवत् ।
एतत्पदं वसिष्ठेन रामाय बहुधेरितम् ॥ ६३ ॥
दृश्यं नास्तीति बोधेन मनसो दृश्यमार्जनः ।
संपन्नं चेत्तदुत्पन्ना परा निर्वाणनिर्वृतिः ॥ ६४ ॥
विचारितमलं शास्त्रं चिरमुद्ग्राहितं मिथः ।
संत्यक्तवासनान्मौनादृते नास्त्युत्तमं पदम् ॥ ६५ ॥

મનોરાજ્ય જીતાતાં વૃત્તિરહિત થયેલું મન મુંગા જેવું થઇ રહે છે. આ પદનું વર્ણન વસિષ્ઠજીએ શ્રીરામચંદ્રને બહુ પ્રકારે કર્યું છે. (૬૩). અદ્વિતીય બ્રહ્મથી જૂદું કોઇ જગત્ જ નથી, એવા જ્ઞાન વડે મનની પાસેથી દૃશ્ય પદાર્થોનું જો નિવારણ પ્રાપ્ત થાય તો પરમ મોક્ષસુખ (निर्वाणनिर्वृतिः) પ્રાપ્ત થયું એમ જાણવું. (૬૪). અદ્વૈતશાસ્ત્ર સંપૂર્ણ રીતે વિચારી લીધું અને ગુરૂશિષ્યના પરસ્પર સંવાદ દ્વારા તે લાંબા કાળ સુધી ગ્રહણ કર્યું-તે પ્રમાણે કરીને મેળવેલા વાસનારહિત મૌનના કરતાં કોઇ ઉત્તમ પદ નથી. (૬૫).

વિક્ષેપનિવૃત્તિનો ઉપાય. ૬૬.

विक्षिप्यते कदाचिद्धीः कर्मणा भोगदायिना ।
पुनः समाहिता सा स्यात्तदैवाभ्यासपाटवात् ॥ ६६ ॥

કદાપિ પ્રારબ્ધ (ભોગદાયિ) કર્મવશાત્ બુદ્ધિમાં વિક્ષેપ ઉત્પન્ન થાય-મનોરાજ્ય ઉઠે-તો અભ્યાસની દૃઢતાથી (યોગાભ્યાસ અને ૐકારનો ઉચ્ચાર વારંવાર કરવાથી) તે ફરીથી સમાહિત થશે. (૬૬).

विक्षेपो यस्य नास्त्यस्य ब्रह्मवित्त्वं न मन्यते ।
ब्रह्मैवायमिति प्राहुर्मुनयः पारदर्शिनः ॥ ६७ ॥
दर्शनादर्शने हित्वा स्वयं केवलरूपतः ।
यस्तिष्ठति स तु ब्रह्मन्ब्रह्म न ब्रह्मवित्स्वयम् ॥ ६८ ॥

આ પ્રમાણે જે પુરૂષ કોઇ પણ પ્રકારના વિક્ષેપરહિત થયો છે તે બ્રહ્મવિત્ ગણાતો નથી, પરંતુ જાતે જ તે બ્રહ્મ છે, એમ તત્ત્વદર્શી મુનિઓ કહે છે. (૬૭). "હું બ્રહ્મ જાણું છું, હું બ્રહ્મ જાણતો નથી," એ બે પ્રકારના (દર્શન અને અદર્શન) વ્યવહારને છોડી દઇને જે સ્વયં કેવળ અદ્વિતીય ચૈતન્ય સ્વરૂપે રહે છે, તે સ્વયં બ્રહ્મ જ છે, બ્રહ્મવેત્તા નહીં. (૬૮).

## ૭. દ્વૈતવિવેકનું ફળ. ૬૯.

जीवन्मुक्तेः पराकाष्ठा जीवद्वैतविवर्जनात् ।
लभ्यतेऽसावतोऽत्रेदमीशद्वैताद्विवेचितम् ॥ ६९ ॥

આ (ઉપર કહેલી) જીવન્મુક્તિની પરાકાષ્ઠા મનોમય પ્રપંચ રૂપી જીવદ્વૈતના ત્યાગથી પ્રાપ્ત થાય છે. માટે અંત્રે ઇશદ્વૈતથી જીવદ્વૈત (इदम्) જૂદું પાડી બતાવવામાં આવ્યું છે. (૬૯).

इति श्रीपंचदश्यां द्वैतविवेकः समाप्तः ॥ ४ ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

## ચતુર્થ પ્રકરણ સમાપ્ત.

## પ્રકરણ ૪.

# દ્વૈતવિવેક.

### ભાવાર્થ.

### ૧. પ્રકરણનો હેતુ. શ્લો.૧.

પહેલા પ્રકરણમાં જગતના તત્ત્વ સંબંધી સામાન્ય રીતે વિવેક કરી, બીજા પ્રકરણમાં પંચભૂતનું જગત્ મિથ્યા બતાવી તેથી જુદું સત્ સ્વરૂપ ( ब्रह्म ) સિદ્ધ કર્યું, અને ત્રીજા પ્રકરણમાં પ્રાણીઓના દેહ રૂપ જગતને મિથ્યા બતાવી તે દેહથી—પંચકોશથી —જૂદો, પંચકોશનો જાણનાર સાક્ષી બોધ—જ્ઞાન—રૂપ આત્મા છે, એમ શિદ્ધ કરી આત્માનું—બ્રહ્મનું—ચિત્ સ્વરૂપ સિદ્ધ કર્યું.

હવે આ ચોથા પ્રકરણમાં જીવનું રચેલું માનસિક દ્વૈત (કામ-ક્રોધાદિ, મનોરાજ્ય) જીવનો બંધહેતુ—દુઃખહેતુ—હોવાથી તે ત્યાજ્ય છે, માટે તેનો મનમાંથી સંપૂર્ણ રીતે તિરસ્કાર કરવાથી દુઃખ રૂપ સંસાર ટળી જીવન્મુક્તિનું સુખ પ્રાપ્ત થઇ આત્માનું આનંદ સ્વરૂપ જાણવામાં આવે છે, એમ કહે છે માટે. કહે છે કેઃ—

ईश्वरेणापि जीवेन सृष्टं द्वैतं विविच्यते ।
विवेके सति जीवेन हेयो बंधः स्फुटीभवेत् ॥ १ ॥

માયાશક્તિ રૂપી જગતના કારણ રૂપ ઉપાધિવાળા અંતર્યામી ઈશ્વરે રચેલું, તથા તે માયાના કાર્ય રૂપ આ દેહની ઉપાધિવાળા જીવે રચેલું દ્વૈત (જગત્), એ બંનેને જૂદું કરીને બતાવવામાં આવે છે, જેથી કરીને જીવ સ્પષ્ટ રીતે જાણે કે પોતે રચેલું માનસિક જગત્ (जीवद्वैत) બંધનું કારણ હોવાથી તે તજવા યોગ્ય છે. ( ૧ ).

જીવદ્વૈત તજવાનું કહ્યું અને ઈશ્વરદ્વૈત તજવાનું કહ્યું નહિ, તેનું કારણ કે ઈશ્વરદ્વૈત તો ઈશ્વરની કલ્પનાને આધારે રહેલું હોવાથી તે તજી શકાય તેમ નથી, તે તો છે તેમનું તેમ રહેવાનું, તે કંઇ

બંધમોક્ષ કરી શકતું નથી. પરંતુ જીવના બંધનું ( દુઃખનું ) કારણ પોતે રચેલું માનસિક જગત્ (જીવદ્વૈત) હોવાથી તેનો ત્યાગ કરવો જોઇએ કે જેથી બંધ ટળી જીવન્મુક્તિનું નિત્ય સુખ પ્રાપ્ત થાય, કેમકે બંધ રૂપી દુઃખ ટળ્યા વિના સુખ થાય નહિ. તેટલા માટે શ્લો. ૪૨ માં કહેલું છે કે:—

**अबाधकं साधकं च द्वैतमीश्वरनिर्मितम् ।**
**अपनेतुमशक्यं चेत्यास्तां तद्विष्यते कुतः ॥ ४२ ॥**

ઇશ્વરનિર્મિત દ્વૈત બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવામાં બાધક નથી, પરંતુ સાધક છે, કેમકે ગુરૂશાસ્ત્રઆદિ રૂપઃ ઇશ્વરનિર્મિત દ્વૈત સાધન છે, તેથી જ્ઞાન મળે છે. પરંતુ પ્રલય વખતે તેનો (ગુરૂશાસ્ત્રઆદિનો) અભાવ હોવાથી તે વખતે બ્રહ્મજ્ઞાન મુક્તિનું સાધન થતું નથી. માટે ઇશ્વરનિર્મિત દ્વૈત દૂર કરવાને અશક્ય હોવાથી તે ભલે રહ્યું, તેના ઉપર દ્વેષ કરવાનું કારણ નથી.

માટે ईश्वरद्वैत કયું અને जीवद्वैत કયું, તથા જીવદ્વૈત આ કારણથી બંધનું કારણ છે, તે આ પ્રકરણમાં સમજાવે છે. તેથી તે વાત પહેલા શ્લોકમાં કહી બતાવી.

## २. ईश्वरसृष्ट द्वैत. २–१३.

**ઇશ્વરના સ્ત્રષ્ટૃત્વનું શ્રુતિપ્રમાણઃ**–ઇશ્વરદ્વૈતનું વર્ણન શ્લોક ૨ થી ૧૩ માં કર્યું છે. પ્રથમ આ જગતનો સ્રષ્ટા ઇશ્વર છે એમ શ્રુતિપ્રમાણથી શ્લો૦ ૨ થી ૯ સુધીમાં કહે છે:—

જગતનું ઉપાદાન કારણ (प्रकृति–Material cause ) माया છે, અને તે માયા રૂપ ઉપાધિવાળા (मायी) ईश्वर છે એમ જાણો. અને તે मायी (ઇશ્વર) જગતને સર્જે છે એમ श्वेताश्वतर ઉપનિષદ્ કહે છે. કેટલાક વાદીઓ (જેવા કે જૈનો) જીવોને અદૃષ્ટ ( કર્મ ) દ્વારા જગતનું કારણ કહે છે તે ખોટું છે, માટે તેની વિરૂદ્ધના અનેક શ્રુતિપ્રમાણો એક પછી એક કહે છે. (૨).

**ઐતરેય ઉપનિષદનું** વાક્ય છે કે અગ્રે ( સૃષ્ટિ પહેલાં ) ફક્ત એક આત્મા હતો, બીજું કાંઇ જ નહોતું. તેની ઇચ્છા થઇ કે હું સૃષ્ટિ ઉત્પન્ન કરૂં, એવો સંકલ્પ કરીને ભુવનોને ઉત્પન્ન કર્યાં. (૩).

**તૈત્તિરિય** શ્રુતિ પણ કહે છે કે આકાશાદિ પંચ ભૂત, ઓષધિ, અન્ન, દેહ, વગેરે સર્વ બ્રહ્મમાંથી ઉત્પન્ન થયું. વળી તે જ શ્રુતિ કહે છે કે પ્રત્યગ્ (જીવ) અભિન્ન બ્રહ્મમાંથી આકાશાદિથી દેહ પર્યંત સમસ્ત જગત્ ઉત્પન્ન થયું (**सत्यं ज्ञानं अनन्तं ब्रह्म** " " **तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः** " અને અંતમાં " **अन्नात्पुरुषः** " એ પ્રમાણે ઉત્પત્તિ કહી છે). તે આત્માની ઇચ્છા થઇ કે " હું બહુ થાઉં " એમ કહી તપ વડે આ સર્વ જગત્ ઉત્પન્ન કર્યું.આ પ્રમાણે તે જ બ્રહ્મનું જગત્સ્રષ્ટૃત્વ કહ્યું (૪–૫).

**છાન્દોગ્ય** શ્રુતિ પણ કહે છે કે સૃષ્ટિ પહેલાં આ સર્વ એકલું સત્ હતું. તેની બહુ રૂપ થવાની ઇચ્છા થઇ. તેથી આકાશાદિથી અંડજાદિ પર્યંત રચ્યાં. ૬ ).

**મુણ્ડક** ઉપનિષદ્ પણ કહે છે કે અગ્નિમાંથી જેમ ચણુગારીઓ છુટે છે, તેમ અક્ષર ( બ્રહ્મ ) માંથી વિવિધ પ્રકારના ચેતન અને જડ ભાવ ઉત્પન્ન થાય છે. (૭).

વળી **બ્રહ્દારણ્યક** ઉપનિષદ્ પણ કહે છે કે આ જગત્ જે પ્રથમ અવ્યાકૃત (unmanifest) હતું તે સૃષ્ટિ વખતે વ્યાકૃત (સ્પષ્ટ)–વિરાટ્ વગેરે રૂપે સ્પષ્ટ–થયું.

એ પ્રમાણે ઇશ્વરે વિરાટ્થી કીડી પર્યંત સ્પષ્ટ જગત્ ઉત્પન્ન કર્યું. ( ૮–૯ ).

**દ્વૈતમાં ઇશ્વરનો જીવ રૂપે પ્રવેશ:**—આ પ્રમાણે જગત્નો સ્રષ્ટા ઇશ્વર છે એવાં શ્રુતિનાં પ્રમાણો બતાવી હવે તે ઇશ્વરસૃષ્ટ દ્વૈત (જગત્) માં ઇશ્વરે પોતે જ પ્રવેશ કર્યો તે શ્લો. ૯ થી ૧૩ માં કહે છે.

શ્રુતિઓ કહે છે કે ઇશ્વરે પોતે વિકારી જીવ રૂપ ધારણ કરીને આ દેહરૂપ જગતમાં પ્રવેશ કર્યો. આ જીવત્વ પ્રાણધારણ કરવાથી છે. પંચ પ્રાણના સ્વામી રૂપે તે (પ્રાણ)ના પ્રેરક હોવાથી ઇશ્વર જીવ રૂપ કહેવાય છે. ( ૧૦ ).

હવે આ જીવનું સ્વરૂપ કેવું છે તે નીચેના શ્લોકમાં કહે છે:—

**જીવનું સ્વરૂપ:**—લિંગદેહની કલ્પનાના આધાર રૂપ ( જેમ સર્પની કલ્પનાનો આધાર રજ્જુ છે તેમ ) જે (૧) ચૈતન્યરૂપ

**અધિષ્ઠાન**, તથા તે અધિષ્ઠાનમાં કલ્પેલો (૨) **લિંગદેહ**, અને આ લિંગદેહમાં પડેલું (૩) ચૈતન્યનું **પ્રતિબિંબ** ( છાયા-પ્રકાશ ), એ ત્રણના સમૂહને **જીવ** કહે છે. ( ૧૧ ).

**જીવને મોહ પમાડનારી શક્તિઃ**--શંકાઃ ઇશ્વરે પોતે જ જીવ રૂપે પ્રવેશ કર્યો છે છતાં જીવને અજ્ઞત્વ, દુઃખિત્વ, એવા ઇશ્વરથી વિરૂદ્ધ ધર્મો કેવી રીતે પ્રાપ્ત થયા ?

જઃ માહેશ્વરી જે માયા છે તેની **નિર્માણશક્તિ**ની પેઠે **મોહશક્તિ** પણ છે. તે મોહશક્તિ જીવને મોહ પમાડતી હોવાથી તે પોતાનું ખરૂં સ્વરૂપ ભૂલી ગયો છે. આ જીવ મોહથી પોતાનું ઇશ્વરપણું છોડી દઇને શરીરની સાથે તાદાત્મ્ય માની—પોતાને શરીર રૂપ માની-સુખી દુઃખી માને છે. **સમાને વૃક્ષે પુરુષો નિમગ્નોऽનીશયા શોચતિ મુહ્યમાનઃ** । (૧૨).

આ પ્રમાણે સૃષ્ટિ રચવાની ઇશ્વરની ઇચ્છા થઇ ( **ईक्षण** ) ત્યાંથી માંડીને રચેલા જગતમાં પોતે જીવ રૂપે **પ્રવેશ** કર્યો ત્યાંસુધી ( **પ્રવેશ પર્યંત** ) ઇશ્વરસૃષ્ટિ સંક્ષેપથી કહી. (૧૩).

## ૨. જીવસૃષ્ટદ્વૈત. ૧૪-૩૧.

ઇશ્વર સૃષ્ટ દ્વૈત કયું છે તે બતાવી હવે શ્લોક ૧૪ થી ૩૧ માં જીવસૃષ્ટ દ્વૈત વર્ણવે છે.

**જીવદ્વૈત અને તેનો સ્રષ્ટાઃ**—પ્રથમ શ્લોક ૧૪ થી ૧૭ માં જીવદ્વૈતની સંખ્યા અને તેનો સ્રષ્ટા કોણ તે કહે છે.

**સપ્તાન્ન બ્રાહ્મણમાં** જીવસૃષ્ટ દ્વૈતનુ વર્ણન આપ્યું છે. તેમાં કહ્યા પ્રમાણે **જીવ**ની જૂદી જૂદી કોટિ ( પ્રકાર ) છે. તેમાંની એક કોટિમાં પિતા-બ્રહ્મા ( બ્રહ્મલોકમાં રહેનાર સ્થૂલ બ્રહ્મા ) પણ છે. અને દેવ, મનુષ્ય, અને અન્ય પ્રાણિઓની પેઠે **બ્રહ્મા**નું રચેલું પણ જીવ દ્વૈત છે. તે ( બ્રહ્માનું રચેલું ) દ્વૈત સાત પ્રકારનું અન્ન છે. તે સાત અન્ન બ્રહ્માએ પોતાના જ્ઞાન અને કર્મ ( **तपस्** ) ના બળથી બનાવ્યાં છે. આ બ્રહ્મા પોતાના અદૃષ્ટ દ્વારા જગતની ઉત્પત્તિ કરવા વડે સર્વ લોકના પાલક જીવ રૂપ છે. એટલે બ્રહ્મા પણ એક મહાન જીવ છે, કેમકે જેમ જીવો **હિરણ્યગર્ભ**ના ભાગ છે તેમ બ્રહ્મા પણ હિરણ્યગર્ભનો એક અંશ છે. બુદ્ધિ ઉત્પન્ન થવાને લીધે [illegible] કહેવાય છે, અને તે બુદ્ધિવાળા અંશો (બ્રહ્મા સુદ્ધાંત) બધા **જીવ** કોટિમાં છે. (૧૪).

આ સાત પ્રકારનાં અન્ન અને તેને ભોગવનાર ચાર પ્રકારની જીવકોટિ નીચે પ્રમાણે છે.

| અન્નનો પ્રકાર. | અન્નને ભોગવનાર. |
|---|---|
| ૧. વ્રીહિ (ડાંગર) વગેરે અનાજ. | ૧. મર્ત્ય–પ્રાણિઓનાં સ્થૂલ શરીર. |
| ૨. દર્શ (અમાવાસ્યાનો યજ્ઞ.)<br>૩. પૂર્ણમાસ (પૂર્ણિમાનો યજ્ઞ.) | ૨. આ બંને અન્નને ભોગવનાર દેવલોક છે. |
| ૪. ક્ષીર–દુધ. | ૩. દુધ પશુનો ખોરાક છે. |
| ૫. મન.<br>૬. વાક્ (વાણિ.)<br>૭. પ્રાણ. | ૪. આ ત્રણ મનુષ્ય, પશુ, પક્ષી, સર્વના જીવાત્માના ખોરાક છે. |

ઉપર પ્રમાણે સાત પ્રકારનાં અન્ન (ભોગ્ય) જો કે જગતના પિતા બ્રહ્માએ સ્વરૂપથી બનાવ્યાં છે–અન્નનાં સ્વરૂપ જો કે બ્રહ્માએ બનાવ્યાં છે, તોપણ દેવાદિ જીવોએ તે અન્નોને પોતાના જ્ઞાન અને કર્મ અનુસાર પોતાના ભોગ–ખોરાક* તરીકે કરી લીધાં છે. (૧૫-૧૬-૧૭).

**જીવદ્વૈતના બે પ્રકાર:**—હવે શ્લોક ૧૮ થી ૩૧ માં આ જીવદ્વૈત (બ્રહ્માએ રચેલાં સાત અન્નરૂપ) બે પ્રકારનાં (**સ્વરૂપમય અને ધીમય**) છે તે સમજાવે છે.

આ અન્નમય જગત્ કાર્ય રૂપ તેમ જ ભોગ્યરૂપ છે–બ્રહ્માનું રચેલું (**ईशाकार्य**) અને જીવોએ તેને પોતાના ભોગ્યરૂપ બનાવેલું (**जीवभोग्य**) એવા બે સંબંધ વાળું છે. જેમ પિતાએ ઉત્પન્ન કરેલી (**पितृजन्या**) પુત્રી તેના ધણિની ભોગ્ય (**भर्तृभोग्या**) છે, તેવી રીતે બ્રહ્મા (જગતના પિતા) એ અન્નનું સ્વરૂપ રચ્યું છે છતાં તેને જીવ ભોગવે છે–ભોગ્યરૂપ બનાવ્યું છે. (૧૮).

આ અન્નમય જગત્ બનાવવામાં સાધન માયાવૃત્તિ રૂપ ઈશ્વરનો સંકલ્પ છે, પરંતુ તેને ભોગવવાનું સાધન મનોવૃત્તિ રૂપ જીવનો સંકલ્પ છે. (૧૯).

જેવી રીતે ઇશ્વરે બનાવેલો મણિ સ્વરૂપથી એક જ પ્રકારનો છે, છતાં તેના ભોક્તાની બુદ્ધિવૃત્તિઓમાં ભેદ હોવાથી તેનો ભોગ પણ જૂદી જૂદી પ્રકારનો થાય છે–જેમકે ત્રણ માણસોએ માર્ગમાં પડેલો મણિ જોયો, તેમાંના બેને તે મણિ લેવાની ઇચ્છા થવાથી તે

* જેનો આહાર કરીને જે જીવે તે તેનો ખોરાક કહેવાય.

લેવાને તેઓ દોડયા, પરંતુ ત્રીજો વિરક્ત હોવાથી તેને લેવાની ઇચ્છા નહીં થવાથી તે મણિને માત્ર જોઇ જ રહ્યો. પેલા બે પૈકી એકના હાથમાં તે મણિ આવ્યો તેથી તે હર્ષ પામ્યો, અને બીજાને ક્રોધ ચઢયો. આ પ્રમાણે સ્વરૂપે એક જ મણિએ ત્રણ જણની મનોવૃત્તિ અનુસાર ત્રણ (મનો) રૂપ-પ્રિય, અપ્રિય, અને ઉપેક્ષ્ય ધારણ કર્યાં. પ્રિય, અપ્રિય, અને ઉપેક્ષ્ય એવા ત્રણ પ્રકારના મણિના આકાર જીવોએ ઉત્પન્ન કર્યા, જો કે ઇશ્વરે બનાવેલું મણિનું સ્વરૂપ તો એક જ રહ્યું. ( ૨૦-૨૧-૨૨ ).

વળી જો કે સ્ત્રી પોતાના સ્વરૂપથી એક જ છે, છતાં તે સ્ત્રીના તરફ જુદી જુદી વૃત્તિથી જોનાર પ્રતિયોગીઓની મનોવૃત્તિ અનુસાર તેને એક પોતાની ભાર્યા ગણે છે, બીજો પુત્રવધુ (स्नुषा) ગણે છે, ત્રીજો જીવ ( કોઇ સ્ત્રી ) તેને નણંદ માને છે, કોઇ દેરાણી ( याता ) ગણે છે, તો કોઇ માતા કહે છે. આ પ્રમાણે દરેક જણ સ્વરૂપથી એક જ સ્ત્રીને પોતાની વૃત્તિ અનુસાર જૂદા જૂદા રૂપે માને છે. ( ૨૩ ).

તેવી જ રીતે ઇશસૃષ્ટ અન્નનું સ્વરૂપ જો કે એક જ છે, છતાં તેના ભોગ્યત્વાકાર જૂદા જૂદા છે, અને તે જીવોના રચેલા છે-તેમના મનના ઉત્પન્ન કરેલા છે. જેમ એક પુરૂષ એક સ્ત્રી તરફ પોતાની ભાર્યા તરીકેના પ્રેમની દ્રષ્ટિથી જોઇ પોતાની ભાર્યા ગણી તે પ્રમાણે વ્યવહાર કરે છે, તો બીજો પુરૂષ તે જ સ્ત્રી તરફ પોતાની બેન તરીકેના સ્નેહની દ્રષ્ટિથી જોઇ તેને પોતાની બેન ગણી તે પ્રમાણે વ્યવહાર કરે છે.

આ પ્રમાણે **मांसमयी** સ્ત્રી એક છતાં **मनोमयी** સ્ત્રી જુદી જુદી છે. ( ૨૫ ).

કોઇ કહેશે કે ભ્રાન્તિ, સ્વપ્ન, મનોરાજ્ય, અને સ્મૃતિમાં ભલે મનોમય આકૃતિ હો; પરંતુ જાગ્રત્ અવસ્થામાં વસ્તુ પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ હોવાથી મનોમયતા નથી. પરંતુ આ શંકા ખોટી છે, કેમકે બુદ્ધિવૃત્તિ રૂપી પ્રમાણનો મેય ( પદાર્થ ) ની સાથે સંબંધ થતાં તે વૃત્તિમાં ( **माने** ) **वृत्तिअनुसार** વિષયાકૃતિ ઉત્પન્ન થાય છે. ( ૨૬-૨૭ ).

જેમ ધાતુના માપ( **मूषा** )માં ગાળેલું તામ્ર રેડતાં તે તામ્ર તે માપના આકાર વાળું થાય છે, તેવી રીતે રૂપ વગેરે વિષયોમાં

પેઠેલું ચિત્ત તે રૂપાદિના આકાર વાળું દેખાય છે. વળી જેમ જગતને પ્રકાશ કરનાર સૂર્યનો તાપ એક રૂપ હોવા છતાં જે ઘટાદિ વસ્તુ ઉપર તે પડે છે તેના આકાર જેવો આકાર તે ધારણ કરે છે, તેવી જ રીતે બુદ્ધિ દરેક પદાર્થને પ્રકાશ કરનારી હોવાથી તે જે પદાર્થમાં પેસે છે તે રૂપ તે થઇ જાય છે. પ્રમાતાની ચિદાભાસયુક્ત બુદ્ધિવૃત્તિ ( **માન–પ્રમાણ** ) મનમાંથી નિકળીને મેય–પદાર્થમાં પેસે છે, અને પદાર્થની સાથે સંબંધમાં આવવાથી તે પદાર્થના જેવો તેનો આકાર થાય છે. ( ૨૮–૨૯–૩૦ ).

આ પ્રમાણે ભોગ્ય પદાર્થનાં બે સ્વરૂપ–બે પ્રકારના વિષયો યથાઃ— ૧. **મૃન્મય** ઘટ, અને ૨. **ધીમય** ઘટ. મૃન્મય ઘટને બુદ્ધિવૃત્તિ ( **માન** ) જાણે છે; પરંતુ મનની અંદર રહેલા ધીમયને તો તે મન પોતે જાણી શકતું નથી, પરંતુ તેનો જાણનાર સાક્ષી–આત્મા છે. ( ૩૧ ).

આ પ્રમાણે **સ્વરૂપમય** અને **ધીમય** એ બે પ્રકારનું દ્વૈત છે. સ્વરૂપમય (અન્ન) બ્રહ્માએ રચેલું છે, ધીમય જીવસૃષ્ટ છે.

### ૪. બંધનું કારણ જીવદ્વૈત (મનોમય પ્રપંચ). ૩૨–૪૨.

ઉપર કહ્યા પ્રમાણે બે પ્રકારના દ્વૈતમાંનુ કયું ત્યાજ્ય છે અને કયું નથી, તે બતાવવા સારૂ પ્રથમ શ્લોક ૩૨ થી ૬૭ માં ત્યાજ્યત્વનું કારણ જે **બંધહેતુત્વ** તે કહે છે.

વિચાર કરતાં એમ માલમ પડે છે કે **ધીમય–માનસ–**દ્વૈત જીવને બંધ કરનારૂં છે, કેમકે જ્યાંસુધી માનસ દ્વૈત છે ત્યાંસુધી સાંસારિક સુખદુઃખ છે; તે નથી ત્યારે સુખદુઃખ પણ નથી. આવા અન્વય અને વ્યતિરેકથી સાબીત થાય છે કે ધીમય **જીવદ્વૈત** બંધનું કારણ છે, પરંતુ **ઇશસૃષ્ટ** દ્વૈત બંધનું કારણ નથી. ( ૩૨ ).

બાહ્ય પદાર્થો જાતે બંધનું કારણ નથી, કારણ કે જો તેમ હોત તો સમાધિ, સુષુપ્તિ, અને મૂર્છામાં પણ બાહ્ય પદાર્થ સુખદુઃખ આપત. પરંતુ તે પાસે પડેલા હોય છતાં આપી શકતા નથી. તેથી ઉલટું સ્વપ્ન, સ્મૃતિ, મનોરાજ્ય વગેરે અવસ્થામાં બાહ્ય (સ્થૂલ) પદાર્થ, જેવા કે સ્ત્રી, વાઘ, વગેરે, પાસે ન હોય તોપણ માનસિક પદાર્થોથી જીવ સુખદુઃખ પામે છે–બંધાય છે. માટે બાહ્ય પદાર્થો જાતે બંધ કરનારા નથી, પરંતુ માનસિક–મનોમય–પ્રપંચ જ બંધહેતુ છે. ( ૩૩ ).

દૃષ્ટાન્ત તરીકે બે માણસોના બે દીકરા દેશાન્તર ગયેલા હતા. તેમાંનો એક ગુજરી ગયો, અને બીજો જીવતો હતો. પરંતુ કોઇ કપટવાદી માણસે આવીને જીવતા પુત્રના પિતાને આવી કહ્યું કે "તમારો પુત્ર મરી ગયો". આ સાંભળી પોતાના પુત્રને મરેલો જાણી તે રડવા લાગ્યો. પરંતુ જેનો પુત્ર ખરી રીતે મરી ગયેલો હતો તેના સાંભળવામાં તે વાત નહીં આવવાથી તે રડતો નથી. આથી સિદ્ધ થાય છે કે માનસજગત્ સર્વ જીવોને બંધ કરનારૂં છે. ( ૩૫ ).

अतः सर्वस्य जीवस्य बंधकृन्मानसं जगत् ॥ ३५ ॥

જો પદાર્થ પોતે જ સુખદુઃખ આપનાર હોત તો તેની પ્રાપ્તિથી વિરાગી કે સંસારીને સરખું સુખ થાત, અને તેના નાશથી બંનેને સરખું દુઃખ થાત. પરંતુ તેમ થતું નથી. વિરાગીને પદાર્થની પ્રાપ્તિ કે નાશથી હર્ષ કે શોક થતો નથી, સંસારીને થાય છે. માટે પદાર્થ જાતે તેવા નથી, પરંતુ સંસારીનું તે તે પદાર્થમાં રહેલું મમત્વ–આસક્તિ ( માનસિક દ્વૈત ) તેને હર્ષશોક ઉત્પન્ન કરે છે. પરંતુ વિરાગીને તે મમત્વ–આસક્તિ ( માનસિક દ્વૈત ) નહીં હોવાથી તે હર્ષ શોક તેને થતા નથી. માટે હર્ષ શોક વાસ્તવિક કાંઇ નથી, પરંતુ ફક્ત માનસિક–મનોમય–છે. મનમાંથી ઉત્પન્ન થઇ મનમાં જ લીન થાય છે. વસ્તુતાએ કાંઇ નથી, છતાં બંધનું કારણ છે. માટે હર્ષશોક( બંધ )નું કારણ પદાર્થો નથી તેમ તેનો નાશ પણ નથી; પરંતુ પદાર્થમાં રહેલી પોતાની આસક્તિના પ્રમાણમાં ઇચ્છિત પદાર્થની પ્રાપ્તિ હર્ષ આપે છે, અને તેનો નાશ શોક આપે છે. માટે માનસિક જગત્–પોતાના મનમાં પદાર્થોને પોતાના ભોગ્યરૂપ માની લેવાની આસક્તિ–એ જ બંધનું કારણ હોઈ હર્ષશોક આપનારૂં થાય છે.

શંકાઃ જ્યારે ધીમય જ એકલું બંધનું કારણ કહેશો, અને બાહ્ય પદાર્થો કાંઇ કરી શકતા નથી એમ પણ કહેશો, તો બાહ્ય પદાર્થોનું અસ્તિત્વ જ નથી એમ તમારે કબુલ કરવું પડશે, અને તેથી બાહ્યાર્થ વ્યર્થ થશે, અને તેથી તમારે વિજ્ઞાનવાદ* કબુલ કરવો પડશે ?

---

* વિજ્ઞાનવાદ=બુદ્ધિ જ આત્મા છે, અને તે જ જૂદા જૂદા પદાર્થનું રૂપ ધારણ કરે છે–બુદ્ધિ જ જગદાકાર થાય છે; બાહ્ય પદાર્થ કાંઇ છે જ નહીં, એવો જે વાદ તે વિજ્ઞાનવાદ કહેવાય છે.

જઃ ના, બાહ્ય પદાર્થો વ્યર્થ નથી. તેમની પણ જરૂર છે, કેમકે માનસ પ્રપંચની ઉત્પત્તિના હેતુ તરીકે—હ્રવાકારના આધારને માટે—બાહ્યાર્થની અપેક્ષા રહેલી છે. બાહ્ય પદાર્થ ન હોય તો માનસિક જગત્ ઉત્પન્ન થાય નહીં, કેમકે તે તે પદાર્થ છે તો મનોવૃત્તિ તે તરફ જઇને મનોમય જગત્ રચે છે, ન હોય તો એકલા મનથી તેમ બને નહીં. માટે બાહ્ય પદાર્થની પણ જરૂર છે. પરંતુ તે બંધકૃત નથી. ( ૩૬ ).

અથવા બાહ્ય પદાર્થ ભલે વ્યર્થ હો. પરંતુ અમારા મતમાં અને વિજ્ઞાનવાદમાં એ ભેદ છે કે. વિજ્ઞાનવાદી બાહ્ય પદાર્થનું અસ્તિત્વ જ ઇનકાર કરે છે, અમે તેમ કહેતા નથી. અમે તો કહીએ છીએ કે બાહ્ય પદાર્થ તો છે.

શંકાઃ જ્યારે બાહ્ય પદાર્થનું કાંઇ પ્રયોજન જ નથી, ત્યારે તે પદાર્થોનું અસ્તિત્વ કેમ કબુલ થાય ?

જઃ આંખને પદાર્થ જોવામાં પ્રયોજનની જરૂર નથી. પ્રયોજન વિના પણ દૃષ્ટિ આગળ જે પદાર્થ આવે તેને આંખ જોઇ શકે. માટે પ્રયોજનના અભાવ માત્રથી કાંઇ બાહ્ય પદાર્થનો અભાવ સિદ્ધ થતો નથી. બાહ્ય પદાર્થ તો છે જ. (૩૭).

આ બંધહેતુ રૂપ માનસદ્વૈતની નિવૃત્તિ બ્રહ્મજ્ઞાન વિના થતી નથી; અને ઇશદ્વૈત તેને (જ્ઞાનને) બાધ કરી શકતું નથી, પણ ઉલટું મદદ કરે છે, તે વાત શ્લો. ૩૮ થી ૪૨ માં કહે છે.

યોગ[સમાધિ]થી તેનો તાત્કાલિક નિરોધ કરી શકાય છે ખરો, પરંતુ તેથી તેની અત્યંત નિવૃત્તિ થતી નથી, કેમકે સમાધિ થઇ રહ્યા પછીના આગામિ માનસ દ્વૈતની ઉત્પત્તિ બ્રહ્મજ્ઞાન વિના અટકતી નથી, એવું ડાંડી પીટાવીને વેદાન્ત કહે છે. (૩૮–૩૯).

શંકાઃ બાહ્ય પદાર્થના નિવારણ વિના—દેખાતા બંધ થયા વિના—બ્રહ્મજ્ઞાન કેમ ઉત્પન્ન થાય ?

જઃ તેનું નિવારણ ન થાય તો પણ તે બાહ્ય પદાર્થો ( ઇશસૃષ્ટ ) મિથ્યા છે એવા જ્ઞાનથી અદ્વૈતવાદીઓને વાસ્તવિક અદ્વૈત બ્રહ્મનું જ્ઞાન થઈ શકે છે. (૪૦).

તેથી ઉલટું પ્રલયકાલમાં જીવ છે છતાં તે વખતે ઈશ્વરસૃષ્ટ દ્વૈતની નિવૃત્તિ થયા છતાં પણ ગુરુશાસ્ત્ર રૂપી દ્વૈતના અભાવને લીધે અદ્વૈત બ્રહ્મનુ જ્ઞાન તેને (જીવને) થતું નથી, (૪૧).

માટે ઈશ્વરનિર્મિત દ્વૈતનું નિવારણ કરવું અશક્ય હોવાથી તે ભલે રહો; તે રહ્યા છતાં તે જ્ઞાનની ઉત્પત્તિને બાધ કરનારૂં નથી ( अबाधकं ), પણ ઉલટું ગુરુશાસ્ત્ર રૂપી દ્વૈત દ્વારા જ્ઞાનનું સાધક છે. (૪૨).

## ૫. જીવદ્વૈતના પ્રકાર, તેનું ત્યાજ્યત્વ, અને તેના ત્યાગનો ઉપાય, ૪૩-૬૨.

અહિં સુધી જગતના સ્રષ્ટા કોણ છે, ઈશ્વરસૃષ્ટ દ્વૈત કયું છે, અને જીવસૃષ્ટ (બ્રહ્મા તથા અન્ય જીવોનું રચેલું ) શું છે, તે કહ્યું. વળી બ્રહ્માએ સ્વરૂપથી રચેલા દ્વૈત ( સમાન્ન ) સિવાય બીજું-જીવોએ રચેલું-માનસિક ( મનોમય) દ્વૈત જીવના બંધનું કારણ છે, બ્રહ્મજ્ઞાનથી આ મનોમય દ્વૈતનો ક્ષય થાય છે, આ જ્ઞાન મેળવવામાં ઈશ્વરસૃષ્ટ દ્વૈત (આકાશાદિ) કંઇ પણ બાધ કરતું નથી, પરંતુ ગુરૂ શાસ્ત્રાદિથી જ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે, એ પણ બતાવ્યું.

હવે શ્લોક ૪૩ થી ૬૨ માં આ માનસિક જગત્ બંધહેતુ હોવાથી તે ત્યાજ્ય છે, અને તે તજવાનો ઉપાય શો છે તે કહે છે.

**જીવદ્વૈતના બે પ્રકાર:**—જીવોએ રચેલું આ મનોમય ( માનસ ) દ્વૈત બે પ્રકારનું છે: ૧. **શાસ્ત્રીય**, અને ૨. **અશાસ્ત્રીય.** તેમાંના **શાસ્ત્રીય** દ્વૈતથી બ્રહ્મજ્ઞાન ( तत्त्वज्ञान ) પ્રાપ્ત થતું હોવાથી તે પ્રાપ્ત થતા સુધી તે ગ્રહણ કરવું જોઇએ. (૪૩).

**શાસ્ત્રીય દ્વૈત:—શાસ્ત્રીય** દ્વૈત શું છે અને તે પણ જ્ઞાન થતાં તજવા લાયક છે એમ શ્લો. ૪૪ થી ૪૮ માં કહે છે:

જીવબ્રહ્મની એકતાના વિચારને **શાસ્ત્રીય માનસ જગત્** કહે છે. આ શાસ્ત્રીય દ્વૈત પણ તત્ત્વજ્ઞાન થતાં તજવાનું છે એવી શ્રુતિની આજ્ઞા છે. શ્રુતિ કહે છે કે જેમ રસોઇ કરી રહ્યા પછી અર્ધું બળેલાં લાકડાં ( उल्का ) નો ત્યાગ કરવામાં આવે છે, તેમ શાસ્ત્રોના પુનઃ પુનઃ અભ્યાસથી પરમ બ્રહ્મનું જ્ઞાન થતાં તે શાસ્ત્રોને તજવાં જોઇએ. જેમ પલાલ( પરાળ )માંથી ધાન્ય કાઢી લીધા

પછી પરાળને તજવામાં આવે છે, તેમ ગ્રંથ વડે **જ્ઞાન** ( શાસ્ત્રીય જ્ઞાન ) અને **વિજ્ઞાન** ( શાસ્ત્રથી નિશ્ચિત કરેલા જ્ઞાનનો અનુભવ) પ્રાપ્ત કરીને ગ્રંથને અશેષ તજવો જોઇએ. અને ધીર પુરૂષે તે બ્રહ્મને જાણ્યા પછી કોઇ શબ્દો ( શાસ્ત્રો ) નું ધ્યાન નહીં કરતાં હમેશાં બ્રાહ્મી બુદ્ધિ કરવી જોઇએ—બ્રહ્મચિંતનમાં જ બુદ્ધિ લગાડવી જોઇએ, કે **જેથી બ્રહ્મજ્ઞાન દૃઢ થાય.** વળી શ્રુતિ કહે છે કે "**तमेवैकं विजानीथ**", "**तमेवैकं जानथ आत्मानमन्या वाचो विमुञ्चथ अमृतस्यैष सेतुः**" "તે એક આત્માને જ જાણો, બીજો શાસ્ત્રાભ્યાસ છોડી દો, મુક્તિનો આ જ સેતુ છે." ( ૪૪-૧-૬-૭-૮ ).

**અશાસ્ત્રીય દ્વૈત-તેનું ત્યાજ્યત્વ:**—હવે અશાસ્ત્રીય દ્વૈત કેટલા પ્રકારનુ છે અને તે પણ તજવા યોગ્ય છે તે શ્લોક ૪૯ થી ૫૮ માં કહે છે.

**અશાસ્ત્રીય** દ્વૈત બે પ્રકારનું છે: ૧. **તીવ્ર**, અને ૨. **મંદ**. કામક્રોધાદિ તીવ્ર છે, અને **મનોરાજ્ય** મંદ છે. આ બંને ( કામક્રોધાદિ તથા મનોરાજ્ય ) તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થયા પહેલાંથી જ તજવાં જોઇએ છીએ, કેમકે તે વિના જ્ઞાન થતું નથી. તેનું કારણ એ છે કે મન જ્યાંસુધી કામક્રોધાદિ રૂપ વિક્ષેપથી રહિત થયું નથી ત્યાંસુધી તે શાન્ત રહી શકતું નથી—ચપળ રહે છે. તેમજ જ્યાંસુધી મન મનોરાજ્ય—સંકલ્પ વિકલ્પ—થી ભરેલું છે ત્યાંસુધી તે **સમાહિત** (સાવધાન) રહી શકતું નથી—આત્મચિંતનમાં ચિત્ત ચોંટી શકતું નથી. આત્મજ્ઞાનને માટે જરૂરનું છે કે મન **શમ** યુક્ત ( કામાદિ વિક્ષેપ રહિત ) અને **સમાહિત** ( સંકલ્પ વિકલ્પ રહિત ) થવું જોઇએ, કેમકે તે વિના તે આત્મચિંતન કરી શકે નહીં. માટે જ્ઞાન થયા પહેલાં તેને તજવાં જોઇએ. ( ૪૯-૫૦ ).

**તત્ત્વજ્ઞાન થયા પછી પણ તીવ્ર દ્વૈતનું ત્યાજ્યત્વ:**--વળી કામાદિ દ્વૈત તત્ત્વજ્ઞાન થયા પછી પણ તજવું જોઇએ, કેમકે તે વિના જીવન્મુક્તિનું સુખ મળતું નથી, કારણકે કામાદિ ક્લેશથી બંધાયલા પુરૂષને જ્ઞાન થયા છતાં જીવન્મુક્તિ મળતી નથી. બ્રહ્મજ્ઞાન થવાથી **વિદેહમુક્તિ** ( મર્ણ પછીની મુક્તિ ) તો મળે છે. પરંતુ તત્ત્વજ્ઞાન થયા છતાં જો પ્રારબ્ધ વશાત્ મન કામાદિ યુક્ત થાય તો, જ્ઞાની પુરૂષને દેહ પડતા સુધી જીંદગી પર્યંત બ્રહ્માનંદની તૃપ્તિનું

જે નિરતિશય સુખ મળે છે તે તેને મળતું નથી. માટે કહ્યું છે કેઃ-

**बोधादुर्ध्वं च तद्धेयं जीवन्मुक्तिमासेद्धये ।**

**कामादिक्लेशबंधेन युक्तस्य न हि मुक्तता ॥ ५१ ॥**

શંકાઃ જીવન્મુક્તિ ભલે ન મળો. પણ તત્ત્વજ્ઞાનથી વિદેહ-મુક્તિ ( પુનર્જન્મનો અભાવ ) તો મળશે ? તો પછી જ્ઞાન થયા પછી કામાદિ શા માટે તજવા જોઈએ ?

જઃ જો જીવ-મુક્તિથી રખેને ઐહિક ભોગ જશે એવી બીકથી તું જીવ-મુક્તિને ત્યાજ્ય ગણી કામાદિનો સ્વીકાર કરીશ, તો પછી તે જ ઐહિક સુખની ખાતર તું વિદેહમુક્તિનો પણ ત્યાગ કરીને ફક્ત સ્વર્ગની પ્રાપ્તિથી પોતાને કૃતાર્થ માનીશ, અને વિદેહ-મુક્તિને પણ છોડીશ. અને જો કદાપિ તું એમ કહેતો હોય કે સ્વર્ગસુખ તો અનિત્ય હોવાથી તેનો કોઈ કાળે નાશ થઈ પાછું મૃત્યુ-લોકમાં આવવું પડશે અને સ્વર્ગનું સુખ બધાને સરખું મળતું નથી પણ ન્યૂનાધિકતા વાળું છે, તે દોષથી તે તજવા યોગ્ય છે, તો જે કામાદિ પોતે અતીવ દોષ રૂપ જ છે તે તો જરૂર ત્યાજ્ય છે. ( ૫૨-૫૩ ).

અને તત્ત્વ જાણ્યા છતાં શાસ્ત્રના વિધિ અને નિષેધનું ઉલ્લંઘન કરીને જો કામાદિ નિઃશેષ રીતે નહીં તજતાં તેને અધીન રહી **યથેષ્ટાચરણ** કરીશ તો અશુચિ પદાર્થનું ભક્ષણ કરનારી કુતરી અને તત્ત્વજ્ઞાની તું-તે બેની વચ્ચે ભેદ શો રહ્યો ? કારણ કે તત્વજ્ઞાનીનો કામાદિભોગ અશુચિ ભક્ષણ બરાબર છે. (૫૪-૫૫).

વળી જ્ઞાન થયા પહેલાં જે કામાદિના ક્લેશથી તું પીડાતો હતો, તે હવે અશેષલોકની નિંદાનો અસહ્ય ક્લેશ તારે સહન કરવો પડશે. તો બોધ પ્રાપ્ત કરીને તેં લોક નિંદા રૂપી ભલો વૈભવ પ્રાપ્ત કર્યો ! (૫૬).

માટે તત્ત્વવેત્તા થઈને વિષ્ટાનું ભક્ષણ કરનાર ડુક્કરની સમાનતા નહીં ઇચ્છતાં બુદ્ધિના સર્વ (કામાદિ) દોષનો ત્યાગ કરીને દેવની પેઠે પૂજ્ય થા. (૫૭).

**કામાદિરૂપ અશાસ્ત્રીય દ્વૈતના ત્યાગનો ઉપાયઃ**—આ પ્રમાણે તત્ત્વજ્ઞાન થયા પછી પણ કામાદિ તજવાનું કહી હવે તે તજવાનો ઉપાય બતાવે છે.

કામ્ય અને દ્વેષ્ય પદાર્થોમાં દોષદૃષ્ટિ કરવી–તે પદાર્થોના દોષ (અનિત્યત્વાદિ) જોવા, અને તે પદાર્થોનું ખરૂં સ્વરૂપ શું છે–સત્ય છે કે અસત્ય–તેનો વિચાર કરવો (दोषदृष्टि तथा स्वरुपविचार) તે કામ, ક્રોધ, વગેરેનો ત્યાગ કરવામાં હેતુ (કારણ) છે. આ દોષદૃષ્ટિ વગેરે વડે કામ ક્રોધાદિ તજવાની વૃત્તિ ઉત્પન્ન થાય છે. માટે મોક્ષ વિષયનો નિર્ણય કરનાર શાસ્ત્રો ઉપરથી તે ઉપાય જોઇને સુખી થાઓ. (૫૮).

**મનોરાજ્ય–મંદદ્વૈત–નું ત્યાજ્યત્વ:**—તીવ્ર દ્વૈત (કામાદિ) નું ત્યાજ્યત્વ બતાવી હવે તત્ત્વજ્ઞાન થયા પછી મંદ દ્વૈત (મનોરાજ્ય) નો પણ ત્યાગ કરવો જોઇએ તે અને તેનો ઉપાય ૫૯ થી ૬૨ માં સમજાવે છે. આ મનોરાજ્ય તજવાનું કારણ શ્રીકૃષ્ણ ભગવાને પણ કહ્યું છે, કેમકે મનોરાજ્યથી–સંકલ્પ વિકલ્પથી–દરેક જાતના કામ ક્રોધાદિ દોષની ઉત્પત્તિ થાય છે. (૫૯).

શ્રીમદ્‌ભગવદ્ ગીતામાં કહ્યું છે તેમ વિષયોનું ધ્યાન–સ્મરણ–કરવાથી તે ઉપર સંગ (આસક્તિ) ઉત્પન્ન થાય છે. આસક્તિ (સંગ)થી તે પ્રાપ્ત કરવાની ઇચ્છા (કામ) થાય છે, તે ઇચ્છા ફળીભૂત ન થતાં કામમાંથી ક્રોધ ઉત્પન્ન થાય છે. માટે મનોરાજ્ય પણ ત્યાજ્ય છે, તત્ત્વજ્ઞાનીએ પણ મનોરાજ્ય તજવું જોઇએ. (૬૦).

**મનોરાજ્યના ત્યાગનો ઉપાય:**—નિર્વિકલ્પ સમાધિ વડે મનોરાજ્ય જીતી શકાય છે, અને નિર્વિકલ્પ સમાધિ ક્રમે કરીને સવિકલ્પ સમાધિથી પ્રાપ્ત થાય છે. (૬૧).

અષ્ટાંગયોગ સાધનાર તે પ્રમાણે (સમાધિથી) સાધી શકે. પરંતુ જેઓથી અષ્ટાંગયોગ બની શકતો નથી તેમને માટે મનોરાજ્ય જીતવાનો ઉપાય શ્લો૦ ૬૨ માં કહ્યો છે. તે નીચે પ્રમાણે:—

તત્ત્વ જાણ્યા છતાં પણ નિદિધ્યાસન નહીં કર્યાથી જેનું તત્ત્વજ્ઞાન દૃઢ થયું નથી તેવા, અને બુદ્ધિના કામાદિ દોષ રહિત થયેલા, જ્ઞાનીએ એકાન્ત વાસ કરીને લાંબે સ્વરેથી (ઓ ઓ–ઓ મ્ એ રીતે) ૐકારનો વારંવાર ઉચ્ચાર કરવાથી મનોરાજ્ય જીતાયછે. (૬૨.

## ૬. મનોરાજ્યવિજયનું ફળ. ૬૩–૬૮.

આ મનોરાજ્ય ઉપર વિજય મેળવવાથી શું ફળ થાય છે તે શ્લો૦ ૬૩ થી ૬૮ માં કહેલું છે.

મનોરાજ્ય જે કામાદિ દોષનું બીજ છે તેને જીતવાથી મન અત્યંત સંકલ્પ વિકલ્પરહિત થાય છે, અને પછી મનનનો કાંઈ પણ વિષય નહીં રહેવાથી મન મૂકવત્-મુંગા માણસની પેઠે ચૂપ-ચાપ રહે છે. આ ઉત્તમ પદનું વર્ણન વસિષ્ઠજીએ શ્રીરામચંદ્રને કર્યું હતું. ( ૬૩ ).

આ પ્રમાણે કરતાં જો "नेह नानास्ति किंचन" એ શ્રુતિવાક્ય અનુસાર અદ્વિતીય બ્રહ્મ સિવાય બીજું કાંઇ પણ (દશ્ય) નથી એવું જ્ઞાન થઇ મન આગળથી દશ્ય પદાર્થોનું નિવારણ થાય, તો મહાન્ નિર્વાણસુખ (મોક્ષસુખ) પ્રાપ્ત થયું એમ સમજવું. (૬૪).

આ પ્રમાણે શાસ્ત્રના અવલોકનથી તથા ગુરુશિષ્યે પરસ્પર લાંબા કાળ સુધી તેનું ગ્રહણ કરવાથી જે ઉત્તમ પદ પ્રાપ્ત થાય છે તે નીચે પ્રમાણે છે;—

संत्यक्तवासनान्मौनादृते नास्त्युत्तमं पदम् ॥ ६५ ॥

જેમાથી વાસના તદ્દન દૂર થઇ છે એવા મનના મૌન કરતાં બીજું કોઇ ઉત્તમ પદ નથી. ( ૬૫ ).

**પ્રારબ્ધદોષનો પ્રતીકારઃ**—આ પ્રમાણે મન વાસના-વૃત્તિ-રહિત થયા છતાં કોઇ કોઈ તત્ત્વજ્ઞાનીને પ્રારબ્ધવશાત્-ભોગદાયિ પ્રારબ્ધ કર્મના પ્રાબલ્યથી-કામ, ક્રોધાદિ ( જેમ દુર્વાસા વગેરે મુનિ-ઓને ) બુદ્ધિમાં વિક્ષેપ ઉત્પન્ન કરી પીડા આપે છે. તેવે સમયે તે જ અભ્યાસથી ( દોષદૃષ્ટિ વગેરે વડે ) બુદ્ધિ ફરીથી સમાહિત થાય છે. જો કે પ્રારબ્ધને કોઇ નિવારી શકતું નથી, છતાં આ ઉપાય કરવાથી ચિત્ત શાન્ત થવાનો સંભવ છે. માટે તે કરવો. (૬૬),

વેદાન્તનો પાર જાણનારા મુનિઓ આવા ચિત્તવિક્ષેપ રહિત તત્ત્વજ્ઞાનીને બ્રહ્મવિદ્-બ્રહ્મ જાણનાર-કહેતા નથી, પરંતુ તે પોતે બ્રહ્મ જ છે એમ કહે છે. જો તેને બ્રહ્મનો જાણનાર કહીએ તો જાણનાર અને જાણવાનો વિષય ( બ્રહ્મ ) બંને જુદા છે એમ કહે-વાય. પરંતુ તે બંને જૂદા નથી, પણ એક છે. માટે તત્ત્વજ્ઞાનીને બ્રહ્મવિદ્ નહીં કહેતાં બ્રહ્મૈવ-બ્રહ્મ જ-કહેવા જોઇએ. જે માણસ દર્શન અને અદર્શન એ બંનેનો ત્યાગ કરીને-હું બ્રહ્મ જાણું છું, હું બ્રહ્મ જાણતો નથી-એવા વ્યવહારનો ત્યાગ કરીને પોતે કેવળ

અદ્વિતીય બ્રહ્મ રૂપે રહે છે તે માણસ બ્રહ્મવિદ્ નહીં, પરંતુ બ્રહ્મ જ છે. ( ૬૭-૬૮ ).

### ૭. દ્વૈતવિવેકનું ફળ. ૬૯.

આ દ્વૈતવિવેકનું ફળ શું છે તે સંક્ષેપમાં કહે છેઃ—

जीवन्मुक्तेः पराकाष्ठा जीवद्वैतविवर्जनात् ।
लभ्यतेऽसावतोऽत्रेदमीशद्वैताद्विवेचितम् ॥ ६९ ॥

આ પ્રમાણે જીવન્મુક્તિની પરાકાષ્ઠા મનોમય પ્રપંચ રૂપી જીવ-દ્વૈતના ત્યાગથી પ્રાપ્ત થાય છે. તેથી કરીને આ પ્રકરણમાં આ જીવ સૃષ્ટ દ્વૈતને ઈશ્વરસૃષ્ટ દ્વૈતથી જુદું કરીને બતાવ્યું, કે જેથી કરીને તે (જીવદ્વૈત) ત્યાગ કરવા યોગ્ય છે એમ જાણવામાં આવે. ( ૬૯ ).

## ચોથું પ્રકરણ સમાપ્ત.



## મૂલાર્થ.

## મહાવાકયવિવેક.

### ૧. " प्रज्ञानं ब्रह्म " એ મહાવાકયનો અર્થ.

येनेक्षते शृणोतीदं जिघ्रति व्याकरोति च ।
स्वाद्वस्वादु विजानाति तत्प्रज्ञानमुदीरितम् ॥ १ ॥
चतुर्मुखेन्द्रदेवेषु मनुष्याश्वगवादिषु ।
चैतन्यमेकं ब्रह्मातः प्रज्ञानं ब्रह्म मय्यपि ॥ २ ॥

જે ચૈતન્ય વડે જીવ જુએ છે, સાંભળે છે, સુંઘે છે, બોલે છે, સ્વાદિષ્ટ અને અસ્વાદિષ્ટ રસને જાણે છે–અર્થાત્ જે ચૈતન્ય વડે જીવ આ સઘળું જાણે છે તે ચૈતન્ય પ્રજ્ઞાન કહેવાય છે. (૧). બ્રહ્મા, ઈંદ્ર, વગેરે ઉત્તમ દેવોમાં, મધ્યમ મનુષ્યોમાં, અને અધમ અશ્વ, ગાય વગેરેમાં જે એક ચૈતન્ય છે તે બ્રહ્મ છે. આ પ્રજ્ઞાન (જાણનાર) રૂપ બ્રહ્મચૈતન્ય સર્વમાં હોવાથી તે મારામાં પણ છે.(૨).

### ૨. " अहं ब्रह्मास्मि " એ મહાવાકયનો અર્થ.

परिपूर्णः परात्मास्मिन्देहे विद्याधिकारिणि ।
बुद्धेः साक्षितया स्थित्वा स्फुरन्नहमितीर्यते ॥ ३ ॥
स्वतःपूर्णः परात्मात्र ब्रह्मशब्देन वर्णितः ।
अस्मीत्यैक्यपरामर्शेन ब्रह्म भवाम्यहम् ॥ ४ ॥

વિદ્યાના અધિકારી આ દેહમાં પરિપૂર્ણ પરમાત્મા બુદ્ધિના સાક્ષી રૂપે સ્થિત થઈને સ્ફુરતાં " अहम् " એમ કહેવાય છે. (૩). દેશકાલાદિની હદ રહિત સ્વતઃ પૂર્ણ પરમાત્મા આ મહાવાકયમાં "ब्रह्म" શબ્દથી ઓળખાય છે. અને આ મહાવાકયમાંના "अस्मि" એ શબ્દવડે " હું " અને " બ્રહ્મ " એ બંનેના સામાનાધિકરણ્યથી પ્રાપ્ત થતી જીવબ્રહ્મની એકતા ગણવામાં આવે છે. (૪).

एकमेवाद्वितीयं सन्नामरूपविवर्जितम् ।
सृष्टेः पुराधुनाप्यस्य तादृक्त्वं तदितीर्यते ॥ ५ ॥

श्रोतुर्देहेन्द्रियातीतं वस्त्वत्र त्वंपदेरितम् ।
एकता ग्राह्यतेऽसीति तदैक्यमनुभूयताम् ॥ ६ ॥

### ૩. "तत्त्वमसि" એ મહાવાક્યનો અર્થ.

સૃષ્ટિ પહેલાં જે સ્વગતાદિ ભેદ રહિત અને નામરૂપ રહિત અદ્વિતીય સત્ હોવાનું પ્રતિપાદિત થયું છે તેનું હાલ ( સૃષ્ટિ પછી ) પણ તાદકત્વ-વિચાર દૃષ્ટિથી તથાત્વ( નામરૂપ રહિતપણું )- છે. તે तत् પદનું લક્ષ્ય છે. મતલબ કે સૃષ્ટિ પહેલાં જેવું ( નામરૂપ રહિત ) સત્ હતું તેવું જ અદ્વિતીય સત્ હાલ-સૃષ્ટિ થયા પછી-પણ છે. તેનું આ તાદકત્વ-તથાત્વ-तत् પદથી ઓળખાય છે. (૫). શ્રોતાના ત્રણે દેહની પાર રહેલું, તેના સાક્ષીરૂપ જે સત્ વસ્તુ છે તે જ આ મહાવાક્યમાં "त्वम्" પદ- નો લક્ષ્ય ( કૂટસ્થ ) છે. અને "असि" પદથી એકતા સમજ- વામાં આવે છે માટે મુમુક્ષુએ આ પ્રમાણુસિદ્ધ જીવબ્રહ્મની ( तत् અને त्वम् પદાર્થોની ) એકતા અનુભવો. (૬).

### ૪. "अयमात्मा ब्रह्म" એ મહાવાક્યનો અર્થ.

स्वप्रकाशापरोक्षत्वमयमित्युक्तितो मतम् ।
अहंकारादिदेहान्तात्प्रत्यगात्मेति गीयते ॥ ७ ॥
दृश्यमानस्य सर्वस्य जगतस्तत्त्वमीर्यते ।
ब्रह्मशब्देन तद्ब्रह्म स्वप्रकाशात्मरूपकम् ॥ ८ ॥

આ મહાવાક્યમાં કહેલા "अयम्" પદથી આત્માની પો- તાના જ પ્રકાશથી અપરોક્ષતા કહી, અને "आत्मा" શબ્દ વડે અહંકારથી સ્થૂલદેહ પર્યંતના સમૂહથી પણ જે આન્તર ( प्रत्यक् ) છે તે आत्मा કહેવાય છે. (૭). દૃશ્યમાન હોવાથી જે મિથ્યા સ્વ- રૂપ છે એવા સકળ જગત્નું જે તત્ત્વ છે-જગત્ના અધિષ્ઠાન રૂપ જે સચ્ચિદાનન્દ સ્વરૂપ છે-તે "ब्रह्म" શબ્દનું લક્ષ્ય કહેવાય છે. આ બ્રહ્મ સ્વપ્રકાશ સ્વરૂપ છે. ( ૮ ).

इति श्रीपंचदश्यां महावाक्यविवेकः ॥ ५ ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

**પાંચમું પ્રકરણ સમાપ્ત.**

## પ્રકરણ ૫.

# મહાવાક્યવિવેક.

### ભાવાર્થ.

**જીવબ્રહ્મની એકતાનું જ્ઞાન એ જ મોક્ષનું સાધન છે,** એ વેદાન્તનો પરમ સિદ્ધાન્ત છે. જીવ સચ્ચિદાનંદ સ્વરૂપ છે તેવું જ બ્રહ્મ છે. તેથી બંને એક રૂપ છે એ પ્રથમના ચાર પ્રકરણમાં યુક્તિ વડે સિદ્ધ કર્યું, અને તેને માટે શ્રુતિનો તેમજ પોતાના અનુભવનો પણ આધાર કહ્યો.

હવે આ ( પાંચમા ) પ્રકરણમાં વેદાન્તના ચાર મહાવાક્યોના વિચારથી આ સિદ્ધાન્ત–જીવબ્રહ્મની એકતા–નો સાક્ષાત્કાર ( અપરોક્ષ જ્ઞાન ) થાય છે તે બતાવવા સારૂ તે મહાવાક્યોનો લક્ષ્યાર્થ સમજાવે છે..

આ ચાર મહાવાક્યો નીચે પ્રમાણે છે:—(૧) प्रज्ञानं ब्रह्म ( ઋગ્વેદના ઐતરેયારણ્યકનું વાક્ય ), (૨) अहं ब्रह्मास्मि ( યજુર્વેદના બૃહદારણ્યક ઉપનિષદ્‌નું વાક્ય ), (૩) तत्त्वमसि ( સામવેદની છાન્દોગ્ય શ્રુતિનું વાક્ય ), અને (૪) अयमात्मा ब्रह्म (અથર્વણ વેદના માંડુક્ય ઉપનિષદ્‌નું વાક્ય ). એ પ્રમાણે દરેક વેદના ઉપનિષદ્‌માંનું એકેક મહાવાક્ય છે.

૧. प्रज्ञानं ब्रह्म । ૧–૨.

प्रज्ञानं ब्रह्म એ મહાવાક્યનો અર્થ બે શ્લોકમાં કહ્યો છે. ૧ લા શ્લોકમાં प्रज्ञान શબ્દનો અર્થ કહ્યો છે, અને ૨ જામાં ब्रह्म શબ્દનો અર્થ બતાવ્યો છે.

જે प्रज्ञान તે જ ब्रह्म છે–પ્રજ્ઞાન અને બ્રહ્મની એકતા છે–પ્રજ્ઞાન અને બ્રહ્મ બંને એક જ છે–બ્રહ્મજ્ઞાન રૂપ છે, એવું આ મહાવાક્યનું કહેવું છે.

**જેમ જીવ અને ઈશ્વર એક છે, જેમ કૂટસ્થ અને બ્રહ્મ એક છે, તેમ પ્રજ્ઞાન અને બ્રહ્મ એક જ છે.**

**પ્રજ્ઞાન શબ્દનો અર્થ:**–જે ચક્ષુરૂપી ચૈતન્ય વડે ( येन ) પુરુષ જુએ છે, જે શ્રોત્ર રૂપી ચૈતન્ય વડે સાંભળે છે, જે ઘ્રાણ રૂપી ચૈત-

ન્ય વડે સુંઘે છે, જે વાણિ રૂપી ચૈતન્ય વડે બોલે છે, અને જે જીહ્વા (રસનેંદ્રિય) રૂપી ચૈતન્ય વડે સ્વાદુ અને અસ્વાદુ જાણે છે, તે સૂક્ષ્મ જ્ઞાન ઇંન્દ્રિયો રૂપી **ચૈતન્ય પ્રજ્ઞાન** કહેવાય છે. (૧).

પુરૂષ જે વડે જુએ છે, સાંભળે છે, સુંઘે છે, બોલે છે, અને ચાખે છે,-એટલે કે પુરૂષ જે વડે આ બધું (જોવાનું, સાંભળવાનું, વગેરે) જાણે છે-આ બધું **જ્ઞાન** મેળવે છે, તે **ચૈતન્ય** છે. અને **ચૈતન્ય** જાણનાર હોવાથી તે **જ્ઞાન-પ્રજ્ઞાન-રૂપ** છે. આ **પ્રજ્ઞાન રૂપ ચૈતન્ય** ચક્ષુ વગેરે ઇંદ્રિયોદ્વારા બહાર નિકળીને તે તે જાતનું જ્ઞાન સંપાદન કરે છે. આ જોવું, સાંભળવું, વગેરે પ્રકારનાં જે જ્ઞાન તે **પ્રજ્ઞાન**નાં જૂદાં જૂદાં નામ માત્ર છે, ખરી રીતે તે બધાં **પ્રજ્ઞાન રૂપ ચૈતન્ય** જ છે. આ એક જીવના સંબંધે કહ્યું.

**બ્રહ્મ** શબ્દનો અર્થઃ—જેમ એક વ્યક્તિમાં **ચૈતન્ય** જાણનાર તરીકે છે તેવી જ રીતે બધી વ્યક્તિઓ,-બ્રહ્મા, ઇંદ્ર, દેવ, મનુષ્ય, અશ્વ, ગાય, આકાશાદિ પંચભૂત, વગેરે સર્વમાં પણ એક જ પ્રકારનું ચૈતન્ય છે, અને તે ચૈતન્ય જ આ મહાવાકયમાં કહેલું જગતના કારણ રૂપ **બ્રહ્મ** છે. તેથી-એટલે જે **ચૈતન્ય** એક વ્યક્તિમાં છે તેવું જ **ચૈતન્ય** (બ્રહ્મ) બીજી દરેક વ્યક્તિમાં છે, અને જે એક વ્યક્તિમાં ચૈતન્ય છે તે **પ્રજ્ઞાન** રૂપ છે તેથી-**પ્રજ્ઞાન** રૂપ **બ્રહ્મ** છે. માટે "Things which are equal to the same thing are equal to one another," એ ન્યાય પ્રમાણે આ પ્રજ્ઞાન રૂપ બ્રહ્મ મારામાં પણ છે. (૨).

ઉપર કહ્યા પ્રમાણે જીવ ઇશ્વર એક છે. વિચાર કરતાં માલમ પડે છે કે આપણા દેહ રૂપી અગમ્ય રચના-જોવું, સાંભળવું, વગેરે ક્રિયા કરનાર, શરીરના દરેક અવયવમાં અને રૂંવાટામાં લોહીને લઇ જનાર નાડીચક્ર વાળું, દરેક કાર્યને ઉપયોગી અવયવ વાળું આ શરીર, તેમ જ પોતપોતાને નિયત કરેલા જ માર્ગમાં નિયમસર ફરનારાં ભુવનો વાળું આ બ્રહ્માંડ બનાવનાર-કર્તા બુદ્ધિ(જ્ઞાન) ધરાવનાર કોઈ વ્યક્તિ (ઇશ્વર) હોવી જોઇએ. આ બધી રચના અક્કલ વાળી અને નિયમિત હોવાથી તેનો રચનાર કોઇ અક્કલ-બુદ્ધિ-વાળો હોવો જોઇએ.

તેવી જ રીતે "આવો બુદ્ધિ-જ્ઞાન-વાળો કોઈ કર્તા હોવો જોઇએ" એવું અનુમાન કરનાર-સમજનાર-જાણનાર આપણો જીવ પણ બુદ્ધિ-જ્ઞાન-રૂપ હોવો જોઇએ.

બંને-ઈશ્વર ( કર્તા ) અને જીવ (જાણનાર)–જ્ઞાનવાળા-**જ્ઞાન રૂપ**-હોવાથી બંને ( ઈશ્વર અને જીવ ) એક જ રૂપ હોવા જોઇએ. જીવ **ઈશ્વરનો** જ એક અંશ છે. જેમ પાંદડું એ વૃક્ષનો જ એક અંશ છે, તેમ જીવ પણ ઈશ્વર રૂપી મહાન વૃક્ષનો જ એક અંશ છે. પરંતુ અજ્ઞાનના આવરણને લીધે જીવ **ઈશ્વર સાથેની પોતાની એકતા** ભૂલી ગયો છે.

જેમ આ ઉપાધિ વાળા જીવ અને ઈશ્વર બંને જ્ઞાન રૂપ હોવાથી એક રૂપ છે, તેમ ઉપાધિ રહિત અને જીવ અને ઈશ્વરના અધિષ્ઠાન રૂપ **કૂટસ્થ** અને ब्रह्म પણ જ્ઞાન રૂપ હોવાથી બંને શુદ્ધ ચૈતન્ય રૂપ છે, કેમકે જે જાણનાર-જ્ઞાન રૂપ-છે તે જડ નહિ, પણ ચૈતન્ય જ હોય. તેમજ જીવ અને ઈશ્વર–જાણનાર અને કર્તા– બંને **ચૈતન્ય** રૂપ હોવાથી એક રૂપ છે. માટે જ્ઞાન ( પ્રજ્ઞાન ) રૂપ ચૈતન્ય બ્રહ્મ સર્વત્ર હોવાથી તે ( બ્રહ્મ ) મારામાં પણ છે, એવો આ " प्रज्ञानं ब्रह्म " મહાવાકયનો ભાવાર્થ છે. ( ૧-૨ ).

આ મહાવાકય ઋગ્વેદના ઐતરેયારણ્યકનું છે. અને વામદેવે ગર્ભમાં રહીને પ્રજાને આ વાકયથી ઉપદેશ કર્યો હતો, તે પ્રસંગનું છે.

## ૨. अहं ब्रह्मास्मि ॥ ૩-૪.

આ બીજું મહાવાકય **अहं ब्रह्मास्मि** અને ત્રીજું મહાવાકય **तत्त्वमसि** એ બંને ખરી રીતે એક જ છે. **तत्त्वमसि** એવું ગુરૂ શિષ્યને કહે છે–ગુરૂ શિષ્યના આત્મા ( જીવ )ને સંબોધીને કહે છે– કે " તે ( ઈશ્વર-બ્રહ્મ ) તું ( જીવ ) છે. માટે તું વિચાર કરીને જો ". શિષ્ય ( જીવ ) વિચાર કરીને જુવે છે, તો તેને માલમ પડે છે–સાક્ષાત્ જ્ઞાન થાય છે–કે " હું તે બ્રહ્મ છું ". તેથી તું ( त्वं ) અને હું ( अहं ), તથા તે ( तत् ) અને બ્રહ્મ ( ब्रह्म ) ના લક્ષ્યાર્થ એક જ છે. પરંતુ દરેક મહાવાકય જુદા જુદા વેદની શ્રુતિઓમાં હોવાથી તથા તેના પ્રસંગો જુદા હોવાથી તેના અર્થ જુદા જુદા કર્યા છે.

" अहं ब्रह्मास्मि " નો લક્ષ્યાર્થ ૩ અને ૪ એ બે શ્લોકમાં આપ્યો છે.

ત્રીજા શ્લોકમાં **अहं** શબ્દનો વાચ્ય અને લક્ષ્યાર્થ ( **જીવ-કૂટસ્થ** ) અને ચોથા શ્લોકમાં બ્રહ્મ શબ્દનો વાચ્ય અને લક્ષ્યાર્થ ( **ઈશ્વર-બ્રહ્મ** ) આપી બંને ( अहं અને ब्रह्म ) ની એકતા બતાવી છે.

**अहं** શબ્દનો અર્થઃ—**अहं** શબ્દનો વાચ્યાર્થ જીવ છે, પરંતુ **अहं**ની ઉપાધિ બાદ કરતાં તેનો લક્ષ્યાર્થ રહે છે, અને તે જીવનું અધિષ્ઠાન **કૂટસ્થ** બ્રહ્મ છે.

આ **કૂટસ્થ** બ્રહ્મ જ બુદ્ધિની ઉપાધિને લીધે પોતાને **अहं** કહે છે.

વિદ્યાના અધિકારિ આ દેહમાં બુદ્ધિના સાક્ષી રૂપે રહીને સ્ફુ-રતા–પ્રકાશતા–સ્વભાવથી પરિપૂર્ણ પરમાત્મા ( દેશ, કાલ, કે વસ્તુની હદ રહિત હોવાથી પરિપૂર્ણ એવા પરમાત્મા ) **अहं** કહેવાય છે.(૩).

કંઇ પણ ઉપાધિ રહિત પરમાત્મા જ્યારે શરીરમાં બુદ્ધિ ( સૂક્ષ્મ શરીરના ) ના સાક્ષી તરીકે પ્રકાશમાન થાય છે ત્યારે તે **अहं** ( જીવ રૂપ ) કહેવાય છે, જો કે બુદ્ધિ ઉપરનું અહંકારપણું છોડી દેતાં તે પરમાત્મા રૂપ જ છે.

આ શરીર વિદ્યાધિકારિ કહેવાય છે, કેમકે શમાદિ સાધન સંપન્ન થઇને શ્રવણ, મનનાદિ દ્વારા વિદ્યાસંપાદન કરવાને તે યોગ્ય ગણાય છે.

**ब्रह्म** શબ્દનો તથા **अस्मि**નો અર્થઃ—સ્વભાવથી પરિપૂર્ણ—દેશ, કાલાદિની હદ રહિત—પૂર્વોક્ત પરમાત્મા જ આ મહાવાકયમાં કહેલું **ब्रह्म** છે. અને **अस्मि**—હું—છું—( હું બ્રહ્મ ) છું—એ શબ્દથી "હું" રૂપ જીવ અને બ્રહ્મનું એક અધિકરણ હોવાથી બંનેની એકતા જણાય છે. ( ૪ ).

ઉપર કહ્યા પ્રમાણે સર્વ વસ્તુમાં રહેલું **પ્રજ્ઞાન રૂપ પરિ-પૂર્ણ ચૈતન્ય** આ માયાકલ્પિત દેહમાં બુદ્ધિના અભિમાનને લીધે તેના સાક્ષી તરીકે—તેના જાણનાર તરીકે—"**अहं**" એ રૂપે—જીવ રૂપે સ્ફુરણ પામે છે. જીવ રૂપે સ્ફુરણ પામવા છતાં જ્યારે તે કલ્પિત બુદ્ધિનો ત્યાગ કરતાં જીવ રૂપે પ્રકાશ પામનાર પોતે **અદ્વૈત બ્રહ્મ** જ છે, એવું જ્ઞાન વિચાર કરવાથી થાય છે, ત્યારે તે જીવ પોતાને "**अहं ब्रह्मास्मि**" એમ જાણે છે.

આ મહાવાકય યજુર્વેદના બૃહદારણ્યક ઉપનિષદનું છે.

### ૩. तत्त्वमसि । ૫–૬.

આ મહા વાકયમાંના **तत्** તથા **त्वम्** પદનો વાચ્યાર્થ અને લક્ષ્યાર્થ ૫ મા અને ૬ ઠા શ્લોકમાં કહે છે.

જેમ **अहं ब्रह्मास्मि** એ વાકયમાં બુદ્ધના સાક્ષીને લઇને **अहं** પદનો અર્થ કર્યો, તેમ આ ( **तत्त्वमसि** ) વાકયમાં દેહરૂપ **त्वं**

( જીવ ) અને જગત્ રૂપ तत् ( ઇશ્વર ) એ બંનેને લઈ त्वं અને तत्‌નો અર્થ કહે છે. પછી કહે છે કે જગત્ રહિત તે સત્ (બ્રહ્મ) અને દેહાદિરહિત તું ( કૂટસ્થ ) બંને એક રૂપ છો.

तत् પદનો અર્થઃ—" सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम् " એ વાકયમાં સૃષ્ટિ ઉત્પન્ન થયા પહેલાં સ્વગત, વગેરે ત્રણુ પ્રકારના ભેદ રહિત જે નામ અને રૂપ ( જગત્ ) વિનાનું એક અદ્વિતીય સત્ ( બ્રહ્મ ) હતું તે જ સત્ હાલ સૃષ્ટિ થયા પછી પણુ વિચાર દષ્ટિએ તેવું જ નામ રૂપ વિનાનું ( तादृक् ) છે. તે તદ્રૂપત્વ तत् પદથી ઓળખાય છે. (૫).

त्वं પદનો અર્થઃ—શ્રોતાના ( શ્રવણાદિ અનુષ્ઠાન દ્વારા મહાવાકયનો અર્થ જાણુવાની ઇચ્છાવાળાના ) સ્થૂલાદિ દેહ ઇંદ્રિય, વગેરેના સાક્ષીરૂપ–સ્થૂલાદિ દેહ વગેરે રહિત–તેથી વિલક્ષણુ આ દેહની સીમા જેટલુંજ સત્ ( જે कूटस्थ નામથી ઓળખાય છે તે ) આ મહાવાકયમાં त्वं પદનો લક્ષ્ય ઓળખાય છે (૬).

त्वम्‌નો વાચ્યાર્થ દેહાવચ્છિન્ન जीव છે, અને તેનો લક્ષ્યાર્થ આ દેહ રહિત આ દેહના અધિષ્ઠાન ભૂત શુદ્ધ સત્ ( દેહની અંદર રહેલું–વધારે નહીં ) છે.

तत्‌નો વાચ્યાર્થ જગતની સીમાવાળો—જગત્ રૂપી દેહવાળો ઈશ્વર છે. અને તેનો લક્ષ્યાર્થ આ જગતરૂપ ઈશ્વરના અધિષ્ઠાન રૂપ જગદ્રહિત સત ( બ્રહ્મ ) છે.

આ દેહમાં રહેલું શુદ્ધ સત્ અને દેહ તથા જગત્ બધામાં રહેલું વ્યાપક સત્ બંને એકજ છે. ફક્ત તે તે ઉપાધિને લીધે જુદા નામથી–त्वम् અને तत् પદથી ઓળખાય છે, જેમ ઘટમાં રહેલું આકાશ અને સર્વત્ર રહેલું આકાશ એક જ છતાં એક ઘટાકાશ અને બીજું મહાકાશ કહેવાય છે. પરંતુ જેમ ઘટની ઉપાધિથી ઘટની અંદરના આકાશમાં કોઇ ફેરફાર થયો નથી, તેમજ દેહની કે જગતની કલ્પિત ઉપાધિથી તેની અંદરના અદ્વિતીય સત્‌માં કોઇ ફેરફાર થયો નથી–હતું તેવું ને તેવું જ છે. આ પ્રમાણે દેહ અને જગતની ઉપાધિવાળા जीव અને ईश्वर ( त्वं અને तत् ) બંને ઉપાધિને લીધે તે નામ વાળા કહેવાય છે, પરંતુ ઉપાધિને બાદ કરતાં બંનેનું એક જ અધિકરણ એક સત્ વસ્તુ છે એમ અનુભવ થશે.

આ ઐકયતા મુમુક્ષુ પુરૂષો અનુભવો, એવો આશીર્વાદ આપે છે. ( ૫–૬ ).

આ મહાવાક્ય સામવેદના છાન્દોગ્ય ઉપનિષદ્‌નું છે. અને તે વડે ઉદ્દાલક મુનિએ શ્વેતકેતુને ઉપદેશ કર્યો હતો.

૪. अयमात्मा ब्रह्म । ૭-૮.

પ્રથમનાં ત્રણ મહાવાક્યમાં **પ્રજ્ઞાન રૂપ**, તથા **બુદ્ધિના સાક્ષી રૂપ**, તથા **દેહેન્દ્રિયાદિથી** જૂદો, એવો આત્મા ( જીવાત્મા ) सत्-ब्रह्म-રૂપ છે, એમ કહ્યું.

હવે આ ચોથા મહાવાક્યમાં એમ કહે છે કે આ આત્માને પ્રકાશ કરનાર બીજું કોઇ નથી, પરંતુ તે પોતે स्वप्रकाश છે; અને તે પરોક્ષ નહિ, પરંતુ હમેશાં अपरोक्ष (પ્રત્યક્ષ) છે. તેમ જ જગત્‌નું તત્ત્વ-કારણ-બ્રહ્મ પણ स्वप्रकाश છે. તેથી આ આત્મા બ્રહ્મ રૂપ જ છે, એમ આ મહાવાક્યમાં કહે છે.

अयं પદનો અર્થઃ—જે વસ્તુને अयं-આ રહી-એમ કહી શકીએ તે વસ્તુ अदृष्टની પેઠે પરોક્ષ નહિ, પણ अपरोक्ष-પ્રત્યક્ષ-નજર આગળ હોવી જોઇએ. તેમજ વળી તે વસ્તુ घटની પેઠે બીજા વડે दृश्य નહિ, પરંતુ પોતાની મેળે પ્રકાશિત-स्वप्रकाश હોવી જોઇએ. તેથી अयं શબ્દથી स्वप्रकाशता વડે अपरोक्ष ( स्वप्रकाशेन अपरोक्षत्वम् ) એવો અર્થ નિકળે છે. (૭).

आत्मा શબ્દનો અર્થઃ—આ મહાવાક્યમાં ' आत्मा ' શબ્દનો અર્થ अहंकारादिदेहान्तात्प्रत्यगात्मा એવો કહેવાય છે. કેટલાક માને છે તેમ દેહાદિ રૂપ आत्मा નહિ, પરંતુ અહંકારથી માંડીને પ્રાણ, મન, ઇંદ્રિય, અને દેહ પર્યંતના સમૂહથી આંતર ( प्रत्यक्-प्रति प्रति अंचतीति प्रत्यक्=દરેક શરીરને પ્રકાશ કરે-પ્રાપ્ત કરે છે તે ) —તે સમૂહના અધિષ્ઠાન રૂપે તથા તેના સાક્ષી રૂપે રહેલો હોવાથી તે બધાથી જે આંતર ( અંદર રહેલો ) છે તે आत्मा છે. (૭).

ब्रह्म પદનો અર્થઃ—આ મહાવાક્યમાંના બ્રહ્મ પદનો અર્થ ૮ મા શ્લોકમાં આપેલો છે.

આ સર્વ દશ્યમાન-મિથ્યા ભૂત-આકાશાદિજગતના અધિષ્ઠાન રૂપ જે વાસ્તવિક सच्चिदानन्द રૂપ तत्त्व છે તે ब्रह्म કહેવાય છે; અને તે (બ્રહ્મ) स्वप्रकाश છે, તેથી આ आत्मा પણ ब्रह्म રૂપ જ છે. (૮).

આ મહાવાક્ય અથર્વણ વેદના માંડુક્ય ઉપનિષદ્‌નું છે, અને તે ગુરૂશિષ્યના સંવાદ રૂપે છે.

## પાંચમું પ્રકરણ સમાપ્ત.

# चित्रदीपप्रकरणम् ॥ ६ ॥

## મૂલાર્થ.

## ચિત્રદીપ.

### ૧. જગતનું આરોપિતપણું-કલ્પિતપણું, અને જ્ઞાનથી તેની નિવૃત્તિ. શ્લો. ૧-૧૭.

यथा चित्रपटे दृष्टमवस्थानां चतुष्टयम् ।
परमात्मनि विज्ञेयं तथावस्थाचतुष्टयम् ॥ १ ॥
यथा धौतो घट्टितश्च लाञ्छितो रञ्जितः पटः ।
चिदन्तर्यामी सूत्रात्मा विराट् चात्मा तथेर्यते ॥२॥
स्वतः शुभ्रोऽत्र धौतः स्याद्धट्टितोऽन्नविलेपनात् ।
मष्याकारैर्लाञ्छितः स्याद्रञ्जितो वर्णपूरणात् ॥ ३ ॥
स्वतश्चिदन्तर्यामी तु मायावी सूक्ष्मसृष्टितः ।
सूत्रात्मा स्थूलसृष्टयैव विराडित्युच्यते परः ॥ ४ ॥

જેવી રીતે ચિત્રપટમાં ચાર અવસ્થાઓ જોવામાં આવે છે, તેવી રીતે પરમાત્મામાં પણ ચાર અવસ્થા છે એમ જાણવું. (૧). જેમ ચિત્રપટ ૧. ધૌત, ૨. ઘટ્ટિત, ૩. લાંછિત, અને ૪. રંજિત હોય છે, તેમ પરમાત્મા પણ ૧. ચિદ્રૂપ, ૨. **અંતર્યામી**, ૩. **સૂત્રાત્મા**, અને ૪. વિરાટ્, કહેવાય છે. ( ૨ ). સ્વતઃ ધોળો પટ ધૌત કહેવાય છે, તેને અન્નનું લેપન કરવાથી તે ઘટ્ટિત થાય છે, મષીના આકારો કરવાથી તે લાંછિત થાય છે, અને તેમાં જૂદા જૂદા રંગ પૂરતાં તે રંજિત કહેવાય છે; તેમ પરમાત્મા સ્વતઃ ચિદ્રૂપ છે, માયાની ઉપાધિને લીધે તે અંતર્યામી થાય છે, સૂક્ષ્મસૃષ્ટિની ઉપાધિથી તે સૂત્રાત્મા કહેવાય છે, અને સ્થૂલ સૃષ્ટિને લીધે વિરાટ્ કહેવાય છે. ( ૩-૪ ).

**ब्रह्माद्याः स्तम्बपर्यन्ताः प्राणिनोऽत्र जडा अपि ।**
**उत्तमाधमभावेन वर्तन्ते पटचित्रवत् ॥ ५ ॥**

પરમાત્માને વિશે ઉત્તમ કે અધમ ભાવથી રહેલા બ્રહ્માથી સ્તમ્બ પર્યંતના ચેતનાત્મક પ્રાણિઓ તેમજ ગિરિનદ્યાદિ જડ પદાર્થો પણ પટ ઉપરના ચિત્ર જેવા છે. (૫).

**चित्रार्पितमनुष्याणां वस्त्राभासाः पृथक् पृथक् ।**
**चित्राधारेण वस्त्रेण सदृशा इव कल्पिताः ॥ ६ ॥**
**पृथक् पृथक्चिदाभासाश्चैतन्याध्यस्तदेहिनाम् ।**
**कल्प्यन्ते जीवनामानो बहुधा संसरन्त्यमी ॥ ७ ॥**

જેમ ચિત્રના આધાર રૂપ વસ્ત્રના જેવા, ચિત્રમાં દોરેલાં મનુષ્યોના પૃથક્ પૃથક્ વસ્ત્રાભાસ કલ્પવામાં આવે છે, તેમ પરમાત્મામાં આરોપિત કરેલા દેવાદિ શરીરોના પણ "જીવ" નામના પૃથક્ પૃથક્ ચિદાભાસ કલ્પવામાં આવ્યા છે. આ જીવો દેવ, તિર્યંક્, મનુષ્ય, વગેરે દેહો પ્રાપ્ત કરીને ઘણી પ્રકારે સંસરે છે, પરમાત્મા નહીં. (૬-૭).

**वस्त्राभासस्थितान्वर्णान्यद्वदाधारवस्त्रगान् ।**
**वदन्त्यज्ञास्तथा जीवसंसारं चिद्गतं विदुः ॥ ८ ॥**

જેમ વસ્ત્રાભાસમાં રહેલા રંગોને ચિત્રના આધાર રૂપ વસ્ત્રના રંગ તરીકે લેખવામાં આવે છે, તેમ અજ્ઞાની પુરૂષો જીવગત સંસારને ચૈતન્યગત સંસાર કહે છે. (૮).

**चित्रस्थपर्वतादीनां वस्त्राभासो न लिख्यते ।**
**सृष्टिस्थमृत्तिकादीनां चिदाभासस्तथा नहि ॥ ९ ॥**

જેમ ચિત્રમાં દોરેલા પર્વતાદિના વસ્ત્રાભાસ દોરવામાં આવતા નથી, તેમ સૃષ્ટિમાંની મૃત્તિકા વગેરે જડ પદાર્થોના ચિદાભાસ કલ્પવામાં આવ્યા નથી. (૯).

**संसारः परमार्थोऽयं संलग्नः स्वात्मवस्तुनि ।**
**इति भ्रान्तिरविद्या स्याद्विद्ययैषा निवर्तते ॥ १० ॥**
**आत्माभासस्य जीवस्य संसारो नात्मवस्तुनः ।**
**इति बोधो भवेद्विद्या लभ्यतेऽसौ विचारणात् ॥ ११ ॥**

सदा विचारे तस्माज्जगज्जीवपरात्मनः ।
जीवभावजगद्भावबाधे स्वात्मैव शिष्यते ॥ १२ ॥

આ સંસાર પરમાર્થ રૂપ છે, અને તે સ્વાત્મામાં લગ્ન થયેલો છે, એવી જે ભ્રાંતિ છે તે અવિદ્યા છે. આ અવિદ્યા જ્ઞાનથી નિવૃત્ત થાય છે. (૧૦). સંસાર આત્માભાસ( ચિદાભાસ ) જે જીવ તેનો છે, આત્માનો નથી, એવો જે બોધ તે જ્ઞાન છે. અને આ જ્ઞાન વિચાર કરવાથી પ્રાપ્ત થાય છે. (૧૧). માટે જગત્, જીવ, અને પરમાત્માના સ્વરૂપ સંબંધી હમેશ વિચાર કરવો જોઇએ. ( પરમાત્માની સાથે જગત્ અને જીવનો પણ વિચાર કરવો જોઇએ ) કેમકે જીવભાવ અને જગદ્‌ભાવનો બાધ થતાં સ્વાત્મા જ શેષ રહે છે. (૧૨).

नाप्रतीतिस्तयोर्बाधः किंतु मिथ्यात्वनिश्चयः ।
नो चेत्सुषुप्तिमूर्च्छादौ मुच्येतायत्नतो जनः ॥ १३ ॥
परमात्मावशेषोऽपि तत्सत्यत्वविनिश्चयः ।
न जगद्विस्मृतिर्नो चेज्जीवन्मुक्तिर्न संभवेत् ॥ १४ ॥

જીવ અને જગતનો બાધ એટલે તેમની અપ્રતીતિ સમજવી નહીં, પરંતુ તેમના મિથ્યાત્વનો નિશ્ચય થવો તે છે. જો તેમ ન હોય તો સુષુપ્તિ, મૂર્ચ્છા, વગેરે દશામાં માણસ વિના પ્રયત્ને મુક્ત થવો જોઇએ, કારણ કે તે વખતે જગત્ કે જીવની પ્રતીતિ થતી જ નથી. ( ૧૩ ). તેવી જ રીતે પરમાત્માવશેષનો અર્થ પણ પરમાત્મા સત્ય વસ્તુ છે એવો નિશ્ચય થવો તે છે, પરંતુ જગતની વિસ્મૃતિ એવો અર્થ નથી. જો જગતની વિસ્મૃતિને પરમાત્માવશેષ કહીએ તો પછી જીવન્મુક્તિ સંભવશે નહીં. ( ૧૪ )

परोक्षा चापरोक्षेति विद्या द्वेधा विचारजा ।
तत्रापरोक्षविद्याप्तौ विचारोऽयं समाप्यते ॥ १५ ॥
अस्ति ब्रह्मेति चेद्वेद परोक्षज्ञानमेव तत् ।
अहं ब्रह्मेति चेद्वेद साक्षात्कारः स उच्यते ॥१६॥

આ જ્ઞાન (विद्या) બે પ્રકારનું છે. ૧. **પરોક્ષ** અને ૨ **અપરોક્ષ.** તે વિચારથી ઉત્પન્ન થાય છે. તે વિચારની અવધિ અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત થતા સુધીની છે. તે પછી તે વિચાર સમાપ્ત થાય છે. ( ૧૫ ). જો

"બ્રહ્મ છે" એટલું જ્ઞાન થાય, તો તે પરોક્ષ જ્ઞાન કહેવાય છે. પરંતુ "હું બ્રહ્મ છું" એવું જ્ઞાન થાય, તો તે સાક્ષાત્કાર-અપરોક્ષ જ્ઞાન કહેવાય છે. ( ૧૬ ).

तत्साक्षात्कारसिद्धर्थमात्मतत्त्वं विविच्यते ।
येनायं सर्वसंसारात्सद्य एव विमुच्यते ॥ १६ ॥

તે સાક્ષાત્કારની સિદ્ધિને માટે આત્મતત્ત્વનું વિવેચન કરવામાં આવે છે, જેથી પુરૂષ તરત જ સર્વ સંસારમાંથી મુક્ત થાય છે.(૧૭).

### ૨. આત્મતત્ત્વવિવેચન. ૧૮-૫૯.

#### જીવ કૂટસ્થનો વિચાર.

कूटस्थो ब्रह्म जीवेशावित्येवं चिच्चतुर्विधा ।
घटाकाशमहाकाशौ जलाकाशाभ्रखे यथा ॥ १८ ॥

૧. કૂટસ્થ, ૨. બ્રહ્મ, ૩. જીવ, અને ૪. ઈશ્વર-એ પ્રમાણે ચૈતન્ય ચાર પ્રકારનું છે, જેમ ઘટાકાશ, મહાકાશ, જલાકાશ, અને મેઘાકાશ-એમ આકાશ ચાર પ્રકારનું છે. ( ૧૮ ).

घटावच्छिन्नखे नीरं यत्तत्र प्रतिबिम्बितः ।
साभ्रनक्षत्र आकाशो जलाकाश उदीर्यते ॥ १९ ॥

महाकाशस्य मध्ये यन्मेघमण्डलमीक्ष्यते ।
प्रतिबिम्बतया तत्र मेघाकाशो जले स्थितः ॥ २० ॥

मेघांशरूपमुदकं तुषाराकारसंस्थितम् ।
तत्र खप्रतिबिम्बोऽयं नीरत्वादनुमीयते ॥ २१ ॥

ઘટથી અવચ્છિન્ન થયેલા આકાશમાં જે જલ રહેલું છે તેમાં પડેલા મેઘ અને નક્ષત્ર સહિત આકાશના પ્રતિબિંબને જલાકાશ કહે છે. ( ૧૯ ). મહાકાશની મધ્યમાં જે મેઘમંડલ છે તે મેઘમંડલમાંના જલમાં પડેલા સાભ્રનક્ષત્ર આકાશના પ્રતિબિંબને મેઘાકાશ કહે છે. ( ૨૦ ). ( મેઘમાં રહેલું જલ પ્રત્યક્ષ પ્રતીયમાન નથી ), છતાં જલ જ મેઘ રૂપ થયેલું હોવાથી મેઘમાં તેના ( મેઘના ) ઉપાદાન કારણ રૂપ જલ વરાળ( તુષાર ) રૂપે-એટલે સૂક્ષ્માવયવ રૂપે-રહેલું છે, એમ અનુમાન થાય છે. તેવી જ રીતે

મેઘમાં રહેલા જલમાં આકાશનું પ્રતિબિંબ હોવાનું અનુમાન થઇ શકે છે. ( ૨૧ ).

अधिष्ठानतया देहद्वयावच्छिन्नचेतनः ।
कूटवन्निर्विकारेण स्थितः कूटस्थ उच्यते ॥ २२ ॥
कूटस्थे कल्पिता बुद्धिस्तत्र चित्प्रतिबिम्बकः ।
प्राणानां धारणाज्जीवः संसारेण स युज्यते ॥२३॥

સ્થૂલ અને સૂક્ષ્મ એવા બે કલ્પિત દેહોના આધાર રૂપ હોઇને તે બે દેહોથી અવચ્છિન્ન થયેલું ચેતન ( આત્મા ) કૂટસ્થ કહેવાય છે, કેમકે દેહમાં ઘણા વિકારો થવા છતાં તે સોનીની એરણ (કૂટ)-ની પેઠે નિર્વિકારી રહે છે. ( ૨૨ ). આ કૂટસ્થમાં બુદ્ધિ કલ્પવામાં આવી છે, અને તે બુદ્ધિમાં પડેલું ચૈતન્યનું પ્રતિબિંબ પ્રાણધારણને લીધે “ જીવ ” કહેવાય છે. તે જીવ સંસારયુક્ત થાય છે. ( ૨૩ ).

જીવ કૂટસ્થનો અન્યોન્યાધ્યાસ. અજ્ઞાન, આવૃતિ, અને વિક્ષેપ.

जलव्योम्ना घटाकाशो यथा सर्वस्तिरोहितः ।
तथा जीवेन कूटस्थः सोऽन्योन्याध्यास उच्यते ॥२४॥

જેમ જલાકાશથી સર્વ ઘટાકાશ ઢંકાઇ જાય છે, તેમ જીવથી કૂટસ્થ ઢંકાયલો છે. તે અન્યોન્યાધ્યાસ કહેવાય છે. ( ૨૪ ).

अयं जीवो न कूटस्थं विविनक्ति कदाचन ।
अनादिरविवेकोऽयं मूलाविद्येति गम्यताम् ॥२५॥
विक्षेपावृत्तिरूपाभ्यां द्विधाऽविद्या व्यवस्थिता ।
न भाति नास्ति कूटस्थ इत्यापादनमावृतिः ॥ २६ ॥

આ જીવ કદાપિ સંસારદશામાં જીવકૂટસ્થનો ભેદ જાણતો નથી, તે જ અનાદિ અવિવેકને મૂલાવિદ્યા તરીકે જાણો. (૨૫). આ અવિદ્યા આવૃતિ અને વિક્ષેપ એ બે પ્રકારે વ્યવસ્થિત થયેલી છે. “ કૂટસ્થ ભાસતો નથી, કૂટસ્થ છે નહીં ” એમ જે બોલવું થાય છે તે આવૃતિ કહેવાય છે. ( ૨૬ ).

अज्ञानी विदुषा पृष्टः कूटस्थं न प्रबुध्यते ।
न भाति नास्ति कूटस्थ इति बुद्ध्वा वदत्यपि ॥२७॥

स्वप्रकाशे कुतोऽविद्या तां विना कथमावृतिः ।
इत्यादितर्कजालानि स्वानुभूतिर्ग्रसत्यसौ ॥ २८ ॥
स्वानुभूतावविश्वासे तर्कस्याप्यनवस्थितेः ।
कथं वा तार्किकंमन्यस्तत्त्वनिश्चयमाप्नुयात् ॥ २९ ॥
बुद्ध्यारोहाय तर्कश्चेदपेक्षेत तथा सति ।
स्वानुभूत्यनुसारेण तर्क्यतां मा कुतर्क्यताम् ॥ ३० ॥
स्वानुभूतिरविद्यायामावृतौ च प्रदर्शिता ।
अतः कूटस्थचैतन्यमविरोधीति तर्क्यताम् ॥ ३१ ॥
तच्चेद्विरोधि केनेयमावृतिर्ह्यनुभूयताम् ।
विवेकस्तु विरोध्यस्यास्तत्त्वज्ञानिनि दृश्यताम् ॥३२॥

જ્ઞાનીએ પ્રશ્ન પૂછતાં અજ્ઞાની કહે છે કે "કૂટસ્થને હું જાણુતો નથી." (આ અજ્ઞાનને અનુભવ છે.) વળી "કૂટસ્થ ભાસતો નથી, છે પણુ નહીં," એ પ્રમાણે આવૃતિનો પણુ અનુભવ કરીને પણુ કહે છે, (આ પ્રમાણે અજ્ઞાન અને આવૃતિમાં અનુભવ જ પ્રમાણુ છે). (૨૭). "સ્વપ્રકાશ ચૈતન્યમાં અવિદ્યા કેવી રીતે હોય, અને અવિદ્યા વિના આવૃતિ પણુ કેવી રીતે સંભવે?" આવા આવા તર્કોને પોતાની અવિદ્યાનો અનુભવ જ બાધ કરે છે. (૨૮). પોતાના અનુભવ ઉપર જેને વિશ્વાસ નથી, તેમ તર્કની પણુ અનવસ્થા હોવાથી તાર્કિકને કેવળ તર્કથી કેવી રીતે તત્ત્વનિશ્ચય થાય? (૨૯). અનુભૂયમાન અર્થને જાણુવાનો સંભવ છે એમ સમજવા સારૂ તર્કની જરૂર છે એમ જો તું કહેતો હોય, તો પણુ પોતાના અનુભવને અનુસરીને તર્ક કરવો જોઇએ, તેની વિરૂદ્ધ ખોટી રીતે તર્ક નહીં કરવો જોઇએ. (૩૦). આ અનુભવ અવિદ્યા અને આવૃતિમાં પ્રદર્શિત થાય છે. માટે કૂટસ્થચૈતન્ય અવિદ્યાનું વિરોધિ નથી એવો તર્ક કરો. (૩૧). જો ચૈતન્ય અવિદ્યાનું વિરોધિ હોય, તો આ અવિદ્યા અને આવૃતિનો અનુભવ કોને થાય? તેનો અનુભવ જ સંભવે નહીં, (કેમકે ચૈતન્ય અવિદ્યાનું વિરોધિ હોવાથી તેની આગળ અવિદ્યા રહી શકે જ નહીં.) પરંતુ અવિદ્યાનો વિરોધી તો વિવેક છે, અને તે વિવેક જ્ઞાનીમાં જોવામાં આવે છે, તેથી જ્ઞાનીમાં અવિદ્યા નથી. (આ વિવેક આગળ અવિદ્યા ટકી શકતી જ નથી.) (૩૨).

વિક્ષેપાધ્યાસ.

अविद्यावृत कूटस्थे देहद्वययुता चितिः ।
शुक्तौ रूप्यवदध्यस्ता विक्षेपाध्यास एवहि ॥ ३३ ॥

જેમ શુક્તિ( છીપ )માં રૂપાનો અધ્યાસ થાય છે, તેમ અવિદ્યાથી કૂટસ્થને વિશે સ્થૂલ સૂક્ષ્મ બે દેહ સહિત ચિતિ–ચિદાભાસ–ચેતનપણું ( હું કર્તા, હું ભોક્તા, એ પ્રમાણે "હું" પણું ) આરોપવામાં–કલ્પવામાં–આવ્યું છે. દેહસહિત આ ચિદાભાસને વિક્ષેપાધ્યાસ કહે છે. ( ૩૩ ).

इदमंशश्च सत्यत्वं शुक्तिगं रूप्य ईक्ष्यते ।
स्वयंत्वं वस्तुता चैवं विक्षेपे वीक्ष्यतेऽन्यगम् ॥ ३४ ॥
नीलपृष्ठत्रिकोणत्वं यथा शुक्तौ तिरोहितम् ।
असङ्गानन्दताद्येवं कूटस्थेऽपि तिरोहितम् ॥ ३५ ॥

જેમ શુક્તિમાં રહેલા "આ" ( इदम् ) અંશ અને "સત્યત્વ" અંશ ( વાસ્તવિકપણું ) માની લીધેલા રૂપામાં દેખાય છે, તેમ કૂટસ્થમાં રહેલા "સ્વયંત્વ" અંશ અને "વસ્તુતા" અંશ વિક્ષેપમાં પણ જોવામાં આવે છે. ( ૩૪ ). જેમ શુક્તિની નીલતા અને ત્રિકોણત્વ ઢંકાઈ જાય છે, તેમ કૂટસ્થની અસંગતા, આનંદતા વગેરે પણ ઢંકાઇ ગયાં છે. ( ૩૫ ).

आरोपितस्य दृष्टान्ते रूप्यं नाम यथा तथा ।
कूटस्थाध्यस्तविक्षेपनामाहमिति निश्चयः ॥ ३६ ॥
इदमंशं स्वतः पश्यन् रूप्यमित्यभिमन्यते ।
तथा स्वं च स्वतः पश्यन्नहमित्यभिमन्यते ॥ ३७ ॥

જેમ દૃષ્ટાન્તમાં ( શુકિતમાં ) આરોપેલા પદાર્થનું "રૂપું" એ નામ છે, તેમ કૂટસ્થમાં આરોપેલા વિક્ષેપનું "अहम्"–"હું"–એ છે. એ પ્રમાણે નિશ્ચય છે. (૩૬). જેમ શુકિતના इदम्–"આ" અંશને સ્વતઃ દેખવા છતાં તેને રૂપા તરીકે માની લેવામાં આવેછે, તેમ स्वम्–પોતાને ( આત્માને )–સ્વતઃ દેખીએ છીએ છતાં તેને अहम्–હું–એમ માની લેવામાં આવે છે. ( ૩૭ ).

इदम् અને રૂપ્યનો, તથા स्व અને अहम्નો ભેદ.

इदंत्वरूप्यते भिन्ने स्वत्वाहन्ते तथेष्यताम् ।
सामान्यं च विशेषश्च ह्युभयत्रापि गम्यते ॥ ३८ ॥

**इदंत्व** અને **रूप्यता** ભિન્ન છે, તેમ **स्वत्व** અને **अहंता** પણ એક બીજાથી ભિન્ન છે, એમ જાણો. જેમ શુક્તિમાં અને રૂપામાં **इदंत्व** સામાન્ય રીતે જોવામાં આવે છે, તેમ કૂટસ્થ અને વિક્ષેપમાં **स्वत्व**રૂપી સામાન્ય પણ જોવામાં આવે છે. અને જેમ "**रूप्यता**" નામની વિશેષતા દૃષ્ટાન્તમાં જોવામાં આવે છે, તેમ **અહંતા** રૂપી વિક્ષેપની વિશેષતા દાર્ષ્ટાન્તિકમાં જોવામાં આવે છે. ( મતલબ કે જેમ "ઇદંત્વ" શુક્તિ અને રૂપામાં સમાન છે, તેમ "**रूप्यता**" બંનેમાં નથી, ફક્ત કલ્પેલા રૂપામાં જ છે. તેવી રીતે જેમ "**स्वत्व**" કૂટસ્થ અને વિક્ષેપમાં સમાન છે, પણ **અહંતા** તો ફક્ત વિક્ષેપમાં જ છે, કૂટસ્થમાં નથી. માટે કૂટસ્થ અને વિક્ષેપ ભિન્ન છે.) ( ૩૮ ).

देवदत्तः स्वयं गच्छेत्त्वं वीक्षस्व स्वयं तथा ।
अहं स्वयं न शक्नोमीत्येवं लोके प्रयुज्यते ॥ ३९ ॥
इदं रूप्यमिदं वस्त्रमिति यद्वदिदं तथा ।
असौ त्वमहमित्येषु स्वयमित्यभिमन्यते ॥ ४० ॥
अहंत्वाद्भिद्यतां स्वत्वं कूटस्थे तेन किं तव ।
स्वयंशब्दार्थ एवैष कूटस्थ इति मे भवेत् ॥ ४१ ॥

"દેવદત્ત" સ્વયં જાય છે," "તેમ જ તું સ્વયં જો", અને "હું સ્વયં શક્તિવાન્ નથી", એ પ્રમાણે લોકમાં સર્વત્ર **स्वयं** શબ્દ યોજવામાં આવે છે. (૩૯). જેવી રીતે "આ રૂપું", "આ વસ્ત્ર", એ પ્રમાણે સર્વત્ર "આ" કહેવામાં આવે છે, તેમ "તે", "તું", "હું", એ સર્વમાં "**स्वयं**" એમ માનવામાં આવે છે. ( માટે જો કે હું, તું, અને તે, એ સર્વ ભિન્ન છે, પરંતુ તે બધામાં જેને માટે "**स्वयं**" વાપરવામાં આવે છે તે તો સર્વત્ર સમાન જ છે. ) ( ૪૦ ). **શંકા**:—"અહંતા" થી "સ્વત્વ"નો ભલે ભેદ હોય. પરંતુ તેથી કૂટસ્થ કોણ તે કયાં સમજાયું ? ઉત્તરઃ—હું, તું, તે, એ સર્વમાં જેને માટે "**स्वयं**" શબ્દ વાપરવામાં આવે છે તે **स्वयं** જ કૂટસ્થ( આત્મા )નો અર્થ છે. ( ૪૧ ).

अन्यत्ववारकं स्वत्वमिति चेदन्यवारणम् ।
कूटस्थस्यात्मतां वक्तुरिष्टमेव हि तद्भवेत् ॥ ४२ ॥
स्वयमात्मेति पर्यायौ तेन लोके तयोः सह ।
प्रयोगो नास्त्यतः स्वत्वमात्मत्वं चान्यवारकम् ॥४३॥

જો તું એમ કહેતો હોય કે સ્વત્વ અન્યત્વનું નિવારણ કરનારૂં છે, તો અમને તે અન્યવારણ ઇષ્ટ છે, કેમકે અમે આ કૂટસ્થને જ આત્મા કહીએ છીએ, બીજાને નહીં (૪૨). (શંકાઃ स्वयं અને आत्मा એ ભિન્ન શબ્દો છે, અને તેથી જેમ "ગાય" અને "ઘોડો" એ શબ્દોનો અર્થ એક નથી, તેમ स्वयं શબ્દનો અર્થ **આત્મા** કેવી રીતે થાય?) ઉત્તરઃ **સ્વયં** અને **આત્મા** એ પર્યાય—એક જ અર્થમાં વપરાતા જૂદા જૂદા શબ્દો—છે. તેથી લોકમાં તેનો સાથે પ્રયોગ કરવામાં આવતો નથી—એમાંથી એક જ બોલવામાં આવે છે. માટે જે **સ્વત્વ** તે જ **આત્મા** છે, અને તે (**સ્વત્વ**) અન્ય—વિક્ષેપ—નું નિવારણ કરનાર છે. (૪૩).

घटः स्वयं न जानातीत्येवं स्वत्वं घटादिषु ।
अचेतनेषु दृष्टं चेद्दृश्यतामात्मसत्ततः ॥ ४४ ॥
चेतनाचेतनभिदा कूटस्थात्मकृता न हि ।
किंतु बुद्धिकृता भासकृतवेत्यवगम्यताम् ॥ ४५ ॥
यथा चेतन आभासः कूटस्थे भ्रान्तिकल्पितः ।
अचेतनो घटादिश्च तथा तत्रैव कल्पितः ॥ ४६ ॥

જો તમે એમ કહેતા હો કે "ઘટ સ્વયં જાણતો નથી," એ પ્રમાણે અચેતન ઘટાદિમાં પણ "સ્વત્વ" જોવામાં આવે છે, તો તેમાં આત્માની સત્તા હોવાથી તે દેખાય છે. (૪૪). ચેતન અને અચેતન એવા ભેદ કૂટસ્થ આત્માએ કરેલા નથી, પરંતુ બુદ્ધિ અને ચિદાભાસને લીધે થયેલા છે, એમ જાણો. (૪૫). જેમ ચેતન ચિદાભાસ કૂટસ્થમાં ભ્રાન્તિને લીધે કલ્પવામાં આવ્યો છે, તેમ અચેતન ઘટાદિ પણ તે કૂટસ્થમાં જ કલ્પવામાં આવ્યા છે. (૪૬).

तत्तेदन्ते अपि स्वत्वमिव त्वमहमादिषु ।
सर्वत्रानुगते तेन तयोरप्यात्मतेति चेत् ॥ ४७ ॥

ते आत्मत्वेऽप्यनुगते तत्तेदन्ते ततस्तयोः ।
आत्मत्वं नैव संभाव्यं सम्यक्त्वादेर्यथा तथा ॥ ४८ ॥
तत्तेदन्ते स्वतान्यत्वे त्वन्ताहन्ते परस्परम् ।
प्रतिद्वन्द्वितया लोके प्रसिद्धे नास्ति संशयः ॥४९॥
अन्यतायाः प्रतिद्वन्द्वी स्वयं कूटस्थ इष्यताम् ।
त्वन्तायाः प्रतियोगी योऽहमित्यात्मनि कल्पितः ॥५०॥

જો તમે એમ કહેતા હો કે સ્વત્વની પેઠે तत्–તે, इदम्–આ, એમ તત્તા અને ઇદંતા પણ તું, હું, વગેરે સર્વમાં અનુગત જોવામાં આવે છે, માટે તે ( તત્તા અને ઇદતા ) પણ આત્મા છે, તો તેનો ખુલાસો એ છે કે જેમ તત્તા અને ઇદંતા તું, હું, વગેરેમાં અનુગત છે તેમ આત્મામાં પણ છે. માટે તત્તા ઇદંતા આત્મા ઉપરાંત અધિક ઠેકાણે હોવાને લીધે તેઓ આત્મા નથી; જેમ સમ્યક્ આત્મા, અસમ્યક્ આત્મા, એમ સમ્યક્ત્વ, અસમ્યક્ત્વ આત્મામાં હોવા છતાં તેઓ આત્મા નથી, તેમ " તત્તા " " ઇદંતા " પણ નથી. ( ૪૭–૪૮ ). " તે " અને " આ ", " સ્વ " અને "અન્ય", " તું અને હું, " એ પ્રતિદ્વંદ્વિ–વિરોધિ–રૂપે લોકમાં પ્રસિદ્ધ છે, તેમાં સંશય નથી. ( ૪૯ ). અન્યતાનો પ્રતિયોગી સ્વયંશબ્દાર્થ કૂટસ્થ છે એમ જાણો. માટે " તું " નો પ્રતિયોગી જે " હું ", તે રૂપ જે ચિદાભાસ છે તે કૂટસ્થમાં કલ્પેલો છે. ( ૫૦ ).

अहन्तास्वत्वयोर्भेदे रूप्यतेदन्तयोरिव ।
स्पष्टेऽपि मोहमापन्ना एकत्वं प्रतिपेदिरे ॥ ५१ ॥
तादात्म्याध्यास एवात्र पूर्वोक्ताविद्यया कृतः ।
अविद्यायां निवृत्तायां तत्कार्यं विनिवर्तते ॥ ५२ ॥
अविद्यावृतितादात्म्ये विद्ययैव विनश्यतः ।
विक्षेपस्य स्वरूपं तु प्रारब्धक्षयमीक्षते ॥ ५३ ॥

જેમ રૂપ્યતા અને ઇદંતાનો ભેદ છે, તેમ અહંતા અને સ્વત્વનો ભેદ સ્પષ્ટ છે; છતાં મોહ પામેલા પુરૂષો તેમનું એકત્વ માની બેઠા છે. ( ૫૧ ). આ જ ઉપર કહેલી અવિદ્યાએ કરેલો તાદાત્મ્યાધ્યાસ છે. આ અવિદ્યાના કાર્ય રૂપ તાદાત્મ્યાધ્યાસનું કારણ જે અવિદ્યા તે નિવૃત્ત થતાં તે તાદાત્મ્યાધ્યાસ દૂર થશે. ( ૫૨ ). અવિદ્યા

અને આવૃતિ જ્ઞાનથી નિવૃત્ત થઇ જાય છે, પરંતુ વિક્ષેપનું સ્વરૂપ નિવૃત્ત થવાને પ્રારબ્ધક્ષયની જરૂર છે. મતલબ કે જ્ઞાનથી અવિદ્યા અને આવૃત્તિ નષ્ટ થાય છે ખરાં, છતાં પ્રારબ્ધનો ક્ષય થતા સુધી દેહાદિ વિક્ષેપસ્વરૂપ નષ્ટ થતું નથી. ( ૫૩ ).

उपादाने विनष्टेऽपि क्षणं कार्यं प्रतीक्षते ।
इत्याहुस्तार्किकास्तद्वदस्माकं किं न संभवेत् ॥ ५४ ॥
तन्तूनां दिनसंख्यानां तैस्तादृक् क्षण ईरितः
भ्रमस्यासंख्यकल्पस्य योग्यः क्षण इहेष्यताम् ॥५५॥
विना क्षोदक्षमं मानं तैर्वृथा परिकल्प्यते ।
श्रुतियुक्त्यनुभूतिभ्यो वदतां किंनु दुःशकम् ॥ ५६ ॥

અવિદ્યા રૂપી ઉપાદાન કારણ નષ્ટ થયા છતાં તેનું કાર્ય એક ક્ષણ વાર દેખવામાં આવે છે, એમ તાર્કિકો પણ માને છે. તો અમારા કાર્યની અનુવૃત્તિ કેમ નહીં સંભવે ? ( ૫૪ ). થોડા દિવસ રહેનાર તંતુની તેમણે તેવડી ક્ષણ કહી છે. તો અસંખ્ય કલ્પોથી ચાલતા આવેલા વિક્ષેપ ( જીવ ) રૂપી ભ્રમની તે પ્રમાણમાં યોગ્ય ક્ષણ ધારી લ્યો. ( ૫૫ ). જ્યારે તેઓ ( તાર્કિકો ) વિચારયુક્ત પ્રમાણ વિના પણ કાર્યના નાશ પછી ક્ષણ વાર કાર્ય જોવામાં આવે છે એવી વૃથા કલ્પના કરે છે, તો શ્રુતિ, યુક્તિ, અને અનુભવથી કહેતાં અમને શું મુશ્કેલ છે ? ( ૫૬ ).

आस्तां दुस्तार्किकैः साकं विवादः प्रकृतं ब्रुवे ।
स्वाहमोः सिद्धमेकत्वं कूटस्थपरिणामिनोः ॥ ५७ ॥
भ्राम्यन्ते पण्डितंमन्याः सर्वे लौकिकतैर्थिकाः ।
अनादृत्य श्रुतिं मौर्ख्यात्केवलां युक्तिमाश्रिताः ॥५८॥
पूर्वापरपरामर्शविकलास्तत्र केचन ।
वाक्याभासान्स्वस्वपक्षे योजयन्त्यप्यलज्जया ॥५९॥

દુસ્તાર્કિકોની સાથે વિવાદ કરવો રહેવા દો. જે પ્રકૃત વાત છે તે કહીએ છીએ. અને તે એ જ કે કૂટસ્થ સ્વરૂપ સ્વ અને પરિણામી અહમ્—એ બંનેનું એકત્વ ભ્રાન્તિને લીધે માન્યું છે. (૫૭). મૂર્ખતાથી શ્રુતિનો અનાદર કરનારા અને કેવલ યુક્તિનો આશ્રય લેનારા, પોતાને પંડિત માનનાર સર્વે લૌકિકો ( પ્રહ્લાદના પુત્ર

વિરોચનના મત વાળા બૌદ્ધો ) અને તૈર્થિકો ( તિર્થંકરને માનનારા જૈનો ) ભ્રાન્તિમાં પડેલા છે-શ્રુતિ તાત્પર્યનું પર્યાલોચન નહીં કરવાથી કૂટસ્થજીવની એકતા ભ્રાન્તિસિદ્ધ છે એમ તેઓ જાણતા નથી. ( ૫૮ ). વળી કેટલાક તો શાસ્ત્રનો પૂર્વાપર સંબંધ છોડી દઇને લજ્જા રહિત થઇને શ્રુતિમાંના વાક્યોનો આભાસ—કોઇ વાક્ય અહીંથી અને કોઇ વાક્ય બીજેથી-લઇને પોતપોતાના પક્ષનું સમર્થન કરવાને યોજે છે. ( ૫૯ ).

**૩. જીવઇશ્વરના સ્વરૂપ સંબંધી વિવાદ. ૬૦-૧૨૧.**

૧. જીવના સ્વરૂપ સંબંધી વિવાદ. ૬૦-૧૦૧.

कूटस्थादिशरीरान्तसंघातस्यात्मतां जगुः ।
लोकायताः पामराश्च प्रत्यक्षाभासमाश्रिता ॥ ६० ॥
श्रौतीकर्तुं स्वपक्षं ते कोशमन्नमयं तथा ।
विरोचनस्य सिद्धान्तं प्रमाणं प्रतिजज्ञिरे ॥ ६१ ॥

ફક્ત પ્રત્યક્ષ પ્રમાણનો જ આશ્રય કરનારા **લોકાયતો** ( ચાર્વાકના મતવાળા ) અને પામર પુરૂષો કૂટસ્થથી **શરીર** પર્યંતના સમૂહને આત્મા કહે છે. ( ૬૦ ). અને તેઓ પોતાનો પક્ષ શ્રુતિ અનુસાર છે એમ બતાવવા સારૂ શ્રુતિમાં વર્ણવેલા અન્નમય કોશને તથા પ્રહ્લાદના પુત્ર **વિરોચનના** સિદ્ધાન્તને પ્રમાણ તરીકે સ્વીકારે છે. ( ૬૧ ).

जीवात्मनिर्गमे देहमरणस्यात्र दर्शनात् ।
देहातिरिक्त एवात्मेत्याहुर्लोकायताः परे ॥ ६२ ॥
प्रत्यक्षत्वेनाभिमताहंधीर्देहातिरेकिणः ।
गमयेदिन्द्रियात्मानं वच्मीत्यादिप्रयोगतः ॥ ६३ ॥
वागादीनामिन्द्रियाणां कलहः श्रुतिषु श्रुतः ।
तेन चैतन्यमेतेषामात्मत्वं तत एव हि ॥ ६४ ॥

બીજા **લોકાયતો** કહે છે કે શરીરમાંથી જીવાત્મા નીકળી જવાથી આ લોકમાં શરીરનું મરણ જોવામાં આવે છે, માટે દેહથી જૂદો આત્મા છે. ( ૬૨ ). " **अहं वच्मि** ", " **अहं पश्यामि** " એ શ્રુતિવાક્યોમાં ઇંદ્રિયો પોતાને માટે **अहं** શબ્દનો પ્રયોગ કરતી જોવામાં આવે છે, તેથી તેમાં પ્રત્યક્ષપણે દેખાતી અહંબુદ્ધિ દેહથી

જૂદા ઇંદ્રિય રૂપી આત્માને જણાવે છે. ( ૬૩ ) શ્રુતિમાં વાણિ વગેરે ઇંદ્રિયો વચ્ચે થયેલો કલહ સાંભળવામાં આવ્યો છે. તેથી તેમની ચેતનતા જણાય છે. અને ઇંદ્રિયો ચેતન હોવાથી તે (ઇંદ્રિયો) જ આત્મા છે. ( ૬૪ ).

हैरण्यगर्भाः प्राणात्मवा[illegible]मूचिरे ।

चक्षुराद्यक्षलोपेऽपि [illegible]णसत्त्वे तु जीवति ॥ ६५ ॥

प्राणो जागर्ति सुप्तेऽपि प्राणश्रैष्ठ्यादिकं श्रुतम् ।

कोशः प्राणमयः सम्यग्विस्तरेण प्रपञ्चितः ॥ ६६ ॥

હૈરણ્યગર્ભો જેઓ પ્રાણને આત્મા માનનારા છે તેઓ કહે છે કે ચક્ષુ વગેરે ઇંદ્રિયોનો લોપ થવા છતાં પણ શરીરમાં પ્રાણ હોય ત્યાંસુધી માણુસ જીવે છે. ( માટે પ્રાણ આત્મા છે. ) (૬૫). માણુસ ઉંઘતો છતાં પ્રાણ જાગતો રહે છે. અને શ્રુતિમાં પ્રાણની શ્રેષ્ઠતા વગેરે સાંભળવામાં. આવે છે. તેમ જ પ્રાણમય કોશનો વિસ્તાર પણ તેમાં સારી રીતે કરવામાં આવ્યો છે. (૬૬).

मन आत्मेति मन्यन्त उपासनपरा जनाः ।

प्राणस्याभोक्तृता स्पष्टा भोक्तृत्वं मनसस्ततः ॥ ६७ ॥

मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः ।

श्रुतो मनोमयः कोशस्तेनात्मेतीरितं मनः ॥ ६८ ॥

પ્રાણથી પણ અંદર રહેલા મનોમય કોશને આત્મા માનનાર ઉપાસક લોકો મનને આત્મા માને છે, કારણ કે પ્રાણ જડ હોવાથી તે ભોક્તા નથી એ વાત સ્પષ્ટ છે. માટે મન ભોક્તા છે. ( ૬૭ ). વળી મનુષ્યોના બંધમોક્ષનું કારણ મન જ છે. અને શ્રુતિમાં મનોમય કોશ પણ વર્ણવ્યો છે. માટે મન આત્મા છે એમ તેઓ કહે છે. ( ૬૮ ).

विज्ञानमात्मेति पर आहुः क्षणिकवादिनः ।

यतो विज्ञान[illegible]लत्वं मनसो गम्यते स्फुटम् ॥ ६९ ॥

अहंवृत्तिरिदंवृत्तिरित्यन्तःकरणं द्विधा ।

विज्ञानं स्यादहंवृत्तिरिदंवृत्तिर्मनो भवेत् ॥ ७० ॥

अहंप्रत्ययबीजत्वमिदंवृत्तेरिति स्फुटम् ।

अविदित्वा स्वमात्मानं बाह्यं वेत्ति न तु क्वचित् ॥७१॥

**क्षणे क्षणे जन्मनाशावहंवृत्तेर्मितौ यतः ।**
**विज्ञानं क्षणिकं तेन स्वप्रकाशं स्वतो मितेः ॥ ७२ ॥**
**विज्ञानमयकोशोऽयं जीव इत्यागमा जगुः ।**
**सर्वसंसार एतस्य जन्मनाशसुखादिकः ॥ ७३ ॥**

પદાર્થોને ક્ષણિક માનનારા **विज्ञानवादी બૌદ્ધો** કહે છે કે **વિજ્ઞાનમય કોશ આત્મા છે,** કારણ કે મનનું મૂળ (કારણ) બુદ્ધિ છે એ સ્પષ્ટ રીતે જણાય છે. (૬૯). અંતઃકરણ બે પ્રકારનું છે—અહંવૃત્તિ અને ઇદંવૃત્તિ. અહંવૃત્તિ બુદ્ધિ છે, અને ઇદંવૃતિ મન છે. (૭૦). ઇદંવૃત્તિનું કારણ અહંવૃત્તિ છે તે વાત સ્પષ્ટ છે, કારણ કે અહંવૃત્તિનો ઉદય થયા વિના ઇદંવૃત્તિનો ઉદય થઇ શકે નહીં પોતાને—આત્માને—જાણ્યા વિના (**अविदित्वा**) ક્યાંએ પણ બાહ્ય પદાર્થને કોઈ જાણતું નથી. (૭૧). અહંવૃત્તિનો જન્મ અને નાશ ક્ષણે ક્ષણે સિદ્ધ થાય છે (**मितौ**), તેથી બુદ્ધિ (**विज्ञान**) ક્ષણિક છે. પણ તે સ્વપ્રકાશ છે, કારણ કે તે વાત પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ છે. (૭૨). આ વિજ્ઞાનમય કોશ જીવ છે એમ શાસ્ત્રો પણ કહે છે. અને જન્મ, નાશ, સુખ, દુઃખ, વગેરે સર્વ સંસાર તેનો જ છે. (માટે વિજ્ઞાનમય કોશ આત્મા છે. એમ **विज्ञान-वादी** કહે છે). (૭૩).

**विज्ञानं क्षणिकं नात्मा विद्युदभ्रनिमेषवत् ।**
**अन्यस्यानुपलब्धत्वाच्छून्यं माध्यमिका जगुः ॥७४॥**
**असदेवेदमित्यादाविदमेव श्रुतं ततः ।**
**ज्ञानज्ञेयात्मकं सर्वं जगद्भ्रान्तिप्रकल्पितम् ॥ ७५ ॥**

જેમ વીજળી વાદળમાં ક્ષણ વાર (**निमेष**) દેખાઇ અદૃશ્ય થઇ જાય છે, તેમ વિજ્ઞાન પણ ક્ષણિક હોવાથી તે આત્મા નથી. અને બીજો કોઇ આત્મા જોવામાં આવતો નથી માટે શૂન્ય છે—કોઇ જ નથી. આવું **માધ્યમિક બૌદ્ધો** (બૌદ્ધોનો અવાન્તર ભેદ-શૂન્ય મતવાળા બૌદ્ધો) કહે છે. (૭૪). તેથી "આ સર્વ જગત્ અસત્ છે"—એ વગેરે શ્રુતિવાક્યોમાં આ શૂન્યવાદ જ સાંભળવામાં આવે છે. વળી જ્ઞાન અને જ્ઞેયાત્મક સર્વ જગત્ ભ્રાન્તિથી

કલ્પેલું છે એમ પણ શ્રુતિ કહે છે. માટે શૂન્ય છે, એમ તેઓ કહે છે. (૭૫).

निरधिष्ठानविभ्रान्तेरभावादात्मनोऽस्तिता ।
शून्यस्यापि ससाक्षित्वादन्यथा नोक्तिरस्य ते ॥७६॥

अन्यो विज्ञानमयत आनन्दमय आन्तरः ।
अस्तीत्येवोपलब्धव्य इति वैदिकदर्शनम् ॥ ७७ ॥

પરંતુ વેદાન્તનો સિદ્ધાંત એ છે કે આધાર ( अधिष्ठान ) વિના ભ્રાન્તિ થઇ શકતી નથી, માટે આત્માનું અસ્તિત્વ સિદ્ધ થાય છે. અને શૂન્યનો પણ કોઇ સાક્ષી હોવો જોઇએ. જો ન હોય તો " શૂન્ય છે " એવું તમે જાણી શકો નહીં, અને બોલી પણ શકો નહીં. ( ૭૬ ). માટે વિજ્ઞાનમયથી પણ અંદર રહેલો જે આનન્દમય કોશ છે તે જ જીવાત્મા છે, એમ જાણવું. આવો વેદનો એક દેશી સિદ્ધાન્ત છે. ( ૭૭ ).

આત્માનું પરિમાણ કેવડું છે તે વિશેનો વિવાદ.

अणुर्महान्मध्यमो वेत्येवं तत्रापि वादिनः ।
बहुधा विवदन्ते हि श्रुतियुक्तिसमाश्रयात् ॥ ७८ ॥

જીવાત્મા અણુ છે, મધ્યમ છે, કે મહાન્ છે ? તે વિશે પણ વાદીઓ શ્રુતિ અને યુક્તિનો આશ્રય લઇને બહુ પ્રકારના વિવાદ કરે છે. ( ૭૮ ).

अणुं वदन्त्यान्तरालाः सूक्ष्मनाडीप्रचारतः ।
रोम्णः सहस्रभागेन तुल्यासु प्रचरत्ययम् ॥ ७९ ॥

अणोरणीयानेषोऽणुः सूक्ष्मात्सूक्ष्मतरं त्विति ।
अणुत्वमाहुः श्रुतयः शतशोऽथ सहस्रशः ॥ ८० ॥

वालाग्रशतभागस्य शतधा कल्पितस्य च ।
भागो जीवः स विज्ञेय इति चाहापरा श्रुति ॥ ८१ ॥

અણુત્વવાદી આન્તરાલાઓ જીવાત્માનો સૂક્ષ્મ નાડીમાં પ્રચાર થતો હોવાથી તેને અણુ કહે છે, કારણ કે રોમના હજારમા ભાગ જેવી સૂક્ષ્મ નાડીઓમાં પણ તેનો પ્રચાર થાય છે. ( ૭૯ ). " આત્મા અણુ કરતાં પણ અણુ છે, સૂક્ષ્મ કરતાં

સૂક્ષ્મ છે, ” એ વગેરે સેંકડો અને હજારો શ્રુતિઓ આત્માને અણુ કહે છે. (૮૦) વાળના અગ્રના સોમા ભાગના પણ સો ભાગ કલ્પીએ, તેમાંના એક ભાગ જેવડો જીવ જાણવો, એમ બીજી એક શ્રુતિ પણ કહે છે. ( ૮૧ ).

दिगम्बरा मध्यमत्वमाहुरापादमस्तकम् ।
चैतन्यव्याप्तिसंदृष्टेरानखाग्रश्रुतेरपि ॥ ८२ ॥

सूक्ष्मनाडीप्रचारस्तु सूक्ष्[illegible]र्वेत् ।
स्थूलदेहस्य हस्ताभ्यां कञ्चुकप्रतिमोकवत् ॥ ८३ ॥

न्यूनाधिकशरीरेषु प्रवेशोऽपि गमागमैः ।
आत्मांशानां भवेत्तेन मध्यमत्वं विनिश्चितम् ॥८४॥

દિગંબર મતવાળા (જૈનો) આત્માને મધ્યમ પરિમાણુ વાળો, એટલે શરીર જેવડો લાંબો પહોળો માને છે, કેમકે પગથી મસ્તક પર્યંત ચૈતન્યની વ્યાપ્તિ જોવામાં આવે છે. તેમ જ “ आनखाग्र ” નામની શ્રુતિ પણ તે જ કહે છે. ( ૮૨ ). સૂક્ષ્મ નાડીઓમાં આત્માનો પ્રચાર આત્માના સૂક્ષ્મ અવયવો વડે થાય છે, જેમ પહેરણમાં સ્થૂલ દેહનો પ્રવેશ હાથ દ્વારા થાય છે. ( ૮૩ ). નાના મોટા શરીરોવાળા પ્રાણીઓના દેહોમાં આત્માનો પ્રવેશ આત્માના ઓછાવત્તા અવયવોના જવા આવવાથી થાય છે. માટે તેઓ આત્મા મધ્યમ હોવાનો નિશ્ચય કરે છે. ( ૮૪ ).

सांशस्य घटवन्नाशो भवत्येव तथा सति ।
कृतनाशाकृताभ्यागमयोः को वारको भवेत् ॥ ८५ ॥

तस्मादात्मा महानेव नैवाणुर्नापि मध्यमः ।
आकाशवत्सर्वगतो निरंशः श्रुतिसंमतः ॥ ८६ ॥

અવયવવાળા પદાર્થનો ઘટની પેઠે નાશ થાય છે. તેથી અવયવવાળા આત્માનો પણ નાશ થવો જોઇએ. અને તેમ થાય તો આ જન્મમાં કરેલાં કર્મોનું ફળ ભોગવ્યા વિના તે કર્મો આત્માની સાથે નાશ પામશે, અને નહીં કરેલાં કર્મોનું ફળ પ્રાપ્ત થશે—એ પ્રમાણે કૃતનાશ અને અકૃતાભ્યાગમ નામના દોષ આવે છે, માટે આત્મા અણુ કે મધ્યમ નહીં, પણ મહાન્ જ છે. નિરંશ આકાશની પેઠે આત્મા પણ નિરંશ હોઇ સર્વગત—વિભુ—છે. અને તે જ સિદ્ધાન્ત શ્રુતિ અનુસાર છે. ( ૮૫–૮૬ ).

**આત્મા ચિદ્રૂપ છે કે અચિદ્રૂપ છે તે વિશેનો વિવાદ.**

इत्युक्त्वा तद्विशेषे तु बहुधा कलहं ययुः ।
अचिद्रूपोऽथ चिद्रूपश्चिदचिद्रूप इत्यपि ॥ ८७ ॥

આ પ્રમાણે આત્માનું **વિભુત્વ સિદ્ધ કરી** (इत्युक्त्वा) તેના વિશેષ રૂપ, એટલે કે આત્મા ચિદ્રૂપ છે, કે અચિદ્રૂપ છે, કે ચિદચિદ્રૂપ છે, તે સંબંધી વાદીઓ બહુ પ્રકારના કલહ કરે છે. ( ૮૭ )

प्राभाकरतार्किकाश्च प्राहुरस्याचिदात्मताम् ।
आकाशवद्द्रव्यमात्मा शब्दवत्तद्गुणश्चितिः ॥ ८८ ॥
इच्छाद्वेषप्रयत्नाश्च धर्माधर्मौ सुखासुखे ।
तत्संस्काराश्च तस्यैते गुणाश्चितिवदीरिताः ॥ ८९ ॥
आत्मनो मनसा योगे स्वादृष्टवशतो गुणाः ।
जायन्तेऽथ प्रलीयन्ते सुषुप्तेऽदृष्टसंक्षयात् ॥ ९० ॥
चितिमत्त्वाच्चेतनोऽयमिच्छाद्वेषप्रयत्नवान् ।
स्याद्धर्माधर्मयोः कर्ता भोक्ता दुःखादिमत्त्वतः ॥ ९१ ॥
यथात्र कर्मवशतः कादाचित्कं सुखादिकम् ।
तथा लोकान्तरे देहे कर्मणेच्छादि जन्यते ॥ ९२ ॥
एवं च सर्वगस्यापि संभवेतां गमागमौ ।
कर्मकाण्डः समग्रोऽत्र प्रमाणमिति तेऽवदन् ॥ ९३ ॥
आनन्दमयकोशो यः सुषुप्तौ परिशिष्यते ।
अस्पष्टचित्स आत्मैषां पूर्वकोशोऽस्य ते गुणाः ॥९४॥

**પ્રાભાકરો** અને **તાર્કિકો** (નૈયાયિકો—તેઓ આત્માને વિભુ માને છે) આત્માને **અચિદ્રૂપ** માને છે, અને કહે છે કે આકાશની પેઠે **આત્મા દ્રવ્ય** છે, અને આકાશના ગુણ શબ્દની પેઠે **આત્માનો ગુણ ચિતિ** ( **જ્ઞાન** ) છે. ( ૮૮ ). જ્ઞાનની પેઠે ઇચ્છા, દ્વેષ, અને પ્રયત્ન, ધર્મ અને અધર્મ, સુખ અને દુઃખ, અને તેમના સંસ્કારો, એ બધા **આત્માના વિશેષ ગુણ** છે. ( ૮૯ ). ( આત્મા નિત્ય છે અને તેના ગુણો અનિત્ય છે છતાં )

આત્માનો મનની સાથે સંયોગ થતાં પોતાના અદૃષ્ટ વશાત્ ( કર્મ વશાત્ ) આ ગુણો ઉત્પન્ન થાય છે, અને સુષુપ્તિમાં અદૃષ્ટનો ક્ષય થતાં તે ગુણો લય પામે છે. ( ૯૦ ). આત્માને જ્ઞાન ( ચિતિ ) નામનો ગુણ હોવાથી તે ચેતન છે. અને તેથી તે ઇચ્છા, દ્વેષ, અને પ્રયત્ન નામના વિશેષ ગુણવાળો થાય છે. ધર્મ અને અધર્મનો તે કર્તા છે, એટલે કે ધર્મ અને અધર્મને લીધે તે કર્તા છે એમ જણાય છે. અને તે સુખ દુઃખ વાળો હોવાથી ભોક્તા પણ તે જ છે. ( ૯૧ ). ( આત્મા વિભુ છે છતાં લોકાન્તરમાં તેનું જવું આવવું ઘટી શકે છે કેમકે ) જેમ આ જન્મમાં કર્મવશાત્ સુખ દુઃખ આપનાર ઇચ્છા, દ્વેષ, વગેરે કોઇ કોઇ વાર ઉત્પન્ન થાય છે, તેમ લોકાન્તરમાં દેહાન્તર પ્રાપ્ત થતાં ત્યાં પણ પૂર્વ કર્મવશાત્ ઇચ્છાદિ ગુણો ઉત્પન્ન થઇને જીવને ગમનાદિ વ્યવહાર કરાવે છે. ( ૯૨ ). એ પ્રમાણે આત્મા વિભુ ( सर्वग ) હોવા છતાં તેનો ગમાગમ સંભવે છે. અને આ સંબંધમાં સકળ કર્મકાંડ પ્રમાણ છે એમ તેઓ કહે છે. વળી તેઓ કહે છે કે સુષુપ્તિમાં જે અસ્પષ્ટ ચિત્ આનન્દમય નામનો પહેલો કોશ શેષ રહે છે તે જ તેમનો ( एषात्म ) આત્મા છે, અને ઉપર કહેલા ઇચ્છાદિ જે ગુણો છે તે તેના જ છે. આ પ્રમાણે તેમનું કહેવું છે. ( આ આનંદમયને તેઓ નિત્ય આત્મા માને છે, તેટલું વેદાન્તથી ઉલટું છે. ) (૯૪).

गूढं चैतन्यमुत्प्रेक्ष्य जडबोधस्वरूपताम् ।
आत्मनो ब्रुवते भाट्टाश्चिदुत्प्रेक्षोत्थितस्मृतेः ॥ ९५ ॥
जडो भूत्वा तदाऽस्वाप्समिति जाड्यस्मृतिस्तदा ।
विना जाड्यानुभूतिं न कथंचिदुपपद्यते ॥ ९६ ॥
द्रष्टुर्दृष्टेरलोपश्च श्रुतः सुप्तौ ततस्त्वयम् ।
अप्रकाशप्रकाशाभ्यामात्मा खद्योतवद्युतः ॥ ९७ ॥

આત્માનું ગૂઢ—અસ્પષ્ટ—ચૈતન્ય લઇને ભાટ્ટો ( પ્રભાકરના ગુરૂ ભટ્ટપાદના મતવાળા—ઉપાસકો) કહે છે કે આત્મા જડ રૂપ તેમ જ જ્ઞાન સ્વરૂપ છે, કારણ કે ઉંઘમાંથી ઉઠેલા માણસને થતા સ્મરણ ઉપરથી ઉંઘમાં ચૈતન્ય હોવાની ઉત્પ્રેક્ષા ( અટકળ ) થાય છે. ( ૯૫ ). તે સ્મરણ એવું કે " હું જડ રૂપ થઇને નિદ્રામાં ઉંઘ્યો". એ પ્રમાણે જડતાની જે સ્મૃતિ જાગ્યા પછી થાય છે, તે જડતાનો

અનુભવ થયા વિના કદાપિ થાય નહીં. (૯૬). વળી સુષુપ્તિમાં દ્રષ્ટાની દૃષ્ટિનો લોપ થતો નથી એમ શ્રુતિ પણ કહે છે. માટે આ આત્મા ખદ્યોત (આગીઓ કીડો)ની પેઠે અપ્રકાશ અને પ્રકાશ એ બંને યુક્ત છે. (૯૭).

निरंशस्योभयात्मत्वं न कथंचिद्धटिष्यते ।
तेन चिद्रूप एवात्मेत्याहुः सांख्यविवेकिनः ॥ ९८ ॥
जाड्यांशः प्रकृते रूपं विकारि त्रिगुणं च तत् ।
चितो भोगापवर्गार्थं प्रकृतिः सा प्रवर्तते ॥ ९९ ॥
असङ्गायाश्चितेर्बन्धमोक्षौ भेदाग्रहान्मतौ ।
बन्धमुक्तिव्यवस्थार्थं पूर्वेषामिव चिद्भिदा ॥ १०० ॥
महतः परमव्यक्तमिति प्रकृतिरुच्यते ।
श्रुतावसङ्गता तद्वदसङ्गो हीत्यतः स्फुटा ॥ १ ॥

વિવેકી સાંખ્યો એમ કહે છે કે નિરંશ આત્માનાં બે સ્વરૂપ કોઈ રીતે ઘટી શકે નહીં. માટે આત્મા ચિદ્રૂપ જ છે. (૯૮). જે જડાંશ દેખાય છે તે તો પ્રકૃતિનું સ્વરૂપ છે. પ્રકૃતિનું સ્વરૂપ વિકારિ અને ત્રણ ગુણ રૂપ છે. તે પ્રકૃતિ આત્માના ભોગ અને મોક્ષને માટે પ્રવર્તે છે. (૯૯). આત્મા અસંગ છે (સાંખ્યો પણ આત્માને અસંગ માને છે), છતાં તેઓ કહે છે કે તેને બંધમોક્ષ છે, કારણ કે આત્મા પુરૂષ અને પ્રકૃતિનો ભેદ સમજતો નથી. (अग्रहात्). બંધ અને મુક્તિની વ્યવસ્થાને માટે તાર્કિકોની પેઠે (पूर्वेषामिव) સાંખ્યો પણ અનેક આત્મા (चिद्भिदा) માને છે. (૧૦૦). મહત્‌ની પાર અવ્યક્ત છે, અને આ "અવ્યક્ત" તે જ પ્રકૃતિ છે એમ શ્રુતિ કહે છે. વળી આત્મા અસંગ છે એમ સ્પષ્ટ રીતે શ્રુતિમાં કહ્યું છે. (માટે આત્મા ચિદ્રૂપ અને અસંગછે, અને જડાંશ પ્રકૃતિનો છે, જે પ્રકૃતિ અનેક જીવોના બંધ અને મોક્ષની વ્યવસ્થા કરે છે. આવો સાંખ્યમત છે). (૧૦૧).

### ૨. ઈશ્વરના સ્વરૂપ સંબંધી વિવાદ. ૧૦૨-૧૨૧.

चितसंनिधौ प्रवृत्तायाः प्रकृतेर्हि नियामकम् ।
ईश्वरं ब्रुवते योगाः स जीवेभ्यः परः श्रुतः ॥ २ ॥

प्रधानक्षेत्रज्ञपतिर्गुणेश इति हि श्रुतिः
आरण्यके संभ्रमेण ह्यन्तर्याम्युपपादितः ॥ ३ ॥

ચૈતન્યની પાસે પ્રવૃત્ત રહેલી પ્રકૃતિનો નિયામક હોવો જોઇએ. માટે પાતંજલ મતવાળા યોગો કહે છે કે ઈશ્વર છે, અને તે જીવોથી જુદો છે એમ શ્રુતિ પણ કહે છે. ( ૧૦૨ ). તે (ઈશ્વર) ત્રણ ગુણોની સામ્યાવસ્થા રૂપ પ્રકૃતિ (પ્રધાન) અને જીવો (ક્ષેત્રજ્ઞ)નો પતિ છે એવી શ્રુતિ છે. તેમ જ અંતર્યામિ બ્રાહ્મણના આરણ્યક કાણ્ડમાં પણ નિશ્ચય પૂર્વક ( असंभ्रमेण–ભ્રમ વિના ) અંતર્યામી હોવાનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. ( ૧૦૩ ).

अत्रापि कलहायन्ते वादिनः स्वस्वयुक्तिभिः ।
वाक्यान्यपि यथाप्रज्ञं दार्ढ्यायोदाहरन्ति हि ॥ ४ ॥
क्लेशकर्मविपाकैस्तदाशयैरप्यसंयुतः ।
पुंविशेषो भवेदीशो जीववत्सोऽप्यसङ्गचित् ॥ ५ ॥
तथापि पुंविशेषत्वाद्घटतेऽस्य नियन्तृता ।
अव्यवस्थौ बन्धमोक्षावापतेतामिहान्यथा ॥ ६ ॥
भीषास्मादित्येवमादावसङ्गस्य परात्मनः ।
श्रुतं तद्युक्तमप्यस्य क्लेशकर्माद्यसंगमात् ॥ ७ ॥
जीवानामप्यसङ्गत्वात्क्लेशादिर्न ह्यथापि च ।
विवेकाग्रहतः क्लेशकर्मादि प्रागुदीरितम् ॥ ८ ॥

આ વિષયમાં પણ પોતપોતાની યુક્તિઓ વડે વાદીઓ કલહ કરે છે. અને પોતાના મતની દઢતા કરવા સારૂ પોતપોતાની બુદ્ધિ પ્રમાણે શ્રુતિવાક્યોનાં ઉદાહરણો આપે છે. (૧૦૪). (પતંજલિમત એવો છે કે ) અવિદ્યાદિ પાંચ કલેશ, સર્વ કર્મ, અને કર્મવિપાક, તથા ત્રણેના સંસ્કારો જેને લાગેલા નથી એવો કોઇ પુરૂષવિશેષ ઈશ્વર છે. તે પણ જીવની પેઠે અસંગ ચૈતન્ય રૂપ છે. ( ૧૦૫ ). તે અસંગ છે ખરો, છતાં તે પુરૂષવિશેષ હોવાથી તેને નિયંતાપણું ઘટે છે. નહિતો આ જગતમાં બંધમોક્ષની અવ્યવસ્થા થઇ જાય. (૧૦૬). " भीषाऽस्मात् " એ વગેરે શ્રુતિથી અસંગ પરમાત્માનું નિયંતાપણું ( तद् ) સાંભળવામાં આવ્યું છે. અને તે નિયંતાપણું

ઇશ્વરમાં જીવોના ક્લેશાદિ ધર્મોનો અભાવ હોવાને લીધે ભેદ છે. ( ૧૦૭ ). ઇશ્વરની પેઠે જીવો પણ અસંગ છે, તેથી તેઓ ક્લેશાદિ રહિત છે; પરંતુ પુરૂષ અને પ્રકૃતિનો વિવેક નહીં સમજવાથી તેમને ક્લેશકર્માદિ છે એમ ઉપર (શ્લો. ૮૯ માં) કહેવામાં આવ્યું છે. ( ૧૦૮ ). ( યોગો જીવો તેમજ ઇશ્વરને વિભુ માને છે. )

नित्यज्ञानप्रयत्नेच्छा गुणानीशस्य मन्वते ।
असङ्गस्य नियन्तृत्वमयुक्तमिति तार्किकाः ॥ ९ ॥
पुंविशेषत्वमप्यस्य गुणैरेव न चान्यथा ।
सत्यकामः सत्यसंकल्प इत्यादि श्रुतिर्जगौ ॥ ११० ॥

તાર્કિકો( નૈયાયિકો )નો મત એવો છે કે ઇશ્વર છે, અને તે ઇશ્વર નિત્યજ્ઞાન, નિત્યપ્રયત્ન અને નિત્યેચ્છા–એ ગુણોવાળો છે. પરંતુ તે ( ઇશ્વર ) અસંગ હોવાથી તેને નિયંતાપણું નથી એમ તેઓ માને છે. ( આટલું સાંખ્યમતથી ઉલટું છે ). (૧૦૯). વળી તેઓ કહે છે કે ઇશ્વરનું પુરૂષવિશેષત્વ નિત્ય ગુણોને લીધે જ છે, ( જે નિત્ય ગુણો જીવોમાં નથી ). શ્રુતિ પણ કહે છે કે ઇશ્વર સત્યકામ છે, સત્યસંકલ્પ છે, માટે તે પુરૂષવિશેષ કહેવાય છે. ( ૧૧૦ ).

नित्यज्ञानादिमत्त्वेऽस्य सृष्टिरेव सदा भवेत् ।
हिरण्यगर्भ ईशोऽतो लिङ्गदेहेन संयुतः ॥ ११ ॥
उद्गीथब्राह्मणे तस्य माहात्म्यमतिविस्तृतम् ।
लिङ्गसत्त्वेऽपि जीवत्वं नास्य कर्माद्यभावतः ॥ १२ ॥

જો ઇશ્વરને નિત્ય જ્ઞાનાદિ ગુણવાળો માનશો તો તે નિત્ય સૃષ્ટિ બનાવતા થશે ( અને તેમ તો છે નહીં ) માટે સમષ્ટિ લિંગદેહથી યુક્ત હિરણ્યગર્ભ–સૂત્રાત્મા–ઇશ્વર છે. ( ૧૧૧ ). વળી ઉદ્‌ગીથ બ્રાહ્મણમાં તે( સૂત્રાત્મા )નું માહાત્મ્ય ઘણા વિસ્તારથી આપ્યું છે. તેને જીવની પેઠે લિંગદેહ હોવા છતાં તે જીવ રૂપ નથી, કેમકે તે અવિદ્યા, કામ, કર્માદિ રહિત છે. આવો મત હિરણ્યગર્ભના ઉપાસકોનો છે. ( ૧૧૨ ).

स्थूलदेहं विना लिङ्गदेहो न क्वापि दृश्यते ।
वैराजो देह ईशोऽतः सर्वतो मस्तकादिमान् ॥ १३ ॥

सहस्रशीर्षेत्येवं च विश्वतश्चक्षुरित्यपि ।
श्रुतमित्याहुरनिशं विश्वरूपस्य चिन्तकाः ॥ १४ ॥

સ્થૂલદેહ વિના કયાંએ પણ લિંગ દેહ જોવામાં આવતો નથી. માટે વિરાટ્ સ્વરૂપ ઇશ્વર છે, અને તે સર્વ દિશામાં મસ્તકાદિ વાળા છે. ( ૧૧૩ ). અને " सहस्रशीर्षा ", " विश्वतश्चक्षुः ", ઇત્યાદિ શ્રુતિઓ પણ જોવામાં આવે છે. માટે વિરાટ્ ( સમષ્ટિ સ્થૂલ દેહ ) ઈશ્વર છે, એમ વિશ્વરૂપની ઉપાસના કરનારા કહે છે. ( ૧૧૪ ).

सर्वतः पाणिपादत्वे कृम्यादेरपि चेशता ।
ततश्चतुर्मुखो देव एवेशो नेतरः पुमान् ॥ १५ ॥
पुत्रार्थं तमुपासीना एवमाहुः प्रजापतिः ।
प्रजा असृजतेत्यादिश्रुतिं चोदाहरन्त्यमी ॥ १६ ॥
विष्णोर्नाभेः समुद्भूतो वेधाः कमलजस्ततः ।
विष्णुरेवेश इत्याहुर्लोके भागवता जनाः ॥ १७ ॥
शिवस्य पादावन्वेष्टुं शार्ङ्ग्यशक्तस्ततः शिवः ।
ईशो न विष्णुरित्याहुः शैवा आगममानिनः ॥ १८ ॥
पुरत्रयं सादयितुं विघ्नेशं सोऽप्यपूजयत् ।
विनायकं प्राहुरीशं गाणपत्यमते रताः ॥ १९ ॥
एवमन्ये स्वस्वपक्षाभिमानेनान्यथान्यथा ।
मन्त्रार्थवादकल्पादीनाश्रित्य प्रतिपेदिरे ॥ १२० ॥

જો ઇશ્વરને સર્વત્ર હાથપગ વાળા માનશો, તો કૃમિ વગેરે પણ ઇશ્વર ઠરશે. માટે ( એક દેશ—બ્રહ્મલોક—માં રહેનાર ) સ્થૂલ બ્રહ્મા ( चतुर्मुख—प्रजापति ) ઇશ્વર છે, બીજો કોઇ નહીં. આ પ્રમાણે કહેનાર પુત્રને માટે બ્રહ્માની ઉપાસના કરનારા છે. તેઓ " પ્રજાપતિ—બ્રહ્મા—એ સૃષ્ટિ રચી છે " એ વગેરે શ્રુતિનું પ્રમાણ પણ આપે છે. ( ૧૧૫-૧૧૬ ). ભાગવત મત વાળા કહે છે કે કમળમાંથી પ્રકટ થયેલા બ્રહ્મા વિષ્ણુની નાભિમાંથી ઉત્પન્ન થયેલા હોવાથી વિષ્ણુ જ ઇશ્વર છે. ( ૧૧૭ ). આગમ( શાસ્ત્ર )ને માનનારા શૈવો કહે છે કે શિવના પગ શોધી કાઢવાને વિષ્ણુ અ-

ચક્ત થયા હતા, માટે શિવ ઈશ્વર છે, વિષ્ણુ નહીં. ( ૧૧૮ ). ગાણુપત્ય મતમાં આસક્તિ વાળા કહે છે કે ત્રિપુર દૈત્યને મારવાને માટે શિવને પણ ગણપતિ( વિઘ્નેશ )ની પૂજા કરવી પડી હતી. માટે ગણપતિ ( વિનાયક ) ઈશ્વર છે. ( ૧૧૯ ). આ પ્રમાણે બીજા વાદ પણ છે. અને દરેક પોતપોતાના પક્ષનું અભિમાન ધરીને અન્યથા અન્યથા બોલે છે-ગમે તેમ વિવાદ કરે છે. તથા મંત્ર, અર્થવાદ ( સ્તુતિવાક્ય ), કલ્પ ( કેટલોક કાળ અમુક વસ્તુનું સેવન), વગેરેને ઈશ્વર માનીને પોતાના મતનું પ્રતિપાદન કરે છે.(૧૨૦).

अन्तर्यामिणमारभ्य स्थावरान्तेशवादिनः ।
सन्त्यश्वत्थार्कवंशादेः कुलदैवतदर्शनात् ॥ २१ ॥

( એ પ્રમાણે અસંખ્ય મત છે. કેમકે ) અંતર્યામી-ઈશ્વરથી આરંભીને સ્થાવર પર્યંતને ઈશ્વર માનવા વાળા પણ છે, જેમકે અશ્વત્થ-પીપળો, અર્ક-આકડો, વંશ-વાંસ, વગેરે ઘણાને કુલદેવતા માનનારા જોવામાં આવે છે. ( ૧૨૧ ).

### ૪. ઈશ્વરસ્વરૂપનો નિર્ણય. ૧૨૨-૨૦૯.

ઈશ્વરસ્વરૂપ.

तत्त्वनिश्चयकामेन न्यायागमविचारिणाम् ।
एकैव प्रतिपत्तिः स्यात्साप्यत्र स्फुटमुच्यते ॥ २२ ॥
मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् ।
अस्यावयवभूतैस्तु व्याप्तं सर्वमिदं जगत् ॥ २३ ॥
इति श्रुत्यनुसारेण न्याय्यो निर्णय ईश्वरे ।
तथा सत्यविरोधः स्यात्स्थावरान्तेशवादिनाम् ॥ २४ ॥

તત્ત્વનો નિશ્ચય કરવાની ઇચ્છાને લીધે ન્યાય અને આગમ ( વેદ )નો વિચાર કરનાર પુરૂષોને ઇશ્વરના સ્વરૂપ સંબંધી એક જ પ્રતિપત્તિ ( સિદ્ધિ ) થાય છે. અને તે અત્રે સ્પષ્ટ આપવામાં આવે છે. ( ૧૨૨ ). ( તે એ જ કે ) માયાને આ જગતના ઉપાદાન કારણ ( પ્રકૃતિ ) રૂપ જાણો, અને માયાની ઉપાધિ વાળા ( માયિનં ) અંતર્યામીને મહેશ્વર જાણો. આ મહેશ્વરના જ અવયવો( જડ ચેતન )થી આ સર્વ જગત્ વ્યાપ્ત થયેલું છે. ( ૧૨૩ ). આ શ્રુતિને અનુસારે ઇશ્વર સંબંધી નિર્ણય કરવો

યોગ્ય છે, કેમકે તે પ્રમાણે સ્વીકાર કરવાથી સર્વ ઇશ્વર સ્વરૂપ હોવાથી સ્થાવર પર્યંતને ઇશ્વર માનનાર કોઇ પણ વાદીના મત સાથે વિરોધ આવશે નહીં. ( ૧૨૪ ).

માયાસ્વરૂપનું વર્ણન. ૧૨૫—૧૫૧.

माया चेयं तमोरूपा तापनीये तदीरणात् ।
अनुभूतिं तत्र मानं प्रतिजज्ञे श्रुतिः स्वयम् ॥ २५ ॥
जडं मोहात्मकं तच्चेत्यनुभावयति श्रुतिः ।
आबालगोपं स्पष्टत्वादानन्त्यं तस्य साब्रवीत् ॥ २६ ॥
अचिदात्मघटादीनां यत्स्वरूपं जडं हि तत् ।
यत्र कुण्ठीभवेद्बुद्धिः स मोह इति लौकिकाः ॥ २७ ॥

આ માયા તમોરૂપ ( અંધકાર-અજ્ઞાન ) છે. તે સંબંધી તાપનીય ઉપનિષદ્નું પણ પ્રમાણ છે. તેનું પ્રમાણ અનુભવ છે-સુષુપ્તિમાં માયાના તમોરૂપનો અનુભવ દરેક જીવને થાય છે. શ્રુતિ પણ પોતે તે પ્રમાણે કહે છે. ( ૧૨૫ ). તે તમોરૂપ જડ અને મોહાત્મક છે, એમ શ્રુતિ અનુભવ કરાવે છે. અને તે બાળકથી ગોવાળ પર્યંત સર્વને સ્પષ્ટ છે. વળી માયાના જૂદા જૂદા અંશો પ્રમાણે જૂદા જૂદા જીવો છે, તેથી શ્રુતિ જીવોનું અનેકપણું ( आनन्त्यं ) કહે છે, અને તે પણ સર્વને સ્પષ્ટ છે. ( ૧૨૬ ). અચિદ્રૂપ ઘટાદિનું જે સ્વરૂપ છે તે માયાનું જડ રૂપ છે, અને જે વિષયમાં બુદ્ધિ કુંઠિત થઇ ચાલી શકે નહીં, ત્યાં માયાનું મોહ રૂપ છે. આ પ્રમાણે લૌકિક પણ જાણે છે. ( ૧૨૭ ).

इत्थं लौकिकदृष्ट्यैतत्सर्वैरप्यनुभूयते ।
युक्तिदृष्ट्या त्वनिर्वाच्यं नासदासीदिति श्रुतेः ॥ २८ ॥
नासदासीद्विभातत्वान्नो सदासीच्च बाधनात् ।
विद्यादृष्ट्या श्रुतं तुच्छं तस्य नित्यनिवृत्तितः ॥ २९ ॥
तुच्छाऽनिर्वचनीया च वास्तवी चेत्यसौ त्रिधा ।
ज्ञेया माया त्रिभिर्बोधैः श्रौतयौक्तिकलौकिकैः ॥ १३० ॥

માયાનું આવું જાડ્ય અને મોહાત્મક તમોરૂપત્વ લૌકિક દૃષ્ટિએ સર્વના અનુભવમાં આવે છે. યુક્તિદૃષ્ટિએ વિચારતાં તો તે અનિર્વાચ્ય જણાય છે-તે સદ્રૂપ છે કે અસદ્રૂપ છે તે કહેવું અશ

રૂપ લાગે છે, કેમકે "नासदासीत्" ઇત્યાદિ શ્રુતિ પ્રમાણ છે. (૧૨૮). માયાનું તમોરૂપ દેખાય છે, માટે તે અસત્ નથી, તેમજ તે મિથ્યારૂપ હોવાથી (बाधनात्) સત્ પણ નથી. પરંતુ જ્ઞાનીની જ્ઞાનદૃષ્ટિમાં તો તે નિત્ય નિવૃત્ત હોવાથી તુચ્છ (empty, void, કાંઇજ નહીં) છે એમ શ્રુતિ કહે છે. (૧૨૯). માટે માયાને જ્ઞાની-(શ્રૌત)ની દૃષ્ટિથી તુચ્છ જાણવી, જીજ્ઞાસુ–મુમુક્ષુ(યૌક્તિક)ની દૃષ્ટિએ અનિર્વચનીય જાણવી, અને લૌકિક દૃષ્ટિએ વાસ્તવી (જડ અને મોહરૂપ) જાણવી. એ પ્રમાણે ત્રણેના અનુભવ પ્રમાણે ત્રણ પ્રકારની જાણવી. (૧૩૦).

अस्य सत्त्वमसत्त्वं च जगतो दर्शयत्यसौ ।
प्रसारणाच्च संकोचाद्यथा चित्रपटस्तथा ॥ ३१ ॥

જેમ ચિત્રપટના પ્રસારણથી અને સંકોચથી ચિત્ર દેખાય છે અને દેખાતું બંધ થાય છે, તેમ માયા પોતાના પ્રસારથી–ફેલાવથી અને સંકોચથી આ જગતનું સત્ત્વ અને અસત્ત્વ દેખાડી આપે છે. (૧૩૧.)

अस्वतन्त्रा हि माया स्यादप्रतीतेर्विना चितिम् ।
स्वतन्त्रापि तथैव स्यादसङ्गस्यान्यथाकृतेः ॥ ३२ ॥
कूटस्थासङ्गमात्मानं जगत्त्वेन करोति सा ।
चिदाभासस्वरूपेण जीवेशावपि निर्ममे ॥ ३३ ॥
कूटस्थमनुपद्रुत्य करोति जगदादिकम् ।
दुर्घटैकविधायिन्यां मायायां का चमत्कृतिः ॥ ३४ ॥

ચૈતન્ય વિના માયા દેખાતી નહીં હોવાથી તે અસ્વતંત્ર છે. અને અસંગ આત્માને અન્યથા કરી દે છે, તેથી તે સ્વતંત્ર પણ છે. (૧૩૨). અસંગ કૂટસ્થ આત્માને તે જગત્રૂપ કરે છે, અને ચિદાભાસના સ્વરૂપ વડે જીવ અને ઇશ્વર પણ નિર્માણ કરે છે. (૧૩૩). (છતાં) કૂટસ્થની હાનિ નહીં કરતાં તે જગદાદિ રચે છે. (આવી રીતે કૂટસ્થની હાનિ નહીં કર્યા છતાં જગદ્ રચવાનું) જે દુર્ઘટ કામ છે તે કરનારી માયામાં કેવો ચમત્કાર છે! (૧૩૪).

द्रवत्वमुदके वह्नावौष्ण्यं काठिन्यमश्मनि ।
मायाया दुर्घटत्वं च स्वतः सिध्यति नान्यतः ॥ ३५ ॥

न वेत्ति लोको यावत्तां साक्षात्तावच्चमत्कृतिः ।
धत्ते मनसि पश्चात्तु मायैषेत्युपशाम्यति ॥ ३६ ॥

જલમાં દ્રવત્વ ઉત્પન્ન કરવું—આ વગેરે કરવાનું જે દુર્ઘટત્વ માયામાં છે તે સ્વતઃ સિદ્ધ છે, બીજી રીતે નહીં. (૧૩૫). લોકો જ્યાંસુધી તેને સાક્ષાત્ ઓળખતા નથી, ત્યાંસુધી તે મનમાં ચમત્કાર ઉત્પન્ન કરે છે. પણ પછી જ્યારે " આ તો માયા છે " એમ જાણુવામાં આવે છે, ત્યારે, જેમ સ્ત્રી લજવાઇને પોતાનું મોં ઢાંકી દે છે તેમ, તે શાન્ત થઇ જાય છે. (૧૩૬).

प्रसरन्ति हि चोद्यानि जगद्वस्तुत्ववादिषु ।
न चोदनीयं मायायां तस्याश्चोद्यैकरूपतः ॥ ३७ ॥
चोद्येऽपि यदि चोद्यं स्यात्त्वच्चोद्ये चोद्यते मया ।
परिहार्यं ततश्चोद्यं न पुनः प्रतिचोद्यताम् ॥ ३८ ॥
विस्मयैकशरीराया मायायाश्चोद्यरूपतः ।
अन्वेष्यः परिहारोऽस्या बुद्धिमद्भिः प्रयत्नतः ॥ ३९ ॥

જગતને સત્ય માનનારા નૈયાયિકોના પ્રત્યે આવી શંકાઓ (ચોદ્ય) કરવી યોગ્ય છે. પરંતુ માયાવાદી (વેદાન્તી) પ્રત્યે તે યોગ્ય નથી, કેમકે વેદાન્તીને મન તો માયા જ એક શંકા રૂપ છે— માયા છે જ નહીં. (૧૩૭). જો શંકા ઉપર શંકા કરવામાં આવે, તો તમારી શંકા ઉપર અમે શંકા કરીશું, ( ને તેનો અંત નહીં આવે ). માટે શંકા કરવી દૂર રાખો, ફરી શંકા કરવી નહીં. (૧૩૮). વિસ્મય રૂપ જેનું સ્વરૂપ છે એવી માયા શંકા રૂપ હોવાથી બુદ્ધિમાન્ પુરૂષોએ પ્રયત્ન કરીને માયાને દૂર કરવાનો ઉપાય (परिहार) શોધવો જોઇએ. ( તેને તજવાનો જ ઉપાય શોધવો. ) (૧૩૯).

मायात्वमेव निश्चेयमिति चेत्तर्हि निश्चिनु ।
लोकप्रसिद्धमायाया लक्षणं यत्तदीक्ष्यताम् ॥ १४० ॥
न निरूपयितुं शक्या विस्पष्टं भासते च या ।
सा मायेतीन्द्रजालादौ लोकाः संप्रतिपेदिरे ॥ ४१ ॥
स्पष्टं भाति जगच्चेदमशक्यं तन्निरूपणम् ।
मायामयं जगत्तस्मादीक्षस्वापक्षपाततः ॥ ४२ ॥

निरूपयितुमारब्धे निखिलैरपि पण्डितैः ।
अज्ञानं पुरतस्तेषां भाति कक्षासु कासुचित् ॥ ४३ ॥

જો માયા સ્વરૂપનો જ નિશ્ચય કરવો હોય, તો ભલે નિશ્ચય કરો ! લોકપ્રસિદ્ધ માયા( ઇંદ્રજાલ )નું જે લક્ષણ છે તે જુઓ. ( ૧૪૦ ). જેનું નિરૂપણ કરવું અશક્ય છે, છતાં જે સ્પષ્ટ રીતે ભાસે છે, તે જ માયા છે, એમ લોકો ઇંદ્રજાલ વગેરેમાં જોઇ શકે છે. ( ૧૪૧ ). તેવીજ રીતે આ જગત્ સ્પષ્ટ દેખાય છે, છતાં તેનું નિરૂપણ ( કેવી રીતે ઉત્પન્ન થયું તે કહેવું ) અશક્ય છે. માટે આ જગત્ માયામય–માયામાંથી ઉત્પન્ન થયેલું–માયાના જ વિકારરૂપ–છે એમ પક્ષપાતરહિત થઇને જોશો તો જણાશે. ( ૧૪૨ ). સર્વ પંડિતોએ ( એક સમયે સમાધિમાં બેસી ) તપાસવાનું શરૂ કરતાં કોઇક કક્ષાઓમાં ( કેટલીક કોટિ ચાલતાં ચાલતાં ) તેમની સામે અજ્ઞાન દેખાયું. ( અજ્ઞાન પણ એક વસ્તુ છે ). (૧૪૩).

देहेन्द्रियादयो भावा वीर्येणोत्पादिताः कथम् ।
कथं वा तत्र चैतन्यमित्युक्ते ते किमुत्तरम् ॥ ४४ ॥
वीर्यस्यैष स्वभावश्चेत्कथं तद्विदितं त्वया ।
अन्वयव्यतिरेकौ यौ भग्नौ तौ वन्ध्यवीर्यतः ॥ ४५ ॥
न जानामि किमप्येतदित्यन्ते शरणं तव ।
अत एव महान्तोऽस्य प्रवदन्तीन्द्रजालताम् ॥ ४६ ॥
एतस्मात्किमिवेन्द्रजालमपरं यद्गर्भवासस्थितं ।
रेतश्चेतति हस्तमस्तकपदप्रोद्भूतनानाङ्कुरम् ॥
पर्यायेण शिशुत्वयौवनजरावेषैरनेकैर्वृतं ।
पश्यत्यत्ति शृणोति जिघ्रति तथा गच्छत्यथागच्छति ॥
देहवद्वटधानादौ सुविचार्य विलोक्यताम् ।
क धाना कुत्र वा वृक्षस्तस्मान्मायेति निश्चिनु ॥ ४८ ॥

( માયાના સ્વરૂપનો નિશ્ચય થઇ શકતો હોય તો કહો કે ) દેહ, ઇંદ્રિય, વગેરે ભાવ વીર્યે કેવી રીતે ઉત્પન્ન કર્યા ? અને વળી તેમાં ચૈતન્ય કેવી રીતે આવ્યું ? આ સંબંધમાં તારો શો ઉત્તર છે ? ( ૧૪૪ ). જો એમ કહેશો કે વીર્યમાં તે ઉત્પન્ન થવાનો વીર્યનો

સ્વભાવ જ છે, તો તે તેં કેવી રીતે જાણ્યું ? જો તું અન્વય વ્યતિરેકથી જાણ્યાનું કહેતો હોય તો વન્ધ્ય વીર્યમાં અન્વય વ્યતિરેક ભગ્ન થાય છે. ( ૧૪૫ ). માટે આખરે તારે "હું કાંઇ જાણતો નથી" એવું કહીને અજ્ઞાનનું શરણ લેવું પડશે. માટેજ મહાન્ પુરૂષો આ સર્વ ( વીર્યમાંથી થયેલું ચેતનમય શરીર ) ઇંદ્રજાલ રૂપ છે એમ કહે છે. ( ૧૪૬ ). ગર્ભવાસમાં રહેલું વીર્યનું જે એક બીંદુ હસ્ત, મસ્તક, પગ, વગેરે પ્રકટ થયેલા અનેક અંકુરવાળું થઇને ચેતન જેવો વ્યવહાર કરે છે, તેજ બીંદુ ક્રમે કરીને શિશુત્વ, યૌવન, અને વૃદ્ધાવસ્થા રૂપી અનેક વેશ ધારણ કરીને દેખે છે, ખાય છે, સાંભળે છે, સુંઘે છે, જાય છે, અને આવે છે—આના જેવું બીજું કયું ઇંદ્રજાલ છે ? ( ૧૪૭ ). ( આટલાથી ખાતરી ન થતી હોય તો ) દેહની પેઠે વડના ઝાડના સૂક્ષ્મ બીજ ( વટધાન ) વગેરેનો વિચાર કરીને જો, કે કયાં ( સૂક્ષ્મ ) બીજ અને કયાં તેમાંથી થયેલું ( મહાન્ ) વૃક્ષ ? માટે ( સૂક્ષ્મ બીજનું મહાન્ વૃક્ષ થયેલું દેખાય છે તેથી ) આ સર્વ માયા છે એવો નિશ્ચય કરો. ( ૧૪૮ ),

निरुक्तावभिमानं ये दधते तार्किकादयः ।
हर्षमिश्रादिभिस्ते तु खंडनादौ सुशिक्षिताः ॥ ४९ ॥
अचिन्त्याः खलु ये भावा न तांस्तर्केषु योजयेत् ।
अचिन्त्यरचनारूपं मनसापि जगत्खलु ॥ १५० ॥

જો તમે "તમે માયાનું નિરૂપણ કરી શકતા નથી પરંતુ ઉદયનાચાર્ય વગેરેએ નિરૂક્તિ નામના ગ્રંથમાં તે કર્યું છે" એમ કહી અભિમાન ધરાવતા હો તો તેમનું હર્ષમિશ્રાદિએ "ખંડન" આદિ ગ્રંથોમાં ખંડન કરી તેમને સારી શિક્ષા આપી છે. (૧૪૯). માટે જે ભાવ અચિન્ત્ય છે તેને વિશે તર્ક કરવાથી કાંઇ લાભ નથી. ખરેખર આ જગતની રચના મનવડે અચિન્ત્ય છે (૧૫૦).

अचिन्त्यरचनाशक्तिबीजं मायेति निश्चिनु ।
मायाबीजं तदेवैकं सुषुप्तावनुभूयते ॥ ५१ ॥

( જેવી રીતે જગતની રચના અચિન્ત્ય છે, તેવી રીતે ) માયા પણ અચિંત્ય રચના કરવાની શક્તિ ધરાવનારૂં એક (જગતનું ) બીજ છે, એવો નિશ્ચય કરો. તે જ એક માયાબીજને મુમુક્ષુઓ સુષુપ્તિ વખતે અનુભવે છે. (૧૫૧).

ઇશ્વરસ્વરૂપ. ૧૫૨—૧૫૮.

जाग्रत्स्वप्नजगत्तत्र लीनं बीज इव द्रुमः ।
तस्मादशेषजगतो वासनास्तत्र संस्थिताः ॥ ५२ ॥
या बुद्धिवासनास्तासु चैतन्यं प्रतिबिम्बति ।
मेघाकाशवदस्पष्टचिदाभासोऽनुमीयताम् ॥ ५३ ॥
साभासमेव तद्बीजं धीरूपेण प्ररोहति ।
अतो बुद्धौ चिदाभासो विस्पष्टं प्रतिभासते ॥ ५४ ॥

જેમ બીજમાં મહાન્ વૃક્ષ લીન થઇ રહ્યું છે, તેમ સકળ જાગ્રત્ અને સ્વપ્ન જગત્ આ માયામાં ( तत्र ) લીન થયું છે. માટે સકળ જગત્‌ની વાસનાઓ પણ ( જાગ્રત્ અને સ્વપ્ન વાસનાનું જ બનેલું હોવાથી ) તે માયામાં રહેલી છે. (૧૫૨). માયામાં જે બુદ્ધિવાસનાઓ છે તે ( અવિદ્યા રૂપી ) વાસનાઓમાં ચૈતન્યનું પ્રતિબિંબ પડે છે. તે પ્રતિબિંબ અનુભવવામાં આવતું નથી, કારણકે મેઘાકાશની પેઠે તે ચિદાભાસ અસ્પષ્ટ હોવાથી તેનું અનુમાન કરવાનું છે. (૧૫૩). ચિદાભાસ સહિત આ માયા(વાસના)બીજ બુદ્ધિ રૂપે ઉગી નિકળે છે. માટે બુદ્ધિમાં ચિદાભાસ સ્પષ્ટ રીતે ભાસે છે. ( ૧૫૪ ).

मायाभासेन जीवेशौ करोतीति श्रुतौ श्रुतम् ।
मेघाकाशजलाकाशाविव तौ सुव्यवस्थितौ ॥ ५५ ॥
मेघवद्वर्तते माया मेघस्थिततुषारवत् ।
धीवासनाश्चिदाभासस्तुषारस्थखवत्स्थितः ॥ ५६ ॥

આ માયા ચિદાભાસ વડે જીવ અને ઇશ્વર નિર્માણ કરે છે એમ શ્રુતિ કહે છે. તે બંને ( જીવ અને ઇશ્વર ) જલાકાશ અને મેઘાકાશની પેઠે સ્પષ્ટ રૂપે અને અસ્પષ્ટ રૂપે વ્યવસ્થા પામેલા છે. (૧૫૫). મેઘની પેઠે માયા છે, મેઘમાં રહેલી વરાળ(तुषार)ના જેવી બુદ્ધિવાસનાઓ છે, અને વરાળમાં પડેલા આકાશપ્રતિબિંબની પેઠે વાસનામાં પડેલું પ્રતિબિંબ ચિદાભાસ છે. (૧૫૬).

मायाधीनश्चिदाभासः श्रुतौ मायी महेश्वरः ।
अन्तर्यामी च सर्वज्ञो जगद्योनिः स एव हि ॥ ५७ ॥

सौ ऽसमानन्दमयं प्रक्रम्यैवं श्रुतिर्जगौ ।
एष सर्वेश्वर इति सोयं वेदोक्त ईश्वरः ॥ ५८ ॥

આ માયા ( બુદ્ધિવાસના રૂપી ) જેને અધીન છે તે જ માયી ચિદાભાસ મહેશ્વર છે એમ શ્રુતિ કહે છે. વળી શ્રુતિ એમ પણ કહે છે કે આ માયી મહેશ્વર અંતર્યામી, સર્વજ્ઞ, તેમ જ જગદ્યોનિ છે. (૧૫૭). સુષુપ્તિ અવસ્થામાંના આનન્દમય ( ઈશ્વર )થી શરૂઆત કરીને શ્રુતિ ઉપર પ્રમાણે કહે છે કે તે સર્વેશ્વર છે. આ જ વેદોક્ત ઈશ્વરનું સ્વરૂપ છે. (૧૫૮).

ઉપર કહેલા ઈશ્વર સ્વરૂપ સંબંધી વિવેચન. ૧૫૯–૧૮૭.

सर्वज्ञत्वादिके तस्य नैव विप्रतिपद्यताम् ।
श्रौतार्थस्यावितर्क्यत्वान्मायायां सर्वसंभवात् ॥ ५९ ॥
अयं यत्सृजते विश्वं तदन्यथयितुं पुमान् ।
न कोऽपि शक्तस्तेनायं सर्वेश्वर इतीरितः ॥ १६० ॥

ઈશ્વરના સર્વજ્ઞત્વાદિ ગુણો વિશે શંકા કરવી નહીં જોઈએ, કારણ કે શ્રુતિના અર્થ ઉપર તર્ક સંભવતો નથી, અને માયાને માટે સર્વ વાત સંભવિત છે. ( ૧૫૯ ). આ ઈશ્વર જે કંઈ વિશ્વ રચે છે તેને અન્યથા કરવાને કોઈ માણસ શક્તિવાન્ નથી. માટે ઈશ્વર સર્વેશ્વર છે. (૧૬૦).

अशेषप्राणिबुद्धीनां वासनास्तत्र संस्थिताः ।
ताभिः क्रोडीकृतं सर्वं तेन सर्वज्ञ ईरितः ॥ ६१ ॥
वासनानां परोक्षत्वात्सर्वज्ञत्वं न हीक्ष्यते ।
सर्वबुद्धिषु तद्दृष्ट्वा वासनास्वनुमीयताम् ॥ ६२ ॥

સર્વ પ્રાણિઓની બુદ્ધિની વાસનાઓ તેના કારણભૂત સૌક્ષ્મ અજ્ઞાનમાં રહેલી છે. તે વાસનાઓ વડે ઈશ્વરે સર્વને પોતાનું વિષય કર્યું છે ( ક્રોડીકૃત–ખોળામાં લીધું છે ). તેથી તે સર્વજ્ઞ કહેવાય છે. (૧૬૧). વાસનાઓ પરોક્ષ હોવાથી તેમાં આ સર્વજ્ઞત્વ જોવામાં આવતું નથી. પરંતુ તે સર્વજ્ઞત્વ સર્વની બુદ્ધિમાં જોઈને તે બુદ્ધિની વાસનામાં પણ છે એમ અનુમાન થાય છે. (૧૬૨).

विज्ञानमयमुख्येषु कोशेष्वन्यत्र चैव हि ।
अन्तस्तिष्ठन्यमयति तेनान्तर्यामितां व्रजेत् ॥ ६३ ॥

बुद्धौ तिष्ठन्नान्तरोऽस्या धियानीक्ष्यश्च धीवपुः ।
धियमन्तर्यमयतीत्येवं वेदेन घोषितम् ॥ ६४ ॥
तन्तुः पटे स्थितो यद्वदुपादानतया तथा ।
सर्वोपादानरूपत्वात्सर्वत्रायमवस्थितः ॥ ६५ ॥
पटादप्यान्तरस्तन्तुस्तन्तोरप्यंशुरान्तरः ।
आन्तरत्वस्य विश्रान्तिर्यत्रासावनुमीयताम् ॥ ६६ ॥
द्वित्रान्तरत्वकक्षाणां दर्शनेऽप्ययमान्तरः ।
न वीक्ष्यते ततो युक्तिश्रुतिभ्यामेव निर्णयः ॥ ६७ ॥
पटरूपेण संस्थानात्पटस्तन्तोर्वपुर्यथा ।
सर्वरूपेण संस्थानात्सर्वमस्य वपुस्तथा ॥ ६८ ॥
तन्तोः संकोचविस्तारचलनादौ पटस्तथा ।
अवश्यमेव भवति न स्वातन्त्र्यं पटे मनाक् ॥ ६९ ॥
तथान्तर्याम्ययं यत्र यया वासनया यथा ।
विक्रियेत तथावश्यं भवत्येव न संशयः ॥ १७० ॥
ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥ ७१ ॥
सर्वभूतानि विज्ञानमयास्ते हृदये स्थिताः ।
तदुपादानभूतेशस्तत्र विक्रियते खलु ॥ ७२ ॥
देहादि पञ्जरं यन्त्रं तदारोहोऽभिमानिता ।
विहितप्रतिषिद्धेषु प्रवृत्तिर्भ्रमणं भवेत् ॥ ७३ ॥
विज्ञानमयरूपेण तत्प्रवृत्तिस्वरूपतः ।
स्वशक्त्येशो विक्रियते मायया भ्रामणं हि तत् ॥ ७४ ॥
अन्तर्यमयतीत्युक्त्यायमेवार्थः श्रुतौ श्रुतः ।
पृथिव्यादिषु सर्वत्र न्यायोऽयं योज्यतां धिया ॥ ७५ ॥
जानामि धर्मं न च मे प्रवृत्ति-
जानाम्यधर्मं न च मे निवृत्तिः ।

केनापि देवेन हृदि स्थितेन
यथा नियुक्तोऽस्मि तथा करोमि ॥ ७६ ॥
नार्थः पुरुषकारेणेत्येव मा शङ्क्यतां यतः ।
ईशः पुरुषकारस्य रूपेणापि विवर्तते ॥ ७७ ॥
ईदृग्बोधेनेश्वरस्य [illegible] वार्यताम् ।
तथापीशस्य बोधेन स्वात्मासङ्गत्वधीजनिः ॥ ७८ ॥
तावता मुक्तिरित्याहुः श्रुतयः स्मृतयस्तथा ।
श्रुतिस्मृती ममैवाज्ञे इत्यपीश्वरभाषितम् ॥ ७९ ॥
आज्ञया भीतिहेतुत्वं भीषास्मादिति हि श्रुतम् ।
सर्वेश्वरत्वमेतस्मादन्तर्यामित्वतः पृथक् ॥ १८० ॥
एतस्य वा अक्षरस्य प्रशासन इति श्रुतिः ।
अन्तः प्रविष्टः शास्ताऽयं जनानामिति च श्रुतिः ॥ ८१ ॥

આ આનન્દમય કોશ રૂપ ઈશ્વર વિજ્ઞાનમયથી અન્નમય કોશ સુધીમાં તેમ જ અન્યત્ર (પૃથિવ્યાદિમાં) અંદર રહીને સર્વને પ્રેરે છે (यमयति). માટે ઈશ્વર **અંતર્યામી** કહેવાય છે. આ અંતર્યામી સર્વની બુદ્ધિમાં રહીને, બુદ્ધિથી પણ જે આન્તર છે, બુદ્ધિ પણ જેને જાણી શકતી નથી, બુદ્ધિ જેનું શરીર છે, તે બુદ્ધિને અંદરથી પ્રેરે છે, એવું વેદ ઘોષણા કરીને કહે છે. જેમ ઉપાદાન કારણ તરીકે તંતુ પટમાં રહેલો છે, તેમ અંતર્યામી પણ સર્વ જગતના ઉપાદાન કારણ તરીકે સર્વત્ર રહેલા છે. (૧૬૩-૪-૫). પટથી આંતર તંતુ છે, તંતુથી આન્તર અંશુ છે, અંશુથી આન્તર પરમ અંશુ છે, પરમ અંશુથી આન્તર મહા અંશુ છે. અને જ્યાં આન્તરત્વની વિશ્રાન્તિ આવે—જેથી આન્તર બીજું કાંઈ નથી—ત્યાં આ અંતર્યામી (આનન્દમય) છે એમ અનુમાન કરો. મતલબ કે તે સર્વથી આન્તર—સર્વાન્તર—છે. આ પ્રમાણે તે સર્વથી આન્તર હોવાથી તે દેખાતો નથી, જો કે તેની બહાર આવેલા અંશુ (द्वित्रान्तरत्वकक्षाणाम् दर्शनेऽपि—બે ત્રણ કોટિ-કક્ષા—નું દર્શન થવા છતાં) વગેરે બાહ્ય હોવાથી દેખાય છે. માટે શ્રુતિ અને યુક્તિ (યુક્તિ—ચેતન રૂપ અધિષ્ઠાન વિના વાસના જેવી સૂક્ષ્મ વસ્તુની પણ—તે જડ હોવાથી—ગતિ થાય નહીં) વડે અંતર્યામીપણાનો નિર્ણય કરવો. જેમ પટ રૂપે રહેલા તંતુનું શરીર પટ છે, તેમ સર્વ

રૂપે રહેલા અંતર્યામીનું શરીર સર્વ જગત્ છે. (૧૬૬–૭–૮).

જેવી રીતે તંતુનો સંકોચ, વિસ્તાર, ચલન, વગેરે થતાં પ-ટનો સંકોચાદિ અવશ્ય થાય છે જ–પટમાં કાંઇ પણ સ્વતંત્રતા નથી; તેવી રીતે પૃથિવ્યાદિમાં ઉપાદાન તરીકે રહેલા આ અંતર્યામી જેમાં જેમાં જે જે વાસના વડે જેવી જેવી રીતે વિકારને પામે છે, ત્યાં ત્યાં તે તેવા રૂપે થાય છે, તેમાં કાંઇ સંદેહ નથી. (૧૬૯–૧૭૦).

શ્રુતિ ઉપરાંત સ્મૃતિમાં ( ગીતામાં ) પણ શ્રીકૃષ્ણે કહ્યું છે કે હે અર્જુન ! ઇશ્વર સર્વ ભૂતોના હૃદયમાં વસે છે, અને ત્યાં રહીને યંત્રમાં આરૂઢ થયેલા સર્વ ભૂતોને માયા વડે ભ્રમણ કરાવે છે. સર્વ ભૂતો વિજ્ઞાનમય રૂપે ( as ideas ) છે. તે વિજ્ઞાનમયો હૃદયમાં રહેલા છે. તેના ઉપાદાન રૂપ ઇશ્વર ( भूतेश ) હૃદયમાં વિજ્ઞાનમય રૂપે વિકાર પામે છે. દેહાદિ પંજર ઉપરના શ્લોકમાં કહેલું યંત્ર છે, અને તે યંત્ર ઉપર આરૂઢ થવું તેનો અર્થ તે શરીરાદિ ઉપરની અભિમાનિતા છે. અને શાસ્ત્રે વિહિત કરેલું, અને નિષેધ કરેલું–તેમાં પ્રવૃત્તિ કરવી તેનું નામ ભ્રમણ છે. આ ભ્રમણ કરાવનાર માયા છે. એ ભ્રમણ કરાવવાનો ( भ्रामणं ) અર્થ એ છે કે વિહિત અને પ્રતિ-ષિદ્ધ વિષયોમાં પ્રવૃત્તિ કરવા રૂપે પોતાની માયાશક્તિ વડે વિજ્ઞાન-મય સ્વરૂપમાં ઇશ્વરનો વિકાર થવો તે–એટલે જીવોના કર્મ પ્રમાણે ઉત્તમાધમ લોકની પ્રાપ્તિ કરાવવી તે–ભ્રામણ છે–( મતલબ કે પોતાની શક્તિના જોરથી ઇશ્વરે વિજ્ઞાનમય સ્વરૂપ ધારણ કરવું તેનું નામ "मायया भ्रामणं" છે. ) "અંદરથી પ્રેરે છે" એ કહેવાનું આ જ તાત્પર્ય છે એમ શ્રુતિ કહે છે. આ જ ન્યાય પૃથિવ્યાદિ સંબંધમાં પણ બુદ્ધિપૂર્વક યોજવો. (૧૭૧–૨–૩–૪–૫). (પ્રવૃત્તિ માત્ર ઈશ્વરાધીન છે; જેમકે પાંડવોની સાથે યુદ્ધ કરવાથી દુર્યોધન અટકી શક્યો નહીં, તેનું કારણ બતાવતાં ભીષ્મપિતાને તે કહે છે કે ) મારો ધર્મ શો છે તે હું જાણુંછું, પરંતુ તેમાં મારી પ્રવૃત્તિ થતી નથી. અધર્મ શો છે તે પણ હું જાણુંછું, પરંતુ તેમાંથી હું નિવૃત્ત થઇ શકતો નથી. કારણ કે મારા હૃદયમાં રહેલો કોઇક દેવ છે જે મને જેમ પ્રેરે છે તેમ હું કરૂં છું. આથી કરીને પુરૂષ પ્રય-ત્નની કાંઇ જરૂર નથી એવી શંકા કરવી નહીં, કારણ કે **પુરૂષ પ્રયત્ન એ ઈશ્વરનો જ વિવર્ત છે.** પુરૂષપ્રયત્ન પણ ઇશ્વરરૂપ છે એવા જ્ઞાનથી અંતર્યામિપ્રેરણ ( प्रवृत्तिः ) મિથ્યા થશે નહીં, પરંતુ

તેવા બોધથી આત્મા અસંગ છે (અને કરનાર તો ઇશ્વર છે) એવું જ્ઞાન ઉત્પન્ન થશે. આત્મા અસંગ છે તેવા જ્ઞાનથી મુક્તિ મળે છે, એમ શ્રુતિ અને સ્મૃતિ કહે છે. અને "શ્રુતિસ્મૃતિ મારી જ આજ્ઞા છે" એમ પણ ઇશ્વરે કહ્યું છે. (૧૭૬–૭-૮–૯). "ભીષાऽस्मात्" એ શ્રુતિમાં આજ્ઞાથી ભીતિહેતુ જણાય છે. આ ભીતિ-હેતુત્વ કહેવાનું કારણ એ કે અંતર્યામિપણાથી સર્વેશ્વરપણું ભિન્ન છે એમ બતાવવું છે. વળી "આ અક્ષરરૂપ ઇશ્વરનું નિયામકત્વ (પ્રશાસન) છે," તેમ જ "તે અંદર પ્રવેશ કરીને માણસોનો નિયામક થય છે" એવી પણ અંતર્યામિબ્રાહ્મણ નામની શ્રુતિ છે. માટે ઇશ્વર અંતર્યામી હોવાનું સિદ્ધ થાય છે. (૧૮૦–૧).

जगद्योनिर्भवेदेष प्रभवाप्ययकृत्त्वतः ।
आविर्भावतिरोभावावुत्पत्तिप्रलयौ मतौ ॥ ८२ ॥
आविर्भावयति स्वस्मिन्विलीनं सकलं जगत् ।
प्राणिकर्मवशादेष पटो यद्वत्प्रसारितः ॥ ८३ ॥
पुनस्तिरोभावयति स्वात्मन्येवाखिलं जगत् ।
प्राणिकर्मक्षयवशात्संकोचितपटो यथा ॥ ८४ ॥
रात्रिघस्त्रौ सुप्तिबोधावुन्मीलननिमीलने ।
तूष्णींभावमनोराज्ये इव सृष्टिलयाविमौ ॥ ८५ ॥
आविर्भावतिरोभावशक्तिमत्त्वेन हेतुना ।
आरम्भपरिणामादिचोद्यानां नात्र संभवः ॥ ८६ ॥
अचेतनानां हेतुः स्याज्जाड्यांशेनेश्वरस्तथा ।
चिदाभासांशतस्त्वेष जीवानां कारणं भवेत् ॥ ८७ ॥

ઇશ્વર ઉત્પત્તિ અને વિનાશના કર્તા હોવાથી તે જગદ્યોનિ થાય છે. ઉત્પત્તિ અને પ્રલય (નાશ)નો અર્થ **આવિર્ભાવ** (પ્રકટ થવું) અને **તિરોભાવ** (દેખાતા બંધ થવું) છે. (૧૮૨). જેમ ચિત્રપટને પ્રસારવામાં આવે છે, તેમ પોતાના સ્વરૂપમાં લય પામેલા સકળ જગતને પ્રાણિઓના કર્મવશાત્ ઇશ્વર પ્રકટ કરે છે. ફરીથી પ્રાણીઓના કર્મનો ક્ષય થતાં સંકોચિત પટની પેઠે સ્વાત્મામાં અખિલ જગતને લય પમાડે છે. (૧૮૩–૪). રાત્રિ અને દિવસ, જાગ્રત

અને સુષુપ્તિ, ઉન્મીલન ( આંખનું ઉઘડવું ) અને નિમીલન ( આંખનું મીંચાવું ), મનોરાજ્ય અને તૂષ્ણીંભાવના જેવા આ સૃષ્ટિ ( ઉત્પત્તિ ) અને પ્રલય ( તિરોભાવ ) છે. ( ૧૮૫ ). ઇશ્વરનું જગદ્યોનિત્વ જગતનો આવિર્ભાવ અને તિરોભાવ કરવાની શક્તિવાળા હોવાને લીધે છે. તેથી તે સંબંધમાં ઇશ્વર આરંભિકારણ છે કે પરિણામિ કારણ છે તેવી શંકાનો અવસર જ નથી. એક જ ઇશ્વર પોતાના જડાંશ ( માયાંશ )થી અચેતન પદાર્થોનું કારણ થાય છે, અને ચિદાભાસરૂપી અંશથી ચેતન જીવોનું કારણ થાય છે. ( ૧૮૬–૭ ).

तमःप्रधानः क्षेत्राणां चित्प्रधानश्चिदात्मनाम् ।
परः कारणतामेति भावनाज्ञानकर्मभिः ॥ ८८ ॥
इति वार्तिककारेण जडचेतनहेतुता ।
परमात्मन एवोक्ता नेश्वरस्येति चेच्छृणु ॥ ८९ ॥
अन्योन्याध्यासमत्रापि जीवकूटस्थयोरिव ।
ईश्वरब्रह्मणोः सिद्धं कृत्वा ब्रूते सुरेश्वरः ॥ १९० ॥

તમઃપ્રધાન ઇશ્વર ( પર ) ક્ષેત્રોનું ( શરીરોનું ) અને ચિત્પ્રધાન ઇશ્વર જીવોનું કારણ ભાવના, જ્ઞાન, અને કર્મ વડે થાય છે. ( ૧૮૮ ), એ પ્રમાણે વાર્તિકકારે ( સુરેશ્વરાચાર્યે ) પરમાત્મા ( શુદ્ધ બ્રહ્મ )ને જડચેતનનું કારણ કહ્યું છે, ઇશ્વરને નહીં, એમ કહેતા હો તો સાંભળો. ( ૧૮૯ ). જીવકૂટસ્થના અન્યોન્યાધ્યાસની પેઠે આ ઠેકાણે પણ ઇશ્વરબ્રહ્મનો અન્યોન્યાધ્યાસ કરીને સુરેશ્વરાચાર્યે ઇશ્વરને શુદ્ધરૂપ માનીને–ઇશ્વર બ્રહ્મથી જૂદા નથી એમ જાણીને તેમણે તે પ્રમાણે કહ્યું છે. ( ૧૯૦ ).

सत्यं ज्ञानमनन्तं यद्ब्रह्म तस्मात्समुत्थिताः ।
खंवाय्वग्निजलोर्व्योषध्यन्नदेहा इति श्रुतिः ॥ ९१ ॥
आपातदृष्टितस्तत्र ब्रह्मणो भाति हेतुता ।
हेतोश्च सत्यता तस्मादन्योन्याध्यास इष्यते ॥ ९२ ॥

સત્ય સ્વરૂપ, જ્ઞાન સ્વરૂપ, અને અનંત–એવું જે બ્રહ્મ છે તેમાંથી આકાશ, વાયુ, અગ્નિ, જલ, પૃથ્વી તત્ત્વ, ઓષધિ, અન્ન, અને દેહ ઉત્પન્ન થયા છે એમ શ્રુતિ કહે છે. ( ૧૯૧ ). અહીંઆં ( આ શ્રુતિમાં ) અવિવેક બુદ્ધિથી જગતના કારણ તરીકે નિર્ગુણ

બ્રહ્મ ભાસે છે, અને હેતુ( માયાધીન ચિદાભાસ )ની સત્યતા લાગે છે. માટે તેવું કહેનારનો અહીં અન્યોન્યાધ્યાસ સમજવો. (૧૯૨).

अन्योन्याध्यासरूपोऽसावन्नलिप्तपटो यथा ।
घट्टितेनैकतामेति तद्वद्भ्रान्त्यैकतां गतः ॥ ९३ ॥
मेघाकाशमहाकाशौ विविच्येते न पामरैः ।
तद्वद्ब्रह्मेशयोरैक्यं पश्यन्त्यापातदर्शिनः ॥ ९४ ॥

જેમ અન્નલિપ્ત પટ ઘટ્ટિત થઈને એકરૂપ થાય છે, તેમ અન્યોન્યાધ્યાસ રૂપી આ ઈશ્વર ભ્રાન્તિથી બ્રહ્મ સાથે એકતાને પામ્યા છે—માયાને પોતાની સાથે લઈને એકતા માની છે તેજ ભ્રમ છે. (૧૯૩) જેમ મેઘાકાશ અને મહાકાશને પામર પુરુષો જુદા કરી જાણતા નથી, તેમ તેઓ ઈશ્વર અને બ્રહ્મ એક જ છે એમ અવિવેક બુદ્ધિથી કહે છે. (૧૯૪).

उपक्रमादिभिर्लिङ्गैस्तात्पर्यस्य विचारणात् ।
असङ्गं ब्रह्म मायावी सृजत्येष महेश्वरः ॥ ९५ ॥
सत्यं ज्ञानमनन्तं चेत्युपक्रम्योपसंहृतम् ।
यतो वाचो निवर्तन्त इत्यसङ्गत्वनिर्णयः ॥ ९६ ॥
मायी सृजति विश्वं सन्निरुद्धस्तत्र मायया ।
अन्य इत्यपरा ब्रूते श्रुतिस्तेनेश्वरः सृजेत् ॥ ९७ ॥

ઉપક્રમ, ઉપસંહાર, અભ્યાસ, અપૂર્વતાફળ, અર્થવાદ, અને ઉપપત્તિ, એ જ લક્ષણોવડે શ્રુતિના તાત્પર્યનો વિચાર કરતાં, બ્રહ્મ અસંગ છે, અને સૃષ્ટિ રચનાર તો આ માયાની ઉપાધિવાળો (માયાવી) ઈશ્વર છે, એમ માલમ પડે છે. (૧૯૫). "सत्यं ज्ञानमनन्तं" એ શ્રુતિથી શરૂ કરીને (उपक्रम्य) "यतो वाचो निवर्तन्ते" એ શ્રુતિમાં ઉપસંહાર કરીને બ્રહ્મ અસંગ છે એવો શ્રુતિનો નિર્ણય થાય છે એ ઉપક્રમ ઉપસંહારરૂપી લિંગ છે. (૧૯૬). વળી બીજી શ્રુતિ પણ કહે છે કે માયી (ઈશ્વર) સૃષ્ટિને રચે છે, અને જીવ (अन्यः) માયાને લીધે તે સૃષ્ટિમાં બંધાય છે. માટે ઈશ્વર (માયોપાધિક) સ્રષ્ટા છે એમ સિદ્ધ થાય છે. (૧૯૭).

જગતની ઉત્પત્તિનો ક્રમ. ૧૯૮-૨૦૮.

आनन्दमय ईशोऽयं बहु स्यामित्यवैक्षत ।
हिरण्यगर्भरूपोऽभूत्सुप्तिः स्वप्नो यथा भवेत् ॥ ९८ ॥

क्रमेण युगपद्वैषा सृष्टिर्ज्ञेया यथाश्रुति ।
द्विविधश्रुतिसद्भावाद्द्विविधस्वप्नदर्शनात् ॥ ९९ ॥

આ આનંદમય ઇશ્વરને ઇચ્છા થઇ કે "હું બહુ થાઉં." તેથી જેમ સુષુપ્તિ સ્વપ્નરૂપ થાય, તેમ તે હિરણ્યગર્ભરૂપ થયા. (૧૯૮). શ્રુતિમાં કહ્યા પ્રમાણે સૃષ્ટિ કેટલીક વાર ક્રમે કરીને તેમ જ કેટલીક વાર એકદમ ઉત્પન્ન થયેલી પણ માનવી, કેમકે જેમ બે પ્રકારનાં (ક્રમે તથા યુગપદ્) સ્વપ્ન જોવામાં આવે છે, તેમ સૃષ્ટિ સંબંધી પણ બંને પ્રકારની શ્રુતિ છે. (૧૯૯).

सूत्रात्मा सूक्ष्मदेहाख्यः सर्वजीवघनात्मकः ।
सर्वाहंमानधारित्वात्क्रियाज्ञानादिशक्तिमान् ॥ २०० ॥
प्रत्यूषे वा प्रदोषे वा मग्नो मन्दे तमस्ययम् ।
लोको भाति यथा तद्वदस्पष्टं जगदीक्ष्यते ॥ १ ॥
सर्वतो लाञ्छितो मष्या यथा स्याद्घट्टितः पटः ।
सूक्ष्माकारैस्तथेशस्य वपुः सर्वत्र लाञ्छितम् ॥ २ ॥
सस्यं वा शाकजातं वा सर्वतोऽङ्कुरितं यथा ।
कोमलं तद्वदेवैष पेलवो जगदङ्कुरः ॥ ३ ॥

સૂક્ષ્મદેહ નામનો અને પટમાં સૂત્રની પેઠે રહેલો આ સૂત્રાત્મા (હિરણ્યગર્ભ) સર્વ લિંગશરીરોમાં અભિમાન ધરવાથી લિંગશરીરોપાધિવાળા સર્વ જીવોનું સમષ્ટિ સ્વરૂપ છે, અને તે ક્રિયા, જ્ઞાન, અને ઇચ્છાશક્તિ વાળો છે. (૨૦૦). પરોઢીએ અથવા સંધ્યાકાળે અથવા મંદ અંધકારમાં આ જગત્ જેવું મગ્ન દેખાય છે, તેવું અસ્પષ્ટ હિરણ્યગર્ભ અવસ્થામાં આ જગત્ દેખાય છે. (૨૦૧). જેવી રીતે ઘટ્ટિત કરેલા પટ ઉપર મષી વડે આકાર કાઢવાથી સકળ પટ લાંછિત થાય છે, તેવી રીતે હિરણ્યગર્ભ દશામાં ઇશ્વરનું શરીર (સૂક્ષ્મ શરીર) અપંચીકૃત ભૂતમાંથી રચેલા લિંગદેહોરૂપી સૂક્ષ્મ આકારોવડે સર્વત્ર લાઞ્છિત થાય છે. (૨૦૨). વળી જેમ ધાન્ય (सस्यं) અથવા ઘાસ (शाक) સર્વત્ર કોમળ અંકુર પામેલું હોય છે, તેવી રીતે સૂત્રાત્મા રૂપી આ જગદંકુર સૂક્ષ્મ (पेलवः) છે. (૨૦૩).

आतपाभातलोको वा पटो वा वर्णपूरितः ।
सस्यं वा फलितं यद्वत्तथा स्पष्टवपुर्विराट् ॥ ४ ॥
विश्वरूपाध्याय एष उक्तः सूक्तेऽपि पौरुषे ।
धात्रादिस्तम्बपर्यन्तानेतस्यावयवान्विदुः ॥ ५ ॥

જેવી રીતે સૂર્યના તાપથી પ્રકાશિત થયેલું જગત, રંગ પૂરીને પૂર્ણ કરેલો પટ, અથવા ફળ પામેલું ધાન્ય દેખાય છે, તેવું સ્પષ્ટ સ્થૂલ દેહાભિમાની વિરાટ્ સ્વરૂપ દેખાય છે. (૨૦૪). રૂદ્રીના પૌરૂષ સૂક્તમાં તથા ગીતાના "વિશ્વરૂપ" અધ્યાયમાં પણ કહેલું છે કે બ્રહ્માથી સ્તંબપર્યંત સર્વ ઇશ્વરના અવયવો છે. (૨૦૫).

ईशसूत्रविराड्वेधोविष्णुरुद्रेन्द्रवह्नयः ।
विघ्नभैरवमैरालमरिकायक्षराक्षसाः ॥ ६ ॥
विप्रक्षत्रियविट्शूद्रा गवाश्वमृगपक्षिणः ।
अश्वत्थवटचूताद्या यवव्रीहितृणादयः ॥ ७ ॥
जलपाषाणमृत्काष्ठवास्यकुद्दालकादयः ।
ईश्वराः सर्व एवैते पूजिताः फलदायिनः ॥ ८ ॥

ઇશ્વર (અંતર્યામી—આનન્દમય સ્વરૂપ), સૂત્રાત્મા, અને વિરાટ્ (સમષ્ટિ સ્વરૂપો); બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર (વ્યષ્ટિ સ્વરૂપો); ઇંદ્ર, અગ્નિ, વગેરે દેવો; વિઘ્નેશ, ભૈરવ, મૈરાલ, મરિકા, વગેરે સૂક્ષ્મ શરીરવાળા દેવયોનિ સ્વરૂપો; યક્ષ, રાક્ષસ, વગેરે સ્થૂલયોનિઓ; વિપ્ર, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર મનુષ્યો; ગાય, ઘોડા વગેરે પશુઓ; પક્ષીઓ, પીપળો (अश्वत्थ), વડ, આંબો (चूत), વગેરે જાતનાં વૃક્ષો; યવ, ડાંગર, ઘાસ વગેરે વનસ્પતિઓ; જલ, પાષાણ, મૃદ્, કાષ્ઠ, સુતારનો વાંસલો (वास्य), કોદાળો (कुद्दालक), વગેરે સ્થૂલ પદાર્થો—એ વગેરેરૂપી જગતના સકળ પદાર્થો ઇશ્વરો જ છે. અને પ્રત્યેકને ઇશ્વર તરીકે પૂજતાં ફળ આપનારા છે. (૨૦૬-૭-૮).

यथायथोपासते तं फलमीयुस्तथातथा ।
फलोत्कर्षापकर्षौ तु पूज्यपूजानुसारतः ॥ ९ ॥

ઇશ્વરોપાસનાનું ફળ. ૨૦૯.

(પરંતુ) જે જે સ્વરૂપને જેવી જેવી વૃત્તિથી (સાત્વિકાદિથી)

પૂજવામાં આવે, તેનું તેવું તેવું ફળ પ્રાપ્ત થાય છે. ફળની ન્યૂનાધિક્તા ( उत्कर्षापकर्षौ ) તો પૂજ્ય પદાર્થની પૂજાને અનુસરીને હોય છે. ( ૨૦૯ ).

## ૫. બ્રહ્મતત્ત્વનું અદ્વૈતપણું અને જીવઈશ્વરનું માયિકપણું. ૨૧૦-૨૪૧.

### મુક્તિસાધન બ્રહ્મજ્ઞાન અને સ્વપ્નરૂપ જગત્.

मुक्तिस्तु ब्रह्मतत्त्वस्य ज्ञानादेव न चान्यथा ।
स्वप्नबोधं विना नैव स्वस्वप्नो हीयते यथा ॥ २१० ॥
अद्वितीयब्रह्मतत्त्वे स्वप्नोऽयमखिलं जगत् ।
ईशजीवादिरूपेण चेतनाचेतनात्मकम् ॥ ११ ॥

મુક્તિ તો બ્રહ્મજ્ઞાનથી જ મળે છે, બીજા કોઈ ઉપાયથી નહીં; જેમ પોતે જાગૃત થયા વિના પોતાનું સ્વપ્ન દૂર થતું નથી. ( ૨૧૦ ). ઈશ્વર, જીવ, પાષાણ, વગેરે રૂપે રહેલું ચેતન અને અચેતન રૂપ આ અખિલ જગત્ અદ્વિતીય બ્રહ્મતત્ત્વમાં સ્વપ્નરૂપ છે. ( ૨૧૧ ).

आनन्दमयविज्ञानमयावीश्वरजीवकौ ।
मायया कल्पितावेतौ ताभ्यां सर्वं प्रकल्पितम् ॥ १२ ॥
ईक्षणादिप्रवेशान्ता सृष्टिरीशेन कल्पिता ।
जाग्रदादिविमोक्षान्तः संसारो जीवकल्पितः ॥ १३ ॥

આનન્દમય કોશ ઈશ્વર છે, અને વિજ્ઞાનમય કોશ જીવ છે. તે બંને માયાના કલ્પેલા છે, અને તેમણે સકળ જગતને કલ્પ્યું છે. ( ૨૧૨ ). ઈક્ષણથી પ્રવેશ પર્યંતની સૃષ્ટિ ઈશ્વરે કલ્પી છે, અને જાગ્રતથી વિમોક્ષ પર્યંતનો સંસાર ( મનોમય જગત્ ) જીવે કલ્પ્યો છે. ( ૨૧૩ ).

अद्वितीयं ब्रह्मतत्त्वमसङ्गं तन्न जानते ।
जीवेशयोर्मायिकयोर्वृथैव कलहं ययुः ॥ १४ ॥
ज्ञात्वा सदा तत्त्वनिष्ठाननुमोदामहे वयम् ।
अनुशोचाम एवान्यान्न भ्रान्तैर्विवदामहे ॥ १५ ॥

વાદીઓ અદ્વિતીય અસંગ બ્રહ્મતત્ત્વને જાણતા નથી, છતાં

માયિક જીવ અને ઇશ્વરના સ્વરૂપ સંબંધી તેઓ વૃથા કલહ કરે છે. (૨૧૪). બ્રહ્મતત્ત્વમાં નિષ્ઠા પામેલાને જોઇને અમે ખુશી થઇએ છીએ, બીજાઓને માટે અમે શોક કરીએ છીએ, અને ભ્રાન્તિ પામેલાઓની સાથે વૃથા વિવાદ કરતા નથી. (૨૧૫).

तृणार्चकादियोगान्ता ईश्वरे भ्रान्तिमाश्रिताः ।
लोकायतादिसांख्यान्ता जीवे विभ्रान्तिमाश्रिताः ॥ १६ ॥
अद्वितीयब्रह्मतत्त्वं न जानन्ति यदा तदा ।
भ्रान्ता एवाखिलास्तेषां क मुक्तिः केह वा सुखम् ॥ १७ ॥
उत्तमाधमभावश्चेत्तेषां स्यादस्तु तेन किम् ।
स्वप्नस्थराज्यभिक्षाभ्यां न बुद्धः स्पृश्यते खलु ॥ १८ ॥
तस्मान्मुमुक्षुभिर्नैव मतिर्जीवेशवादयोः ।
कार्या किंतु ब्रह्मतत्त्वं विचार्य बुध्यतां च तत् ॥ १९ ॥

તૃણાર્ચક( અગ્નિહોત્રીઓ )થી યોગવાળાઓ સુધીના વાદીઓ ઇશ્વર સંબંધી ભ્રાન્તિમાં પડયા છે. અને દેહાત્મવાદી લોકાયતથી સાંખ્ય પર્યંતના વાદીઓ જીવ સંબંધી ભ્રાન્તિમાં પડયા છે. (૨૧૬). જ્યાંસુધી તેઓ અદ્વિતીય બ્રહ્મતત્ત્વને જાણતા નથી, ત્યાંસુધી તે સર્વ ભ્રાન્ત જ રહેવાના. તેમને મુક્તિ કયાંથી, અને ઐહિક સુખ પણ કયાં? (૨૧૭). જો તમે એમ કહેતા હો કે તેમને ઉત્તમાધમ ભાવ( સ્થિતિ ) તો મળશે ? તો તે ભલે હો, તેથી શું વળ્યું ? સ્વપ્નમાં પ્રાપ્ત થયેલા રાજ્યથી કે ભિક્ષાથી જ્ઞાની પુરૂષને કાંઇ અસર થતી નથી. (૨૧૮). માટે જેને મોક્ષની ઇચ્છા છે તેમણે ( મુમુક્ષુઓએ ) તો જીવઇશ્વરના વાદમાં બુદ્ધિ લગાડવી નહીં. પરંતુ બ્રહ્મતત્ત્વનો વિચાર કરવો, અને તેને જ જાણવું. (૨૧૯).

पूर्वपक्षतया तौ चेत्तत्त्वनिश्चयहेतुताम् ।
प्राप्नुतोऽस्तु निमज्जस्व तयोर्नैतावताऽवशः ॥ २२० ॥
असङ्गचिद्विभुर्जीवः सांख्योक्तस्तादृगीश्वरः ।
योगोक्तस्तत्त्वमोरर्थौ शुद्धौ ताविति चेच्छृणु ॥ २१ ॥
न तत्त्वमोरुभावर्थावस्मत्सिद्धान्ततां गतौ ।
अद्वैतबोधनायैव सा कक्षा काचिदिष्यते ॥ २२ ॥

अनादिमायया भ्रान्ता जीवेशौ सुविलक्षणौ ।
मन्यन्ते तद्व्युदासाय केवलं शोधनं तयोः ॥ २३ ॥

अतएवात्र दृष्टान्तो योग्यः प्राक्सम्यगीरितः ।
घटाकाशमहाकाशजलाकाशाभ्रखात्मकः ॥ २४ ॥

જો તમે એમ કહેતા હો કે બ્રહ્મતત્ત્વનો નિશ્ચય કરવાને માટે તે ( જીવ–ઇશ્વરનો વાદ ) કામ લાગે છે, તો તેટલાની ખાતર વિવેકજ્ઞાનશૂન્ય થઇને ( અવશ થઇને ) તે વાદવિવાદમાં ડુબી ન જવું. (૨૨૦). "સાંખ્યોએ માનેલો જીવ વિભુ અને અસંગ ( શુદ્ધ ) ચિદ્રૂપ છે, અને યોગમત વાળાએ માનેલો ઇશ્વર પણ તેવોજ છે—એ પ્રમાણે તેમના માનેલા બંને (જીવ અને ઇશ્વર ) શુદ્ધ ચિદ્રૂપ છે, તેમ તમે પણ તેવા જ માનો છો. તો બંનેની વચ્ચે શો ફેર છે ?" એમ જો પૂછતા હો તો સાંભળો. તેઓ બંનેને શુદ્ધ ચિદ્રૂપ માને છે, છતાં તે બંને ( જીવ અને ઇશ્વર ) વાસ્તવિક રીતે જૂદા છે એમ તેઓ કહે છે. પરંતુ તત્ અને ત્વમ્‌ના લક્ષ્ય જૂદા હોવાનું અમારા સિદ્ધાન્તમાં નથી. છતાં અમે તે બંનેના જૂદા જૂદા સ્વરૂપનો અનુવાદ તેમના લોકપ્રસિદ્ધ ભેદ દૂર કરી તેમનું ઐક્ય–અદ્વૈતજ્ઞાન-સિદ્ધ કરવા સારૂ કર્યો છે. ( ૨૨૨ ). તેઓ ( સાંખ્યો વગેરે ) અનાદિ માયાથી ભ્રાન્ત થયેલા હોવાથી જીવ અને ઇશ્વરને જૂદા માને છે. તેથી ફક્ત તે જૂદાપણાનો નિષેધ ( વ્યુદાસ ) કરવાને માટે તેમનું શોધન કરવામાં આવ્યું છે. ( ૨૨૩ ). તેટલા જ માટે ઘટાકાશ, મહાકાશ, જલાકાશ, અને મેઘાકાશનું યોગ્ય દૃષ્ટાન્ત ઉપર સારી રીતે કહેવામાં આવ્યું છે. ( ૨૨૪ ).

जलाभ्रोपाध्यधीने ते जलाकाशाभ्रखे तयोः ।
आधारौ तु घटाकाशमहाकाशौ सुनिर्मलौ ॥ २५ ॥
एवमानन्दविज्ञानमयौ मायाधियोर्वशौ ।
तदधिष्ठानकूटस्थब्रह्मणी तु सुनिर्मले ॥ २६ ॥

જેમ જલાકાશ અને મેઘાકાશ જલ અને મેઘની ઉપાધિને અધીન છે, પરંતુ તેમના આધાર ઘટાકાશ અને મહાકાશ તો સુનિર્મલ છે; તેમ આનન્દમય અને વિજ્ઞાનમય માયા અને બુદ્ધિને વશ છે, પરંતુ તેમના અધિષ્ઠાન રૂપ કૂટસ્થ અને બ્રહ્મ તો ઉપાધિ રહિત

નિર્મલ છે. ( આ શ્લોકમાં વિજ્ઞાનમય કહ્યો, અને કારણદેહ કહ્યો નહીં; કેમકે કારણદેહની સમષ્ટિ તો ઇશ્વર થાય અને વિજ્ઞાનમય એ કારણદેહનું કાર્ય છે, અને તેથી જીવ છે. વિજ્ઞાનમયની સમષ્ટિ ઇશ્વર નહીં, પણ હિરણ્યગર્ભ થાય. અને હિરણ્યગર્ભ ઇશ્વર કરતાં ન્યૂન હોવાથી જીવકોટિમાં છે. ) ( ૨૨૫-૬. ).

एतत्कक्षोपयोगेन सांख्ययोगौ मतौ यदि ।
देहोऽन्नमयकक्षत्वादात्मत्वेनाभ्युपेयताम् ॥ २७ ॥
आत्मभेदो जगत्सत्यमीशोऽन्य इति चेत्त्रयम् ।
त्यज्यते तैस्तदा सांख्ययोगवेदान्तसंमतिः ॥ २८ ॥

તત્ અને ત્વમ્-ઇશ્વર અને જીવ-એ બે પદાર્થનું શોધન કરવાને ( શુદ્ધ ચેતન સિદ્ધ કરવાને ) સાંખ્ય અને યોગમત ઉપયોગી હોવાથી તેમનો પણ અંગીકાર કરવો જોઇએ, એવું જો કહેતો હોય તો દેહ પણ એક કોટિ છે-એકમતવાળા દેહને પણ આત્મા માનતા હોવાથી તેને ( દેહને ) પણ આત્મા તરીકે સ્વીકારવો જોઇએ, કેમકે શૂન્યવાદી કરતાં દેહાત્મવાદી સારો. ( ૨૨૭ ). માટે સાંખ્ય, યોગ, અને વેદાન્તમાં વિરોધ માત્ર એટલી બાબતનો છે કે, સાંખ્ય અને યોગ અનેક જીવ હોવાનું માને છે, અને જગત્‌ને સત્ય માને છે, અને તે ઉપરાંત યોગો જીવોથી જૂદો ઈશ્વર છે એમ માને છે. આ ત્રણ સિદ્ધાંત જો તેઓ છોડી દે, તો બીજી બધી બાબતમાં સાંખ્ય, યોગ, અને વેદાન્તને સંમતિ છે. ( ૨૨૮ ).

जीवोऽसङ्गत्वमात्रेण कृतार्थ इति चेत्तदा ।
स्रक्चन्दनादिनित्यत्वमात्रेणापि कृतार्थता ॥ २९ ॥
यथा स्रगादिनित्यत्वं दुःसंपाद्यं तथात्मनः ।
असङ्गत्वं न संभाव्यं जीवतोर्जगदीशयोः ॥ २३० ॥
अवश्यं प्रकृतिः सङ्गं पुरेवापादयेत्तथा ।
नियच्छत्येतमीशोऽपि कोऽस्य मोक्षस्तथा सति ॥ ३१ ॥

“ જીવ અસંગ છે એટલું જ્ઞાન પ્રાપ્ત કરવાથી જ જો મને મુક્તિ મળે અને તેથી હું કૃતાર્થ થતો હોઉં, તો પછી બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાની શી જરૂર છે ! ” એવું જો તું કહેતો હોય તો સ્રક્ ( પુષ્પનો હાર ), ચંદન, વગેરે પદાર્થો નિત્ય છે એટલું

જાણવા માત્રથી પણ કૃતાર્થતા માન. (૨૨૯). પણ જેવી રીતે સગાદિ નિત્ય છે એમ સિદ્ધ કરવું અશક્ય છે, તેવી રીતે જ્યાંસુધી જગત્ અને ઇશ્વર જીવતા છે (જ્યાંસુધી તેઓ સત્ય લાગે છે) ત્યાંસુધી આત્માનું અસંગત્વ જાણવું અશક્ય છે, કેમકે જીવને જગત્નો સંબંધ રહેવાનો. (૨૩૦). તે અશક્ય હોવાનું કારણ એ છે કે તમારા સિદ્ધાન્ત પ્રમાણે તો પહેલાંની પેઠે–અજ્ઞાન દશાની પેઠે–પ્રકૃતિ અવશ્ય જીવને આસક્તિ ઉત્પન્ન કરશે, અને તેથી ઇશ્વર પણ તેને નિયમમાં રાખશે. (૨૩૧).

अविवेककृतः सङ्गो नियमश्चेति चेत्तदा ।
बलादापतितो मायावादः सांख्यस्य दुर्मतेः ॥ ३२ ॥
बन्धमोक्षव्यवस्थार्थमात्मनानात्वमिष्यताम् ।
इति चेन्न यतो माया व्यवस्थापयितुं क्षमा ॥ ३३ ॥
दुर्घटं घटयामीति विरुद्धं किं न पश्यसि ।
वास्तवौ बन्धमोक्षौ तु श्रुतिर्न सहतेतराम् ॥ ३४ ॥
न निरोधो न चोत्पत्तिर्न बद्धो न च साधकः ।
न मुमुक्षुर्न वै मुक्त इत्येषा परमार्थता ॥ ३५ ॥

જો તમે એમ કહેતા હો કે સંગ અને નિયમ અવિવેક (અજ્ઞાન)થી ઉત્પન્ન થાય છે, તો પછી સાંખ્યોની દુર્મતિથી બળ પૂર્વક માયાવાદ જ સિદ્ધ થયો. (૨૩૨). જો એમ કહેતા હો કે બંધ અને મોક્ષની વ્યવસ્થાને માટે જીવો અનેક હોવાનું માનવું જોઇએ, તો તેની જરૂર નથી; કારણકે તેની વ્યવસ્થા કરવાને માયામાં શક્તિ છે. (૨૩૩). જો તું તે વાત નહીં માને તો (માયા તે પ્રમાણે કરવાને શક્તિવાન નથી એમ કહેશે તો) " दुर्घटं घटयामि " એવો દુર્ઘટ કાર્ય કરવાનો માયાનો જે સ્વભાવ છે તેમાં વિરોધ આવશે તે તું જોતો નથી ? અને બંધમોક્ષનું વાસ્તવિકપણું તો શ્રુતિ પણ સહન કરતી નથી. (૨૩૪). શ્રુતિ કહે છે કે આત્માનો નાશ (निरोध) નથી કે ઉત્પતિ નથી; આત્મા બદ્ધ નથી કે સાધક (મુક્તિને માટે સાધના કરનાર) નથી; આત્મા મુમુક્ષુ નથી કે મુક્ત નથી–આ સર્વ વાસ્તવિક રીતે છે જ નહીં. એ જ પરમાર્થતા છે. (૨૩૫).

मायाख्याया: कामधेनोर्वत्सौ जीवेश्वरावुभौ ।
यथेच्छं पिबतां द्वैतं तत्त्वं त्वद्वैतमेव हि ॥ ३६ ॥

कूटस्थब्रह्मणोर्भेदो नाममात्राद्दते नहि ।
घटाकाशमहाकाशौ वियुज्येते नहि क्वचित् ॥ ३७ ॥

માટે જીવ અને ઇશ્વર માયા નામની કામધેનુ ગાયના બે વાછરડા છે. તે ભલે દ્વૈત રૂપી દુધને યથેચ્છ પીએ ! તત્ત્વ તો અદ્વૈત જ છે. ( ૨૩૬ ). કૂટસ્થ અને બ્રહ્મનો ભેદ નામ માત્રનો જ છે, બીજો નથી; જેમ ઘટાકાશ અને મહાકાશ કોઇ ઠેકાણે જૂદા પાડી શકાય નહીં–બંને એક જ છે. ( ૨૩૭ ).

यदद्वैतं श्रुतं सृष्टेः प्राक्तदेवाद्य चोपरि ।
मुक्तावपि वृथा माया भ्रामयत्यखिलाञ्जनान् ॥ ३८ ॥

ये वदन्तीत्थमेतेऽपि भ्राम्यन्तेऽविद्ययात्र किम् ।
न यथापूर्वमेतेषामत्र भ्रान्तेरदर्शनात् ॥ ३९ ॥

( આ દેખીતા ભેદ મિથ્યા હોવાથી એમ જુઓ કે ) સૃષ્ટિ પહેલાં જે અદ્વૈત હોવાનું શ્રુતિમાં કહ્યું છે, તે જ અદ્વૈત–પરિચ્છેદ રહિત–સત્ આજ સૃષ્ટિ પછી પણ છે, હવે પછી ( उपरि ) પણ તેવું જ રહેશે, અને મુક્તિદશામાં પણ તેવું જ અનુભવાય છે.છતાં માયા સકળ જનોને વૃથા ભમાવે છે. ( ૨૩૮ ). શંકા: જેઓ આ પ્રમાણે ( એટલે જગત્ માયામય છે અને તત્ત્વ અદ્વિતીય છે એવું) વર્ણન કરે છે તેઓ પણ અવિદ્યાને લીધે આ લોકમાં કેમ સંસારને પામે છે–ભ્રમિત થાય છે ? ઉત્તરઃ કર્મવશાત્ કેટલાક જ્ઞાનીઓને વ્યવહાર લાગેલો હોય છે, પરંતુ તેઓ પહેલાંની પેઠે ( અજ્ઞાનદશાની પેઠે ) ભ્રમિત થતા નથી, કેમકે તેમને વિવેકદશામાં ભ્રાન્તિ દેખાતી નથી. ( ૨૩૯ ).

ऐहिकामुष्मिकः सर्वः संसारो वास्तवस्ततः ।
न भाति नास्ति चाद्वैतमित्यज्ञानिविनिश्चयः ॥ २४० ॥

ज्ञानिनो विपरीतोऽस्मान्निश्चयः सम्यगीक्ष्यते ।
स्वस्वनिश्चयतो बद्धो मुक्तोऽहं चेति मन्यते ॥ ४१ ॥

( માટે જ્ઞાની અને અજ્ઞાનીમાં ફેર એ છે કે ) જ્યારે અ-જ્ઞાનીનો નિશ્ચય એવો છે કે ઐહિક અને આમુષ્મિક સર્વ સંસાર વાસ્તવ છે, અને અદ્વૈત સત્ ભાસતું નથી, તેમ અદ્વૈત સત છે પણ નહીં; ત્યારે જ્ઞાનીનો નિશ્ચય તેથી ઉલટો જ જોવામાં આવે છે. માટે પોતપોતાના નિશ્ચય પ્રમાણે માણસ "હું બદ્ધ છું, હું મુક્ત છું" એમ માને છે-પોતપોતાના નિશ્ચય પ્રમાણે ફળ દેખાય છે. વાસ્તવિક કાંઇ છે જ નહીં. ( ૨૪૦-૧ ).

**૬. અદ્વૈત બ્રહ્મની અપરોક્ષતા તથા વાસ્તવપણું, અને દ્વૈતનું અસત્ત્વ-મિથ્યાપણું. ૨૪૨-૨૫૮.**

नाद्वैतमपरोक्षं चेन्न चिद्रूपेण भासना‍ (?) ।
अशेषेण न भातं चेद्वैतं किं भासतेऽखिलम् ॥ ४२ ॥
दिङ्मात्रेण विभानं तु द्वयोरपि समं खलु ।
द्वैतसिद्धिवदद्वैतसिद्धिस्ते तावता न किम् ॥ ४३ ॥
द्वैतेन हीनमद्वैतं द्वैतज्ञाने कथं त्विदम् ।
चिद्भानं त्वविरोध्यस्य द्वैतस्यातोऽसमे उभे ॥ ४४ ॥
एवं तर्हि शृणु द्वै[illegible]मयत्‍ ततः ।
तेन वास्तवमद्वैतं परिशेषाद्विभासते ॥ ४५ ॥

અદ્વૈત બ્રહ્મ અપરોક્ષ ( પ્રત્યક્ષ ) નથી એમ જો કહેતા હો તો તે ખરૂં નથી, કારણકે ચેતન રૂપે તે ભાસે છે, ( જેમકે "ઘટ સ્ફુરે છે," "પટ સ્ફુરે છે" એમાં જે સ્ફુરણ રૂપ ભાસે છે તે જ ચિદ્રૂપ છે ). જો તમે એક કહેતા હો કે અદ્વૈત અશેષ રીતે ભાસતું નથી, તો શું દ્વૈત બધું ભાસે છે ? ( ૨૪૨ ). એક દેશથી ભાસવું તે તો દ્વૈત અને અદ્વૈત બંનેને સમાન છે. જો તને એક દેશથી ભાસવા છતાં દ્વૈતનિશ્ચય થાય છે, તો તેટલા માત્રથી તને અદ્વૈતનિશ્ચય કેમ થતો નથી ? ( ૨૪૩ ). શંકાઃ જે દ્વૈતરહિત-જેમાં દ્વૈત હોય નહીં-તે અદ્વૈત કહેવાય. છતાં જો દ્વૈતનું ભાન થાય-દ્વૈત દેખાય-તો અદ્વૈત છે એમ કહેવાય નહીં. અને ચિદ્દનું જે ભાન થાય છે, તે તો તમારા કહેવા પ્રમાણે અદ્વૈતની જ પ્રતીતિ છે, અને અદ્વૈત દ્વૈતનું વિરોધિ હોવાથી જ્યારે અદ્વૈત દેખાય, ત્યારે દ્વૈત દેખાવું ન જોઇએ. માટે દ્વૈત અને અદ્વૈત અસમાન છે-મતલબ કે

એક દેશથી બંનેનું ભાન સમાન છે એમ કહેવું ખોટું છે. (૨૪૪). ઉત્તર: જો એમ કહેતા હો તો સાંભળો. દ્વૈત ભાસતું છતાં **અસત્**–મિથ્યા–છે, કેમકે તે માયામય–માયાનું બનેલું–છે. માટે શેષ રહેતું વાસ્તવ અદ્વૈત સ્પષ્ટ ભાસે છે. ( ૨૪૫ ).

अचिन्त्यरचनारूपं मायैह सकलं जगत् ।
इति निश्चित्य वस्तुत्वमद्वैते परिशेष्यताम् ॥ ४६ ॥
पुनर्द्वैतस्य वस्तुत्वं भाति चेत्त्वं तथा पुनः ।
परिशीलय को वात्र प्रयासस्तेन ते वद ॥ ४७ ॥
कियन्तं कालमिति चेत्खेदोऽयं द्वैत इष्यताम् ।
अद्वैते तु न युक्तोऽयं सर्वानर्थनिवारणात् ॥ ४८ ॥
क्षुत्पिपासादयो दृष्टा यथापूर्वं मयीति चेत् ।
मच्छब्दवाच्येऽहंकारे दृश्यतां नेति को वदेत् ॥ ४९ ॥
चिद्रूपेऽपि प्रसज्येरंस्तादात्म्याध्यासतो यदि ।
माध्यासं कुरु किंतु त्वं विवेकं कुरु सर्वदा ॥ २५० ॥
झटित्यध्यास आयाति दृढवासनयेति चेत् ।
आवर्तयेद्विवेकं च दृढं वासयितुं सदा ॥ ५१ ॥
विवेके द्वैतमिथ्यात्वं युक्त्यैवेति न भण्यताम् ।
अचिन्त्यरचनात्वस्यानुभूतिर्हि स्वसाक्षिकी ॥ ५२ ॥

જેની રચના અચિંત્ય છે એવું આ સકળ જગત્ માયા રૂપ જ છે, એવો નિશ્ચય કરીને વાસ્તવ અદ્વૈત શેષ રાખો. (૨૪૬). જો એમ કહેતા હો કે ફરીથી દ્વૈતનું વસ્તુત્વ (વાસ્તવિકપણું) ભાસે છે, તો તમે ફરીથી ઉપર કહેલો વિચાર કરો. તેમ કરવામાં શો પ્રયાસ છે તે કહો. (૨૪૭). જો એમ પૂછતા હો કે કેટલો વખત સુધી એવો વિચાર કર્યા કરૂં? તો આવો ખેદ ભલે દ્વૈતમાં લાગતો. પરંતુ અદ્વૈતવિચારમાં આ ખેદ યોગ્ય નથી, કારણ કે અદ્વૈત તો સર્વ અનર્થનું નિવારણ કરનારૂં છે. (૨૪૮). જો એમ કહેતા હો કે પ્રથમની પેઠે હાલ (જ્ઞાનદશામાં) પણ મારામાં ક્ષુધા, તરસ, વગેરે જોવામાં આવે છે, તો **મત્**–હું–એ શબ્દવાચ્ય જે **અહંકાર**

છે તેમાં તે ભલે દેખાતાં, ન દેખાય એમ કોણ કહે છે ? અહંકારમાં દેખાશે, ચિદાત્મામાં નહીં. (૨૪૯). વસ્તુતઃ ક્ષુધાદિ ભાસતાં નથી, છતાં જો તાદાત્મ્યાધ્યાસને લીધે ( અહંકાર અને ચેતનના અભેદાધ્યાસને લીધે ) ભ્રાન્તિથી ચિદાત્મામાં પણ તે ભાસતાં હોય, તો અધ્યાસ નહીં કરતાં સદા વિવેક કરો, બીજો કોઇ ઉપાય નથી. (૨૫૦). અને દૃઢવાસનાને લીધે જો ઝટ અધ્યાસ આવતો હોય, તો દૃઢ નિશ્ચય થવા માટે સદા વારંવાર વિવેક કરવો. (૨૫૧). વિવેક વડે પ્રાપ્ત થયેલો દ્વૈતમિથ્યાત્વનો અનુભવ યુક્તિથી જ થયો છે, અનુભવથી નહિ, એવું કહેતા નહિ; કારણ કે જેની રચના અચિન્ત્ય છે એવા લક્ષણવાળા દ્વૈતમિથ્યાત્વનો અનુભવ પોતાને જ છે-પોતે જ તે અનુભવનો સાક્ષી છે. (૨૫૨).

चिदप्यचिन्त्यरचना यदि तर्ह्यस्तु नो वयम् ।
चितिं सुचिन्त्यरचनां ब्रूमो नित्यत्वकारणात् ॥ ५३ ॥
प्रागभावो नानुभूतश्चितेर्नित्या ततश्चितिः ।
द्वैतस्य प्रागभावस्तु चैतन्येनानुभूयते ॥ ५४ ॥
प्रागभावयुतं द्वैतं रच्यते हि घटादिवत् ।
तथापि रचनाऽचिन्त्या मिथ्या तेनेन्द्रजालवत् ॥ ५५ ॥
चित्प्रत्यक्षा ततोऽन्यस्य मिथ्यात्वं चानुभूयते ।
नाद्वैतमपरोक्षं चेत्येतन्न व्याहतं कथम् ॥ ५६ ॥

જો એમ કહેતા હો કે ચિત્ પણ અચિન્ત્ય રચના છે-તેની રચના પણ અચિન્ત્ય છે, તો અમે ચિત્‌ને સુચિન્ત્ય રચના કહેતા જ નથી, કારણ કે ચિત્‌ની રચના કોઇ વાર થઇ નથી-તે તો નિત્ય વસ્તુ છે. (૨૫૩). ચિત્ નિત્ય વસ્તુ છે, કારણ કે તેનો પ્રાગભાવ કોઇના અનુભવમાં આવ્યો નથી. પરંતુ દ્વૈતનો પ્રાગભાવ તો તે ચૈતન્ય અનુભવે છે. (૨૫૪). દ્વૈત ઇંદ્રજાલની પેઠે મિથ્યા છે, કારણ કે જેનો પ્રાગભાવ હતો એવું જે દ્વૈત તે ઘટાદિની પેઠે રચાય છે, છતાં તેની રચના કેવી રીતે થાય છે તે જાણી શકાતી નથી. (૨૫૫). આ પ્રમાણે ચિત્ (ચૈતન્ય) સ્વપ્રકાશ હોઇને નિત્ય અને અપરોક્ષ ભાસે છે, તથા ચિત્‌થી અન્ય સર્વનું મિથ્યાત્વ તે જ ચિત્ અનુભવે છે, એમ બતાવવામાં આવ્યું. છતાં અદ્વૈત અપ-

રોક્ષ નથી, એવું કહેનારને વ્યાઘાત દોષ લાગુ પડે છે, કેમકે અદ્વૈતને સર્વ જુએ છે. (૨૫૬).

इत्थं ज्ञात्वाप्यसंतुष्टाः केचित्कुत इतीर्यताम् ।
चार्वाकादेः प्रबुद्धस्याप्यात्मा देहः कुतो वद ॥ ५७ ॥
सम्यग्विचारो नास्त्यस्य धीदोषादिति चेत्तथा ।
असंतुष्टास्तु शास्त्रार्थं न त्वैक्षन्त विशेषतः ॥ ५८ ॥

"આટલું જાણ્યા છતાં કેટલાકને અસંતોષ થાય છે તેનું કારણ શું તે કહો" એમ જો પૂછતા હો તો અમે પૂછીએ છીએ કે ઉહાપોહ કરવામાં કુશળ (प्रबुद्ध) એવા ચાર્વાકાદિ દેહને આત્મા કેમ માને છે તે કહો. (૨૫૭). જો એમ કહો કે તેમની બુદ્ધિના દોષને લીધે તેમને સમ્યક્ વિચાર સુઝતો નથી, તો ઉપર કહેલા અસંતોષી પુરૂષો પણ શાસ્ત્ર જાણતા હોવા છતાં તે ઉપર વિશેષ વિચાર કરતા નથી, તેથી તેમને અસંતોષ રહે છે. (૨૫૮).

## ૭. તત્ત્વજ્ઞાનનું ફળ. ૨૫૯–૨૮૮.

यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि श्रिताः ।
इति श्रौतं फलं दृष्टं नेति चेद्दृष्टमेव तत् ॥ ५९ ॥
यदा सर्वे प्रभिद्यन्ते हृदयग्रन्थयस्त्विति ।
कामा ग्रन्थिस्वरूपेण व्याख्याता वाक्यशेषतः ॥ २६० ॥

શંકાઃ આ પ્રમાણે તત્ત્વવિચાર કર્યા છતાં "મુમુક્ષુના હૃદયમાં તાદાત્મ્યાધ્યાસમાંથી ઉત્પન્ન થતા કામાદિ જે વખતે તત્ત્વજ્ઞાનથી નિવૃત્ત થાય છે, તે જ વખતે મર્ત્ય અમૃત થાય છે—અધ્યાસ નષ્ટ થાય છે, અને આ જન્મમાં જ બ્રહ્મ પ્રાપ્ત કરે છે," એ શ્રુતિમાં કહેલું કામનિવૃત્તિ રૂપી ફળ અનુભવસિદ્ધ (दृष्ट) નથી, પરંતુ શાબ્દ જ છે. ઉત્તરઃ જો તેમ કહેતા હો તો તે ખરૂં નથી. શ્રુતિતાત્પર્યનો વિચાર કરવાથી તેનું દૃષ્ટત્વ સિદ્ધ થાય છે. (૨૫૯). 'यदा सर्वे प्रभिद्यंते हृदयग्रन्थयः"—જ્યારે સર્વ હૃદયગ્રંથિઓ તૂટી જાય છે—એ વાક્યશેષમાં જે ગ્રંથિભેદ (ગ્રંથિનું તૂટવું) કહ્યો છે તેનો જ અર્થ કામપ્રમોક છે. (ગ્રંથિભેદનો અર્થ "અહંકાર અને ચિદાત્માના તાદાત્મ્યાધ્યાસની નિવૃત્તિ".) માટે તત્ત્વજ્ઞાનનું ફળ જે કામનિવૃત્તિ છે તે ઉપરની શ્રુતિના અર્થથી સિદ્ધ થાય છે. (૨૬૦).

अहंकारचिदात्मानावेकीकृत्याविवेकतः ।
इदं मे स्यादिदं मे स्यादितीच्छाः कामशब्दिताः ॥६१॥
अप्रवेश्य चिदात्मानं पृथक्पश्यन्नहंकृतिम् ।
इच्छंस्तु कोटिवस्तूनि न बाधो ग्रन्थिभेदतः ॥ ६२ ॥
ग्रन्थिभेदेऽपि संभाव्या इच्छाः प्रारब्धदोषतः ।
बुद्ध्वापि पापबाहुल्यादसंतोषो यथा तव ॥ ६३ ॥

અહંકાર અને ચિદાત્માને અવિવેકથી એક કરીને "મને આ પ્રાપ્ત થાઓ, મને આ પ્રાપ્ત થાઓ." એવી વારંવાર ઇચ્છા થવી તેનું નામ "કામ" છે, એકલી સામાન્ય ઇચ્છાને કામ કહેવાય નહીં. (૨૬૧). પરંતુ ચિદાત્માને અહંકારમાં પ્રવેશ નહીં કરાવતાં અહંકારને પૃથક્ જાણીને કોટિ વસ્તુઓની ઇચ્છા કરવાથી પણ કાંઇ બાધ નથી, કારણ કે ગ્રંથિ તૂટી ગયેલી છે. (૨૬૨). છતાં–ગ્રંથિભેદ થયા છતાં–પણ પ્રારબ્ધદોષથી કોઇ વાર ઇચ્છાઓ થવાનો સંભવ છે, જેમ તને જ્ઞાન થયા છતાં પણ ઘણા પાપને લીધે અસંતોષ રહ્યો છે. (૨૬૩).

अहंकारगतेच्छाद्यैर्देहव्याध्यादिभिस्तथा ।
वृक्षादिजन्मनाशैर्वा चिद्रूपात्मनि किं भवेत् ॥ ६४ ॥
ग्रन्थिभेदात्पुराप्येवमिति चेत्तन्न विस्मर ।
अयमेव ग्रन्थिभेदस्तव तेन कृती भवान् ॥ ६५ ॥
नैवं जानन्ति मूढाश्चेत्सोऽयं ग्रन्थिर्न चापरः ।
ग्रन्थितच्छेदमात्रेण वैषम्यं मूढबुद्धयोः ॥ ६६ ॥
प्रवृत्तौ वा निवृत्तौ वा देहेन्द्रियमनोधियाम् ।
न किंचिदपि वैषम्यमस्त्यज्ञानिविबुद्धयोः ॥ ६७ ॥
व्रात्यश्रोत्रिययोर्वेदपाठापाठकृता भिदा ।
नाहारादावस्ति भेदः सोऽयं न्यायोऽत्र योज्यताम् ॥६८॥

જેમ દેહમાં રહેલા વ્યાધિ વગેરેથી અહંકારના સાક્ષી ચિદાત્માને કોઇ પણ બાધ નથી, કેમકે તેને દેહ સાથે સંબંધ નથી, વળી જેમ વૃક્ષમાં રહેલા જન્મ અને નાશથી આકાશને હાનિ નથી,

તેમ અધ્યાસની નિવૃત્તિ થતાં અહંકારમાં રહેલી ઇચ્છા વગેરેથી પણ આત્માને શી હાનિ છે? કોઇ જ નહીં. (૨૬૪). ગ્રંથિભેદ થયા પહેલાં પણ એમ જ છે, એવું જો તું કહેતો હોય, તો તે વાતને વિસારતો નહીં. આ જ તારો ગ્રંથિભેદ છે, માટે હવે તું કૃતાર્થ થયો. (૨૬૫). આ વાત મૂઢ લોકો જાણતા નથી તે જ ગ્રન્થિ છે, બીજી કોઇ નહીં. માટે મૂઢ અને જ્ઞાનીમાં ફેર માત્ર આ ગ્રંથિ અને ગ્રંથિભેદનો છે. (૨૬૬). પ્રવૃત્તિમાં કે નિવૃત્તિમાં અજ્ઞાની અને જ્ઞાનીના દેહ, ઇંદ્રિય, મન, અને બુદ્ધિમાં કોઇ જાતનો ફેર નથી–તે તો બંનેને એક સરખાં જ છે. ભેદ માત્ર ગ્રંથિ અને તેના ભેદનો છે. જેમ ખેડુત (व्रात्य=ત્રણ દિવસ સંધ્યા નહિ કરનાર પણ વ્રાત્ય કહેવાય છે) અને શ્રોત્રિયમાં ભેદ ફક્ત વેદનો પાઠ કરવા અને ન કરવાનો જ છે, બંનેના આહારાદિમાં કાંઇ ભેદ નથી; તેવો જ ન્યાય જ્ઞાની અજ્ઞાનીમાં યોજવો. (૨૬૭–૮).

न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि काङ्क्षति ।
उदासीनवदासीन इति ग्रन्थिभिदोच्यते ॥ ६९ ॥
औदासीन्यं विधेयं चेद्वच्छब्दव्यर्थता तदा ।
न शक्ता अस्य देहाद्या इति चेद्रोग एव सः ॥ २७० ॥
तत्त्वबोधं क्षयं व्याधिं मन्यन्ते ये महाधियः ।
तेषां प्रज्ञातिविशदा किं तेषां दुःशकं वद ॥ ७१ ॥
भरतादेरप्रवृत्तिः पुराणोक्तेति चेत्तदा ।
जक्षन् क्रीडन् रतिं विन्दन्नित्यश्रौषीर्न किं श्रुतिम् ॥७२॥
नह्याहारादि संत्यज्य भरताद्याः स्थिताः क्वचित् ।
काष्ठपाषाणवत्किंतु सङ्गभीता उदासते ॥ ७३ ॥

(વળી ગીતામાં પણ કહ્યું છે કે) જ્ઞાની પ્રાપ્ત થયેલાં દુઃખોનો દ્વેષ કરતો નથી, તેમ નિવૃત્ત થયેલાં સુખોની આકાંક્ષા કરતો નથી; પરંતુ ઉદાસીન જેવો થઇ રહે છે. આ જ ગ્રંથિભેદ કહેવાય છે. (૨૬૯). જો તમે એવી શંકા કરતા હો કે જ્ઞાનીને માટે ઔદાસીન્ય વિધેય છે–જ્ઞાનીએ ઉદાસીન થઇને જ પડી રહેવું જોઇએ, તો "उदासीनवत्" એ શબ્દમાં "वत्" શબ્દ વ્યર્થ થશે. (પરંતુ તે શબ્દનો પ્રયોગ યથાર્થ છે, કારણ કે જ્ઞાનીએ તદ્દન ઉદા-

સીન થઈ રહેવાનું છે એમ નથી, પરંતુ તે ઉદાસીન વત્ રહે છે–એટલે કે તે ખાય છે, પીએ છે ખરો; ખાવા પીવામાં ઉદાસીનતા નથી–શરીર નિર્વાહ પૂરતો કંઈક વ્યવહાર તો કરવો પડે છે, માટે ઉદાસીનવત્ કહ્યો. ) જો તમે એમ કહેતા હો કે તે ઉદાસીન જેવો રહેતો હોવાથી એમ જણાય છે કે તેના દેહાદિ અશક્ત છે, તો–એટલે કે દેહાદિ કામ કરી શકતા ન હોય તો–તે રોગ જ છે, ઉદાસીનતા નથી. ( ૨૭૦ ). માટે જે મહાન્ બુદ્ધિવાળા પુરૂષો તત્ત્વજ્ઞાનનો અર્થ ક્ષય અને વ્યાધિ માને છે તેમની બુદ્ધિ અતિ કુશળ છે ! તેમને માટે શું અશક્ય છે ? ( ૨૭૧ ). જો એમ કહેતા હો કે જડભરતાદિની અપ્રવૃત્તિ–નિવૃત્તિ પુરાણપ્રસિદ્ધ છે, તો "ખાતો, ક્રીડા કરતો, સ્ત્રીઓ વગેરેની સાથે રમતો," ઇત્યાદિ શ્રુતિ તેં સાંભળી નથી ? ( ૨૭૨ ). માટે ક્યાંએ પણ જડભરતાદિ આહારાદિ તજી દઈને કાષ્ઠ પાષાણ જેવા થઇ રહ્યા સાંભળ્યા નથી, પરંતુ તેઓ જગત્‌ની સાથે આસક્તિ થવાનો ભય રાખીને ઉદાસીન જેવા થઇ રહે છે. ( ૨૭૩ ).

सङ्गी हि बाध्यते लोके निःसङ्गः सुखमश्नुते ।
तेन सङ्गः परित्याज्यः सर्वदा सुखमिच्छता ॥ ७४ ॥
अज्ञात्वा शास्त्रहृदयं मूढो वक्त्यन्यथान्यथा ।
मूर्खाणां निर्णयस्त्वास्तामस्मत्सिद्धान्त उच्यते ॥ ७५ ॥

આ જગત્‌માં સંગ–આસક્તિ–વાળો પુરૂષ બંધાય છે, અને સંગરહિત પુરૂષ સુખી થાય છે. માટે સુખની ઇચ્છાવાળા પુરૂષે હમેંશાં સંગને તજવો જોઇએ. ( ૨૭૪ ). છતાં મૂઢ ઉપર કહ્યા પ્રમાણે જે તત્ત્વજ્ઞાનને ક્ષય અને વ્યાધિ માને છે તે શાસ્ત્રનું રહસ્ય નહીં જાણવાથી ગમે તેમ બોલે છે. માટે મૂર્ખોનો નિર્ણય ગમે તે હો. અમારો સિદ્ધાન્ત જે છે તે નીચે પ્રમાણે કહીએ છીએ. ( ૨૭૫ ).

वैराग्यबोधोपरमाः सहायास्ते परस्परम् ।
प्रायेण सह वर्तन्ते वियुज्यन्ते क्वचित्क्वचित् ॥ ७६ ॥
हेतुस्वरूपकार्याणि भिन्नान्येषामसंकरः ।
यथाववगन्तव्यः शास्त्रार्थं प्रविविच्यता ॥ ७७ ॥
दोषदृष्टिर्जिहासा च पुनर्भोगेष्वदीनता ।
असाधारणहेत्वाद्या वैराग्यस्य त्रयोऽप्यमी ॥ ७८ ॥

श्रवणादित्रयं तद्वत्तत्त्वमिथ्याविवेचनम् ।
पुनर्ग्रन्थेरनुदयो बोधस्यैते त्रयो मताः ॥ ७९ ॥
यमादिर्धीनिरोधश्च व्यवहारस्य संक्षयः ।
स्युर्हेत्वाद्या उपरतेरसंकर ईरितः ॥ २८० ॥

વૈરાગ્ય, બોધ–જ્ઞાન, અને ઉપરમ કે ઉપરતિ–એ ત્રણ પરસ્પર સહાય ( મિત્રો ) છે. તેથી તેઓ મુખ્યત્વે કરીને સાથે જ રહે છે, છતાં કોઇ કોઇ ઠેકાણે–કોઇ કોઇ જ્ઞાનીમાં–તેમનો ( કંઇક ) વિયોગ જોવામાં આવે છે. ( ૨૭૬ ). તેમની ઉત્પત્તિના હેતુ–કારણ, તેમનાં સ્વરૂપ અને તેમનાં કાર્ય જૂદાં જૂદાં છે. માટે શાસ્ત્રાર્થ જાણવાને યત્ન કરનાર પુરૂષે તેમનો ભેદ ( असंकर ) યથાર્થ રીતે જાણવો જોઇએ. ( ૨૭૭ ). **વૈરાગ્ય** ઉત્પન્ન થવામાં હેતુ–કારણ–પદાર્થોને વિશે "**દોષદૃષ્ટિ**" છે; **વૈરાગ્યનું સ્વરૂપ જિહાસા**–તજવાની ઇચ્છા છે; અને તેનું કાર્ય ભોગને વાસ્તે ફરીથી **દીનતા ન** થવી તે છે. ( ૨૭૮ ). **બોધ**નો હેતુ **શ્રવણ, મનન,** અને **નિદિધ્યાસન** છે. તેનું સ્વરૂપ તત્ત્વવસ્તુ અને મિથ્યાવસ્તુનું **વિવેચન** છે; અને ફરીથી **ગ્રંથિનો** ઉદય **ન થવો** તે તેનું કાર્ય છે. ( ૨૭૯ ). ઉપરતિનો હેતુ **યમ, નિયમ,** વગેરે છે; તેનું સ્વરૂપ **બુદ્ધિનો નિરોધ થવો** તે છે; અને તેનું કાર્ય **મન**, વાણિ, અને ઇંદ્રિયોના **વ્યવહારનો સંપૂર્ણ રીતે ક્ષય–વિસ્મરણ** થવું તે છે. ( ૨૮૦ ).

तत्त्वबोधः प्रधानं स्यात्साक्षान्मोक्षप्रदत्वतः ।
बोधोपकारिणावेतौ वैराग्योपरमावुभौ ॥ ८१ ॥
त्रयोऽप्यत्यन्तपक्वाश्चेन्महतस्तपसः फलम् ।
दुरितेन क्वचित्किंचित्कदाचित्प्रतिबध्यते ॥ ८२ ॥
वैराग्योपरती पूर्णे बोधस्तु प्रतिबध्यते ।
यस्य तस्य न मोक्षोऽस्ति पुण्यलोकस्तपोबलात् ॥ ८३ ॥
पूर्णे बोधे तदन्यौ द्वौ प्रतिबद्धौ यदा तदा ।
मोक्षो विनिश्चितः किंतु दृष्टदुःखं न नश्यति ॥ ८४ ॥

**આ ત્રણે જો કોઇ જ્ઞાનીમાં અત્યન્ત પક્વદશામાં હોય, તો** તે મોટા તપનું ફળ છે એમ સમજવું, નહિંતો કોઈ કોઇ **પુરૂષમાં**

( **क्वचित्** ), કોઇ કોઇ સમયે ( **कदाचित्** ) **પ્રતિબંધક પાપને લીધે** તેમાં કંઇક ( **किंचित्** ) ન્યૂનતા જોવામાં આવે છે. ( ૨૮૨ ). જેને વૈરાગ્ય અને ઉપરતિ સંપૂર્ણ છતાં જ્ઞાન થવામાં પ્રતિબંધ નડતો હોય, તેને મોક્ષ મળતો નથી; પરંતુ તપના બળથી પુણ્યલોકની પ્રાપ્તિ થાય છે. ( ૨૮૩ ). અને જેને જ્ઞાન પૂર્ણ છતાં વૈરાગ્ય અને ઉપરતિમાં પ્રતિબંધ હોય, તેને મરણ પછીનો **વિદેહમોક્ષ** તો જરૂર મળશે; પરંતુ તેનું દૃષ્ટ દુઃખ—પ્રારબ્ધ દુઃખ નષ્ટ નહીં થવાથી **જીવન્મુક્તિનું** સુખ પ્રાપ્ત નહીં કરે. ( ૨૮૪ ).

**ब्रह्मलोकतृणीकारो वैराग्यस्यावधिर्मतः ।**
**देहात्मवत्परात्मत्वदार्ढ्ये बोधः समाप्यते ॥ ८५ ॥**
**सुप्तिवद्विस्मृतिः सीमा भवेदुपरमस्य हि ।**
**दिशानया विनिश्चेयं तारतम्यमवान्तरम् ॥ ८६ ॥**

**વૈરાગ્યની અવધિ** બ્રહ્મલોક( સત્ય લોક )ને પણ તૃણ સમાન ગણવો—બ્રહ્મલોક પ્રાપ્ત કરવાની ઇચ્છાને પણ છોડવી તે છે. **બોધની અવધિ,** જેવી રીતે પોતાના દેહને આત્મા તરીકે દૃઢતા પૂર્વક માની લીધો છે, તેવી જ દૃઢતા પરાત્મ—પરમાત્મા—ના જ્ઞાન સંબંધી થવી તે છે. અને સુષુપ્તિમાં જગત્‌ની જેવી વિસ્મૃતિ થાય છે તેવી જ વિસ્મૃતિ જાગ્રત્‌માં થવી તે **ઉપરમની અવધિ** છે. આ ધોરણથી દરેકની ન્યૂનાધિકતા—કોનામાં કેટલું વૈરાગ્યાદિ છે તે—પોતપોતાની બુદ્ધિ પ્રમાણે જાણી લેવું. ( ૨૮૫–૬ ).

**आरब्धकर्मनानात्वाद्बुद्धानामन्यथान्यथा ।**
**वर्तनं तेन शास्त्रार्थे भ्रमितव्यं न पण्डितैः ॥ ८७ ॥**
**स्वस्वकर्मानुसारेण वर्तन्तां ते यथा तथा ।**
**अविशिष्टः सर्वबोधः समा मुक्तिरिति स्थितिः ॥ ८८ ॥**

જૂદા જૂદા પુરૂષોનાં જૂદાં જૂદાં પ્રારબ્ધ કર્મ હોવાથી પ્રારબ્ધ અનુસાર જ્ઞાનીઓનું વર્તન અન્યથા અન્યથા ( રાગાદિ યુક્ત ) જોવામાં આવે છે. માટે તેથી કરીને શાસ્ત્રાર્થ સંબંધી પંડિતોએ ભ્રમિત થવું જોઇએ નહીં. ( ૨૮૭ ). પોતપોતાના કર્મ પ્રમાણે તેઓ ભલે જે તે રીતે વર્તતા હોય. પરંતુ સર્વ જ્ઞાનીઓનું જ્ઞાન તો " હું બ્રહ્મ છું " એ પ્રકારે એક જ જાતનું થાય છે, અને આ

બ્રહ્મજ્ઞાનથી પ્રાપ્ત થતી મુક્તિ પણ સર્વને સમાન જ છે, એવી સ્થિતિ છે. ( ૨૮૮ ).

### ૮. આ પ્રકરણનું સંક્ષિપ્ત તાત્પર્ય. ૨૮૯.

जगच्चित्रं स्वचैतन्ये पटे चित्रमिवार्पितम् ।
मायया तदुपेक्ष्यैव चैतन्यं परिशेष्यताम् ॥ ८९ ॥

જેમ પટ ઉપર ચિત્ર દોરવામાં આવેલું છતાં પટમાં કાંઈ ફેરફાર થતો નથી, તેમ સ્વચૈતન્યમાં આ **જગચ્ચિત્ર** માયાએ દોર્યા છતાં તે( ચૈતન્ય )માં કોઇ વિકાર થતો નથી. આવા માયાકલ્પિત **જગતની ઉપેક્ષા કરીને** ચૈતન્યને શેષ રાખો. ( ૨૮૯ ).

### ૯. ગ્રન્થાભ્યાસનું ફળ. ૨૯૦.

चित्रदीपमिमं नित्यं येऽनुसंदधते बुधाः ।
पश्यन्तोऽपि जगच्चित्रं ते मुह्यन्ति न पूर्ववत् ॥ २९० ॥

જે વિદ્વાનો આ "ચિત્રદીપ" પ્રકરણનું હમેશાં ચિંતન કરે છે, તેઓ જગચ્ચિત્રને જોતા છતાં પહેલાંની પેઠે-અજ્ઞાન દશાની પેઠે-મોહ પામતા નથી. ( ૨૯૦ ).

इति श्रीपंचदश्यां चित्रदीपः समाप्तः ॥ ६ ॥

ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ॥

## છઠ્ઠું પ્રકરણ સમાપ્ત.

# પ્રકરણ ૬.

## ચિત્રદીપ.

### ભાવાર્થ.

પહેલાં પાંચ પ્રકરણ **विवेक** નામનાં કહ્યાં. તે પૈકી ૧, ૨, અને ૩ જા પ્રકરણમાં યુક્તિથી આત્માનું **सच्चिदानन्द** સ્વરૂપ સિદ્ધ કર્યું, એટલે કે **पंचमुत** તથા તેના કાર્યરૂપ આ જગત, અને જીવના નિવાસ રૂપ **पंचकोश** અસત્–માયારૂપ–છે, અને તેથી જુદો **सत्, चित्,** અને **आनंद** રૂપ આત્મા એક જ સત્ય વસ્તુ છે, એમ **विवेक** વડે **अस्तित्व** સિદ્ધ કર્યું.

બાદ ૪ થા પ્રકરણમાં **द्वैतविवेक** વડે એમ બતાવ્યું કે જીવનું રચેલું **मानस** જગત બંધનું કારણ હોવાથી તે ત્યાજ્ય છે, અને તેને તજવાથી જીવબ્રહ્મની એકતા રૂપી આત્મજ્ઞાન પ્રાપ્ત થઈ જીવનો બંધ ટળી મોક્ષ મળે છે. માટે કહ્યું કે,

जीवन्मुक्तेः पराकाष्ठा जीवद्वैतविवर्जनात् ।
लभ्यतेऽसावतोऽत्रेदमीशद्वैताद्विवेचितम् ॥ ४–६९ ॥

આ આત્મજ્ઞાન (બ્રહ્મજ્ઞાન) આત્મવિચાર કરવાથી પ્રાપ્ત થાય છે. માટે ૫ મા ( **महावाक्यविवेक**) પ્રકરણમાં એમ બતાવ્યું કે વેદાન્તનાં **तत्त्वमसि** વગેરે ચાર મહાવાક્યોનો વારંવાર વિચાર ( **श्रवण, मनन, निदिध्यासन** ) કરવાથી જીવબ્રહ્મની એકતાનું સાક્ષાત્ જ્ઞાન થાય છે.

આ પ્રમાણે પ્રથમ (૧) આત્મા (બ્રહ્મ) છે, અને તે **सत्, चित्, आनंद** સ્વરૂપ છે, અને તે એક જ સત્ય વસ્તુ છે, અને જગત્ સર્વ મિથ્યા છે, એમ સમજાવ્યું. બાદ ( ૨ ) તે **सच्चिदानन्द,** સ્વરૂપ આત્માનો સાક્ષાત્કાર કરવાથી–બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાથી–જ મુક્તિ મળે છે, માટે **जीवद्वैत**નો **त्याग** અને નામરૂપ જગતની **ઉપેક્ષા** કરી ચાર **महावाक्यो**માં બતાવેલો **आत्मविचार** ( શ્રવણ, મનન, નિદિધ્યાસન ) કરવો, એવો જ્ઞાન પ્રાપ્ત કરવાનો જ્ઞાનમાર્ગ સંક્ષેપમાં કહ્યો.

હવે, પહેલાં પાંચ પ્રકરણમાં જે **सद्रूप** ( **સત્ય સ્વરૂપ** )

**આત્મતત્વ** કહ્યુ તે **ચિદ્રૂપ–જ્ઞાન સ્વરૂપ–પ્રકાશ સ્વરૂપ**–છે, અને તે જાણવાના–સાક્ષાત્કાર કરવાના જે **જ્ઞાન** અને **યોગમાર્ગ** છે તે બીજાં પાંચ પ્રકરણ ( ૬ થી ૧૦ ) માં વિસ્તારથી કહે છે. માટે તેમની **દીપ** સંજ્ઞા રાખી છે.

બાદ આ **સત્** અને **ચિત્** રૂપ આત્મા **આનંદ** સ્વરૂપ પણ છે અને તે અનુભવવાના પણ જે જ્ઞાન અને યોગ માર્ગ છે તે છેલ્લાં પાંચ પ્રકરણ ( ૧૧ થી ૧૫ ) માં કહેશે. માટે તેમની **આનંદ** સંજ્ઞા રાખી છે.

હવે ચિત્રદીપથી શરૂ થતાં પાંચ પ્રકરણ **દીપ** નામથી ઓળખાય છે. **દીપ** પ્રકાશ આપે છે–પદાર્થોને પ્રકાશિત કરે છે. તેવી રીતે **આત્મા** પોતે **ચિત્–જ્ઞાન–પ્રકાશ**–રૂપ હોવાથી સર્વનો પ્રકાશ કરનાર છે અને જગત્ મિથ્યા–માયા–રૂપ છે એમ અનુભવાવનાર છે. તેથી આ પાંચ પ્રકરણમાં તે જ્ઞાન સ્વરૂપ આત્માને જાણવાની પ્રક્રિયા આપવામાં આવી છે.

આ આત્મજ્ઞાન મેળવવાના જે બે માર્ગ ( સાધન )–**યોગ** અને **જ્ઞાન** માર્ગ–કહ્યા છે તે લેતા પહેલાં અધિકારી ( સાધનચતુષ્ટય-સંપન્ન ) થવું જોઇએ. અધિકારી થવાનો એક જ રસ્તો કહ્યો છે, અને તે જીવદ્વૈતનો ત્યાગ અથવા જગતની–નામરૂપની **ઉપેક્ષા** કે **અવજ્ઞા** કરવી એ છે.

આ પ્રમાણે સંસારનો ત્યાગ અથવા ઉપેક્ષા કરી (૧) તીવ્ર વૈરાગ્યવાળાએ **જ્ઞાન** માર્ગથી **આત્મવિચાર**–જીવબ્રહ્મની એકતાનું શ્રવણ, મનન, નિદિધ્યાસન–કરવું, અને તે દ્વારા જીવબ્રહ્મની એકતાનો **સાક્ષાત્કાર–અપરોક્ષજ્ઞાન**–મેળવવું; અથવા (૨) મંદ વૈરાગ્યવાળો કે જેનાથી બુદ્ધિની મંદતાને લીધે આત્મવિચાર બની શકે તેમ ન હોય તેવા જીજ્ઞાસુએ **યોગ** માર્ગથી નિર્ગુણબ્રહ્મની **ઉપાસના** અને **ધ્યાન** દ્વારા **સમાધિ** વડે **આત્મજ્ઞાન** મેળવવું, એમ કહેલું છે.

આ દીપ નામનાં પાંચ પ્રકરણ પૈકી ૬, ૭, ૮, અને ૧૦ મું **આત્મવિચાર-જ્ઞાનમાર્ગ**–બતાવનારાં છે, અને ૯ મું પ્રકરણ નિર્ગુણ બ્રહ્મની ઉપાસના દ્વારા **સમાધિ–યોગમાર્ગ**–બતાવે છે.

આ વિશ્વની ઘટનાનો વિચાર કરતાં કેટલાક મુખ્ય વિચારો ઉત્પન્ન થાય છેઃ–(૧) જીવ ઈશ્વર છે કે નહીં, અને તે છે તો તેમનું

સ્વરૂપ શું છે; (૨) જગતનો કોઇ કર્તા છે કે નહીં, અને જગત્‌નું સ્વરૂપ શું છે; અને (૩) પરમાત્મ વસ્તુ કોઇ છે કે નહીં, અને તેનું સ્વરૂપ શું છે. તત્ત્વજ્ઞાનીઓએ આ સર્વ બાબતોનો નિર્ણય કરવો જોઇએ.

માટે ૬ ઠા (**चित्रदीप**) પ્રકરણમાં પ્રથમ જગત્‌, જીવ, ઇશ્વર, અને પરમાત્મા સંબંધી વિચાર કર્યો છે, અને તેમનું સ્વરૂપ શું છે તે બતાવી **મોક્ષનો માર્ગ આત્મવિચાર–જ્ઞાનમાર્ગ–**થી **બ્રહ્મજ્ઞાન**ની પ્રાપ્તિ કહી છે.

૭ મા (**तृप्तिदीप**) પ્રકરણમાં "**आत्मानं चेद्विजानीयात्**" એ શ્રુતિનો વિચાર કરી એમ બતાવ્યું છે કે જીવ સંસારમાં આસક્ત થવાથી ભ્રમિત થઇ પોતાનું સચ્ચિદાનંદરૂપ ખરૂં સ્વરૂપ ભૂલી ગયો છે. પરંતુ "**દશમા**" પુરૂષના દૃષ્ટાંતમાં કહ્યા પ્રમાણે વિચાર કરીને જુએ તો પોતાના સ્વરૂપને ઓળખી શકે, અને જીવન્મુક્તિ પ્રાપ્ત કરી જીવન્મુક્તિની નિરંકુશા તૃપ્તિનો આનંદ ભોગવે. આ પ્રમાણે ૭ મા પ્રકરણમાં પણ આત્મવિચાર–જ્ઞાનમાર્ગ–થી બ્રહ્મજ્ઞાન પ્રાપ્તિ બતાવી છે.

૮ મા પ્રકરણ (**कूटस्थदीप**)માં કહ્યું છે કે જીવ અને ઇશ્વર માયિક–માયાએ કલ્પેલા–છે, અને તેમની કલ્પનાનું અધિષ્ઠાન અનુક્રમે બ્રહ્મના એક અંશ **કૂટસ્થ** અને વ્યાપક **બ્રહ્મ** છે, અને તે (કૂટસ્થ અને બ્રહ્મ) બે જાતની ઉપાધિ–પંચકોશ અને જગત્‌–ને લીધે તે **જીવ** અને **ઇશ્વર** કહેવાય છે, તેથી જીવ ઇશ્વર માયિક–કલ્પિત–છે, પરંતુ તેમનું અધિષ્ઠાન–બ્રહ્મ–એક જ સત્ય વસ્તુ છે, એ વિચાર કરવાથી જીવબ્રહ્મની એકતાનું જ્ઞાન છે.

૯ મા (**ध्यानदीप**) પ્રકરણમાં એમ કહ્યું છે કે તીવ્ર વૈરાગ્યને લીધે જેની બુદ્ધિ સૂક્ષ્મ થયેલી છે તેવા નિત્યાનિત્ય વસ્તુના વિવેકાદિ સાધનચતુષ્ટયસંપન્ન મુમુક્ષુએ **सांख्य–ज्ञानमार्ग**–દ્વારા એટલે શ્રવણ મનન, નિદિધ્યાસન દ્વારા **तत्** અને **त्वम्** પદાર્થના વિવેચનરૂપી ઉપરનાં ૬, ૭, અને ૮ મા પ્રકરણમાં બતાવેલો **આત્મવિચાર** કરી જીવબ્રહ્મની એકતાનું અપરોક્ષ જ્ઞાન મેળવવું. પરંતુ મંદ બુદ્ધિવાળા જે જીજ્ઞાસુ ચિત્તની વ્યાકુલતાને લીધે આત્મવિચાર કરી શકે તેમ નથી, તેમને માટે **योगमार्ग-નિર્ગુણોપાસના–**ધ્યાન–સમાધિ ઉત્તમ માર્ગ છે; કેમકે સમાધિથી ધીદર્પ (અહં-

કાર ) નાશ પામી **સમાધિ** પરિપક્વ થતાં **આત્મજ્ઞાન** પ્રકટ થાય છે. ( ૧૩૨-૩ ).

૧૦ મા પ્રકરણ ( **નાટકદીપ** )માં વળી જ્ઞાનમાર્ગનો એક પ્રકાર બતાવ્યો છે. તેમાં એવો વિચાર કરવાનું દર્શાવ્યું છે કે અદ્વયાનંદ પૂર્ણ પરમાત્મા પોતે પોતાની માયાશક્તિ વડે જગત્ રૂપ થઇને પોતે જ જીવ થઇ તેમાં પ્રવેશ કર્યો છે–અર્થાત્ **પોતે જ જગત્ રૂપ છે અને પોતે જ જીવ રૂપ** છે–જીવ અને જગત્ પોતાના સ્વરૂપથી જુદાં નથી. વળી પરમાત્મા પોતે સર્વ જગત્ તથા જીવોને નાટકના દીપની પેઠે પ્રકાશિત કરનાર અવિકારી–અસંગ–**સાક્ષીદીપ** છે, છતાં બુદ્ધિની ચંચળતાથી તે જણાતું નથી. પરંતુ બુદ્ધિ શાન્ત થતાં તે અનુભવાય છે. ( ૨૦, ૨૩, ૨૪ ).

## ચિત્રદીપ-ભાવાર્થ.

“ **ચિત્રદીપ** ” એટલે ચિત્ર રૂપી જગત્‌ને પ્રકાશિત કરનાર આત્મા રૂપી દીપ છે, તે આત્માદીપને પ્રતિપાદન કરનાર પ્રકરણ તે **ચિત્રદીપ**.

### ૧. જગત્‌નું આરોપિત–કલ્પિત–પણું, અને જ્ઞાનથી તેની નિવૃત્તિ. શ્લો. ૧-૧૭.

પ્રથમ પરમાત્મામાં આરોપિત કરેલા જગત્‌ની સ્થિતિ કેવી છે, અને આ આરોપિત જગત્‌ને લીધે પરમાત્માની કેટલી અવસ્થાઓ કહેવાય છે તે જણાવે છે.

**यथा चित्रपटे दृष्टमवस्थानां चतुष्टयम् ।**
**परमात्मनि विज्ञेयं तथावस्थाचतुष्टयम् ॥ १ ॥**

જેમ ચિત્રપટની ચાર અવસ્થાઓ જોવામાં આવે છે, તેમ પરમાત્માની ચાર અવસ્થાઓ જાણવી. ( ૧ ).

જેમ ચિત્રપટ **ધૌત** ( સ્વતઃ ધોળો ), **ઘટ્ટિત**, **લાંછિત**, અને **રંજિત** કહેવાય છે, તેમ એક જ પરમાત્મા **૧. ચિત્**, **૨. અંતર્યામી**, **૩. સૂત્રાત્મા**, અને **૪. વિરાટ્** કહેવાય છે. ( ૨ ).

આ અવસ્થાઓનાં કારણ નીચે પ્રમાણે છે. સ્વતઃ શુભ્ર–કોઇપણ જાતના પદાર્થના સંબંધ વિનાનો ધૌત કહેવાય છે; પટને અન્નનો લેપ ચઢાવ્યાથી ઘટ્ટિત કહેવાય છે; મષીના આકાર કાઢવાથી લાંછિત; અને યથાયોગ્ય રંગ પૂરી દીધાથી રંજિત કહેવાય છે. તેવી રીતે પરમાત્મા માયા અને તેના કાર્યથી રહિત હોય છે ત્યાં

સુધી શુદ્ધ **ચિત્** કહેવાય છે; માયાના યોગથી **અંતર્યામી**; માયામાંથી ઉત્પન્ન થયેલાં અપંચીકૃત ભૂતકાર્ય સમષ્ટિ સૂક્ષ્મશરીરના યોગથી **સૂત્રાત્મા ( હિરણ્યગર્ભ )**; અને પંચીકૃત ભૂતકાર્ય સમષ્ટિ સ્થૂલ શરીરના યોગથી **વિરાટ્** કહેવાય છે. ( ૩–૪ ).

આ પરમાત્મામાં ઉત્તમ અને અધમ ભાવે રહેલા બ્રહ્માથી સ્તંભ પર્યંત ચેતનાત્મક જીવો અને ગિરિનદ્યાદિ જડ પદાર્થો ચિત્ર રૂપ છે. ( ૫ ).

જેમ ચિત્રમાં દોરેલા મનુષ્યોના વસ્ત્રાભાસ ચિત્રના આધાર રૂપ વસ્ત્રના જેવા કલ્પવામાં આવે છે, તેમ દેવ, મનુષ્યાદિ ચેતનાત્મક શરીરોના જ " **જીવ** " નામના જુદા જુદા ચિદાભાસ કલ્પવામાં આવે છે, પરંતુ પર્વતાદિ જડ પદાર્થોના ચિદાભાસ કલ્પવામાં આવતા નથી. આ દેવાદિના જીવો જુદાં જુદાં–દેવાદિ–શરીરો ધારણ કરતા સંસરે છે; પરંતુ પરમાત્મા સંસરતા નથી, કારણ કે તે નિર્વિકારી છે. ( ૬–૭ ).

જેમ માણસો અજ્ઞાનતાને લીધે વસ્ત્રાભાસના રંગોને આધારવસ્ત્રના રંગ તરીકે કહે છે, તેમ જે સંસાર ખરી રીતે જીવનો છે તેને લોકો અજ્ઞાનને લીધે ચિત્–પરમાત્મા–નો છે એમ માને છે. ( ૮ ).

જેમ ચિત્રમાં દોરેલા પર્વતાદિને વસ્ત્રાભાસ નથી, તેમ સૃષ્ટિમાં આવેલા પર્વતાદિ જડ પદાર્થોને ચિદાભાસ નથી. ( ૯ ).

છતાં આ સંસાર પરમાર્થ રૂપ છે, **સત્** વસ્તુને લાગેલો છે, પરમાત્મ વસ્તુમાં રહેલો છે, એવો ભ્રમ અવિદ્યા–અજ્ઞાન–ને લીધે જીવને થાય છે. આ ભ્રમ વિદ્યા–જ્ઞાન–થી દૂર થાય છે. ( ૧૦ ),

આ સંસાર આત્માભાસ જીવનો છે, પરમાત્માનો નથી, એવું જે જ્ઞાન તે **વિદ્યા** છે; અને તે જ્ઞાન વિચાર કરવાથી પ્રાપ્ત થાય છે. માટે ૧. જગત, ૨. જીવ, અને ૩. પરમાત્મા સંબંધી વિચાર કરવો જોઇએ, જેથી જાણવામાં આવશે કે જીવ અને જગત્ મિથ્યા છે; અને તે જાણવામાં આવતાં **જીવભાવ** અને **જગદ્ભાવનો બાધ–મિથ્યાત્વનિશ્ચય–**થવાથી સ્વાત્મા જ સત્ય વસ્તુ તરીકે શેષ રહેશે, બીજું કાંઇ રહેશે નહીં. ( ૧૧–૨ ).

આ જગાએ એક શંકા થવાનો સંભવ છે. કોઇ એમ કહેશે કે જીવભાવ અને જગદ્ભાવનો બાધ થતાં જીવ અને જગતની અ-

પ્રતીતિ થશે અને તેથી વ્યવહારનો લોપ થશે. પરંતુ તેમ નથી. જીવ અને જગતનો બાધ એટલે તેમની અપ્રતીતિ નહીં, પરંતુ તેઓ મિથ્યા છે એવો નિશ્ચય-તેનું નામ **બાધ** છે. તે મિથ્યા જાણવામાં આવ્યા છતાં તે દેખાશે તો ખરાં જ. જો દેખાતાં બંધ થતાં હોય તો સુષુપ્તિ, મૂર્છા, વગેરે દશામાં તે દેખાતાં જ નથી, અને તેથી તે દશા પ્રાપ્ત થતાં વિના યત્ને મોક્ષ થવો જોઇએ. પરંતુ થતો નથી. માટે "**બાધ**"નો અર્થ "**અપ્રતીતિ**" નથી. વળી જીવ અને જગતને મિથ્યા જાણતાં પરમાત્મા એક શેષ રહેશે, તેનો અર્થ એમ નથી કે જગતની **વિસ્મૃતિ** થશે. પરંતુ તેનો અર્થ પરમાત્મા જ એક સત્ય વસ્તુ છે એવો નિશ્ચય. જો આત્મજ્ઞાનનું ફળ જગતની વિસ્મૃતિ હોય તો જીવન્મુક્તિ સંભવે જ નહીં, કેમકે જીવન્મુક્તિનું સુખ તો જીવતા છતાં-જગતને જોતા છતાં-અનુભવાય છે. જગતને જોવાય જ નહીં, તો જીવતાં સુખ પણ અનુભવાય નહીં. ( ૧૩-૪ ).

આ વિદ્યા-જ્ઞાન-બે પ્રકારનું છે: **૧. પરોક્ષ** અને **૨. અપરોક્ષ**. અપરોક્ષજ્ઞાન **વિચારથી** થાય છે. **अस्ति** ब्रह्म-"બ્રહ્મ છે", એટલું જ્ઞાન થાય તો તેને પરોક્ષ ( સામાન્ય ) જ્ઞાન કહે છે, અને **अहं** ब्रह्म-"તે બ્રહ્મ હું જ છું", એવું જ્ઞાન થાય ત્યારે તે અપરોક્ષ-સાક્ષાત્કાર-કહેવાય છે. આ સાક્ષાત્કાર કરવાની ખાતર જ **આત્મતત્ત્વ** શું છે તેનું વિવેચન કરવાની જરૂર છે, કે જેના સાક્ષાત્કારથી સર્વ સંસારથી તરત જ મોક્ષ થાય. ( ૧૫-૧૭ ).

આટલો ઉપોદ્ઘાત કરી હવે આત્મતત્ત્વનું વિવેચન કરે છે.

## ૨. આત્મતત્ત્વવિવેચન. ૧૮-૫૯.

### જીવકૂટસ્થનો વિચાર.

સર્વત્ર ચિદાત્માનું એકત્વ સિદ્ધ કરવા સારૂ પ્રથમ વ્યવહાર દશામાં દેખાતો ચૈતન્યનો ભેદ કહે છે. ( શ્લો. ૧૮ થી ૨૩ ).

ઉપર ચોથા શ્લોકમાં પરમાત્માની જે ચાર અવસ્થા ( ૧. ચિત, ૨. અંતર્યામી, ૩. સૂત્રાત્મા, અને ૪. વિરાટ્ ) કહી છે તે વ્યાપક ઇશ્વરની **સમષ્ટિ** રૂપે અવસ્થાઓ કહી. પરંતુ જીવની કલ્પના સકળ જગતના એક અંશમાં કરેલી છે. તેથી તેનો સંબંધ લઇને શુદ્ધ ચિત-ચૈતન્ય-ના **વ્યષ્ટિ** અને **સમષ્ટિ** રૂપે ચાર ભેદ કહેલા છે. **તે સદૃષ્ટાન્ત નીચે પ્રમાણે છે.**

એક ચિતના ચાર પ્રકાર: **૧. કૂટસ્થ**, **૨. બ્રહ્મ**, **૩. જીવ**,

અને ૪. ઈશ; જેમ આકાશના ચાર પ્રકાર-૧. **ઘટાકાશ**, ૨, **મહાકાશ**, ૩. **જલાકાશ**, અને ૪. **અભ્ર-મેઘાકાશ**, છે. આ ચાર પ્રકાર શા કારણથી છે તે કહે છે. (૧૮).

ઘટાકાશ અને મહાકાશ પ્રસિદ્ધ છે. વ્યાપક આકાશના ઘટમાં રહેલા ભાગને **ઘટાકાશ** કહે છે, અને વ્યાપક આકાશને **મહાકાશ** કહે છે. તે બંને ઉપાધિ રહિત શુદ્ધ છે. પરંતુ **જલાકાશ** અને **મેઘાકાશ** ઉપાધિને લીધે કહેવાય છે. ઘટમાં રહેલા આકાશમાં જે જલ ભરેલું હોય છે (ઘટમાં જલ ભર્યાં છતાં તેમાં આકાશ તત્ત્વ તો રહે છે, અને તે આકાશ તત્ત્વમાં જલ છે) તે જલમાં મેઘ, નક્ષત્ર, વગેરે સહિત મહાન્ આકાશનું જે પ્રતિબિંબ પડે છે તે પ્રતિબિંબ અને શુદ્ધ ઘટાકાશ બંને મળી **જલાકાશ** કહેવાય છે. આ જલની ઉપાધિને લીધે જલાકાશ નામ કહેવાય છે. વળી મહાકાશની મધ્યે જે મેઘમંડલ રહેલું છે તે મેઘમાં રહેલા જલમાં મહાકાશનું તેવું જ (સાભ્રનક્ષત્ર) પ્રતિબિંબ પડે છે, તે પ્રતિબિંબ અને મેઘના આધાર મહાકાશ મળી **મેઘાકાશ** કહેવાય છે. આ મેઘની ઉપાધિને લીધે મેઘાકાશ કહેવાય છે. (૧૯-૨૦)

તે જ પ્રમાણે દરેક પ્રાણીના સ્થૂલ અને સૂક્ષ્મ એ બે શરીરની અંદર શુદ્ધ બ્રહ્મનો જે ભાગ તે શરીરના અધિષ્ઠાન રૂપે રહેલો છે તેટલા ચેતન ભાગને **કૂટસ્થ** કહે છે, કેમકે જેમ લવારની એરણ (કૂટ) ગમે તેટલા ઘા પડયા છતાં ફેરફાર વિનાની રહે છે, તેમ્ કૂટસ્થમાં કલ્પેલા પ્રાણિશરીરમાં ગમે તેટલા વિકાર થયા છતાં તે (કૂટસ્થ) માં કાંઇ વિકાર થતો નથી. આ કૂટસ્થમાં બુદ્ધિ કલ્પવામાં આવી છે; તે બુદ્ધિમાં, જેમ ઘટની અંદરના જલમાં આકાશનું પ્રતિબિંબ પડે છે તેમ, અંદરના ચિત્નું પ્રતિબિંબ પડે છે. તે પ્રતિબિંબ પ્રાણધારણ કરવાથી “ **જીવ** ” કહેવાય છે. આ જીવ સંસારયુક્ત થાય છે. (૨૨-૩).

જેવી રીતે જલાકાશથી ઘટાકાશ ઢંકાઇ જાય છે તેવી રીતે આ પ્રતિબિંબ રૂપી જીવથી કૂટસ્થ ઢંકાઇ ગયું છે. આ તિરોધાનને **અન્યોન્યાધ્યાસ** કહે છે. અન્યોન્યાધ્યાસમાં બે ભાગ છે-૧. **આવરણ** અથવા આવૃત્તિ, અને ૨. **વિક્ષેપ**. આવરણ **વિદ્યાથી** નાશ પામે છે, પરંતુ વિક્ષેપ-જીવપણું-હું પણું-**પ્રારબ્ધ ક્ષય** થતા સુધી રહે છે. આ પ્રમાણે જીવ અને કૂટસ્થનું વર્ણન કરે છે. (૨૪).

[ અત્રે પ્રથમ ઘટાકાશ–જલાકાશ અને કૂટસ્થ–જીવ ( વ્યષ્ટિ ૨૧૩૫ ) નું વર્ણન કરે છે. અને મહાકાશ–મેઘાકાશ તથા બ્રહ્મ–ઈશ ( સમષ્ટિ ) નું વર્ણન આગળ શ્લોક. ૧૨૩ થી, ૧૯૦ થી, અને ૨૨૪–૫ માં કર્યું છે. ]

**અન્યોન્યાધ્યાસ શ્લોક ૨૪–૩૩**:–ઉપર કહેલા અન્યોન્યાધ્યાસમાં બે ભાગ છે; **૧. આવરણ કે આવૃત્તિ,** અને **૨. વિક્ષેપ.** આ બંને અજ્ઞાનમાંથી ઉત્પન્ન થયેલા છે, માટે પ્રથમ અજ્ઞાન શું છે તે સમજાવે છે, અને પછી આવૃતિ અને વિક્ષેપ કહે છે. તે નીચે પ્રમાણેઃ—

૧. આ જીવ સંસારદશામાં કૂટસ્થથી પોતાનો ભેદ જાણતો નથી, તેથી " હું કૂટસ્થને જાણતો નથી " એમ કહી પોતાના અનાદિ અવિવેક રૂપી **મૂલાવિદ્યા–અજ્ઞાન**–ને પ્રદર્શિત કરે છે (૨૫).

૨. આ અજ્ઞાન **આવૃત્તિ** અને **વિક્ષેપ** એવા બે રૂપે પરિણામ પામે છે. **न भाति नास्ति कूटस्थ**–" કૂટસ્થ નથી, દેખાતો નથી, " એમ કહેવું તે **આવૃત્તિ** છે. ( ૨૬ ).

૩. અવિદ્યા–અજ્ઞાન–થી ઢંકાયલા કૂટસ્થ વિશે સ્થૂલ અને સૂક્ષ્મ એવા બે દેહ સહિત **ચિતિ-ચિદાભાસ**( ચેતનપણું–હુંપણું )ની ભ્રાન્તિ (જેમ છીપમાં રૂપાની) થવી તે **વિક્ષેપાધ્યાસ** કહેવાય છે.(૩૩).

સ્વપ્રકાશ કૂટસ્થમાં અવિદ્યા રહેલી છે તે વાત સર્વને અનુભવસિદ્ધ છે. અવિદ્યાનો વિરોધી કૂટસ્થ આત્મા નથી, પરંતુ **વિવેક** છે જે તત્ત્વજ્ઞાનીમાં જોવામાં આવે છે. ( ૨૮–૩૨ ).

પહેલા પ્રકરણના ૧૬ અને ૧૭ માં શ્લોકમાં કહેલી મલિન-સત્ત્વા–રજોગુણ પ્રધાના–**અવિદ્યા** છે તેની મલિનતાની ન્યૂનાધિકતા પ્રમાણે તેના ઘણા ભાગ થયેલા હોવાથી તે તે ભાગમાં પડેલા ચિત્-ના પ્રતિબિંબને લીધે અનેક જીવોની કલ્પના થયેલી છે. આ અવિદ્યાને લીધે જીવ પોતાના કૂટસ્થ સ્વરૂપને ભૂલી જઈ **न जानामि**–હું જાણતો નથી–એમ કહે છે,તે **અજ્ઞાન** કહેવાય છે.આગળ ચાલતાં"જાણતો નથી" એટલેથી નહીં અટકતાં ફરી કહે છે કે "**न भाति**"–કૂટસ્થ દેખાતો નથી, " **नास्ति** "–કૂટસ્થ છે પણ નહીં–એમ કહી અજ્ઞાનમાંથી ઉત્પન્ન થયેલું પોતાનું **આવરણ–આવૃત્તિ**–દેખાડે છે. આ આવૃત્તિમાંથી વિક્ષેપ ઉત્પન્ન થાય છે. પ્રથમ " જાણતો નથી " કહે છે, પછી " કૂટસ્થ દેખાતો નથી " કહે છે, પછી " કૂટસ્થ છે

જ નહીં" એમ કહી પોતે(જીવ)જ એટલે સ્થૂલ સૂક્ષ્મ દેહસહિત ચિદાભાસ કર્તા ભોક્તા—બધાનો કર્તા કારવતા છે, બીજો કોઇ આત્મા છે નહીં—એવો **વિક્ષેપાધ્યાસ** તે આવૃત્તિમાંથી ઉત્પન્ન થાય છે. ( ૩૩ ).

આ વિક્ષેપાધ્યાસ કેવી રીતે થાય છે તે દૃષ્ટાન્તથી સમજાવે છે. ( ૩૪–૫૧ ).

આ સંબંધમાં રજ્જુમાં સર્પની અને છીપમાં રૂપાની ભ્રાન્તિનાં બે દૃષ્ટાન્તો છે.

જેમ અંધકારમાં પડેલી છીપને જોઇને માણસ અંધકારથી થતી ભ્રાન્તિને લીધે છીપને રૂપું માની " આ રૂપું " એમ કહે છે, તેવી જ રીતે જીવ કૂટસ્થને જોતો છતાં અવિદ્યાથી થયેલી ભ્રાન્તિને લીધે પોતે જ ખરો આત્મા હોય તેમ "अहं" એમ કહે છે. છીપમાં જે **इदम्** " આ" ( નજર આગળ દેખાતું ) અને સત્યત્વના અંશો રહેલા છે, તે ભ્રાન્તિથી કલ્પેલા રૂપામાં માની લેઇ " આ રૂપું " એમ—સત્ય રીતે રૂપું હોય એમ—કહે છે. તેવીજ રીતે કૂટસ્થમાં રહેલું " સ્વયંત્વ " અને "વસ્તુતા" (સત્યતા) એ બે કૂટસ્થના અંશોને જીવ પોતાનામાં આરોપીને ખરો આત્મા હોય તેમ પોતાને " अहं " કહીને બતાવે છે. જેમ માણસ છીપના **इदम्** અંશને સ્વતઃ જુએ છે—એટલે જો કે છીપને જ જુએ છે, છતાં તેને "રૂપું" માને છે, તેવી જ રીતે જીવ સ્વપ્રકાશ **સ્વં**—કૂટસ્થને સ્વતઃ જુએ છે, છતાં તેથી જૂદો " अहं " એવું અભિમાન ધારણ કરે છે. ( ૩૪- ૩૭ ).

જેમ ઇદંતા અને રૂપ્યતા ભિન્ન છે, તેમ સ્વયંત્વ અને અહંતા ભિન્ન છે. ઇદંતા અને સ્વયંત્વ એ બે સામાન્ય છે, અને રૂપ્યતા અને અહંતા એ વિશેષ રૂપ છે, કેમકે જેમ ઇદંતા છીપમાં અને રૂપ્યમાં સામાન્ય રીતે છે, પરંતુ ભ્રાન્તિથી દેખાતા રૂપાની રૂપ્યતા ફક્ત તે રૂપામાં જ દેખાય છે, તેથી તે વિશેષ રૂપ છે; તેવી રીતે સ્વયંત્વ કૂટસ્થમાં તેમજ જીવમાં સામાન્ય પણે દેખાય છે, પરંતુ અહંતા તો એકલા જીવમાં જ વિશેષ રૂપે દેખાય છે. " દેવદત્ત સ્વયં જાય છે, તું સ્વયં જો, હું સ્વયં જોઇ શકતો નથી, " એમ **સ્વયંત્વ** બધામાં સામાન્ય રીતે રહેલું છે. જેમ " આ રૂપું, આ વસ્ત્ર, " એમ દરેકમાં ઇદંત્વ રહેલું છે, તેમ

હું, તું, તે, સર્વમાં **સ્વયંત્વ** રહેલું છે. સામાન્ય રીતે જે "**સ્વયં**" કહેવાય છે એ **સ્વયં** થી પ્રદર્શિત થતો અને બધામાં રહેલો જે સામાન્ય આત્મા છે તે જ **કૂટસ્થ** છે, જો કે હું, તું, તે વગેરેમાં બહારથી દેખાતો ભેદ છે. ( ૩૭–૪૧ ).

આટલું ચેતનમય પદાર્થો–જીવો–ને માટે કહ્યું. પરંતુ ઘટાદિ જડ પદાર્થોમાં પણ "ઘટ સ્વયં જાણતો નથી" એવું જે સ્વત્વ ઘટાદિમાં દેખાય છે તે પણ આત્મસત્તાને લીધે છે. (૪૪).

આ ચેતન અને અચેતનનો ભેદ કૂટસ્થને લીધે થયેલો નથી, કેમકે તે તો જડ ચેતન બનેમાં સામાન્ય પણે છે. પરંતુ તે ભેદ બુદ્ધિ અને ચિદાભાસને લીધે છે. ચેતન પદાર્થોમાં બુદ્ધિ અને ચિદાભાસ છે, પરંતુ જડ પદાર્થોમાં તે નથી. આ ફેર છે. આમ છતાં બંને ( જડ અને ચેતન ) કૂટસ્થમાં ભ્રાન્તિથી કલ્પેલા છે, વાસ્તવિક છે જ નહીં. ( ૪૫–૬ ).

આ પ્રમાણે કૂટસ્થ ( આત્મા ) અને કલ્પિત જીવ એક નથી, પણ જૂદા છે. છતાં મોહ પામેલા માણસો બુદ્ધિના સાક્ષી કૂટસ્થને બુદ્ધિ વડે પ્રત્યક્ષ જાણવાને અશક્ત હોવાથી ભ્રાન્તિથી તે બંને એક રૂપ છે એમ માની બેઠા છે. ( ૫૧ ).

**જીવ કૂટસ્થના એકત્વભ્રમનું કારણ:**—આ એકત્વભ્રમ ( તાદાત્મ્યાધ્યાસ )નું કારણ શું તે કહે છે. (૫૨–૫૭).

આ કૂટસ્થ અને જીવની એકતા રૂપી ભ્રમ (તાદાત્મ્યાધ્યાસ) એટલે "શરીર" જાય છે, આવે છે, ઉંઘે છે, વગેરે ક્રિયા શરીર કરે છે, છતાં "હું" ( આત્મા ) ગયો, વગેરે માનવું તે તાદાત્મ્યાધ્યાસ છે. આ તાદાત્મ્યાધ્યાસ પૂર્વે કહેલી મૂલાવિદ્યાનો કરેલો છે. તેથી જ્યારે અવિદ્યા નિવૃત્ત થાય ત્યારે તેનું કાર્ય ( તાદાત્મ્યાધ્યાસ–'હું" ) પણ નિવૃત્ત થાય. (૫૨).

અવિદ્યામાંથી ઉત્પન્ન થયેલી આવૃત્તિ અને તાદાત્મ્ય વિદ્યા–જ્ઞાન–થી નાશ પામે છે, પરંતુ અવિદ્યા અથવા આવૃત્તિમાંથી ઉત્પન્ન થયેલો વિક્ષેપ એટલે ચિદાભાસવિશિષ્ટ દેહાદિ પ્રારબ્ધ કર્મનો ક્ષય થતા સુધી રહે છે. પ્રારબ્ધ કર્મનો ક્ષય થતાની સાથે ચિદાભાસ યુક્ત દેહાદિ નષ્ટ થાય છે. [ ૫૩ ].

માટે **સ્વયં** અને **अहं** શબ્દવાચ્ય **કુટસ્થ** અને પરિણામી [ વિકારી ] **જીવની** એકતા ભ્રાન્તિથી થયેલી છે. [ ૫૧ ].

આ પ્રમાણે કૂટસ્થ અને જીવનો ભેદ છે–એક સત્ય વસ્તુ

છે, બીજો કલ્પિત [ મિથ્યા ] રૂપ છે. છતાં લૌકિકો [ પ્રહ્‌લાદના પુત્ર વિરોચનના મતવાળા બૌદ્ધો ), તૈર્થિકો [ તિર્થંકરને માનનાર જૈનો ], વગેરે મતવાળા જીવના સ્વરૂપનું વિવેચન કરવામાં શ્રુતિનો અનાદર કરી કેવળ યુક્તિનો આશ્રય લેવાથી જીવનું ખરૂં સ્વરૂપ સમજી શકતા નથી. તેમજ કેટલાક મતવાળા શ્રુતિનો આધાર લેવા છતાં શ્રુતિનાં વાક્યોનો આગલ પાછળનો સંબંધ છોડી દઇને પોતાને અનુકુળ પડતા વાક્યાભાસ પોતપોતાના પક્ષમાં કામે લગાડે છે. જેમકે શ્રુતિના અંતમાં કહ્યુ છે કે " **तस्य प्रतिमा नास्ति** ". છતાં પ્રથમ કહેલાં " તું સ્ત્રી છે, તું વૃદ્ધ છે, તુ બાલ છે, " એવાં શ્રુતિવાક્યોનો આધાર લઇને આત્માની પ્રતિમા છે એમ સિદ્ધ કરવા પ્રયત્ન કરે છે. પરંતુ સમજતા નથી કે પ્રથમ દેખીતો ભેદ બતાવી અંતમાં તે ભેદરહિત છે, એમ બતાવવાની મતલબ છે. ( ૫૮-૯ ).

### ૩. જીવઈશ્વરના સ્વરૂપ સંબંધી વિવાદ. ૬૦-૧૨૧.

આટલે સુધી ઘટાકાશ-જલાકાશના અને રજુ-સર્પ તથા છીપ-રૂપ્યના દૃષ્ટાંતથી **स्वयं** રૂપી અવિકારી કૂટસ્થ સત્ય છે, અને **अहं** રૂપી વિકારી જીવ કલ્પિત છે એમ બતાવી જીવના સ્વરૂપ સંબંધી તથા ઇશ્વર સંબંધી કેટલાક ભૂલ ભરેલા મતો થયેલા છે તે ખોટા છે એમ બતાવવા સારૂ વચ્ચમાં ( ૬૦ થી ૧૨૧ સુધી ) જીવ ઇશ્વર સંબંધીના જૂદા જૂદા મતાન્તર દર્શાવે છે.

તે પછી શ્લોક ૧૨૧ થી મહાકાશ-મેઘાકાશના દૃષ્ટાન્ત વડે બ્રહ્મ-ઇશનાં ખરા સ્વરૂપ સંબંધીનો વિચાર કરશે.

#### ૧. જીવ સંબંધી જૂદા જૂદા વિવાદ. ૬૦-૧૦૧.

**જીવના સ્વરૂપ સંબંધી વિવાદ:**—પ્રથમ જીવના સ્વરૂપ સંબંધી વિવાદ શ્લો. ૬૦ થી ૭૭ માં કહે છે.

૧. **લોકાયત-ચાર્વાકમત,** જે સ્થૂલદેહને આત્મા માને છે, અને પ્રત્યક્ષ પ્રમાણ સિવાય બીજાને માનતા નથી. છતાં બીજાને છેતરવા માટે તેઓ પોતાનો મત શ્રુતિમાં કહેલા **"અન્નમયકોશ"** ને પ્રતિપાદન કરનારૂં " **स वा एष पुरुषोऽन्नरसमयः** " એ વાક્યનું પ્રમાણ લઇને શ્રુતિસંમત છે એમ બતાવે છે; અને તેને જ અનુસાર દેહાત્મવાદી **વિરોચન( પ્રહ્‌લાદના પુત્ર )**ના " **आत्मैव देहमयः** " એ વાક્યનું પણ પ્રમાણ કહે છે. ( ૬૦-૧ ).

૨. બીજા કેટલાક લોકાયત ઉપરના મતમાં દોષ જુએ છે, અને કહે છે કે મરણ વખતે દેહમાંથી જીવાત્મા નિકળી જવાથી દેહનું મરણ થાય છે, જીવ છે ત્યાં સુધી દેહ જીવે છે, એ પ્રત્યક્ષ દેખાય છે. માટે દેહ આત્મા નથી, પરંતુ બીજો કોઇ આત્મા છે. તેમના મત મુજબ "હું બોલું છું," "હું જોઉં છું," એ પ્રમાણે દેહથી જુદી પ્રત્યક્ષ દેખાતી ઇંદ્રિયો આત્મા છે. અને વળી બધી ઇંદ્રિયોમાં મોટી કોણ, તે બાબતનો તેમના વચ્ચે કલહ થયેલો તે વાત શ્રુતિમાં પણ વર્ણવી છે. માટે દેહ નહીં, પણ ઇંદ્રિયો આત્મા છે એમ તેઓ કહે છે. (૬૨-૬૪).

૩. હૈરણ્યગર્ભ મતવાળા (પ્રાણાત્મવાદી) કહે છે કે ઇંદ્રિયો આત્મા હોઇ શકે નહીં, કેમકે ચક્ષુ વગેરે ઇંદ્રિયોનો લોપ થતાં પણ પ્રાણને લીધે માણસ જીવે છે. ઉંઘમાં પણ પ્રાણ જાગે છે. અને શ્રુતિમાં પણ પ્રાણને શ્રેષ્ઠ કહ્યો છે અને પ્રાણમય કોશનું પ્રતિપાદન કરેલું છે. માટે પ્રાણ આત્મા છે. (૬૫-૬).

૪. ઉપાસના કરનારના મત મુજબ પ્રાણ આત્મા નથી, કારણ કે પ્રાણ જડ હોવાથી તે ભોક્તા નથી તે સ્પષ્ટ છે. માટે મન ભોક્તા છે. વળી મન એજ મનુષ્યોના બંધમોક્ષનું કારણ કહ્યું છે. અને શ્રુતિમાં મનોમય કોશ કહ્યો છે. માટે મન આત્મા છે. (૬૭-૮).

૫. વિજ્ઞાનવાદી બૌદ્ધમત (*બુદ્ધના એક શિષ્યનો ક્ષણિકવાદી મત) એમ કહે છે કે મન બુદ્ધિમાંથી ઉત્પન્ન થયેલું છે; તેથી મન નહીં પણ બુદ્ધિ (વિજ્ઞાન) આત્મા છે. અહંવૃત્તિ અને ઇદંવૃત્તિ એ પ્રમાણે બે પ્રકારનું અંતઃકરણ છે. અહંવૃત્તિ જાણનાર બુદ્ધિ (વિજ્ઞાન) છે, અને ઇદંવૃત્તિ મન છે. ઇદંવૃત્તિ અહંવૃત્તિમાંથી ઉત્પન્ન થાય છે, કેમકે પોતાને (अहं) જાણ્યા વિના બાહ્ય પદાર્થ(इदं)ને કોઇ જાણી શકતું નથી. માટે બુદ્ધિ કારણ છે, અને મન તેનું કાર્ય છે. આ બુદ્ધિ (વિજ્ઞાન) ક્ષણિક છે, કેમકે અહંવૃત્તિ ક્ષણે ક્ષણે ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે, તે સર્વેને અનુભવસિદ્ધ છે. વળી આ વિજ્ઞાન સ્વપ્રકાશ છે, કેમકે તે વાત સ્વતઃ સિદ્ધ છે. માટે વિજ્ઞાનવાદી બૌદ્ધો કહે છે કે આ

* બુદ્ધના ચાર શિષ્ય-૧. વિજ્ઞાનવાદી, ૨. યોગાચાર્ય, ૩. દિગંબર, અને ૪. શૂન્યવાદી (માધ્યમિક) હતા.

જે ક્ષણિક અને સ્વપ્રકાશ વિજ્ઞાન ( બુદ્ધિ ) છે તે જ આત્મા છે. વળી શ્રુતિના પ્રમાણથી પણ તેઓ કહે છે કે વિજ્ઞાનમય કોશને શ્રુતિ જીવ કહે છે, અને આ સર્વ સંસાર તેનો છે, એમ પણ શ્રુતિ કહે છે. ( ૬૯–૭૩ ).

૬. માધ્યમિકોનો શૂન્યવાદ* જણાવે છે કે વિજળીની પેઠે ક્ષણવાર રહેતું વિજ્ઞાન ( બુદ્ધિ ) આત્મા હોઇ શકે નહીં. અને બીજો કોઇ આત્મા અનુભવમાં આવતો નથી. માટે શૂન્ય છે, કોઇ આત્મા છે જ નહીં. વળી શૂન્યવાદીઓ શ્રુતિનું પ્રમાણ પણ બતાવે છે, કેમકે શ્રુતિ કહે છે કે આ ( જગત્ ) અસત્ છે, અને જ્ઞાન અને જ્ઞેયરૂપ સર્વ જગત્ ભ્રાન્તિએ કલ્પેલું છે. તેથી સર્વ શૂન્ય છે, કાંઇ છે જ નહીં. ( આ શૂન્યવાદ બૌદ્ધોનો અવાન્તર ભેદ છે. બંને–વિજ્ઞાનવાદ અને શૂન્યવાદ–નાસ્તિક વાદ છે ). ( ૭૪–૫ ).

( ઉપર કહેલા ૭ એ વાદ નાસ્તિકવાદ કહેવાય છે. )

૭. વેદાન્ત:—વેદાન્તનું કહેવું એવું છે કે ઉપર જણાવેલા બધા મત ખોટા છે. શૂન્યવાદ પણ ખોટો છે, કેમકે જેને કાંઇ પણ સ્વરૂપ નથી એવું ( નિઃસ્વરૂપ ) જે શૂન્ય તે જગત્નું અધિષ્ઠાન થઇ શકે નહીં, એટલે કે કાંઇ પણ જાતના સ્વરૂપ રહિત વસ્તુ પ્રત્યક્ષ દેખવામાં આવતા જગત્ની કલ્પનાનું અધિષ્ઠાન બની શકે નહીં, અને અધિષ્ઠાન વિના તો કોઇ ભ્રમ થઇ શકતો નથી; જેમકે રજ્જુ વિના સર્પની ભ્રાન્તિ થાય નહીં, છીપ વિના રૂપાની ભ્રાન્તિ થાય નહીં, તેમ વસ્તુતાએ કાંઇ સત્ય પદાર્થ વિના જગત્ રૂપી ભ્રમ ઉઠે નહીં. તેથી નિરધિષ્ઠાનવિભ્રાન્તિ સિદ્ધ થઇ શકતી નથી. માટે આત્માનું અસ્તિત્વ તો માનવું જ પડશે. વળી શૂન્યનો પણ કોઇ શાક્ષી હોવો જોઇએ, નહીં તો શૂન્યને જાણે કોણ ? માટે જો આત્માનુ અસ્તિત્વ નહીં માનો તો તમારા ( બૌદ્ધના ) મતમાં "શૂન્ય છે" એવું કહેવું પણ સિદ્ધ થશે નહીં. માટે આત્મા છે એમ માનવું જ પડશે. ત્યારે આ આત્મા ( જીવ ) કયો ? વેદાન્ત કહે છે કે વિજ્ઞાનમયથી આંતર એવો જે આનંદમય કોશ છે તેને જીવ જાણવો એવું વૈદિકદર્શન–વેદાન્તનો એકદેશી સિદ્ધાન્ત–છે. ( ૭૬–૭ ).

**જીવના પરિમાણ સંબંધી વિવાદ:**—આ પ્રમાણે આત્મા

---

* પાને ૨૨૮ મે આપેલી ટીપ જુઓ.

(જીવ)ના સ્વરૂપ સંબંધીનો વિવાદ વર્ણવી હવે તે (આત્મા)નું **પરિમાણ** કેટલું છે-**અણુ** છે, કે **મધ્યમ** છે, કે **મહાન્** છે-તે વિશેનો વિવાદ કહે છે. (૭૮-૮૬).

૧. **અણુત્વવાદ:**-આન્તરાલ-રામાનુજ વગેરે-આત્માને અણુ માને છે, કેમકે આત્મા અણુ ન હોય તો રોમના હજારમા ભાગ જેવી સૂક્ષ્મ નાડીમાં તેનો પ્રચાર (પ્રવેશ) થાય છે તે થઇ શકે નહીં. વળી શ્રુતિએ પણ આત્માને અણુ કરતાં પણ અણુ, અને સૂક્ષ્મ કરતાં પણ સૂક્ષ્મ કહ્યો છે-"एषोऽणुरात्मा चेतसावेदितव्यः" "अणोरणीयान्महतो महीयान्" "सूक्ष्मात् सूक्ष्मतरं नित्यम्". માટે આત્મા અણુ છે. વળી બીજી શ્રુતિ વાળના અગ્રભાગના સોમા ભાગના સોમા ભાગ જેટલો જીવ છે એમ કહે છે. (૭૮-૮૧).

૨. **મધ્યમવાદ:**-દિગમ્બર-જૈનમત (બુદ્ધના એક શિષ્યનો મત) આત્માને **મધ્યમ** પરિમાણવાળો કહે છે, એટલે કે શરીર જેવડો આત્મા કહે છે, કેમકે નખથી શિખ સુધી ચૈતન્યની વ્યાપ્તિ જોવામાં આવે છે. વળી आनखाग्र કહેનારી શ્રુતિ પણ છે. જો કોઇ એવી શંકા કરે કે મધ્યમ પરિમાણ જેવડો આત્મા સૂક્ષ્મ નાડીઓમાં કેવી રીતે પ્રચાર કરી શકે? તો આ મતવાળા તેનો એવો જવાબ આપે છે કે સૂક્ષ્મ નાડીમાં આત્મા પોતાના સૂક્ષ્મ અવયવો વડે સંકોચ પામીને પ્રવેશ કરે છે, જેમ પહેરણમાં સ્થૂલ દેહનો પ્રવેશ હાથનો પ્રવેશ કરવાથી બને છે. વળી કોઇ શંકા કરશે કે આત્માનું મધ્યમ પરિમાણ જો કોઇ નિયત-નક્કી-કરેલું લેશો, તો પછી કર્મવશાત્ પ્રાપ્ત કરેલા નાના મોટા (હાથી અને કીડી, માણસ અને પશુ, વગેરે) અસમાન શરીરોમાં આત્માનો પ્રવેશ કેવી રીતે થઇ શકશે? તો તેનો એ જવાબ આપે છે કે આત્માના અંશો-અવયવો-ના જવા અને આવવા (ગમાગમ) વડે નાના મોટા શરીરોમાં પણ પ્રવેશ થઇ શકે છે એટલે કે કર્મવશાત્ કીડીના શરીરમાં પ્રવેશ કરે ત્યારે કેટલાક અવયવોને છોડીને બાકીના લઇ જાય છે. હાથીમાં પ્રવેશ કરે ત્યારે વધારે અવયવો સાથે જાય છે. માટે આત્મા નિયત મધ્યમ પરિમાણ વાળો છે. (૮૨-૮૪).

(જેમ જન્મ વખતે જીવ નાના શરીરમાં કેવી રીતે પેઠો તે કહ્યું, તેમ ઉમર વધતાં શરીરની સાથે વિશેષ અવયવ મળતાં તે વધ્યો જાય છે, એમ કહે છે).

૩. **આત્માનું વિભુત્વઃ**-આત્માને મહાન્ એટલે વિભુ કહેનાર જણાવે છે કે જો આત્માને સાવયવ-સાંશ-માનીએ તો અવયવ વાળા ઘટાદિની પેઠે તે ( આત્મા ) અનિત્ય થશે. અને આત્મા અનિત્ય માનીએ તો આ જન્મમાં કરેલાં કર્મને આ જન્મનો જીવ આવતા જન્મમાં ભોગવવા રહેશે નહીં, તેથી કરેલાં કર્મ ભોગવ્યા વિના નાશ પામશે. અને ગયા જન્મમાં કરેલાં કર્મનો તે પ્રમાણે ગયા જન્મના જીવની સાથે નાશ થયેલો હોવાથી આ જન્મના જીવને નહીં કરેલાં કર્મનો અકસ્માત્ ભોગ પ્રાપ્ત થશે. આવી રીતે **કૃતનાશ** અને **અકૃતાભ્યાગમ**ના દોષ પ્રાપ્ત થાય છે. માટે આત્મા **મહાન્** અર્થાત્ **વિભુ** છે, આકાશની પેઠે સર્વગત છે, અને અંશ રહિત છે. અને એવું શ્રુતિનું પણ પ્રમાણ છે. ( ૮૫-૬ ).

**આત્મા ચિદ્રૂપ છે કે કેવો તેનો વિવાદઃ**—આ પ્રમાણે આત્મા વિભુ છે એમ સિદ્ધ કરી હવે આત્માનું ચિદ્રૂપત્વ સિદ્ધ કરવા સારૂ તે સંબંધી વિવાદો દર્શાવે છે. ( ૮૭-૯૯ ).

( ૧ ). **અચિદ્વાદઃ**-ગૌતમના મતવાળા **નૈયાયિકો** (તાર્કિકો) અને પ્રાભાકરો (ઉપાસના મતવાળા જે કર્મને માને છે તે) જો કે આત્માને વિભુ માને છે, પરંતુ તેને અચિત્ ( જડ ) કહે છે. આત્માને ગુણ હોવાથી તે આકાશની પેઠે દ્રવ્ય છે, અને જેમ આ-કાશનો ગુણ શબ્દ છે, તેમ આત્માનો ગુણ ચિતિ-જ્ઞાનગુણ-છે, એમ કહે છે. તે ( ચિતિ ) આત્માનો વિશેષ ગુણ છે. તેના બીજા પણ વિશેષ ગુણ છે એમ તેઓ કહે છે. તે ગુણ ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ, સુખ, અસુખ, અને આ બધા ગુણોના સંસ્કારો ( ગુણની સૂક્ષ્માવસ્થા ) છે. આ ગુણોની ઉત્પત્તિ અને વિનાશનું કારણ પણ તેઓ બતાવે છેઃ આત્માનો મન સાથે યોગ-સંબંધ-થતાં પૂર્વે કરેલાં કર્મના બળથી ( સ્વાદષ્ટથી ) ગુણ ઉત્પન્ન થાય છે, અને સુષુપ્તિમાં અદષ્ટનો ક્ષય થવાથી ગુણોનો પણ લય થાય છે, કેમકે તે વખતે મન સાથે આત્માનો સંયોગ રહેતો નથી. વળી આત્મા અચિત્ હોવા છતાં તેને ચિતિ નામનો ગુણ હોવાથી તે ચેતન રૂપ થાય છે. વળી આત્મા ચેતન છે તેનું બીજું પણ કારણ છે, તે એ કે તેને ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન છે. આત્માનું ઇશ્વરથી વૈલક્ષણ્ય તેટલા માટે છે કે આત્મા ધર્મ અધર્મનો કર્તા થાય છે

અને સુખદુઃખાદિ વાળો હોવાથી ભોક્તા થાય છે. વળી કોઇ શંકા કરે કે આત્માને તમે વિભુ માનો છો. ત્યારે વિભુ આત્મા બધે હોવાથી તેનું લોકાન્તરમાં ગમનાદિ કેવી રીતે ઘટે ? તેના જવાબમાં કહે છે કે જેમ આ દેહમાં કર્મવશાત્ સુખદુઃખાદિ ઉત્પન્ન થાય છે, તેમ કર્મવશાત્ લોકાન્તરમાં જવાની ઇચ્છા થવાથી આત્માનો લોકાન્તરમાં ગૌણ ગમનાદિ વ્યવહાર થાય છે. માટે જેમ આ જન્મમાં કર્મવશાત્ કોઇવાર સુખ, કોઇ વાર દુઃખ ઉત્પન્ન થાય છે, તેમ લોકાન્તરમાં પ્રાપ્ત થયેલા દેહમાં પણ કર્મવશાત્ ઇચ્છાદિ ગુણ ઉત્પન્ન થાય છે. તે જ પ્રમાણે આત્મા વિભુ ( સર્વગ ) છતાં તેનો ગમાગમ ગૌણ રીતે બની શકે છે. વળી તેના કર્તૃત્વાદિ ધર્મ માટે સમગ્ર કર્મકાણ્ડ પ્રમાણ છે. વળી સુષુપ્તિ અવસ્થામાં જે અસ્પષ્ટચિત્,પંચ કોશમાંનો પહેલો, આનન્દમય કોશ ( જડકોશ ) શેષ રહે છે તેને જ આ લોકો ( પ્રાભાકરાદિ ) પોતાનો આત્મા માને છે, અને તેના જ આ જ્ઞાન–( ચિતિ ), આનંદ, વગેરે ગુણો છે એમ તેઓ કહે છે. ( ૮૮–૯૪ ). (આ આનન્દમયને તેઓ નિત્ય માને છે.)

૨. **ચિદચિદ્વાદઃ—ભાટ્ટ** (ભટ્ટપાદ–કાર્તિક સ્વામીનો અવતાર જે ઇશ્વરને માને છે તેના ) મત વાળાઓ આત્માને ચિદ્રૂપ તથા અચિદ્રૂપ કહે છે. ગૂઢ ચૈતન્ય લઇને ( કેમકે જાગ્રતમાં જણાય છે, સુષુપ્તિમાં જણાતો નથી માટે ) આત્માને જડ રૂપ તથા જ્ઞાન રૂપ માને છે, કેમકે ઉંઘમાંથી ઉઠેલાને સ્મૃતિ થાય છે, તેથી તેઓ આત્મા ચિદ્રૂપ હોવાની ઉત્પેક્ષા–અનુમાન–કરે છે; અને વળી જડ થઇને હું ઉંઘમાં ઉંઘ્યો એવી ઉઠયા પછી જે જાડ્યસ્મૃતિ થાય છે, તે જાડ્યની અનુભૂતિ થયા વિના બને નહીં. વળી સુષુપ્તિમાં ચૈતન્યનો લોપ થતો નથી–દ્રષ્ટાની દૃષ્ટિનો લોપ થતો નથી. માટે ખદ્યોત ( આગીઆ કીડા )ની પેઠે આત્મા અપ્રકાશ અને પ્રકાશ બંને યુક્ત છે એમ તેઓ કહે છે. ( ૯૫–૯૭ ).

૩. **ચિદ્વાદઃ—વિવેકી સાંખ્યો**( ઇશ્વરને માનતા નથી)નો મત એવો છે કે જે વસ્તુ નિરંશ છે તેનું બે પ્રકારનું સ્વરૂપ કોઈ રીતે ઘટતું નથી. માટે આત્મા ચિદ્રૂપ જ છે. જાડ્યસ્મૃતિના સંબંધમાં તેઓ કહે છે કે જે જાડ્યાંશ છે તે પ્રકૃતિનું સ્વરૂપ છે, જે પ્રકૃતિ વિકારી અને સત્વ વગેરે ત્રણ ગુણ વાળી છે. આ પ્રકૃતિ

ચિત્‌-પુરૂષ-ના ભોગ અને મોક્ષ (અપવર્ગ)ને માટે પ્રવર્તે છે એમ તેઓ કહે છે.* (૯૮-૯).

**સાંખ્યોનું આત્મનાનાત્વ:**—સાંખ્યો પ્રત્યે શંકા: તમે આત્માને તો અસંગ માનો છો, અને વળી પ્રકૃતિ અને પુરૂષ તો એક બીજાથી તદ્દન જૂદા છે એમ માનો છો. તો પછી પ્રકૃતિની પ્રવૃત્તિથી આત્માને ભોગ અને મોક્ષ કેવી રીતે સંભવે? તેના ઉત્તરમાં તેઓ કહે છે કે ચિત્‌ (આત્મા) અસંગ છે, છતાં પણ પ્રકૃતિ અને પુરૂષ વચ્ચેનો ભેદ નહીં સમજવાથી તેને બંધ મોક્ષ માન્યા છે. અને બંધમોક્ષની વ્યવસ્થાને માટે નૈયાયિકોની પેઠે તેમણે [સાંખ્યોએ) પણ આત્મા અનેક છે એમ માન્યું છે, (અને પુરૂષ અને પ્રકૃતિને અનાદિ માને છે). વળી પ્રકૃતિના અસ્તિત્વ સંબંધી તથા પુરૂષના અસંગત્વ વિશે શ્રુતિનું પ્રમાણ પણ આપે છે. (૧૦૦-૧).

૨. ઇશ્વરના સ્વરૂપ સંબંધી વિવાદ. ૧૦૨-૧૨૧.

આટલે સુધી જીવ સંબંધી વિવાદ દર્શાવી હવે ઇશ્વર સંબંધી વિવાદ બતાવે છે.

**૧. પાતંજલ યોગમત:**—સાંખ્યો ઇશ્વરને માનતા નથી. પરંતુ **યોગમત** વાળા સાંખ્યોની પેઠે અનેક આત્મા માનવા ઉપરાંત આત્માની પાસે રહેનારી પ્રકૃતિનો કોઇ નિયામક ઇશ્વર હોવો જોઇએ, એમ કહે છે. માટે તેઓ પ્રકૃતિના નિયામક તરીકે ઇશ્વરને માને છે; અને તે જીવોથી જૂદો છે એવું શ્રુતિ પ્રમાણ પણ તેઓ કહે છે. (૧૦૨-૩).

પતંજલિએ માનેલો ઇશ્વર કોઇ પુંવિશેષ છે. તે કહે છે કે ક્લેશ, કર્મ, અને તેના વિપાક (ફલવિશેષ), તથા તેના આશય (સંસ્કાર)નો જે પુરૂષને કાંઇ પણ સ્પર્શ થયો નથી એવો પુરૂષવિશેષ ઇશ્વર છે. અને તે પણ જીવની પેઠે અસંગ અને ચિદ્રૂપ છે એમ કહે છે. તે અસંગ છે છતાં તે પુરૂષવિશેષ હોવાથી તે

---

***જૈનમત:** આત્મા હદવાળો, કર્તા ભોક્તા (અસંગ નહીં), કર્મપ્રધાન, પ્રકૃતિને નહીં માનનાર, ઇશ્વરને નહીં માનનાર, આત્મા વિભુ નહીં-એવા મત વાળો છે. **સાંખ્ય** (કપિલમત) આત્માને ચેતન, વિભુ, અસંગ, પુરૂષ પ્રકૃતિને માનનાર, ઇશ્વરને નહીં માનનાર મત છે.

નિયંતા થઇ શકે છે. તેમ ન હોય તો બંધમોક્ષની અવ્યવસ્થા થાય. વળી શ્રુતિમાં પણ **भीषास्मात्** એ વાકયથી ઇશ્વરનું નિયંતૃત્વ કહેલું છે. અને અસંગનું નિયંતૃત્વ અયુક્ત નથી, કેમકે જીવના જે કલેશ, કર્માદિ ધર્મ કહ્યા છે તે તેને નથી. જીવો પણ અસંગ હોવાથી તેમને કલેશ, કર્માદિ સ્વતઃ નથી, પરંતુ વિવેક નહીં હોવાને લીધે તેમને કલેશાદિ ( બંધ મોક્ષ ) આગળ ( શ્લો. ૧૦૦ માં ) કહેવામાં આવ્યું છે તે પ્રમાણે છે. ( ૧૦૪-૧૦૮ ).

૨. **તાર્કિક-નૈયાયિક-મતઃ**-નૈયાયિકો સાંખ્યોની પેઠે અનેક જીવ માને છે, તે ઉપરાંત યોગમતની પેઠે જીવોથી જૂદા ઇશ્વરને પણ માને છે. પરંતુ તેઓ ઇશ્વરને અસંગ નહીં, પણ ગુણવાળા માને છે. તેઓ ઇશ્વરને નિત્ય જ્ઞાન, નિત્ય પ્રયત્ન, નિત્ય ઇચ્છા, એવા નિત્ય ગુણવાળા માને છે. પરંતુ ઇશ્વર અસંગ હોવાના કારણ વડે તેઓ તેનું નિયંતૃત્વ માનતા નથી, પરંતુ ગુણવાળા હોવાથી નિયંતા માને છે. વળી ઇશ્વરને તેઓ પુંવિશેષ માને છે, પરંતુ નિત્યગુણને લીધે જ તેને પુંવિશેષ કહે છે. વળી તેના ગુણ નિત્ય છે તેને માટે તે " **सत्यकामः सत्यसंकल्पः** " છે એવું શ્રુતિ પ્રમાણ પણ આપે છે. ( ૧૦૯-૧૧૦ ).

૩. **હિરણ્યગર્ભના ઉપાસકો** તાર્કિકમતમાં પણ દોષ બતાવે છેઃ ઇશ્વરને નિત્ય જ્ઞાનાદિવાળા કહેશો તો નિરંતર સૃષ્ટિ થવી જોઇએ, અથવા નિરંતર પ્રલય થવો જોઇએ. માટે સમષ્ટિ લિંગદેહ યુક્ત હિરણ્યગર્ભ-સૂત્રાત્મા-ઇશ્વર છે, કેમકે તે નિત્ય ઇચ્છા વગેરે વાળા નથી. વળી તેને લિંગ દેહ હોવા છતાં તે જીવ નહીં કહેવાય, કેમકે તેને જીવની પેઠે અવિદ્યા, કામ, કર્માદિ નથી. માટે હિરણ્યગર્ભ ઇશ્વર છે એમ તેઓ કહે છે. ( ૧૧૧-૨ ).

૪. સ્થૂલ દેહ વિના લિંગ દેહ કયાંએ પણ દેખાતો નથી, માટે સર્વતઃ મસ્તકાદિ વાળા **વૈરાજ ( વિરાટ્ )** ઇશ્વર છે. વળી શ્રુતિમાં પણ તે **सहस्रशीर्षा** તથા **विश्वतश्चक्षुः** છે એમ કહેલું છે, એમ વિરાટ્ના ઉપાસકો કહે છે. ( ૧૧૩-૪ ).

૫. જો ઇશ્વરને સર્વતઃ પાણિપાદ છે એમ કહેશો તો કૃમ્યાદિ પણ ઇશ્વર કહેવાશે. માટે વિરાટ્ ઇશ્વર નહીં. પરંતુ બ્રહ્મલોકમાં રહેનાર **ચતુર્મુખ બ્રહ્મા-સ્થૂલ સૃષ્ટિ કરનાર પ્રજાપતિ-ઈશ્વર** છે વળી પુત્રની ઇચ્છા વાળા તેમની જ ઉપાસના કરે છે અને

શ્રુતિ પણ તેમને જ પ્રજા ઉત્પન્ન કરનાર કહે છે. માટે **બ્રહ્મા** ઇશ્વર છે એમ બ્રહ્માના ઉપાસક કહે છે. ( ૧૧૫–૬ ).

૭. **ભાગવત** લોકો કહે છે કે બ્રહ્મા તો વિષ્ણુના નાભિકમળમાંથી ઉત્પન્ન થયેલા હોવાથી તે ઇશ્વર નથી, પરંતુ **વિષ્ણુ ઈશ્વર** છે. ( ૧૧૭ ).

૮. શિવના પગ શોધી કાઢવાને વિષ્ણુ શક્તિમાન્ થયા નહોતા. માટે તે ઇશ્વર નહીં, પરંતુ શિવ ઇશ્વર છે. એમ શાસ્ત્રનું અભિમાન ધરાવનારા શૈવો કહે છે. ( ૧૧૮ ).

૯. ત્રિપુર દૈત્યને મારવાને માટે શિવને પણ વિનાયક–ગણપતિ–ની પૂજા કરવી પડી હતી. માટે **ગણપતિ ઈશ્વર** છે, એમ ગણપતિને માનનારા કહે છે. ( ૧૧૯ ).

એ પ્રમાણે બીજાઓ પણ પોતપોતાના પક્ષનું અભિમાન ધરાવી શ્રુતિના મંત્રોનો આધાર લઇને પોતાના પક્ષનું પ્રતિપાદન કરે છે. ( ૧૨૦ ).

૧૦. આ પ્રમાણે અંતર્યામી ( આનંદમય ) થી માંડીને અશ્વત્થ, વાંસ, વગેરે સ્થાવર પર્યંત ઇશ્વર છે એમ માનનાર **અસંખ્ય** મત છે. ( ૧૨૧ ).

## ૪ ઈશ્વરસ્વરૂપનો નિર્ણય. ૧૨૨–૨૦૯.

### ઈશ્વરસ્વરૂપ.

અહીં સુધી ( ૯૦ થી ૧૨૧ માં ) જીવ અને ઇશ્વરના સ્વરૂપ સંબંધી જૂદા જૂદા મત દર્શાવી હવે શ્લોક ૧૨૨ થી ૨૦૯ માં ન્યાય અને આગમ ( વેદ )નો યથાર્થ વિચાર કરતાં ઇશ્વર અને જીવના ખરા સ્વરૂપ સંબંધી જે એક જ પ્રતિપત્તિ **પ્રતીતિ** થાય છે તે ક્રમ તે કહે છે. ( ૧૨૨–૨૦૯ ).

**मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् ।**
**अस्यावयवभूतैस्तु व्याप्तं सर्वमिदं जगत् ॥ १२३ ॥**

શ્રુતિમાંથી ઇશ્વર, જીવ, અને જગત્ સંબંધી જે એક નિર્ણય થાય છે તે એ જ છે કે (૧) માયાને જગત્નું **ઉપાદાન કારણ** ( **પ્રકૃતિ** ) જાણો–જગત્ માયાનું બનેલું છે એમ જાણો, (૨) માયાની ઉપાધિવાળા **અન્તર્યામીને** જ **મહેશ્વર–જગત્ના નિમિત્ત કારણ** ( **કર્તા** )–જાણો, અને (૩) આ સર્વ જગત્ આ માયી

મહેશ્વરના અંશરૂપ જડ અને ચેતન વડે વ્યાપ્ત થયું છે, એ શ્રુતિનો અર્થ છે એમ જાણો. ( ૧૨૩ ).

શ્રુતિમાં કહ્યા પ્રમાણે ઇશ્વર સંબંધી આ નિર્ણય યુક્ત છે, કેમકે:-તે નિર્ણય અંતર્યામીથી સ્થાવર પર્યંતને ઇશ્વર માનનાર બધા મતોથી અવિરૂદ્ધ છે. સર્વ ઇશ્વરરૂપ હોવાથી કોઇની સાથે વિરોધ રહેતો નથી. ( ૧૨૪ ).

**માયા સ્વરૂપઃ**—હવે ઇશ્વરની જે ઉપાધિ માયા છે તેનુ સ્વરૂપ કેવું છે, તે કહે છે. ( ૧૨૫-૧૫૧ ).

આ માયા વિશે તાપનીય ઉપનિષદ્‌માં કહ્યું છે કે તે **તમોરૂપ** છે, અને તમોરૂપ છે તેનું પ્રમાણ દરેકનો પોતાનો જ અનુભવ છે. **તમોરૂપ** એટલે **જડરૂપ** અને **મોહરૂપ**. તેથી માયાનું સ્વરૂપ જડરૂપ અને મોહરૂપ એ રીતે બે પ્રકારનું છે. અને માયા જડરૂપ અને મોહરૂપ છે તે આબાલગોપ સર્વને અનુભવસિદ્ધ છે. વળી માયાના જૂદા જૂદા અંશ પ્રમાણે જૂદા જૂદા જીવ છે. અચેતન ઘટાદિનું સ્વરૂપ તે જડ છે, અને જ્યાં બુદ્ધિ પ્રવેશ કરી શકે નહીં- કુંઠિત થઇ જાય-તે મોહ કહેવાય, એ પ્રમાણે લોકો પણ સમજી શકે છે. ( ૧૨૫-૧૨૭ ).

**લૌકિક દૃષ્ટિથી** સર્વનો આવો અનુભવ છે. **યુક્તિદૃષ્ટિથી** માયા અનિર્વાચ્ય છે, એટલે કે તે સત્ છે કે અસત્ તે કહી શકાય તેમ નથી, કારણ કે માયા દેખાય છે તેથી તે અસત્ કહેવાય નહીં; અને **શ્રુતિએ** તેનો નિષેધ કર્યો છે-તે મિથ્યા છે-તેનું કાંઈ તત્ત્વ નથી-એમ બતાવ્યું છે, તેથી તે સત્ પણ કહેવાય નહી. માટે તે અનિર્વાચ્ય છે. અને જ્ઞાનીના અનુભવ પ્રમાણે તો માયા તુચ્છ છે, કેમકે તેની નિત્ય નિવૃત્તિ છે-ત્રણે કાળમાં તે છે જ નહીં એવો જ્ઞાનીનો અનુભવ છે. આ પ્રમાણે **શ્રૌત, યૌક્તિક ( જીજ્ઞાસુ ),** અને **લૌકિકની** દૃષ્ટિથી માયા અનુક્રમે **તુચ્છા, અનિર્વચનીયા,** અને **વાસ્તવિક ( જડ અને મોહરૂપ )** જાણવી. ( ૧૨૮-૧૩૦ ).

આ માયા પોતાના પ્રસાર ( વિસ્તાર) અને સંકોચ વડે જગત્‌નું સત્ત્વ અને અસત્ત્વ બતાવે છે, એમ શ્રુતિ કહે છે. માયા ચેતન વિના જણાતી નથી તેથી અસ્વતન્ત્ર છે,અને અસંગ આત્માને અન્યથા કરી દે છે, માટે તે સ્વતંત્ર પણ છે. અસંગ નિર્વિકારી ( કૂટસ્થ ) આત્માને તે જગદ્રૂપ કરી બતાવે છે, અને વળી ચિદા-

ભાસ વડે જીવ અને ઈશ્વરને પણ નિર્માણ કરે છે. આ પ્રમાણે કરવા છતાં તે ( માયા ) કૂટસ્થને કાંઈ પણ હાનિ કર્યા વિના જગત્‌ને રચે છે, એવી તે દુર્ઘટકારિણી છે એ તેનો ચમત્કાર છે. દૃષ્ટાન્ત તરીકે જલનું દ્રવત્વ શું છે ? વહ્નિમાં રહેલી ઉષ્ણતાનું સ્વરૂપ શું ? પથ્થરમાં રહેલી કઠણાશ શી ચીજ છે ? વિચાર કરતાં આ દ્રવત્વ, ઉષ્ણતા, કાઠિન્ય, વગેરે માયા–મિથ્યા–રૂપ છે, તેનું કાંઈ સ્વરૂપ નથી,એમ જણાશે. માટે માયાનું દુર્ઘટત્વ સ્વતઃ સિદ્ધ છે.લોક જ્યાં સુધી તેના સ્વરૂપને ઓળખતા નથી ત્યાં સુધી તે ચમત્કારિક લાગે છે. પરંતુ એ માયા છે એમ તેને ઓળખવામાં આવતાં તે શાન્ત પામી જાય છે–મોઢું સંતાડી દે છે. ખરી રીતે ( માયાવાદીના સિદ્ધાન્ત પ્રમાણે ) તો માયા સંબંધી કાંઇ શંકા જ કરી શકાય તેમ નથી, કેમકે તેના સિદ્ધાન્ત પ્રમાણે તો માયા પોતે જ એક શંકારૂપ છે– માયા છે કે નહીં તે જ એક શંકા છે, કેમકે જ્ઞાનદશામાં તે દેખાતી જ નથી. ખરી રીતે હોત તો દેખાત, કેમકે સત્ ( સત્ય ) વસ્તુનું અસત્ત્વ થતું નથી–સદ્વસ્તુ દેખાયા વિના રહેતી નથી. ( ૧૩૧–૧૩૯ ).

છતાં માયાનું સ્વરૂપ શું છે તે જાણવું જ હોય, તો લોકપ્રસિદ્ધ ઈંદ્રજાલની માયાનું જે લક્ષણ છે તે જ તેનું લક્ષણ છે એમ જાણો. તે લક્ષણ એ જ કે માયા ( સુષુપ્તિમાં જીજ્ઞાસુને ) સ્પષ્ટ રીતે ભાસે છે, છતાં તેનું નિરૂપણ કરવું અશકય છે. એ જ માયા છે એમ લોકો ઈંદ્રજાલાદિમાં જાણે છે. જેમ સ્વપ્ન દેખાય છે છતાં મિથ્યા–માયા–રૂપ છે, મૃગજલ દેખાય છે છતાં મિથ્યા છે, યોગીઓ ગમે તેવા દેખાવ ઉત્પન્ન કરે છે છતાં તે મિથ્યા છે, તે બધાનું નિરૂપણ થઈ શકે તેમ નથી. માટે માયારૂપ છે. ( ૧૪૦–૧૪૧ ).

જેવી રીતે માયા દેખાતા છતાં તેનું નિરૂપણ અશકય છે, તેમ માયાનું કાર્ય આ જગત્ સ્પષ્ટ ભાસતા છતાં તેનું નિરૂપણ કરવું અશકય છે. માટે પક્ષપાત વિના જોતાં જગત્ પણ માયામય છે, એમ જણાશે તેમ ન હોય તો વીર્યના એક બીંદુમાથી દેહેન્દ્રિયાદિ કેવી રીતે ઉત્પન્ન થયાં ? અને વળી તેમા ચૈતન્ય કયાંથી આવ્યું ? જો એમ કહો કે તે વીર્યનો સ્વભાવ છે, તો વંધ્યામાં વીર્ય વ્યર્થ જાય છે. માટે આખરે “ હુ જાણતો નથી ” એમ કહેવું પડશે. માટે જ મહાન્ પુરૂષો જગતને ઈંદ્રજાલ રૂપ કહે છે. દાખલા તરીકે, ગર્ભવાસમાં રહેલું રેતઃ હસ્ત, મસ્તક, પદ, વગેરે અંકુરોવાળું થઇને

ચેતનમય થાય છે, તે જ રેતઃ પછી શિશુત્વાદિ વેષ ધારણુ કરે છે, અને વળી તેજ રેતઃ જુએ છે, ખાય છે, સાંભળે છે, સુંઘે છે, જાય છે, આવે છે; આના જેવું મહાન્ બીજું કયું ઇંદ્રજાલ છે? વળી મહાન્ વડનું કયાં સૂક્ષ્મ બીજ અને કયાં તેમાંથી મહાન્ વૃક્ષ? તે શી રીતે થયું? તેના એક બીજમાં અનેક વડો અને અનેકાનેક બીજ કેવી રીતે રહ્યાં, તે નિરૂપણુ કરવું અશકય છે. માટે જ તે સર્વ **માયા** છે એમ નિશ્ચય કરો. ( ૧૪૨-૧૫૦ ).

માટે માયા એક એવું બીજ છે કે જેમાં અચિન્ત્ય રચના કરવાની શક્તિ રહેલી છે. આ **માયા બીજ** સુષુપ્તિમાં જીજ્ઞાસુઓ અનુભવે છે. ( ૧૫૧ ).

**ઈશ્વર સ્વરૂપ:**—અહીં સુધી જગતના બીજરૂપ માયાનું સ્વરૂપ દર્શાવી, હવે તે માયામાંથી જીવ ઇશ સહિત આ અશેષ જગત્ કેવી રીતે ઉત્પન્ન થાય છે, અને કોણુ ઉત્પન્ન કરે છે તે કહે છે. પ્રથમ જગતના કર્તા ઇશ્વરનું સ્વરૂપ કહે છે. ( ૧૫૧-૧૫૮ ).

जाग्रत्स्वप्नजगत्तत्र लीनं बीज इव द्रुमः।
तस्मादशेषजगतो वासनास्तत्र संस्थिताः ॥ १५२ ॥

જેમ બીજમાં વૃક્ષ લીન થઇને રહેલું છે, તેમ જાગ્રત્ અને સ્વપ્ન જગત્ સુષુપ્તિમાં—માયામાં—લીન રહેલું છે, કેમકે જાગ્રત્ અને સ્વપ્નમાંથી સુષુપ્તિ, અને સુષુપ્તિમાંથી વળી જાગ્રત્ અને સ્વપ્ન નિકળે છે. માટે સુષુપ્તિમાં ભાસતા માયારૂપી બીજમાં આ જગત્ લીન રહેલું છે. અને તેમાં લીન છે, માટે અશેષ જગતની વાસના (સંસ્કાર) તેમાં ( માયામાં, રહેલી છે. આ વાસનાઓમાંની જે બુદ્ધિવાસના ( અવિદ્યા રૂપી ) છે તેમાં ચૈતન્યનું પ્રતિબિંબ પડે છે. આ વાસનામાં પડેલું પ્રતિબિંબ મેઘાકાશની પેઠે અસ્પષ્ટ ચિદાભાસ છે, કેમકે બુદ્ધિવાસના સૂક્ષ્મ હોવાથી તેમાંનો ચિદાભાસ પણુ અસ્પષ્ટ છે. અસ્પષ્ટ હોવાથી તેનું અનુમાન કરવાનું છે. આ ચિદાભાસવાળું બુદ્ધિવાસનારૂપી—માયાના અજ્ઞાનાંશરૂપી—બીજ બુદ્ધિ રૂપે અંકુર પામે છે, ત્યારે જલાકાશની પેઠે બુદ્ધિમાં ચિદાભાસ સ્પષ્ટ રીતે દેખાય છે. જેમ બુદ્ધિમાં ચિદાભાસ છે, તેમ બુદ્ધિવાસના બુદ્ધિની એક સૂક્ષ્મ અવસ્થાવિશેષ હોવાથી તેમાં ( બુદ્ધિવાસનામાં ) પણુ ચિદાભાસ હોવો જોઇએ. માટે માયા ચિદાભાસ ( પ્રતિબિંબ ) વડે જીવ અને ઈશને

ઉત્પન્ન કરે છે, માટે તે બંને **માયિક** છે. આ જીવ અને ઇશ્વરને જલાકાશ અને મેઘાકાશ જેવા માનો—એટ સ્પષ્ટ બીજો અસ્પષ્ટ. બુદ્ધિવાસનામાં પડેલું પ્રતિબિંબ **આનંદમય કોશ** છે, અને તે મેઘાકાશની પેઠે અસ્પષ્ટ છે. ( સમષ્ટિ આનન્દમય ઈશ્વર છે, અને વ્યષ્ટિ આનન્દમય જીવ છે.) બુદ્ધિમાં પડેલું પ્રતિબિંબ **વિજ્ઞાનમય** ( જાગ્રત્ અવસ્થાનો ) કોશ છે, અને તે સ્પષ્ટ છે. (૧૫૨–૧૫૫).

ઇશ્વર મેઘાકાશ બરોબર છે. મેઘની પેઠે માયા છે, મેઘમાં રહેલા તુષાર ( વરાળ ) જેવી બુદ્ધિવાસના છે, અને બુદ્ધિવાસનામાંનો ચિદાભાસ તુષારમાં પડેલા આકાશના પ્રતિબિંબ જેવો છે. (૧૫૬).

**मायाधीनश्चिदाभासः श्रुतौ मायी महेश्वरः ।**
**अन्तर्यामी च सर्वज्ञो जगद्योनिः स एव हि ॥ १५७ ॥**

શ્રુતિમાં કહ્યા પ્રમાણે માયામાં પડેલા પ્રતિબિંબ રૂપી ઇશ્વર માયાધીન ( માયાને જેણે પોતાને અધીન રાખેલી છે તેવા ), મહેશ્વર, અન્તર્યામી, સર્વજ્ઞ, અને જગદ્યોનિ ( જેમાંથી જગત્ ઉત્પન્ન થયું છે તે છે. આ જ **વેદોક્ત ઇશ્વર** છે. ( ૧૫૬–૧૫૮ ).

**ઈશ્વરનું સર્વેશ્વરત્વઃ**—ઉપર કહ્યા પ્રમાણે ઇશ્વર જગદ્યોનિ છે—ઇશ્વર જગતને ઉત્પન્ન કરે છે. ઇશ્વર જેને ઉત્પન્ન કરે છે તેને અન્યથા કરવા કોઇ શક્તિમાન્ નથી, માટે ઈશ્વર **સર્વેશ્વર** છે. ( ૧૬૦ ).

**ઈશ્વરનું સર્વજ્ઞત્વ**—અશેષ પ્રાણીની વાસનાઓ ( અજ્ઞાન રૂપે ) માયામાં રહેલી છે, અને માયાના ઇશ ઈશ્વર છે, તેથી માયામાં રહેલી વાસનાઓ વડે ઇશ્વરે સર્વ જગતને પોતાના ખોળામાં લીધું છે—પોતાનો વિષય બનાવેલું છે. માટે તે **સર્વજ્ઞ** છે. સમષ્ટિ ( સર્વ ) બુદ્ધિમાં સર્વજ્ઞત્વ હોવાથી તેનું ( બુદ્ધિનું ) કારણ જે વાસનાઓ તેમાં પણ તે રહેલું માનવું જોઇએ. ( ૧૬૧–૨ ).

**ઈશ્વરનું અંતર્યામિત્વઃ**—ઇશ્વર સર્વનો **અંતર્યામી** છે, કેમકે વિજ્ઞાનમયથી અન્નમય સુધીના કોશોને તથા પૃથ્વી આદિને તેમની અંદર રહીને પ્રેરે છે. બુદ્ધિમાં રહીને, બુદ્ધિથી પણ જે આન્તર છે તેવો, તેથી બુદ્ધિ જેને જોઇ શકતી નથી, બુદ્ધિ જેનું શરીર છે, તે ઇશ્વર બુદ્ધિને અંદરથી પ્રેરે છે, એવું વેદ ઘોષણા કરીને—પોકારીને—કહે છે. ( ૧૬૩–૪ ).

( શંકા: એક જ સ્થાનમાં—હૃદયમાં—બુદ્ધિમાં—જીવ અને ઇશ્વર બંને કેવી રીતે રહી શકે ?

ઉત્તર: ધારો કે મન થયું કે અમુક કાર્ય કરવું છે. પછી વિચાર થયો કે વિચાર કરીને કરવું. વિચાર કરતાં એમ લાગ્યું કે કરવું તે ઠીક નથી. આમાં પ્રથમ જીવનો વિચાર છે, અને બીજો ઇશ્વરી વિચાર છે. આ બંને એક જ હૃદયમાંથી નિકળ્યા હોવાથી બંને ત્યાં રહેલા છે ). ઇશ્વર સર્વના ઉપાદાન રૂપ હોવાથી તે સર્વત્ર રહેલા છે. પટની અંદર તંતુ છે, તંતુથી આન્તર તેના અંશુ છે, અંશુથી આન્તર પરમ અંશુ છે, પરમ અંશુથી આન્તર મહા અંશુ છે. માટે જ્યાં આન્તરત્વની વિશ્રાન્તિ આવે—જેનાથી આન્તર કોઇ વસ્તુ નથી એવું જે સ્થાન આવે—ત્યાં અંતર્યામી છે એમ જાણો. અંશુ વગેરે બાહ્ય હોવાથી દેખાય છે, પરંતુ અંતર્યામી બાહ્ય નહીં, પણ આન્તર છે, તેથી તે દેખાતા નથી. (૧૬૫–૧૬૯).

વળી જેમ તંતુના સંકોચ વિસ્તાર પ્રમાણે પટના સંકોચાદિ થાય છે, તેમ આ અંતર્યામી જ્યાં જ્યાં જે જે વાસનાને લીધે વિકાર પામે છે, તે તે વાસના રૂપે—જીવ રૂપે, ઘટ રૂપે—થાય છે. માટે જીવ વગેરે અંતર્યામીના જ વિકાર છે. ( ૧૭૦ ).

માટે શ્રુતિ અને સ્મૃતિના પ્રમાણથી પણ ઇશ્વર સર્વના હૃદયમાં રહેલા છે, પોતે જ તે તે રૂપ થયેલા છે. અને સર્વના હૃદયમાં રહીને સર્વેને પ્રેરે છે—ભ્રમણ કરાવે છે.

પોતાની માયાશક્તિ વડે ઇશ્વરનું વિજ્ઞાનમય ( જીવ ) રૂપ થવું અને પ્રવૃત્તિ કરવી તે જ **ભ્રામણ** ( ભમાવવું ) છે. અર્થાત્ અંતર્યામી પોતે જ જીવ રૂપ થઇને પોતે પોતાને ભમાવે છે. ( પોતે જૂદા રહે અને બીજાને ભમાવે તે તો અન્યાય કહેવાય. ) માટે પોતે જ જીવ, પૃથ્વી, આદિ વેષ ધારણ કરીને પોતે જ વિહિત અને પ્રતિષિદ્ધ બાબતોમાં પ્રવૃત્તિ—ભ્રમણ—કરે છે. " अन्तर्यमयति " એ વાક્યનો આ જ અર્થ છે. પ્રવૃત્તિમાત્ર અંતર્યામી ( ઇશ્વર ) ને અધીન છે તે સંબંધમાં દુર્યોધનના પોતાના અનુભવનું વાક્ય કહે છે. જ્યારે ભીષ્મપિતાએ તેને પાંડવો સાથે લડાઇ નહીં કરવાને, અને લડાઇ કરવાથી તેનું પોતાનું જ અનિષ્ટ થશે, એમ સમજાવ્યો, ત્યારે તેણે તે જ વાત જણાવી કે તે પોતે ધર્મ અને અધર્મ શું છે તે જાણે છે, છતાં અટકી શકતો નથી, કેમકે હૃદયમાં રહીને કોઇ દેવ

તેને પ્રેરણા-ચાલતો-હોય અને તેને તે અટકાવી શકતો જ નથી એમ તેને લાગેલું. તેથી પ્રવૃત્તિ કરાવનાર અંતર્યામી છે એમ જણાય છે. ( ૧૭૧-૧૭૬ ).

जानामि धर्मं न च मे प्रवृत्ति-
र्जानाम्यधर्मं न च मे निवृत्तिः ।
केनापि देवेन हृदि स्थितेन
यथा नियुक्तोऽस्मि तथा करोमि ॥ १७६ ॥

શંકા:—જ્યારે સર્વ પ્રવૃત્તિ ઇશ્વરને અધીન જ છે, ત્યારે જીવનો પુરૂષપ્રયત્ન વ્યર્થ છે?

જવાબ:—પુરૂષપ્રયત્ન વ્યર્થ નથી, કારણ કે ઇશ્વર પોતે જ પુરૂષપ્રયત્ન રૂપે વિવર્ત પામે છે–પુરૂષપ્રયત્ન ઇશ્વર રૂપ જ છે. ( સર્વ પ્રવૃત્તિ ઇશ્વરાધીન છે અને ઇશ્વર કરાવશે તેટલું જ થશે એમ સમજી પુરૂષપ્રયત્ન છોડી દેવાનો નથી, કેમકે દરેક વ્યષ્ટિ દ્વારા ઇશ્વર શું શું કાર્ય કરવા માગે છે તે આપણે જાણતા નથી, અને ઇશ્વરની મરજી શી છે તે પણ આપણે સમજતા નથી; તેથી પુરૂષપ્રયત્ન તો કરતા રહેવું જ જોઇએ. ).

શંકા:—જ્યારે પુરૂષપ્રયત્ન ઇશ્વરરૂપ છે, ત્યારે અંતર્યામી-પ્રેરણ ( यमयति ) વૃથા થશે?

જવાબ:—ઇશ્વર સંબંધી આવા બોધથી–ઇશ્વર પુરૂષપ્રયત્ન રૂપે છે એવા બોધથી–અંતર્યામી રૂપે પ્રેરણ (પ્રવૃત્તિ) મિથ્યા છે એમ ન કહો, પરંતુ એવા જ્ઞાનથી કર્તા ઇશ્વર છે, અને આત્મા ( બ્રહ્મ) તો અસંગ છે, એવું જ્ઞાન સંપાદન કરો. બ્રહ્મ અસંગ છે, અને કર્તા આ માયાકલ્પિત ઇશ્વર છે, એવું જ્ઞાન થવાથી જ મુક્તિ થાય છે એમ શ્રુતિ તથા સ્મૃતિ કહે છે. અને શ્રુતિ સ્મૃતિ પણ મારી આજ્ઞા છે એમ ઇશ્વરે કહેલું છે. આજ્ઞાથી ભીતિહેતુ જણાય છે, કેમકે શ્રુતિમાં કહ્યું છે કે " भीषास्मात् "–તેના ભયથી પવન વાય છે, સૂર્ય તપે છે, વગેરે. આથી જણાય છે કે ઇશ્વરની આજ્ઞાથી ભય પામીને આ બધા પોતપોતાના વ્યાપાર કરે છે. માટે ઇશ્વરની આજ્ઞાથી ઇશ્વર સર્વેશ્વર છે, એટલે અંતર્યામિત્વથી સર્વેશ્વરત્વ જૂદું છે, એમ જણાય છે. બહાર અને અંદર ઇશ્વર જ નિયામક છે એવી પણ શ્રુતિ છે. ( આ સર્વ વાત શ્રુતિના વચન ઉપર

જેને શ્રદ્ધા છે તેને માટે કહેલી છે, કેમકે શ્રુતિના અર્થ સંબંધી ઘણા વાદ હોવાથી તત્ત્વનો નિશ્ચય કરનાર મહાત્મા પુરૂષ શ્રુતિ નહીં ભણી શકનાર જીજ્ઞાસુઓને માટે શ્રુતિનો ખરો અર્થ કરી બતાવવા માગે છે. ) ( ૧૭૭-૧૮૧ ).

**ઇશ્વરનું જગદ્યોનિત્વઃ**—આ પ્રમાણે ઇશ્વરનું અંતર્યામિત્વ બતાવી હવે ઇશ્વરમાંથી જ જગત્ ઉત્પન્ન થયું છે—જગત્ ચિદાભાસવિશિષ્ટ માયાનું બનેલું છે—એમ બતાવે છે, અર્થાત્ આ ઇશ્વર જગત્‌ના કર્તા છે, અને ઇશ્વર જ પોતે જગત્ રૂપ થયા છે એમ કહે છે. ( ૧૮૨–૨૦૯ ).

जगद्योनिर्भवेदेष प्रभवाप्ययकृत्त्वतः ।
आविर्भावतिरोभावावुत्पत्तिप्रलयौ मतौ ॥ १८२ ॥

જગત્‌ની ઉત્પત્તિ અને પ્રલયના તે કર્તા હોવાથી ઇશ્વર જગદ્યોનિ કહેવાય છે. અને ઉત્પત્તિ અને પ્રલયનો અર્થ **આવિર્ભાવ** અને **તિરોભાવ** છે. જેમ સંકુચિત ચિત્રપટને પ્રસારવાથી ચિત્ર નજરે પડે છે, તેમ પોતાનામાં લય પામેલા જગત્‌ને પ્રાણીઓના કર્મ વશાત્ ઇશ્વર ખુલ્લું કરે છે ( आविर्भावति )-**કાંઇ નવું બનાવતા નથી.** ફરી પ્રાણીઓના પ્રારબ્ધ કર્મનો ક્ષય થતાં સકળ જગત્‌ને પોતામાં જ લય પમાડે છે ( तिरोभावयति ), જેવી રીતે ચિત્રપટને સંકુચિત કરી દેવાથી ચિત્રો અદશ્ય થઇ જાય છે. ( ૧૮૨–૧૮૪ ).

**ઉત્પત્તિનું સ્વરૂપ-આવિર્ભાવ તિરોભાવઃ**—આ આવિર્ભાવ અને તિરોભાવનું શું સ્વરૂપ છે તે નીચેનાં દૃષ્ટાન્તોથી સમજાવે છેઃ—

रात्रिघस्रौ सुप्तिबोधावुन्मीलननिमीलने ।
तूर्ष्णीभावमनोराज्ये इव सृष्टिलयाविमौ ॥ १८५ ॥

રાત્રિ અને દીવસ, સુષુપ્તિ અને જાગ્રત્ ( બોધ ), આંખનું મીંચાવું અને ઉઘડવું ( ઉન્મીલન ), તૃષ્ણીં ભાવ ( મનનું શાન્ત થવું ) અને મનોરાજ્ય ( મનના સંકલ્પ વિકલ્પનું ઉઠવું ), એના જેવો જગત્‌નો લય અને સૃષ્ટિ ( ઉત્પત્તિ ) સમજવી. એને જ આવિર્ભાવ તિરોભાવ સમજવા. એ જ કારણથી ઇશ્વરનું જગદ્યોનિપણું 'આરંભવાદથી નહીં', તેમજ તેના આકારનું પરિણામ થવાને

લીધે નહીં, પરંતુ **વિવર્તથી** છે. જો સૃષ્ટિનો કોઇ કાળે આરંભ થયેલો માનીશું તો ઇશ્વરનો પણ આરંભ માનવો પડશે, અને તેથી ઇશ્વરનું કારણ જે બ્રહ્મ તેનો પણ આરંભ માનવો પડશે. પરંતુ અદ્વિતીય બ્રહ્મનો આરંભ છે જ નહીં. માટે આ વિષયમાં **આરંભવાદ** ઘટતો નથી, કેમકે તે મતમાં અનેકમાંથી એક થાય છે; **પરિણામવાદ** પણ લાગતો નથી, કેમકે પરિણામવાદ તો જે વસ્તુ પોતાનું પ્રથમ રૂપ—આકાર—તજીને બીજો જ આકાર ધારણ કરે ત્યારે પરિણામ કહેવાય, જેમ દુધનું દહીં રૂપ થવું. પરંતુ પરિણામ તો અવયવ વાળા પદાર્થનો થાય છે, બ્રહ્મ તો નિરવયવ હોવાથી તેનો ઇશ્વર રૂપે પરિણામ, અને ઇશ્વરથી જગત રૂપે પરિણામ થઇ શકે નહીં. માટે **વિવર્તવાદ** કબુલ રાખવો જોઇશે, એટલે કે પોતાનું મૂળ રૂપ તજ્યા વિના તેમાં બીજી અવસ્થાનું ભાન થવું તે વિવર્ત કહેવાય છે, જેમ રજ્જુમાં સર્પ દેખાવો. ( ૧૮૫–૬ ).

શંકાઃ આ એક જ ઇશ્વર જડ અને ચેતન બંને પ્રકારના જગતનું ઉપદાન કેવી રીતે થઇ શકે ?

ઉત્તરઃ ઇશ્વર ઉપાધિ( માયા )ની પ્રાધાન્યતાથી જડનું કારણ, અને ચિદાભાસની પ્રાધ્યન્યતાને લીધે ચેતનનું કારણ થાય છે.

તમઃપ્રધાન—તમોગુણ પ્રધાન—માયાની ઉપાધિવાળો ઇશ્વર ભાગ શરીરાદિનું કારણ થાય છે, અને ચિત્પ્રધાન—રજોગુણ પ્રધાન—માયા ( અવિદ્યા )ની ઉપાધિ વાળા ચિદાભાસ રૂપી ઇશ્વરના અંશો જીવોનું કારણ થાય છે. અત્રે પણ જીવ અને કુટસ્થના અન્યોન્યાધ્યાસની પેઠે ઇશ્વર અને બ્રહ્મનો **અન્યોન્યાધ્યાસ** સમજવો. ( ૧૮૭–૧૯૨ ).

**અન્યોન્યાધ્યાસઃ**—અન્નલિપ્ત પટ જેમ ઘટ્ટિત થઇને એકતાને પામે છે, તેમ અન્યોન્યાધ્યાસ રૂપ ઇશ્વર પણ ભ્રાન્તિથી બ્રહ્મની સાથે એકતાને પામ્યા છે—એટલે કે બ્રહ્મની સત્યતાનું પોતાનામાં ( ચિદાભાસ રૂપમાં ) આરોપણ કરી પોતાને સત્ય માને છે—ઇશ્વરે માયાને પોતાની સાથે લઇને બ્રહ્મ સાથે એકતા માની છે. જેમ મેઘાકાશ અને મહાકાશનું જૂદાપણું પામર લોકો સમજી શકતા નથી, તેમ અવિવેકી લોકો ઇશ્વર અને બ્રહ્મનો ભેદ નહીં સમજતા બંનેની એકતા માને છે, અને સત્યાદિ લક્ષણ શુદ્ધ બ્રહ્મને જગતના સ્રષ્ટા માને છે. પરંતુ ઉપક્રમ, ઉપસંહાર, અભ્યાસ, અપૂર્વતાફલ, અર્થ-

વાદ, અને ઉપપત્તિ, એ છ પ્રકારનાં લક્ષણોથી શ્રુતિના તાત્પર્યનું અવલોકન કરવામાં આવે તો જણાશે કે બ્રહ્મ અસંગ છે, અને આ માયાવી મહેશ્વર (આનંદમય કોશ) સૃષ્ટિ રચે છે. (૧૯૩-૧૯૭).

**જગત્‌ની ઉત્પત્તિનો ક્રમ-ઇશ્વર (આનંદમય)નું હિરણ્યગર્ભ (સૂત્રાત્મા)રૂપ થવું:**—જેવી રીતે સુષુપ્તિ સ્વપ્ન રૂપ થાય છે, તેવી રીતે આ આનંદમય ઇશ્વર બહુ રૂપ થવાની ઇચ્છા કરીને **હિરણ્યગર્ભ (સુત્રાત્મા)**રૂપ થાય છે–એટલે પહેલા પ્રકરણના ૧૮ થી ૨૪ મા શ્લોકમાં કહેલાં પંચભૂતમાંથી ઉત્પન્ન થયેલાં સમષ્ટિ ઇંદ્રિય, પ્રાણ, અને અંતઃકરણના બનેલા સૂક્ષ્મદેહાભિમાની ઇશ્વર થયા. આનંદમય ઇશ્વરમાંથી જે પંચભૂત અને પંચભૂતમાંથી સૂક્ષ્મ ઇંદ્રિયાદિની ઉત્પત્તિ થઇ તે શ્રુતિમાં કહ્યા પ્રમાણે ક્રમે અને એકદમ થયેલી પણ જાણવી, જેવી રીતે કેટલીક વાર ક્રમે ક્રમે સ્વપ્ન થાય છે એટલે કે જાગ્રત્‌માંથી સ્વપ્ન અને સ્વપ્નમાંથી સુષુપ્તિ; અને કોઇ વાર જાગ્રત્‌માંથી એકદમ સુષુપ્તિ, અને સુષુપ્તિમાંથી સ્વપ્ન વિના એકદમ જાગ્રત્ અવસ્થા થવી તે; અને કોઇ વાર જાગ્રત્‌માંથી સ્વપ્ન, અને સ્વપ્નમાંથી (સુષુપ્તિ થયા વિના) જાગ્રત્. આ હિરણ્યગર્ભ, જેમ પટ મષી વગેરેથી લાંછિત થાય છે તેમ, સૂક્ષ્માકારોથી અંકિત થયેલું ઇશ્વર(આનંદમયનું)શરીર સમજવું. હિરણ્યગર્ભ (સૂત્રાત્મા ઇશ્વર) ઉપર કહેલા સમષ્ટિ સૂક્ષ્મ દેહ ધારી છે, સર્વ જીવોના સમષ્ટિ શરીર રૂપ છે, સર્વ વ્યષ્ટિઓ (જીવો)નાં લિંગદેહો વિશે અભિમાન ધરાવનાર છે, અને ઇચ્છા, ક્રિયા, જ્ઞાન, એ ત્રણ પ્રકારની શક્તિ વાળા છે. આ હિરણ્યગર્ભમાં જગત્‌ની પ્રતીતિ, જેમ પરોઢીએ અથવા સંધ્યાકાળે અથવા મન્દ અંધકારને વિશે લોક (જગત્) દેખાય છે તેવી રીતે, **અસ્પષ્ટ** દેખાય છે. વળી જેમ ચારે તરફ અંકુર પામેલું ઘાસ તથા અનાજના છોડ કોમળ દેખાય છે, તેવી જ રીતે જગત્‌નો આ અંકુર સૂક્ષ્મ દેખાય છે (૧૯૮-૨૦૩).

**ઇશ્વરનું વિરાટ્ સ્વરૂપ:**—આ હિરણ્યગર્ભ **વિરાટ્ (સ્થૂલ જગત્)**રૂપે વિવર્ત પામે છે. અને જેમ સૂર્યના તાપથી પ્રકાશિત લોક સ્પષ્ટ દેખાય છે, પટ બધા રંગ પૂર્યા પછી જેવો (**रंजित**) દેખાય છે, અથવા પાકેલું ધાન્ય જેમ દેખાય છે, તેમ પંચીકૃત ભૂતકાર્યની સ્થૂલ ઉપાધિ વાળું વિરાટ્ સ્વરૂપ **સ્પષ્ટ** શરીર વાળું દેખાય છે. ગીતાના "વિશ્વરૂપ" નામના ૧૧ મા અધ્યાયમાં તેમ

જ રૂદ્રીના " પૌરૂષ સૂક્ત" માં પણ બ્રહ્માથી સ્તંબ (ઘાસ ઉપર થતા ઘણા બારીક જંતુનું નામ ) પર્યંત તમામ પ્રાણિ માત્ર આ વિરાટ્ સ્વરૂપના અવયવો–અંશો–છે એમ બતાવ્યું છે. માટે તાત્પર્ય એ છે કે ઇશ્વર ( અંતર્યામી )–સૂત્રાત્મા–વિરાટ્; બ્રહ્મા–વિષ્ણુ–રૂદ્ર; ઈંદ્ર-વહ્નિ–આદિ દેવો; વિઘ્ન–ભૈરવ–મૈરાલ–મરિકા નામના સૂક્ષ્મ દેહવાળા દેવયોનિ; યક્ષ અને રાક્ષસો નામના સ્થૂલયોનિ; બ્રાહ્મણાદિ મનુષ્યોઃ પશુ, પક્ષી, ઝાડ, ધાન્ય, તૃણ, જલ, પાષાણ, મૃત્તિકા, કાષ્ઠ, વાસ્ય ( સુતારનો વાંસલો ), કુદ્દાલક ( કોદાળો ), વગેરે સર્વ પદાર્થો ( અંતર્યામીથી કુદ્દાલક સુધીના ) ઇશ્વરો જ છે–ઇશ્વર રૂપ જ છે, અને પ્રત્યેકને ઇશ્વર તરીકે જ પૂજવા જોઇએ. અને ઇશ્વર તરીકે પૂજવાથી તે તે ફળ આપનારા છે. ( ૨૦૪–૨૦૮ ).

**ઇશ્વરોપાસનાનું ફળઃ**–પરંતુ આ ફળ(ઇશ્વર સ્વરૂપે પૂજા કરવાનું ફળ ) સાંસારિક છે, કેમકે ઇશ્વર અને સંસાર બંને માયિક છે. જેવી જેવી વૃત્તિથી ઉપાસના કરવામાં આવે તેવું તેવું ફળ પ્રાપ્ત થાય છે. ફળની ન્યૂનાધિકતાનો આધાર પૂજ્ય અધિષ્ઠાનની અર્ચાદિ પૂજાના સાત્વિકાદિ ભેદ ઉપર છે. જેવી વૃત્તિથી પૂજા કરવામાં આવે તેવું–સાત્વિક, રાજસિક, કે તામસિક–ફલ મળે છે.( ૨૦૯).

## ૫. બ્રહ્મતત્ત્વનું અદ્વૈતપણું અને જીવઇશ્વરનું માયિકપણું. ૨૧૦-૨૪૧.

**મુક્તિનું સાધન બ્રહ્મજ્ઞાનઃ**–અહીં સુધી જીવ, ઇશ્વર, અને જગતની ઉત્પત્તિનું કારણ અને તેમનું સ્વરૂપ વર્ણવ્યું, અને ઇશ્વરોપાસનાનું ફળ શું તે બતાવ્યું. પરંતુ આ સંસારમાંથી મુક્તિ મળવાનું સાધન શું તેનો નિર્ણય કરવાની જે પ્રતિજ્ઞા ઉપરના શ્લોક ૧૧ માં ( तत्साक्षात्कारसिद्ध्यर्थं ) કરી છે તે હવે કહે છે.

**मुक्तिस्तु ब्रह्मतत्त्वस्य ज्ञानादेव न चान्यथा ।**
**स्वप्नबोधं विना नैव स्वस्वप्नो हीयते यथा ॥ २१० ॥**

જેમ પોતે ઉંઘમાંથી જાગ્યા વિના નિદ્રાએ કલ્પેલું સ્વપ્ન નિવૃત્ત થતું નથી, તેવી જ રીતે બ્રહ્મતત્ત્વના જ્ઞાન વિના પોતાના અજ્ઞાને કલ્પેલો પોતાનો સંસાર નિવૃત્ત થઇ શકતો જ નથી. અત્રે સંસારને પણ સ્વપ્ન તુલ્ય કહ્યોઃ

**अद्वितीयब्रह्मतत्त्वे स्वप्नोऽयमखिलं जगत् ।**
**ईशजीवादिरूपेण चेतनाचेतनात्मकम् ॥ २११ ॥**

ઇશ, જીવ વગેરે રૂપે રહેલું આ જડ અને ચેતન રૂપ સકળ જગત્ અદ્વિતીય બ્રહ્મતત્ત્વમાં સ્વપ્ન તુલ્ય છે; કેમકે સ્વનની પેઠે તે મિથ્યા છતાં તેને સત્ય માનીએ છીએ, તેથી તે સ્વપ્ન તુલ્ય છે. (૨૧૦-૧).

**જીવ ઈશનું કલ્પિતપણું**:-શંકાઃ બ્રહ્માભિન્ન ઇશજીવનો જગત્ની અંદર કેવી રીતે સમાવેશ થઇ શકે ?

ઉત્તરઃ જગત્ની પેઠે ઇશ જીવ બંને માયાકલ્પિત હોવાથી તેમનો સમાવેશ જગત્માં જ થાય છે.

આનન્દમય ઇશ્વર અને વિજ્ઞાનમય જીવ માયાકલ્પિત છે, (જડ ચેતનતા કલ્પિત છે). અને તે બન્નેએ થઇને સર્વ સૃષ્ટિની કલ્પના કરી છે. ઇક્ષણથી જીવ રૂપે પ્રવેશ સુધીની સૃષ્ટિ ઇશ્વરે કલ્પી છે, અને જાગ્રતથી મોક્ષ પર્યંત સંસાર જીવકલ્પિત છે. (૨૧૨-૩).

આમ છે છતાં જૂદા જૂદા વાદ-મત-વાળાઓ અસંગ અદ્વિતીય બ્રહ્મતત્ત્વને જાણતા નહીં હોવાથી જીવ અને ઇશ્વરના સ્વરૂપ સંબંધી વૃથા કલહ કરે છે. જેમકે તૃણાર્ચક(અગ્નિહોત્રી)થી યોગમત વાળા સુધીના વાદીઓ ઇશ્વરના સ્વરૂપ સંબંધી બ્રાન્તિમાં પડયા છે-કોઇ ઇશ્વિરને પુવિશેષ માને છે, કોઇ તેને વિભુ માને છે, કોઇ અસંગ માને છે, કોઇ જીવથી જૂદા માને છે; અને લોકાયત (દેહાત્મવાદીઓ)થી સાંખ્ય મત વાળાઓ જીવના સ્વરૂપ સંબંધી બ્રાન્તિમાં પડયા છે, કોઇ દેહને આત્મા માને છે, કોઇ ઇંદ્રિયને, વગેરે. પરંતુ જ્યાંસુધી તેઓ અદ્વિતીય બ્રહ્મતત્ત્વને જાણતા નથી ત્યાંસુધી તેમને મુક્તિ કે ઐહિક સુખ નથી. બ્રહ્મજ્ઞાન સિવાય બીજી વિદ્યાના બળથી ભલે તેમને ઉત્તમ (દેવાદિ) અને અધમ (પશ્વાદિ) ભાવ પ્રાપ્ત થાય. પરંતુ તેથી શું વળ્યું ? ઉત્તમાધમ ભાવ તો સ્વપ્નમાં પ્રાપ્ત થયેલા મિથ્યા રાજ્ય અને ભિક્ષાના જેવા છે. તેથી જેમ ઉંઘમાંથી જાગેલો (બુદ્ધ) પુરૂષ સ્વપ્નનો અનાદર કરે છે, તેમ મોક્ષની ઇચ્છા વાળાએ તો તે માયિક ઉત્તમાધમ ભાવનો અનાદર જ કરવો જોઇએ. માટે મુમુક્ષુ પુરૂષોએ તો જીવ અને ઇશ્વર સંબંધીના વાદવિવાદમાં નહીં પડતાં બ્રહ્મતત્ત્વનો જ વિચાર કરવો, અને તેને જ જાણવું. (૨૧૪-૨૧૯).

તે છતાં અત્રે જીવ અને ઇશના સ્વરૂપનું જે શોધન કરવામાં આવ્યું છે તે ફક્ત તે તે મતવાળાએ જે અનાદિ માયા(અવિદ્યા)-

ને લીધે ભ્રાન્ત થયેલા જીવ અને ઇશ્વરને એક બીજાથી જુદા મા-ન્યા છે તે માન્યતાનો નિષેધ કરવાને માટે કર્યું છે, નહીં કે તે વાદવિવાદમાં બુદ્ધિ પરિસમાપ્ત કરવાને માટે. તેટલા જ સારૂ ( तत्वं પદાર્થોનું શોધન કરવાનો ઉપાય બતાવતા સારૂ ) પૂર્વોક્ત " घटाकाशम ाकाशजलाकाशाभ्रखात्मकः " એ દૃષ્ટાન્ત આપેલું છે. આ પદાર્થ શોધનનો પ્રકાર નીચે પ્રમાણે છે:—

જેમ જલાકાશ અને મેઘાકાશ જલ અને મેઘની ઉપાધિને અધીન હોવાથી તેઓ વાસ્તવિક નથી, પરંતુ તેમના આધાર ( અધિષ્ઠાન ) ઘટાકાશ અને મહાકાશ તો ઉપાધિ રહિત સુનિર્મલ છે; તેવી જ રીતે આનન્દમય ઇશ્વર અને વિજ્ઞાનમય જીવ માયા અને અવિદ્યામાંથી ઉત્પન્ન થયેલી બુદ્ધિને વશ હોવાથી તેઓ પારમાર્થિક નહીં, પરંતુ માયિક છે. પરતુ તેમનાં અધિષ્ઠાન બ્રહ્મ અને કૂટસ્થ તો કોઈ પણ ઉપાધ રહિત શુદ્ધ સુનિર્મલ છે. આ મુખ્ય બાબતમાં જ વેદાન્તને સાંખ્ય અને યોગમતની સાથે વિરોધ છે. તેથી જો (૧) આત્મભેદ—જીવો અનેક છે, (૨) જગત્ સત્ય છે ( સાંખ્ય અને યોગ મતવાળા જગતને સત્ય માને છે ), અને ( ૩ ) ઈશ્વર તેથી જુદા છે, એ ત્રણ સિદ્ધાન્તો સાંખ્ય અને યોગ મતવાળા છોડી દે, તો સાંખ્ય, યોગ, અને વેદા-ન્તને બીજી બધી બાબતમાં સંમતિ છે. ( અત્રે એટલું ધ્યાનમાં રાખવાનું છે કે વેદાન્ત જો કે જીવ, ઇશ, અને જગત્નું જુદું જુ-દું વર્ણન આપે છે, અને તેથી જૂદા જૂદા અનેક જીવો, અને એક જીવોથી જૂદા તેમના નિયામક ઇશ્વર છે, એવો ભાસ થાય; પરંતુ તેવી ભુલ થાય નહીં તેની સાવચેતી રાખવાની છે; કેમકે જો કે વેદાન્તે જીવ, ઇશ્વર, અને જગતને તેવી દીતે વર્ણવ્યાં છે, પરંતુ જેવી રીતે સાંખ્ય અને યોગમતે તેમને એક બીજાથી તદ્દન જૂદી અને સત્ય વસ્તુઓ તરીકે માન્યાં છે, તેવી રીતે વેદાન્ત કહેતું નથી, પણ એ ત્રણે ( જીવ, ઇશ્વર, અને જગત્ ) એક જ માયા એ કલ્પેલા હોવાથી જુદા જુદા દેખાતા છતાં સ્વરૂપે એક જ માયાકલ્પિત ઇશ્વરના અવયવો હોવાથી જીવો અને જગત્ ઇશ્વર રૂપ જ છે. જેમ એક જ રસ ઝાડના થડ રૂપે, છાલ રૂપે ડાલ રૂપે, પાંખડાં રૂપે, પાંદડાં રૂપે, ફુલ રૂપે, અને છેવટ ફળ રૂપે થઇ જાય છે, છતાં થડથી ફળ સુધીના વિભાગો એક બીજાથી જુદા જુદા લાગે છે—એક રસ—એક ઝાડ—રૂપ છતાં જુદા જુદા

રૂપે દેખાય છે, તેવીજ રીતે જીવો અને જગત્ ઇશ્વર રૂપ જ છે. જુદાં નથી. પરંતુ જીવો અને જગત્ સહિત ઇશ્વર રૂપી ઝાડ માયાકલ્પિત હોવાથી-માયા અને તેનાં કાર્યની ઉપાધિને લીધે દેખાવાથી-તે કોઇ રીતે સત્ય નથી. સત્ય વસ્તુ તો એકલું અદ્વિતીય બ્રહ્મ જ છે. જેમ જલાકાશ અને મેઘાકાશ સત્ય નથી, પરંતુ તેમનો આધાર આકાશ (ઘટાકાશ અને મહાકાશ) જ એકલું સત્ય છે. આટલો સાંખ્ય અને યોગમત સાથે વેદાન્તનો ભેદ છે. ( ૨૨૦-૨૨૮ ).

**સાંખ્ય અને યોગમતનું ખંડનઃ**--જીવ ઈશનું કલ્પિતપણું બતાવી હવે જીવ, ઇશ, અને જગતને સત્ય માનનાર સાંખ્ય અને યોગમતની શંકાઓનું નિવારણ કરે છે. ( ૨૨૯-૨૩૯ ).

શંકા--જો જીવ પોતાના અસંગપણાના જ્ઞાનથી મુક્તિ મેળવી કૃતાર્થ થાય તેમ છે, તો અદ્વૈતબોધનું શું કામ છે ?

ઉત્તરઃ—અદ્વૈતજ્ઞાન વિના તે અસંગત્વનું જ્ઞાન થતું જ નથી, તેનું કારણ કે સાંખ્યો જીવ( આત્મા )ને અસંગ માનતા હોવા છતાં તેને ભોક્તા માનવાથી તે અસંગતા અનિત્ય છે. છતાં તે અનિત્ય અસંગતાને નિત્ય માનવાથી જો કૃતાર્થ થવાય, તો અનિત્ય સક્ ચંદન, વગેરે નિત્ય છે એટલા જ્ઞાન માત્રથી પણ તેઓ કૃતાર્થ થવા જોઇએ. પણ જેવી રીતે અનિત્ય સક્ આદિ પદાર્થોનું નિત્યત્વ સંપાદન કરવું અશકય છે; તેવી રીતે જ્યાંસુધી વિશેષ્ય અને વિશેષણ રૂપે ભાસમાન થતા ઇશ્વર અને જગત્ જીવે છે-કલ્પિત છતાં સત્ય માની લેવામાં આવશે, એટલે કે જ્યાંસુધી ઇશ્વર અને જગત્ મિથ્યા છે અને એક અદ્વૈત બ્રહ્મ સત્ય વસ્તુ છે, એવું જ્ઞાન થયું નથી, ત્યાંસુધી જીવને જગતનો સંબંધ રહેશે અને જીવનું નિત્ય અસંગત્વ પ્રાપ્ત થવાનું નથી; કારણ કે જ્યાંસુધી સાંખ્ય અને યોગમતની પેઠે જગત્ સત્ય છે એમ માનવામાં આવે, અને જગત્ ખરી રીતે સત્ય જ હોય, તો સાંખ્યો અને યોગોના કહેવા પ્રમાણે જે પ્રકૃતિમાંથી જગત્ ઉત્પન્ન થયું છે તે પ્રકૃતિ સત્ય વસ્તુ સિદ્ધ ઠરવાના કારણથી તે ( પ્રકૃતિ ) પહેલાંની માફક હમેશાં જીવને જગત્ સાથે સંગ ઉત્પન્ન કરશે જ; અને જ્યાં સુધી જીવને જગત્ સાથે સંગ રહેશે, ત્યાં સુધી નિયામક ઇશ્વર તેને બંધનમાં રાખશે જ. તો પછી જીવનો મોક્ષ જ કયાથી થશે ? માટે પ્રકૃતિ કે જગત્

કે ઈશ્વર સત્ય નથી. વળી જો એમ કહેતા હો કે બન્ધમોક્ષની વ્યવસ્થાની ખાતર પણ અનેક જીવો માનવા પડશે, તો કહીશું કે તેટલા માટે કંઈ અનેક જીવોની જરૂર નથી. તે વ્યવસ્થા તો એક આત્મા દ્વારા એકલી માયા કરવાને શક્તિમાન છે, કારણ કે માયાનો સ્વભાવ જ દુર્ઘટકારિત્વનો છે. માટે જેવી રીતે જીવને સંસારનો બંધ અવિદ્યાથી માની લેવામાં આવ્યો છે, વાસ્તવ નથી, તેવી જ રીતે મોક્ષ પણ વાસ્તવ નથી– બંધમોક્ષને શ્રુતિ બિલકુલ સાંખી શકતી નથી. માટે શ્રુતિ કહે છેઃ—

न निरोधो न चोत्पत्तिर्न बद्धो न च साधकः ।
न मुमुक्षुर्न वै मुक्त इत्येषा परमार्थता ॥२३५॥
मायाख्यायाः कामधेनोर्वत्सौ जीवेश्वरावुभौ ।
यथेच्छं पिबतां द्वैतं तत्त्वं त्वद्वैतमेव हि ॥२३६॥

આત્માનો નથી નાશ કે નથી ઉત્પત્તિ (દેહસંબંધ); નથી કોઈ બદ્ધ કે નથી કોઈ સાધક; નથી મુમુક્ષુ ( સાધનચતુષ્ટયસંપન્ન ) કે નથી મુક્ત ( જેની અવિદ્યા નિવૃત્ત થઈ હોય તે ); આ સર્વ વસ્તુતાએ છે જ નહીં. માટે જીવ અને ઈશ્વર રૂપી ભેદ માયામય છે. ભલે "માયા" નામની કામધેનુનાં જીવ ઈશ રૂપી બે વાછરડાં દ્વૈત રૂપી દુધ પીએ; પરંતુ તત્ત્વ તો અદ્વૈત જ છે. (૨૨૯–૨૩૬).

શંકાઃ—માનો કે જીવ ઈશ્વર માયિક હોવાથી તેમનો ભેદ મિથ્યા છે. પરંતુ જ્યારે તમે "કૂટસ્થ" અને "બ્રહ્મ" એ બંનેને પારમાર્થિક માનો છો, ત્યારે જે કૂટસ્થ અને બ્રહ્મ જીવ અને ઈશ્વર રૂપ દેખાય છે તે જીવ અને ઈશ્વરનો ભેદ પણ પારમાર્થિક કેમ નહિ માનવો ?

ઉત્તરઃ—કૂટસ્થ અને બ્રહ્મનો ભેદ તો નામ માત્રનો જ છે. તે બે જૂદા નહીં પણ એક જ છે, જેમ ઘટાકાશ અને મહાકાશને કદિ જૂદાં કરી શકાય નહીં, કેમકે તેઓ એકરૂપ છે. (૨૩૭).

આ પ્રમાણે જીવ અને ઈશ્વરના ભેદનું મિથ્યાપણું સિદ્ધ થવાનું ફળ એ છે કેઃ—

यदद्वैतं श्रुतं सृष्टेः प्राक्तदेवाद्य चोपरि ।
मुक्तावपि वृथा माया भ्रामयत्यखिलाञ्जनान् ॥२३७॥

જ્યારે ભેદ મિથ્યા છે, ત્યારે જે અદ્વૈત બ્રહ્મ સિદ્ધ થયું તે સૃષ્ટિના પહેલાં જેવું હતું તેવું જ આજે પણ છે, અને ભવિષ્યમાં અને મુક્તિ કાળે પણ તેવુંજ રહેશે–ત્રણે કાળમાં બાધ રહિત વાસ્તવ ભેદ રહિત **અદ્વૈત** છે, છતાં લોકો માયા–અવિદ્યા–ને લીધે તત્ત્વજ્ઞાન રહિત હોવાથી ભલે જીવ ઇશ્વરના ભેદનો અભિનિવેશ કરે. (૨૩૮).

શંકાઃ––જે પુરૂષો પ્રપંચ ( જગત્ )નું મિથ્યાત્વ અને તત્ત્વનું અદ્વિતીયત્વ વર્ણવે છે તેઓ પણ સંસારવાળા જોવામાં આવે છે. તો પછી તત્ત્વજ્ઞાનનું શું પ્રયોજન છે ?

ઉત્તરઃ—પ્રારબ્ધ કર્મ વશાત્ કેટલાકને વ્યવહાર લાગેલો જોવામાં આવે છે ખરો, પરંતુ પહેલાંની ( અજ્ઞાન દશાની ) પેઠે તેમને ભ્રાન્તિ રહી નથી, તેથી અવિદ્યા તેમને ભ્રમણ કરાવી શકતી નથી. (૨૩૯).

**જ્ઞાની અજ્ઞાનીનો નિશ્ચયઃ**—અજ્ઞાનીનો નિશ્ચય એવો છે કે ઐહિક અને આમુષ્મિક સર્વ સંસાર વાસ્તવ–સત્ય–છે, અને અદ્વૈત ભાસતું નથી, તેમ તે છે પણ નહીં, એવું તેઓ કહે છે. જ્ઞાનીનો નિશ્ચય તેથી ઉલટો જ છે, એટલે કે જ્ઞાનીનો નિશ્ચય એવો છે કે **પારમાર્થિક અદ્વૈત ભાસે** છે, અને સંસાર તો મિથ્યા છે. અને આ નિશ્ચય પ્રમાણે ફળ મળે છે, એટલે કે પોત પોતાના નિશ્ચય પ્રમાણે પોતાને બદ્ધ કે મુક્ત માને છે–અજ્ઞાની પોતાને બદ્ધ માને છે, જ્ઞાની મુક્ત માને છે, (૨૪૦-૧).

## ૬. અદ્વૈત બ્રહ્મની અપરોક્ષતા અને દ્વૈતનું અસત્ત્વ–મિથ્યાપણું. ( ૨૪૨—૨૫૮ ).

આ અદ્વૈત તત્ત્વ અપરોક્ષ ( પ્રત્યક્ષ ) છે, કેમકે તે ચિદ્રૂપે ભાસે છે, જેમકે ઘટ સ્ફુરે છે, પટ સ્ફુરે છે, એવી રીતનું સ્ફુરણ ઘટાદિમાં જોઇએ છીએ. જો એમ કહેતા હો કે દ્વૈત પણ ભાસે છે, તો કહીશું કે જો કે દ્વૈત ભાસે છે છતાં તેનો વાસ્તવિક રીતે તો અભાવ જ છે, તેથી તે વાસ્તવ અદ્વૈતનો નાશ કરી શકે તેમ નથી. માટે અદ્વૈત શેષ રહેવાથી ભાસશે જ. (૨૪૨–૨૪૫).

પ્રશ્નઃ—અદ્વૈતશેષ કેવી રીતે કાઢવું ?

ઉત્તરઃ જેની રચના કેવી રીતે થાય છે,તેનો ખ્યાલ લાવી શકાય નહીં એવું જે જગત્ તે માયામય–મિથ્યા–જ છે ( मा=નહીં, અને या=प्राप्ति–જેની પ્રાપ્તિ કરી શકાતી જ નથી તે माया ) એવો

નિશ્ચય કરવાથી વાસ્તવ અદ્વૈત જ શેષ રહે છે એમ જાણો. અને ફરી જો પૂર્વ વાસનાના બળથી દ્વૈતનું વસ્તુત્વ લાગે, તો ફરી ફરીને શ્રવણાદિ કરો. ( ૨૪૬—૭ ).

શંકાઃ જો આત્મજ્ઞાન વાળાના અનર્થ બધા નિવૃત્ત થતા હોય તો મને અદ્વૈત આત્મતત્ત્વનું અપરોક્ષ જ્ઞાન થયા છતાં પણ ક્ષુત્પિપાસા રૂપી અનર્થ દૂર થયા નથી. માટે આત્મજ્ઞાનથી અનર્થ દૂર થાય છે તે વાત સિદ્ધ થતી નથી ?

ઉતરઃ મત્ શબ્દનો વાચ્ય જે અહંકાર છે તેમાં ભલે ક્ષુત્પિપાસા દેખાતાં. પરંતુ ચિદાત્મામાં તે છે જ નહીં, કેમકે તે અસંગ છે. ( ૨૪૯ ).

શંકાઃ અચિન્ત્યરચનાલક્ષણ જે દ્વૈતમિથ્યાત્વ છે તે તમે વિચાર વડે યુક્તિથી સિદ્ધ કરો છો, અનુભવથી નહીં ?

ઉત્તરઃ તેમ નથી, અચિન્ત્યરચનાલક્ષણ મિથ્યાત્વના અનુભવનો સાક્ષી પોતે જ છે. ( ૨૫૨ ).

શંકાઃ જો અચિન્ત્યરચનાત્વ એ મિથ્યાત્વનું લક્ષણ કહેશો, તો ચિત્ પણ અચિન્ત્ય રચનાવાળું છે–તેની રચના કેવી રીતે થઇ તે આપણે જાણી શકતા નથી, માટે ચિત્ પણ મિથ્યા કહેવું પડશે ?

ઉત્તરઃ ભલે ચિત્ પણ અચિન્ત્યરચના હો ? અમે તેને સુ-ચિન્ત્યરચના કહેતા જ નથી, કેમકે ચિત્ તો નિત્ય છે અને જીવ કાલ્પનિક હોવાથી અનિત્ય છે, તેથી નિત્ય ચિત્–આપણાથી પહેલાં જેની હયાતી હોય તે–આપણાથી મોટા–ને નાનો અનિત્ય જીવ જાણી શકે નહીં. ( ૨૫૩ ).

શંકાઃ ચિતને નિત્ય વસ્તુ શાથી કહો છો ? અને દ્વૈતને મિથ્યા શાથી કહો છો ?

ઉત્તરઃ—" प्रागभावयुक्तत्वे सति अचिन्त्यरचनात्वं मिथ्यालक्षणम् ।–"–જેનો પ્રથમ અભાવ ( પ્રાગભાવ ) હતો, છતાં પછીથી થયેલી તેની રચના અચિન્ત્ય હોય તો તેને મિથ્યા કહેવાય–તેની રચના થઇ જ નથી, એમ જાણવું. આ નિયમ પ્રમાણે જેનો પ્રાગભાવ જોવામાં આવ્યો હોય તે વસ્તુ ( જગત્ ) અનિત્ય કહેવાય. પરંતુ ચિતનો પ્રાગભાવ કોઇના અનુભવવામાં આવ્યો નથી. માટે ચિત્ નિત્ય છે. પરંતુ દ્વૈતનો પ્રાગભાવ તો ચૈતન્ય ( ચિત્ )

અનુભવે છે. આ દ્વૈત પ્રાગભાવ વાળું હોવાથી ઘટની પેઠે નવીન રચાય છે, છતાં તેની રચના અચિન્ત્ય છે. માટે-રચ્યમાન છતાં તેની રચના અચિન્ત્ય હોવાથી-ઉપરના નિયમ પ્રમાણે દ્વૈત ઇંદ્રજાલના જેવું મિથ્યા છે. ( ૨૫૪-૫ ).

આ પ્રમાણે સિદ્ધ થાય છે કે ચિત્ **સ્વપ્રકાશ** હોવાથી નિત્ય અને અપરોક્ષ ભાસે છે, અને ચિત્‌થી અતિરિક્ત સર્વનું મિથ્યાપણું તે જ ચિત્ અનુભવે છે. છતાં અદ્વૈત અપરોક્ષ નથી એમ જે કહે છે તેને " वदतो व्याघातः " નો દોષ લાગે છે. આમ છતાં પણ કેટલાક વેદાન્તાર્થ જાણનાર પુરૂષોને પણ આ વાતમાં વિશ્વાસ આવતો નથી, કારણકે તેઓ બુદ્ધિના દોષને લીધે સમ્યક્ વિચાર રહિત હોવાથી શાસ્ત્રનો વિશેષ અર્થ જાણી શકતા નથી. ( ૨૫૬-૨૫૮ ).

## ૭. તત્ત્વજ્ઞાનનું ફળ.

## અધ્યાસનિવૃત્તિ, કામનિવૃત્તિ, અને અમૃતત્વ. (૨૫૯-૨૮૮).

આ પ્રમાણે જગત્‌નું તત્ત્વ જે આત્મા ( અદ્વૈત બ્રહ્મ ) તે સંબંધી વિચાર કરવાથી જે અદ્વૈત બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત થાય છે તે જ્ઞાનનું ફળ શ્રુતિમાં નીચે પ્રમાણે કહ્યું છેઃ—

यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि श्रिताः ।
अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्मसमश्नुते ॥

આ શ્રુતિનું વચન છે. તેમાં કહ્યા પ્રમાણે, તત્વજ્ઞાનથી અધ્યાસ દૂર થતાં મુમુક્ષુ(સાધનચતુષ્ટય સંપન્ન પુરૂષ) ના હૃદયમાં રહેલા અધ્યાસમૂલક કામો પણ નિવૃત્ત થાય છે, અને કામો નિવૃત્ત થતાં જ પૂર્વના દેહતાદાત્મ્યાધ્યાસથી મરણ શીલ પુરૂષ હવે તે અધ્યાસ નાશ પામવાથી અમૃત થાય છે, અને આ દેહમાં જ સત્યાદિ લક્ષણ બ્રહ્મને પ્રાપ્ત થાય છે. મુખ્યત્વે કરીને તત્ત્વજ્ઞાનનું આવું ફળ થાય છે જ, છતાં-તત્ત્વજ્ઞાન થયા છતાં-પણ કેટલાંક જ્ઞાનીને પ્રારબ્ધવશાત્ ઇચ્છાઓ રહે છે. તેથી જો કે તેનો વિદેહમુક્તિલાભ નષ્ટ થતો નથી-તે તો મળે છે જ. પરંતુ મરણ પર્યંત પ્રારબ્ધ દુઃખ રહેવાથી જીવન્મુક્ત પુરૂષની તૃપ્તિનું સુખ પ્રાપ્ત થતું નથી. તેટલા જ માટે આગળ કહેશે કે તત્ત્વજ્ઞાન પૂર્ણ રીતે થયા છતાં કેટલીક વાર કોઇ કોઇ જ્ઞાનીના વૈરાગ્ય અને ઉપરતિ( વ્યવ-

હારના ક્ષય )માં ખામી રહી જાય છે. આ સર્વ વાતનું હવે વર્ણન કરે છે. ( ૨૫૯–૨૮૯ ).

**ગ્રંથિભેદ**:–શ્રુતિમાં કામપ્રમોકનો અર્થ **હૃદયગ્રંથિભેદ–ગ્રંથિનું તૂટવું**–કર્યો છે,અને ગ્રંથિ એટલે અહંકાર અને ચિદાત્માનો તાદાત્મ્યાધ્યાસ થાય છે. તે અધ્યાસની નિવૃત્તિ તે ગ્રંથિભેદ કહેવાય છે. કામ ( ગ્રંથિ ) શબ્દનો અર્થ નીચે પ્રમાણે કર્યો છે:

સાધારણ ઇચ્છાને "**કામ**" કહેવાય નહિ. પરંતુ "ઇચ્છા-**વિશેષ**"ને "**કામ**" કહે છે. માટે કહ્યું છે કે અહંકાર અને ચિદાત્માને અવિવેકથી એક કરી "મને આ મળો, મને આ પ્રાપ્ત થાઓ", એવી વારંવાર ઇચ્છા થવી તેનું નામ "**કામ**" કહેવાય છે, અને તેને જ **હૃદયગ્રંથિ** કહે છે. આ ગ્રંથિઓ તુટી ગયા પછી અહંકારમાં ચિદાત્માનો પ્રવેશ નહીં કરતાં–અહંકારને જૂદો કર્યા પછી–ગમે તેટલી વસ્તુઓનો ઇચ્છા કરવાથી પણ કાંઇ બાધ આવતો નથી. ( ૨૯૦–૨૯૨ ).

ગ્રંથિભેદ થયાથી ઇચ્છા રહેતી નથી, છતાં પણ પ્રારબ્ધદોષથી કોઈ કોઇ જ્ઞાનીને તે થવાનો સંભવ રહે છે. ( ૨૯૩ )

જેમ દેહગત વ્યાધ્યાદિથી અહંકારના સાક્ષી આત્માને કોઇ બાધ નથી, કેમકે સાક્ષીને દેહ સાથે કોઈ સંબંધ છે જ નહીં, જેમ વૃક્ષાદિના જન્મ કે નાશથી પણ આકાશને કોઇ બાધ નથી, તેવી જ રીતે અધ્યાસની નિવૃત્તિ થતાં અહંકારગત ઇચ્છાદિથી સાક્ષીને કોઇ બાધ નથી. અધ્યાસની નિવૃત્તિ થતાં ઇચ્છાદિથી બાધ નથી, એટલું જ નહીં પરંતુ ગ્રંથિભેદ થયા પહેલાં પણ સાક્ષીને કામાદિ-નો બાધ નહોતો જ, કેમકે ચિદાત્મા અસંગ હોવાથી માયિક કા-માદિ તેને બાધ કરી શકતા જ નથી. માટે આવો જે બોધ (જ્ઞાન) એ જ **ગ્રંથિભેદ** છે. પરંતુ મૂઢ લોકો આ વાત જાણતા નથી એ જ ગ્રંથિ છે. માટે અજ્ઞાની અને જ્ઞાનીમાં ભેદ માત્ર ગ્રંથિ અને તેના ભેદનો જ છે, બીજો કોઇ નથી. ( ૨૯૫–૨૯૬ ).

જ્ઞાની પ્રવૃત્તિમાં હોય કે નિવૃત્તિ પ્રાપ્ત થયેલી હોય તોપણ જ્ઞાની અજ્ઞાનીનાં દેહ, ઇંદ્રિય, મન, અને બુદ્ધિમાં કાંઇ વૈષમ્ય નથી–બંનેના આહારાદિમાં કાંઈ ભેદ નથી. ભેદ માત્ર, જેમ વ્રાત્ય ( ખેડુત ) અને શ્રોત્રિયમાં વેદનો પાઠ કર્યાનો અને નહીં કર્યાનો ભેદ હોય છે તેમ, ગ્રંથિ અને તેના ભેદ ( તુટવું )નો જ ફક્ત છે. ( ૨૯૭–૨૯૮ ).

જ્ઞાનીને આહારાદિ તો જોઇએ છીએ જ, જેમ જડભરતાદિ નિવૃત્ત જેવા (ઉદાસીનવત્) રહેતા હતા, છતાં તેઓએ કાષ્ઠ પાષાણાદિની પેઠે આહારાદિ કદિ છોડ્યાં નહોતાં. પરંતુ જગત્‌ના પદાર્થોની સાથે સંગ થવાના ભયથી ઉદાસીન જેવા રહેતા હતા. કારણ કે:—

**सङ्गी हि बाध्यते लोके निःसङ्गः सुखमश्नुते ।**
**तेन सङ्गः परित्याज्यः सर्वदा सुखमिच्छता ॥ २७४ ॥**

સંસારમાં સંગ (આસક્તિ) વાળા માણુસ જ બંધાય છે, અને નિઃસંગ પુરૂષ સુખી થાય છે. માટે સુખ ઇચ્છનાર માણુસે હમેશાં સંગનો ત્યાગ કરવો, એ સિદ્ધાંત છે. (૨૬૭–૨૭૪).

**વૈરાગ્ય, બોધ, ઉપરમ:**—હવે સંગ શા માટે તજવો જોઇએ, અને તત્ત્વજ્ઞાન થયા છતાં જ્ઞાનીના વૈરાગ્યાદિમાં કોઇ કોઇ વાર શાથી દોષ રહી જાય છે, તે સંબંધી શાસ્ત્રના સિદ્ધાંતનું રહસ્ય અજ્ઞાની નહીં સમજતો હોવાથી જ્ઞાનીના ઉપર ગમે તેવા આક્ષેપ કરે છે, પરંતુ તે સંબંધી શાસ્ત્રનો સિદ્ધાંત શો છે તે કહે છે. (૨૭૫–૨૮૮).

**વૈરાગ્ય, બોધ (જ્ઞાન),** અને ઉપરમ એક બીજાને સહાય કરનાર હોઇ મુખ્યત્વે કરીને સાથે રહે છે. પરંતુ કોઇ કોઇ ઠેકાણે (કોઈ કોઈ તત્ત્વવેત્તામાં) તેનો વિયોગ જોવામાં આવે છે. પરંતુ આ ત્રણમાં બોધ પ્રધાન છે, કેમકે તે સાક્ષાત્ મોક્ષ આપનાર છે. બીજા બે–વૈરાગ્ય અને ઉપરમ–તત્ત્વબોધ મેળવવામાં મદદ કરનાર છે. હવે કોઈનામાં તત્ત્વજ્ઞાન પૂર્ણ હોય, તો વૈરાગ્ય અને ઉપરમ પૂર્ણ ન હોય. વૈરાગ્ય અને ઉપરમ પૂર્ણપણે હોય તો જ્ઞાન (બોધ) પૂર્ણ ન હોય. તેનું કારણ દુરિત (પાપ) છે. કોઇ જ્ઞાનીમાં વૈરાગ્ય, જ્ઞાન, અને ઉપરમ અત્યન્ત પકવ જોવામાં આવે તો તે મહાન્ તપનું ફળ છે એમ જાણવું. કોઈ કોઇ જ્ઞાનીને કંઈ કંઇ જાતના દુરિતને લીધે વૈરાગ્યમાં અથવા જ્ઞાનમાં અથવા ઉપરમમાં પ્રતિબંધ જોવામાં આવે છે. તેનુ પરિણામ એ છે કે જો જ્ઞાન થવામાં પ્રતિબંધ રહેલો હોય તો તે પ્રતિબંધ દૂર થતા સુધી જ્ઞાન નહીં થવાને લીધે મુક્તિ મળવાની નથી, જો કે વૈરાગ્ય અને ઉપરમ સંપૂર્ણ હોય તો પુણ્યલોકની પ્રાપ્તિ થાય છે. પરંતુ વૈરાગ્ય અને ઉપરમમાં પૂર્ણતા ન હોય, તોપણુ જો જ્ઞાનનું પ્રતિબંધક

કોઇ પાપ નહીં હોવાથી તત્ત્વજ્ઞાન થયું હોય તો મોક્ષ ( **વિદેહ-મોક્ષ** ) તો નક્કી થશે. પરંતુ વૈરાગ્યાદિમાં ખામી હોવાથી મનને વિક્ષેપ થવાથી પ્રારબ્ધકર્મનું દુઃખ ભોગવવું પડશે, અને તેથી જીવ-ન્મુક્તિનું સુખ મળશે નહીં. જેમકે વ્યાસ, જનક, યાજ્ઞવલ્કય, વગેરે જ્ઞાની અને વૈરાગ્યવાન્ છતાં ઉપરમમાં ખામી હોવાથી તેમને પ્રવૃત્તિમાં રહેવું પડેલું; અને વામદેવ, શુકદેવ, જડભરત, વગેરે જ્ઞાની છતાં નિવૃત્તિમાં હતા. જીવન્મુક્ત પુરૂષને વિદેહમુક્તિ તો છે જ. પરંતુ વૈરાગ્ય, બોધ, અને ઉપરમ સંપૂર્ણ હોવાથી વધારામાં જીવના સુધી જીવન્મુક્તિનું સુખ પણ પ્રાપ્ત કરે છે.

માટે વૈરાગ્ય, બોધ અને ઉપરમ પૂર્ણ રીતે કયારે પ્રાપ્ત થયા કહેવાય તે જાણવા સારૂ તે ત્રણેના **હેતુ, સ્વરૂપ** અને **કાર્ય** તથા તેમની **અવધિ** ( ઉંચામાં ઉંચી ટોચ ) જાણવી જોઇએ. ( ૨૭૬-૭ ).

**વૈરાગ્યાદિના હેતુ, સ્વરૂપ, અને કાર્યઃ**—પ્રથમ તે ત્રણેના હેતુ, સ્વરૂપ, અને કાર્ય નીચે મુજબ કહે છેઃ

વૈરાગ્ય ઉત્પન્ન થવાનો હેતુ-કારણ-પદાર્થોને વિશે **દોષદૃષ્ટિ** થવી તે છે; વૈરાગ્ય પ્રાપ્ત થતાં વૈરાગ્યનું સ્વરૂપ " **જીહાસા** " છે એટલે કે વૈરાગ્યનો અર્થ જ જીહાસા-તજવાની ઇચ્છા-છે; અને વૈરાગ્ય પ્રાપ્ત થતાં વૈરાગ્યનું કાર્ય-પરિણામ-એ થાય છે કે તેથી ભોગ ભોગવવાની ખાતર માણસને જે **દીનતા** રાખવી પડે છે તે દીનતા ફરી રહેતી નથી. ( ૨૭૮ ).

તે જ પ્રમાણે બોધ પ્રાપ્ત કરવામાં હેતુ-કારણ-સાધન-તરીકે **શ્રવણ, મનન,** અને **નિદિધ્યાસન** છે; બોધનું સ્વરૂપ **તત્વ-મિથ્યાવિવેચન**-તત્ત્વ વસ્તુ અને મિથ્યા દ્વૈતનો વિવેક ઉત્પન્ન થવો-તે છે; અને જ્ઞાન પ્રાપ્ત થવાના પરિણામ-ફળ-કાર્ય તરીકે ફરીથી ગ્રંથિનો ઉદય ન થવો તે છે. (૨૭૯).

હવે વૈરાગ્ય ઉત્પન્ન થયા પછી તત્ત્વજ્ઞાન થતા સુધી ઉપરમની જરૂર છે, તેમજ તત્ત્વજ્ઞાન થતાં જ્ઞાનીને કાંઇ કરવાનું રહેતું નથી. તેથી તેમને સ્વભાવિક રીતે ઉપરમ-ઉપરતિ-ઉત્પન્ન થાય છે. ઉપરમ થવામાં હેતુ તરીકે **યમ, નિયમ,** વગેરે છે; ઉપરમનું સ્વરૂપ **ધીનિરોધ—ચિત્તવૃત્તિનિરોધ રૂપી** યોગ-છે; અને ઉપરમ પ્રાપ્ત થયાનું ફળ-કાર્ય-સર્વ જાતના **વ્યવહારનો સંક્ષય** એટલે શરીર, ઇંદ્રિયો, અને મનના દરેક વ્યવહારનો સંપૂર્ણ રીતે લય થવો તે છે. ( ૨૮૦ ).

વૈરાગ્ય અને ઉપરમમાં ફેર એટલો છે કે **વૈરાગ્ય=જિહાસા=તજવાની ઇચ્છા;** આ જિહાસા એક જાતની ઇચ્છા હોવાથી વૈરાગ્યમાં મન તો રહે છે. પરંતુ **ઉપરમ=ધીનિરોધ=બુદ્ધિનો નિરોધ (નાશ),** એટલે ઉપરમમાં મન રહેતું નથી, મનનો લય થાય છે. એટલો ફેર છે.

**વૈરાગ્યાદિની અવધિ:**—હવે વૈરાગ્ય, બોધ, અને ઉપરમની અવધિ કહે છે:

વૈરાગ્યની અવધિ-ઉંચામાં ઉંચી સીમા-બ્રહ્મલોકને પણ તૃણવત્ ગણી તેની ઉપેક્ષા કરી નિષ્કામ વૃત્તિથી પરમાત્મ વસ્તુમાં મળી જવાની ઇચ્છા કરવી તે છે. માણસ સકામ વૃત્તિથી મોટામાં મોટા લાભની ઇચ્છા કરે તો તે બ્રહ્મલોકની પ્રાપ્તિ છે, કે જ્યાં સાંસારિક સુખદુઃખની છાયા પણ નથી, અને જ્યાં પુનર્જન્મનું દુઃખ પ્રાપ્ત કર્યા વિના બ્રહ્માની સાથે કલ્પ પર્યંત રહી ત્યાંનું ઉત્તમ સુખ ભોગવે છે અને ત્યાં બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરી બ્રહ્માની સાથે મુક્ત થાય છે. છતાં આ જન્મમાં જ તત્વજ્ઞાન પ્રાપ્ત કરવાની દઢ ઇચ્છાથી તૃણની પેઠે બ્રહ્મલોકના સુખની પણ ઉપેક્ષા કરવી તે **વૈરાગ્યની અવધિ** છે. ( ૨૮૫ ).

જેવી રીતે અજ્ઞાન દશામાં પોતાના દેહને આત્મા તરીકે દઢતા પૂર્વક માની લેવામાં આવ્યો છે, તેવી જ રીતે જ્ઞાન દશામાં પરાત્મા—પરમાત્મા—માં આત્મજ્ઞાનની દઢતા થવી તે **બોધની અવધિ** છે. ( ૨૮૫ ).

અને સુષુપ્તિમાં જગતની જેવી વિસ્મૃતિ થાય છે તેવી વિસ્મૃતિ જાગ્રત્માં થવી તે ઉપરમની અવધિ છે. ( ૨૮૬ ).

આ ધોરણ પ્રમાણે દરેક માણસે દરેકના વૈરાગ્ય, બોધ અને ઉપરમની તારતમ્યતા—ન્યૂનાધિકતા-સમજી લેવી. (૨૮૬).

શંકા:—તત્વજ્ઞાનીને પણ જ્યારે રાગાદિ જોવામાં આવે, ત્યારે તો જ્ઞાન પણ મુક્તિનો હેતુ છે એમ નિશ્ચય કરવો શક્ય નથી ?

ઉત્તર:—જ્ઞાનીને જેમ પ્રારબ્ધ વશાત્ વ્યાધિ વગેરે સ્થૂલ શરીરના દોષ પ્રાપ્ત થાય છે છતાં તેથી તેમના તત્ત્વજ્ઞાનમાં ખામી ગણાય નહીં, તેવી જ રીતે ( વ્યાધિ વગેરેની પેઠે ) તત્ત્વજ્ઞાનીને પ્રારબ્ધ વશાત્ રાગાદિ હોય તો તેથી તે ( રાગાદિ ) તત્ત્વજ્ઞાન, ફળ જે મુક્તિ, તે મેળવવામાં પ્રતિબંધક થઇ શકતા નથી. માટે પંડિતોએ

શાસ્ત્રાર્થમાં શંકા (ભ્રાન્તિ) કરવી નહીં. પરંતુ એટલું જ સમજી રાખવું કે, પોતપોતાના પ્રારબ્ધ કર્મ અનુસાર દરેક જ્ઞાની ભલે યથા તથા વર્તતા હોય. પરંતુ સર્વ તત્વજ્ઞાનીઓને ( રાગી કે રાગ રહિતને ) **अहं ब्रह्मास्मि** એવું એક જ પ્રકારનું જ્ઞાન થાય છે–જ્ઞાનમાં કાંઇ ફેર પડતો નથી. તેમજ તેમની મુક્તિ ( **વિદેહમુક્તિ** )–અનિર્વચનીય બ્રહ્મ રૂપે અવસ્થાન–પણ એક સરખું જ છે. (૨૮૮).

## ૮. આ પ્રકરણનું સંક્ષિપ્ત તાત્પર્ય. ૨૮૯.

ટુંકામાં આ પ્રકરણનું સંક્ષિપ્ત તાત્પર્ય નીચે પ્રમાણે છેઃ

**जगच्चित्रं स्वचैतन्ये पटे चित्रमिवार्पितम् ।**
**मायया तदुपेक्ष्यैव चैतन्यं परिशेष्यताम् ॥२८९॥**

જેમ પટને વિશે ચિત્ર દોરેલું છે છતાં પટને તેથી કંઇ હાનિ નથી, તેવીજ રીતે પોતાના ચૈતન્ય ( કૂટસ્થ અને બ્રહ્મ )ને વિશે માયાએ જગત્ રૂપી ચિત્ર ચિતરેલું છે, છતાં તેથી કરીને ચૈતન્યમાં કાંઇ વિકાર થયેલો નથી, તે તો હતું તેવું ને તેવું જ છે–જડ કે ચેતન જગત્ રૂપે વિકાર પામ્યું જ નથી. માટે રસ્તામાં પડેલા તૃણની પેઠે તે જગત્ રૂપી ચિત્રની ઉપેક્ષા કરી શેષ રહેતા ચૈતન્યને જાણો. ( ૨૯૦ ).

## ૯ ગ્રંથાભ્યાસનું ફળ. ૨૯૦.

**चित्रदीपमिमं नित्यं येऽनुसंदधते बुधाः ।**
**पश्यन्तोऽपि जगच्चित्रं ते मुह्यन्ति न पूर्ववत् ॥ २९० ॥**

આ ચિત્રદીપ પ્રકરણનું જે બુદ્ધિમાન પુરૂષો હમેશાં મનન કરે છે, તે જગચ્ચિત્રને જોતા છતાં પ્રથમની પેઠે ( અજ્ઞાન દશાની પેઠે ) મોહ પામતા નથી. ( ૨૯૦ ).

છઠ્ઠું પ્રકરણ સમાપ્ત.

# तृप्तिदीपप्रकरणम् ॥ ७ ॥

## મૂલાર્થ.

## તૃપ્તિદીપ.

### ૧. પ્રકરણનો હેતુ શ્લો. ૧—૨.

आत्मानं चेद्विजानीयादयमस्मीति पूरुषः ।
किमिच्छन्कस्य कामाय शरीरमनुसंज्वरेत् ॥ १ ॥
अस्याः श्रुतेरभिप्रायः सम्यगत्र विचार्यते ।
जीवन्मुक्तस्य या तृप्तिः सा तेन विशदायते ॥ २ ॥

"આ બ્રહ્મ હું છું" એમ અપરોક્ષ રીતે જો પુરૂષ પોતાને જાણે–જીવ પોતે બ્રહ્મ રૂપ છે એવો જો સાક્ષાત્કાર કરે, તો કયા ભોગ્યપદાર્થની ઇચ્છા કરીને અને કયા ભોક્તાને માટે તે શરીરોને કષ્ટ થતાં પોતાને કષ્ટ આપે? ના જ આપે. (૧). આ શ્રુતિનો અભિપ્રાય આ પ્રકરણમાં સારી રીતે વિચારવામાં આવે છે, જેથી જીવન્મુક્તની જે તૃપ્તિ છે તે સ્પષ્ટ થાય. (૨).

ઉપરની શ્રુતિની પહેલી લીટીમાં કહેલા અપરોક્ષ જ્ઞાનનો અર્થ પ્રથમ શ્લો. ૩ થી ૧૩૫ માં બતાવે છે.

### ૨. પૂરુષ પદનો અર્થ. ૩–૬.

मायाभासेन जीवेशौ करोतीति श्रुतत्वतः ।
कल्पितावेव जीवेशौ ताभ्यां सर्वं प्रकल्पितम् ॥ ३ ॥
ईक्षणादिप्रवेशान्ता सृष्टिरीशेन कल्पिता ।
जाग्रदादिविमोक्षान्तः संसारो जीवकल्पितः ॥ ४ ॥

માયા ચિદાભાસ વડે જીવ અને ઇશ્વરને રચે છે એમ શ્રુતિમાં કહેલું છે તેથી જીવ અને ઇશ્વર કલ્પિત જ છે. આ કલ્પિત જીવ અને ઇશ્વરે સર્વ સૃષ્ટિને કલ્પી છે. (૩). 'ઇક્ષણ'થી "પ્રવેશ"

પર્યંતની સૃષ્ટિ ( ચોથા પ્રકરણના શ્લો. ૨-૧૩ માં કહેલી ) ઈશ્વરે કલ્પી છે, અને જાગ્રતથી મોક્ષ પર્યંત સંસાર ( ચોથા પ્રકરણના શ્લોક ૧૮-૩૧ માં કહેલો ) જીવે કલ્પેલો છે. ( ૪ ).

भ्रमाधिष्ठानभूतात्मा कूटस्थासङ्गचिद्वपुः ।
अन्योन्याध्यासतोऽसङ्गधीस्थजीवोऽत्र पूरुषः ॥ ५ ॥
साधिष्ठानो विमोक्षादौ जीवोऽधिक्रियते न तु ।
केवलो निरधिष्ठानविभ्रान्तेः क्वाप्यसिद्धितः ॥ ६ ॥

ઉપર ( શ્લોક ૧ માં ) કહેલી શ્રુતિમાં જે **પૂરુષ** પદ છે તેનો અર્થ કહે છે: દેહેન્દ્રિયાદિ ભ્રમના અધિષ્ઠાન રૂપે રહેલા કૂટસ્થ અસંગ ચિદ્રૂપ પરમાત્મા અન્યોન્યાધ્યાસ-તાદાત્મ્યાધ્યાસ-ને લીધે અસંગ-વાસ્તવ સંબંધ રહિત-બુદ્ધિમાં જે જીવભાવને પ્રાપ્ત થયા છે તે જીવભાવને આ શ્રુતિમાં " **પૂરુષ** " કહે છે. ( ૫ ). અધિષ્ઠાન ચૈતન્ય સહિત જીવ ( ચિદાભાસ ) બંધ મોક્ષનો અધિકારી થાય છે, અધિષ્ઠાન રહિત એકલો ચિદાભાસ નહીં; કારણ કે અધિષ્ઠાન વિનાની ભ્રાન્તિ કોઈ પણ ઠેકાણે સંભવતી નથી. ( ૬ ).

### ૩ " अहमस्मि " એ પદનો અર્થ. ૭-૧૮.

अधिष्ठानांशसंयुक्तं भ्रमांशमवलम्बते ।
यदा तदाहं संसारीत्येवं जीवोऽभिमन्यते ॥ ७ ॥
भ्रमांशस्य तिरस्कारादधिष्ठानप्रधानता ।
यदा तदा चिदात्माहमसङ्गोऽस्मीति बुध्यते ॥ ८ ॥

જ્યારે આ જીવ અધિષ્ઠાન સહિત **ભ્રમાંશને** ( એ દેહ સહિત ચિદાભાસને ) પોતાના સ્વરૂપ તરીકે માને છે, ત્યારે " હું સંસારી છું " એમ તે માને છે. ( ૭ ). પરંતુ જ્યારે આ ભ્રમાંશનો તિરસ્કાર કરીને-મિથ્યાત્વ જ્ઞાનથી અનાદર કરીને-**અધિષ્ઠાન ચૈતન્યને** પોતાના સ્વરૂપ તરીકે માને છે, ત્યારે " હું ચિદાત્મા છું ", " હું અસંગ છું ", એમ તે જાણે છે. ( ૮ ).

नासङ्गेऽहंकृतिर्युक्ता कथमस्मीति चेच्छृणु ।
एको मुख्यो द्वावमुख्यावित्यर्थस्त्रिविधोऽहमः ॥ ९ ॥

अन्योन्याध्यासरूपेण कूटस्थाभासयोर्वपुः ।
एकीभूय भवेन्मुख्यस्तत्र मूढः प्रयुज्यते ॥ १० ॥
पृथगाभासकूटस्थावमुख्यौ तत्र तत्त्ववित् ।
पर्यायेण प्रयुङ्क्तेऽहंशब्दं लोके च वैदिके ॥ ११ ॥
लौकिकव्यवहारेऽहं गच्छामीत्यादिके बुधः ।
विविच्यैव चिदाभासं कूटस्थात्तं विवक्षति ॥ १२ ॥
असङ्गोऽहं चिदात्माहमिति शास्त्रीयदृष्टितः ।
अहंशब्दं प्रयुङ्क्तेऽयं कूटस्थे केवले बुधः ॥ १३ ॥

જો એમ કહેતા હો કે અસંગ આત્માને વિશે અહંકાર–"અહં" બુદ્ધિ–યોગ્ય નથી, તો "હું છું" એમ કેવી રીતે કહી શકે ? તો તેને ઉત્તર સાંભળો. "अहम्" શબ્દના ત્રણ અર્થ છે–એક મુખ્ય અર્થ અને બે અમુખ્ય અર્થ (૯). અન્યોન્યાધ્યાસથી કૂટસ્થ અને ચિદાભાસનું એક સ્વરૂપ થઇને "अहम्"નો મુખ્ય અર્થ થાય છે. અને તે અર્થમાં મૂઢ પુરુષો "अहम्" કહે છે. (૧૦). ચિદાભાસ અને કૂટસ્થને જૂદા જૂદા લેતાં अहम्ના બે અમુખ્ય અર્થ થાય છે, કારણ કે તત્ત્વવેત્તા ચિદાભાસ અને કૂટસ્થને વિશે अहं શબ્દ લૌકિક કે વૈદિક વ્યવહારમાં અનુક્રમે યોજે છે. (૧૧). "હું જાઉં છું" એવા લૌકિક વ્યવહારમાં જ્ઞાની કૂટસ્થથી ચિદાભાસને જૂદો પાડીને તે (ચિદાભાસ)ને કહેવાની ઇચ્છા કરે છે. (૧૨). અને "હું અસંગ છું, ચિદાત્મા છું" એ પ્રમાણે શાસ્ત્રીય દૃષ્ટિથી જ્ઞાની ફક્ત કૂટસ્થને વિષે "अहं" કહે છે. (૧૩).

ज्ञानिताज्ञानिते त्वात्माभासस्यैव न चात्मनः ।
तथा च कथमाभासः कूटस्थोऽस्मीति बुध्यताम् ॥ १४ ॥
नायं दोषश्चिदाभासः कूटस्थैकस्वभाववान् ।
आभासत्वस्य मिथ्यात्वात्कूटस्थत्वावशेषणात् ॥१५॥
कूटस्थोऽस्मीति बोधोऽपि मिथ्या चेन्नेति को वदेत् ।
नहि सत्यतयाभीष्टं रज्जुसर्पविसर्पणम् ॥ १६ ॥
तादृशेनापि बोधेन संसारो हि निवर्तते ।
यक्षानुरूपो हि बलिरित्याहुर्लौकिका जनाः ॥ १७ ॥

तस्मादाभासपुरुषः सकूटस्थो विविच्य तम् ।
कूटस्थोऽस्मीति विज्ञातुमर्हतीत्यभ्यधाच्छ्रुतिः ॥ १८ ॥

શંકા:—જ્ઞાનિપણું અને અજ્ઞાનિપણું એ ચિદાભાસનું છે, આત્માનું નથી. તેમ હોવાથી ચિદાભાસ "હું કૂટસ્થ છું" એવું કેવી રીતે જાણી શકે ? (૧૪). ઉત્તર:—આ દોષ આવે તેમ નથી, કારણ કે **ચિદાભાસ કૂટસ્થ સ્વરૂપ જ છે, કૂટસ્થથી અન્ય નથી, અને આભાસપણું તો મિથ્યા છે. તેથી કૂટસ્થપણું શેષ રહે છે.** (૧૫). જો એમ કહેતા હો કે "હું કૂટસ્થ છું" એવું જ્ઞાન પણ મિથ્યા છે. તો ના કોણ કહે છે ? ( અમે તો કૂટસ્થ સ્વરૂપથી અતિરિક્ત સર્વ પદાર્થને મિથ્યા કહીએ છીએ. ) જેમ રજ્જુમાં દેખાતા સર્પની દેખાતી ગતિ સત્યતાએ–વાસ્તવિક રીતે–અંગીકાર કરી શકાય તેમ નથી, તેમ "મને જ્ઞાન થયું" એ વાત પણ મિથ્યા છે. (૧૬). છતાં તેવા મિથ્યા જ્ઞાનથી–નિવર્ત્ય સંસાર પણ મિથ્યા હોવાને લીધે તેવા મિથ્યા જ્ઞાનથી–પણ સંસારની નિવૃત્તિ થાય છે, ( જેમ સ્વપ્નના મિથ્યા વાઘને જોઇને નિદ્રા નિવૃત્ત થાય છે ). લૌકિક માણસો પણ કહે છે કે જેવો યક્ષ હોય તેવો બલિ આપવો જોઇએ. ( છાણના દેવને કપાશીઆની આંખો ). (૧૭). માટે કૂટસ્થ સહિત ચિદાભાસ રૂપી પુરૂષ કૂટસ્થનો વિવેક કરીને "હું કૂટસ્થ છું" એમ જાણવાને યોગ્ય છે એમ શ્રુતિએ કહ્યું છે. (૧૮).

### ૪. "आत्मानं चेद्विजानीयादयम्" નો અર્થ. ૧૯–૯૬.

#### "अयं" પદનો અર્થ.

असंदिग्धाविपर्यस्तबोधो देहात्मनीक्ष्यते ।
तद्वदत्रेति निर्णेतुमयमित्यभिधीयते ॥ १९ ॥
देहात्मज्ञानवज्ज्ञानं देहात्मज्ञानबाधकम् ।
आत्मन्येव भवेद्यस्य स नेच्छन्नपि मुच्यते ॥ २० ॥
अयमित्यपरोक्षत्वमुच्यते चेत्तदुच्यताम् ।
स्वयंप्रकाशचैतन्यमपरोक्षं सदा यतः ॥ २१ ॥

દેહ રૂપી આત્માને વિશે જેમ "હું આ રહ્યો" એવું સંદેહ અને વિપર્યય રહિત જ્ઞાન થાય છે, તેવું જ જ્ઞાન મુક્તિને માટે

આત્માના સંબંધમાં થવું જોઇએ. એવો નિર્ણય કરવાને શ્રુતિએ “ अयं ” પદનો ઉપયોગ કર્યો છે. (૧૯) દેહ રૂપી આત્માનું જેવું (પ્રત્યક્ષ) જ્ઞાન છે તેવું, છતાં દેહને આત્મા માનવા રૂપી જ્ઞાનનો બાધ કરનારૂં, જ્ઞાન આત્મા વિશે જેને થાય તેની ઇચ્છા ન હોય તો પણ તે મુક્ત થાય છે. (૨૦). “ अयं ” એ પદથી આત્માનું અપરોક્ષત્વ કહેવાય, એમ જો કહેતા હો તો ભલે તેમ કહો, કેમકે **સ્વયંપ્રકાશ** ચૈતન્ય હમેશાં **અપરોક્ષ--પ્રત્યક્ષ**--જ છે. (૨૧).

परोक्षमपरोक्षं च ज्ञानमज्ञानमित्यदः ।
नित्यापरोक्षरूपेऽपि द्वयं स्याद्दशमे यथा ॥ २२ ॥
नवसंख्याहृतज्ञानो दशमो विभ्रमात्तदा ।
न वेत्ति दशमोऽस्मीति वीक्षमाणोऽपि तान्नव ॥ २३ ॥
न भाति नास्ति दशम इति स्वं दशमं तदा ।
मत्वा वक्ति तदज्ञानकृतमावरणं विदुः ॥ २४ ॥
नद्यां ममार दशम इति शोचन्प्ररोदिति ।
अज्ञानकृतविक्षेपं रोदनादिं विदुर्बुधाः ॥ २५ ॥
न मृतो दशमोऽस्तीति श्रुत्वाप्तवचनं तदा ।
परोक्षत्वेन दशमं वेत्ति स्वर्गादिलोकवत् ॥ २६ ॥
त्वमेव दशमोऽसीति गणयित्वा प्रदर्शितः ।
अपरोक्षतया ज्ञात्वा हृष्यत्येव न रोदिति ॥ २७ ॥
अज्ञानावृतिविक्षेपद्विविधज्ञानतृप्तयः ।
शोकापगम इत्येते योजनीयाश्चिदात्मनि ॥ २८ ॥

જેમ “ દશમા ” પુરૂષના દૃષ્ટાન્તમાં બને છે, તેમ આત્મા નિત્ય અપરોક્ષ છે છતાં તેના સંબધમાં પણ પરોક્ષ અને અપરોક્ષ, જ્ઞાન અને અજ્ઞાન, એ થાય છે. ૨૨). “**નવ**”ની **સંખ્યાથી** જેની વિવેકબુદ્ધિ જતી રહી છે તેવો “ **દશમો** ’ તે નવને જોતો છતાં તે વખતે વિભ્રમને લીધે “ હું દશમો છું ” એમ જાણતો નથી. ( **આ અજ્ઞાન છે** ). (૨૨). તે વખતે દશમાને (**પોતાને**) મરી ગયેલો માના “ દશમો દેખાતો નથી, દશમો છે નહીં ” **એમ**

કહેવા લાગે છે તે અજ્ઞાનથી ઉત્પન્ન થયેલું **આવરણ (આવૃતિ)** છે. (૨૪). પછી "દશમો નદીમાં મરી ગયો" એમ શોક કરતો તે રડે છે. આ રોદનાદિને જ્ઞાનીઓ અજ્ઞાને કરેલો **વિક્ષેપ** કહે છે. (૨૫). પછી જ્યારે "દશમો મરી ગયો નથી, જીવે છે' એવું કોઇ આપ્ત (ડાહ્યા) પુરૂષનું વચન સાંભળીને "દશમા"ને સ્વર્ગાદિ લોકની પેઠે પરોક્ષ રૂપે જાણે છે, ત્યારે તે **પરોક્ષ જ્ઞાન** કહેવાય છે. (૨૬) અને જ્યારે "તું જ દશમો છે" એમ ગણીને તેને બતાવવામાં આવ્યો, ત્યારે "હું દશમો છું" એમ દશમાને **અપરોક્ષ** રીતે જાણીને **હર્ષ** પામે છે, અને **રડતો નથી.** (૨૭). આ જે દશમાની **અજ્ઞાન, આવૃતિ, વિક્ષેપ, પરોક્ષ જ્ઞાન, અપરોક્ષ જ્ઞાન, તૃપ્તિ** અને **શોકમોક્ષ** નામની સાત દશાઓ કહી, તે ચિદાત્માને વિશે પણ યોજવી. (૨૮).

संसारासक्तचित्तः संश्चिदाभासः कदाचन ।
स्वयंप्रकाशकूटस्थं स्वतत्त्वं नैव वेत्ययम् ॥ २९ ॥
न भाति नास्ति कूटस्थ इति वक्ति प्रसङ्गतः ।
कर्ता भोक्ताहमस्मीति विक्षेपं प्रतिपद्यते ॥ ३० ॥
अस्ति कूटस्थ इत्यादौ परोक्षं वेत्ति वार्तया ।
पश्चात्कूटस्थ एवास्मीत्येवं वेत्ति विचारतः ॥ ३१ ॥
कर्ता भोक्तेत्येवमादि शोकजातं प्रमुञ्चति ।
कृतं कृत्यं प्रापणीयं प्राप्तमित्येव तुष्यति ॥ ३२ ॥
अज्ञानमावृतिस्तद्वद्विक्षेपश्च परोक्षधीः ।
अपरोक्षमतिः शोकमोक्षस्तृप्तिर्निरङ्कुशा ॥ ३३ ॥

જેનું ચિત્ત સંસારમાં આસક્ત થયેલું છે એવો ચિદાભાસ પોતાના સ્વપ્રકાશ કૂટસ્થ રૂપ તત્ત્વને કોઇ દીવસ ઓળખતો જ નથી. આ **અજ્ઞાનદશા** છે. (૨૯). પ્રસંગે તે કહે છે કે "કૂટસ્થ ભાસતો નથી, છે પણ નહીં". આ **આવૃતિ** છે. "હું કર્તા છું, ભોક્તા છું" એ રૂપી **વિક્ષેપ** ચિદાભાસને પ્રાપ્ત થાય છે. (૩૦). પછી શાસ્ત્ર દ્વારા (वार्तया) "કૂટસ્થ છે" એવું **પરોક્ષજ્ઞાન** પ્રાપ્ત કરે છે. પછી શ્રવણાદિ **વિચાર દ્વારા** "હું જ કૂટસ્થ છું" એમ અપરોક્ષ રીતે જાણે છે; તેને **અપરોક્ષજ્ઞાન** કહે છે. (૩૧).

અપરોક્ષજ્ઞાન થવાથી "હું કર્તા છું, ભોક્તા છું" એ વગેરે શોકને છોડી દે છે, અને કૃત્ય–કરવાનું હતું તે–કર્યું. અને પ્રાપ્ત કરવાનુ પ્રાપ્ત કર્યું, એ પ્રમાણે તૃપ્ત થાય છે. ( ૩૨ ). આ ચિદાભાસની ૧. **અજ્ઞાન**, ૨. **આવૃતિ**, ૩. **વિક્ષેપ**, ૪. **પરોક્ષજ્ઞાન**, ૫. **અપરોક્ષજ્ઞાન**, ૬. **શોકમોક્ષ**, અને ૭. **નિરંકુશા તૃપ્તિ**, એ સાત અવસ્થાઓ છે. ( ૩૩ ).

सप्तावस्था इमाः सन्ति चिदाभासस्य तास्विमौ ।
बन्धमोक्षौ स्थितौ तत्र तिस्रो बन्धकृतः स्मृताः ॥३४॥

આ સાતે અવસ્થાએ ચિદાભાસની છે. તેમાં જીવના **બંધ** અને **મોક્ષ** રહ્યા છે, તેમાંની પહેલી ત્રણ–અજ્ઞાન, આવૃતિ, અને વિક્ષેપ–જીવને બંધ કરનારી ગણાય છે. ( ૩૪ ).

न जानामीत्युदासीनव्यवहारस्य कारणम् ।
विचारप्रागभावेन युक्तमज्ञानमीरितम् ॥ ३५ ॥
अमार्गेण विचार्याथ नास्ति नो भाति चेत्यसौ ।
विपरीतव्यवहृतिरावृतेः कार्यमिष्यते ॥ ३६ ॥
देहद्वयचिदाभासरूपो विक्षेप ईरितः ।
कर्तृत्वाद्यखिलः शोकः संसाराख्योऽस्य बन्धकः ॥३७॥

"હું ફૂટસ્થને જાણતો નથી" એવા ઉદાસીન વ્યવહારનું કારણ વિચારના પ્રાગભાવ યુક્ત જે અજ્ઞાન છે તે છે. (૩૫). આડે માર્ગે વિચાર કરીને પછી "ફૂટસ્થ નથી, ભાસતો નથી" એવો વિપરીત વ્યવહાર આવૃતિનું કાર્ય છે. (૩૬). સ્થૂલ અને સૂક્ષ્મ એ બે દેહ સહિત ચિદાભાસ વિક્ષેપ કહેવાય છે. આ ચિદાભાસ રૂપી વિક્ષેપ સાધિષ્ઠાન ચિદાભાસ( જીવ )નો બંધહેતુ છે. અને તેનું કાર્ય "**સંસાર**" નામનો કર્તા ભોક્તા રૂપી અખિલ શોક છે. ( ૩૭ ).

अज्ञानमावृतिश्चैते विक्षेपात्प्राक्प्रसिध्यतः ।
यद्यप्यथाप्यवस्थे ते विक्षेपस्यैव नात्मनः ॥ ३८ ॥
विक्षेपोत्पत्तितः पूर्वमपि विक्षेपसंस्कृतिः ।
अस्त्येव तदवस्थात्वमविरुद्धं ततस्तयोः ॥ ३९ ॥

શંકાઃ—જો કે અજ્ઞાન અને આવૃતિ તો વિક્ષેપના પહેલાં હોવાનું પ્રસિદ્ધ છે, તે છતાં તે બે અવસ્થાની પછી ઉત્પન્ન થનાર વિક્ષેપની તે બે અવસ્થાઓ છે એમ કેવી રીતે કહેવાય ? વિક્ષેપમાં ચિદાભાસનો સમાવેશ હોવાથી ચિદાભાસ પણ વિક્ષેપની સાથેજ ઉત્પન્ન થયેલો ગણાય, માટે તે બે અવસ્થાઓ વિક્ષેપની નથી પરંતુ આત્માની છે. (૩૮).

ઉત્તરઃ-વિક્ષેપ ઉત્પન્ન થતા પહેલાં પણ વિક્ષેપના સંસ્કાર તો હોય છે જ. માટે તે બે અવસ્થાઓ વિક્ષેપની છે એમ કહેવામાં કાંઇ વિરૂદ્ધતા નથી. ( ૩૯ ).

ब्रह्मण्यारोपितत्वेन ब्रह्मावस्थे इमे इति ।
न शङ्कनीयं सर्वासां ब्रह्मण्येवाधिरोपणात् ॥ ४० ॥
संसार्यहं विबुद्धोऽहं निःशोकस्तुष्ट इत्यपि ।
जीवगा उत्तरावस्था भान्ति न ब्रह्मगा यदि ॥ ४१ ॥
तर्ह्यज्ञोऽहं ब्रह्मसत्त्वभाने मद्दृष्टितो न हि ।
इति पूर्वे अवस्थे च भासेते जीवगे खलु ॥ ४२ ॥
अज्ञानस्याश्रयो ब्रह्मेत्यधिष्ठानतया जगुः ।
जीवावस्थात्वमज्ञानाभिमानित्वादवादिषम् ॥ ४३ ॥

શંકાઃ—અપ્રસિદ્ધ સંસ્કારોને માનવા કરતાં અધિષ્ઠાન રૂપે પ્રસિદ્ધ બ્રહ્મની જ આ બધી અવસ્થાઓ છે એમ માનવું વધારે સારૂં છે. ઉત્તરઃ—આ સર્વ બ્રહ્મમાં આરોપેલું છે, તેથી તે બંને બ્રહ્મની અવસ્થાઓ છે એવી શંકા કરવી નહીં; કારણ કે જો તે બંને બ્રહ્મની અવસ્થાઓ કહેશો તો બીજી બધી ( છેલ્લી ચાર ) અવસ્થાઓ વિક્ષેપની હોવા છતાં તે બ્રહ્મમાં આરોપેલી હોવાથી તે પણ બ્રહ્મની અવસ્થાઓ છે એમ માનવું પડશે. ( ૪૦ ). જો તમે એમ કહેતા હો કે " હું સંસારી છું, હું જ્ઞાની છું, હું શોક રહિત છું, હું તુષ્ટ છું " એવી વિક્ષેપ પછી ઉત્પન્ન થયેલી અવસ્થાઓ જીવની ભાસે છે, બ્રહ્મની નહીં; તો પછી ખરેખર " હું અજ્ઞાની છું, મારી દૃષ્ટિએ બ્રહ્મ છે નહીં, અને ભાસતું પણ નથી." એવી વિક્ષેપ પહેલાંની અવસ્થાઓ પણ જીવમાં જ હોવાનું ભાસે છે, બ્રહ્મમાં નહીં. ( ૪૧—૨. ) શ્રુતિએ બ્રહ્મને અજ્ઞાનનું આશ્રય ( રહેવાનું સ્થાન ) કહ્યું છે તે તેને ભ્રાન્તિના અધિષ્ઠાન રૂપે કહે-

વાની મતલબથી કહ્યું છે, વાસ્તવિક રીતે આશ્રય નહિ, કેમકે બ્રહ્મ અસંગ છે.પણ અજ્ઞાનનું અભિમાન ધરવાથી જીવ જીવાવસ્થા પામે છે, તેમાં કોઇ સંદેહ નથી—કોઇ વિવાદ ચાલી શકે નહીં. ( अवाद्विषम् ). ( ૪૩ ). ( જેમ રજ્જુ અંધકારનો આશ્રય છે, પણ ચૈતન્ય મિથ્યારૂપ રજ્જુનું અધિષ્ઠાન છે, જેમાં રજ્જુની ભ્રાન્તિ થઇ છે. )

ज्ञानद्वयेन नष्टेऽस्मिन्नज्ञाने तत्कृतावृतिः ।
न भाति नास्ति चेत्येषा द्विविधापि विनश्यति ॥ ४४ ॥
परोक्षज्ञानतो नश्येदसत्त्वावृतिहेतुता ।
अपरोक्षज्ञाननाश्या ह्यभानावृतिहेतुता ॥ ४५ ॥
अभानावरणे नष्टे जीवत्वारोपसंक्षयात् ।
कर्तृत्वाद्यखिलः शोकः संसाराख्यो निवर्तते ॥ ४६ ॥
निवृत्ते सर्वसंसारे नित्यमुक्तत्वभासनात् ।
निरङ्कुशा भवेत्तृप्तिः पुनः शोकासमुद्भवात् ॥ ४७ ॥

બે પ્રકારના જ્ઞાનથી આ અજ્ઞાન નષ્ટ થતાં તેણે ( અજ્ઞાને ) ઉત્પન્ન કરેલી " न भाति नास्ति "—**અભાનાપાદક** અને **અસત્ત્વાપાદક**—એવી બે પ્રકારની આવૃતિ પણ નાશ પામે છે. ( ૪૪ ). પરોક્ષ જ્ઞાનથી **અસત્ત્વ** રૂપી આવૃતિનું કારણ નાશ પામે છે, અને અપરોક્ષ જ્ઞાનથી **અભાન** રૂપી આવૃતિનું કારણ નષ્ટ થાય છે. ( ૪૫ ). આ અભાન રૂપી આવરણ નષ્ટ પામતાં જીવત્વારોપ સંપૂર્ણ રીતે ક્ષય પામે છે, અને જીવત્વનો નાશ થતાં કર્તૃત્વાદિ સંસાર રૂપી સકળ શોક નિવૃત્ત થાય છે. ( ૪૬ ). ( એ પ્રમાણે ) સર્વ સંસાર નિવૃત્ત થતાં જીવ પોતે નિત્ય મુક્ત ભાસે છે. અને તેથી ફરીથી શોક નહીં થવાથી નિરંકુશ તૃપ્તિ ભોગવે છે. ( ૪૭ ).

अपरोक्षज्ञानशोकनिवृत्त्याख्ये उभे इमे ।
अवस्थे जीवगे ब्रूत आत्मानं चेदिति श्रुतिः ॥ ४८ ॥

( આથી માલમ પડશે કે ) " आत्मानं चेद् " એ શ્રુતિ **અપરોક્ષ જ્ઞાન** અને **શોકનિવૃત્તિ** નામની જીવની બે ( પાંચમી અને છઠ્ઠી ) અવસ્થાઓ કહે છે. ( આ શ્લોકની પહેલી લીટીથી અપરોક્ષ જ્ઞાન કહ્યું, અને બીજી લીટીથી શોકનિવૃત્તિ કહી).(૪૮).

## અપરોક્ષ જ્ઞાન. ૪૯—૯૬.

હવે "आत्मानं चेत्" એ શ્લોકની પહેલી લીટી "आत्मानं चेद्विजानीयादयमस्मि" વડે બ્રહ્મનું "અપરોક્ષ જ્ઞાન" એ નામની જીવની પાંચમી અવસ્થા કહે છે. ( ૪૯-૯૬ ).

अयमित्यपरोक्षत्वमुक्तं तद्द्विविधं भवेत् ।
विषयस्वप्रकाशत्वाद्धियाप्येवं तदीक्षणात् ॥ ४९ ॥

"अयम्" એ પદથી બ્રહ્મનું અપરોક્ષત્વ કહ્યું. આ અપરોક્ષત્વ બે પ્રકારનું છે, એક વિષય (બ્રહ્મ) સ્વપ્રકાશ હોવાથી, અને બીજું બ્રહ્મ સ્વપ્રકાશ છે એમ બુદ્ધિએ જોવાથી. (૪૯).

परोक्षज्ञानकालेऽपि विषयस्वप्रकाशता ।
समा ब्रह्म स्वप्रकाशमस्तीत्येवं विबोधनात् ॥ ५० ॥
अहं ब्रह्मेत्यनुल्लिख्य ब्रह्मास्तीत्येवमुल्लिखेत् ।
परोक्षज्ञानमेतन्न भ्रान्तं बाधानिरूपणात् ॥ ५१ ॥

બ્રહ્મનું પરોક્ષ જ્ઞાન થતી વખતે પણ બ્રહ્મની સ્વપ્રકાશતા સમાન જ છે—એટલે કે અપરોક્ષ જ્ઞાન વખતની પેઠે પરોક્ષજ્ઞાન કાળે પણ બ્રહ્મ સ્વપ્રકાશ તો હોય છે જ, કેમકે બ્રહ્મ સ્વપ્રકાશ છે એમ જાણવામાં આવે છે. (૫૦). "હું બ્રહ્મ છું" એવી પ્રતીતિ નહીં થતાં ફક્ત "બ્રહ્મ છે" એટલી જ પ્રતીતિ થાય તેને પરોક્ષ જ્ઞાન કહે છે. આ પરોક્ષ જ્ઞાન ભ્રાન્ત નથી, કારણ કે તે જ્ઞાનના બાધ( નિષેધ )નું કોઇ ઠેકાણે નિરૂપણ કરેલું જોવામાં આવતું નથી. ( ૫૧ ).

ब्रह्म नास्तीति मानं चेत्स्याद्बाध्येत तदा ध्रुवम् ।
न चैवं प्रबलं मानं पश्यामोऽतो न बाध्यते ॥ ५२ ॥
व्यक्त्यनुल्लेखमात्रेण भ्रमत्वे स्वर्गधीरपि ।
भ्रान्तिः स्याद्व्यक्त्यनुल्लेखात्सामान्योल्लेखदर्शनात् ॥ ५३ ॥
अपरोक्षत्वयोग्यस्य न परोक्षमतिर्भ्रमः ।
परोक्षमित्यनुल्लेखादर्थात्पारोक्ष्यसंभवात् ॥ ५४ ॥
अंशागृहीतेर्भ्रान्तिश्चेद्घटज्ञानं भ्रमो भवेत् ।
निरंशस्यापि सांशत्वं व्यावर्त्यांशविभेदतः ॥ ५५ ॥

असत्त्वांशो निवर्तेत परोक्षज्ञानतस्तथा ।
अभानांशनिवृत्तिः स्यादपरोक्षधिया कृता ॥ ५६ ॥
दशमोऽस्तीति विभ्रान्तं परोक्षज्ञानमीक्ष्यते ।
ब्रह्मास्तीत्यपि तद्वत्स्यादज्ञानावरणं समम् ॥ ५७ ॥

"બ્રહ્મ છે નહીં" એવું જો શ્રુતિ પ્રમાણ હોત તો આ પરોક્ષ જ્ઞાનનો બાધ થાત. પરંતુ એવું કોઇ પ્રબળ પ્રમાણ જોવામાં આવતું નથી, માટે તેનો બાધ થતો નથી. (૫૨). જો બ્રહ્મની વ્યક્તિ ( સ્વરૂપ ) સાક્ષાત્ જોવામાં આવી નથી તેટલા માત્રથી પરોક્ષ જ્ઞાનને ભ્રમ કહેતા હો તો "સ્વર્ગ છે" એટલું જાણવા રૂપી સ્વર્ગનું પરોક્ષ જ્ઞાન પણ ભ્રમ ગણાશે, કેમકે સ્વર્ગ સાક્ષાત્ તો જોવામાં આવતું નથી, પરંતુ તેનું ફક્ત સામાન્ય ( પરોક્ષ ) જ્ઞાન થાય છે. [ ૫૩ ]. માટે अहं ब्रह्म એ પ્રમાણે અપરોક્ષતાને યોગ્ય એવું જે બ્રહ્મ તેનું પરોક્ષ જ્ઞાન ભ્રમ નથી, કારણ કે જો અપરોક્ષ વસ્તુ પરોક્ષ હોવાનું સિદ્ધ થાય, તો પરો· જ્ઞાન ભ્રમ કહેવાય. પરંતુ અપરોક્ષ બ્રહ્મની પરોક્ષતા સિદ્ધ થતી નથી; પણ તે ફક્ત શાસ્ત્રથી પરોક્ષ રીતે જાણવામાં આવે છે અને અર્થથી એટલે इदं ब्रह्म-આ બ્રહ્મ-એવી રીતે તે પ્રત્યક્ષ નથી, માટે તે પરોક્ષ છે. (૫૪). બ્રહ્મના એક અંશનું જ્ઞાન થવાથી ( પરોક્ષ રૂપે જોવાથી ) પરોક્ષ જ્ઞાનને ભ્રાન્તિ કહેશો તો ઘટજ્ઞાન પણ ભ્રાન્તિ થશે, કેમકે ઘટનો ફક્ત સપાટીનો ભાગ જોવામાં આવે છે, અંદરનો ભાગ જોવામાં આવતો નથી. બ્રહ્મ નિરંશ છે છતાં તેનું સાંશત્વ ઉપાધિ રૂપ વ્યાવર્ત્ય ( નિષેધ કરવા યોગ્ય ) અંશને લીધે સંભવે છે. ( ૫૫ ). પરોક્ષ જ્ઞાનથી બ્રહ્મનું અસત્વાંશ આવરણ નિવૃત્ત થાય છે, અને અપરોક્ષ જ્ઞાનથી અભાનાંશ આવરણ નિવૃત્ત થઇ જાય છે. ( ૫૬ ). (જેમ અમેરિકા છે ), જેમ "દશમો છે" એવું ભ્રમ રહિત પરોક્ષ જ્ઞાન જોવામાં આવે છે, તેમ "બ્રહ્મ છે" એવું જ્ઞાન પણ થાય છે, કારણ કે બંનેમાં અજ્ઞાનથી ઉત્પન્ન થયેલું આવરણ સમાન છે. ( ૫૭ ).

आत्मा ब्रह्मेति वाक्यार्थे निःशेषेण विचारिते ।
व्यक्तिरुल्लिख्यते यद्वद्दशमस्त्वमसीत्यतः ॥ ५८ ॥

જેમ "દશમો તું છે" એ વાકયના વિચારથી દશમાનું

અપરોક્ષ જ્ઞાન થાય છે, તેમ " આત્મા બ્રહ્મ છે" એ મહાવાક્યનો સંપૂર્ણ રીતે વિચાર કરવાથી અપરોક્ષ જ્ઞાન ( व्यक्तिः ) થાય છે. [ ૫૮ ].

दशमः क इति प्रश्ने त्वमेवेति निराकृते ।
गणयित्वा स्वेन सह स्वमेव दशमं स्मरेत् ॥ ५९ ॥
दशमोऽस्मीति वाक्योत्था न धीरस्य विहन्यते ।
आदिमध्यावसानेषु न नवस्वस्य संशयः ॥ ६० ॥
सदेवेत्यादिवाक्येन ब्रह्मसत्त्वं परोक्षतः ।
गृहीत्वा तत्त्वमस्यादिवाक्याद्व्यक्तिं समुल्लिखेत् ॥ ६१ ॥
आदिमध्यावसानेषु स्वस्य ब्रह्मत्वधीरियम् ।
नैव व्यभिचरेत्तस्मादापरोक्ष्यं प्रतिष्ठितम् ॥ ६२ ॥

" દશમો છે " એવું કહીને તમે જે બતાવ્યો તે "દશમો કયો " એવો પ્રશ્ન કરતાં " તું જ તે દશમો છે " એવું નિરાકરણ થતાં પોતાની સાથે બીજા નવને ગણી જોતાં " હું દશમો " એવી રીતે પોતાને—દશમાને—યાદ કરે છે. " તું દશમો છે " એ વાક્યનો વિચાર કરવાથી ઉત્પન્ન થયેલું " હું દશમો " એવું અપરોક્ષ જ્ઞાન કશાથી બાધ પામતું નથી. અને ગણતરી કરતાં—બાકીના નવના આદિથી, મધ્યથી, અને અંતમાંથી ગણતાં—પણ " હું દશમો છું કે નહીં ? " એવો સંશય રહેતો નથી. ( ૫૯–૬૦ ). તેવી રીતે " सदेव " ઇત્યાદિ અવાન્તર વાક્યોના વિચારથી બ્રહ્મનું સત્ત્વ પરોક્ષ રીતે જાણી પછી " तत्त्वमसि " વગેરે વિચારસહિત મહાવાક્યોથી અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત કરવું. પોતાના બ્રહ્મત્વનું આ અપરોક્ષ જ્ઞાન—પોતે જ બ્રહ્મ છે એવો સાક્ષાત્કાર—પંચકોશના આદિ, મધ્ય, અને અંતમાં આત્માનો વ્યવહાર કર્યા છતાં નાશ પામતો નથી. માટે અપરોક્ષ જ્ઞાન સ્થાપિત થયું. (૬૧–૨).

जन्मादिकारणत्वाख्यलक्षणेन भृगुः पुरा ।
पारोक्ष्येण गृहीत्वाथ विचाराद्व्यक्तिमैक्षत ॥ ६३ ॥
यद्यपि त्वमसीत्येतद्वाक्यं नोचे भृगोः पिता ।
तथाप्यन्नं प्राणमिति विचार्य स्थलमुक्तवान् ॥ ६४ ॥

अन्नप्राणादिकोशेषु सुविचार्य पुनः पुनः ।
आनन्दव्यक्तिमीक्षित्वा ब्रह्मलक्ष्माप्ययूयुजत् ॥ ६५ ॥
सत्यं ज्ञानमनन्तं चेत्येवं ब्रह्मलक्षणम् ।
उक्त्वा गुहाहितत्वेन कोशेष्वेतत्प्रदर्शितम् ॥ ६६ ॥
पारोक्ष्येण विबुध्येन्द्रो य आत्मेत्यादिलक्षणात् ।
अपरोक्षीकर्तुमिच्छंश्चतुर्वारं गुरुं ययौ ॥ ६७ ॥
आत्मा वा इदमित्यादौ परोक्षं ब्रह्म लक्षितम् ।
अध्यारोपापवादाभ्यां प्रज्ञानं ब्रह्म दर्शितम् ॥ ६८ ॥
अवान्तरेण वाक्येन परोक्षा ब्रह्मधीर्भवेत् ।
सर्वत्रैव महावाक्यविचारादपरोक्षधीः ॥ ६९ ॥

પહેલાંના વખતમાં ભુગુ નામના કોઇ ઋષિએ જગતની ઉત્પત્તિ વગેરેનું કારણ હોવાના લક્ષણ ઉપરથી બ્રહ્મને પરોક્ષ રીતે જાણીને પછી અન્નમયાદિ કોશના વિચારથી પ્રત્યગાત્મ રૂપ બ્રહ્મનું સાક્ષાત્-અપરોક્ષ-જ્ઞાન મેળવ્યું હતું. (એવું દૃષ્ટાન્ત શ્રુત્તિમાં છે). [૬૩]. ભુગુના પિતાએ, જો કે " તું બ્રહ્મ છે " એવું વાકય કહ્યું નહોતું, પરંતુ "અન્ન બ્રહ્મ છે," "પ્રાણ બ્રહ્મ છે" ઇત્યાદિ કહીને આત્મસાક્ષાત્કારના હેતુ રૂપ વિચારને યોગ્ય જે સ્થલ તે તેણે કહ્યું હતું. ( ૬૪ ). ( શંકાઃ—અન્નપ્રાણાદિ કોશોનો વિચાર કરવાથી જીવાત્મા —પ્રત્યક્તત્ત્વ—નો સાક્ષાત્કાર ભલે થાય; પરંતુ તેથી બ્રહ્મનો સાક્ષાત્કાર શી રીતે થયો ? ) ઉત્તરઃ—અન્નપ્રાણાદિ કોશોનો સારી રીતે વિચાર કરતાં આનન્દરૂપ આત્મા ( જીવ )નો સાક્ષાત્કાર કરીને પછી, જેમાંથી જગત્ ઉત્પન્ન થયું તે આનન્દ રૂપ બ્રહ્મ છે એવું બ્રહ્મલક્ષણ પણ જીવાત્મામાં—સાક્ષી કૂટસ્થમાં- ભૃગુએ યોજયું. [૬૫]. બ્રહ્મનું લક્ષણ સત્ય, જ્ઞાન, અનન્ત રૂપ છે એવું કહીને પછી (બીજાં વાકયોથી) તે જ બ્રહ્મ પંચકોશ રૂપી ગુહામાં પ્રત્યગ્રૂપે —જીવ રૂપે—રહેલું છે એમ બતાવ્યું—ભુગુએ જાણ્યું. ( ૬૬ ). " य आत्मापहतपाप्मा विजरो " ઇત્યાદિ શ્રુતિવાકયોમાં વર્ણવેલાં લક્ષણો વડે આત્માને પરોક્ષ રીતે જાણી, પછી તેનો સાક્ષાત્કાર કરવાની ઇચ્છાથી ઈંદ્ર પોતાના ગુરૂ બ્રહ્માની પાસે ગયો હતો, એવું દૃષ્ટાન્ત પણ છે. (૬૭). વળી બીજી શ્રુતિમાં પણ " आत्मा वा

इदम्" ઇત્યાદિ વાક્યોમાં બ્રહ્મનું લક્ષણ કહી જગતના અધ્યારોપ અને અપવાદ વડે બ્રહ્મ સ્વરૂપ બતાવ્યું છે. અને વળી "कोयमात्मेति वयमुपास्महे"ઇત્યાદિ વિચાર દ્વારા પ્રજ્ઞાન રૂપ આત્માનું બ્રહ્મત્વ બતાવ્યું છે.(૬૮).શ્રુતિનાં અવાન્તર વાક્યોથી પરોક્ષ બ્રહ્મજ્ઞાન થાય છે, પરંતુ સર્વ શ્રુતિમાં કહ્યા પ્રમાણે મહાવાક્યોના વિચારથી જ અપરોક્ષ જ્ઞાન થાય છે. (૬૯).

(હવે શ્રીમચ્છંકરાચાર્યે "વાક્યવૃત્તિ" નામના ગ્રંથમાં મહાવાક્યોથી અપરોક્ષ જ્ઞાન કેવી રીતે થાય છે તેનો જે પ્રકાર આપ્યો છે તે કહે છે.:— )

ब्रह्मापरोक्ष्यसिद्ध्यर्थं महावाक्यमितीरितम् ।
वाक्यवृत्तावतो ब्रह्मापरोक्ष्ये विमतिर्नहि ॥ ७० ॥
आलम्बनतया भाति योऽस्मत्प्रत्ययशब्दयोः ।
अन्तःकरणसंभिन्नबोधः स त्वंपदाभिधः ॥ ७१ ॥
मायोपाधिर्जगद्योनिः सर्वज्ञत्वादिलक्षणः ।
पारोक्ष्यशबलः सत्याद्यात्मकस्तत्पदाभिधः ॥ ७२ ॥
प्रत्यक्परोक्षतैकस्य सद्वितीयत्वपूर्णता ।
विरुध्येते यतस्तस्माल्लक्षणा संप्रवर्तते ॥ ७३ ॥
तत्त्वमस्यादिवाक्येषु लक्षणा भागलक्षणा ।
सोऽयमित्यादिवाक्यस्थपदयोरिव नापरा ॥ ७४ ॥
संसर्गो वा विशिष्टो वा वाक्यार्थो नात्र संमतः ।
अखण्डैकरसत्वेन वाक्यार्थो विदुषां मतः ॥ ७५ ॥
प्रत्यग्बोधो य आभाति सोऽद्वयानन्दलक्षणः ।
अद्वयानन्दरूपश्च प्रत्यग्बोधैकलक्षणः ॥ ७६ ॥
इत्थमन्योन्यतादात्म्यप्रतिपत्तिर्यदा भवेत् ।
अब्रह्मत्वं त्वमर्थस्य व्यावर्तेत तदैव हि ॥ ७७ ॥
तदर्थस्य च पारोक्ष्यं यद्येवं किं ततः शृणु ।
पूर्णानन्दैकरूपेण प्रत्यग्बोधोऽवतिष्ठते ॥ ७८ ॥

एवं सति महावाक्यात्परोक्षज्ञानमीर्यते ।
यैस्तेषां शास्त्रसिद्धान्तविज्ञानं शोभतेतराम् ॥ ७९ ॥

બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન સિદ્ધ કરવાને મહાવાકયો છે એમ "વાકયવૃત્તિ"માં પણ કહ્યું છે. માટે બ્રહ્મની અપરોક્ષતા વિશે શંકા રહેતી નથી. (૭૦). અંતઃકરણની ઉપાધિ વાળો ચિદાત્મા (કૂટસ્થ) "अहं" એવા જ્ઞાનનો તથા "अहं"એ શબ્દનો વિષય થઇને પ્રકાશે છે એવો જે બોધ (જ્ઞાન) તે त्वं પદવાચ્ય છે. (૭૧). અને માયા જેની ઉપાધિ છે, જગત્‌ની જે યોનિ છે, જે સર્વજ્ઞત્વાદિ લક્ષણ વાળા છે, જે પરોક્ષ છે, એવા જે ઈશ્વર તે, તથા જે સત્ય સ્વરૂપ, જ્ઞાન સ્વરૂપ, વગેરે રૂપ શુદ્ધ બ્રહ્મ છે, તે ઈશ્વર અને બ્રહ્મ એક રૂપ હોવાથી तत् પદનો વાચ્ય કહેવાય છે. (૭૨). એક જ વસ્તુને પ્રત્યક્ષ કહેવી અને પરોક્ષ કહેવી, સદ્વિતીય–અનેક જીવ રૂપ–કહેવી અને પૂર્ણ (અદ્વિતીય) કહેવી, તે વિરૂદ્ધતા આવે છે. માટે લક્ષણાવૃત્તિનું ગ્રહણ કરવું. "तत्त्वमस्यादि" વાકયોમાં ભાગત્યાગ લક્ષણા નામની લક્ષણા લેવી, જે લક્ષણા "सोऽयं देवदत्तः" એ વાકયના પદોમાં લેવામાં આવે છે તે, બીજી એ નહીં. (૭૪). "तत्त्वमसि" વાકયનો અર્થ "સંબંધ વાળો" કે "વિશેષણ યુક્ત" એવો લેવાનો નથી. પરંતુ વિદ્વાનોએ તેનો અર્થ સ્વગતાદિ ભેદ રહિત એકરસ સ્વરૂપ વસ્તુ લીધી છે. (૭૫). "अखंडैकरस" શબ્દનો અર્થ કહે છેઃ જે પ્રત્યક્ બોધ (જીવ રૂપ) ભાસે છે–બુદ્ધિના સાક્ષી રૂપે સ્ફુરે છે–તે અદ્વય આનન્દ (બ્રહ્મ) રૂપ છે, અને અદ્વયાનન્દ રૂપ જે બ્રહ્મ છે તે જ પ્રત્યક્ બોધ–પ્રત્યગાત્મા–જીવ છે. આવી રીતની પરસ્પર અભેદની પ્રતીતિ–જીવ બ્રહ્મની એકતાની પ્રતીતિ–જ્યારે થાય, ત્યારે જ त्वं પદના વાચ્ય અર્થ–જીવ–નું અબ્રહ્મત્વ દૂર થાય, અને तत् પદના વાચ્ય અર્થ–ઈશ્વર–નું પારોક્ષ્ય ટળે. શંકાઃ–તેમ થવાથી શું ફળ થાય? ઉત્તરઃ–સાંભળ, તેમ થવાથી પ્રત્યગાત્મા (જીવ) પૂર્ણ આનન્દ સ્વરૂપે સ્થિત થઇ રહે છે. (૭૬–૭–૮). આ પ્રમાણે છે, છતાં જેઓ મહાવાકયથી પરોક્ષજ્ઞાન થાય છે એમ કહે છે, તેઓનું શાસ્ત્રસિદ્ધાન્ત સંબંધીનું વિજ્ઞાન અતિ શોભે છે! (૭૯).

आस्तां शास्त्रस्य सिद्धान्तो युक्त्या वाक्यात्परोक्षधीः ।
स्वर्गादिवाक्यवन्नैवं दशमे व्यभिचारतः ॥ ८० ॥

स्वतोऽपरोक्षजीवस्य ब्रह्मत्वमभिवाञ्छतः ।
नश्येत्सिद्धापरोक्षत्वमिति युक्तिर्महत्यहो ॥ ८१ ॥
वृद्धिमिष्टवतो मूलमपि नष्टमितीदृशः ।
लौकिकं वचनं सार्थं संपन्नं त्वत्प्रसादतः ॥ ८२ ॥

શંકા: શાસ્ત્રનો સિદ્ધાન્ત જવા દો. પરંતુ જેમ સ્વર્ગને પ્રતિપાદન કરનાર વાક્યથી સ્વર્ગનું પરોક્ષ જ્ઞાન થાય છે, અપરોક્ષ નહિ; તેવી રીતે મહાવાક્યથી પણ અનુમાન દ્વારા પરોક્ષ જ્ઞાન જ થાય, અપરોક્ષ જ્ઞાન થાય નહીં. ઉત્તર: એમ નથી, કેમકે "દશમા"ના દૃષ્ટાન્તમાં વ્યભિચાર જોવામાં આવે છે, કારણ કે "તું દશમો છે" તે વાક્યથી અપરોક્ષ જ્ઞાન થયું છે. (૮૦). સ્વતઃ અપરોક્ષ જીવનું બ્રહ્મત્વ લેવા જતાં સિદ્ધ થયેલું જીવનું અપરોક્ષત્વ જ ખોઇ દીધું, એ યુક્તિ તો ઘણી મોટી! (૮૧). આથી વ્યાજની ઇચ્છાવાળાએ મુંડી જ ખોઇ—એ લૌકિક વચન તારા પ્રસાદથી સિદ્ધ થયું. (૮૨).

अन्तःकरणसंभिन्नबोधो जीवोऽपरोक्षताम् ।
अर्हत्युपाधिसद्भावान्न तु ब्रह्मानुपाधितः ॥ ८३ ॥
नैवं ब्रह्मत्वबोधस्य सोपाधिविषयत्वतः ।
यावद्विदेहकैवल्यमुपाधेरनिवारणात् ॥ ८४ ॥
अन्तःकरणसाहित्यराहित्याभ्यां विशिष्यते ।
उपाधिर्जीवभावस्य ब्रह्मतायाश्च नान्यथा ॥ ८५ ॥
यथा विधिरुपाधिः स्यात्प्रतिषेधस्तथा न किम् ।
सुवर्णलोहभेदेन शृङ्खलात्वं न भिद्यते ॥ ८६ ॥
अतद्व्यावृत्तिरूपेण साक्षाद्विधिमुखेन च ।
वेदान्तानां प्रवृत्तिः स्याद्द्विधेत्याचार्यभाषितम् ॥ ८७ ॥

શંકા:—અંતઃકરણ યુક્ત જ્ઞાનસ્વરૂપ જીવ અપરોક્ષ હોવાને યોગ્ય છે, કેમકે તે ઉપાધિ વાળો છે. પરંતુ બ્રહ્મને ઉપાધિ નહીં હોવાથી તે અપરોક્ષ હોઇ શકે નહીં. (૮૩). ઉત્તર:-તેમ નથી, કારણ કે બ્રહ્મત્વનું જ્ઞાન પણ સોપાધિ વિષય છે. વિદેહમુક્તિ મળતા સુધી ઉપાધિનું નિવારણ થઇ શકતું નથી. (૮૪). તેથી જીવ અને

બ્રહ્મની ઉપાધિ પણ જૂદી જૂદી છે. જીવની ઉપાધિ **અંતઃકરણ સાહિત્ય**–અંતઃકરણ યુક્તતા–છે, અને બ્રહ્માત્મની ઉપાધિ **અંતઃકરણ રાહિત્ય**–અંતઃકરણ રહિતતા–છે. (૮૫). જેમ વિધિ ઉપાધિ છે, તેમ નિષેધ પણ ઉપાધિ કેમ નહીં ? (જેમ કાગ વાળું ઘર, અને કાગ વિનાનું ઘર). સુવર્ણ અને લોહના ભેદને લીધે કાંઇ સાંકળના સાંકળપણામાં ભેદ પડતો નથી–બંને સાંકળ જ કહેવાય, બંને બાંધી શકે છે (૮૬). બ્રહ્મ(तत्)થી અતિરિક્ત અજ્ઞાનાદિ (अतत्) ની "नेति नेति" એ પ્રકારે **વ્યાવૃત્તિ-નિષેધ**-કરવાથી, તેમજ "सत्यं ज्ञानमनन्तं" ઇત્યાદિ વિધિ વડે, એટલે નિષેધ અને વિધિ એ બંને દ્વારા બ્રહ્મને વિશે–બ્રહ્મને જાણવામાં–વેદાન્તો (ઉપનિષદો)ની પ્રવૃત્તિ થાય છે–બ્રહ્મનું પ્રતિપાદન કરવામાં પ્રવૃત્તિ છે. (૮૭).

अहमर्थपरित्यागादहं ब्रह्मेति धीः कुतः ।
नैवमंशस्य हि त्यागो भागलक्षणयोदितः ॥ ८८ ॥
अन्तःकरणसंत्यागादवशिष्टे चिदात्मनि ।
अहंब्रह्मेति वाक्येन ब्रह्मत्वं साक्षिणीक्ष्यते ॥ ८९ ॥

શંકાઃ–અતદ્વ્યાવૃત્તિથી બ્રહ્મનો બોધ થવાનું અંગીકાર કરશો, તો જેનો અર્થ "अहं" છે એવા કૂટસ્થનો પણ ત્યાગ કરવાનો પ્રસંગ આવવાથી "હું બ્રહ્મ છું" એવું જ્ઞાન કેવી રીતે થશે? ઉત્તરઃ–તેમ નથી, કારણ કે ભાગલક્ષણાથી अहं શબ્દાર્થના એક ભાગનો જ–**જડાંશનો** જ ત્યાગ કરવાનો કહ્યો છે, ચેતનનો નહીં. (૮૮). માટે અંતઃકરણનો ત્યાગ કરવાથી ફક્ત ચિદાત્મા શેષ રહેતાં "अहं ब्रह्म" એ વાક્ય વડે સાક્ષી કૂટસ્થમાં બ્રહ્મત્વ અનુભવવામાં આવે છે. (૮૯).

હવે "પ્રત્યગાત્મા–સાક્ષી કૂટસ્થ–સ્વપ્રકાશ હોવાથી તે બુદ્ધિવૃત્તિનો વિષય હોઇ શકે નહીં", એવી શંકાનું સમાધાન કરે છે

स्वप्रकाशोऽपि साक्ष्येव धीवृत्त्या व्याप्यतेऽन्यवत् ।
फलव्याप्यत्वमेवास्य शास्त्रकृद्भिर्निवारितम् ॥ ९० ॥
बुद्धितत्स्थचिदाभासौ द्वावपि व्याप्नुतो घटम् ।
तत्राज्ञानं धिया नश्येदाभासेन घटः स्फुरेत् ॥९१॥

ब्रह्मण्यज्ञाननाशाय वृत्तिव्याप्तिरपेक्षिता ।
स्वयंस्फुरणरूपत्वान्नाभास उपयुज्यते ॥ ९२ ॥
चक्षुर्दीपावपेक्ष्येते घटादेर्दर्शने यथा ।
न दीपदर्शने किंतु चक्षुरेकमपेक्ष्यते ॥ ९३ ॥
स्थितोऽप्यसौ चिदाभासो ब्रह्मण्येकीभवेत्परम् ।
न तु ब्रह्मण्यतिशयं फलं कुर्याद्घटादिवत् ॥ ९४ ॥
अप्रमेयमनादि चेत्यत्र श्रुत्येदमीरितम् ।
मनसैवेदमाप्तव्यमिति धीव्याप्यता श्रुता ॥ ९५ ॥

સાક્ષી કૂટસ્થ સ્વપ્રકાશ છે (કેમકે "अहं:' એમ કહીએ છીએ), તોપણ ઘટાદિની પેઠે તેમાં બુદ્ધિવૃત્તિ વ્યાપે છે, (કેમકે તેમાં "अहं" એવી બુદ્ધિવૃત્તિ ઉઠે છે) શાસ્ત્રોએ તો તેમાં ફક્ત ફલ(બુદ્ધિમાં રહેલા ચિદાભાસ)ની વ્યાપ્તિની ના કહી છે–બુદ્ધિવૃત્તિ તેમાં વ્યાપ્ત થાય છે, ચિદાભાસ થતો નથી. (૯૦). બુદ્ધિ અને બુદ્ધિમાં રહેલો ચિદાભાસ બંને ઘટમાં વ્યાપે છે. તે બેમાંથી બુદ્ધિ ઘટમાં રહેલા અજ્ઞાનનો નાશ કરે છે, અને ચિદાભાસ ઘટને પ્રકાશે છે. (૯૧). (અંતઃકરણમાં બુદ્ધિવૃત્તિ છે, બુદ્ધિવૃત્તિમાં ચિદાભાસ છે, આ બુદ્ધિવૃત્તિ બ્રહ્મમાં તદાકાર થઇ અજ્ઞાનને દૂર કરે છે, એટલે બ્રહ્મ પ્રકાશ થાય છે). તેથી બ્રહ્મમાં અજ્ઞાન નાશ કરવાને માટે વૃત્તિ-વ્યાપ્તિની જરૂર છે. પણ તેને પ્રકાશ કરવાને ચિદાભાસની જરૂર નથી, કારણ કે બ્રહ્મ પોતે સ્ફુરણ–પ્રકાશ–રૂપ છે. દાખલા તરીકે જેમ અંધકારમાં પડેલા ઘટાદિને જોવાને માટે ચક્ષુ અને દીપ બંનેની જરૂર છે, પરંતુ દીપને જોવાને માટે બીજા દીપની જરૂર નથી, પણ એકલી ચક્ષુની જ જરૂર છે. (૯૨–૯૩). બ્રહ્મગોચર થયેલી બુદ્ધિવૃત્તિમાં ચિદાભાસ રહેલો છે ખરો, પરંતુ તે બ્રહ્મથી જૂદો ભાસતો નથી; પણ જેમ પ્રચંડ સૂર્યતાપની મધ્યમાં રહેલા દીવાનો પ્રકાશ સૂર્યતાપની સાથે મળી જાય છે, તેમ આ ચિદાભા-સ બ્રહ્મની સાથે એક રૂપ થઇ જાય છે. તેથી ઘટમાં જેમ ફલ-વ્યાપ્તિ કરે છે, તેમ બ્રહ્મને વિશે તે સ્ફુરણ રૂપી કોઈ વિશેષ ફળ કરી શકતો નથી. (૯૪). બ્રહ્મમાં ચિદાભાસની વ્યાપ્તિ નથી, પણ વૃત્તિવ્યાપ્તિ છે, તે સંબંધમાં શ્રુતિપ્રમાણ પણ છે. "अप्रमेयम-नादिं च" એ શ્રુતિમાં "अप्रमेयम्" શબ્દ વડે ફલ (ચિદાભાસ)-

વ્યાપ્તિરહિત કહેવામાં આવે છે, અને " मनसैवेदमाप्तव्यम् " એ શ્રુતિમાં વૃત્તિવ્યાપ્યતા કહેવામાં આવી છે. ( ૯૫ ).

आत्मानं चेद्विजानीयादयमस्मीति वाक्यतः ।
ब्रह्मात्मव्यक्तिमुल्लिख्य यो बोधः सोऽभिधीयते ॥ ९६ ॥

માટે " आत्मानं चेद्विजानीयादयमस्मि " એ પહેલા વાક્ય વડે, બ્રહ્મથી અભિન્ન જીવાત્માના સ્વરૂપ(व्यक्ति)નો સાક્ષાત્કાર કરીને (उल्लिख्य) જે અપરોક્ષ જ્ઞાન થાય છે તે કહ્યું છે—મતલબ કે આ વાક્યથી જીવ બ્રહ્મની એકતાનું—" હું બ્રહ્મ છું " એવું—અપરોક્ષ જ્ઞાન કહ્યું. ( જીવની આ પાંચમી અવસ્થા છે. છઠ્ઠી અવસ્થા શોકમોક્ષની છે. જે " किमिच्छन् " ઇત્યાદિ બીજા વાક્યથી કહેશે. ) ( ૯૬ ).

**૫. અપરોક્ષ જ્ઞાન દૃઢ નહિ થવામાં પ્રતિબંધ, અને તે દૂર કરવાના ઉપાય. ૯૭-૧૩૫.**

अस्तु बोधोऽपरोक्षोऽत्र महावाक्यात्तथाप्यसौ ।
न दृढः श्रवणादीनामाचार्यैः पुनरीरणात् ॥ ९७ ॥
अहं ब्रह्मेतिवाक्यार्थबोधो यावद्दृढीभवेत् ।
शमादिसहितस्तावदभ्यसेच्छ्रवणादिकम् ॥ ९८ ॥

( ઉપર કહ્યા પ્રમાણે આ વિષયમાં મહાવાક્યના એક વારના વિચારથી ) બ્રહ્મજ્ઞાન થાય છે ખરૂં, તથાપિ તે જ્ઞાન દૃઢ હોતું નથી. તેથી જ સ્વામી શ્રીશંકરાચાર્યે એક વાર અપરોક્ષ જ્ઞાન થયા પછી પણ શ્રવણ મનનાદિનું વારંવાર અનુષ્ઠાન કરવાનું કહ્યું છે. માટે જ્ઞાનની દૃઢતાને માટે તે કરવું. ( ૯૭ ). અને જ્યાં સુધી " હું બ્રહ્મ છું " એ મહાવાક્યના અર્થનું જ્ઞાન દૃઢ થાય, ત્યાં સુધી શમાદિ સહિત થઇને શ્રવણાદિનો અભ્યાસ કર્યા કરવો. ( ૯૮ ).

बाढं सन्ति ह्यदार्ढ्यस्य हेतवः श्रुत्यनेकता ।
असंभाव्यत्वमर्थस्य विपरीता च भावना ॥ ९९ ॥

( આ અપરોક્ષ જ્ઞાનની દૃઢતા નહીં રહેવાનું કારણ કે ) અદાર્ઢ્યનાં જૂદાં જૂદાં કારણો છેઃ-૧. શ્રુતિઓની અનેકતા, ૨. જૂદી જૂદી શ્રુતિઓના અર્થનું અનિશ્ચિતપણું, અને ૩. વિપરીત ભાવના. ( ૯૯ ).

शाखाभेदात्कामभेदाच्छ्रुतं कर्मान्यथान्यथा ।
एवमत्रापि मा शङ्कीत्यतः श्रवणमाचरेत् ॥ १०० ॥
वेदान्तानामशेषाणामादिमध्यावसानतः ।
ब्रह्मात्मन्येव तात्पर्यमिति धीः श्रवणं भवेत् ॥ १ ॥
समन्वयाध्याय एतत्सूत्रं धीस्वास्थ्यकारिभिः ।
तर्कैः संभावनार्थस्य द्वितीयाध्याय ईरिता ॥ २ ॥

જેમ શ્રુતિઓની શાખાઓના ભેદ પ્રમાણે તેમજ માણસોની વાસનાના ભેદ પ્રમાણે કર્મોના ભેદ જોવામાં આવે છે; તેમ ઉપનિષદોમાં પણ પ્રતિપાદ્ય તત્ત્વના-જીવ બ્રહ્મના-ભેદની શંકા ઉઠવાનો સંભવ છે. તેથી તે શંકાના નિવારણને માટે વારંવાર **શ્રવણ** કરવું જોઇએ. ( ૧૦૦ ). આ શ્રવણ જીવબ્રહ્મની એકતાનું જ કરવું જોઇએ, કેમકે સકળ વેદાન્ત( ઉપનિષદ્ )ના આદિ, મધ્ય, અને અંતનું અવલોકન કરતાં તેમાં જીવબ્રહ્મની એકતા રૂપી તાત્પર્ય જ નિકળે છે. તેથી આ જીવબ્રહ્મની એકતા સંબંધી બુદ્ધિ કરવી તેનું નામ **શ્રવણ** છે. ( આ શ્રુત્યનેકતાથી થતી અદઢતાનો ઉપાય કહ્યો ). ( ૧૦૧ ). આ શ્રવણ શંકરાચાર્યે શારીરક ભાષ્યના સમન્વયાધ્યાયમાં સારી રીતે કહ્યું છે. આ શ્રવણ કરેલા અર્થનું નિશ્ચિતપણું ( સંભાવના ) બુદ્ધિની સ્વસ્થતા કરનાર તર્કો વડે દ્વિતીયાધ્યાયમાં બતાવ્યું છે. ( શ્રવણ કરેલા અર્થનો તર્કો વડે નિશ્ચય કરવો તેનું નામ **મનન** છે. માટે અર્થના અનિશ્ચિતપણાથી થતી અદઢતાનો ઉપાય **મનન** છે. ) ( ૧૦૨ ).

## વિપરીત ભાવના. ૧૦૩-૧૧૮.

बहुजन्मदृढाभ्यासाद्देहादिष्वात्मधीः क्षणात् ।
पुनःपुनरुदेत्येवं जगत्सत्यत्वधीरपि ॥ ३ ॥
विपरीता भावनेयमैकाग्र्यात्सा निवर्तते ।
तत्त्वोपदेशात्प्रागेव भवत्येतदुपासनात् ॥ ४ ॥

ઘણા જન્મોના દઢ અભ્યાસને લીધે " આ દેહાદિ આત્મા છે " એવી બુદ્ધિ ક્ષણે ક્ષણે ઉદય પામે છે; તે જ પ્રમાણે

"આ જગત્ સત્ય છે" એવી બુદ્ધિ પણ ઉદય પામે છે. આનું નામ **વિપરીત ભાવના** છે. તેની નિવૃત્તિનો ઉપાય જીવબ્રહ્મની એકતામાં **મનની એકાગ્રતા** કરવી તે છે. અને આ **એકાગ્રતા** તત્ત્વોપદેશ લેવા પહેલાં જ **ઉપાસના** ( **સગુણ-ઈશ્વર-ઉપાસના** ) કરવાથી થાય છે. ( મતલબ કે વિપરીત ભાવનાની નિવૃત્તિનો ઉપાય **એકાગ્રતા** અથવા **નિદિધ્યાસન** છે, અને એકાગ્રતાનો ઉપાય ઈશ્વરની **ઉપાસના** છે. ) ( ૧૦૩-૪ ).

**उपास्तयोऽत एवात्र ब्रह्मशास्त्रेऽपि चिन्तिताः ।**
**प्रागनभ्यासिनः पश्चाद्ब्रह्माभ्यासे न तद्भवेत् ॥ ५ ॥**
**तच्चिन्तनं तत्कथनमन्योन्यं तत्प्रबोधनम् ।**
**एतदेकपरत्वं च ब्रह्माभ्यासं विदुर्बुधाः ॥ ६ ॥**

માટે જ ઉપાસનાની રીતિઓનો વિચાર બ્રહ્મશાસ્ત્ર ( વેદાન્તશાસ્ત્ર )માં પણ કર્યો છે-( મતલબ કે વેદાન્તમાં તો ફક્ત બ્રહ્મચિંતન એટલે આત્મવિચારને જ તત્ત્વજ્ઞાનનો હેતુ કહ્યો છે; પરંતુ ઉપાસના ચિત્તની એકાગ્રતા કરવાનો એક ઉપાય હોવાથી તેનું વર્ણન પણ વેદાન્તમાં કર્યું છે, જો કે તે-ઉપાસના-યોગનો વિષય છે ) પરંતુ બ્રહ્માભ્યાસ રહિત જે પુરૂષને ( अनभ्यासिनः ) તત્ત્વજ્ઞાન થયું નથી, તેણે બ્રહ્માભ્યાસ કરતા પહેલાં જ તે ઉપાસના કરવાની કહી છે, ( કેમકે પ્રથમ ઉપાસના કર્યા વિના બ્રહ્માભ્યાસમાં ચિત્ત ચોંટે નહિ-બ્રહ્માભ્યાસમાં ચિત્ત એકાગ્ર રહી શકે નહિ ). પરંતુ એકાગ્રતા પ્રાપ્ત કરી બ્રહ્માભ્યાસ થયે સતે ( **ब्रह्माभ्यासे** ) પશ્ચાત્ તે ( ઉપાસના ) બનતી નથી ( **न भवेत्** ), ( કેમકે એક વાર બ્રહ્માભ્યાસ શરૂ થયા પછી તે નિષ્ફળ છે. )* ( ૧૦૫ ). જીવ બ્રહ્મની

---

* કેટલાક ભાષાન્તરકારો શ્લો. ૧૦૪ અને ૧૦૫ નો અર્થ એવો કરે છે કે જેનાથી ઉપાસના વડે એકાગ્રતા બની શકતી ન હોય તે બ્રહ્માભ્યાસ કરીને પણ આ એકાગ્રતા પ્રાપ્ત કરી શકે તેમ છે. તેથી શ્લો. ૧૦૫ ના ઉત્તરાર્ધમાં "**ब्रह्माभ्यासेन**"-તૃતીયાન્ત પદ વાપરે છે. પરંતુ વેદાન્ત શાસ્ત્રોનું કહેવું એવું છે કે સગુણોપાસના વિના ચિત્ત એકાગ્ર-સ્થિર-થઇ શકે નહીં; અને ચિત્ત એકાગ્ર થયા વિના બ્રહ્માભ્યાસ બની શકે જ નહિ. માટે પ્રથમ પગથીઉં

એકતાનું ચિંતન, તેનું જ કથન, તેનું જ એક બીજા સાથે પ્રબોધન (ઉપદેશ) અને તેનું જ એકપરત્વ–નિદિધ્યાસન–કરવું, તેને જ્ઞાનીઓ **બ્રહ્માભ્યાસ** કહે છે. (આ **અભ્યાસ** ઉપાસનાથી અથવા નિદિધ્યાસનથી ચિત્ત એકાગ્ર–સ્થિર–થયા પછી જ બની શકે છે. માટે પ્રથમ **સગુણોપાસના,** અને પછી **બ્રહ્માભ્યાસ** કહ્યો છે.) (૧૦૬).

तमेव धीरो विज्ञाय प्रज्ञां कुर्वीत ब्राह्मणः ।
नानुध्यायाद्बहूञ्छद्बान्वाचो विग्लापनं हि तत् ॥७॥
अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥८॥
इति श्रुतिस्मृती नित्यमात्मन्येकाग्रतां धियः ।
विधत्तो विपरीताया भावनायाः क्षयाय हि ॥ ९ ॥

(શ્રુતિ કહે છે કે) મુમુક્ષુ (ब्राह्मणः) પુરૂષે એક આત્માને જ જાણીને બ્રાહ્મી બુદ્ધિ (બ્રહ્મમાં એકાગ્રતા) કરવી; બહુ શબ્દોનું ધ્યાન કરવું નહીં, કારણ કે તે (બહુ શબ્દોનું ધ્યાન) વાણીને થાક માત્ર છે. (૧૦૭). (સ્મૃતિ–ગીતામાં–પણ શ્રીકૃષ્ણ કહે છે કે) જે પુરૂષો "હું બ્રહ્મ છું" એવા જ્ઞાન વડે મારાથી અભિન્ન થઇને મારૂં ચિંતન કરતા મારી ઉપાસના કરે છે, તેવા મારે વિશે ચિત્ત લગાડી રહેલાને હું અલબ્ધની પ્રાપ્તિ (યોગ) રૂપી અને લબ્ધના રક્ષણ (ક્ષેમ) રૂપી **યોગક્ષેમ** પ્રાપ્ત કરાવું છું. (૧૦૮). આ પ્રમાણે શ્રુતિ અને સ્મૃતિ બંને વિપરીત ભાવનાના ક્ષયને માટે નિત્ય આત્મામાં બુદ્ધિની એકાગ્રતા કરવાનું કહે છે. (૧૦૯).

यद्यथा वर्तते तस्य तत्त्वं हित्वान्यथात्वधीः ।
विपरीता भावना स्यात्पित्रादावरिधीर्यथा ॥११०॥
आत्मा देहादिभिन्नोऽयं मिथ्या चेदं जगत्तयोः ।
देहाद्यात्मत्वसत्यत्वधीर्विपर्ययभावना ॥ १११ ॥

---

**ઉપાસના છે.** તે વિના ચિત્ત એકાગ્ર થઈ શકે નહિ, અને બ્રહ્માભ્યાસ બની શકે નહિ. માટે ઉપરના શ્લોક ૧૦૫ માં "**ब्रह्माभ्यासे न**" એ પદો મૂકયાં છે.

જે વસ્તુનું જે તત્ત્વ હોય છે તેને છોડીને તેનુ બીજું જ તત્ત્વ માની લેવું-જાણવું, તેનું નામ **વિપરીત ભાવના** છે, જેમ પિતા વગેરેને દુશ્મન જાણવા, રજ્જુને સર્પ માનવો, વગેરે. (૧૧૦ ). તે પ્રમાણે આત્મા જે ખરી રીતે દેહાદિથી ભિન્ન છે, અને આ જગત્ ખરી રીતે મિથ્યા છે, તેને બદલે આત્માને દેહાદિ રૂપ માનવો અને જગત્‌ને સત્ય માનવું-તે **વિપરિત ભાવના** છે. ( ૧૧૧ ).

तत्त्वभावनया नश्येत्सातो देहातिरिक्तताम् ।
आत्मनो भावयेत्तद्वन्मिथ्यात्वं जगतोऽनिशम् ॥१२॥

વિપરીત ભાવનાના નાશનો ઉપાયઃ—આ વિપરીત ભાવના તત્ત્વના **નિરંતર ધ્યાન** વડે નાશ પામે છે; માટે આત્મા દેહાદિથી જૂદો છે, અને દેહાદિ જગત્ મિથ્યા છે—તેનું સદા ચિંતન કરવું. ( પરંતુ આ બ્રહ્મચિંતન મનની એકાગ્રતા થયા વિના બની શકતું નથી. માટે જ ઉપર શ્લો. ૧૦૪માં બ્રહ્માભ્યાસ પહેલાં જ પ્રથમ સગુણોપાસના વડે એકાગ્રતા પ્રાપ્ત કરવાનું કહ્યું છે, અને તે પછી બ્રહ્મચિંતન કરવાથી વિપરીત ભાવનાનો નાશ થાય છે એમ કહેવાનું તાત્પર્ય છે. ) (૧૧૨).

किं मंत्रजपवन्मूर्तिध्यानवद्वात्मभेदधीः ।
जगन्मिथ्यात्वधीश्चात्र व्यावर्त्या स्यादुतान्यथा ॥१३॥
अन्यथेति विजानीहि दृष्टार्थत्वेन भुक्तिवत् ।
बुभुक्षुर्जपवद्भुङ्क्ते न कश्चिन्नियतः क्वचित् ॥ १४ ॥
अश्नाति वा न वाश्नाति भुङ्क्ते वा स्वेच्छयान्यथा ।
येन केन प्रकारेण क्षुधामपनिनीषति ॥ १५ ॥
नियमेन जपं कुर्यादकृतौ प्रत्यवायतः ।
अन्यथाकरणेऽनर्थः स्वरवर्णविपर्ययात् ॥ १६ ॥
क्षुधेव दृष्टबाधाकृत्वाद्विपरीता च भावना ।
जेया केनाप्युपायेन नास्त्यत्रानुष्ठितेः क्रमः ॥१७॥

શંકાઃ—આત્મભેદ અને જગન્મિથ્યાત્વનું ચિંતન મંત્રનો જપ અને દેવતામૂર્તિના ધ્યાનની પેઠે નિયમ પૂર્વક કરવું જોઇએ, કે નિ-

યમ વિના બની શકે છે ? (૧૧૩). ઉત્તરઃ—નિયમ વિના બની શકે છે એમ જાણો, જેમ અનુભવ સિદ્ધ—પ્રત્યક્ષ—ક્ષુધાના દૃષ્ટાન્તમાં ક્ષુધાને ટાળવાને માટે કોઇ નિયમ પૂર્વક ભોજન લેતું નથી. ક્ષુધાને ટાળવા સારૂ ખાવાની ઇચ્છા વાળો કોઇ પણ પુરૂષ જપના નિયમની પેઠે કોઇ ઠેકાણે નિયમ પૂર્વક ભોજન લેતો નથી. (૧૧૪). તેવો માણસ અન્ન મળે તો જમે છે, તે ન મળે તો જમતો નથી અને ક્ષુધાને ભુલી જવાને માટે દ્યુતાદિ ચેષ્ટા કરતો કાલક્ષેપ કરે છે, અથવા ઉભે ઉભે, ચાલતાં, કે સુતો સુતો પોતાની ઇચ્છા પ્રમાણે ભોજન લઇ લે છે—એ પ્રમાણે ગમે તે પ્રકારે તાત્કાલિક ક્ષુધાને દૂર કરવાની ઇચ્છા કરે છે. (૧૧૫). મંત્રનો જપ તો પૂર્વાભિમુખ વગેરે નિયમ પૂર્વક જ કરવો જોઇએ, કેમકે તેમ ન કરવાથી દોષ (પાપ) લાગે છે; અને જો તેમાં સ્વર કે વર્ણ (અક્ષર)ની ભૂલ કરી અન્યથા કરવામાં આવે તો ઉલટો અનર્થ થાય—" ઇંદ્રશત્રુ "ની પેઠે પોતાને જ હણે. (૧૧૬). વિપરીત ભાવના ક્ષુધાની પેઠે પ્રત્યક્ષ દુઃખ રૂપ હોવાથી (दृष्टबाधात्वात्) ગમે તે ઉપાયે જીતવી જોઇએ. તેના અનુષ્ઠાનનો કોઇ ક્રમ નથી. (૧૧૭).

उपायः पूर्वमेवोक्तस्तच्चिन्ताकथनादिकः ।
एतदेकपरत्वेऽपि निर्बन्धो ध्यानवन्न हि ॥ १८ ॥

તેનો ઉપાય ઉપર (શ્લો. ૧૦૬ માં) બતાવ્યા પ્રમાણે તત્કથન' વગેરે છે. (પરંતુ આ ઉપાય ઉપાસના વડે એકાગ્રતા પ્રાપ્ત કર્યા પછી જ બની શકે છે.) વળી જેવી રીતે જપ કરતી વખતે પૂર્વાભિમુખ થવા વગેરેનો નિયમ તત્ત્વભાવના કરવામાં પાળવાનો નથી, તેવી રીતે બ્રહ્મૈકપરત્વ—નિદિધ્યાસન—બ્રહ્મચિંતન—માં પણ મૂર્તિની ઉપાસના(ધ્યાન)માં જે પ્રકારનો નિર્બંધ હોય છે તે પણ નથી. (૧૧૮).

मूर्तिप्रत्ययसान्तत्यमन्यानन्तरितं धियः ।
ध्यानं तत्रातिनिर्बन्धो मनसश्चञ्चलात्मनः ॥ १९ ॥
चञ्चलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥१२०॥

अप्यब्धिपानान्महतः सुमेरून्मूलनादपि ।
अपि वह्न्यशनात्साधो विषमश्चित्तनिग्रहः ॥ २१ ॥

મૂર્તિધ્યાન કરવામાં મનને લાગતું બંધન વર્ણવે છેઃ—ધ્યાનનો અર્થ એ છે કે મૂર્તિમાં ચિત્તની વૃત્તિઓનો પ્રવાહ અંતરાય રહિત વહેવો તે છે. તેથી મૂર્તિનું ધ્યાન કરવામાં, સ્તંભે બાંધેલા અશ્વાદિની પેઠે, ચંચળ મનને અતિ નિર્બંધ લાગે છે. ( ૧૧૯ ). અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું હતું કે હે કૃષ્ણ! ચંચળ મન જે પુરૂષને વ્યાકુલતા કરાવનારૂં છે ( પ્રમાથિ ), જે બલવત્—સમર્થ—નિગ્રહ કરવાને મુશ્કેલ છે, અને દૃઢ—વિષયમાં લગ્ન—છે, તેવા મનનો નિગ્રહ કરવો તે, વાયુની પેઠે, દુષ્કર છે. ( ૧૨૦ ). વસિષ્ઠજીએ પણ શ્રી રામચંદ્રજીને કહ્યું કે સમુદ્રનું પાન કરવા કરતાં પણ, મહાન સુમેરૂ પર્વતને મૂળમાંથી ઉખેડી નાંખવા કરતાં પણ, અને અગ્નિને ગળી જવા કરતાં પણ, હે સાધો! ચિત્તનો નિગ્રહ કરવો એ વિષમ છે. ( ૧૨૧ ).

कथनादौ न निर्बन्धः शृङ्खलाबद्धदेहवत् ।
किंत्वनन्तेतिहासाद्यैर्विनोदो नाट्यवद्धियः ॥ २२ ॥
चिदेवात्मा जगन्मिथ्येत्यत्र पर्यवसानतः ॥
निदिध्यासनविक्षेपो नेतिसाहादिभिर्भवेत् ॥ २३ ॥
कृषिवाणिज्यसेवादौ काव्यतर्कादिकेषु च ।
विक्षिप्यते प्रवृत्त्या धीस्तैस्तत्त्वस्मृत्यसंभवात् ॥ २४ ॥
अनुसंदधतैवात्र भोजनादौ प्रवर्तितुम् ।
शक्यतेऽत्यन्तविक्षेपाभावादाशु पुनः स्मृतेः ॥ २५ ॥
तत्त्वविस्मृतिमात्रान्नानर्थः किंतु विपर्ययात् ।
विपर्येतुं न कालोऽस्ति झटिति स्मरतः क्वचित् ॥२६॥
तत्त्वस्मृतेरवसरो नास्त्यन्याभ्यासशालिनः ।
प्रत्युताभ्यासघातित्वाद्बलात्तत्त्वमुपेक्ष्यते ॥ २७ ॥
तमेवैकं विजानीथ ह्यन्या वाचो विमुञ्चथ ।
इति श्रुतं तथान्यत्र वाचो विग्लापनं त्विति ॥ २८ ॥

**आहारादि त्यजन्नैव जीवेच्छास्त्रान्तरं त्यजन् ।**
**किं न जीवसि येनैवं करोष्यत्र दुराग्रहम् ॥ २९ ॥**

શૃંખલાથી બંધાયલા દેહમાં જેમ કાંઇ નિયમ નથી, તેમ મહાભારત વગેરેની કથા કરવી વગેરેમાં પણ કાંઇ નિયમ પાળવાનો નથી. પરંતુ નાટકની પેઠે અનંત ઇતિહાસાદિથી બુદ્ધિને વિનોદ મળે છે. (૧૨૨). ઇતિહાસની કથા વગેરેથી નિદિધ્યાસનને કાંઇ વિક્ષેપ નડતો નથી, કારણ કે તેનો અંત પણ "આત્મા ચિન્માત્ર રૂપ છે, દેહ રૂપ નથી, અને જગત્ મિથ્યા છે," એ અર્થમાં આવે છે. (૧૨૩). તેથી ઉલટું કૃષિ, વાણિજ્ય, સેવા, વગેરે કરવામાં તથા કાવ્ય, તર્ક, વગેરેમાં પ્રવૃત્તિ રાખવાથી બુદ્ધિને વિક્ષેપ થાય છે, કારણ કે તેથી તત્ત્વની સ્મૃતિ રહેવાનો અસંભવ છે. (૧૨૪). તત્ત્વનું ચિંતન કરનાર પુરૂષે ભોજનાદિમાં પ્રવૃત્ત થવું શકય છે, કેમકે તેથી અત્યન્ત વિક્ષેપ થવાનો અભાવ છે. તેનું કારણ એ છે કે જો કે ભોજનાદિ કરતી વખતે તત્ત્વસ્મૃતિમાં વિક્ષેપ આવવાનો સંભવ છે ખરો, પરંતુ તે કરી રહ્યા પછી તે જલદીથી પાછું યાદ આવે છે. (૧૨૫). તત્ત્વની વિસ્મૃતિ થવા માત્રથી કાંઇ અનર્થ થતો નથી, પરંતુ વિપરીત જ્ઞાનથી (વિપર્યયથી)–અનાત્માના સ્મરણથી–અનર્થ થાય છે. અને ભોજનાદિ કરતાં વિપર્યય થવાનો કયાંએ અવસર જ નથી, કેમકે તરત જ સ્મરણ થાય છે. (૧૨૬). પરંતુ અન્ય (અનાત્માનો) અભ્યાસ કરનારને તત્ત્વની સ્મૃતિ રાખવાનો અવસર જ નથી, એટલું જ નહી પરંતુ તત્ત્વના અભ્યાસને વિરોધી હોવાથી તેવા પુરૂષથી તે અભ્યાસને લીધે બળ પૂર્વક તત્ત્વની ઉપેક્ષા (ત્યાગ) થઇ જાય છે. (૧૨૭). શ્રુતિની પણ આજ્ઞા છે કે "તે (આત્મા) એકલાને જ જાણ, બીજો અભ્યાસ (वाचः) છોડી દે," તેમ બીજી શ્રુતિમાં પણ કહ્યું છે, કે "બીજો અભ્યાસ વાણીનો થાક માત્ર છે." (૧૨૮) આહારાદિને તજનાર તો જીવતો જ નથી, પરંતુ (વેદાન્ત સિવાય)બીજાં શાસ્ત્રોને તજનાર તો જીવે છે–તે વાત તું જોતો નથી કે તે શાસ્ત્રોના અભ્યાસમાં આટલો બધો દુરાગ્રહ કરે છે ? (૧૨૯).

**जनकादेः कथं राज्यमिति चेद्दृढबोधतः ।**
**तथा तवापि चेत्तर्कं पठ यद्वा कृषिं कुरु ॥ १३० ॥**

मिथ्यात्ववासनादार्ढ्ये प्रारब्धक्षयकाङ्क्षया ।
अक्लिश्यन्तः प्रवर्तन्ते स्वस्वकर्मानुसारतः ॥ ३१ ॥
अतिप्रसङ्गो मा शङ्क्यः स्वकर्मवशवर्तिनाम् ।
अस्तु वा केन शक्येत कर्म वारयितुं वद ॥ ३२ ॥

જો તું એમ પૂછતો હોય કે જનકાદિ જ્ઞાની છતાં તત્ત્વને છોડી રાજ્ય કેમ કરતા હતા, તો તેનું કારણ એ છે કે તેમનું જ્ઞાન દૃઢ થયેલું હતું. ( જેનું જ્ઞાન દૃઢ થઇ ગયું છે તેને ઉપરનો નિયમ લાગુ પડતો નથી ). માટે તારૂં જ્ઞાન પણ જો દૃઢ થયું હોય તો ભલે તું તર્ક ભણે અથવા કૃષિ કરે, તેથી કાંઇ હાનિ નથી. (૧૩૦ ). જ્ઞાની સંસારની અસારતા જાણે છે–જગત્ મિથ્યા છે એવી દૃઢ વાસના છે, છતાં પારબ્ધના ક્ષયની ઇચ્છાથી ક્લેશ પામ્યા વિના તેઓ પોતપોતાના કર્મને અનુસાર પ્રવર્તે છે. (૧૩૧ ). પોતાના કર્મને વશ થઇને વર્તનાર જ્ઞાનીઓના અતિપ્રસંગ ( અનાચાર પ્રવર્તન )ની શંકા કરવી નહીં. છતાં પ્રારબ્ધવશાત્ તે પણ થાય, કેમકે કર્મનું નિવારણ કરવાને કોણ સમર્થ છે તે કહે. ( ૧૩૨ ).

ज्ञानिनोऽज्ञानिनश्चात्र समे प्रारब्धकर्मणि ।
न क्लेशो ज्ञानिनो धैर्यान्मूढः क्लिश्यत्यधैर्यतः ॥३३॥
मार्गे गन्त्रोर्द्वयोः श्रान्तौ समायामप्यदूरताम् ।
जानन्धैर्याद्द्रुतं गच्छेदन्यस्तिष्ठति दीनधीः ॥ ३४ ॥

જ્ઞાની અને અજ્ઞાનીનાં પ્રારબ્ધકર્મ સરખાં જ ભોગ આપનારાં છે; પરંતુ ફેર એટલો છે કે જ્ઞાનીને ધૈર્ય હોવાથી તે ક્લેશ પામતો નથી. પરંતુ અજ્ઞાનીને ધીરજ નહીં હોવાને લીધે ક્લેશ થાય છે. (૧૩૩ ). જેમકે પરગામ જનાર બંને માણસો સરખા જ થાકેલા છે, છતાં તે ગામ દૂર નથી એમ જાણનાર માણસ જલદીથી ચાલે છે, અને બીજો માણસ જાણતો નથી તે દીન થઇને થાક ખાવા ઉભો રહે છે; તેવી રીતે પ્રારબ્ધ ભોગવવાથી તેનો ક્ષય થઇ જવાનો છે એમ જ્ઞાની જાણતો હોવાથી ક્લેશ પામ્યા વિના તે ભોગવે છે, પરંતુ અજ્ઞાની તે વાત નહીં જાણતો હોવાથી મનનો ક્લેશ પામીને ભોગવે છે. (૧૩૪ ).

साक्षात्कृतात्मधीः सम्यगविपर्ययबाधितः ।
किमिच्छन्कस्य कामाय शरीरमनु संज्वरेत् ॥ ३५ ॥

આ પ્રમાણે શ્રુતિની પહેલી લીટી ( आत्मानं चेदिति )માં કહ્યા પ્રમાણે જેને વિપર્યયના ( ઉલટા જ્ઞાનના ) બાધ રહિત "હું બ્રહ્મ છું" એવું સાક્ષાત્-અપરોક્ષ-દૃઢ જ્ઞાન થયું છે તેવો પુરૂષ "કઇ વસ્તુની ઇચ્છાથી અને કયા ભોક્તાને માટે શરીરોની પાછળ પોતાને તપાયમાન કરે?" અર્થાત્ ન કરે. ( આ બીજી દશા-શોકમોક્ષ-ઉપરની શ્રુતિમાંની किमिच्छनिति બીજી લીટીમાં કહે છે ). ( ૧૩૫ ).

### किमिच्छन् ઇત્યાદિ ઉત્તરાર્ધનો અર્થ. ૧૩૬-૨૫૦.

અહીં સુધી શ્લો. ૧ માં જણાવેલી શ્રુતિના પૂર્વાર્ધમાં બતાબતાવેલા **અપરોક્ષ જ્ઞાન**( જીવની પાંચમી અવસ્થા )નું વર્ણન કરી હવે શ્લો. ૧૩૬ થી ૨૫૦ માં તે શ્રુતિના ઉત્તરાર્ધમાં કહેલી જીવની **શોકમોક્ષ** નામની છઠી દશાનું વર્ણન કરે છે.

### ૬. किमिच्छन् પદનો અર્થ. ૧૩૬-૧૯૨.

जगन्मिथ्यात्वधीभावादाक्षिप्तौ काम्यकामुकौ ।
तयोरभावे संतापः शाम्येन्निःस्नेहदीपवत् ॥ ३६ ॥

આ ઉત્તરાર્ધનું તાત્પર્ય એ છે કે જગત્ મિથ્યા છે એવું જ્ઞાન થવાથી **કામ્ય**-ભોગ્ય-પદાર્થો તથા **કામુક**-કામના કરનાર-ભોક્તા બંને મિથ્યા છે એમ જાણી તેમનો તિરસ્કાર કરવામાં આવ્યો. તેથી તેમનો અભાવ થતાં દીવેલ વિનાના દીવાની પેઠે ( કામનામાંથી ઉત્પન્ન થનાર ) સંતાપ પણ શાન્ત પામે છે. ( ૧૩૬ ).

गन्धर्वपत्तने किंचिन्नैन्द्रजालिकनिर्मितम् ।
जानन्कामयते किंतु जिहासति हसन्निदम् ॥३७॥
आपातरमणीयेषु भोगेष्वेवं विचारवान् ।
नानुरज्यति किंत्वेतान्दोषदृष्ट्या जिहासति ॥३८॥
अर्थानामर्जने क्लेशस्तथैव परिपालने ।
नाशे दुःखं व्यये दुःखं धिगर्थान्क्लेशकारिणः ॥३९॥

मांसपाञ्चालिकायास्तु यन्त्रलोलेऽङ्गपञ्जरे ।
स्नाय्वस्थिग्रन्थिशालिन्याः स्त्रियाः किमिव शोभनं ॥४०॥
एवमादिषु शास्त्रेषु दोषाः सम्यक्प्रपञ्चिताः ।
विमृशन्ननिशं तानि कथं दुःखेषु मज्जति ॥ ४१ ॥
क्षुधया पीड्यमानोऽपि न विषं ह्यत्तुमिच्छति ।
मिष्टान्नध्वस्ततृड् जानन्नामूढस्तज्जिघत्सति ॥ ४२ ॥

ગંધર્વ નગરમાં રહેલી કંઇ પણ વસ્તુ ઐન્દ્રજાલિકની ઉત્પન્ન કરેલી છે એમ જાણનાર કોઇ પણ પુરૂષ તેની ઇચ્છા કરતો નથી, પરંતુ "આ મિથ્યા છે" એમ હસીને તેનો ત્યાગ કરવાની ઇચ્છા કરે છે. (૧૩૭). એ પ્રમાણે પ્રતીતિ માત્ર રમ્ય દેખાતા વિષયો આવા છે એવા વિચાર વાળો માણસ તેમાં આસક્તિ કરતો નથી, પણ તે ઉપર દોષદષ્ટિ કરીને તેમનો ત્યાગ કરવાને ઇચ્છે છે. (૧૩૮). જેમકે ધન પ્રાપ્ત કરતાં દુઃખ, તેનું રક્ષણ કરવામાં કલેશ, નાશ થતાં દુઃખ, ખર્ચ થતાં દુઃખ થાય છે. માટે આવા કલેશ કરાવનાર ધનને ધિક્કાર છે! (૧૩૯) વળી સ્નાયુ (સૂક્ષ્મ નાડીઓ), હાડકાં, સ્તનાદિ ગ્રંથિઓ વાળી માંસની પુતળી રૂપ સ્ત્રીના યંત્ર જેવા ચંચળ અંગપંજરમાં શોભાયમાન શું છે? કાંઇ નથી. (૧૪૦). એ વગેરે દોષ બતાવનાર શાસ્ત્રોમાં દોષોનું સારી રીતે વર્ણન કર્યું છે. માટે તેનો સદા વિચાર કરીને શામાટે દુઃખમાં ડુબવું? (૧૪૧). ક્ષુધાથી પીડાતો માણસ પણ વિષ ખાવાની ઇચ્છા કરતો નથી. તો પછી જેણે મિષ્ટાન્ન જમીને પોતાની ભૂખ મટાડી છે તેવો વિવેકી પુરૂષ "આ વિષ છે" એમ જાણતો છતાં વિષને ખાવાની ઇચ્છા કરે જ શાનો? (૧૪૨).

प्रारब्धकर्मप्राबल्याद्भोगेष्विच्छा भवेद्यदि ।
क्लिश्यन्नेव तदाप्येष भुङ्क्ते विष्टिगृहीतवत् ॥ ४३ ॥
भुञ्जाना वा अपि बुधाः श्रद्धावन्तः कुटुम्बिनः ।
नाद्यापि कर्म नश्छिन्नमिति क्लिश्यन्ति संततम् ॥४४॥
नायं क्लेशोऽत्र संसारतापः किंतु विरक्तता ।
भ्रान्तिज्ञाननिदानो हि तापः सांसारिकः स्मृतः ॥४५॥

છતાં કદાપિ પ્રારબ્ધ કર્મની પ્રબળતાને લીધે જ્ઞાનીને ભોગ ભોગવવાની ઇચ્છા થાય, તો પણ રાજભટ્ટે ( સિપાઇ—વિષ્ટિ ) પકડેલા માણસની પેઠે તે ( જ્ઞાની ) ક્લેશ પામતો ભોગવે છે. ( ૧૪૩ ). શાસ્ત્ર ઉપર શ્રદ્ધાવાળા અને કુટુંબવાળા જ્ઞાનીઓ ભોગ ભોગવતા છતાં " અમારૂં પ્રારબ્ધ કર્મ હજુ સુધી નાશ પામ્યું નથી " એવો વિચાર કરતા સદા ક્લેશ પૂર્વક ભોગ ભોગવે છે. (૧૪૪). સંસારમાં જ્ઞાનીને થતો આ ક્લેશ સંસારતાપ નથી, પરંતુ તે **વિરક્તતા** છે. સાંસારિક તાપનું કારણ તો **ભ્રાન્તિજ્ઞાન** છે; પરંતુ જ્ઞાનીના આ ક્લેશનું કારણ તો **વિવેકજ્ઞાન** હોવાથી તે ક્લેશ સાંસારિક તાપ નથી. ( ૧૪૫ ).

विवेकेन परिक्लिश्यन्नल्पभोगेन तृप्यति ।
अन्यथानन्तभोगेऽपि नैव तृप्यति कर्हिचित् ॥ ४६ ॥

न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥ ४७ ॥

परिज्ञायोपभुक्तो हि भोगो भवति तुष्टये ।
विज्ञाय सेवितश्चोरो मैत्रीमेति न चोरताम् ॥ ४८ ॥

मनसो निगृहीतस्य लीलाभोगोऽल्पकोऽपि यः ।
तमेवालब्धविस्तारं क्लिष्टत्वाद्बहु मन्यते ॥ ४९ ॥

बद्धमुक्तो महीपालो ग्राममात्रेण तुष्यति ।
परैर्न बद्धो नाक्रान्तो न राष्ट्रं बहु मन्यते ॥१५०॥

વિવેકથી ક્લેશ પામતો પુરૂષ અલ્પ ભોગથી તૃપ્ત થાય છે; પરંતુ ભ્રાન્તિથી ક્લેશ પામતો માણસ અનન્ત ભોગથી પણ કદાપિ તૃપ્ત થતો નથી. ( ૧૪૬ ). ખરેખર વિષયોનો ભોગ ભોગવવાથી કામ શાન્ત થતો નથી; પરંતુ આહુતિથી વૃદ્ધિ પામતા અગ્નિની પેઠે તે વધારે ને વધારે વધતો જાય છે. ( ૧૪૭ ). જેમ " આ ચોર છે " એવું જાણીને તેની સાથે રહેનાર પુરૂષ પ્રત્યે તે ચોર તરીકે નહીં વર્તતાં મિત્ર રૂપે વર્તે છે; તેવી રીતે " આ ભોગ ભોગવ્યે છૂટકો છે " એમ જાણીને ભોગવેલો ભોગ તૃપ્તિ આપે છે,

(૧૪૮). યોગાભ્યાસ–નિદિધ્યાસન–થી વશ કરેલા મનનો અલ્પ પણ જે લીલાભોગ છે તેવો—વિસ્તાર નહીં પામેલો–ભોગ પણ દોષયુક્ત હોવાથી તેને બહુ ગણે છે. (૧૪૯). જેમકે જે રાજા એક વાર કેદ પકડાઇને છૂટો કરવામાં આવેલો છે તે ગ્રામ માત્રથી તુષ્ટ થાય છે; પરંતુ જે રાજાને તેના દુશ્મનોએ કેદ કર્યો નથી અથવા હરાવ્યો નથી તેને મોટું રાષ્ટ્ર મળે તોપણ તેને બહુ માનતો નથી. (૧૫૦).

विवेके जाग्रति सति दोषदर्शनलक्षणे ।
कथमारब्धकर्मापि भोगेच्छां जनयिष्यति ॥५१॥
नैष दोषो यतोऽनेकविधं प्रारब्धमीक्ष्यते ।
इच्छानिच्छा परेच्छा च पारब्धं त्रिविधं स्मृतम् ॥५२॥
अपथ्यसेविनश्चोरा राजदाररता अपि ।
जानन्त एव स्वानर्थमिच्छन्त्यारब्धकर्मतः ॥५३॥
न चात्रैतद्वारयितुमीश्वरेणापि शक्यते ।
यत ईश्वर एवाह गीतायामर्जुनं प्रति ॥ ५४ ॥
सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।
प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति ॥५५॥
अवश्यंभाविभावानां प्रतीकारो भवेद्यदि ।
तदा दुःखैर्न लिप्येरन्नलरामयुधिष्ठिराः ॥ ५६ ॥
न चेश्वरत्वमीशस्य हीयते तावता यतः ।
अवश्यंभाविताप्येषामीश्वरेणैव निर्मिता ॥ ५७ ॥
प्रश्नोत्तराभ्यामेवैतद्गम्यतेऽर्जु-कृष्णयोः ।
अनिच्छापूर्वकं चास्ति प्रारब्धमिति तच्छृणु ॥ ५८ ॥
अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥ ५९ ॥
काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥१६०॥

**स्वभावजेन कौन्तेय निबद्धः स्वेन कर्मणा ।**
**कर्तुं नेच्छसि यन्मोहात्करिष्यस्यवशोऽपि तत् ॥६१॥**
**नानिच्छन्तो न चेच्छन्तः परदाक्षिण्यसंयुताः ।**
**सुखदुःखे भजन्त्येतत्परेच्छाप्रारब्धकर्म हि ॥ ६२ ॥**

**શંકાઃ**—વિષયોના દોષ દેખાડનાર વિવેકજ્ઞાન જાગૃત થયા છતાં પ્રારબ્ધ કર્મ પણ ભોગની ઇચ્છા કેવી રીતે ઉત્પન્ન કરે? (૧૫૧). **ઉત્તરઃ**—આ દોષ લાગતો નથી; કારણ કે પ્રારબ્ધ અનેક પ્રકારનું હોય છેઃ ૧, ઇચ્છા:—ભોગની ઇચ્છા ઉત્પન્ન કરનાર, ૨. **અનિચ્છા**—ઇચ્છા ન હોવા છતાં ભોગ આપનાર, અને ૩. **પરેચ્છા**—પારકી ઇચ્છાથી ભોગ આપનાર, એ પ્રમાણે ત્રણ પ્રકારનું પ્રારબ્ધ કહેવાય છે. (૧૫૨). અપથ્ય પદાર્થોનું સેવન કરનારા, ચોર લોકો, અને રાજાની સ્ત્રી સાથે હળેલા પુરૂષો પોતાનો અનર્થ થશે એમ જાણતા હોવા છતાં પ્રારબ્ધ કર્મને લીધે તે તે પદાર્થોની ઇચ્છા કરે છે. (૧૫૩) અને આ લોકમાં પ્રારબ્ધનું નિવારણ કરવાને ઈશ્વર પણ શક્તિમાન નથી, એમ ઈશ્વરે જ ગીતામા અર્જુનને કહ્યું છે. (૧૫૪). જ્ઞાનવાન પુરૂષ પણ પોતાની પ્રકૃતિ અનુસાર ચેષ્ટા કરે છે. માટે ભૂત માત્ર પોતે પૂર્વે કરેલા ધર્માધર્મના જે સંસ્કારો આ જન્મમાં અભિવ્યક્ત થયેલા છે તે (**પ્રકૃતિ**)ને પામે છે, અને તે પ્રમાણે વર્તે છે. તો નિગ્રહ શું કરી શકશે? (૧૫૫). જે બનાવો અવસ્ય બનવાના (**તીવ્ર પ્રારબ્ધ**) છે તેનો જો ઉપાય હોત, તો નલ, રામ, અને યુધિષ્ટિર જેવા સમર્થ રાજાઓ દુઃખી થાત નહીં—તે ઉપાય કરી લેત. પરતુ તેનો ઉપાય જ નથી. (૧૫૬). આથી કરીને ઇશ્વરનું ઇશ્વરત્વ નષ્ટ થતું નથી, કેમકે પ્રારબ્ધની અવશ્યંભાવિતા પણ ઇશ્વરે જ નિર્માણ કરી છે. (આ ઇચ્છા પૂર્વક પ્રારબ્ધ કહ્યું). (૧૫૭). વળી ગીતામાં આપેલા અર્જુન અને કૃષ્ણ વચ્ચે થયેલા સંવાદથી જાણવામાં આવે છે કે અનિચ્છા પૂર્વક પ્રારબ્ધ પણ છે, જે સાંભળ. (૧૫૮). અર્જુને શ્રીકૃષ્ણને પૂછ્યું હતુ કે, હે વાર્ષ્ણેય! માણસની પોતાની ઇચ્છા નહિ છતાં કોની પ્રેરણાથી બળ પૂર્વક પ્રેરિત થઇને તે પાપ કરે છે? (૧૫૯). ઉત્તરમાં શ્રીકૃષ્ણે કહ્યું હતું કે માણસને પ્રેર-

નાર રજોગુણમાંથી ઉત્પન્ન થયેલો કામ અને ક્રોધ છે, જે વિષયોનો મહાન ખાનાર છે, મહા ! પાપી છે; માટે આ સંસારમાં તે કામક્રોધ રૂપી વેરીને તું જાણ. હે અર્જુન (કૌન્તેય)! પોતાના સ્વભાવ-પ્રકૃતિ-માંથી ઉત્પન્ન થયેલા તારા પોતાના કર્મથી તું બંધાયલો હોઇ મોહને લીધે તું જે યુદ્ધ નહિ કરવાની ઇચ્છા રાખે છે તે તું તારા કર્મને વશ થઇને કરીશ જ. (આ અનિચ્છા પૂર્વક પ્રારબ્ધ કહ્યું.) (૧૯૦-૧). વળી અનિચ્છા ન હોય તેમ ઇચ્છા પણ ન હોય, છતાં પારકા (મિત્રાદિ)ની પ્રીતિને અર્થે પણ સુખ દુઃખ ભોગવવામાં આવે છે. આ પરેચ્છા પૂર્વક કર્મ છે. (૧૯૨).

कथं तर्हि किमिच्छन्नित्येवमिच्छा निषिध्यते ।
नेच्छानिषेधः किंत्विच्छाबाधो भर्जितबीजवत् ॥६३॥
भर्जितानि तु बीजानि सन्त्यकार्यकराणि च ।
विद्वदिच्छा तथेष्टव्याऽसत्त्वबोधान्न कार्यकृत् ॥ ६४ ॥
दग्धबीजमरोहेऽपि भक्षणायोपयुज्यते ।
विद्वदिच्छाप्यल्पभोगं कुर्यान्न व्यसनं बहु ॥ ६५ ॥

શંકા:-જ્યારે તત્ત્વવેત્તાને પણ ભોગની ઇચ્છા થવાનો સંભવ છે, ત્યારે किमिच्छन् એ ઉત્તરાર્ધ શ્રુતિમાં જ્ઞાનીને માટે જે ઇચ્છાનો નિષેધ કર્યો છે, તેનો વિરોધ આવશે? ઉત્તર:-તેવો વિરોધ નથી, કેમકે ઇચ્છાનો નિષેધ કર્યો નથી, પરંતુ ઇચ્છાનો બાધ કહ્યો છે-એટલે કે ઇચ્છા હોવા છતાં પણ તેનું સામર્થ્યરાહિત્ય છે એમ કહ્યું છે; જેમ ભુંજેલા (શેકેલા) દાણામાં કાંઇ સામર્થ્ય નથી. (૧૯૩). જેમ શેકેલા દાણા વાવવામાં આવે તો અંકુરાદિ ઉત્પન્ન કરી શકતા નથી, તેમ જ્ઞાનીની ઇચ્છા પણ "પદાર્થો અસત્ છે" એવા જ્ઞાન વડે બાધિત થયેલી હોવાથી વ્યસનાદિ કાર્ય ઉત્પન્ન કરી શકતી નથી. (૧૯૪). છતાં જેમ શેકેલું અનાજ વાવતાં ઉગી શકતું નથી પણ ખાવાને તો કામ લાગે છે; તેમ જ્ઞાનીની ઇચ્છા અલ્પ ભોગ આપે છે, જો કે બહુ વ્યસન ઉત્પન્ન કરી શકતી નથી. (૧૯૫).

भोगेन चरितार्थत्वात्प्रारब्धं कर्म हीयते ।
भोक्तव्यसत्यताभ्रान्त्या व्यसनं तत्र जायते ॥६६॥

मा विनश्यत्वयं भोगो वर्धतामुत्तरोत्तरम् ।
मा विघ्नाः प्रतिबध्नन्तु धन्योऽस्म्यस्मादिति भ्रमः ॥१६७॥
यदभावि न तद्भावि भावि चेन्न तदन्यथा ।
इति चिन्ताविषघ्नोऽयं बोधो भ्रमनिवर्तकः ॥१६८॥
समेऽपि भोगे व्यसनं भ्रान्तो गच्छेन्न बुद्धवान्
अशक्यार्थस्य संकल्पाद्भ्रान्तस्य व्यसनं बहु ॥१६९॥
मायामयत्वं भोगस्य बुद्ध्वास्थामुपसंहरन् ।
भुञ्जानोऽपि न संकल्पं कुरुते व्यसनं कुतः ॥१७०॥

ભોગ આપીને પોતાનું કાર્ય પૂર્ણ થતું હોવાથી પ્રારબ્ધકર્મ ભોગથી ક્ષય પામે છે, ( અને તેથી તે વ્યસન ઉત્પન્ન કરી શકતું નથી ). વિષયોને વિશે વ્યસન ઉત્પન્ન થવાનું કારણ તો ભોગ્ય પદાર્થને સત્ય માની લેવાનો જે ભ્રમ છે તે છે. ( ૧૬૬ ). આ વ્યસનના હેતુ રૂપ ભ્રમ નીચે પ્રમાણે છે: “ આ મારો ભોગ નાશ ન પામો, તે ઉત્તરોત્તર વૃદ્ધિ પામો, તેને વિઘ્નો પ્રતિબંધ કરો નહીં, આ ભોગ મને પ્રાપ્ત થવાથી ધન્ય છે મને ! ” ( ૧૬૭ ). આ ભ્રમને નિવૃત્ત કરવાનો ઉપાય નીચે પ્રમાણે છેઃ—જે અભાવિ છે—જે બનવાને નિર્માણ થયું નથી—તે બનવાનું નથી, અને જે બનવાને નિર્માણ થયું છે તે અન્યથા થવાનું નથી—મતલબ કે જે ભોગ પ્રાપ્ત થવાને નિર્માણ થયા નથી તે મળવાના નથી, અને જે મળવાના છે તે અન્યથા થવાના નથી, એવું જે જ્ઞાન ( બોધઃ ) તે “ આ ઇષ્ટ વસ્તુ મને ક્યારે મળશે, આ અનિષ્ટનો ક્યારે નાશ થશે ? ” એવી એવી ચિંતાઓ રૂપી વિષનો નાશ કરનાર હોવાથી ઉપરના ભ્રમની નિવૃત્તિ કરનાર છે. ( ૧૬૮ ). જ્ઞાની અને ભ્રાન્ત ( અજ્ઞાની ) બંનેનો ભોગ સરખો જ છે; પરંતુ અજ્ઞાનીને વ્યસન લાગુ પડે છે, જ્ઞાનીને નહિ; કારણ કે અજ્ઞાનીને વિપરીત જ્ઞાનનો સંકલ્પ હોવાથી તેને બહુ વ્યસન થાય છે, પરંતુ જ્ઞાનીને વિપરીત જ્ઞાનનો અભાવ હોવાથી તે થતું નથી. ( ૧૬૯ ). ભોગ માયામય છે એવું જાણતો હોવાથી જ્ઞાની ભોગ ઉપરની આસ્થા ( આસક્તિ ) ઉઠાવી લઇને ભોગ ભોગવતો છતાં તેને વિશે સંકલ્પ જ કરતો નથી, તો વ્યસન તો કરે જ ક્યાંથી ? ( ૧૭૦ ).

स्वप्नेन्द्रजालसदृशमचिन्त्यरचनात्मकः ।
दृष्टनष्टं जगत्पश्यन्कथं तत्रानुरज्यति ॥ १७१ ॥
स्वस्वप्नमापरोक्ष्येण दृष्ट्वा पश्यन्स्वजागरः ।
चिन्तयेदप्रमत्तः सन्नुभावनुदिनं मुहुः ॥ ७२ ॥
चिरं तयोः सर्वसाम्यमनुसंधाय जागरे ।
सत्यत्वबुद्धिं संत्यज्य नानुरज्यति पूर्ववत् ॥७३॥

જગતને સ્વપ્ન તુલ્ય અને ઇંદ્રજાલ જેવું જોઇને, તથા જેની રચના અચિન્ત્ય છે અને જે દેખાય છે અને નષ્ટ થઇ જાય છે તેવું જાણીને જ્ઞાની તેમાં કેવી રીતે અનુરાગ ધરાવે ? ( ૧૭૧ ). પોતાના સ્વપ્નને પ્રત્યક્ષ જોયા પછી પોતાની જાગ્રત્ અવસ્થાનો અનુભવ લેતા સતા સાવધાન થઇને દરરોજ બંનેને વારંવાર સરખાં ગણવાં–" આ જાગ્રત પણ સ્વપ્ન તુલ્ય છે " એમ સમજવું. (૧૭૨). બંને સર્વ રીતે સમાન છે એવું લાંબા કાળ સુધી ચિંતન કરીને જાગ્રતમાં થયેલી સત્યત્વબુદ્ધિનો ત્યાગ કરીને જ્ઞાની અજ્ઞાનદશાની પેઠે તેમાં આસક્તિ રાખતો નથી. ( ૧૭૩ ).

इन्द्रजालमिदं द्वैतमचिन्त्यरचनात्वतः ।
इत्यविस्मरतो हानिः का वा प्रारब्धभोगतः ॥ ७४ ॥
निर्बन्धस्तत्त्वविद्याया इन्द्रजालत्वसंस्मृतौ ।
प्रारब्धस्याग्रहो भोगे जीवस्य सुखदुःखयोः ॥७५॥

( આ દ્વૈત ( જગત્ ) ઇંદ્રજાલની પેઠે મિથ્યા છે, કેમકે તેની રચના અચિન્ત્ય છે, એ વાતને નહીં ભૂલતે સતે પ્રારબ્ધભોગ ભોગવતાં મિથ્યાત્વાનુસંધાનને શી હાનિ થવાની છે ? અથવા મિથ્યાત્વાનુસંધાન કરવાથી ભોગને શી હાનિ છે ? ( બંનેના વિષય જૂદા છે. ) ( ૧૭૫ ). તત્ત્વજ્ઞાનનો નિર્બંધ ( નિયમ ) જગત્ ઇંદ્રજાલ રૂપ મિથ્યા છે એવી સ્મૃતિ કરાવવામાં છે, અને પ્રારબ્ધનો આગ્રહ તો જીવને સુખ દુઃખનો ભોગ આપવામાં છે. ( ૧૭૫ ).

विद्यारब्धे विरुध्येते न भिन्नविषयत्वतः ।
जानद्भिरप्यैन्द्रजालविनोदो दृश्यते खलु ॥ ७६ ॥

जगत्सत्यत्वमापाद्य प्रारब्धं भोजयेद्यदि ।
तदा विरोधि विद्याया भोगमात्रान्न सत्यता ॥७७॥
अनूनो जायते भोगः कल्पितैः स्वप्नवस्तुभिः ।
जाग्रद्वस्तुभिरप्येवमसत्यैर्भोग इष्यताम् ॥ ७८ ॥
यदि विद्यापह्नुवीत जगत्प्रारब्धघातिनी ।
तदा स्यान्न तु मायात्वबोधेन तदपह्नवः ॥ ७९ ॥
अनपह्नुत्य लोकास्तदिन्द्रजालमिदं त्विति ।
जानन्त्येवानपह्नुत्य भोगं मायात्वधीस्तथा ॥ १८० ॥

જ્ઞાન ( વિદ્યા ) અને પ્રારબ્ધ બંનેના વિષય ભિન્ન હોવાથી તેમની વચ્ચે વિરોધ નથી. જેમકે ઇંદ્રજાલના ખેલ મિથ્યા છે એવું જાણનાર માણસો પણ તેને જોઇને વિનોદ પામે છે એમ જોવામાં આવે છે. ( ૧૭૬ ). જો પ્રારબ્ધ જગતને સત્ય બનાવી ભોગ આપતું હોત તો તો તે જ્ઞાનનું વિરોધિ કહેવાત. પરંતુ તેમ તો કરતું નથી, પણ ફક્ત ભોગ જ આપે છે. અને ભોગ આપવા માત્રથી કાંઇ ભોગ્ય સત્ય નથી. ( ૧૭૭ ). ( જો સત્ય પદાર્થો જ ભોગ આપી શકે, અસત્ય આપી શકે નહિ, એમ જો કહેતા હો તો મિથ્યા પદાર્થો પણ ભોગ આપે છે તેનું દૃષ્ટાન્ત સ્વપ્ન છે. ) સ્વપ્નના પદાર્થો કલ્પિત હોવા છતાં તે વડે પૂર્ણ રીતે ભોગ પ્રાપ્ત થાય છે. તે જ પ્રમાણે જાગ્રતના પદાર્થો પણ અસત્ય છતાં ભોગ આપે છે એમ જાણો. ( ૧૭૮ ). તેથી ઉલટું, જો જ્ઞાન જગતનો લય કરી શકતું હોત તો તો તે પ્રારબ્ધનો નાશ કરનાર થઇ તેનું ( પ્રારબ્ધનું ) વિરોધિ થાત. તે ( લય ) તો તે કરી શકતું નથી, પરંતુ તેના (જગતના ) મિથ્યાત્વનો બોધ તો કરે છે. અને મિથ્યાત્વબોધથી પ્રારબ્ધનો નાશ થઇ શકે નહીં. ( માટે જ્ઞાન અને પ્રારબ્ધનો વિરોધ નથી. ) ( ૧૭૯ ). લોકો જેમ ઇંદ્રજાલનો નાશ કર્યા વિના પણ જાણે છે કે " આ ઇંદ્રજાલ છે ", તેમ ભોગ્ય( ભોગ ) પદાર્થનો લય થયા વિના પણ જગતના મિથ્યાત્વનું જ્ઞાન ( ધી ) થાય છે. ( ૧૮૦ ).

यत्र त्वस्य जगत्स्वात्मा पश्येत्कस्तत्र केन कम् ।
किं जिघ्रेत्किं वदेद्वेति श्रुतौ तु बहु घोषितम् ॥८१॥
तेन द्वैतमपह्नुत्य विद्योदेति न चान्यथा ।
तथा च विदुषो भोगः कथं स्यादिति चेच्छृणु ॥८२॥
सुषुप्तिविषया मुक्तिविषया वा श्रुतिस्त्विति ।
उक्तं स्वाप्ययसंपत्त्योरिति सूत्रे ह्यतिस्फुटम् ॥ ८३ ॥
अन्यथा याज्ञवल्क्यादेराचार्यत्वं न संभवेत् ।
द्वैतदृष्टावविद्वत्ता द्वैतादृष्टौ न वाग्वदेत् ॥ ८४ ॥

શંકાઃ–" જે જ્ઞાનદશામાં ( यत्र ) સકળ જગત્ જ્ઞાનીને આત્મ સ્વરૂપ થઈ જાય છે, તે દશામાં ( तत्र ) દ્રષ્ટા કોણ ? તે દશામાં ચક્ષુ આદિ ઇંદ્રિય નહીં હોવાથી જોવાનું સાધન શું (केन)? જોવાનું ( દૃશ્ય ) શું ? ( कम् ). સુધે શું ? બોલે શું ? " એ પ્રમાણે જ્ઞાનદશામાં ઇંદ્રિયોના વ્યાપારનો અભાવ હોવાનું શ્રુતિમાં બહુ બહુ કહેવામાં આવ્યું છે. તેથી ( तेन ) દ્વૈતનો લય કરીને જ જ્ઞાન ( विद्या ) ઉદય પામે છે, બીજી રીતે નહીં, એમ સમજાય છે. અને તેમ છે ત્યારે ( तथाच ) જ્ઞાનીને ભોગ કેવી રીતે મળે? ઉત્તરઃ–જો એમ કહેતો હોય તો સાંભળ. ( ૧૮૧–૨ ). આ (ઉપર શ્લો. ૧૮૧ માં કહેલી ) શ્રુતિ સુષુપ્તિ અને વિદેહમુક્તિના ( મણ્ પછીની મુક્તિના ) સંબંધમાં છે, ( જીવન્મુક્તિના સંબંધી નથી ). આ વાત " उक्तं स्वाप्ययसंपत्त्योः* " એ સૂત્રમાં અતિ સ્ફુટ છે. ( ૧૮૩ ). જો તે શ્રુતિ જીવન્મુક્ત પુરૂષને પણ લાગતી હોત તો યાજ્ઞવલ્કય જેવા જીવન્મુક્ત આચાર્ય શી રીતે થઇ શકત ? ( કારણ કે તમારા કહેવા પ્રમાણે જો ઉપરની શ્રુતિનો અર્થ હોત તો ) યાજ્ઞવલ્કયને દ્વૈતદૃષ્ટિ થતાં અવિદ્વત્તા પ્રાપ્ત થશે; અને જો તે દ્વૈતને દેખે નહીં તો ( બોધ્ય શિષ્યનો અભાવ હોવાથી ) તેમની વાણી બોલી શકે પણ નહીં. ( માટે શ્રુતિનો અર્થ તેવો નથી ). ( ૧૮૪).

निर्विकल्पसमाधौ तु द्वैतादर्शनहेतुतः ।
सैवापरोक्षविद्येति चेत्सुषुप्तिस्तथा न किम् ॥ ८५ ॥

* स्वाप्यय=સુષુપ્તિ; संपत्ति=મુક્તિ.

आत्मतत्त्वं न जानाति सुप्तौ यदि तदा त्वया ।
आत्मधीरेव विद्येति वाच्यं न द्वैतविस्मृतिः ॥ ८६ ॥
उभयं मिलितं विद्या यदि तर्हि घटादयः ।
अर्धविद्याभाजिनः स्युः सकलद्वैतविस्मृतेः ॥ ८७ ॥
मशकध्वनिमुख्यानां विक्षेपाणां बहुत्वतः ।
तव विद्या तथा न स्याद्घटादीनां यथा दृढा ॥ ८८ ॥
आत्मधीरेव विद्येति यदि तर्हि सुखी भव ।
दुष्टचित्तं निरुन्ध्याच्चेन्निरुन्द्धि त्वं यथासुखम् ॥८९॥

જો તમે એમ કહેતા હો કે નિર્વિકલ્પ સમાધિમાં દ્વૈત દેખાતું નહીં હોવાથી તે [સમાધિ]અપરોક્ષ જ્ઞાન છે,તો સુષુપ્તિમાં પણ દ્વૈત દેખાતું નહીં હોવાથી તે[સુષુપ્તિ]પણ અપરોક્ષજ્ઞાન કેમ નહીં ?(૧૮૫]. જો તું એમ કહેતો હોય કે સુષુપ્તિમાં માણસ આત્મતત્ત્વને જાણતો નહિ હોવાથી તે અપરોક્ષજ્ઞાન નથી, તો આત્મજ્ઞાન [ आत्मधी ]-ને જ તારે વિદ્યા–અપરોક્ષજ્ઞાન–કહેવું જોઈએ, દ્વૈતવિસ્મૃતિને નહિ. [ ૧૮૬ ]. જો તું એમ કહેતો હોય કે આત્મજ્ઞાન અને દ્વૈતવિસ્મૃતિ બંને મળીને જ્ઞાન કહેવાય, તો ઘટાદિને સકળ દ્વૈતની વિસ્મૃતિ હોવાથી તે અર્ધ વિદ્યા વાળા થશે. [ ૧૮૭ ]. અને તારા જેવા સમાધિના અભ્યાસ વાળાને તો ઘટાદિની પેઠે અર્ધ વિદ્યા પણ નહીં થાય, કેમકે સમાધિ કરતી વખતે તને મચ્છર [मशक]ના ગણગણાટ વગેરે પ્રકારના અનેક વિક્ષેપ નડે છે[ જેથી તને સંપૂર્ણ દ્વૈતવિસ્મૃતિ થઇ શકશે નથી ]. (૧૮૮). માટે જો તું એમ કહે કે "**આત્મજ્ઞાન એ જ અપરોક્ષજ્ઞાન** [ विद्या ) છે" તો તું સુખી થા, [ એવો અમારો આશીર્વાદ છે ]. જો તું એમ કહેતો હોય કે "આત્મજ્ઞાન દુષ્ટ ચિત્તમાં સંભવતું નહિ હોવાથી તે ચિત્તની વૃત્તિનો નિરોધ કરવો જોઇએ", તો યથેચ્છ રીતે તેનો નિરોધ કર.[૧૮૯].

तदिष्टमेष्टव्यमायामयत्वस्य समीक्षणात् ।
इच्छन्नप्यज्ञवन्नेच्छेत्किमिच्छन्निति हि श्रुतम् ॥१९०॥
रागो लिङ्गमबोधस्य सन्तु रागादयो बुधे ।
इति शास्त्रद्वयं सार्थमेवं सत्यविरोधतः ॥ ९१ ॥

ચિત્તનિરોધની વાત અમને પણ ઇષ્ટ છે, કેમકે ચિત્તના દોષોનો નાશ થયે સતે અદ્વિતીય આત્મજ્ઞાનને માટે જગત્‌નું માયામયત્વ ઇષ્યમાણ છે એમ અમે સારી રીતે જોઇએ છીએ. [ ટુંકામાં કહેતાં ] ઇચ્છા કરવા છતાં અજ્ઞાનીની પેઠે મમત્વ પૂર્વક ઇચ્છા કરવી નહીં, એવું किमिच्छ एे શ્રુતિનું તાત્પર્ય છે. [ માટે વિરોધ નથી ]. [ १९० ] અજ્ઞાનીનું લક્ષણ વિષયો ઉપર દૃઢ પ્રીતિ [ राग ] થવી તે છે. અને જ્ઞાનીમાં દૃઢ રાગનો અભાવ હોય ફક્ત રાગાભાસ ભલે હો. એ પ્રમાણે શાસ્ત્રનાં બંને વચન અર્થ વાળાં હોવાથી કોઇ જાતનો વિરોધ નથી. [ મતલબ કે શ્રુતિએ જ્ઞાનીને માટે જે રાગનો નિષેધ કર્યો છે તે અજ્ઞાનીના જેવા દૃઢ રાગનો નિષેધ છે, જ્ઞાનીમાં રાગાભાસ તો હોઈ શકે છે, એવું શાસ્ત્રનું તાત્પર્ય છે ). ( १९१ ).

७. " कस्य कामाय " પદનો અર્થ. १९२—२२२.

जगन्मिथ्यात्ववत्स्वात्मासङ्गत्वस्य समीक्षणात् ।
कस्य कामायेति वचो भोक्त्रभावविवक्षया ॥ ९२ ॥

જેમ " किमिच्छन् " એ પદથી " જગત્ મિથ્યા છે " એવો અભિપ્રાય કહ્યો, તેમ " આત્મા અસંગ છે " એમ જાણીને ભોક્તાનો અભાવ છે એવો અભિપ્રાય " कस्य कामाय " પદથી આપે છે. [ १९२ ).

पतिजायादिकं सर्वं तत्तद्भोगाय नेच्छति ।
किंत्वात्मभोगार्थमिति श्रुतावुद्घोषितं बहु ॥ ९३ ॥

શ્રુતિમાં " ભોક્તા " સંબંધી એવું બહુ કહેવામાં આવ્યું છે કે કોઈ પણ માણસ પતિ, જાયા, વગેરે ભોગ્ય પદાર્થો તે તે પદાર્થોના ભોગને માટે ઇચ્છતો નથી, પરંતુ પોતાના ભોગને માટે જ ઇચ્છે છે. [ १९३ ].

किं कूटस्थश्चिदाभासोऽथ वा किं वोभयात्मकः ।
भोक्ता तत्र न कूटस्थोऽसङ्गत्वाद्भोक्तृतां व्रजेत् ॥९४॥
सुखदुःखाभिमानाख्यो विकारो भोग उच्यते ।
कूटस्थश्च विकारी चेत्येतद् व्याहतं कथम् ॥ ९५ ॥

विकारिबुद्ध्यधीनत्वादाभासे विकृतावपि ।
निरधिष्ठानविभ्रान्तिः केवला न हि तिष्ठति ॥९६॥

उभयात्मक एवातो लोके भोक्ता निगद्यते ।
तादृगात्मानमारभ्य कूटस्थः शेषितः श्रुतौ ॥ ९७ ॥

आत्मा कतम इत्युक्ते याज्ञवल्क्यो विबोधयन् ।
विज्ञानमयमारभ्यासङ्गं तं पर्यशेषयत् ॥ ९८ ॥

कोऽयमात्मेत्येवमादौ सर्वत्रात्मविचारतः ।
उभयात्मकमारभ्य कूटस्थः शेष्यते श्रुतौ ॥ ९९ ॥

ઉપર કહેલો "ભોક્તા" કોણુ છે ? [૧] **કૂટસ્થ** છે, અથવા (૨) **ચિદાભાસ** છે, કે (૩) **ઉભયાત્મક** છે ? (૧) **કૂટસ્થ** ભોક્તા થઇ શકે નહીં, કેમકે તે અસંગ છે. સુખ અને દુઃખ ( હું સુખી, હું દુઃખી એવું ) જેનું લક્ષણુ છે એવા **વિકારને ભોગ** કહેવાય છે. **કૂટસ્થ** આવા વિકારવાળો ( ભોક્તા ) એટલે વિકારી છે એમ કહેવું અને વળી તેને કૂટસ્થ—**અવિકારી**–કહેવો તે વ્યાઘાત દોષ વાળું છે. ( ૧૯૪—૫ ). ( ૨ ) **ચિદાભાસ** વિકારિ બુદ્ધિને અધીન હોવાથી તે વિકારી હોવાને લીધે તેને ભોક્તા કહીએ તોપણુ તે યોગ્ય નથી, કેમકે ચિદાભાસના અધિષ્ઠાન વિના એકલી વિભ્રાન્તિ [ ચિદાભાસ રૂપી ] ટકી શકતી નથી. [ ૧૯૬ ]. માટે વ્યવહાર દશામાં ( लोके ) ઉભયાત્મક–કૂટસ્થ અને ચિદાભાસ મળીને—"ભોક્તા" કહેવાય છે. આવા ( બુદ્ધિની ઉપાધિવાળા આત્મા ( ભોક્તા )નો આરંભ કરીને શ્રૂતિમાં કૂટસ્થને જ શેષ રાખ્યો છે. ( ૧૯૭ ). જેમકે જ્યારે જનક રાજાએ યાજ્ઞવલ્ક્યને પૂછ્યું કે "આત્મા કોણુ છે," ત્યારે તેને બોધ આપતાં પ્રથમ "વિજ્ઞાનમય કોશ આત્મા છે" એ પ્રમાણે શરૂઆત કરીને છેવટે "असंगो ह्ययं पुरुषः" એ પ્રમાણે કહીને અસંગ [ કૂટસ્થ ] આત્માને શેષ કરી બતાવ્યો. [ ૧૯૮ ]. "આત્મા કોણુ છે કે જેની અમે ઉપાસના કરીએ" ઇત્યાદિ આત્મવિચાર કરતાં શ્રુતિમાં સર્વત્ર અંતઃકરણુની ઉપાધિવાળો આત્મા છે એવી શરૂઆત કરીને છેવટે પ્રજ્ઞાન માત્ર સ્વરૂપ

કૂટસ્થ શેષ રાખવામાં આવે છે. ( એ રીતે ઉભયાત્મક આત્માનું મિથ્યાપણું અને કૂટસ્થનુ અભોક્તૃત્વ બતાવે છે ). (૧૯૯).

कूटस्थसत्यतां स्वस्मिन्नध्यस्यात्माविवेकतः ।
तात्त्विकीं भोक्तृतां मत्वा न कदाचिज्जिहासति ॥२००॥

( આ પ્રમાણે છે છતાં ) આત્મા (જીવ-ચિદાભાસ) અવિવેકથી કૂટસ્થની સત્યતાનું પોતાનામાં આરોપણ કરીને--" કૂટસ્થ સત્ય છે" તેને બદલે " પોતે સત્ય છે " એમ માની લઇ-પોતાની ભોક્તૃતાને વાસ્તવિક ગણી-તેને કદાપિ છોડવાની ઇચ્છા કરતો નથી [ ૨૦૦ ].

भोक्ता स्वस्यैव भोगाय पतिजायादिमिच्छति ।
एष लौकिकवृत्तान्तः श्रुत्या सम्यगनूदितः ॥ १ ॥
भोग्यानां भोक्तृशेषत्वान्मा भोग्येष्वनुरज्यताम् ।
भोक्तर्येव प्रधानेऽतोऽनुरागं तं विधित्सति ॥ २ ॥
या प्रीतिरविवेकानां विषयेष्वनपायिनी ।
त्वामनुस्मरतः सा मे हृदयान्माप सर्पतु ॥ ३ ॥
इति न्यायेन सर्वस्माद्भोग्यजाताद्विरक्तधीः ।
उपसंहृत्य तां प्रीतिं भोक्तर्येनं बुभुत्सते ॥ ४ ॥

છતાં શ્રુતિમાં, " ભોક્તા પોતાના જ સુખને માટે પતિ, જાયા વગેરેની ઇચ્છા કરે છે, " એવો જે અનુવાદ સારી રીતે કરવામાં આવ્યો છે તે આ લૌકિક વૃત્તાન્તનો જ છે; પણ તે અનુવાદ ભોક્તાનું સત્યપણું પ્રતિપાદન કરવાને માટે કર્યો નથી. [૨૦૧]. ભોગ્ય પદાર્થો ભોક્તાના ભોગનાં સાધન ( शेष ) માત્ર હોવાથી તેમાં અનુરાગ રાખવો નહીં, પરંતુ પ્રધાન રૂપ ભોક્તાને વિશે તે અનુરાગ રાખવો એવું કહેવાની ઇચ્છાથી શ્રુતિમાં ઉપરનો અનુવાદ કર્યો છે. [૨૦૨] અવિવેકી પુરૂષોને વિષયો ઉપર જે તમારા ઉપરની દૃઢ પ્રીતિ હોય છે તે વિષયો ઉપરની પ્રીતિ, હે લક્ષ્મીપતિ! [ माप=मां लक्ष्मीं पाति इति मापः ) તમારૂં સ્મરણ કરતો સતો મારા હૃદયમાંથી દૂર થાઓ [सर्पतु]. અથવા બીજો અર્થ-અવિવેકી પુરૂષોને વિષયો ઉપર જેવી દૃઢ પ્રીત હોય છે તેવી તમારા ઉપરની દૃઢ

પ્રીતિ તમારૂં સ્મરણ કરતો સતો મારા હૃદયમાંથી દૂર ન થાઓ. ( मा अपसर्पतु ). મતલબ કે અવિવેકીને વિષયો ઉપર જેવી દૃઢ પ્રીતિ છે તેવી દૃઢ પ્રીતિ મને તમારા ( વિષ્ણુ ) ઉપર રહો. ( ૨૦૩ ). આ ન્યાયે વિરક્ત બુદ્ધિવાળો પુરૂષ પતિજાયાદિ સર્વ ભોગ્ય પદાર્થોમાંથી તેવી પ્રીતિને ઉઠાવી લઇ આત્માને વિશે જોડીને તેને ( આત્માને ) જાણવાની ઇચ્છા કરે છે. ( ૨૦૪ ).

स्रक्चन्दनवधूवस्त्रसुवर्णादिषु पामरः ।
अप्रमत्तो यथा तद्वन्न प्रमाद्यति भोक्तरि ॥ ५ ॥
काव्यनाटकतर्कादिमभ्यस्यति निरन्तरम् ।
विजिगीषुर्यथा तद्वन्मुमुक्षुः स्वं विचारयेत् ॥ ६ ॥
जपयागोपासनादि कुरुते श्रद्धया यथा ।
स्वर्गादिवाञ्छया तद्वच्छ्रद्दध्यात्स्वे मुमुक्षया ॥ ७ ॥
चित्तैकाग्र्यं यथा योगी महायासेन साधयेत् ।
अणिमादिप्रेप्सयैवं विविच्यात्स्वं मुमुक्षया ॥ ८ ॥
कौशलानि विवर्धन्ते तेषामभ्यासपाटवात् ।
यथा तद्वद्विवेकोऽस्याप्यभ्यासाद्विशदायते ॥ ९ ॥

સદૃષ્ટાન્ત ફળ કહે છેઃ— જેવી રીતે પામર પુરૂષ સ્રક્, ચંદન, વધુ, સુવર્ણ, વગેરે ભોગ્ય પદાર્થોમાં સાવધાન રહે છે, તેવી રીતે મુમુક્ષુ પુરૂષે આત્મા સંબંધી સાવધાન રહેવું–પ્રમાદ કરવો નહિ. [ ૨૦૫ ]. જેવી રીતે વાદવિવાદમાં જીતવાની ઇચ્છા વાળો પુરૂષ કાવ્ય, નાટક, તર્ક, વગેરેનો અભ્યાસ નિરંતર કરે છે, તેવી રીતે મુમુક્ષુએ સદા આત્મતત્ત્વનો વિચાર કરવો. ( ૨૦૬ ). જેમ સ્વર્ગાદિની ઇચ્છાવાળો માણસ શ્રદ્ધા પૂર્વક જપ, યાગ, ઉપાસના, વગેરે કરે છે, તેવી રીતે મુમુક્ષુએ પણ મોક્ષની ઇચ્છાથી શ્રુતિમાં કહેલા આત્મા ઉપર વિશ્વાસ [ શ્રદ્ધા ] રાખવો. [ ૨૦૭ ]. જેમ અણિમા, વગેરે સિદ્ધિઓ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી યોગી પુરૂષ મહા પ્રયાસથી ચિત્તની એકાગ્રતા સાધે છે, તેવી રીતે મુમુક્ષુએ પણ આત્માને દેહાદિથી જૂદો કરીને જાણવો. [ ૨૦૮ ]. જેમ કાવ્યાદિનો અભ્યાસ કરનારના અભ્યાસની પટુતાથી તે તે વિષયમાં

કુશળતા વધતી જાય છે, તેમ આત્મવિવેકના અભ્યાસથી મુમુક્ષુને પણ દેહાદિથી આત્માના ભેદનું જ્ઞાન ( विवेकः ) સ્પષ્ટ થાય છે. [ ૨૦૯ ].

विविंचता भोक्तृतत्त्वं जाग्रदादिष्वसङ्गता ।
अन्वयव्यातरेकाभ्यां साक्षिण्यध्यवसीयते ॥ २१० ॥
यत्र यद्दृश्यते द्रष्ट्रा जाग्रत्स्वप्नसुषुप्तिषु ।
तत्रैव तन्नेतरत्रेत्यनुभूतिर्हि संमता ॥ ११ ॥
स यत्तत्रेक्षते किंचित्तेनानन्वागतो भवेत् ।
दृष्ट्वैव पुण्यं पापं चेत्येवं श्रुतिषु डिण्डिमः ॥ १२ ॥
जाग्रत्स्वप्नसुषुप्त्यादिप्रपञ्चं यत्प्रकाशते ।
तद्ब्रह्माहमिति ज्ञात्वा सर्वबन्धैः प्रमुच्यते ॥ १३ ॥
एक एवात्मा मन्तव्यो जाग्रत्स्वप्नसुषुप्तिषु ।
स्थानत्रयव्यतीतस्य पुनर्जन्म न विद्यते ॥ १४ ॥
त्रिषु धामसु यद्भोग्यं भोक्ता भोगश्च यद्भवेत् ।
तेभ्यो विलक्षणः साक्षी चिन्मात्रोऽहं सदाशिवः ॥१५॥
एवं विवेचिते तत्त्वे विज्ञानमयशब्दितः ।
चिदाभासो विकारी यो भोक्तृत्वं तस्य शिष्यते ॥१६॥

અન્વયવ્યતિરેક વડે ભોક્તાના તત્ત્વનો વિવેક કરનાર પુરૂષને જાગ્રદાદિ અવસ્થાઓમાં સાક્ષી કૂટસ્થમાં અસંગતાનો નિશ્ચય થાય છે. [ ૨૧૦ ]. જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિ દશામાં દ્રષ્ટા જે જે જુએ છે તે તે પદાર્થ તે અવસ્થામાં જ રહે છે, બીજીમાં નહિ. આ અનુભવ સર્વ સંમત છે. ( ૨૧૧ ). દ્રષ્ટા તે તે દશામાં જે કંઇ પાપ પુણ્ય જુએ છે તેને ત્યાં જોઇને જ સાથે લીધા વિના પાછો આવે છે. ( ૨૧૨ ). ( વળી શ્રુતિ કહે છે કે ) જે બ્રહ્મ સાક્ષી રૂપે જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, મૂર્ચ્છા, સમાધિ, વગેરે પ્રપંચને પ્રકાશે છે, “ તે બ્રહ્મ હું છું ” એવો સાક્ષાત્કાર કરવાથી “ કર્તા ભોક્તા હું છું ” એવા સર્વ બંધથી મુક્ત થવાય છે. ( ૨૧૩ ). જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થામાં એક જ આત્મા

છે એમ જાણવું. એ પ્રમાણે વિવેકજ્ઞાનથી ત્રણે અવસ્થાઓથી વિવિક્ત કરેલા આત્મા ( જીવ નો પુનર્જન્મ થતો નથી. ( ૨૧૪ ). ત્રણે અવસ્થાઓમાં જે જે ભોક્તા, ભોગ્ય, અને ભોગ હોય છે તે સર્વથી જૂદો જે ચિન્માત્ર સ્વરૂપ સાક્ષી સદાશિવ–પરમાત્મા–છે તે હું છું. ( ૨૧૫ ). આવી રીતે આત્મતત્ત્વ અસંગ છે એમ વિવેકથી જાણવામાં આવતાં જાગ્રત્ અને સ્વપ્નાવસ્થાનો **વિજ્ઞાનમય** નામનો જે વિકારી ચિદાભાસ છે તેનું ભોક્તાપણું શેષ રહે છે. [વિજ્ઞાનમય ભોક્તા છે, અને આનન્દમય ફળદાતા ઇશ્વર છે.](૨૧૬).

मायिकोऽयं चिदाभासः श्रुतेरनुभवादपि ।
इन्द्रजालं जगत्प्रोक्तं तदन्तःपात्ययं यतः ॥ १७ ॥
विलयोऽप्यस्य सुप्त्यादौ साक्षिणा ह्यनुभूयते ।
एतादृशं स्वस्वभावं विविनक्ति पुनः पुनः ॥ १८ ॥

આ ચિદાભાસ રૂપી ભોક્તા પણ માયિક છે–સત્ય નથી, એમ શ્રુતિ કહે છે, તેમજ અનુભવ પ્રમાણ પણ છે. ઇંદ્રજાલની પેઠે આ જગત્ મિથ્યા છે; અને આ જીવ પણ જગત્‌ની અન્તર્ગત હોવાથી મિથ્યા છે એમ જ્ઞાનીઓ અનુભવે છે. ( ૨૧૬ ). વળી સુષુપ્તિ, મૂર્છા, સમાધિમાં તેનો વિલય થાય છે તેવું દરેક માણસનો સાક્ષી ( કૂટસ્થ ) અનુભવે છે. આ પ્રમાણે જ્યારે કૂટસ્થથી જૂદો કરેલો ચિદાભાસ માયિક છે એમ જાણવામાં આવે છે ત્યારે પોતાના એવા મિથ્યા સ્વરૂપનું પુનઃ પુનઃ વિવેચન કરે છે. ( ૨૧૮ ).

विविच्य नाशं निश्चित्य पुनर्भोगं न वाञ्छति ।
मुमुर्षुः शायितो भूमौ विवाहं कोऽभिवाञ्छति ॥ १९ ॥
जिहेति व्यवहर्तुं च भोक्ताहमिति पूर्ववत् ।
छिन्ननास इव हीतः क्लिश्यन्नारब्धमश्नुते ॥ २२० ॥
यदा स्वस्यापि भोक्तृत्वं मन्तुं जिहेत्ययं तदा ।
साक्षिण्यारोपयेदेतदिति कैव कथा वृथा ॥ २१ ॥

આ પ્રમાણે વિવેક કરવાથી પોતાનો નાશ છે એમ નિશ્ચય કરીને જીવ ફરીથી ભોગની ઇચ્છા કરતો નથી. જેમકે જેને ભોંય ઉતારવામાં આવ્યો છે એવો મરવાની ઇચ્છા વાળો કયો પુરૂષ વિવાહ કરવાની ઇચ્છા કરે છે ? ( ૨૧૯ ). એટલુંજ નહીં પણ

" હું ભોક્તા છું " એવું ફરીથી બોલતાં પણ લજવાય છે. અને નાક કપાયલા માણસની પેઠે લજ્જિત થઇને કલેશ પૂર્વક પોતાના પ્રારબ્ધને ભોગવી લે છે. ( ૨૨૦ ). આ પ્રમાણે જયારે ચિદાભાસ પોતાનું જ ભોક્તાપણું માનવાને લજ્જાય છે, તો તે ભોક્તાપણાનો આરોપ તે સાક્ષી ઉપર મૂકે એવી તો વાત જ કયાથી હોય ?( ૨૨૧ ).

इत्यभिमेत्य भोक्तारमाक्षिपत्यविशङ्कया ।
कस्य कामायेति ततः शरीरानुज्वरो न हि ॥ २२ ॥

આ પ્રમાણે કૂટસ્થ કે ચિદાભાસનું ભોક્તાપણું વાસ્તવિક નથી, એવો અભિપ્રાય દેખાડીને " **कस्य कामाय** " એ શ્રુતિ " **ભોક્તા** "નું નિરાકરણ કરે છે–વાસ્તવિક ભોક્તા કોઇ છે જ નહિ એમ કહે છે. આવો " **कस्य कामाय** " શ્રુતિનો અર્થ છે. અને કોઈ વાસ્તાવિક ભોક્તા નહીં હોવાથી જ્ઞાનીને શરીરોના જવર પણ રહેતા નથી. ( ૨૨૨ ).

### ૮. જ્ઞાનીના જવરાભાવનું વર્ણન. ૨૨૩–૨૫૦.

स्थूलं सूक्ष्मं कारणं च शरीरं त्रिविधं स्मृतम् ।
अवश्यं त्रिविधोऽस्त्येव तत्र तत्रोचितो ज्वरः ॥२३॥
वातपित्तश्लेष्मजन्यव्याधयः कोटिशस्तनौ ।
दुर्गन्धित्वकुरूपत्वदाहभङ्गादयस्तथा ॥ २४ ॥
कामक्रोधादयः शान्तिदान्त्याद्या लिङ्गदेहगाः ।
ज्वरा द्वयेऽपि बाधन्ते प्राप्त्याप्राप्त्या नरं क्रमात् ॥२५॥
स्वं परं च न वेत्त्यात्मा विनष्ट इव कारणे ।
आगामि दुःखबीजं चेत्येतदिन्द्रेण दर्शितम् ॥ २६ ॥

સ્થૂલ, સૂક્ષ્મ, અને કારણ એ ત્રણ પ્રકારનાં શરીર છે; અને એ દરેક શરીરને યોગ્ય ત્રણ પ્રકારના જવરો તેમાં રહેલા છે. ( ૨૨૩ ). સ્થૂલ દેહમાં વાત, પિત્ત, અને કફ [ श्लेष्म ] થી ઉત્પન્ન થતા કરોડો વ્યાધિઓ, તથા દુર્ગન્ધપણું, કુરૂપપણું, દાહ, અંગનું ભાગવું, વગેરે જાતના જવરો–સંતાપ–રહેલા છે. ( ૨૨૪ ). લિંગદેહમાં કામ ક્રોધાદિ તથા શાન્તિ દાન્ત્યાદિ જવરો છે, જે બંને ક્રમે પ્રાપ્તિથી–કામક્રોધાદિ પ્રાપ્ત થવાથી, અને અપ્રાપ્તિથી

શાન્તિ વગેરે અપ્રાપ્ત હોવાથી, બાધ કરે છે. ( ૨૨૫ ). કારણ શરીરમાં—સુષુપ્તિમાં—આત્મા વિનષ્ટ થઇ ગયો હોય તેમ જેને લીધે પોતાને કે બીજાને જાણી શકતો નથી, તેમ જે આગામિ દુઃખનું બીજ—કારણ—છે, તે **અજ્ઞાન** નામનો જ્વર રહેલો છે, જે વાત ઇંદ્ર નામના શિષ્યે પોતાના ગુરૂ પ્રજાપતિને નિવેદિત કરેલી. ( ૨૨૬ ).

एते ज्वराः शरीरेषु त्रिषु स्वाभाविका मताः ।
वियोगे तु ज्वरैस्तानि शरीराण्येव नासते ॥ २७ ॥
तन्तोर्वियुज्येत पटो वालेभ्यः कम्बलो यथा ।
मृदो घटस्तथा देहो ज्वरेभ्योऽपीति दृश्यताम् ॥२८॥

આ જ્વરો શરીરોની સાથે જ ઉત્પન્ન થયેલા હોવાથી સ્વાભાવિક ગણાય છે; કારણ કે જો જ્વરોની સાથે શરીરોનો વિયોગ થાય તો શરીરો જ રહે નહિ—કારણ ( અજ્ઞાન ) નષ્ટ થતાં તેનાં કાર્યો ( જ્વરો તથા શરીરો ) પણ રહે નહીં. ( ૨૨૭ ). જો પટમાંથી તંતુ લઇ લેતાં પટ રહી શકે, જો કાંબળામાંથી વાળ લઇ લેતાં કાંબળો રહી શકતો હોય, જો ઘટમાંથી માટી લઇ લેતાં ઘટ રહેતો હોય, તો દેહમાંથી જ્વરોનો વિયોગ કરી શકાય એમ જાણો. ( મતલબ કે જ્વર લઈ લેતાં દેહ જ રહે નહીં, કેમકે એ જ્વર રૂપ જ દેહ છે. ) ( ૨૨૮ ).

चिंदाभासे स्वतः कोऽपि ज्वरो नास्ति यतश्चितः ।
प्रकाशैकस्वभावत्वमेव दृष्टं न चेतरत् ॥ २९ ॥
चिदाभासेऽप्यसंभाव्या ज्वराः साक्षिणि का कथा ।
एवमप्येकतां मेने चिदाभासो ह्यविद्यया ॥२३०॥

ચિદાભાસમાં સ્વતઃ કોઇ પણ જ્વર નથી, કેમકે ચિદાભાસ કૂટસ્થ ચૈતન્યના પ્રકાશ રૂપ જ છે, અને તેમાં બીજું કંઇ (દુઃખ-જ્વર ) છે જ નહિ, એમ જ્ઞાની જોઇ શકે છે. ( ૨૨૯ ). જો ચિદાભાસમાં જ જ્વરનો અસંભવ છે તો સાક્ષીની તો વાત જ શી ? તે છતાં [ **एवमपि** ] અજ્ઞાનને લીધે ચિદાભાસે શરીરોની સાથે પોતાની એકતા માની લીધી, અને તેથી **ज्वरामि**—હું જ્વરાયમાન થાઉં છું—એમ કહે છે. ( ૨૩૦ ).

साक्षिसत्यत्वमध्यस्य स्वेनोपेते वपुस्त्रये ।
तत्सर्वं वास्तवं स्वस्य स्वरूपमिति मन्यते ॥ ३१ ॥

एतस्मिन्भ्रान्तिकालेऽयं शरीरेषु ज्वरत्स्वथ ।
स्वयमेव ज्वरामीति मन्यते हि कुटुम्बिवत् ॥ ३२ ॥

पुत्रदारेषु तप्यत्सु तपामीति वृथा यथा ।
मन्यते पुरुषस्तद्वदाभासोऽप्यभिमन्यते ॥ ३३ ॥

विविच्य भ्रान्तिमुज्झित्वा स्वमप्यगणयन्सदा ।
चिन्तयन्साक्षिणं कस्माच्छरीरमनुसंज्वरेत् ॥ ३४ ॥

अयथावस्तुसर्पादिज्ञानं हेतुः पलायने ।
रज्जुज्ञानेऽहिधीध्वस्तौ कृतमप्यनुशोचति ॥ ३५ ॥

સાક્ષીની સત્યતા ચિદાભાસયુક્ત ત્રણ શરીરોમાં આરોપીને પછી જીવ તે સર્વને–જ્વરસહિત ત્રણ શરીરોને–પોતાનું વાસ્તવ સ્વરૂપ માને છે. ( ૨૩૧ ). આવી રીતની જે વખતે તેને ભ્રાન્તિ થયેલી છે તે દરમ્યાન જ્યારે શરીરો પીડાય છે, ત્યારે કુટુમ્બીની પેઠે "હું પોતે જ પીડાઉં છું" એમ માને છે. ( ૨૩૨ ]. તેથી જેવી રીતે સ્ત્રી, પુત્ર, વગેરે તપાયમાન થતાં "હું તપાયમાન થાઉં છું" એમ કુટુમ્બી મિથ્યા માને છે, તેમ શરીરોને દુઃખ થતાં જીવ ( ચિદાભાસ ) પણ પોતે દુઃખી હોવાનું મિથ્યા માને છે.(૨૩૩). આ પ્રમાણે સ્વાત્મા અને શરીરોને જુદા કરી જાણીને, અવિવેક-દશામાં થયેલી ( શ્લો. ૨૩૧ માં કહેલી ) ભ્રાન્તિને તજી દઈને અને પોતાનો તિરસ્કાર કરી જ્વરાદિ રહિત પોતાના ખરા કૂટસ્થ સ્વ-રૂપનું ચિંતન કરતો ચિદાભાસ શરીરોની પાછળ પોતાને શા માટે દુઃખ પમાડે? ( शरीरम् अनुसंज्वरेत् )–શરીરોને દુઃખ થતાં પોતાને શા માટે દુઃખી માને? શરીરો ભલે દુઃખી થાય, પરંતુ પોતાને દુઃખી માને નહીં. ( ૨૩૪ ). જેમ રજ્જુમાં કલ્પેલો (अय-थावस्तु) સર્પ, સ્થાણુમાં કલ્પેલો ચોર, વગેરે પલાયન કરવાનું કારણ છે; પરંતુ રજ્જુજ્ઞાન થતાં સર્પજ્ઞાનનો નાશ થવાથી કરેલા પલાયનનો પણ શોક કરે છે, તેમ તત્ત્વજ્ઞાન થતાં જીવને જ્વરનો પણ અભાવ થાય છે.–**શરીર**ના જ્વર ભલે હોય. ( ૨૩૫ ).

**मिथ्याभियोगदोषस्य प्रायश्चित्तप्रसिद्धये ।**
**क्षमापयन्निवात्मानं साक्षिणं शरणं गतः ॥ ३६ ॥**
**आवृत्तपाप-त्यर्थं स्नानाद्यावर्त्यते यथा ।**
**आवर्तयन्निव ध्यानं सदा साक्षिपरायणः ॥ ३७ ॥**

જેમ મિથ્યા સંબંધના દોષના પ્રાયશ્ચિત્તની સિદ્ધિને માટે તે સંબંધ કરનાર વારંવાર ક્ષમા કરાવે છે, તેમ ચિદાભાસ પણ પોતાને થયેલા ભોક્તૃત્વાદિ આરોપ રૂપી મિથ્યા દોષના પ્રાયશ્ચિત્તને માટે ક્ષમા કરાવતો હોય તેમ સાક્ષી આત્માને શરણે જાય છે. ( ૨૩૬ ). જેમ પ્રાપ્ત થયેલા પાપની નિવૃત્તિને માટે સ્નાનાદિ કરવામાં આવે છે, તેમ સાક્ષીને વિશે સંસારિત્વાદિ આરોપના દોષની નિવૃત્તિને માટે ધ્યાન કરતો હોય તેમ જીવ પણ સાક્ષિપરાયણ થાય છે. ( ૨૩૭ ).

**उपस्थकुष्ठिनी वेश्या विलासेषु विलज्जते ।**
**जानतोऽग्रे तथाभासः स्वप्रख्यातौ विलज्जते ॥३८॥**

ઉપસ્થમાં જેને કુષ્ઠ રોગ થયો છે તેવી વેશ્યા જેમ તે રોગ જાણનારની આગળ વિલાસ કરતાં લજ્જા પામે છે, તેમ ચિદાભાસ પણ પોતાના દોષ જે જાણતો હોય તેની આગળ ( કૂટસ્થની આગળ) પોતાના ગુણની ખ્યાતિ કરતાં લજ્જાય છે. ( ૨૩૮ ).

**गृहीतो ब्राह्मणो म्लेच्छैः प्रायश्चित्तं चरन्पुनः ।**
**म्लेच्छैः संकीर्यते नैव तथाभासः शरीरकैः ॥३९॥**

જેમ મ્લેચ્છોએ પકડેલો ( गृहीत ) બ્રાહ્મણ પ્રાયશ્ચિત્ત કરતો ફરીથી તેમની સાથે સંબંધમાં આવતો નથી, તેમ ચિદાભાસ પણ શરીરોના દોષની સાથે સંબંધમાં આવતો નથી. ( ૨૩૯ ).

**यौवराज्ये स्थितो राजपुत्रः साम्राज्यवाञ्छया ।**
**राजानुकारी भवति तथा साक्ष्यनुकार्ययम् ॥२४०॥**
**यो ब्रह्म वेद ब्रह्मैव भवत्येव इति श्रुतिः ।**
**श्रुत्वा तदेकचित्तः सन्ब्रह्म वेत्ति न चेतरत् ॥ ४१ ॥**

જેમ યૌવરાજ્યની પદવીને પામેલો રાજપુત્ર સામ્રાજ્યની ઇચ્છાથી રાજાનું અનુકરણ કરતો થાય છે, તેમ ચિદાભાસ પણ સાક્ષીને અનુસરે છે. ( ૨૪૦ ). ( જેમ યૌવરાજ્યને તેમ કરવાથી

સામ્રાજ્ય મળે છે, તેમ ) " જે માણસ બ્રહ્મને જાણે તે બ્રહ્મ જ થાય છે " એ શ્રુતિ અનુસાર ચિદાભાસ પણ તે બ્રહ્મમાં એક ચિત્ત થઇને બ્રહ્મને જ જાણે છે, બીજા કશાને નહિ. ( ૨૪૧ ).

देवत्वकामा ह्यग्न्यादौ प्रविशन्ति यथा तथा ।
साक्षित्वेनावशेषाय स्वविनाशं स वाञ्छति ॥ ४२ ॥
यावत्स देहदाहं स नरत्वं नैव मुञ्चति ।
यावदारब्धदेहं स्यान्नाभासत्वविमोचनम् ॥ ४३ ॥

જેમ દેવ રૂપ થવાની ઇચ્છા વાળા માણુસો પોતાનો નાશ કરવા અગ્નિ, ગંગા, વગેરેમાં પ્રવેશ કરે છે, તેમ સાક્ષી રૂપે અવશેષ થવાને માટે ચિદાભાસ પણ પોતાના નાશની ઇચ્છા કરે છે. ( ૨૪૨ ). પરંતુ જેમ અગ્નિમાં પડેલો માણસ પોતાનો દેહ બળી રહેતા સુધી દાહથી થતા દુઃખનો નરવ્યવહાર ( नरत्वं ) છોડી શકતો નથી; તેમ આરબ્ધ કરેલો દેહ જ્યાંસુધી રહે છે, ત્યાંસુધી જીવપણું છૂટતું નથી. ( ૨૪૩ ).

रज्जुज्ञानेऽपि कम्पादिः शनैरेवोपशाम्यति ।
पुनर्मन्दान्धकारे सा रज्जुः क्षिप्तोरगी भवेत् ॥ ४४ ॥
एवमारब्धभोगोऽपि शनैः शाम्यति नो हठात् ।
भोगकाले कदाचित्तु मर्त्योऽहमिति भासते ॥४५॥
नैतावतापराधेन तत्त्वज्ञानं विनश्यति ।
जीवन्मुक्तिव्रतं नेदं किंतु वस्तुस्थितिः खलु ॥ ४६ ॥
दशमोऽपि शिरस्ताडं रुदन्बुद्ध्वा न रोदिति ।
शिरोव्रणस्तु मासेन शनैः शाम्यति नो तदा ॥४७॥
दशमामृतिलाभेन जातो हर्षो व्रणव्यथाम् ।
तिरोधत्ते मुक्तिलाभस्तथा प्रारब्धदुःखिताम् ॥ ४८ ॥

જેમ રજ્જુજ્ઞાન થતાં કંપાદિ ધીમે ધીમે શાન્ત થાય છે, એકદમ નહિ, અને વળી જો તે રજ્જુને ફરીથી મંદ અંધકારમાં નાંખવામાં આવે ( क्षिप्ता ) તો તે ફરીથી સર્પણી( उरगी )નું રૂપ ધારણ કરે છે; તેમ પ્રારબ્ધથી મળેલો ભોગ પણ ધીમે ધીમે શાન્ત થાય છે, એકદમ નહિ; અને ભોગકાળે કદાચિત્ " હું મર્ત્ય છું "

એમ પણ તેને ભાસે છે. ( ૨૪૪-૫ ). પરંતુ તેટલા દોષથી કાંઈ તત્ત્વજ્ઞાનનો નાશ થતો નથી, કારણ કે આ કાંઇ અગીઆરસના જેવું જીવન્મુક્તિ નામનું વ્રત નથી કે જે વ્રત [અપવાસ] તોડવાથી નષ્ટ થાય. આ તો વસ્તુમાં સ્થિતિ છે, તેથી તે (તત્ત્વજ્ઞાન) અને તત્ત્વજ્ઞાનથી પ્રાપ્ત થયેલી જીવન્મુક્તિ તેટલા દોષથી નષ્ટ થતી નથી. ( ૨૪૬ ). " હું દશમો છું " એવા જ્ઞાનથી દશમો પણ માથું કૂટીને રડવાનું છોડી દે છે, છતાં કૂટવાથી માથામાં પડેલો ઘા ધીમે ધીમે મહીને માસે મટી જાય છે, તરતજ નહિ.(૨૪૭) પરંતુ જેમ દશમો મરી ગયો નથી એવા લાભથી થયેલો હર્ષ પડેલા ઘાના દરદને દબાવી દે છે, તેમ મુક્તિલાભ પ્રારબ્ધથી થતા મનના કલેશને ઢાંકી દે છે. (૨૪૮).

**व्रताभावाद्यदाध्यासस्तदा भूयो विविच्यताम् ।**
**रससेवी दिने भूङ्क्ते भूयोभूयो यथा तथा ॥ ४९ ॥**

જેવી રીતે ભોજનના ખટ રસની ઇચ્છા વાળો પુરૂષ દિવસમાં જ્યારે જ્યારે ઇચ્છા થાય ત્યારે ત્યારે વારંવાર જમે છે, તેમ જીવન્મુક્તિ કોઈ જાતનું વ્રત નહિ હોવાથી જ્યારે જ્યારે અધ્યાસ થઇ આવે ત્યારે ત્યારે વારંવાર આત્મવિચાર કરવો, કેમકે તેમાં વ્રતની પેઠે નહિ ખાવાનો કાંઇ નિયમ નથી. ( ૨૪૯ ].

**शमयत्यौषधेनायं दशमः स्वं व्रणं यथा ।**
**भोगेन शमयित्वैतत्प्रारब्धं मुच्यते तथा ॥ २५० ॥**

જેમ દશમો માણસ પોતાના ઘાને ઔષધ વડે મટાડે છે, તેમ પ્રારબ્ધની નિવૃત્તિ જ્ઞાનથી નહિ, પણ ભોગથી જ થતી હોવાથી, જ્ઞાની તેની નિવૃત્તિ ભોગથી કરે છે, જો કે સુખ દુઃખ પ્રાપ્ત થવા છતાં-દેહના જ્વર હોવા છતાં-તે પોતાને સુખદુઃખ હોવાનું માની કલેશ પામતો નથી. ( ૨૫૦ ).

અહીં સુધી જીવની શોકમોક્ષ નામની છઠ્ઠી દશાનું વર્ણન કરી હવે તેની તૃપ્તિ નામની સપ્તમી દશાનું વર્ણન કરે છે.

### ૯. જીવન્મુક્ત જીવની સપ્તમી દશા-તૃપ્તિ-નું વર્ણન.
### ૨૫૧-૨૯૮.

**किमिच्छन्निति वाक्योक्तः शोकमोक्ष उदीरितः ।**
**आभासस्य ह्यवस्थैषा षष्ठी तृप्तिस्तु सप्तमी ॥ ५१ ॥**

અહીં સુધી " **किमिच्छन्** " ઇત્યાદિ વાક્યમાં કહેલો શોક મોક્ષ વર્ણવ્યો, કેમકે તે ચિદાભાસની છઠ્ઠી અવસ્થા છે. હવે સપ્તમી જે તૃપ્તિ નામની અવસ્થા છે તેનું વર્ણન કરે છે. [ ૨૫૧ ].

**साङ्कुशा विषयैस्तृप्तिरियं तृप्तिर्निरङ्कुशा ।**
**कृतं कृत्यं प्रापणीयं प्राप्तमित्येव तृप्यति ॥ ५२ ॥**

વિષયોના ભોગથી થતી તૃપ્તિ સાંકુશા–બીજા વિષયની ઇચ્છા થવાથી કુણ્ઠિત–હોય છે. પરંતુ આ ( જીવન્મુક્તિની ) તૃપ્તિ તો નિરંકુશા છે, કેમકે તે દશામાં જીવ " કરવાનું મેં કર્યું, અને પ્રાપ્ત કરવાનું પ્રાપ્ત કર્યું, હવે કાંઇ કરવાનું કે કાંઇ પ્રાપ્ત કરવાનું બાકી રહેતું નથી ", એ પ્રમાણે તૃપ્ત થાય છે. ( ૨૫૨ ).

૧. કૃતકૃત્યતાની તૃપ્તિનું વર્ણન. ૨૫૩–૨૫૦.

**ऐहिकामुष्मिकव्रातसिद्ध्यै मुक्तेश्च सिद्धये ।**
**बहु कृत्यं पुरास्याभूत्तत्सर्वमधुना कृतम् ॥ ५३ ॥**

ઐહિક અને આમુષ્મિક સુખની પ્રાપ્તિ અને દુઃખની નિવૃત્તિને માટે તથા મોક્ષપ્રાપ્તિને માટે અજ્ઞાન દશામાં ( **पुरा** ] જે કંઇ કૃષિ વગેરે, યાગોપાસનાદિ, શ્રવણાદિ–કરવાનું [ **कृत्यं** ) હતું, તે સઘળું હવે કરી દીધું છે, બાકી રહ્યું નથી. ( એ પ્રમાણે જ્ઞાની કૃતકૃત્યતાની તૃપ્તિનું સુખ પામે છે.) [ ૨૫૩ ].

**तदेतत्कृतकृत्यत्वं प्रतियोगिपुरःसरम् ।**
**अनुसंदधदेवायमेवं तृप्यति नित्यशः ॥ ५४ ॥**

વિષયોના સુખની ઇચ્છા કરનાર અજ્ઞાનીરૂપી પ્રતિયોગી પુરઃસર જ્ઞાની આ કૃતકૃત્યત્વનું ચિંતન કરતો સદા નીચે પ્રમાણે ( **एवम्** ] તૃપ્ત થાય છે. ( ૨૫૪ ).

**दुःखिनोऽज्ञाः संसरन्तु कामं पुत्राद्यपेक्षया ॥**
**परमानन्दपूर्णोऽहं संसरामि किमिच्छया ॥ ५५ ॥**
**अनुतिष्ठन्तु कर्माणि परलोकयियासवः ।**
**सर्वलोकात्मकः कस्मादनुतिष्ठामि किं कथम् ॥५६॥**
**व्याचक्षतां ते शास्त्राणि वेदानध्यापयन्तु वा ।**
**येऽत्राधिकारिणो मे तु नाधिकारोऽक्रियत्वतः ॥५७॥**

निद्राभिक्षे स्नानशौचे नेच्छामि न करोमि च ।
द्रष्टारश्चेत्कल्पयन्ति किं मे स्यादन्यकल्पना ॥५८॥
गुञ्जापुञ्जादि दह्येत नान्यारोपितवह्निना ।
नान्यारोपितसंसारधर्मानेवमहं भजे ॥ ५९ ॥
शृण्वन्त्वज्ञाततत्त्वास्ते जानन्कस्माच्छृणोम्यहम् ।
मन्यन्तां संशयापन्ना न मन्येऽहमसंशयः ॥२६०॥
विपर्यस्तो निदिध्यासेत्किं ध्यानमविपर्ययात् ।
देहात्मत्वविपर्यासं न कदाचिद्भजाम्यहम् ॥ ६१ ॥
अहं मनुष्य इत्यादिव्यवहारो विनाप्यमुम् ।
विपर्यासं चिराभ्यस्तवासनातोऽवकल्पते ॥ ६२ ॥
प्रारब्धकर्मणि क्षीणे व्यवहारो निवर्तते ।
कर्माक्षये त्वसौ नैव शाम्येद्ध्यानसहस्रतः ॥ ६३ ॥
विरलत्वं व्यवहृतेरिष्टं चेद्ध्यानमस्तु ते ।
अबाधिकां व्यवहृतिं पश्यन्ध्यायाम्यहं कुतः ॥६४॥
विक्षेपो नास्ति यस्मान्मे न समाधिस्ततो मम ।
विक्षेपो वा समाधिर्वा मनसः स्याद्विकारिणः ॥६५॥
नित्यानुभवरूपस्य को मे वानुभवः पृथक् ।
कृतं कृत्यं प्रापणीयं प्राप्तमित्येव निश्चयः ॥ ६६ ॥

દુઃખી અજ્ઞાનીઓ પુત્રાદિની અપેક્ષાથી મનપૂર્વક ભલે સંસારને પ્રાપ્ત થાય; પરંતુ પરમાનન્દથી પૂર્ણ હું કઇ ઇચ્છાથી સંસરૂં ? ( ૨૫૫ ). પરલોકમાં જવાની ઇચ્છા વાળા કર્મનું અનુષ્ઠાન કરો; પરંતુ સર્વ લોકના આત્મસ્વરૂપ હું શામાટે, શાનું, અને કેવી રીતે અનુષ્ઠાન કરૂં ? ( ૨૫૬ ). શાસ્ત્રોનું વ્યાખ્યાન કરવાનો અથવા વેદનો અભ્યાસ કરાવવાનો જેનો અધિકાર હોય તે તેમ કરો; પરંતુ હું અક્રિય હોવાથી મારો તે વિશે અધિકાર નથી. ( ૨૫૭ ). નિદ્રા, ભિક્ષા, સ્નાન, કે શૌચની મારે ઇચ્છા નથી; છતાં દેખનાર તે મારે વિશે કલ્પતા હોય તો બીજાની કલ્પનાથી મને શું ? (૨૫૮). ચણોઠીના ઢગલાને બીજા(વાંદરા)અગ્નિ રૂપ માને તેથી તે

બળતો નથી, કે કોઇને બાળી શકતો નથી; તેવી રીતે બીજાએ આરોપિત કરેલો સંસાર હું સ્વીકારતો નથી. (૨૫૯). જેઓ આત્મતત્ત્વ જાણતા ન હોય તેઓ **શ્રવણ** કરો; હું તે જાણતો હોવાથી શામાટે શ્રવણ કરૂં ? જેને તત્ત્વ સંબંધી શંકા રહી હોય તે **મનન** કરો; મને સંશય રહેલો નહિ હોવાથી હું શામાટે મનન કરૂં ? (૨૬૦). જેને ઉલટું જ્ઞાન હોય તે **નિદિધ્યાસન** કરો; પણ મને દેહાદિ ઉપર આત્મત્વબુદ્ધિ બીલકુલ નહીં હોવાથી હું શામાટે ધ્યાન ધરૂં ? (૨૬૧). વિપર્યય વિના પણ "હું મનુષ્ય છું" ઇત્યાદિ વ્યવહાર લાંબા કાળના અભ્યાસને લીધે જ્ઞાનીને પણ થવાનો સંભવ છે. આ વ્યવહાર તો પ્રારબ્ધ કર્મનો ક્ષય થયે જ નિવૃત્ત થાય છે. પ્રારબ્ધનો નાશ થયા વિના તો હજાર ધ્યાન કરો, તોપણ (શરીર સબંધી) વ્યવહાર તો રહેવાનો, જો કે વિશેષ વ્યવહાર જાય. (૨૬૨-૩) છતાં જો આ વ્યવહાર ઓછો કરવાની ઇચ્છા હોય તો ભલે તું **ધ્યાન** કર; પણ જે વ્યવહાર મને કોઈ જાતનો બાધ કરતો નથી તેને જોઇને હું શામાટે ધ્યાન કરૂં ? (૨૬૪). (મનની એકાગ્રતા કરવામાં) મને કોઇ વિક્ષેપ નડતો નહિ હોવાથી મારે **સમાધિની** પણ જરૂર નથી. જે મન વિકારિ હોય તેને વિક્ષેપનો સંભવ હોવાથી તેને સમાધિની જરૂર છે. (૨૬૫). અને હું નિત્ય જ્ઞાન (અનુભવ) સ્વરૂપ હોવાથી મારે બીજો કયો અનુભવ બાકી છે ? જે કરવાનું તે મેં કર્યું છે, અને પ્રાપ્ત કરવાનું પ્રાપ્ત કર્યું છે એવો મારો નિશ્ચય છે (૨૬૬).

व्यवहारो लौकिको वा शास्त्रीयो वान्यथापि वा ।
ममाकर्तुरलेपस्य यथारब्धं प्रवर्तताम् ॥ ६७ ॥
अथवा कृतकृत्योऽपि लोकानुग्रहकाम्यया ।
शास्त्रीयेणव मार्गेण वर्तेऽहं का मम क्षतिः ॥ ६८ ॥
देवार्चनस्नानशौचभि[illegible] वर्ततां वपुः ।
तारं जपतु वाक्तद्वत्पठत्वाम्नायमस्तकम् ॥ ६९ ॥
विष्णुं ध्यायतु धीर्यद्वा ब्रह्मानन्दे विलीयताम् ।
साक्ष्यहं किंचिदप्यत्र न कुर्वे नापि कारये ॥ २७० ॥

મને લૌકિક વ્યવહાર (ભિક્ષાહારાદિ) પ્રાપ્ત થાઓ, અથવા

શાસ્ત્રીય ( જપસમાધ્યાદિ ) પ્રાપ્ત થાઓ, અથવા કોઇ પ્રતિષિદ્ધ ( अन्यथा ) વ્યવહાર, જેવો કે હિંસાદિ, પ્રાપ્ત થાઓ—અકર્તા અને અલેપ એવો જે હું તેને પ્રારબ્ધ અનુસાર એમાંનું ગમે તે પ્રાપ્ત થાઓ. ( ૨૬૭ ). અથવા કૃતકૃત્ય હોવા છતાં લોકોનો અનુગ્રહ કરવાની ઇચ્છાથી શાસ્ત્રીય માર્ગે જ જો હું પ્રવર્તું, તો તેથી મને શી હાનિ છે ? ( ૨૬૮ ). મારૂં શરીર ચહાય તો દેવાર્ચન, સ્નાન, શૌચ, ભિક્ષા, આદિમાં પ્રવર્તો; અથવા વાણી ૐકાર મંત્રનો જપ કરો અથવા ઉપનિષદ્ ( आम्नायमस्तक )નું પઠન કરો; બુદ્ધિ વિષ્ણુનું ધ્યાન ધરો અથવા બ્રહ્માનન્દમાં લય પામો; પરંતુ સર્વ વ્યવહારના સાક્ષી રૂપ હું કાંઇ પણ કરતો નથી, અથવા કરાવતો નથી. ( ૨૬૯–૨૭૦ )

एवं च कलहः कुत्र संभवेत्कर्मिणो मम ।
विभिन्नविषयत्वेन पूर्वापरसमुद्रवत् ॥ ७१ ॥
वपुर्वाग्धीषु निर्बन्धः कर्मिणो न तु साक्षिणि ।
ज्ञानिनः साक्ष्यलेपत्वे निर्बन्धो नेतरत्र हि ॥ ७२ ॥
एवं चान्योन्यवृत्तान्तानभिज्ञौ बधिराविव ।
विवदेतां बुद्धिमन्तो हसन्त्येव विलोक्य तौ ॥ ७३ ॥
यं कर्मी न विजानाति साक्षिणं तस्य तत्त्ववित् ।
ब्रह्मत्वं बुध्यतां तत्र कर्मिणः किं विहीयते ॥ ७४ ॥
देहवाग्बुद्धयस्त्यक्ता ज्ञानिनानृतबुद्धितः
कर्मी प्रवर्तयत्वाभिर्ज्ञानिनो हीयतेऽत्र किम् ॥ ७५ ॥

આવો સિદ્ધાન્ત હોવાથી કર્મી અને મારી વચ્ચે કલહનું સ્થાન જ ક્યાં છે ? કેમકે પૂર્વ અને પશ્ચિમ સમુદ્રની પેઠે અમારા બંનેના વિષય જ જૂદા છે. ( ૨૭૧ ). કર્મીનો આગ્રહ શરીર, વાણી, અને બુદ્ધિને વિશે છે, સાક્ષી ઉપર નથી; જ્ઞાનીનો આગ્રહ સાક્ષી નિર્લેપ હોવા વિશે છે, બીજી બાબતો ઉપર નથી. ( ૨૭૨ ). આ પ્રમાણે હોવાથી એક બીજાનો વૃતાન્ત નહીં જાણનાર માણસો બે બહેરા માણસોની પેઠે "કર્મ કરવું કે ન કરવું"તે સંબંધી વાદવિવાદ કર્યા કરો; પરંતુ તેમને જોઇને બુદ્ધિમાન પુરૂષો તો હાસ્ય જ કરે છે. (૨૭૩). જે સાક્ષીને કર્મી જાણતો નથી તેનું બ્રહ્મત્વ તત્ત્વવેત્તા જાણે તેથી

કર્મીને શું નુકસાન છે ? ( ૨૭૪ ).અને જ્ઞાનીએ જે દેહ, વાણી,અને બુદ્ધિને મિથ્યા જાણી તેનો ત્યાગ કર્યો છે તે વડે કર્મી પ્રવર્તે તો તેથી જ્ઞાનીને શી હાનિ છે ? ( ૨૭૫ ).

प्रवृत्तिर्नापेक्षिता चेन्निवृत्तिः कोपयुज्यते ।
बोधहेतुर्निवृत्तिश्चेद्बुभुत्सायां तथेतरा ॥ ७६ ॥
बुद्धश्चेन्न बुभुत्सेत नाप्यसौ बुध्यते पुनः ।
अबाधादनुवर्तेत बोधो न त्वन्यसाधनात् ॥ ७७ ॥

જો તું એમ કહેતો હોય કે જ્ઞાનીને પ્રવૃત્તિની જરૂર નથી, તો અમે પૂછીએ છીએ કે નિવૃત્તિની પણ શી જરૂર છે ? જો નિવૃત્તિ જ્ઞાનનું કારણ હોય તો જ્ઞાનની પ્રચ્છા વાળાને પ્રવૃત્તિની જરૂર છે. [ ૨૭૬ ]. જો તું એમ કહેતો હોય કે જ્ઞાની ( बुद्ध ) ને જ્ઞાનની ઇચ્છા ( बुभुत्सा ) નહિ હોવાથી તેને પ્રવૃત્તિની જરૂર નથી; તો તેને એકવાર જ્ઞાન થયા પછી ફરીથી જ્ઞાન થવાનું બાકી નથી માટે તેને નિવૃત્તિની પણ જરૂર નથી; કારણ કે તેના જ્ઞાનને કોઈ પણ જાતનો બાધ નહિ હોવાથી તે ( જ્ઞાન ) પોતાની મેળે ચાલતું જ રહેવાનું, તેને નિવૃત્તિ કે બીજા કોઇ સાધનની જરૂર નથી. ( ૨૭૭ ).

नाविद्या नापि तत्कार्यं बोधं बाधितुमर्हति ।
पुरैव तत्त्वबोधेन बाधिते ते उभे यतः ॥ ७८ ॥
बाधितं दृश्यतामक्षैस्तेन बाधो न शक्यते ।
जीवन्नाखुर्न मार्जारं हन्ति हन्यात्कथं मृतः ॥ ७९ ॥
अपि पाशुपतास्त्रेण विद्धश्चेन्न ममार यः ।
निष्फलेषुवितुन्नाङ्गो नङ्क्ष्यतीत्यत्र का प्रमा ॥ २८० ॥
आदावविद्यया चित्रैः स्वकार्यैर्जृम्भमाणया ।
युद्ध्वा बोधोऽजयत्सोऽद्य सुदृढो बाध्यतां कथम् ॥ ८१ ॥
तिष्ठन्त्वज्ञानतत्कार्यशवा बोधेन मारिताः ।
न भीतिर्बोधसम्राजः कीर्तिः प्रत्युत तस्य तैः ॥ ८२ ॥
य एवमतिशूरेण बोधेन न वियुज्यते ।
प्रवृत्त्या वा निवृत्त्या वा देहादिगतयास्य किम् ॥ ८३ ॥

અવિદ્યા અથવા અવિદ્યાના કાર્ય રૂપ દ્વૈત જ્ઞાનનો બાધ કરી શકતાં નથી, કારણ કે તત્ત્વજ્ઞાન વડે પહેલેથી જ તે બંનેનો નાશ કર્યો છે. ( ૨૭૮ ). નાશ પામેલા કાર્યને ભલે ઇંદ્રિયો દેખે, પણ તેથી કાંઇ બાધ નથી; કારણ કે જેમ જીવતો ઉંદર બિલાડીને મારી શકતો નથી તો પછી મરેલો તો મારી શકે જ શી રીતે; તેવી રીતે **જીવતી અવિદ્યા** જ્ઞાન થવામાં અટકાવ કરી શકી નહીં, તો પછી મરેલી તો કરીજ શું શકે ? [ ૨૭૯ ]. જે માણસ પાશુપતાસ્ત્રથી ઘવાયા છતાં મરણ પામ્યો નહિ, તે માણસ કદાપિ લોઢાના ફળ રહિત બાણથી વિંધાવાથી મરણ પામશે તેનું તો પ્રમાણ જ શું ? ( ૨૮૦ ). વિદ્યાભ્યાસ વખતે ( आदौ ) જે **જ્ઞાને વિસ્તાર પામતી** અવિદ્યા અને અવિદ્યાનાં ચિત્ર વિચિત્ર કાર્યો સાથે યુદ્ધ કરીને જય મેળવ્યો, તે ( જ્ઞાન ) હવે—અવિદ્યા નિવૃત્ત થતાં—સુદૃઢ થવાથી કેવી રીતે બાધ પામે ? ( ૨૮૧ ). જ્ઞાને મારેલું અજ્ઞાન અને તેના કાર્ય રૂપ મડદાં ભલે દેખાતાં રહે. પરંતુ તેથી **જ્ઞાન** રૂપી સમ્રાટ્‌ને કંઇ ભય નથી ( જીવતા અજ્ઞાન વગેરેનો ભય ન લાગ્યો તો હવે મરેલાનો લાગે જ કેવી રીતે ? ), પણ ઉલટું તેથી તેની કીર્તિ વધશે. ( ૨૮૨ ). જે જ્ઞાનીને આવા અતિ શૂરવીર જ્ઞાનથી વિયોગ થતો નથી, તેને દેહાદિની ( મનની નહિ ) પ્રવૃત્તિ કે નિવૃત્તિથી શી હાનિ છે ? [ ૨૮૩ ].

प्रवृत्तावाग्रहो न्याय्यो बोधहीनस्य सर्वथा ।
स्वर्गाय वापवर्गाय यतितव्यं यतो नृभिः ॥ ८४ ॥

( જો કે જ્ઞાનીને પ્રવૃત્તિની જરૂર નથી, પરંતુ ) અજ્ઞાનીને માટે તો સર્વથા પ્રવૃત્તિનો આગ્રહ જ યોગ્ય છે, કેમકે તેવા માણસોએ તો હજુ સ્વર્ગ અને મોક્ષપ્રાપ્તિને માટે પ્રયત્ન કરવાની જરૂર છે. [ ૨૮૪ ].

विद्वांश्चेत्तादृशां मध्ये तिष्ठेत्तदनुरोधतः ।
कायेन मनसा वाचा करोत्येवाखिलाः क्रियाः ॥ ८५ ॥
एष मध्ये बुभुत्सूनां यदा तिष्ठेत्तदा पुनः ।
बोधायैषां क्रियाः सर्वा दूषयंस्त्यजतु स्वयम् ॥ ८६ ॥
अविद्वदनुसारेण वृत्तिर्बुद्धस्य युज्यते ।
स्तनन्धयानुसारेण वर्तते तत्पिता यतः ॥ ८७ ॥

अधिक्षिप्तस्ताडितो वा बालेन स्वपिता तदा ।
न क्लिश्नाति न कुप्येत बालं प्रत्युत लालयेत् ॥ ८८ ॥
निन्दितः स्तूयमानो वा विद्वानज्ञैर्न निन्दति ।
न स्तौति किंतु तेषां स्याद्यथा बोधस्तथा चरेत् ॥ ८९ ॥
येनायं नटनेनात्र बुध्यते कार्यमेव तत् ।
अज्ञप्रबोधान्नैवान्यत्कार्यमस्त्यत्र तद्विदः ॥ २९० ॥

જો જ્ઞાની કર્મી—અજ્ઞાનીઓ—ની મધ્યમાં રહેતો હોય, તો તેમનો અનુગ્રહ કરવાની ખાતર તે મન, વાણી અને કર્મથી સર્વ ક્રિયાઓ કરે છે. [ ૨૮૫ ]. અને જો તે જીજ્ઞાસુની મધ્યમાં રહેતો હોય, તો વળી તેમને જ્ઞાન આપવાની ખાતર સર્વ ક્રિયાઓના દોષ બતાવતો તે ( ક્રિયાઓ ) જાતે જ ભલે તજે. ( ૨૮૬ ). અજ્ઞાનીની વૃત્તિને અનુસાર જ્ઞાનીનું વર્તન યોગ્ય છે, કેમકે બાળકનો પિતા બાળકની વૃત્તિને અનુસાર જ વર્તે છે. ( ૨૮૭ ). બાળક પોતાના પિતાનો તિરસ્કાર કરે, અથવા તેને તાડન કરે તોપણ તે ક્લેશ કે કોપ પામતો નથી, પરંતુ ઉલટો તેને લાડ લડાવે છે. ( ૨૮૮ ) તેવી રીતે જ્ઞાનીની કોઈ નિંદા કરે કે સ્તુતિ કરે, તોપણ તે તેની નિંદા કે સ્તુતિ કરતો નથી; પરંતુ જેથી તેને બોધ થાય તેવી રીતે તે વર્તે છે. ( ૨૮૯ ) જેવા આચરણથી તેને ( અજ્ઞાનીને ) જ્ઞાન થાય તેવું આચરણ તેણે કરવું યોગ્ય છે; કારણ કે અજ્ઞાનીને જ્ઞાન કરવા ઉપરાંત જ્ઞાનીને બીજું કાંઈ કાર્ય નથી. ( ૨૯૦ ).

૨. પ્રાપ્તપ્રાપ્યતાની તૃપ્તિનું વર્ણન ૨૯૧-૨૯૮.

कृतकृत्यतया तृप्तः प्राप्तप्राप्यतया पुनः ।
तृप्यन्नेवं स्वमनसा मन्यतेऽसौ निरन्तरम् ॥ ९१ ॥
धन्योऽहं धन्योऽहं नित्यं स्वात्मानमञ्जसा वेद्मि ।
धन्योऽहं धन्योऽहं ब्रह्मानन्दो विभाति मे स्पष्टं ॥ ९२ ॥
धन्योऽहं धन्योऽहं दुःखं सांसारिकं न वीक्षेऽद्य ।
धन्योऽहं धन्योऽहं स्वस्याज्ञानं पलायितं क्वापि ॥ ९३ ॥
धन्योऽहं धन्योऽहं कर्तव्यं मे न विद्यते किंचित् ।
धन्योऽहं धन्योऽहं प्राप्तव्यं सर्वमद्य संपन्नम् ॥ ९४ ॥

धन्योऽहं धन्योऽहं तृप्तेर्मे कोपमा भवेल्लोके ।
धन्योऽहं धन्योऽहं धन्यो धन्यः पुनः पुनर्धन्यः॥ ९५ ॥
अहो पुण्यमहो पुण्यं फलितं फलितं दृढम् ।
अस्य पुण्यस्य संपत्तेरहो वयमहो वयम् ॥ ९६ ॥
अहो शास्त्रमहो शास्त्रमहो गुरुरहो गुरुः ।
अहो ज्ञानमहो ज्ञानमहो सुखमहो सुखम् ॥ ९७ ॥

ધન્ય છે મને! ધન્ય છે મને! હું નિત્ય આત્માને સાક્ષાત્ જાણું છું. ધન્ય છે મને! ધન્ય છે મને! મને બ્રહ્માનન્દ સ્પષ્ટ ભાસે છે. ( ૨૯૨ ) ધન્ય છે મને! ધન્ય છે મને! હું હવે સાંસારિક દુઃખ દેખતો નથી. ધન્ય છે મને! ધન્ય છે મને! મારું અજ્ઞાન ક્યાંએ પલાયન કરી ગયું. [ ૨૯૩ ]. ધન્ય છે મને! હવે મારે કાંઇ કર્તવ્ય રહ્યું નથી. ધન્ય છે મને! પ્રાપ્ત કરવાનું મેં હવે પ્રાપ્ત કર્યું છે. ( ૨૯૪ ). ધન્ય છે મને! લોકમાં મારી તૃપ્તિની ઉપમા મળતી નથી. ધન્ય છે મને! પુનઃ પુનઃ ધન્ય છે મને! ( ૨૯૫ ). અહો મારું પુણ્ય! કે જે આવું દઢ રીતે ફળ આપનારું થયું, અને આ પુણ્યની સંપત્તિથી અમારું પણ અહો ભાગ્ય! ( ૨૯૬ ). અહો શાસ્ત્ર! અહો ગુરૂ! અહો જ્ઞાન! અહો સુખ! ( એ પ્રમાણે સ્મરણ કરતો પોતાને તૃપ્ત માને છે )(૨૯૭).

तृप्तिदीपमिमं नित्यं येऽनुसंदधते बुधाः ।
ब्रह्मानन्दे निमज्जन्तस्ते तृप्यन्ति निरन्तरम् ॥ २९८ ॥

જે વિદ્વાન પુરૂષો આ "તૃપ્તિદીપ"નું નિત્ય ચિંતન કરે છે, તે બ્રહ્માનન્દમાં નિમગ્ન થઇને નિરન્તર તૃપ્ત થાય છે. ( ૨૯૮ ).

इति श्रीपंचदश्यां तृप्तिदीपप्रकरणम् समाप्तम् ॥ ७ ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

**સાતમું પ્રકરણ સમાપ્ત.**

# પ્રકરણ ૭.

## તૃપ્તિદીપ.

### ભાવાર્થ.

#### ૧. પ્રકરણનો હેતુ. શ્લો૦ ૧-૨.

છઠ્ઠા ( **ચિત્રદીપ** ) પ્રકરણમાં જીવ ઇશ્વર સહિત જગત માયામાંથી ઉત્પન્ન થએલું હોવાથી માયિક-અસત્-મિથ્યા હોવાથી તેની ઉપેક્ષા કરી ફક્ત અદ્વૈત ચૈતન્ય( બ્રહ્મ ) જ એકલું સત્ય વસ્તુ છે, એમ જાણો, એવું ચિત્રપટની ચાર અવસ્થાઓના તથા ઘટાકાશ વગેરેના દૃષ્ટાંતથી, તથા વીર્ય અને વટધાનના દૃષ્ટાંતથી, તેમજ સ્વપ્નના દૃષ્ટાંતથી બતાવી આપ્યું છે.

હવે આ ( **તૃપ્તિદીપ** ) પ્રકરણમાં " **દશમા** "ના દૃષ્ટાન્તથી જીવ પોતાના ખરા આત્મસ્વરૂપનો કેવી રીતે સાક્ષાત્કાર કરી શકે તેની પ્રક્રિયા આપી જીવન્મુક્ત પુરૂષની તૃપ્તિનું વર્ણન કરે છે. જેમ " **દશમો** " માણસ પોતાને દેખતો છતાં પોતે દશમો છે એમ ભ્રાન્તિને લીધે જાણતો નથી; તેમ જીવ પોતે પોતાના શુદ્ધ ચૈતન્ય સ્વરૂપને દેખતો છતાં ભ્રમને લીધે પોતાના સ્વરૂપને જાણતો નથી. પરંતુ જ્યારે કોઇ આપ્ત પુરૂષ તે ભ્રાન્ત થએલા દશમા પુરૂષને કહે કે " તું દશમો છે, " ત્યારે તરત વિચાર આવતાં ભ્રમ ટળી પોતે જ દશમો જીવતો છે, એમ જાણી ખુશી થાય છે; તેવી રીતે મુમુક્ષુ જીવને જ્યારે અમુક સ્થિતિએ ગુરૂ કહે છે કે " તું જ બ્રહ્મ છે. " ત્યારે વિચાર કરતાં તેનો ભ્રમ ટળી પોતાને ઓળખી સુખી થાય છે. એ જ આ પ્રકરણનું તાત્પર્ય છે.

આ તૃપ્તિ જીવ( ચિદાભાસ )ની સપ્તમી અને છેલ્લી દશા છે. તેનું વર્ણન કરતા પહેલાં જીવન્મુક્ત જીવની પાંચમી અને છઠી **અપરોક્ષ જ્ઞાન** અને **શોકમોક્ષ**ની બે દશાઓનું વર્ણન કરે છે. આ બે દશાઓ નીચેના શ્રુતિવાકયમાં સંક્ષેપમાં દર્શાવેલી હોવાથી આ પ્રકરણમાં પ્રથમ તે શ્રુતિનો અર્થ કરે છે. બાદ ૭ મી તૃપ્તિ દશાનું વર્ણન કરશે. તે શ્રુતિવાકય નીચે પ્રમાણે છેઃ—

**आत्मानं चेद्विजानीयादयमस्मीति पूरुषः ।**
**किमिच्छन्कस्य कामाय शरीरमनुसंज्वरेत् ॥ १ ॥**

આ શ્રુતિવાકયના વ્યાખ્યાનથી જીવન્મુક્તની જે તૃપ્તિ છે તે સ્પષ્ટ સમજાશે.

તેટલા માટે આ પ્રકરણનું નામ " **તૃપ્તિદીપ** " રાખ્યું છે. " **તૃપ્તિદીપ** " એટલે " **જીવન્મુક્તની તૃપ્તિના બોધક જ્ઞાનનું પ્રકરણ** ".

કોઇ પણ વિષયનું વ્યાખ્યાન કરવું હોય તો તે વ્યાખ્યાન યથાર્થ છે કે નહિ, તે જાણવાને તેનાં પાંચ લક્ષણ કહ્યાં છે તે નીચે પ્રમાણેઃ—

**पदच्छेदः पदार्थोक्तिर्विग्रहो वाक्ययोजना ।**
**आक्षेपस्य समाधानं व्याख्यानं पंचलक्षणम् ॥**

આ નિયમને અનુસરીને ઉપરના શ્રુતિવાકયનો પ્રથમ પદચ્છેદ કરે છે. તેટલા માટે પ્રથમ તે વાકયમાં આવેલા " પૂરૂષ " શબ્દનો અર્થ કહે છે, કારણ કે આ શ્રુતિવાકયનો એવો અર્થ છે કે જો પૂરૂષ ( જીવ ) " આ હું બ્રહ્મ છું " ( **अयमस्मि** ) એમ પોતાને સાક્ષાત્ ઓળખે એટલે કે પોતાના ખરા સ્વરૂપનું **અપરોક્ષ જ્ઞાન** પ્રાપ્ત કરે, તો તે ( જીવન્મુક્ત ) જીવ કયા ભોગ્ય પદાર્થની ઇચ્છાથી ( **किमिच्छन्** ) અને કયા ભોક્તાના ભોગને સારૂ ( **कस्य कामाय** ), શરીરોની પાછળ પોતાને દુઃખી કરે—શરીરોને દુઃખ થતાં પોતાને દુઃખી માને ( **शरीरमनुसंज्वरेत्** ) ? એટલે આ શ્લોકના પૂર્વાર્ધમાં જીવનું **અપરોક્ષ જ્ઞાન** કહ્યું, અને ઉત્તરાર્ધમાં તેની **શોકમોક્ષ** નામની ( સંસારના બંધ તુટવા રૂપી ) છઠ્ઠી દશા કહી છે. તેથી કરીને આ વાકયમાં જેને અપરોક્ષ જ્ઞાન થવાનું કહ્યું એવો " પૂરૂષ " શબ્દનો વાચ્ય કોણ છે તે પ્રથમ કહેવા માગે છે.

" પૂરૂષ " શબ્દનો અર્થ કહ્યા પછી **अयमस्मि, आत्मानम् चेद्विजानीयात्, किमिच्छन्, कस्य कामाय,** અને **शरीरमनुसंज्वरेत्**, એ પદોનો અર્થ કહેશે એ પ્રમાણે પદોનો અર્થ કરી આખા વાકયમાં જણાવેલી **અપરોક્ષ જ્ઞાન** અને **શોકમોક્ષ**

નામની જીવની પાંચમી અને છઠ્ઠી દશાનું તાત્પર્ય સમજાવી, સાતમી તૃપ્તિ દશાનું વર્ણન કરશી.

---

## आत्मानं चेत् ઇત્યાદિ પૂર્વાર્ધનો અર્થ. ૩-૧૩૫.

### ૨. પૂરુષ શબ્દનો અર્થ. ૩-૬.

આ " પૂરૂષ " શબ્દનો અર્થ કરતા પહેલાં ઉપોદ્ઘાત રૂપે સંક્ષેપમાં સૃષ્ટિનું વર્ણન કરે છે, કારણ કે " પૂરૂષ " શબ્દ વાચ્ય જે **જીવ** તેનો પણ સૃષ્ટિમાં સમાવેશ થાય છે. તેટલા માટે સૃષ્ટિ કહે છે. ( ૩-૪ ).

**ચિદાનંદ** રૂપી બ્રહ્મના પ્રતિબિમ્બ વાળી, **સત્ત્વ**, **રજસ્**, અને **તમો** ગુણ રૂપી, અને જગત્ના ઉપાદાન રૂપ **પ્રકૃતિ** કહેવાય છે. તે પ્રકૃતિ સત્ત્વ ગુણની શુદ્ધિ અને અશુદ્ધિ પ્રમાણે બે પ્રકારની એટલે **માયા** અને **અવિદ્યા** થાય છે. તે માયા અને અવિદ્યામાં પ્રતિબિમ્બિત થયેલું બ્રહ્મ ચૈતન્ય જ **ઇશ્વર** અને **જીવ** કહેવાય છે, એમ પહેલા પ્રકરણના ૧૫ થી ૧૭ મા શ્લોકમાં કહ્યું છે. આ વાત મનમાં રાખીને અત્રે કહે છે કે **જીવ** અને **ઇશ્વર** માયાના બનાવેલા હોવાથી **કલ્પિત** છે, અને એ જીવ ઇશ્વર બંનેએ **સર્વ સૃષ્ટિ કલ્પેલી** છે. આ કલ્પિત ઇશ્વરને પ્રથમ એકમાંથી બહુ રૂપ થવાની ઇચ્છા થઇ, અને તેથી પોતાના સ્વરૂપમાંથી પંચભૂત અને તેનાં કાર્ય રૂપ સ્થૂલ, સૂક્ષ્મ જગત્ રચી તેમાં પોતે જીવ રૂપે પ્રવેશ કર્યો, ત્યાં સુધીની સૃષ્ટિ **ઇશ્વરકલ્પિત** છે; અને આ **ઇશ્વરકલ્પિત** સૃષ્ટિમાં જીવની જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ, સુખ, દુઃખ, બંધ, મોક્ષ પર્યંત દશાઓ રૂપી જે **સંસાર**, તે જીવકલ્પિત સૃષ્ટિ છે. ( ૩-૪ ).

આ જાગ્રદાદિ સંસાર **કૈવલ્યોપનિષદ્**માં નીચે પ્રમાણે વર્ણવ્યો છેઃ—

> स एष मायापरिमोहितात्मा
> शरीरमास्थाय करोति सर्वम् ।
> स्त्रियन्नपानादिविचित्रभोगैः
> स एव जाग्रत्परितृप्तिमेति ॥
> स्वप्नेऽपि जीवः सुखदुःखभोक्ता
> स्वमा[illegible]या कल्पितविश्वलोके ।

सुषुप्तिकाले सकले विलीने
तमोभिभूतः सुखरूपमेति ॥
पुनश्च जन्मान्तरकर्मयोगात्
स एव जीवः स्वपिति प्रबुद्धः ।
पुरत्रये क्रीडति यश्च जीव-
स्ततस्तु जातं सकलं विचित्रम् ॥
जाग्रत्स्वप्नसुषुप्त्यादि प्रपञ्चं यत्प्रकाशते ।
तद्ब्रह्माहमिति ज्ञात्वा सर्वबन्धैः प्रमुच्यते ॥

હવે ઉપર જણાવેલી " आत्मानं चेद् "એ શ્રુતિના પૂર્વાર્ધમાં જણાવેલી અપરોક્ષ જ્ઞાનની પાંચમી દશાનું વર્ણન શ્લોક ૫ થી ૧૩૫ સુધીમાં કરે છે.

**પૂરૂષ શબ્દનો અર્થ:**—આ પ્રમાણે ઉપોદ્‌ઘાત કરી ઉપર જણાવેલો " પૂરૂષ " તે જ ઉપરનાં શ્રુતિવાકયોમાં વર્ણવેલો જીવ છે એમ બતાવવા સારૂ હવે " પૂરૂષ " શબ્દની વ્યાખ્યા કહે છે.

સ્થૂલ સૂક્ષ્મ દેહ રૂપી જે ભ્રાન્તિ ઉઠેલી છે તે ભ્રાન્તિના અધિષ્ઠાન રૂપ જે આત્મા છે ( જેમ રજ્જુ રૂપી અધિષ્ઠાનમાં સર્પ રૂપી ભ્રાન્તિ થવાથી સર્પ રૂપી ભ્રાન્તિનું અધિષ્ઠાન રજ્જુ કહેવાય છે તેમ ), જે આત્માનું ખરૂં સ્વરૂપ ( वपुः ) **કૂટસ્થ**-કૂટના જેવું નિર્વિકારી છે,જે આત્મા **અસંગ** જીવને જગતના પદાર્થોમાં જે આસક્તિ થાય છે તેવી આસક્તિ રહિત છે,અને **ચેતન** રૂપ છે, તેવો **દેહ રૂપી ભ્રાન્તિના અધિષ્ઠાન રૂપ આત્મા** અસંગ બુદ્ધિમાં રહેલો હોઇ, આત્માની સત્યતાનું પોતાનામાં આરોપણ કરી જીવ રૂપ થયેલો, આ શ્રુતિમાં"પૂરૂષ' શબ્દનો અર્થ કહેવાય છે. એટલે કે દેહાદિ કલ્પનાના અધિષ્ઠાન રૂપ **કૂટસ્થ ચૈતન્ય** જ બુદ્ધિમાં પ્રતિબિમ્બિત થઇને જીવ રૂપ થઇ " **પૂરૂષ** " શબ્દથી ઓળખાય છે. ( ૫ ).

શંકા:—" પૂરૂષ " શબ્દથી કેવળ ચિદાભાસ રૂપ જીવ કહો. પરંતુ તેમાં આ અધિષ્ઠાન રૂપ કૂટસ્થ ચૈતન્યનું શું પ્રયોજન છે ?

ઉત્તર:—તેની પણ જરૂર છે, કેમકે અધિષ્ઠાન સહિત-કૂટસ્થ ચૈતન્ય સહિત-જે જીવ, તે જ મોક્ષ, સ્વર્ગ, વગેરેની પ્રાપ્તિને અર્થે

સાધનાનુષ્ઠાન કરવામાં અધિકારી છે, પરંતુ એકલો ચિદાભાસ નથી; કારણ કે અધિષ્ઠાન રહિત આરોપ્ય વસ્તુ લોકમાં જોવામાં આવતી જ નથી. માટે **સાધિષ્ઠાન ચિદાભાસજ જીવ છે.**

### ૩. ( अहम् ) अस्मि. એ પદનો અર્થ. ૭—૧૮.

"પૂરૂષ" પદનો અર્થ કરી હવે **अहमस्मि** એટલે "હું છું" એ પદનો અર્થ કહે છે, એટલે કે ઉપર કહેલા **સાધિષ્ઠાન જીવને** જે "હું સંસારી', "હું ચિદાત્મા," "હું મુક્ત," એવી દશાઓ પ્રાપ્ત થાય છે, તે વાત શ્લોક ૭ થી ૧૮ સુધીમાં કહે છે.

જ્યારે જીવ અધિષ્ઠાન (કૂટસ્થ) સહિત **ભ્રમાંશ ( ચિદાભાસ સહિત સ્થૂલ સૂક્ષ્મ બે શરીર )** ને પોતાના સ્વરૂપ તરીકે સ્વીકારે છે, ત્યારે તે હું " સંસારી છું " એમ માને છે. પરંતુ જ્યારે ભ્રમાંશ( ચિદાભાસ યુક્ત સ્થૂલ સૂક્ષ્મ બે શરીર )નો તિરસ્કાર કરી બાકી રહેલા ફક્ત **અધિષ્ઠાન રૂપ કૂટસ્થની પ્રધાનતા** એટલે કૂટસ્થ એ જ પોતાનું સ્વરૂપ છે, એમ જીવ સ્વીકારે છે,ત્યારે " હું અસંગ ચિદાત્મા છું " એવું જાણે છે. આ પ્રમાણે "હું છું" એનો અર્થ બતાવ્યો. [૭—૮.]

શંકાઃ—કૂટસ્થ ચૈતન્ય પોતે જ જીવ સ્વરૂપ ધારણ કરે છે એવું જો સ્વીકારશો, તો " હું અસંગ ચિદાત્મા છું " એવું તે જીવ જાણે છે, એવું જે કહો છો તે અયોગ્ય છે; કારણકે ચિદ્રૂપ કૂટસ્થ અસંગ હોવાથી તે પોતાને अहं એવું કહી શકે નહિ. તેથી કરીને " હું છું " એવું તે કેમ કરીને જાણી શકે?

ઉત્તરઃ—અહીંઆં अहं શબ્દનો અર્થ નહિ સમજવાથી આ શંકા ઉત્પન્ન થઇ છે. માટે अहं શબ્દના જુદા જુદા અર્થ છે તે કહું છું. તેનો એક અર્થ મુખ્ય (પ્રધાન) છે અને બીજા બે અર્થ અમુખ્ય (ગૌણ) છે એમ अहं ના ત્રણ અર્થ છે. (૯).

અન્યોન્યાધ્યાસ વડે કૂટસ્થ અને ચિદાભાસ બન્નેના સ્વરૂપની એકતા કરવાથી **બંને મળીને** अहं શબ્દનો મુખ્ય અર્થ થાય છે. અને તે મુખ્ય શબ્દનો પ્રયોગ મૂઢ લોકો કરે છે. પરંતુ કૂટસ્થ અને **આભાસ** એમ બેને જૂદા કરવાથી બે અમુખ્ય (ગૌણ) અર્થ થાય છે. તે ગૌણ અર્થમાં अहं શબ્દ તત્ત્વવેત્તા વાપરે છે. તે પૈકી લૌકિક વ્યવહારમાં જ્યાં તત્ત્વવેત્તા " હું જાઉં છું " એમ કહે છે ત્યાં કૂટસ્થથી ચિદાભાસને જુદો પાડી अहं કહેતાં **ચિદાભાસ**

એકલો જાય છે એમ કહેવા તે ઇચ્છે છે. પરંતુ જ્યાં તત્ત્વવેત્તા શાસ્ત્રીય દૃષ્ટિથી પોતે પોતાને " **असंगोऽहं** " " **चिदात्माहं** " એવું કહે છે ત્યાં તે **अहं** શબ્દનો પ્રયોગ ફક્ત **કૂટસ્થ** સંબંધે જ કરે છે. માટે લક્ષણાવૃત્તિથી " **अहमस्मि** " એવું જ્ઞાન થાય છે એમ સમજવું. (૯—૧૩).

શંકા—તમે **अहं** શબ્દના ચિદાભાસ અને કૂટસ્થ એવા બે જુદા અમુખ્ય (ગૌણ) અર્થ કહ્યા, તેમાંનો **કૂટસ્થ** પોતાના અજ્ઞાનની નિવૃત્તિને માટે " હું છું " એમ જાણે છે? કે ચિદાભાસ એમ જાણે છે? જો તમે એમ કહેતા હો કે કૂટસ્થ જાણે છે, તો તે ખરૂં નથી; કેમકે કૂટસ્થ અસંગ ચિદ્રૂપ હોવાથી તેને જ્ઞાનીપણું અને અજ્ઞાનીપણું સંભવતું નથી. માટે જ્ઞાનીપણું અજ્ઞાનીપણું ચિદાભાસને છે એમ કહેવું જોઇએ. પરંતુ તેમ કહેવામાં પણ મને એક દોષ લાગે છે, કેમકે કૂટસ્થથી જૂદો એવો જે ચિદાભાસ તે ( કૂટસ્થથી જૂદો હોવાથી ) " હું કૂટસ્થ છું " એવું કેવી રીતે જાણી શકે?

ઉત્તરઃ—આવો દોષ લાગુ પડતો નથી; કારણકે ચિદાભાસ કૂટસ્થના જ સ્વભાવ રૂપ હોવાથી તેનું કૂટસ્થથી જૂદાપણું જ અસિદ્ધ છે. અને ચિદાભાસત્વ જાતે જ મિથ્યારૂપ હોવાથી જીવનું કૂટસ્થત્વ બાકી રહે છે, જેમ દર્પણમાં દેખાતા મુખાભાસનું તત્ત્વ પુરૂષની ડોક ઉપર રહેલું મુખ જ છે. (૧૪—૧૫).

શંકાઃ—જો ચિદાભાસ જ મિથ્યા છે તો ચિદાભાસનું " **कूटस्थोऽस्मि** " એવું જ્ઞાન પણ મિથ્યા ઠરશે?

ઉત્તરઃ—ચિદાભાસને થતો તેવો બોધ મિથ્યા નથી, એવું અમે કહેતા જ નથી; કારણ કે રજ્જુમાં ભ્રાન્તિથી દેખાતા સર્પની ગતિ વગેરે દેખાતા છતાં જેમ વાસ્તવ રીતે અંગીકાર કરી શકાતી નથી, તેમ કૂટસ્થના સ્વરૂપથી અતિરિક્ત બીજું સર્વ (ચિદાભાસ કે જગત) મિથ્યા હોવાથી ચિદાભાસને થતો " **कूटस्थोऽस्मि** " એવો બોધ પણ મિથ્યા જ છે. જેમ છતાંએ તેવા મિથ્યા બોધથી પણ સંસારની નિવૃત્તિ થાય છે, કારણકે જેમ તે જ્ઞાન મિથ્યા છે, તેમ સંસાર પણ મિથ્યા છે. તેથી મિથ્યા સંસારનો નાશ કરવા મિથ્યાજ્ઞાન પણ ઉપયોગી છે; જેમ સ્વપ્નમાં દીઠેલા મિથ્યા વ્યાઘ્રથી નિદ્રાની નિવૃત્તિ થાય છે. વળી જેવો યક્ષ તેવું તેને બળિદાન આપવું એવું લૌકિક માણસો પણ કહે છે. માટે કૂટસ્થ એ જ ચિદાભાસનું પોતાનું સ્વરૂપ

છે. તેથી "પૂરૂષ" શબ્દ વાચ્ય જે કૂટસ્થ સહિત ચિદાભાસ છે તે ચિદાભાસ કૂટસ્થને મિથ્યારૂપ પોતાનાથી ( ચિદાભાસથી ) જૂદો કરીને લક્ષણાવૃત્તિથી હું કૂટસ્થ છું " એમ જાણી શકે છે, એમ શ્રુતિનું કહેવું છે. (૧૬—૧૮).

### ૪. "आत्मानं चेद्विजानीयादयम्"નો અર્થ ૧૯–૯૬.

આટલે સુધી ઉપરના શ્રુતિવાક્યમાં કહેલા "पूरुषोऽस्मि" એ બે પદનો અર્થ બતાવી હવે "अयम्" પદનો અર્થ કહે છે.

अयंનો અર્થઃ—'अयम्' (આ) શબ્દ નજર આગળ પડેલી (પ્રત્યક્ષ) વસ્તુને બતાવવા માટે વાપરવામાં આવે છે.જેવી રીતે લોકપ્રસિદ્ધ દેહ રૂપ આત્મા સંબંધી સંશય અને વિપર્યય (ઉલટું જ્ઞાન) રહિત "अयमस्मि"–"હુ આ રહ્યો" એવું પ્રત્યક્ષ જ્ઞાન થાય છે; તેવી જ રીતે આત્મા વિષે તેવું જ સાક્ષાત્ જ્ઞાન મુક્તિ મેળવવાને અર્થે મેળવવું જોઇએ, એમ બતાવવા 'अयम्' શબ્દ વાપરવામાં આવેલો છે. જેવી રીતે "હું મનુષ્ય છું" એવો દેહાત્મા વિષે દૃઢ બોધ હોય છે, તેવી રીતે આત્મા વિષે પણ "આ દેહ આત્મા છે" એવા જ્ઞાનનો બાધ કરીને "હું બ્રહ્મ છુ" એવું દૃઢ જ્ઞાન જેને થાય છે તે વિદ્વાન્ મોક્ષની ઇચ્છા ન કરતો છતાં મુક્તિ પામે છે; કારણ કે સંસારનું કારણ જે અજ્ઞાન તે તેનામાં જ્ઞાન વડે નાશ પામ્યું છે. ( ૧૯-૨૦ ).

શંકાઃ—જેવી રીતે "આ ઘટ" ઇત્યાદિ પ્રયોગો વિષે પ્રત્યક્ષ બતાવેલી વસ્તુનું આપરોક્ષ્ય ( પ્રત્યક્ષપણું ) જોવામાં આવે છે, તેવી રીતે "अयमस्मि" એમાં પણ આપરોક્ષ્ય કહેવું જોઇએ ?

ઉત્તરઃ—તે અમારે પણ કબુલ છે, કેમકે બીજા કોઇ પણ સાધનની અપેક્ષા વિના પ્રકાશમાન થતું ચૈતન્ય સાધનના અભાવે **સ્વયંપ્રકાશ** હોવાથી નિત્ય અપરોક્ષ છે. ( ૨૧ ).

શંકાઃ—જ્યારે તમે આત્માને અપરોક્ષ કહો છો ત્યારે अयम् એ પદના પ્રયોગનું કારણ તપાસતાં આત્માની પરોક્ષતા પણ કબુલ કરવી પડશે. ત્યારે આત્મા પરોક્ષ તેમજ અપરોક્ષ, તેમજ ઉપર ૧૪ મા શ્લોકમાં કહ્યા પ્રમાણે આત્મા જ્ઞાન અને અજ્ઞાનનો વિષય છે, એમ કહેવું, એ અયોગ્ય કહેવાશે ?

ઉત્તરઃ—આત્મા નિત્ય અપરોક્ષ રૂપ હોવા છતાં પણ, જેમ "દશમા"ના સંબંધમાં બને છે તેમ, આત્માને વિશે પરોક્ષતા, અપરોક્ષતા, જ્ઞાન, અને અજ્ઞાન એવા વિરૂદ્ધ ભાવ બને છે. (૨૨).

હવે "દશમા"ના દૃષ્ટાંતનું વર્ણન કરે છે, અને "દશમા"ની જેમ સાત દશાઓ છે, તેમ જીવ (સાધિષ્ઠાન ચિદાભાસ) ની પણ સાત દશાઓ છે, એમ બતાવે છે. "દશમા"ની સાત દશાઓનું વર્ણન નીચે પ્રમાણે છે. (૨૩–૨૮).

**"દશમા'નું દૃષ્ટાન્તઃ**—એક વખતે દશ માણસો નદી ઓળંગી પેલી પાર નિકળ્યા. બાદ દસમાથી કોઈ માણસ નદીમાં ડુબી ગયો છે કે બધા જીવતા છે. તે જાણવાને માટે દસમાંના એકે બાકીના નવને એક બાજુએ હારમાં ઉભા રાખી ગણી જોયા તો નવ માણસ થયા. તે જોઇ જેનું વિવેકજ્ઞાન ગયેલું છે એવો ગણના કરનાર તે **દશમો** પુરૂષ, બાકીના નવને જોતો છતાં, ભ્રાન્તિથી ગણના કરનાર પોતાને "હું દશમો છું" એમ જાણતો નથી. (**न वेत्ति**) આ તેની (૧) **અજ્ઞાન** દશા બતાવે છે. (૨૩).

ત્યાર બાદ આ અજ્ઞાન આવૃતિ (આવરણ) રૂપે પરિણામ પામી પોતે (દશમો) હયાત છતાં "દશમો નથી, ભાસતો નથી" (**न भाति, नास्ति**) એમ માનીને બોલે છે. તેનું કારણ અજ્ઞાનમાંથી ઉત્પન્ન થએલી **અભાન** અને **અસત્ત્વ** રૂપી (૨) **આવરણ–आवृति**–દશા છે. (૨૪).

ઉપર પમાણે આવરણ થયા બાદ "અરેરે ! દશમો નદીમાં મરી ગયો", એમ શોક કરતો રડે છે. આ પ્રમાણે રોદન વગેરે ક્રિયા અજ્ઞાનથી ઉત્પન્ન થએલો (૩) **વિક્ષેપ** છે. (૨૫).

બાદ કોઇ આપ્ત પુરૂષ આ વ્યવહાર જોઇને કહે છે કે "દશમો" જીવે છે, મરી ગયો નથી, એવું સાંભળીને તેના વચન ઉપર ભરોસો લાવી સ્વર્ગાદિ લોકની પેઠે "દશમા"ને પરોક્ષ પણે જાણે છે. આ **नास्ति** એવી દશમા સંબંધી [illegible] રૂપ આવૃતિને નિવૃત્ત કરનારી (૪) **પરોક્ષજ્ઞાન** દશા થઇ. (૨૬).

પછી તે આપ્ત પુરૂષે ગણના કરીને તેને (દશમાને) બતાવી આપ્યું કે "**त्वमेव दशमोऽस्ति**" (તું જ "દશમો" છે), ત્યારે પોતાને અપરોક્ષ રીતે જાણી રૂદન કરતો બંધ પડે છે અને હર્ષ પામે છે. આ પ્રમાણે પોતાને અપરોક્ષ રીતે જાણે છે તે તેની **अभानांश** રૂપ આવૃતિને નિવૃત્ત કરનારી (૫) **અપરોક્ષજ્ઞાન** દશા છે. (૨૭).

ઉપરની દશામાં આવીને પ્રથમનો શોક કરતો બંધ પડે છે તે

તેની (૬) શોકમોક્ષ દશા છે. અને તેને હર્ષ પ્રાપ્ત થાય છે. એ તેની (૭) तृप्ति દશા બતાવે છે. (૨૭).

આ પ્રમાણે જેમ "દશમા"ની ૧. अज्ञान, ૨. आवृति, ૩. विक्षेप, ૪. परोक्षज्ञान, ૫. अपरोक्षज्ञान, ૬ शोकमोक्ष [शोकापगम], અને ૭. तृप्ति, એવી સાત દશાઓ કહી, તેવી સાત દશાઓ જીવની પણ જાણવી. તે નીચે વર્ણવે છે. (૨૮).

**જીવની સાત દશાઓ:**–જીવની સાત દશાઓ નીચે પ્રમાણે છે:

**संसारासक्तचित्तः संश्चिदाभासः कदाचन ।**
**स्वयंप्रकाशकूटस्थं स्वतत्त्वं नैव वेत्ययम् ॥ २९ ॥**

દશમાના દૃષ્ટાંતથી જોવામાં આવ્યું કે જ્યાંસુધી દશમો માણસ બાકીના નવ તરફ જ દૃષ્ટિ કરે છે અને ભ્રમને લીધે પોતાના તરફ લક્ષ કરતો નથી, ત્યાંસુધી તે પોતે પોતાને જોતો છતાં " હું દશમો છું " એમ જાણતો નથી;તેમ જીવ પણ સંસારમાં આસક્ત ચિત્તવાળો થઇને જ્યાંસુધી સંસાર તરફ દૃષ્ટિ કરે છે અને પોતાના તરફ દૃષ્ટિ કરતો નથી; ત્યાંસુધી પોતે **સ્વયપ્રકાશ કૂટસ્થ** સ્વરૂપ છે એમ જાણતો નથી. ( न वेत्ति ). આ જીવની ( ૧ ) अज्ञान દશા છે. ( ૨૯ ).

ફરી જ્યારે પ્રસંગોપાત જીવ એમ કહે છે કે કૂટસ્થ નથી, ભાસતો નથી ( नास्ति, न भाति ), ત્યારે તેની ( ૨ ) आवृति દશા જણાય છે. ( ૩૦ ).

બાદ કૂટસ્થ નથી કે ભાસતો નથી એમ કહી " હુ જ કર્તા ભોક્તા છું " એમ જ્યારે કહે છે, ત્યારે તેની ( ૩ ) विक्षेप દશા બતાવે છે. ( ૩૦ ).

પછી જ્યારે કોઇ તત્ત્વજ્ઞાની ગુરૂના કહેવાથી "કૂટસ્થ છે" એમ માને છે, ત્યારે असत्त्वांश આવરણનો નાશ કરનાર ( ૪ ) परोक्ष ज्ञान દશા થાય છે. ( ૩૧ ).

ત્યાર બાદ આત્મવિચાર કરવાથી " હુ જ કૂટસ્થ છું " એવું જ્યારે જીવ જાણે છે ત્યારે તે अभानांश આવરણનો નાશ કરનાર તેની ( ૫ ) अपरोक्षज्ञान દશા કહેવાય છે. ( ૩૧ ).

આ પ્રમાણે અપરોક્ષ જ્ઞાન થવાના ફળ રૂપે જીવ " હું કર્તા ભોક્તા છું" ઇત્યાદિ સંસાર રૂપી શોકને તજે છે, અને कृत्यं कृतं, प्रापणीयं प्राप्तं એ પ્રમાણે નિરતિશય સુખથી તૃપ્ત થાય છે.

જીવની આ ( ૬ ) શોકમોક્ષ અને ( ૭ ) निरंकुशा तृप्ति નામની દશાઓ છે. ( ૩૨ ).

આ પ્રમાણે જીવની ૧. अज्ञान, ૨. आवृति, ૩. विक्षेप, ૪. परोक्षज्ञान, ૫. अपरोक्षज्ञान, ૬. शोकमोक्ष, ૭. અને तृप्ति એ સાત દશાઓ કહી. ( ૩૩ ).

આ સાત દશાઓ સાધિષ્ઠાન ચિદાભાસની છે, કૂટસ્થ આત્માની નથી. આ સાત દશામાં બંધ અને મોક્ષ રહેલા છે. તે સાતમાંની પહેલી ત્રણ ૧. अज्ञान, ૨. आवृति અને ૩. विक्षेप જીવને બંધ કરનારી છે. અને ૪. परोक्षज्ञान અને ૫. अपरोक्षज्ञान મોક્ષ આપનારી છે. એટલે એના ફળ રૂપે ૬. शोकमोक्ष અને ૭. तृप्ति નામની દશાઓ પ્રાપ્ત થાય છે. ( ૩૪ ).

**બંધ કરનારી પહેલી ત્રણ દશાઓનું સ્વરૂપ અને કાર્યઃ**—આ સાત દશાઓ પૈકી પહેલી ત્રણ દશાનું સ્વરૂપ શું છે ? અને તે દરેકનું કાર્ય શું છે ? તે દર્શાવે છે. ( ૩૫-૪૩ ).

જે દશામાં વિચારનો પ્રાગભાવ—વિચાર રહિતપણું છે, અને જે દશામાં વગર વિચાર્યે " હું કૂટસ્થને જાણતો નથી " એવો ઉદાસીન વ્યવહાર કરાય છે તે દશાને જીવની **અજ્ઞાન દશા** કહે છે. (૩૫).

શાસ્ત્રોક્ત માર્ગ છોડીને આડે માર્ગે એટલે કેવળ તર્કનો આધાર લઇને વિચાર કરી પછી " કૂટસ્થ નથી, ભાસતો નથી. " એવા વિપરીત (ઉલટા) વ્યવહારને આવૃતિનું કાર્ય કહે છે. (૩૬).

હવે વિક્ષેપનું સ્વરૂપ અને તેનું કાર્ય નીચે પ્રમાણે કહે છેઃ-

સ્થૂલ અને સૂક્ષ્મ નામના બે શરીરવાળો જે ( સાધિષ્ઠાન ) ચિદાભાસ ( હું પણું ) છે તે **વિક્ષેપ** કહેવાય છે. એ જ વિક્ષેપ જીવનો બંધક છે—એટલે કે જીવ પોતે પોતાનો બંધહેતુ છે. મતલબ કે આ **ચિદાભાસ રૂપ વિક્ષેપ સાધિષ્ઠાન ચિદાભાસ રૂપ જીવનો** બંધહેતુ છે. અને " હું કર્ત્તા, હું ભોક્તા " એવો સંસાર રૂપી જે શોક તે વિક્ષેપનું કાર્ય છે. (૩૭).

ઉપર પ્રમાણે જીવના બંધહેતુ રૂપ ત્રણ દશાનું સ્વરૂપ અને કાર્ય વર્ણવ્યું. (૩૫-૩૭).

શંકાઃ—અજ્ઞાન અને આવરણ વિક્ષેપની ઉત્પત્તિ થયા પહેલા

ઉત્પન્ન થયેલાં છે. અને ચિદાભાસનો સમાવેશ તો વિક્ષેપમાં થાય છે, તેથી તે પણ અજ્ઞાન અને આવરણ પછીજ ઉત્પન્ન થયેલો ગણાય. તેથી ચિદાભાસ અજ્ઞાન અને આવરણ દશામાં ન હોવાથી અજ્ઞાન અને આવરણ એ બે દશાઓ ચિદાભાસની નથી, પરંતુ આત્માની છે, એમ કહેવું જોઇએ ?

ઉત્તર:—અજ્ઞાન અને આવરણ આત્માની દશાઓ નથી, પરંતુ ચિદાભાસની જ છે; કારણકે તે દશાઓ વખતે વિક્ષેપનો અભાવ હોવા છતાં પણ અજ્ઞાનમાં વિક્ષેપનો સંસ્કાર –વિક્ષેપની સૂક્ષ્મ અવસ્થા– હોય છે. અને આત્મા તો અસંગ છે. માટે અજ્ઞાન અને આવરણ વિક્ષેપની અવસ્થા છે, એમ કહેવામાં વિરૂદ્ધતા નથી; કેમકે પુત્રની ગર્ભાવસ્થા કહેવી એ અયોગ્ય નથી. (૩૮—૪૯).

શંકા:—અપ્રસિદ્ધ વિક્ષેપના સંસ્કારને માની લઇ અજ્ઞાન તથા આવરણને વિક્ષેપની અવસ્થાઓ માનવા કરતાં અધિષ્ઠાન રૂપ જે પ્રસિદ્ધ બ્રહ્મ છે તેની જ તે બે અવસ્થાઓ છે, અને વિક્ષેપ પછીની ચાર અવસ્થાઓ જીવની છે એમ કહેવું એ વધારે સારૂં છે ?

ઉત્તર:—એમ કહેવાથી એટલે અજ્ઞાન અને આવરણને બ્રહ્મની અવસ્થાઓ કહીશું તો અતિપ્રસંગનો દોષ આવે છે, એટલે કે સાતે અવસ્થાઓ બ્રહ્મની છે એમ કહેવું પડશે; કેમકે જો બ્રહ્મને "अज्ञोऽहं" એવું કહેનાર માનીશું તો "विबुद्धोऽहं" એ વગેરે દશા પણ બ્રહ્મની જ કહેવી પડશે; કારણ કે જે अज्ञ હોય તેજ विबुद्ध થાય. માટે વિક્ષેપ જ अज्ञ તેમ विबुद्ध છે એમ માનવું જોઇએ.

શંકા:—" હું સંસારી છું." " હું નિઃશોક છું " " હું તુષ્ટ છું ", એવી જે વિક્ષેપ પછીની ચાર ઉત્તરાવસ્થા દેખાય છે તે તો જીવની જ દેખાય છે, બ્રહ્મની નહિ. માટે તે ઉત્તરાવસ્થા તો જીવની જ છે. [ ૪૧ ].

ઉત્તર:—જો એમ કહેતા હો કે એ ઉત્તરાવસ્થા જીવની છે, તો " હું અજ્ઞ છું ", " બ્રહ્મનું અસ્તિત્વ અને ભાન મારી દૃષ્ટિથી છે જ નહિ ", એવી અજ્ઞાન અને આવરણ રૂપ વિક્ષેપ પહેલાંની પૂર્વાવસ્થાઓ પણ જીવની જ છે, કેમકે જીવ છે તો " હું અજ્ઞ છું " એમ કહે છે, અને જેનું અજ્ઞાન છે તેને જ જ્ઞાન થાય. માટે બધી અવસ્થાઓ જીવની જ છે. ( ૪૨ ).

શંકા:—ત્યારે પૂર્વાચાર્યોએ બ્રહ્મને અજ્ઞાનનું આશ્રય કેમ કહ્યું ?

ઉત્તરઃ—બ્રહ્મ અજ્ઞાનનું અધિષ્ઠાન છે એ કહેવાની મતલબથી બ્રહ્મને અજ્ઞાનનું આશ્રય કહ્યું છે, વાસ્તવિક રીતે નહિ. જેમ ઠુંઠાને આશ્રયે રહેલો અંધકાર ભૂતની કલ્પના ઉત્પન્ન કરે છે, તેવી રીતે અજ્ઞાન બ્રહ્મને આશ્રયે રહેલું છે એમ માનવાનું છે; અને બ્રહ્મને આશ્રયે રહેલું આ અજ્ઞાન ચિદાભાસની કલ્પનાને ઉત્પન્ન કરે છે, અને તેથી તે ચિદાભાસ " अज्ञोऽहं " એમ કહે છે. અહીંઆં બ્રહ્મને અજ્ઞાનનું આશ્રય કહ્યું, પણ તે બ્રહ્મને અજ્ઞાનનું અભિમાન નથી. પરંતુ જીવે અજ્ઞાનનું અભિમાન ધરવાથી તેની જીવાવસ્થા કહેવાય છે, એટલો ફેર છે. ( ૪૩ ).

**મુક્તિના હેતુ રૂપ બે અવસ્થાઓનું વર્ણનઃ**—આ પ્રમાણે બંધના હેતુ રૂપ ત્રણ અવસ્થા બતાવી બાકીની અવસ્થામાંની જે બે અવસ્થાઓ પૂર્વોક્ત અજ્ઞાન અને આવૃતિની निवृत्ति કરવાથી મુક્તિના હેતુ રૂપ છે, તે (૪) **परोक्षज्ञान** અને (૫) **अरोपक्षज्ञान** એવી બે દશાઓનું વર્ણન કરે છે.

પરોક્ષ અને અપરોક્ષ રૂપી બે જ્ઞાન વડે અજ્ઞાનનો નાશ થવાથી અજ્ઞાનનું જે કાર્ય "न भाति, नास्ति " એવી બે પ્રકારની આવૃતિ ( આવરણ ) છે, તે પણ કારણ રૂપ અજ્ઞાન નષ્ટ થતાં નષ્ટ થાય છે; જેમ ઘટમાં રહેલી માટીનો નાશ કરતાં ઘટનો પણ નાશ થાય, તેમ પરોક્ષ જ્ઞાનથી અસત્ત્વ ( ब्रह्म नास्ति) રૂપી આવૃતિનું કારણ નાશ પામે છે, અને અપરોક્ષજ્ઞાનથી અભાન ( न भाति ) રૂપી આવૃતિનું કારણ નષ્ટ થાય છે. ( ૪૪–૪૫ ).

**જ્ઞાનના ફળ રૂપ બે અવસ્થાઓઃ**—હવે અપરોક્ષ જ્ઞાનના ફળ રૂપ **શોકમોક્ષ** અને **નિરંકુશા તૃપ્તિ** નામની છઠ્ઠી અને સાતમી અવસ્થાનું વર્ણન કરે છે. ( ૪૬–૪૭ ).

અભાન રૂપી આવરણ નષ્ટ થતાં, ભ્રાન્તિથી જે જીવ–'હું" પણા–નો મિથ્યા આરોપ કરવામાં આવ્યો હતો તેનો સંક્ષય (સંપૂર્ણ રીતે ક્ષય ) થાય છે; અને જીવત્વનો ક્ષય થતાં " હું કર્તા ", " હું ભોક્તા ", એ વગેરે સંસાર રૂપી શોક નિવૃત્ત થાય છે. તેને **શોકમોક્ષ** કહે છે. ( ૪૬ )

અને કંઈ પણ પ્રારબ્ધ સહિત સર્વ સંસાર નિવૃત્ત થતાં જીવ પોતાને નિત્ય મુક્ત માને છે, અને તેથી ફરીથી સંસાર રૂપી

શોકની ઉત્પત્તિ નહિ થવાથી જીવન્મુક્ત રૂપે નિરકુંશ તૃપ્તિ ભોગવે છે. જીવની આ સાતમી અવસ્થા કહી. ( આ ઉપરથી માલમ પડશે કે જીવન્મુક્તિસુખને માટે ( ૧ ) **મનોનાશ**, ( ૨ ) **વાસનાક્ષય**, અને ( ૩ ) **તત્ત્વજ્ઞાન** એ ત્રણે સંપૂર્ણ જોઇએ ).

**શ્રુતિનું તાત્પર્યઃ**--હવે આ પ્રકરણના પહેલા શ્લોકમાં કહેલી **आत्मानं चेद्विजानीयात्** એ નામની શ્રુતિનું તાત્પર્ય કહે છે. તે નીચે પ્રમાણેઃ--

**अपरोक्षज्ञानशोकनिवृत्त्याख्ये उभे इमे ।**
**अवस्थे जीवगे ब्रूत आत्मानं चेदिति श्रुतिः ॥ ४८ ॥**

આ પ્રકરણમાં જીવન્મુક્તની તૃપ્તિ નામની સાતમી અવસ્થાનું વર્ણન કરવાની પ્રતિજ્ઞા કરી છે. પરંતુ સાતમી દશા જાણવાને માટે બાકીની ( પ્રથમની ) ૭ અવસ્થાઓ જાણવાની જરૂર છે. તેથી તે જણાવી ઉપરની શ્રુતિમાં કહેલી **અપરોક્ષજ્ઞાન** અને **શોકમોક્ષ** નામની જીવની છઠ્ઠી અને સાતમી દશાનું વર્ણન પ્રથમ ઉપરની શ્રુતિના અર્થ દ્વારા કરવામાં આવ્યું છે. તે અહીં સુધી સંક્ષેપમાં બતાવી હવે પછી વિસ્તારથી કહેશે, અને ત્યાર બાદ તૃપ્તિદશાનું વર્ણન કરશે.

ઉપર ૨૧ મા શ્લોકમાં " अयं " નો અર્થ " **અપરોક્ષત્વ** " કહ્યો. ત્યાર બાદ પ્રસંગોપાત શ્લોક ૨૨ થી ૪૮ સુધીમાં આત્માના આ અપરોક્ષ જ્ઞાનનું, અને અપરોક્ષ જ્ઞાનના એક ફળ રૂપ શોકમોક્ષનું, સક્ષેપમાં વર્ણન કર્યું.

હવે શિષ્ય, **अयम्** નો અર્થ " અપરોક્ષત્વ " હોવાથી આત્મા અપરોક્ષ જ્ઞાનનો વિષય નથી, એવી શંકા કરે છે. તેથી તેનું નિવારણ કરવાને માટે સિદ્ધાન્તી પ્રથમ અપરોક્ષ જ્ઞાન બે પ્રકારનું છે તે બતાવે છે.

( ૧ ). આત્માના પ્રકાશને માટે બીજા સાધનની અપેક્ષા નહિ હોવાથી આત્મા **સ્વપ્રકાશ** રૂપ છે એવું જ્ઞાન, અને ( ૨ ) આત્મા **સ્વપ્રકાશ** છે એવું બુદ્ધિવડે સમજવા રૂપી જ્ઞાન—એમ બે પ્રકારનું અપરોક્ષ જ્ઞાન છે. તેથી જેમ અપરોક્ષ જ્ઞાન સમયે બ્રહ્મની સ્વપ્રકાશતા છે, એવી જ રીતે પરોક્ષજ્ઞાન વખતે પણ તે છે; કારણ કે " બ્રહ્મ સ્વપ્રકાશ છે " એવું જ્ઞાન પરોક્ષ જ્ઞાન વખતે પણ થાય છે. માટે અપરોક્ષ જ્ઞાનની પેઠે પરોક્ષ જ્ઞાનમાં પણ બ્રહ્મની

સ્વપ્રકાશતાનું જ્ઞાન છે. ( ૪૯–૫૦ ).

**પરોક્ષ જ્ઞાનનો અર્થઃ**—શંકાઃ—પરોક્ષ જ્ઞાનનો અર્થ શો?

ઉત્તરઃ—“ હું બ્રહ્મ છું ” એવી પ્રતીતિ થયા વિના ફક્ત “ બ્રહ્મ છે ” એટલી જ પ્રતીતિ થાય તેને પરોક્ષ જ્ઞાન કહે છે, એટલે કે “ બ્રહ્મ છે, ” એમ જાણ્યું, પણ “ તે બ્રહ્મ જીવથી અભિન્ન છે ” એમ નહિ જાણવાથી પરોક્ષ જ્ઞાન ( સામાન્ય જ્ઞાન ) કહેવાય. ( ૫૧ ).

આ પરોક્ષ જ્ઞાન ભ્રાન્તિ રૂપ નથી એમ શ્લોક ૫૧ થી ૫૭ સુધી બતાવે છે, અને કહે છે કે પરોક્ષ જ્ઞાનથી અસત્ત્વાંશ આવૃતિ નાશ પામે છે, અને અપરોક્ષ જ્ઞાનથી અભાનાંશની નિવૃત્તિ થાય છે.

અપરોક્ષ જ્ઞાનનો જે વિષય છે તેનું પરોક્ષ જ્ઞાન થવું તે ભ્રમ નથી એવું દશમાના દષ્ટાંતથી બતાવે છે. અને કહે છે કે જેમ “ દશમો છે ” એવું પરોક્ષ જ્ઞાન ભ્રમ વાળું નથી, તેવી જ રીતે “ બ્રહ્મ છે ” એવું પરોક્ષ જ્ઞાન પણ ભ્રમ રહિત છે, કારણ કે બંનેમાં અજ્ઞાનથી થએલું અસત્ત્વ રૂપી આવરણ સમાન જ છે. (૫૭).

**પરોક્ષ જ્ઞાનનું સાધનઃ**—ઉપર કહ્યા પ્રમાણે પરોક્ષ જ્ઞાનનું સાધન ગુરૂનું વાક્ય ( **तत्त्वमसि** ) છે–ગુરૂના વાક્ય ઉપર વિશ્વાસ આવવાથી આ જ્ઞાન થાય છે, જેમ આપ્ત પુરૂષના વચનથી દશમાને “ **दशमो ऽस्ति** ” એવું પરોક્ષ જ્ઞાન થાય છે.

**અપરોક્ષ જ્ઞાનનું સાધનઃ**—હવે અપરોક્ષ જ્ઞાન ચાર મહાવાકયોના **વિચારથી** થાય છે તે કહે છે. ( ૫૮–૬૧ ).

આ અપરોક્ષ જ્ઞાનનું સાધન **વિચાર સહિત વાકય** છે, એટલે કે ગુરૂએ કહેલા ‘ **तत्त्वमसि** ’ વગેરે ચાર મહાવાકયોનો સંપૂર્ણ વિચાર કરવાથી જીવની બ્રહ્મ સાથેની એકતાનું અપરોક્ષ જ્ઞાન થાય છે, જેમ “ **दशमस्त्वमसि** ”–“ દશમો તું છે ” એવા આપ્ત પુરૂષના વાકયનો વિચાર કરવાથી દશમાનું અપરોક્ષ જ્ઞાન થાય છે. આ અપરોક્ષ જ્ઞાન કયા સાધનથી થાય છે તે કહે છે.

પ્રથમ “ **सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम्** ” ઇત્યાદિ વાકયોના વિચાર વડે “ બ્રહ્મ છે ” એવો નિશ્ચય કરીને, પછી બ્રહ્મના જીવ રૂપે પ્રવેશ આદિ શ્રુતિનો વિચાર કરી તેના ( બ્રહ્મના ) **प्रत्यग्रूपत्व** નો નિશ્ચય કરી ( સાક્ષી સ્વરૂપનો નિશ્ચય કરી ), પછી **तत्त्वमसि** ઇત્યાદિ મહા વાકયોના વિચાર વડે ‘ હું

બ્રહ્મ છું ' એવું જીવનું જે અદ્વિતીય બ્રહ્મસ્વરૂપ છે તેનું સાક્ષાત્ જ્ઞાન પ્રાપ્ત કરે છે. ( ૫૮-૬૧ ).

આ પ્રમાણે જીવ બ્રહ્મની એકતાનો સાક્ષાત્કાર કરવાથી પંચ કોશમાંના આદિ, મધ્ય અને અંત કોશમાં આત્માનો વ્યવહાર થવા છતાં–' હું જોઉં છું, જાઉં છું ' એમ થવા છતાં પણ જીવની બ્રહ્મત્વ-બુદ્ધિ નિશ્ચિત થએલી હોવાથી અન્યથા થતી નથી. ( ૬૨ ).

આ પ્રમાણે કેવળ વાકયથી પરોક્ષ જ્ઞાન થાય છે, અને વિચાર સહિત વાક્યથી અપરોક્ષ જ્ઞાન થાય છે, તેનાં દૃષ્ટાંતો શ્રુતિમાં આપેલાં છે. જેમકે ( ૧ ) તૈતિરીય શ્રુતિમાં ભૃગુ નામના કોઇ ઋષિએ " **यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति। यत्प्रयन्त्यभिसंविशन्तीति । तद्विजिज्ञासस्व । तद्ब्रह्मेति** " એ વાકયમાં કહેલું જગતનું કારણ બ્રહ્મ છે એમ પરોક્ષપણે જાણીને પછી અન્નમયાદિ પંચ કોશનો વિચાર કરવાથી પ્રત્યગાત્મ રૂપ બ્રહ્મને અપરોક્ષપણે જાણ્યું હતું, એમ કહ્યું છે. ( ૨ ) તે જ પ્રમાણે ઇંદ્રે પ્રથમ શ્રુતિથી બ્રહ્મનું પરોક્ષ જ્ઞાન મેળવી પછી વિચાર વડે ત્રણે શરીરોનું નિરાકરણ કરી બ્રહ્મનો સાક્ષાત્કાર કરવા સારૂ તે પોતાના ગુરૂ બ્રહ્મા પાસે ગયા હતા, તે દૃષ્ટાંત પણ છાન્દોગ્ય ઉપનિષદ્‌ના અષ્ટમાધ્યાયમાં આપેલું છે.

તેજ પ્રમાણે ઐતરેય શ્રુતિમાં જ્ઞાન પ્રકાર આપ્યો છે. બીજી શ્રુતિઓમાં પણ કહ્યું છે, કે અવાન્તર વાકયોથી પરોક્ષ જ્ઞાન થાય છે; અને સર્વ શ્રુતિઓ કહે છે કે મહાવાકયોના વિચારથી જ અપરોક્ષ જ્ઞાન થાય છે. ( ૬૩-૬૯ ).

આ પ્રમાણે શ્રુતિનું પ્રમાણ આપી હવે શ્રીમદ્ શંકરાચાર્યે રચેલા **વાકયવૃત્તિ** નામના ગ્રંથના આધારથી પણ બતાવે છે કે મહાવાકયોના વિચારથી અપરોક્ષ જ્ઞાન થાય છે. ( ૭૦-૭૯ ).

**त्वं અને तत् પદનો અર્થઃ**—ઉપરના વિચારનો પ્રકાર શ્લોક ૭૧-૭૨ માં આપ્યો છે. આ બે શ્લોકમાં **त्वम्** અને **तत्**નો અર્થ આપ્યો છે. **त्वम्** એટલે **જીવ** તથા **કૂટસ્થ**, અને **तत्** એટલે **ઇશ્વર** તથા **બ્રહ્મ**. અંતઃકરણની ઉપાધિવાળો ચિદાત્મા ( કૂટસ્થ ) ' **अहं**' એવા જ્ઞાનનો તથા **अहं** એ શબ્દનો વિષય થઇને પ્રકાશે છે, એવો જે બોધ તે **त्वं** પદ વાચ્ય છે. ( અંતઃકરણ સાથે " **જીવ** " કહેવાય છે; અંતઃકરણ રહિત ચિદાત્મા " કૂટસ્થ " કહેવાય છે. ) ( ૭૧ ).

માયા જેના ઉપાધિ છે, જે જગતની યોનિ છે, સર્વજ્ઞત્વ

વગેરે લક્ષણુ વાળા છે, પરોક્ષ છે, એવા જે ઇશ્વર તે, તથા જે સત્ય રૂપ, જ્ઞાન રૂપ, વગેરે રૂપ શુદ્ધ બ્રહ્મ છે તે ઇશ્વર અને બ્રહ્મ એક રૂપ હોવાથી **तत्** પદ વાચ્ય કહેવાય છે. માયાની ઉપાધિ સાથે " **ઇશ્વર** " કહેવાય છે, તે ઉપાધિ રહિત " **બ્રહ્મ** " કહેવાય છે. ( ૭૨ ).

અત્રે બ્રહ્મની પરોક્ષતા અને અપરોક્ષતા કહેવી, અનેક જીવ કહેવા અને બ્રહ્મની પૂર્ણતા કહેવી–એવા વિરૂદ્ધ ધર્મો દેખાય છે, માટે સત્ય સ્વરૂપ શોધવામાં " **सोऽयं देवदत्तः** " એ દૃષ્ટાંતની માફક લક્ષણાવૃત્તિનો આશ્રય કરીને ઉપાધિ બાદ કરી શેષ રહેલા શુદ્ધ સ્વરૂપને જાણવું. જેમકે જે પ્રથમ ભિક્ષુક વેષવાળો દેવદત્ત હતો તે જ આજે ગૃહસ્થ વેષવાળો દેવદત્ત છે. એ બંનેમાંથી વેષનો ત્યાગ કરતાં જેમ એક જ દેવદત્ત રહે છે, તેમ જીવની ઉપાધિ અંતઃકરણ અને ઇશ્વરની ઉપાધિ માયાનો ત્યાગ કરતાં બંનેમાં શેષ એક જ શુદ્ધ ચૈતન્ય રહે છે, અને તે જ **બ્રહ્મ** છે. બંને–જીવ અને ઇશ્વર–શુદ્ધ અદ્વિતીય બ્રહ્મ રૂપ છે એમ જાણવામાં આવે છે. કોઇ પણ જાતનું સંસર્ગ વાળું કે વિશિષ્ટ સ્વ રૂપ લેવાનું નથી, પરંતુ સ્વગતાદિ ભેદ રહિત અખંડ એક રસ રૂપ તત્ત્વ સમજવું. ( ૭૩–૭૫ ).

જે પ્રત્યગ્બોધ–સર્વાન્તર ચિદાત્મા–બુદ્ધિ વગેરેના સાક્ષી તરીકે સ્ફુરે છે તે અદ્વિતીય આનંદ રૂપ પરમાત્મા છે અને અદ્વયાનંદ પરમાત્મા જ પ્રત્યગાત્મા ( જીવાત્મા ) છે, આ પ્રમાણે જ્યારે જીવ-બ્રહ્મના પરસ્પર અભેદની પ્રતીતિ થાય, તે જ પળે **त्वम्** પદના વાચ્ય જીવનું અબ્રહ્મત્વ અને **तत्** પદ વાચ્ય જે ઇશ્વર તેનું પરોક્ષપણું દૂર થાય છે. અને તેમ થતાં પ્રત્યગાત્મા ( જીવાત્મા ) પૂર્ણ આનંદરૂપે અવસ્થિત થાય છે. ( ૭૬–૭૯ ).

**અંતઃકરણસાહિત્ય** એ જીવની ઉપાધિ છે, અને **અંતઃકરણરાહિત્ય** બ્રહ્મની ઉપાધિ છે. માટે કહે છે કેઃ—

**अन्तःकरणसंत्यागादवशिष्टे चिदात्मनि ।**
**अहं ब्रह्मेति वाक्येन ब्रह्मत्वं साक्षिणीक्ष्यते ॥ ८९ ॥**

અંતઃકરણનો ત્યાગ કરતાં શેષ રહેલા સાક્ષી રૂપ ચિદાત્મામાં, " **अहं ब्रह्मास्मि** " એ વાક્યના વિચાર વડે, બ્રહ્મત્વ અનુભવવામાં આવે છે. મતલબ કે અંતઃકરણનો નાશ થતાં એકલો શુદ્ધ ચિદા-

રમા રહે છે, અને શુદ્ધ ચિદાત્માને વિશે બ્રહ્મત્વ સિવાય કાંઇ જોવામાં આવતું નથી, બ્રહ્મત્વ જ અનુભવાય છે, કેમકે અંતઃકરણ રૂપી વિક્ષેપ દૂર થયેલો છે. ( ૮૩-૮૯ ).

**અપરોક્ષ જ્ઞાન થવામાં વૃત્તિવ્યાપ્તિની જરૂર:—**શંકાઃ- કેવળ ચિદાત્મા સ્વપ્રકાશ હોવાથી તેને જાણવામાં "**स्वप्रकाशोऽहं**" એવી બુદ્ધિવૃત્તિની શી જરૂર ?

ઉત્તરઃ—ઘટની પેઠે સાક્ષી ચિદાત્મા વિષે પણ "**स्वप्रकाशोऽहं**" એવી બુદ્ધિવૃત્તિની વ્યાપ્તિનો સંભવ છે, તે શ્લોક ૯૦ થી ૯૫ માં સમજાવે છે.

આત્માને વિષે બુદ્ધિવૃત્તિની વ્યાપ્તિ તો છે, પરંતુ તેમાં ચિદાભાસ ( ફલ )ની જરૂર નથી. ( ૯૦ ).

અંતઃકરણમાં બુદ્ધિવૃત્તિ છે, બુદ્ધિવૃત્તિમાં ચિદાભાસ છે. આવી બુદ્ધિવૃત્તિ જ્યારે ઘટમાં વ્યાપે છે, ત્યારે બુદ્ધિ પ્રથમ ઘટ ઉપરનું અજ્ઞાન ( અંધકાર—આવરણ ) નષ્ટ કરે છે, પછી તે ઘટ વૃત્તિમાં રહેલા ચિદાભાસના પ્રકાશવડે સ્ફુરે છે—દેખાય છે—પ્રકાશિત થાય છે, કેમકે કે જાતે જડ હોવાથી ચિદાભાસ વિના પોતાની મેળે સ્ફુરી શકતો નથી. પરંતુ આ ચિદાભાસ વાળી બુદ્ધિવૃત્તિ જ્યારે બ્રહ્મમાં તદાકાર થાય છે, ત્યારે બુદ્ધિ તે ( બ્રહ્મ ) ઉપરનું અજ્ઞાન ( આવરણ—અંધકાર ) દૂર કરે છે, એટલે બ્રહ્મ પોતે સ્વપ્રકાશ હોવાથી પોતાની મેળે સ્ફુરે છે—પ્રકાશે છે. તેને પ્રકાશિત કરવાને માટે ચિદાભાસની જરૂર નથી. ચિદાભાસ તો તે વખતે બ્રહ્મની સાથે એક રૂપ થઇ મળી જાય છે, પણ કાંઇ વિશેષ ફળ કરી શકતો નથી. જેમ અંધકારમાં રહેલા ઘટને જોવાને માટે દીવો તેમ જ આંખની જરૂર છે, પરંતુ દીવાને જોવાને માટે કંઇ બીજા દીવાની જરૂર નથી, એક આંખ જ બસ છે; કેમકે દીવો જાતે જ સ્વપ્રકાશ છે. તેવી જ રીતે બ્રહ્મ સ્વપ્રકાશ હોવાથી તેને જોવાને માટે બુદ્ધિની જરૂર છે, કે જે બુદ્ધિ તેની ઉપરનું અજ્ઞાન દૂર કરવાને કામ લાગે છે. પરંતુ બ્રહ્મને પ્રકાશિત કરવાને બીજા પ્રકાશ—ચિદાભાસ—ની જરૂર નથી. એ પ્રમાણે બુદ્ધિવ્યાપ્યત્વ શ્રુતિમાં પણ કહ્યું છે. ( ૯૧-૯૫ ).

માટે "आत्मानं चेद्विजानीयादयमस्मीति" એ વાક્યમાં જે અપરોક્ષ જ્ઞાન કહ્યું છે તેનું રહસ્ય એવું સમજવાનું છે કે એ

વાક્ય વડે, બ્રહ્મથી અભિન્ન પ્રત્યગાત્મ ( જીવ ) સ્વરૂપ છે એવું પ્રત્યક્ષ કરીને "હું બ્રહ્મ છું" એવો જે બોધ થાય છે તે સમજવાનો છે. ( ૯૬ ).

## ૫. અપરોક્ષ જ્ઞાન દૃઢ નહિ થવામાં પ્રતિબંધ; અને તે દૂર કરવાના ઉપાય. ૯૭–૧૩૫.

ઉપર કહ્યા પ્રમાણે મહાવાક્યના વિચારથી થએલું અપરોક્ષજ્ઞાન દૃઢ કરવું જોઇએ, કેમકે એકવાર બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન થયા છતાં કેટલાંક કારણોને લીધે તે દૃઢ રહેતું નથી. તેથી તેની દૃઢતાને માટે શ્રીમદ્ શંકરાચાર્યે શમાદિ સાધન સંપન્ન થઇને વારંવાર શ્રવણ, મનનાદિ કરવાનું કહ્યું છે. તે કારણો અને તે દૂર કરવાના ઉપાયો કહે છે. ( ૯૭–૧૩૫ ).

**અપરોક્ષજ્ઞાન દૃઢ નહિ થવામાં પ્રતિબંધઃ**—એક વાર કરેલા મહાવાક્યના વિચારથી અપરોક્ષ જ્ઞાન છે, પરંતુ તે દૃઢ નથી. માટે સ્વામી શ્રીશંકરાચાર્યે કહ્યું છે કે તે જ્ઞાન દૃઢ થતા સુધી શમાદિ સાધનસંપન્ન રહીને શ્રવણ, મનનાદિ કર્યા કરવું. આ જ્ઞાન અદૃઢ રહેવાનાં ત્રણ કારણ છેઃ—(૧) **અનેક શ્રુતિઓ ( શ્રુત્યનેકતા )**, (૨) **જુદી જુદી શ્રુતિઓના અર્થનું અનિશ્ચિતપણું**, અને (૩) **વિપરીત ભાવના**, ( ૯૮–૯ ).

(૧) **શ્રવણઃ**—જુદી જુદી શ્રુતિઓ( ઉપનિષદ્ )માં પ્રતિપાદ્ય જીવબ્રહ્મની એકતા વિષે અનેક શંકાઓ રહે છે, તેથી તેનું નિવારણ કરવાને માટે વારંવાર **શ્રવણ** કરવું; અને હંમેશાં એટલું યાદ રાખવું કે સકળ **વેદાન્તોનું તાત્પર્ય જીવબ્રહ્મની એકતા** છે. આવો નિશ્ચય રાખવો તેનું નામ **શ્રવણ** છે. ( ૧૦૦–૧. )

(૨) **મનનઃ**—આ શ્રવણ કરેલા ( જીવબ્રહ્મની એકતા રૂપી ) અર્થનું નિશ્ચયપણું કરવાને માટે મનન કરવાનું કહ્યું છે તે મનન શ્રુતિમાં કહેલા બુદ્ધિનું સ્વાસ્થ્ય કરી શકે એવા તર્કો વડે કરવાનું છે, કે જેથી કરીને શ્રવણ કરેલો શ્રુતિનો અર્થ યથાર્થ છે એવો નિશ્ચય થાય. આ ઉપર કહેલા બીજા પ્રતિબંધનો ઉપાય છે. ( ૧૦૨ ).

(૩) **નિદિધ્યાસનઃ**—જ્ઞાન અદૃઢ રહેવાનું ત્રીજું કારણ

**વિપરીત ભાવના** છે. તેથી તેની નિવૃત્તિનો ઉપાય **નિદિધ્યાસન** છે–એટલે બુદ્ધિથી નિશ્ચય કરેલી જીવબ્રહ્મની એકતામાં **મનની એકાગ્રતા** કરવી તે છે. તે વડે વિપરીત ભાવનાનો ક્ષય થશે (૧૦૪).

મતલબ કે (૧) પ્રથમ શ્રુતિનું તાત્પર્ય શું છે તે ( જીવબ્રહ્મ-ની એકતા ) સાંભળી લેવું તે **શ્રવણ**; (૨) પછી તે તાત્પર્યનો નિ-શ્ચય કરવા **મનન** કરવું; અને (૩) પછી તે નિશ્ચિત કરેલા અર્થમાં મનની એકાગ્રતા કરવા **નિદિધ્યાસન** કરવું.

**વિપરીત ભાવનાનું સ્વરૂપ**:—આ વિપરીત ભાવનાનું સ્વરૂપ શું છે અને તેને કેવી કેવી રીતે જીતવી તેના ઉપાયો કહે છે. ( ૧૦૩–૧૧૮ ).

**बहुजन्मदृढाभ्यासाद्देहादिष्वात्मधीः क्षणात् ।**
**पुनःपुनरुदेत्येवं जगत्सत्यत्वधीरपि ॥ १०३ ॥**

બહુ જન્મોના દૃઢ અભ્યાસને લીધે **આત્મા દેહાદિ રૂપ** છે, તેમજ **આ જગત્ સત્ય** છે, એવી વૃત્તિ વારંવાર ઉદય થયા કરે છે. તે વૃત્તિનું નામ **વિપરીત ભાવના** છે. ( ૧૦૩ ).

**વિપરીત ભાવનાની નિવૃત્તિનો ઉપાય**:—હવે આ વિપ-રીત ભાવના કેવી રીતે નિવૃત્ત થાય તે બતાવે છે. ( ૧૦૪–૧૧૮ ).

**विपरीता भावनेयमैकाग्र्यात्सा निवर्तते ।**
**तत्त्वोपदेशात्प्रागेव भवत्येतदुपासनात् ॥ १०४ ॥**

આ વિપરીત ભાવના **જીવબ્રહ્મની એકતામાં મનની એ-કાગ્રતા** કરવાથી એટલે **નિદિધ્યાસનથી** નિવૃત્ત થાય છે. (૧૦૪).

**મનને એકાગ્ર કરવાનો ઉપાય**:—આ એકાગ્રતા–નિદિ-ધ્યાસન–કેવી રીતે થાય તેનો ઉપાય બતાવે છે. તે એ છે કે તત્ત્વ-નો ઉપદેશ મેળવતા પહેલાં જ **સગુણ બ્રહ્મ (ઈશ્વર)ની ઉપાસના** કરવાથી એકાગ્રતા–નિદિધ્યાસન–બની શકે છે. માટે વિપરીત ભાવના દૂર કરવા પ્રથમ ઇશ્વરોપાસના કરવી, જે ઉપાસનાથી ચિત્ત એકાગ્ર થતું જાય છે. ( ૧૦૪ ).

એટલા માટે આ ઉપાસનાની રીતિઓ વેદાન્ત શાસ્ત્રમાં પણ આપેલી છે. પરંતુ પ્રથમ પગથીઉં ઇશ્વર **સગુણોપાસના** છે, પછી **નિર્ગુણોપાસના**. આ પ્રમાણે ઉપાસના વડે ચિત્તના વિક્ષેપ દૂર થઇ મનની એકાગ્રતા થઇ હોય તો શ્રવણ, મનન, અને નિદિધ્યાસન રૂપી **બ્રહ્માભ્યાસ** ( કે જે તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવાનો એક જ

ઉપાય છે તે) બની શકે છે. માટે બ્રહ્માભ્યાસ કરતા પહેલાં—તત્ત્વોપદેશ મેળવતા પહેલાં-જ ( તત્ત્વોપદેશાત્માન્ ) ઉપાસના કરવી જોઇએ છીએ. ઉપાસના કર્યા પહેલાં બ્રહ્માભ્યાસ બની શકતો જ નથી. અને તે ક્રમથી ચિત્તની એકાગ્રતા પ્રાપ્ત કરી બ્રહ્માભ્યાસ શરૂ કર્યા પછી ઉપાસનાની જરૂર પણ નથી.(૧૦૪-૫).

જપ, તપ, શ્રવણ, મનન, ઉપાસના, વગેરે સર્વ **ચિત્તની શુદ્ધિ** તથા **એકાગ્રતા** પ્રાપ્ત કરવાને માટે સાધનો છે; પરંતુ તત્ત્વ-**જ્ઞાન** તો **આત્મવિચાર-બ્રહ્માભ્યાસ-બ્રહ્મચિંતન** વિના પ્રાપ્ત થતું જ નથી. આત્મવિચાર અથવા બ્રહ્માભ્યાસ **ચિત્તશુદ્ધિ અને મનની એકાગ્રતા** વિના સંભવતો નથી. માટે તત્ત્વજ્ઞાનનું પ્રથમ પગથીઉં (૧) **ઉપાસનાથી ચિત્તશુદ્ધિ અને એકાગ્રતા-ચિત્તની સ્થિરતા-પ્રાપ્ત કરવી તે છે**, અને (૨) બીજું પગથીઉં **બ્રહ્માભ્યાસ-આત્મવિચાર** છે. આ **આત્મવિચાર** અથવા **બ્રહ્માભ્યાસ** વિપરીત ભાવનાનો ક્ષય કરી જાતે જ સાક્ષાત્ **તત્ત્વજ્ઞાન રૂપ** થાય છે, જ્યારે ઉપાસના સોપાન માર્ગે-બ્રહ્માભ્યાસ દ્વારા-તત્ત્વજ્ઞાનનું સાધન છે. યોગાભ્યાસ-સમાધિ-કરનારને પણ સમાધિથી મનને વાસનારહિત કરીને બ્રહ્મચિંતન-મહાવાક્યવિચાર-કરવો જ પડશે. તે વિના અપરોક્ષ જ્ઞાનનો સંભવ નથી. આ જ વેદાન્તનું તાત્પર્ય છે. ( **मुक्तिस्तु ब्रह्मतत्त्वस्य ज्ञानादेव न चान्यथा ।** ).

પરંતુ આ ક્રમ તત્ત્વજ્ઞાન થતા પહેલાંના સાધન તરીકે કહ્યો, જે સાધન વડે દરેક માણસને થયેલી **વિપરીત ભાવના રૂપી પ્રતિબંધ** દૂર થઇ **તત્ત્વજ્ઞાન** થાય છે. પરંતુ કેટલીવાર એમ પણ બને છે કે તત્ત્વજ્ઞાન થાય છે ખરૂં, છતાં વિપરીત ભાવના સંપૂર્ણ રીતે ક્ષય પામેલી નહિ હોવાથી તે જ્ઞાન સંશયવાળું હોવાથી **અદૃઢ** રહે છે-જેટલે દરજ્જે વિપરીત ભાવના દૂર થઇ છે તેટલે દરજ્જે તત્ત્વજ્ઞાન થયું છે, છતાં હજુ કંઇક ખામી રહેવાથી તે દૃઢ થયું નથી. આવા **અદૃઢ** અપરોક્ષ જ્ઞાનવાળાની જે કંઇ વિપરીત ભાવના રહી ગઇ હોય તેના ક્ષયનો ઉપાય અત્રે કહેવાનું તાત્પર્ય છે. આવા પુરૂષને માટે આ ભાવનાના ક્ષય સારૂ ઉપાસના કરવાની કહી નથી, કેમકે તેણે તો પ્રથમ ઉપાસના દ્વારા કંઇક પણ એકાગ્રતા પ્રાપ્ત કરી બ્રહ્માભ્યાસ વડે-વિચાર સહિત વાક્ય વડે-અપરોક્ષ તત્ત્વજ્ઞાન

આમ કર્યું છે, એટલે કે તેણે તો શાસ્ત્રોક્ત માર્ગ લીધેલો જ છે, અને અપરોક્ષ જ્ઞાન મેળવ્યું છે. પણ કંઈક વિપરીત ભાવના રહેલી હોવાથી ખામી રહેવાને લીધે તે ભાવનાનો સંપૂર્ણ ક્ષય કરવાનો બાકી રહેલો છે. આવો જ્ઞાની પૂર્વ જન્મમાં અથવા આ જન્મમાં ઈશ્વરોપાસના દ્વારા બ્રહ્માભ્યાસ સુધી પ્હોંચી ચૂકયો છે, તેથી તેને ફરી ઉપાસના કરવાની જરૂર નથી. તેથી તેણે તો રહેલી વિપરીત ભાવનાનો ક્ષય તત્ત્વભાવના અથવા બ્રહ્માભ્યાસ દ્વારા જ કરવાનો કહ્યો છે, જેથી તે ભાવનાનો ક્ષય થઈ તત્ત્વજ્ઞાન—અપરોક્ષ જ્ઞાન—દૃઢ થશે—કોઈપણ જાતના સંશય અને વિપર્યય રહિત થશે. આ પ્રમાણે અપરોક્ષ જ્ઞાનની દૃઢતાના જે ત્રણ પ્રતિબંધ કહ્યા છે તેને દૂર કરવાના ઉપાય શ્રવણ, મનન, અને નિદિધ્યાસન—એટલે કે બ્રહ્માભ્યાસ અથવા તત્ત્વભાવના છે.

ઉપર કહેલી વિપરીત ભાવનાના ક્ષયનો ઉપાય નીચેના શ્લોકમાં બતાવ્યો છે:—

इति श्रुतिस्मृती नित्यमात्मन्येकाग्रतां धियः ।
विधत्तो विपरीताया भावनायाः क्षयाय हि ॥ ९ ॥
तत्त्वभावनया नश्येत्सातो देहातिरिक्तताम् ।
आत्मनो भावयेत्तद्वन्मिथ्यात्वं जगतोऽनिशम् ॥१२॥
उपायः पूर्वमेवोक्तस्तच्चिन्ताकथनादिकः ।
तदेकपरत्वेऽपि निर्बन्धो ध्यानवन्न हि ॥ १८ ॥

ઉપર કહ્યા પ્રમાણે વિપરીત ભાવનાના ક્ષયનો ઉપાય આત્મા વિષે ચિત્તની એકાગ્રતા કરવી એ છે. (૧૦૯).

પરંતુ વિપરીત ભાવનાનો ક્ષય કરવાનો ઉપાય વિશેષાકારે તો શ્લોક ૧૧૨ ને ૧૧૮ માં કહ્યો છે. તેમાં કહ્યા પ્રમાણે વિપરીત ભાવનાનો નાશ તત્ત્વના નિરંતર ધ્યાનથી જ થાય છે. માટે આત્મા દેહથી ભિન્ન છે અને જગત્ મિથ્યા છે, એવું ધ્યાન નિરંતર કર્યા કરવું, જેથી આત્મા વિષે ચિત્તની એકાગ્રતા થઈ વિપરીત ભાવના નષ્ટ થશે, અને જ્ઞાન દૃઢ થશે. (૧૧૨, ૧૧૮).

વિપરીત ભાવનાનો અર્થ એ છે કે જેનું જેવું સ્વરૂપ છે તે

સ્વરૂપ છોડીને તેથી ઉલટું માનવું તે વિપરીત ભાવના છે. જેમકે પિતાને દુશ્મન માનવો. ( અ[illegible] —જેમ રજ્જુને સર્પ માનવો. ) તે જ પ્રમાણે, આત્મા દેહાદિથી ભિન્ન છે, છે અને જગત્ મિથ્યા છે, છતાં તેને બદલે આત્મા દેહાદિરૂપ છે, અને જગત સત્ય છે, એમ ઉલટું માનવું તે વિપરીત ભાવના છે. ( ૧૧૦ ).

માટે શ્લોક ૧૧૨ માં કહ્યા પ્રમાણે આ વિપરીત ભાવનાથી ઉલટી ભાવનાનું નિરંતર ધ્યાન કરવું, જેથી વિપરીત ભાવનાનો નાશ થશે. ( ૧૧૦—૧૨ ).

વળી વિપરીત ભાવનાનો નાશ કરવાના આ ઉપાયનું સ્પષ્ટ સ્વરૂપ શ્લોક ૧૦૬ અને ૧૧૮ માં વર્ણવેલો બ્રહ્માભ્યાસ છે. બ્રહ્માભ્યાસનું સ્વરૂપ તચ્ચિંતા વગેરે છે, તે નીચે પ્રમાણેઃ-

> तच्चिन्तनं तत्कथनमन्योन्यं तत्प्रबोधनम् ।
> एतदेकपरत्वं च ब्रह्माभ्यासं विदुर्बुधाः ॥१०६॥

એટલે કે હમેશાં બ્રહ્મનુ ચિંતન કરવું, તેનું જ કથન કરવું. એક બીજા સાથે તેનું જ પ્રબોધન કરવું અને તેની જ સાથે એકપરત્વ–એકતા–નિદિધ્યાસન કરવું. આ બ્રહ્માભ્યાસ કહેવાય છે. તેથી વિપરીત ભાવનાનો ક્ષય થાય છે. માટે બ્રહ્મચર્યાદિ સાધન સંપન્ન થએલા, બ્રહ્મ રૂપ થવાની ઇચ્છાવાળા, મુમુક્ષુએ (બ્રાહ્મણ) બ્રહ્મની સાથે એકાગ્રતા કરવી, તે સિવાય બીજા કોઇ પણ (અનાત્મ) વિષયોનો વિચાર આવવા દેવો નહિ. શ્લો. ૧૦૬, ૭ અને ૮ માં કહ્યા પ્રમાણે ફક્ત બ્રહ્મનું જ ચિંતન વગેરે કરવું, જેથી જ્ઞાન દૃઢ થશે. ( ૧૧૮).

હવે શ્લો. ૧૧૨ માં કહેલી તત્ત્વભાવના અને શ્લો. ૧૦૬ માં કહેલો બ્રહ્માભ્યાસ જપાદિની પેઠે નિયમ પૂર્વક કરવો કે કેમ ? અને તેમાં ધ્યાન ( મૂર્તિની ઉપાસના ) ની પેઠે મનની એકાગ્રતાનો નિર્બંધ ( બંધન ) રહેલો છે કે કેમ ? તે શંકાનું નિવારણ કરે છે. ( ૧૧૩–૧૨૫ ).

સિદ્ધાન્તી કહે છે કે તત્ત્વભાવના કરવામાં જપાદિની પેઠે કોઈ જાતના નિયમની અપેક્ષા નથી, એટલે કે મંત્રના જપની પેઠે

કે દેવતાના ધ્યાનની પેઠે પૂર્વાભિમુખ બેસવાનો અથવા અમુક રીતે ઉચ્ચાર કરવા વગેરેનો કાંઇ નિયમ પાળવાનો નથી; કારણ કે જેમ અમુક નિયમ પ્રમાણે જપ નહિ કરવાથી દોષ ( પાપ ) લાગે છે અને બરાબર ઉચ્ચાર નહિ કરવામાં આવે તો "ઇંદ્રશત્રુ"ના દષ્ટાંતની પેઠે અનર્થ થાય છે, તેમ તત્ત્વભાવના કરવામાં થતું નથી. તેનું કારણ એ છે કે જેમ ભૂખ્યા માણસને અન્ન મળે તો ખાય છે, ન મળે તો ભૂખ્યો રહીને ગમે તેવી રીતે કાળક્ષેપ કરે છે, અથવા ઉભો ઉભો, ચાલતો કે સુતો, ગમે તે પ્રકારે ભોજન લઇ લે છે, એટલે કે ગમે તે પ્રકારે ક્ષુધાની શાન્તિ કરે છે; કારણ કે ક્ષુધા એક પ્રત્યક્ષ દુઃખ ( दृष्टबाधा ) છે, અને તેને ટાળવાને કોઇ નિયમની જરૂર નથી. તેવી જ રીતે વિપરીત ભાવના પણ પ્રત્યક્ષ દુઃખહેતુ રૂપ છે એમ અનુભવ સિદ્ધ હોવાથી તેને કોઇ પણ ઉપાયે જીતવી જોઇએ. પરંતુ તેના અનુષ્ઠાનનો કોઈ નિયમ નથી. ( ૧૧૭ ). જે જે સમયે જે જે દશામાં બની શકે, ત્યારે ત્યારે **તત્ત્વભાવના** અથવા **બ્રહ્માભ્યાસ** કરવો, એજ ઉપાય છે.(૧૧૮).

વળી મૂર્તિનું ધ્યાન કરવામાં જેવી રીતે ચિત્તવૃત્તિને બીજા કોઈના અંતરાય વિના મૂર્તિમાં નિરન્તર લગાડી રાખવી પડે છે અને તેથી ચંચળ મનને તેમાં અતિ નિર્બંધ લાગે છે, તેમ બ્રહ્માભ્યાસ કરવામાં મનને કોઇ પ્રકારનું બંધન નથી, પરંતુ તે સહેલાઇથી કરી શકાય છે. જેમ અશ્વાદિને સ્તંભાદિની સાથે બંધન કરવાથી ઉપરોધ લાગે છે, જેમ મનનો નિગ્રહ કરવો ઘણું જ દુષ્કર છે, તેવી રીતે બ્રહ્મનું ચિંતન વગેરે કરવામાં મનને કોઇ નિર્બંધ—બંધન—લાગે તેમ નથી, તેમ તેમાં કોઇ જાતનો નિયમ પાળવાનો નથી. જેવી રીતે સોનાની કે લોઢાની ગમે તે જાતની સાંકળથી શરીરને બાંધવામાં કાંઈ નિયમ નથી, ગમે તે રીતે બાંધીને ગતિ રોકી શકાય, તેમ બ્રહ્માભ્યાસ ગમે તે સ્થિતિમાં થઇ શકે.

ઇતિહાસાદિમાં ચિદેવાત્મા ( **શરીર આત્મા નહિ**), અને **જગત્ મિથ્યા** છે, એવો નિર્ણય કરેલો હોવાથી ઇતિહાસાદિ વાચવામાં નિદિધ્યાસનનો વિક્ષેપ થતો નથી. પરંતુ કૃષિ, વાણિજ્ય, સેવા, કાવ્ય, તર્ક વગેરે કરવામાં બુદ્ધિનો વિક્ષેપ થાય છે, કેમકે તે તે કાર્યો કરતાં તત્ત્વની સ્મૃતિ રાખવાનો અસંભવ છે, અને તેથી તત્ત્વભાવના નિરંતર થઇ શકતી નથી. માટે જ કહ્યું છે કે તે એક

બ્રહ્મને જ જાણો, બીજું સર્વ કથન છોડી દો. બીજું સર્વ કથન વાણીના શ્રમ રૂપ છે, એમ પણ શ્રુતિ કહે છે.માટે નિરંતર તત્ત્વ-ભાવના એટલે **બ્રહ્માભ્યાસ** કર્યા કરવો, **જેથી વિપરીત ભાવના દુર થઈ અપરોક્ષ જ્ઞાનની દઢતા થશે,** અને ફરીથી તે જ્ઞાનમાં કોઇ જાતનો સંશય રહેશે નહિ- (૧૧૩-૧૨૯).

**તત્ત્વજ્ઞાનીને પ્રવૃત્તિ કે નિવૃત્તિઃ**—હવે કોઇને એમ શંકા થશે કે તત્ત્વજ્ઞાન થયા પછી તત્ત્વજ્ઞાનીને સર્વ પ્રકારની પ્રવૃત્તિ દૂર થઇ બીલકુલ નિવૃત્તિ પ્રાપ્ત થવી જોઇએ, અને તેથી તે કોઇ જાતનો વ્યવહાર કરી શકે નહિ. પરંતુ આ ભૂલ ભરેલું છે તે બતાવે છે. ( ૧૩૦-૩૪ ).

આ સંબંધમાં એવો નિયમ છે કે **મુમુક્ષુએ,** તેમજ જેને તત્ત્વજ્ઞાન થયું છે પરંતુ જેનું **તત્ત્વજ્ઞાન દઢ** થયું **નથી તેવા જ્ઞાનીએ, નિવૃત્તિ** જ રાખવાની કહી છે.. પરંતુ જ્ઞાનની દઢતા થયા પછી—જ્ઞાન કોઇ પણ જાતના સંદેહ રહિત થઇને દઢ થયા પછી—જ્ઞાનીને માટે **પ્રવૃત્તિ કે નિવૃત્તિનો કોઇ નિયમ નથી.** પણ પ્રારબ્ધ અનુસાર પ્રવૃત્તિ કે નિવૃત્તિ જે પ્રાપ્ત થાય તે પ્રમાણે તે વર્તશે. જેમ જનકાદિનો બોધ (જ્ઞાન) દઢ હોવાથી પ્રારબ્ધ વશાત્ તેઓએ રાજ્યાદિની પ્રવૃત્તિ રાખેલી; અને શુકદેવાદિ નિવૃત્તિમાં રહેલા. તે જ પ્રમાણે જે જ્ઞાનીનું અપરોક્ષ જ્ઞાન દઢ થયું હોય તે ભલે તર્કનો અભ્યાસ કરે, અથવા કૃષિ કરે. તેથી તેના જ્ઞાનને કોઇ હાનિ નથી. પોતપોતાના પ્રારબ્ધ કર્મ વશાત્ જે પ્રાપ્ત થાય તે પ્રમાણે તેને સંસારમાં વર્તવું જ પડશે—તે ભોગવવું જ પડશે. પરંતુ **જ્ઞાનની દઢતા** થયા પહેલાં **નિવૃત્તિનો નિયમ પાળવો જોઇશે, કેમકે નિવૃત્તિ વિના જ્ઞાન પ્રાપ્ત થાય નહિ, તેમ તેની દઢતા પણ થાય નહિ.**

તીવ્ર પ્રારબ્ધ અવશ્ય ફળ આપનારૂં હોવાથી તે મિથ્યા કરી શકાય તેમ નથી. તેના ક્ષયને માટે તત્ત્વજ્ઞાન કે સમાધિ કામ લાગે તેમ નથી. પરંતુ તેનો નાશ તો તેના ફળને ભોગવવાથી ( ભોગથી ) જ થાય છે, તે સિવાય થતો નથી. માટે જ્ઞાનીને ઇચ્છા વિના પણ તદનુસાર પ્રવૃત્તિ કરવી પડશે, કેમકે જે પ્રારબ્ધ અવશ્યંભાવિ છે તેનું નિવારણ કોઇ કરી શકે તેમ નથી, એટલું જ નહિ પરંતુ તો પ્રારબ્ધ વશઅનાચારમાં પણ પ્રવૃત્તિ થવી સંભવે છે.

આ પ્રમાણે જ્ઞાની તેમજ અજ્ઞાની બંનેને પ્રારબ્ધ તો ભોગવવું જ પડશે. પરંતુ બંનેમાં ફેર માત્ર એટલો જ છે કે જ્ઞાનીને પ્રારબ્ધ કર્મ મનનો કલેશ આપી શકતું નથી, કારણ કે તે ભોગવ્યે છુટકો છે એમ જાણતા હોવાથી તેમનામાં ધૈર્ય છે. પરંતુ અજ્ઞાનીને પ્રારબ્ધના આપેલા દુઃખ ઉપરાંત, ધૈર્ય નહિ હોવાથી વધારામાં મનનો કલેશ થાય છે. જેમ બે માણુસ એક ગામ જવા વિકળેલા અને માર્ગમાં ચાલતાં બંનેને થાક પણ લાગેલો છે છતાં જે માણુસ જાણે છે કે ગામ હવે નજીકમાં આવેલું છે, તે થાક છતાં જલદીથી ચાલે છે; પરંતુ જેને તેની ખબર નથી તે દીન મુખે થાકથી ઉભો થઇ રહે છે. ( ૧૩૦-૩૪ ).

**જ્ઞાનની દૃઢતાનું ફળઃ**—આ પ્રમાણે જેને સંશય વિપર્યય રહિત દૃઢ આત્મસાક્ષાત્કાર થયો છે, તેવો જ્ઞાની—" किमिच्छन्कस्य कामाय शरीरमनुसंज्वरेत् " ભોગ્ય પદાર્થને તથા ભોક્તાને પણ માયિક–મિથ્યા–જાણી, આત્મા અસંગ છે એવું જ્ઞાન પામી, તે તે ભોગને માટે શરીરોની પાછળ પોતાના આત્માને કલેશ આપતો નથી—શરીરોને કષ્ટ થતાં પણ પોતાને દુઃખી માનતો નથી. માટે કહે છે કેઃ—

साक्षात्कृतात्मधीः सम्यगविपर्ययबाधितः ।
किमिच्छन्कस्य कामाय शरीरमनुसंज्वरेत् ॥१३५॥

આ શોકમોક્ષ નામની જીવની છઠ્ઠી અવસ્થા કહી. [૧૩૫]

## " किमिच्छन् " ઇત્યાદિ ઉત્તરાર્ધનો અર્થ. ૧૩૬–૨૫૦.

**ઉત્તરાર્ધનો અર્થઃ**—આ પ્રમાણે પહેલા શ્લોકમાં કહેલા શ્રુતિવાક્યના પૂર્વાર્ધનો અર્થ સમજાવી હવે "किमिच्छन्कस्य कामाय शरीरमनुसंज्वरेत्" એ ઉત્તરાર્ધનો અર્થ કહે છે. (૧૩૬–૨૫૦).

આ ઉત્તરાર્ધનો સંક્ષિપ્ત અર્થ નીચે પ્રમાણે છેઃ—

जगन्मिथ्यात्वधीभावादाक्षिप्तौ काम्यकामुकौ ।
तयोरभावे संतापः शाम्येन्निःस्नेहदीपवत् ॥ १३६ ॥

આ જગત્ (જીવ ઇશ્વર સહિત) મિથ્યા છે એવા દૃઢ નિશ્ચય વડે **વિપરીત ભાવનાનો ત્યાગ કરીને, મિથ્યા કામ્ય** પદાર્થો અને **મિથ્યા કામુક**–કામના કરનાર–જીવ, એ બંનેનો તિરસ્કાર કરવામાં આવ્યો. ( **आक्षिप्तौ** ). પછી તે કામ્ય અને કામુક ( ભોક્તા )નો અભાવ થવાથી–કામનાનિમિત્તક કોઇ કારણ નહિ રહેવાથી–દીવેલ વિનાના દીવાની પેઠે સંતાપ શાન્ત પામે છે–શરીરોનો કોઇ જ્વર રહેતો નથી, શરીરોના જ્વરથી પોતે કલેશ પામતો નથી. ( ૧૩૬ ).

કામ્યાભાવથી કામનો અભાવ થાય છે, એટલે કે કામ્ય પદાર્થો જૂઠા જાણવામાં આવવાથી તેમના સંબંધમાં કામના થતી નથી; જેમકે આકાશમાં દેખાતું મિથ્યા ગંધર્વનગર ઇન્દ્રજાલ સમાન છે એવું જાણનાર તેની ઇચ્છા કરતો નથી, એટલું જ નહિ પરંતુ હસીને તેને તજવાની ઇચ્છા કરે છે, તેવી જ રીતે રમણીય દેખાતા ભોગો ક્ષણભર–પ્રતીતિ માત્ર–રમ્ય છે એવું જાણનાર તેમને જોઇને આસક્ત થતો નથી, પરંતુ તેના દોષો જોવાથી તેમને તજવા ઇચ્છે છે. ( ૧૩૭–૮ ).

### ૬. किमिच्छन्નો અર્થ. ૧૩૯–૧૯૧.

ઉપર પ્રમાણે ઉત્તરાર્ધનો સંક્ષેપમાં અર્થ સમજાવી તેમાંના **किमिच्छन्** પદનો અભિપ્રાય બતાવે છે. ( ૧૩૯–૧૯૧ ).

किमिच्छन् કહેવાનો ભાવાર્થ એ છે કે ભોગ્ય પદાર્થ મિથ્યા અને દોષવાન હોવાથી જ્ઞાની તેની ઇચ્છા કરતો નથી

**ભોગ્યદોષઃ**—હવે ભોગ્ય પદાર્થોના દોષ બતાવે છે, જે નીચે પ્રમાણેઃ—

ધન મેળવતાં કલેશ, નાશ થતાં કલેશ, ખર્ચ કરતાં કલેશ, એ પ્રમાણે હંમેશાં કલેશ આપનાર ધનાદિ પદાર્થોને ધિક્કાર છે ! વળી સ્ત્રી કે જેને માટે જગત્ મોહિત રહે છે તે સ્ત્રીનું શરીર કેવું છે તેનો વિચાર કરતાં માલુમ પડશે કે તે માંસની પુતળી છે; સ્નાયુ, હાડકાં, ગ્રંથિ, રૂધિર, આદિથી ભરેલું અને ફક્ત ત્વચાથી ઢાંકેલું પીંજરૂં છે; તેમાં વિષ્ટાની ભરેલી કોથળીની પેઠે શું શોભા આપે એવું છે ? એ વગેરે દોષો શાસ્ત્રોમાં સારી રીતે વર્ણવેલા છે. તેનો વિચાર કરીને તેવા પદાર્થોને માટે જ્ઞાની શા માટે દુઃખમાં ડુબે ? ક્ષુધાથી પીડાતો માણુસ વિષ ખાવાની ઇચ્છા કરતો નથી, તો પછી મિષ્ટાન્ન જમીને જેણે ભૂખ મટાડી છે એવો અમૂઢ ( વિવેકી ) તેને (વિષને) ખાવાની ઇચ્છા કરે જ શાનો ? તેવી જ રીતે જે જ્ઞાની વિવેક-બુદ્ધિથી ભોગ્ય પદાર્થોના દોષ જાણે છે અને ભોગ્ય પદાર્થો માયિક-મિથ્યા-છે એમ જેણે અનુભવ્યું છે તે તેવા મિથ્યા ભોગ ભોગવવાની ઇચ્છા પણ કરે નહિ. ( ૧૩૯–૧૪૨ ).

શંકાઃ—ઉપર શ્લોક ૧૩૧–૨ માં કહ્યા પ્રમાણે પ્રારબ્ધ કર્મની પ્રબળતાને લીધે જ્ઞાનીને પણ ઇચ્છા થશે તેનું શું ? ( ૧૪૩ ).

ઉત્તરઃ—જો પ્રારબ્ધ કર્મની પ્રબળતાથી જ્ઞાનીને ભોગની ઇચ્છા થાય તોપણ તે પ્રીતિપૂર્વક ભોગવશે નહિ, પરંતુ કલેશ પામતો ભોગવશે. જેમ રાજભટ્ટે ( સિપાઇએ ) પકડેલો માણુસ ખુશી નહિ છતાં પણ રાજા પાસે જશે. કુટુમ્બવાળા અને વેદાન્ત, ગુરૂ અને ઇશ્વરમાં શ્રદ્ધાવાળા જ્ઞાનીઓ ભોગ ભોગવવા છતાં પણ “ હજુ સુધી અમારૂં પ્રારબ્ધકર્મ નષ્ટ થયું નથી ” એવી રીતે હંમેશાં કલેશ પામતા ભોગવે છે. આ કલેશ સંસારનો તાપ નથી, પરંતુ સંસાર ઉપરની વિરક્તતા—આસક્તિ રહિતપણું-છે; કારણુ કે સાંસારિક તાપનું કારણ તો **ભ્રાન્તિજ્ઞાન** છે. જગત્ સત્ય છે એવા ભ્રાન્તિ-જ્ઞાનથી સાંસારિક દુઃખ ઉત્પન્ન થાય છે. ( ૧૪૫ ).

જ્ઞાનીના કલેશનું મૂળ તો **વિવેકજ્ઞાન** હોવાથી તે કલેશ સાંસારિક તાપ નથી. જ્ઞાનીને ભોગ ભોગવતાં વિવેકજ્ઞાનને લીધે કલેશ થતો હોવાથી તેને ભોગની ઇચ્છા નથી. તેથી તે અલ્પ ભોગથી પણ તૃપ્ત થાય છે. પરંતુ અવિવેકી—અજ્ઞાની—માણસ તો અનંત ભોગ મળવાથી પણ તૃપ્ત થતો નથી. એ પ્રમાણે જ્ઞાની અને અ-જ્ઞાનીના ભોગમાં ફેર છે. વિવેકીની પેઠે અવિવેકીને ગમે તેટલા

ભોગથી પણ તૃપ્તિ થતી નથી. તેનું દૃષ્ટાંત એ છે કે જેવી રીતે અગ્નિને આહુતિ મળવાથી તે વિશેષ ને વિશેષ વૃદ્ધિ પામતો જાય છે, તેવી જ રીતે કામ પણ કામ્ય પદાર્થોના ઉપભોગથી કદિ શાન્ત થતો નથી, પરંતુ વધતો જ જાય છે. પરંતુ વિવેકીનો ભોગ અલ્પ છતાં પણ તૃપ્તિનો હેતુ થાય છે તે અનુભવ સિદ્ધ વાત છે, કારણ કે તે ભોગ પ્રારબ્ધથી મળેલો હોવાથી વિવેકીને તૃપ્તિ થાય છે, જેમ "અમુક માણસ ચોર છે" એમ જાણીને તેની સાથે રહેનાર પુરુષની સાથે તે ચોર ચોર તરીકે વર્તતો નથી, પરંતુ મિત્રભાવે વર્તે છે. વિવેકીને ઘણા ભોગની ઇચ્છા થતી નથી, કારણ કે તેનું મન નિદિધ્યાસન વડે નિગૃહિત કરેલું હોવાથી તેના મનમાં કામ્ય પદાર્થો વિષે રસ રહેતો નથી, અને તેથી અલ્પ ભોગની પ્રાપ્તિને પણ તે બહુ માને છે; કારણ કે ભોગ થોડો છતાં પણ દોષયુક્ત છે. દૃષ્ટાંત તરીકે-જે રાજાને દુશ્મને બાંધીને (જીતીને) પછી છોડી દીધેલો હોય તે ગ્રામ માત્રથી પણ તુષ્ટ થાય છે. પરંતુ જે રાજાને દુશ્મનો બાંધી શકયા નથી તેને મોટું રાજ્ય મળે તોપણ તે બહુ માનતો નથી. (૧૪૬-૧૫૦).

**પ્રારબ્ધના પ્રકાર:**—તમે (શ્લોક ૧૪૨ માં) એવું કહ્યું કે જ્ઞાનીને પ્રારબ્ધની પ્રબળતાથી ભોગની ઇચ્છા થાય, તોપણ તે ભોગને ક્લેશ પૂર્વક ભોગવે છે. પરંતુ પ્રારબ્ધ વશાત્ ઇચ્છા થાય છે એમ કહેવું અયોગ્ય છે; કારણ કે ઇચ્છાનો નાશ કરનાર **વિવેક** જ્ઞાનીમાં ઉત્પન્ન થએલો હોવાથી તેને ભોગની ઇચ્છા કેવી રીતે સંભવે? (૧૫૧).

ઉત્તર:—આ શંકાનું સમાધાન શ્લોક ૧૫૨ થી ૧૬૨ માં કરે છે:—

દોષ દેખાતો છતાં પ્રારબ્ધના નાના પ્રકાર હોવાથી જ્ઞાનીને ઇચ્છાનો જન્મ સંભવે છે. તેના ત્રણ પ્રકાર છે: (૧) **ઇચ્છા**—ઇચ્છાથી ભોગ આપનાર; (૨) **અનિચ્છા**—ઇચ્છા નહિ છતાં ભોગ આપનાર; અને (૩) **પરેચ્છા**—પારકી ઇચ્છાથી ભોગ આપનાર, એ પ્રમાણે ત્રણ પ્રકારનું પ્રારબ્ધ હોવાથી કોઈ કોઇ જ્ઞાનીને કોઇ એકાદ પ્રકારનું પ્રારબ્ધ લાગેલું હોય તો ઇચ્છા થવાનો સંભવ છે. (૧૫૨).

(૧). **ઇચ્છા પ્રારબ્ધ:**—આ પ્રારબ્ધનાં દૃષ્ટાંત અપથ્યનું સેવન કરનારા, તથા ચોર લોકો, તથા રાજાઓ ઉપર આસક્ત થએ-

લા પુરૂષો, પોતાનો અનર્થ જાણતા છતાં પ્રારબ્ધકર્મથી તે તે ઇ-ચ્છાઓ કરે છે; અને તેવાઓને, ગીતામાં શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યા પ્રમાણે, ઇશ્વર પણ તેની ઇચ્છા કરવામાંથી રોકી શકતા નથી; કારણ કે ઇચ્છારૂપી પ્રારબ્ધ અપરિહાર્ય છે. વળી ગીતામાં કહ્યું છે કે:--

**सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।**
**प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति ॥१५५॥**

વિવેક જ્ઞાનવાળો પુરૂષ પણ પોતાની પ્રકૃતિ, એટલે પૂર્વે કરેલા અધર્મથી ઉત્પન્ન થએલા અને વર્તમાન જન્મમાં પ્રગટ થએલા સંસ્કારોને અનુરૂપ ચેષ્ટા કરે છે, તો પછી મૂર્ખનું શું કહેવું ? માટે ભૂત માત્ર પ્રકૃતિ અનુસાર વર્તે છે, તો નિગ્રહ ( પ્રવૃત્તિ અને નિવૃત્તિનો નિરોધ ) કરવાથી શું વળશે ? અર્થાત્ કાંઇ જ નહિ. આ જે ઇચ્છા ઉત્પન્ન કરનારૂં પ્રારબ્ધ કહ્યું તે **તીવ્ર પ્રારબ્ધ** છે કે જેને અટકાવી શકાતું નથી. **મંદ** અને **મધ્યમ પ્રારબ્ધ**નું નિવારણ તો યોગ્ય ઉપાય વડે કરી શકાય છે. પરંતુ તીવ્ર પ્રારબ્ધનો કોઇ ઉપાય છે જ નહિ તીવ્ર પ્રારબ્ધ અપરિહાર્ય છે, તે નીચેના શ્લોકમાં કહે છે:--

**अवश्यंभाविभावानां प्रतीकारो भवेद्यदि ।**
**तदा दुःखैर्न लिप्येरन्नलरामयुधिष्ठिराः ॥ १५६ ॥**

મતલબ કે અવશ્ય બનવાના બનાવો અટકાવવાનો જો ઉપાય હોત તો નલ, રામ, અને યુધિષ્ઠિર જેવા સમર્થ રાજાઓ તે ઉપાય કર્યા વિના રહેત નહિ. ( ૧૪૩-૧૫૬ ).

શંકા:--પ્રારબ્ધ જો અપરિહાર્ય છે તો ઇશ્વર પણ તેને અટકાવવાને અસમર્થ હોવાથી ઇશ્વરનું અનીશ્વરત્વ થશે ?

ઉત્તર:--તેમ બનશે નહિ, કારણ કે દુઃખ વગેરેનું અવસ્થ ભાવિપણું ઇશ્વરે જ નિર્મિત કરેલું છે. ( **अवश्यंभाविताप्येषामीश्वरेणैव निर्मिता** ), અને તેથી અવશ્યંભાવી બનાવો પણ ઇશ્વરની આજ્ઞા અનુસાર જ બને છે. ( ૧૫૭ ).

(૨). **અનિચ્છા પ્રારબ્ધ**:--અનિચ્છા રૂપી પ્રારબ્ધ પણ છે એવું ગીતામાં શ્રીકૃષ્ણ અને અર્જુનના સંવાદથી માલમ પડે છે. અર્જુન શ્રીકૃષ્ણને પૂછે છે કે પુરૂષની ઇચ્છા નહિ છતાં કોની પ્રેરણાને અધીન થઇને પુરૂષ પાપ કરે છે ? તેના ઉત્તરમાં શ્રીકૃષ્ણ કહે છે

કે પુરૂષને પાપમાં પ્રવૃત્ત કરનાર રજોગુણથી ઉત્પન્ન થએલો **કામ**, અને કામનું પરિણામ **ક્રોધ** છે. હે અર્જુન ! તું જે કાર્ય નહિ કરવાની ઇચ્છા કરે છે તે જ કાર્ય તું તારા પોતાના પ્રારબ્ધ કર્મથી બંધાયલો હોવાથી તારી ઇચ્છા નહિ છતાં પણ મોહ ( અવિવેક ) ને વશ થઇને તું જરૂર કરવાનો જ. આ પ્રમાણે કહ્યું છે. માટે **અનિચ્છા** પ્રારબ્ધ છે. ( ૧૫૮–૬૧ ).

(૩). **પરેચ્છા પ્રારબ્ધઃ**—પુરૂષને અમુક કાર્ય કરવાની અનિચ્છા કે ઇચ્છા પણ ન હોય, છતાં બીજાની પ્રીતિને વશ થઇને ( **परदाक्षिण्यसंयुताः** ), એટલે કે બીજાની પ્રીત્યર્થે સુખ દુઃખ ભોગવે છે. આ **પરેચ્છા** રૂપી પૂર્વ કર્મ છે. ( ૧૬૨ ).

તેટલા જ માટે ભોગ્ય પદાર્થોના દોષો જાણવા છતાં પણ તીવ્ર પ્રારબ્ધ અપરિહાર્ય હોવાથી જ્ઞાનીને વિવેક છતાં તેઓ પ્રારબ્ધનું ઇચ્છાજનકત્વ નિવારી શકતા નથી.

શંકાઃ—જો તત્ત્વવેત્તાને પણ ઇચ્છા થવાનો અંગીકાર કરશો, તો **किमिच्छन्** એ શ્રુતિનો વિરોધ થશે ?

ઉત્તરઃ—આ શંકાનું નિવારણ શ્લોક ૧૬૩થી ૧૯૧ માં કરે છેઃ—

પ્રત્યુત્તરમાં કહે છે કે " **किमिच्छन्** " એ શ્રુતિથી જ્ઞાનીના સંબંધમાં ઇચ્છાનો **નિષેધ ( અભાવ )** કર્યો નથી, પરંતુ શેકેલા ( **भर्जित** ) અનાજની પેઠે જ્ઞાનીને ઇચ્છા હોવા છતાં પણ તે ઇચ્છાનો **બાધ** એટલે **સમર્થ પ્રવૃત્તિજનકત્વ** નથી એમ કહે છે. અર્થાત્ સ્વરૂપથી ઇચ્છા હોવા છતાં તેનું કાંઇ પણ સામર્થ્ય નથી. એનો અર્થ એ છે કે જેમ શેકેલા દાણા સ્વરૂપે હોવા છતાં તેને જમીનમાં વાવવાથી અંકુરાદિ ઉત્પન્ન કરી શકતા નથી, તેવીજ રીતે જ્ઞાની પુરૂષને પ્રારબ્ધવશાત્ ઇચ્છા થવા છતાં પણ તે ( ઇચ્છા ) વ્યસનાદિ કાર્ય કરી શકતી નથી; કારણ કે જે દૃશ્યમાણ પદાર્થ છે તે અસત્ છે એમ જ્ઞાની જાણે છે. આનો એવો અર્થ કરવાનો નથી કે વિદ્વાનની ઇચ્છા કાંઈ વિશેષ ફળ ઉત્પન્ન કરી શકતી નહિ હોવાથી વિદ્વાનને ઇચ્છા જ નથી; કારણ કે વિદ્વાનની ઇચ્છા બહુ વ્યસન ઉત્પન્ન નહિ કર્યા છતાં પણ અલ્પ ભોગ રૂપી ફળ તો આપે છે. જેમ શેકેલા દાણા ઉગતા નથી, છતાં ખાવાને તો કામ લાગે છે. (૧૬૩–૧૬૫).

શંકાઃ—કદાપિ ઇચ્છા વ્યસનને ઉત્પન્ન નહિ કરે તોપણ પ્રારબ્ધકર્મ પોતે જ ભોગ આપીને જ્ઞાનીમાં વ્યસન કેમ નહિ ઉત્પન્ન કરે ?

ઉત્તર:--પ્રારબ્ધ કર્મનું કામ તો ફક્ત ભોગ આપવા પૂરતું જ છે. ભોગ આપીને તે નાશ પામે છે. પરંતુ વ્યસન ઉત્પન્ન કરવાનું કામ તેનું નથી. વ્યસન તો ભોગ્ય પદાર્થો સત્ય છે એવી ભ્રાન્તિને લીધે ઉત્પન્ન થાય છે. વ્યસનના હેતુ રૂપ ભ્રમ, શ્લોક ૧૬૭ માં કહ્યો છે, તે એ છે કે " આ મારો ભોગ નાશ ન પામો, તે ઉત્તરોત્તર વધ્યા કરો, તેને કોઇ પ્રકારનાં વિઘ્ન નડો નહિ, આ ભોગથી હું કૃતાર્થ છું " આવી રીતનો જે ભ્રમ થાય છે તે ભ્રમ વિષયોમાં વ્યસન ઉત્પન્ન કરે છે. પ્રસંગોપાત આ ભ્રમનો નાશ કરવાનો ઉપાય કહે છે. તે નીચે પ્રમાણે:--

"જે **અભાવિ** છે તે ભાવિ થવાનું નથી, અને જે **ભાવિ** (બનવાનું) છે તે અન્યથા થવાનું નથી,"એવો બોધ 'આ શ્રેય મને ક્યારે પ્રાપ્ત થશે, આ મારૂં અનિષ્ટ ક્યારે નિવૃત્ત થશે " એવી એવી ચિન્તાઓ મટાડનાર હોઇ ઉપરની ભ્રાન્તિનો નાશ કરનાર છે. આ આ પ્રમાણે જ્ઞાની અને અજ્ઞાનીને સરખો ભોગ પ્રાપ્ત થયા છતાં જ્ઞાનીને વ્યસન થતું નથી, પરંતુ અજ્ઞાનીને તે થાય છે. તેનું કારણ એ છે કે જ્ઞાનીને વિપરીત (ઉલટું) જ્ઞાન નથી, અને અજ્ઞાનીને છે. વિવેકી પુરૂષ **ભોગ્ય પદાર્થ માયિક** છે એમ જાણતા હોવાથી તે ઉપરથી આસ્થા ઉઠાવીને ભોગ ભોગવવા છતાં તેનો સંકલ્પ જ કરતા નથી, તો પછી વ્યસન તો ક્યાંથી જ કરે ? ન જ કરે. પરંતુ અજ્ઞાની તેથી ઉલટું (વિપરીત) માને છે, તેથી તેને વ્યસન ઉત્પન્ન થાય છે. જ્ઞાની ભોગ ઉપરથી આસ્થા ઉઠાવી શકે છે, તેનું કારણ કે તેમાં રહેલા સકળ દોષ તે જાણે છે, તેથી તેમાં તેને રાગ ઉત્પન્ન થતો નથી. આ જગત્ જે સ્વપ્ન અને ઇંદ્રજાલ જેવું છે અને જેની રચના અચિન્ત્ય છે,વળી જેનું સ્વરૂપ દષ્ટ નષ્ટછે-એટલે દેખતા દેખતામાં નષ્ટ-બદલાઇ જાય તેવું-છે, તેવા જગત્ વિષે જ્ઞાનીને કેવી રીતે અનુરાગ ઉત્પન્ન થાય ? ન જ થાય. (૧૬૯-૧૭૧).

**જગત્ ઉપર આસક્તિ ઉત્પન્ન ન થવાનો ઉપાય:**— આવા જગત્ ઉપર આસક્તિ કેવી રીતે ઉત્પન્ન ન થાય તેનો ઉપાય નીચેના બે શ્લોકથી કહે છે:—

स्वस्वप्नमापरोक्ष्येण दृष्ट्वा पश्यन्स्वजागरम् ।
चिन्तयेदप्रमत्तः सन्नुभावनुदिनं मुहुः ॥ १७२ ॥

**चिरं तयोः सर्वसाम्यम् संधाय जागरे**
**सत्यत्वबुद्धिं संत्यज्य नानुरज्यति पूर्ववत् ॥१७३॥**

આ ઉપાય એ છે કે પોતાનું સ્વપ્ન પ્રત્યક્ષ જોઇને, અને પોતાના જાગ્રતને અનુભવીને સાવધાન થઇને લાંબા કાળ સુધી દરરોજ વારંવાર વિચાર કરવો કે સ્વપ્નનું જગત્ અને જાગ્રતનું જગત્ બંને કેવાં છે? બંને એક સરખાં છે કે નહિ તે વિચારવું. વિચાર કરતાં માલમ પડશે કે, જાગ્રત્ પણ સ્વપ્ન તુલ્ય (મિથ્યા) છે, એ પ્રમાણે બંનેની તુલનાનો, એટલે કે **તાત્કાલિક ભોગહેતુત્વ અને પરિણામે તેનું વિરસપણું અને વિનાશિત્વ** એ વગેરે લક્ષણોનો વિચાર કરીને જાગ્રત્ વિષેની **સત્યત્વબુદ્ધિ** તજીને તેને (જાગ્રતને) મિથ્યા જાણી અજ્ઞાન દશા (જગતસત્યત્વજ્ઞાનદશા)ની પેઠે ફરી તેમાં આસક્ત થવાતું નથી. (૧૭૨-૩).

શંકાઃ—ભોગ્ય પદાર્થો મિથ્યા છે એમ તમે કહો છો. પરંતુ ભોગનો આધાર તો ભોગ્ય પદાર્થની સત્યતા ઉપર છે; એટલે કે એક તરફ તમારા કહેવા પ્રમાણે ભોગ્ય પદાર્થને મિથ્યા માનવા, અને બીજી તરફ ભોગ્ય પદાર્થોને સત્ય માનીએ તો જ ભોગ થાય, આવો આવો એનો પરસ્પર વિરોધ થયો. હવે જો બે વસ્તુને એક બીજા સાથે વિરોધ હોય, તો જ્યાં એક હોય ત્યાં બીજી રહી શકે નહિ. તેથી ભોગ્યને મિથ્યા માનીએ તો પછી ભોગસિદ્ધિ કેવી રીતે બનશે? અને જો ભોગસિદ્ધિ માનશો તો ભોગ્ય પદાર્થોનું મિથ્યાત્વ રહેશે નહિ?

ઉત્તરઃ—આ શંકાનો ઉત્તર શ્લોક ૧૭૪ થી ૧૮૦ માં આપેલો છે. ઉત્તરમાં કહે છે કે ભોગનો આધાર ભોગ્ય પદાર્થોની સત્યતા ઉપર નથી, **જેમ સ્વપ્નના મિથ્યા પદાર્થોથી પણ ભોગ પ્રાપ્ત થાય છે.** આ દ્વૈતની રચના અચિન્ત્ય હોવાથી ઇંદ્રજાલ રૂપ છે, એમ યાદ રાખી પ્રારબ્ધ (સુખ દુઃખ) ભોગવવાથી જગતના મિથ્યાત્વાનુસંધાનને કાંઇ હાનિ થવાની નથી. તેમ ભોગ્યના મિથ્યાત્વનું ચિંતન કરવા છતાં ભોગને શી હાનિ થવાની છે? કાંઇ જ નહિ, કેમકે બંનેના વિષય જુદા જુદા છે. તત્વજ્ઞાનનું કામ **જગત્ મિથ્યા છે** એમ યાદ કરાવવાનું છે. અને પ્રારબ્ધનું કામ ફક્ત **સુખ દુઃખનો ભોગ** આપવાનું જ છે. આ પ્રમાણે જ્ઞાન અને પ્રારબ્ધના વિષય જુદા જુદા હોવાથી તે બંનેની વચ્ચે વિરોધ નથી, કેમકે માણસો જાણે છે કે મદારીના ખેલ ઇંદ્રજાલ રૂપ (જૂઠા)

છે, છતાં તે જોઇને વિનોદ મળે છે—જૂઠા છતાં વિનોદ આપે છે, માટે મિથ્યાત્વ અને વિનોદ એ બંનેની વચ્ચે વિરોધ નથી. છતાં મિથ્યાત્વજ્ઞાન અને પ્રારબ્ધ એ બેની વચ્ચે વિરોધ ક્યારે કહેવાય કે જ્યારે પ્રારબ્ધ કર્મ જગતને સત્ય ઠરાવીને ભોગ આપી શકે, ત્યારે તે જ્ઞાનનું વિરોધિ કહેવાય. પણ તેમ ( જગતને સત્ય ) કરી શકતું નથી, પરંતુ ફક્ત ભોગ જ આપે છે. માટે ફક્ત ભોગ આપવાના કાર્યથી પ્રારબ્ધ વિદ્યાનું વિરોધિ ઠરતું નથી, કારણ કે પદાર્થો મિથ્યા છતાં ભોગ આપી શકે છે તેનું દ્દષ્ટાંત છે. તે નીચે પ્રમાણેઃ—

> अनूनो जायते भोगः कल्पितैः स्वप्नवस्तुभिः ।
> जाग्रद्वस्तुभिरप्येवमसत्यैर्भोग इष्यताम् ॥ १७८ ॥

જેમ સ્વપ્નની કલ્પિત વસ્તુઓથી પણ સંપૂર્ણ ભોગ મળે છે, તેમ જાગ્રતની વસ્તુઓ પણ ભોગ આપ્યા છતાં અસત્ય છે એમ જાણો. ( ૧૭૮ ). માટે પ્રારબ્ધ મિથ્યાત્વનું પ્રતિપાદન કરનારા જ્ઞાનનું વિરોધિ નથી, એમ સિદ્ધ થાય છે. વળી આ મિથ્યાત્વજ્ઞાન પ્રારબ્ધનું વિરોધિ ( પ્રારબ્ધનો નાશ કરનારૂં ) પણ નથી; કેમકે વિરોધિ તો ત્યારે કહેવાય કે જો વિદ્યા જગતના ભોગ્ય પદાર્થોને લય પમાડે—એટલે કે જેમ રજ્જુમાં દેખાયેલો સર્પ રજ્જુની ખાતરી થતાં " આ સર્પ નથી " એમ જાણતાં લય—નાશ—પામે છે, તેવી રીતે જો જગતનું મિથ્યાત્વજ્ઞાન ઉત્પન્ન થતાં દેખીતા ભોગ્ય પદાર્થોનું સ્વરૂપ જ લય પામતું હોત, તો તો વિદ્યા પ્રારબ્ધઘાતિની—પ્રારબ્ધ વિરોધિની—કહેવાત; કેમકે ભોગ્ય રૂપ સાધનનો લય થતાં ભોગ પ્રાપ્ત થાત નહિ. પરંતુ વિદ્યા ( મિથ્યાત્વજ્ઞાન ) પદાર્થોના સ્વરૂપનો લય કરી શકતી નથી, પરંતુ ફક્ત મિથ્યાત્વનો જ બોધ કરે છે. માટે વિદ્યા પ્રારબ્ધઘાતિની નથી. પદાર્થના ફક્ત મિથ્યાત્વજ્ઞાનથી તેના સ્વરૂપનો લય થતો નથી, જેમ ઇંદ્રજાલ વગેરેમાં સ્વરૂપનો લય થયા વિના પણ ઇંદ્રજાલ વગેરે મિથ્યા છે એમ જાણી શકાય છે. માટે જેમ લોકો ઇંદ્રજાલનો નાશ થયા વિના પણ "આ ઇંદ્રજાલ છે " એમ જાણે છે જ, તેવી જ રીતે ભોગ્ય પદાર્થોના સ્વરૂપનો લય થયા વિના પણ તે માયામય—મિથ્યા—છે, એનું જ્ઞાન થાય છે. માટે બંને-મિથ્યાત્વજ્ઞાન અને ભોગ-ની વચ્ચે વિરોધ નથી ( ૧૭૯-૧૮૦ ).

શંકા—તમે કહો છો કે જગતને મિથ્યા જાણ્યા છતાં તે મિથ્યા જગતથી પ્રારબ્ધભોગ જ્ઞાનીને પણ મળે છે. પરંતુ શ્રુતિમાં કહ્યું છે કે " यत्र त्वस्य सर्वमात्मेवाभूत्तत्केन कं पश्येत् " એટલે કે જે જ્ઞાનદશામાં આ સર્વ જગત્ જ્ઞાનીને આત્મ રૂપ થાય છે, તે દશામાં જોનાર કોણ ? જોવાનો વિષય શો ? અને જોવાનું સાધન ( આંખ વગેરે ) શું ? તે જ પ્રમાણે સાંભળવાનું શું ? બોલવાનું શું ? વગેરે. મતલબ કે કાંઇ નહિ. તેથી આ શ્રુતિના પ્રમાણુથી જ્ઞાનદશામાં દ્રષ્ટા, દર્શન, અને દશ્ય પદાર્થ કાંઇ પણ રહેતું નથી. માટે ઉત્પન્ન થએલી વિદ્યા જ્ઞાનદશામાં જગતનો લય કરે છે જ. અને જો જગતનો લય થાય તો જ્ઞાનીને ભોગ કયાંથી મળે ? ( ૧૮૧–૨ ).

ઉત્તર—આ શ્રુતિ સુષુપ્તિ અને વિદેહમુક્તિ એ બે દશાને લાગુ પડે છે. તેથી સુષુપ્તિ અથવા સમાધિ અને મૂર્છામાં, તથા મરણ થયા પછીની મુક્તિ ( વિદેહમુક્તિ ), એ દશાઓમાં દ્રષ્ટા, દશ્ય, કે સાધન કાંઇપણ રહેતું નથી–જોવામાં આવતું નથી. પરંતુ જ્ઞાનીની જાગ્રત્ દશામાં ( જીવન્મુક્ત દશામાં ) તો આ દ્રષ્ટા વગેરે હોય છે. તેથી ઉપર કહેલું મિથ્યાત્વજ્ઞાન અને પ્રારબ્ધભોગ એ બંને જાગ્રત્ દશામાં થાય છે, સુષુપ્તિ, સમાધિ, મૂર્છા અને વિદેહમુક્તિ દશામાં નહિ. જો આ શ્રુતિ જાગ્રત્ દશાને પણ લાગતી હોય તો યાજ્ઞવલ્કય વગેરેનું આચાર્યપણું સંભવે નહિ, કારણ કે યાજ્ઞવલ્કયાદિ જીવન્મુક્ત પુરુષો અદ્વૈત જ્ઞાની હોવાથી જો જાગ્રત્ દશામાં પણ દ્વૈત ( જગત્ ) ને દેખે, તો અદ્વૈત જ્ઞાનના અભાવથી તે આચાર્ય બની શકે નહિ. અને જો તે દ્વૈતને દેખે નહિ, તો પછી શિષ્ય વગેરે રૂપી દ્વૈતને નહિ દેખવાથી તેમની આચાર્ય તરીકેની વાણી શિષ્ય પ્રતિ પ્રવર્તે નહિ. અને આ પ્રમાણે થાય તો વિદ્યાસંપ્રદાયનો ઉચ્છેદ થાય. માટે આ કારણથી પણ તમારી શંકાનો અવકાશ રહેતો નથી. ( ૧૮૩–૧૮૪ ).

શંકાઃ—યાજ્ઞવલ્કયાદિની આચાર્યત્વ દશામાં વિદ્યમાન જ્ઞાનને ભલે વિદ્યા કહો, પરંતુ તે અપરોક્ષ વિદ્યા કહેવાય નહિ; કારણ કે તે વખતે દ્વૈતની પ્રતીતિ થાય છે–એટલે કે દ્વૈત પ્રતીત હોવાથી અદ્વૈત પ્રત્યક્ષ કહેવાય નહિ. પરંતુ નિર્વિકલ્પ સમાધિ વખતે દ્વૈત

દેખાતું નહિ હોવાથી ( દ્વૈતાદર્શનથી ) તેને એટલે નિર્વિકલ્પ સમાધિને અપરોક્ષ વિદ્યા કહેવી જોઇએ.

ઉત્તર—જો દ્વૈતાદર્શનના કારણથી નિર્વિકલ્પ સમાધિને અપરોક્ષ વિદ્યા કહેશો, તો સુષુપ્તિ દશામાં પણ દ્વૈત દેખાતું નથી. માટે સુષુપ્તિને પણ અપરોક્ષ વિદ્યા કહેવી પડશે. અને જો તમે એમ કહો કે સુષુપ્તિ દશામાં માણસને આત્મજ્ઞાન હોતું નથી, તેથી સુષુપ્તિ વિદ્યા કહેવાય નહિ, તો અમે ( સિદ્ધાન્તી ) ઉત્તર આપીશું કે વિદ્યા એટલે દ્વૈતદર્શનનો અભાવ નહિ, પરંતુ આત્મજ્ઞાન જ વિદ્યા.

જો તમે એવી શંકા કરશો કે આત્મજ્ઞાન અને દ્વૈતવિસ્મૃતિ એ બંને મળીને વિદ્યા કહેવી જોઇએ, તો ઘટાદિ અર્ધ વિદ્યાના ભાગીદાર છે એમ કહેવું પડશે, કારણ કે ઘટાદિને કોઇ પણ જાતના દ્વૈતની સ્મૃતિ નથી. ( सकलद्वैतविस्मृतेः ). એટલું જ નહિ પણ સિદ્ધાંતી મશ્કરીમાં કહે છે કે ઘટાદિને તો અર્ધ વિદ્યા પણ થશે. પરંતુ તારા જેવા સમાધિવાળા પુરૂષોને તો અર્ધ વિદ્યા હોવાપણું પણ થશે નહિ; કારણ કે સમાધિવાળાને દ્વૈતવિસ્મૃતિ હોવાનો પણ સંભવ નથી; કેમકે તે વખતે મચ્છરના ધ્વનિ વગેરે વિક્ષેપ આવી પડે છે. માટે આત્મજ્ઞાનને જ વિદ્યા કહેવી જોઇએ, દ્વૈતવિસ્મૃતિને નહિ. પરંતુ દુષ્ટ ચિત્તવાળાને વિદ્યા સંભવતી નથી. તેથી ચિત્તદોષનો પરિહાર કરવાને માટે ચિત્તવૃત્તિનો નિરોધ ( સમાધિયોગ ) કરવો જોઇએ. (૧૮૫–૮૯).

જ્ઞાનીનો દૃઢ રાગાભાવઃ—ચિત્તના દોષનો પરિહાર કરવાની જરૂર એટલા માટે છે કે અદ્વિતીય આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરવાને માટે પ્રથમ જગતનું માયામયત્વ જાણવું જોઇએ. અને તે માયામયત્વ ચિત્તના દોષ દૂર થયા વિના સારી રીતે જોવામાં આવતું નથી. માટે ચિત્તવૃત્તિનો નિરોધ કરવો જોઇએ. તેથી ઉપરની શ્રુતિમાં " किमिच्छन् " એ કહેવાનો એવો અભિપ્રાય છે કે ઇચ્છા કરતા છતાં પણ જ્ઞાની અજ્ઞાનીની પેઠે મમત્વ પૂર્વક ઇચ્છા કરતા નથી. किमिच्छन् પદનો આવો જ અર્થ ઘટે છે; કારણ કે " रागो लिंगमबोधस्य सन्तु रागादयो बुधे " એ શ્રુતિમાં જે " અબોધ( અજ્ઞાની )નું લક્ષણ રાગ–દૃઢ પ્રીતિ–છે, અને

જ્ઞાનીમાં રાગાદિ ભલે હો ", આવું કહ્યું છે તેનો અર્થ એ જ છે કે અજ્ઞાનીને જેવો દૃઢ રાગ છે તેવો દૃઢ રાગ જ્ઞાનીને વિષયોમાં થતો નથી. પરંતુ જ્ઞાનીમાં **રાગાભાસનો** અસંભવ કહેલો નથી, તે તો હોઇ શકે છે. માટે શ્રુતિનો કોઇ વિરોધ નથી. ( ૧૯૦-૧ ).

" **किमिच्छन्** " નું **તાત્પર્યઃ**—આ પ્રમાણે શ્લોક ૧૩૬ થી ૧૯૧ સુધીમાં " **किमिच्छन्** " એ પદનો અભિપ્રાય બતાવ્યો; તે એ જ કે જ્ઞાનીને મિથ્યા ભોગ્ય પદાર્થની કોઇ પણ ઇચ્છા નથી. છતાં પ્રારબ્ધ વશાત્ તેનામાં **રાગાભાસ** અને તેથી ઉત્પન્ન થતી ઇચ્છા જોવામાં આવે, તો તે **રાગાભાસ** અને ઇચ્છા અજ્ઞાનની પેઠે મમત્વ અથવા **પ્રીતિ પૂર્વક** નથી. પરંતુ તે ભોગ મિથ્યા જાણ્યા છતાં પ્રારબ્ધ વશાત્ પ્રાપ્ત થએલાં છે, માટે તે ભોગવ્યે છૂટકો છે, એમ સમજી **વિરક્તતા પૂર્વક** તે ભોગવી લે છે.

## ૭. " कस्य कामाय "નો અર્થ. ૧૯૨-૨૨૨.

આ પ્રમાણે " **किमिच्छन्** " કહેવાનું તાત્પર્ય સમજાવી હવે " **कस्य कामाय** " એ પદનો અર્થ શ્લોક ૧૯૨ થી ૨૨૨ માં બતાવે છે.

" **कस्य कामाय** "નું **તાત્પર્યઃ**—આ પદનું તાત્પર્ય એ છે કે જેવી રીતે **જગન્મિથ્યાત્વના જ્ઞાન** વડે **વાસ્તવ કામ્યાભાવ** કહેવાની ઇચ્છાથી " **किमिच्छन्** " એ પદ કહ્યું; તેવી રીતે **આત્મા અસંગ** છે એવા જ્ઞાન વડે **વાસ્તવ ભોક્તૃત્વાભાવ** કહેવાની ઇચ્છાથી " **कस्य कामाय** " એ પદ શ્રુતિએ કહ્યું છે. આ પદનું સંક્ષિપ્ત તાત્પર્ય નીચેના શ્લોકમાં આપ્યું છે:—

**जगन्मिथ्यात्ववत्स्वात्मासङ्गत्वस्य समीक्षणात् ।**
**कस्य कामायेति वचो भोक्त्रभावविवक्षया ॥ १९२ ॥**

કહેવાનું તાત્પર્ય એ છે કે જેવી રીતે જગત્ મિથ્યા હોવાથી વાસ્તવિક કોઇ ભોગ્ય પદાર્થ નથી, તેવી રીતે **આત્મા અસંગ હોવાથી વાસ્તવિક કોઈ ભોક્તા નથી.** ( ૧૯૨ ).

**શંકાઃ**—તમે આત્માના ભોક્તાપણાનો જે પ્રતિષેધ કહો છો

તે તેના ભોક્તાપણાનો પ્રસંગ હોય તો કહી શકાય. પરંતુ આત્મા અસંગ હોવાથી તેને ભોક્તાપણું હોવાનો પ્રસંગ જ નથી, તો પ્રતિષેધ કેવી રીતે થાય ?

ઉત્તરઃ—તે પ્રસંગ તો સર્વને અનુભવસિદ્ધ છે; કેમકે " **न वा अरे पत्युः कामाय पतिः प्रियो भवति** " એ વાક્યથી આરંભી " **आत्मनस्तु कामाय सर्वं प्रियं भवति** " એ અંતવાક્ય સુધીમાં શ્રુતિએ પતિજાયાદિના આત્માનું ભોગસાધનત્વ કહી બતાવ્યું છે. તેથી આત્માને ભોક્તાપણાનો પ્રસંગ દેખીતો છે. (૧૯૩).

શંકાઃ—આ જે ભોક્તા કહો છો તે (૧) **કૂટસ્થ** છે, અથવા (૨) **ચિદાભાસ** છે, કે (૩) **સાધિષ્ઠાન ચિદાભાસ** છે ?

ઉત્તરઃ—(૧) **કૂટસ્થ** ભોક્તા થઇ શકે નહિ, કારણ કે તે તો અસંગ છે. વળી અસંગ છતાં તેને ભોક્તા કહીએ તો બીજો દોષ આવે છે, તે એ કે સુખદુઃખના અભિમાન રૂપી વિકારને **ભોગ** કહેવાય છે. છતાં અસંગ કૂટસ્થ(નિર્વિકારી)ને વિકાર વાળો કહેવો તે વિરોધ આવે. માટે કૂટસ્થ ભોક્તા નથી.

(૨) વિકારી **ચિદાભાસ**ને પણ ભોક્તા કહી શકાય નહિ, કારણ કે જો કે ચિદાભાસ વિકારી બુદ્ધિને અધીન હોવાથી તેમાં વિકાર સંભવે છે ખરો. પરંતુ તેના અધિષ્ઠાન કૂટસ્થને છોડીને એકલા ચિદાભાસ રૂપી ભ્રાન્તિની સ્થિતિ જ સંભવતી નથી. તેથી તે એકલો પણ ભોક્તા નથી.

(૩) માટે હવે ત્રીજો પક્ષ જ બાકી રહે છે. અને જ્યારે એકલાનું ભોક્તૃત્વ સંભવતું નથી, માટે **ઉભયાત્મક સાધિષ્ઠાન ચિદાભાસ** જ વ્યવહાર દશામાં ભોક્તા કહેવાય છે. આ ભોક્તા ફક્ત વ્યવહાર દશામાં જ છે. પારમાર્થિક રીતે તો ઉભયાત્મકપણું પણ ઘટતું નથી. જો કે શ્રુતિમાં આવા ઉભયાત્મક ભોક્તાનું વર્ણન કર્યું છે ખરૂં, પરંતુ તેમાં પણ બુદ્ધિની ઉપાધિ વાળા ભોક્તાના વર્ણનની શરૂઆત કરીને અંતમાં બુદ્ધિ વગેરેની કલ્પનાના અધિષ્ઠાન રૂપ અને બુદ્ધિ વગેરેથી રહિત ચિદાત્માને જ શેષ રાખ્યો છે. બુદ્ધિ વગેરે અનાત્મ વસ્તુનો નિષેધ કરીને ફક્ત આત્મા જ શેષ રહે છે એમ બતાવી આપ્યું છે. આ વાતનાં પ્રમાણ પણ શ્રુતિમાં આપેલાં છે. જેમકેઃ—જ્યારે જનક રાજાએ યાજ્ઞવલ્કયને પૂછ્યું કે "આત્મા

કહ્યું છે ?", ત્યારે વિજ્ઞાનમયથી આરંભીને અંતમાં અસંગ આત્માને જ શેષ કરી બતાવ્યો છે. એ વગેરે શ્રુતિનો વિચાર કરતાં **ઉભયાત્મક ભોક્તાનું મિથ્યાપણું**, અને વાસ્તવિક જે અસંગ કૂટસ્થ છે તેનું **અભોક્તૃત્વ** સિદ્ધ થાય છે. (૧૯૪–૧૯૯).

શંકા:—ભોક્તા મિથ્યા હોવા છતાં પ્રાણીઓને તેને વિષે સત્યત્વબુદ્ધિ શા માટે ઉત્પન્ન થાય છે? અને શ્રુતિએ મિથ્યા રૂપ ભોક્તાનું પ્રતિપાદન શા માટે કર્યું છે!

ઉત્તરઃ—લોકપ્રસિદ્ધ ભોક્તા અવિવેકને લીધે પોતાને કૂટસ્થથી જૂદો કરી જાણતો નહિ હોવાથી કૂટસ્થમાં રહેલું સત્યત્વ પોતાને વિષે આરોપી તે દ્વારા પોતાનું ભોકતૃત્વ સત્ય છે એમ માની લઇ ભોગને છોડવાની ઇચ્છા કરતો નથી. છતાં "**आत्मनस्तु कामाय सर्वं प्रियं भवति**" એ શ્રુતિવાકયમાં જે આત્માના ભોગનું સાધન (શેષ) કહ્યું છે, તે તો લોકપ્રસિદ્ધ ઉભયાત્મક ભોક્તાના ભોગસાધન વિષે કહ્યું છે. તેમાં પારમાર્થિક ભોક્તા સિદ્ધ કર્યો નથી. છતાં શ્રુતિમાં આ લોકપ્રસિદ્ધ ભોક્તાનું કથન કરવાનો મતલબ એટલી જ છે કે ભોગ્ય પદાર્થો ભોક્તાના ભોગનાં સાધન હોવાથી તેમને વિષે અનુરાગ નહિ રાખતાં પ્રધાનભૂત ભોક્તાને વિષે પ્રેમ કરવો. એમ કહેવાને માટે જ ઉભયાત્મક ભોકતાનું કથન કર્યું છે, તેની સત્યતા સિદ્ધ કરવાને માટે નહિ. કહેવાની મતલબ એ છે કે પતિજાયાદિ સર્વે ભોગ્ય પદાર્થોમાંથી બુદ્ધિને વિરકત કરી તે તે પદાર્થો ઉપરની પ્રીતિને પાછી ખેંચી લઇ તેને ભોકતા ઉપર લગાડીને આત્માને જાણવાની ઇચ્છા કરવી. (૨૦૦–૨૦૪).

આ પ્રમાણે આત્માને વિષે જ પ્રેમનો ઉપસંહાર કરવાનું ફળ એ થાય કે જેવી રીતે પામર જીવ સ્રક્, ચંદન, વધુ, વસ્ત્ર, સુવર્ણ, વગેરે પદાર્થોને વિષે સાવધાન રહે છે, તેવી જ રીતે મુમુક્ષુ પુરૂષ પણ પ્રમાદ નહિ કરતાં હંમેશાં તેનું (આત્માનુ) ચિંતન કરતો રહે. (૨૦૫).

આ સાવધાનતા કેવા પ્રકારની રાખવી તેનાં દૃષ્ટાંતો નીચે પ્રમાણે:—

(૧) સામા વાદીને જીતવાની ઇચ્છાવાળો પુરૂષ જેમ નિરંતર

કાવ્યાદિનો અભ્યાસ કરે છે, તેવી રીતે મુમુક્ષુએ પણ આત્માનો વિચાર કરવો. ( ૨૦૬ ).

(૨) સ્વર્ગમાં જવાની ઇચ્છા વાળો પુરૂષ જેમ જપ, યાગ, વગેરે શ્રદ્ધાપૂર્વક કરે છે, તે જ પ્રમાણે મુમુક્ષુએ પણ મોક્ષની ઇચ્છાથી શ્રુતિમાં કહેલા આત્મા વિષે વિચાર કરવો. ( ૨૦૭ ).

(૩) જેમ યોગી અણિમાદિ સિદ્ધિઓ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી મહા પ્રયત્ને ચિત્તની એકાગ્રતા સંપાદન કરે છે, તે જ પ્રમાણે મુમુક્ષુ પુરૂષે પોતાના આત્માને દેહાદિથી જુદો કરીને જાણવો.(૨૦૮).

આવા નિરંતર અભ્યાસનું ફળ એ છે કે જેમ કાવ્યાદિ અભ્યાસ કરનારાઓની તે તે વિષયમાં કુશળતા વધે છે, તેવી રીતે મુમુક્ષુ પુરૂષના **અભ્યાસથી પણ દેહાદિથી પોતાનો આત્મા જુદો છે એવું વિવેકજ્ઞાન સ્પષ્ટ થાય છે.** વિવેકની આ સ્પષ્ટતાનું ફળ એ થાય છે કે ભોક્તાનું પારમાર્થિક સ્વરૂપ શું છે તેનો વિવેક કરવાથી પોતાનું આત્મ સ્વરૂપ જડ ભોગ્ય પદાર્થોથી જૂદું છે એમ જાણીને જાગ્રત્, સ્વપ્ન, અને સુષુપ્તિ અવસ્થાઓમાં સાક્ષી **કૂટસ્થની અસંગતા** છે એમ અન્વયવ્યતિરેક વડે નિશ્ચય કરે છે. ( ૨૦૯-૨૧૦ )

**આત્માની અસંગતાનો નિશ્ચય કરાવનાર અન્વય વ્યતિરેકઃ—**હવે જાગ્રત્, સ્વપ્ન, અને સુષુપ્તિ દશાઓનો સાક્ષી એક અસંગ આત્મા છે તે અન્વય વ્યતિરેક વડે સિદ્ધ કરે છે. ( ૨૧૧-૨૧૫ ).

જાગ્રત્, સ્વપ્ન, અને સુષુપ્તિ દશામાં જે જે સ્થૂલ, સૂક્ષ્મ કે આનંદ રૂપ ત્રણ પ્રકારનું ભોગ્ય દ્રષ્ટા ( સાક્ષી ) અનુભવે છે તે તે દૃશ્ય પદાર્થ તે તે અવસ્થામાં જ રહે છે, બીજી અવસ્થામાં તે પદાર્થ જોવામાં આવતો નથી. પરંતુ દ્રષ્ટા તો ત્રણે અવસ્થામાં હોય છે. એ અનુભવ સર્વ સંમત છે. અહીંઆં આત્મા દરેક અવસ્થામાં છે એ અન્વય થયો, અને એક અવસ્થાનો પદાર્થ બીજી અવસ્થામાં નથી એ વ્યતિરેક થયો. ( ૨૧૧ ).

કેવળ અનુભવ છે એટલું જ નહિ પણ શ્રુતિઓનાં પણ પ્રમાણ છે, તે નીચે પ્રમાણેઃ—(૧) એક શ્રુતિ કહે છે કે આત્મા તે તે અવસ્થામાં જે કંઇ ભોગ્યને જુએ છે તે તે ભોગ્યને જોઇને ત્યાં જ રહેવા દઇ તેને સાથે લીધા વિના બીજી દશામાં પાછો આવે

છે. મતલબ કે તે તે ભોગ્ય વિના અવસ્થાંતરને પ્રાપ્ત થાય છે. (૨૧૨).

(૨) બીજી શ્રુતિ કહે છે કે જે સચ્ચિદાનંદ સ્વરૂપ બ્રહ્મ સાક્ષી રૂપે જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ, મૂર્ચ્છા, સમાધિ, વગેરે દશાને પ્રકાશિત કરે છે તે જ બ્રહ્મ હું છું; બુદ્ધિ, ચિદાભાસ, વગેરે રૂપ હું નથી; એ નિશ્ચય કરવાથી પ્રમાતૃત્વ, કર્તૃત્વ, વગેરે રૂપી બંધનોથી મુક્ત થવાય છે. (૨૧૩).

(૩) ત્રીજી શ્રુતિ કહે છે કે જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે દશામાં એક જ આત્મા છે એમ જાણવું. (૨૧૪).

આવી રીતે વિવેકજ્ઞાન વડે ત્રણે અવસ્થામાંથી વિવિક્ત કરેલા (ભિન્ન કરીને જાણેલા) આત્માનો પૂનર્જન્મ થતો નથી—આ શરીર પડયા પછી બીજું શરીર પ્રાપ્ત થતું નથી. (૨૧૪).

(૪) ચોથી શ્રુતિ કહે છે કે ત્રણ અવસ્થાઓમાં જે જે જુદા જુદા ત્રણ **ભોક્તા** (વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞ રૂપ), **ભોગ્ય** (સ્થૂલ, સૂક્ષ્મ અને આનંદ રૂપ), અને તેમનો **ભોગ** છે, તે બધાથી જુદો અને બધાના **સાક્ષી-દ્રષ્ટા**-તરીકે જે એક **ચિન્માત્ર સદાશિવ** છે તે હું છું. આ શ્રુતિ નીચે પ્રમાણે છેઃ—

**त्रिषु धामसु यद्भोग्यं भोक्ता भोगश्च यद्भवेत् ।**
**तेभ्यो विलक्षणः साक्षी चिन्मात्रोऽहं सदाशिवः ॥२१५॥**

આ પ્રમાણે વિવેક વડે આત્મા અસંગ છે એવો નિશ્ચય થતાં જાગ્રત્ અને સ્વપ્નાવસ્થાનો અભિમાની જે **વિજ્ઞાનમય** નામનો **ચિદાભાસ** છે, તે વિકારી હોવાથી તેનું ભોક્તાપણું શેષ રહે છે.(૨૧૬).

**ચિદાભાસનું મિથ્યાત્વઃ**—હવે આ ભોક્તા રૂપ વિજ્ઞાનમય ચિદાભાસ મિથ્યા છે એમ કહે છે. (૨૧૭–૨૨૧).

આ **ચિદાભાસ** "जीवेशावाभासेन करोति" એ શ્રુતિ પ્રમાણથી તેમજ અનુભવ પ્રમાણથી **માયિક** છે. જગત્ ઇંદ્રજાલના જેવું મિથ્યા છે, અને ચિદાભાસનો સમાવેશ જગત્‌ની અંદર થાય છે, તેથી ચિદાભાસ પણ મિથ્યા છે. અને એ મિથ્યાત્વને જ્ઞાનીઓ અનુભવે છે. જેમ જગત્‌નો નાશ થાય છે તેમ આ ચિદાભાસનો પણ નાશ અનુભવવામાં આવે છે. તેથી પણ તે મિથ્યા છે. વળી અંતઃકરણમાંના **ચિદાભાસનો લય** સુષુપ્તિ, મૂર્ચ્છા, વગેરે

અવસ્થામાં દરેક માણસને સાક્ષી અનુભવે છે. અને જયારે કૂટસ્થથી જૂદો કરેલો ચિદાભાસ માયિક સમજવામાં આવે છે, ત્યારે પોતાના એવા મિથ્યા તત્ત્વને વારંવાર કૂટસ્થથી જૂદું કરી જાણે છે. ( ૨૧૭-૮ ).

એ પ્રમાણે પોતાના નાશનો નિશ્ચય કરીને જીવ ફરીથી ભોગની ઇચ્છા કરતો નથી, જેમકે ભોંય નાખેલો મરવાની ઇચ્છાવાળો પુરૂષ વિવાહની ઇચ્છા કરતો નથી. એટલું જ નહિ પણ પહેલો " હું ભોક્તા છું " એવું જે કહેતો હતો તે ફરીથી કહેતાં લજવાય છે. એ પ્રમાણે નાક કપાયલા માણસની પેઠે લજ્જીત થઇને કલેશ પામતો પ્રારબ્ધકર્મનું ફળ ભોગવે છે. આવી રીતે જયારે ચિદાભાસ પોતાનું ભોકતૃત્વ કહેવાને લજવાય છે, તો પછી આ ભોકતૃત્વનું આરોપણ સાક્ષી વિશે કરે તે વૃથા છે. ( ૨૧૯-૨૨૨ ).

આ ઉપર કહેલા ભોક્તા-ચિદાભાસ-ના મિથ્યાપણાને શ્રુતિના " कस्य कामाय " શબ્દોથી નીચે પ્રમાણે કહે છે:—

इत्यभिप्रेत्य भो[illegible]रमाक्षिपत्यविशङ्कया ।
कस्य कामायेति ततः शरीरानुज्वरो न हि ॥ २२२ ॥

આ પ્રમાણે કૂટસ્થ કે ચિદાભાસ કોઇ પારમાર્થિક ભોક્તા નથી એવું " कस्य कामाय " એ શ્રુતિના વિચાર વડે નિશ્ચય કરી શંકા વિના ભોક્તાનો તિરસ્કાર કરે છે. અને ભોક્તાનો આક્ષેપ કર્યા પછી શરીરના જ્વર ( સંતાપ ) રહેતા નથી. (૨૨૨)

### ૮. જ્ઞાનીના જ્વરાભાવનું વર્ણન. ૨૨૩-૨૫૦.

અહીં સુધી " कस्य कामाय " એ પદનો અર્થ બતાવી શ્રુતિના ઉત્તરાર્ધના છેલ્લા " शरीरमनुसंज्वरेत् " એ પદમાં કહેલા શરીરના જ્વરાભાવનું વર્ણન કરે છે. ( ૨૨૩-૨૫૦ ).

તત્ત્વવેત્તા( જીવન્મુક્ત )ને શરીરના જ્વરોનો અભાવ હોય છે એમ બતાવવા પ્રથમ શરીરભેદ તથા તે તે શરીરમાં જ્વરનો સદ્ભાવ તથા ભેદ બતાવે છે.

(૧) સ્થૂલ શરીરમાં વાત, પિત્ત, અને શ્લેષ્મથી ઉત્પન્ન થતા કરોડો વ્યાધિઓ, તેમજ દુર્ગંધિત્વ, કુરૂપત્વ, દાહ, ભંગ ( અંગનું ભાગવું ), વગેરે જ્વરો હોય છે.

(૨) લિંગ (સૂક્ષ્મ) શરીરમાં કામ, ક્રોધ, વગેરે શાન્તિ (શ મ) દાન્તિ ( ઈંદ્રિઓનું દમન ), વગેરે જ્વરો રહેલા છે, જેમાંના કામ ક્રોધાદિ પ્રાપ્તિથી ( પ્રાપ્ત થવાથી ) દુઃખ દે છે, અને શાન્તિ, દાન્તિ, વગેરે અપ્રાપ્તિથી ( પ્રાપ્ત ન થવાથી ) દુઃખ દે છે.

(૩) કારણ દેહમાં ( સુષુપ્તિ અવસ્થામાં ) આત્મા જાણે મર્ણ પામેલો હોય તેમ પોતાને કે બીજાને જાણી શકતો નથી, એવો **અજ્ઞાન** રૂપી જ્વર રહેલો છે, જે અજ્ઞાન ભવિષ્યના (આવતી કાલના) દુઃખનું બીજ છે, એમ " ઇંદ્ર " નામના શિષ્યે પોતાના **પ્રજાપતિ** નામના ગુરૂ આગળ નિવેદિત કર્યું હતું. ( ૨૨૪–૬ ).

આ પ્રમાણે દેહોના જ્વરો કહીને તેઓનું અપરિહાર્યત્વ કહે છે. ( ૨૨૭–૮ ).

આ ત્રણે શરીરોમાં દેખાતા જે જ્વરો છે તે શરીરોની સાથે ઉત્પન્ન થએલા હોવાથી સ્વાભાવિક કહેવાય છે, કારણ કે જ્વરોને શરીરોની સાથે વિયોગ થતાં શરીરો પણ રહી શકતાં નથી, એટલે કે જ્યાં જ્વર નહિ ત્યાં શરીર પણ નહિ, એ વ્યતિરેક કહેવાય. ( જ્યાં શરીર ત્યાં જ્વર, એ અન્વય કહેવાય ). ( ૨૨૭ ).

જો તંતુને પટથી છૂટા કરી શકાય, જો વાળને કંબલ ( કામળા )થી છૂટા કરી શકાય, જો માટીને ઘટમાંથી જુદી કરી શકાય, તો દેહને જ્વરોથી પણ જુદો કરી શકાય–મતલબ કે જુદા કરી શકાય જ નહિ; કારણ કે જુદા કરતાં પટ, કંબલ, ઘટ કે દેહ રહે જ નહિ. આ ઉપરથી માલુમ પડશે કે જે જ્વરો છે તે શરીરોમાં રહેલા છે, ચિદાભાસમાં નહિ. ચિદાભાસમાં તો સ્વતઃ કોઇ પણ જ્વર નથી, કારણ કે જ્ઞાનીઓનો એવો અનુભવ છે કે ચિત્ ( કૂટસ્થ )નો જે પ્રકાશ રૂપી સ્વભાવ છે તે જ **પ્રકાશ રૂપી સ્વભાવ ચિત્ના પ્રતિબિંબ રૂપ ચિદાભાસનો પણ સ્વભાવ છે. તેથી તેમાં જ્વર હોઇ શકે નહિ.** જ્યારે ચિદાભાસમાં જ્વરોનો અસંભવ છે, તો પછી સાક્ષી કૂટસ્થમાં છે એમ કહેવાય જ ક્યાથી ?(૨૨૯–૨૩૦).

શંકાઃ—ચિદાભાસમાં જ્વર નથી, તો " હું જ્વરાયમાન થાઉં છું " એવું જીવ કહે છે તેની શી ગતિ ?

ઉત્તરઃ—ખરી રીતે ચિદાભાસમાં કોઈ પણ જ્વર નથી, છતાં

**અવિદ્યાને લીધે ચિદાભાસ શરીરોની સાથે એકતા માની શરીરોના જ્વરનું પોતાનામાં આરોપણ કરે છે.एवमप्येकतां मेने चिदाभासो ह्यविद्यया.** જેમ મલિન પાણીમાં પડેલું સૂર્યનું પ્રતિબિંબ પાણીની મલિનતાને લીધે મલિન દેખાય છે; પરંતુ તે મલિનતા પાણીની છે, પ્રતિબિંબની નથી. છતાં અજ્ઞાનથી પ્રતિબિંબની માની લેવામાં આવે છે. તેવી રીતે **ચિદાભાસ** શરીરો અને તેના જ્વરોની સાથે અવિદ્યાથી એકતા માની " ज्वरामि " એમ કહે છે. **ચિદાભાસનું સ્વરૂપ કૂટસ્થથી જુદું કાંઇ પણ છે નહિ** ( જેમ સૂર્યનું પ્રતિબિંબ સૂર્યથી જૂદું નથી—સૂર્ય વિના પ્રતિબિંબ છે જ નહિ); છતાં કૂટસ્થને બાજૂ પર મૂકી કૂટસ્થની સત્યતા ચિદાભાસ યુક્ત ત્રણ શરીરોમાં આરોપી તે શરીરો તથા જ્વરો એ સર્વ પોતાનું વાસ્તવ સ્વરૂપ છે એમ ચિદાભાસ માને છે. અને આવી ભ્રાન્તિ વખતે શરીરોના જ્વરોને પોતાનામાં આરોપે છે. ( ૨૩૧ ).

આ પ્રમાણે ભ્રાન્તિ સમયે કુટુંબીની પેઠે શરીરો જ્વરાયમાન થતાં પોતે જ્વરાયમાન થાય છે એમ નાને છે. પરંતુ સ્ત્રી પુત્રાદિક તપાયમાન થતાં પોતે તપાયમાન થએલો માને છે એમ માનવું જેમ વૃથા છે, તેવી જ રીતે શરીરોના જ્વરને લીધે પોતે જ્વરાયમાન થાય છે એવું ચિદાભાસ જે માને છે તે પણ મિથ્યા છે. ( ૨૩૧–૩૩).

**વિવેક દશામાં જ્વરનો અભાવ:**—આ પ્રમાણે અવિવેક દશામાં ચિદાભાસને ભ્રાન્તિથી જ્વર થાય છે એમ બતાવી વિવેક દશામાં જ્વરનો અભાવ બતાવે છે. ( ૨૬૪-૨૩૬ ).

ચિદાભાસ પોતાના કૂટસ્થ સ્વરૂપને તથા શરીરોને જુદાં કરીને જાણીને શ્લોક ૨૩૧ માં કહેલી શરીરો અને જ્વરો સાથેની પોતાની એકતારૂપી ભ્રાન્તિ તજી દે છે. અને પોતાનો પણ અભાવ છે એમ જાણીને પોતાનો પણ અનાદર કરતો પોતાનું જે ખરૂં જ્વરાદિ રહિત **સાક્ષી સ્વરૂપ** છે તેનું સદા ચિંતન કરે છે, અને તેવી રીતે ચિંતન કરતો શરીરોની પાછળ પોતાને શામાટે તપાયમાન કરે ? મતલબ કે ન કરે. જેમ રજ્જુમાં કલ્પેલા સર્પનું જ્ઞાન તેમજ સ્થાણું ( થાંભલો )માં કલ્પેલા ચોરનું જ્ઞાન પલાયન કરાવવામાં કારણ રૂપ છે. પરંતુ રજ્જુ અને થાંભલાનું જ્ઞાન થતાં જેમ સર્પ અને ચોરની ભ્રાન્તિ નિવૃત્ત થવાથી કરેલા પલાયનનો શોક કરે છે—મેં પલાયન વૃથા કર્યું એમ કહે છે; તેવી જ રીતે ચિદા-

ભાસ પણ પોતાનું શુદ્ધ કૂટસ્થ સ્વરૂપ જાણતાં ભ્રાન્તિને તજીને પોતાનો પણ અનાદર કરતો અને સદા સાક્ષીનું ચિંતન કરતો જે પોતે શરીરોની સાથે જ્વરાયમાન થતો હતો તેનો શોક કરે છે. ( ૨૩૪–૩૫ ).

હવે શ્લોક ૨૩૪ માં જે કહ્યું કે ચિદાભાસ કૂટસ્થનું હંમેશાં ચિંતન કરે છે તેનો અર્થ દૃષ્ટાંતો વડે સ્પષ્ટ કરે છે. ( ૨૩૬–૨૪૦ ).

(૧) જેવી રીતે લોકમાં મિથ્યા ( મ્લેચ્છ સાથેનો ) સંબંધ કરનાર પુરૂષ તે સંબંધના દોષનું પ્રાયશ્ચિત કરવાને માટે તે મિથ્યા સંબંધને વારંવાર ક્ષમા કરાવે છે, તેવી રીતે ચિદાભાસ પણ અસંગ આત્મામાં ભોક્તાપણાના આરોપ રૂપી મિથ્યા સંબંધના દોષનું પ્રાયશ્ચિત્ત કરવાને માટે સાક્ષી આત્માની પાસે ક્ષમા કરાવતો હોય તેમ તેને શરણે જાય છે. ( ૨૩૬ ).

(૨). જેમ પાપ કરનાર પુરૂષ પ્રાપ્ત થયેલા પાપનો નાશ કરવાને માટે શાસ્ત્રે કહેલું સ્નાનાદિ પ્રાયશ્ચિત્ત કરે છે, તેવી જ રીતે ચિદાભાસ પણ સાક્ષી કૂટસ્થમાં કરેલા સંસારિત્વાદિ આરોપણનો દોષ દૂર કરવાને માટે ધ્યાન કરતો હોય તેમ સદા સાક્ષી પરાયણ થાય છે. ( ૨૩૭ ).

(૩). જેમ ઉપસ્થમાં કુષ્ઠ રોગ વાળી વેશ્યા તે રોગને જાણનારની આગળ વિલાસ કરવામાં લજ્જા પામે છે,તેમ પોતાના દોષને જાણતો હોય તેની આગળ ( जानतोऽग्रे ) એટલે કૂટસ્થની આગળ ચિદાભાસ પોતાના ગુણની ખ્યાતિ કરતાં લજવાય છે. [ ૨૩૮ ].

હવે ત્રણે શરીરથી જુદો કરી જાણેલા ચિદાભાસને ફરીથી તે શરીરો સાથે તાદાત્મ્ય ભ્રમ થતો નથી તે દૃષ્ટાંત સાથે સમજાવે છે:—

(૧). જેમ મ્લેચ્છોએ પકડેલો બ્રાહ્મણ પ્રાયશ્ચિત્ત કરીને ફરીથી તેમની સાથે સંબંધ કરતો નથી, તેવીજ રીતે ચિદાભાસ ફરીથી શરીરના દોષો સાથે તદાત્મ્ય કરતો નથી-ज्वरामि-એવું કહેતો નથી. ( ૨૩૯ ).

આ પ્રમાણે પોતાના કર્તા ભોક્તા રૂપી દોષની એકલી નિવૃત્તિને અર્થે જ ચિદાભાસ સાક્ષીને અનુસરે છે એમ નથી, પરંતુ સાક્ષીના સ્વરૂપની સાથે અભેદ પ્રાપ્ત કરવાના મહત્ પ્રયોજનની સિદ્ધિને માટે

પણ તે સાક્ષીને અનુસરે છે, તે વાત સિંહાવલોકન ન્યાય ( કહેલી વાતને દૃઢ કરવા ફરીથી કહેવી તે ) વડે સદૃષ્ટાંત કહે છેઃ—

(૨). જેમ સામ્રાજ્ય મેળવવાની ઇચ્છાથી યૌવરાજ્યના પદ ઉપર સ્થાપિત કરેલો રાજપુત્ર રાજાનું અનુસરણ કરે છે–રાજાની પેઠે પ્રજારંજન વગેરે ગુણવાળો થાય છે, તેવી રીતે ચિદાભાસ પણ સાક્ષી સ્વરૂપ થવાને માટે–સાક્ષીનું પદ મેળવવાને માટે જ–સાક્ષીનું અનુસરણ કરે છે. ( ૨૪૦ ).

જેમ રાજાનું અનુકરણ કરવાથી યુવરાજને સામ્રાજ્ય રૂપી ફળ મળે છે; તેમ સાક્ષીનું અનુસરણ કરવાથી ચિદાભાસને સાક્ષી (બ્રહ્મ) રૂપ થવા વગેરે ફળ પ્રાપ્ત થાય છે. માટે શ્રુતિમાં કહ્યું છે કે "यो ब्रह्म वेद ब्रह्मैव भवत्येव" –જે બ્રહ્મને જાણે છે તે બ્રહ્મ-રૂપ થાય છે જ. માટે આ શ્રુતિ સાંભળીને ચિદાભાસ બ્રહ્મમાં એકચિત્ત થઇ તે બ્રહ્મને જ જાણે છે, બીજા કોઇને નહિ. સાક્ષીના અનુસરણનું ફળ આ છે. [ ૨૪૧ ].

આ ઉપરથી જણાય છે કે તત્ત્વવેત્તાઓ[ જીવન્મુક્ત ]ને જીવરાભાવ સિદ્ધ થતા પહેલાં પોતાનું ચિદાભાસત્વ ( જીવપણું ) નષ્ટ થવું જોઇએ. માટે તે વાત સદૃષ્ટાંત નીચે પ્રમાણે કહે છેઃ—

(૧). બ્રહ્મજ્ઞાનથી બ્રહ્મભાવ પ્રાપ્ત થતાં ચિદાભાસત્વ નષ્ટ થાય છે. જેમ દેવત્વ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા મનુષ્યો પોતાનો નાશ કરવા સારૂ ભૃગુ નામના અગ્નિમાં અથવા ગંગામાં પ્રવેશ વગેરે કરતાં ડરતા નથી, તેમ સાક્ષી રૂપ થવા રૂપી અધિક ફળની પ્રાપ્તિને અર્થે ચિદાભાસ પણ પોતાના ચિદાભાસત્વનો નાશ ઇચ્છી તેના હેતુ રૂપ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાને માટે પ્રવૃત્તિ કરે છે. (૨૪૨).

શંકાઃ—તત્ત્વજ્ઞાન વડે ચિદાભાસત્વનો નાશ થતો હોય તો પછી તત્ત્વવેત્તાનો જીવત્વ ( માણસ તરીકે ) વ્યવહાર કેવી રીતે સંભવે ?

ઉત્તરઃ—જેમ અગ્નિ વગેરેમાં પડેલા માણસનું મરણ થાય નહિ ત્યાં સુધી–જ્યાં સુધી તેનો દેહ બળીને ભસ્મ થાય નહિ ત્યાં સુધી–તે નરત્વ, એટલે દાહથી થતી પીડાનો નરવ્યવહાર છોડી શકતો નથી; તેમ પ્રારબ્ધ કર્મથી પ્રાપ્ત થએલો દેહ જ્યાં સુધી રહે છે–એટલે કે જ્યાં સુધી પ્રારબ્ધ કર્મનો ક્ષય થતો નથી, ત્યાં સુધી જ્ઞાનીનો ચિદાભાસત્વવ્યવહાર પણ નિવૃત્ત થતો નથી, એટલે કે જો

કે શરીરોના અંદર રહે છે છતાં તેને મિથ્યા જાણી તે સંબંધી આભાસ માત્ર વ્યવહાર તો કરે છે. (૨૪૩).

આ પ્રમાણે ભોક્તૃત્વાદિ ભ્રમના કારણરૂપ અજ્ઞાનની નિવૃત્તિ થવા છતાં ફરીથી ભોગની વૃત્તિ અથવા "હું મર્ત્ય છું" એવી પ્રતીતિ થાય છે. તેનું કારણ કે જેમ સર્પબુદ્ધિથી થએલો કંપ વગેરે રજ્જુજ્ઞાન થતાં ધીમે ધીમે જ શાન્ત પડે છે, અને ફરીથી તે જ રજ્જુને મંદ અંધકારમાં નાખેલી (ક્ષિપ્તા) હોય તો તે ફરીથી સર્પિણી (ઉરગી) સ્વરૂપ પ્રાપ્ત કરે છે; તેવી જ રીતે જ્ઞાનીનો પ્રારબ્ધભોગ પણ ધીમે ધીમે શાન્ત પામે છે, એકદમ નહિ. અને ભોગની પ્રાપ્તિ વખતે કોઇ કોઇવાર "હું મર્ત્ય છું" એવો પણ આભાસ તેને થાય છે. (૨૪૪).

ઉપર કહ્યા પ્રમાણે ભોગ કાળે કદાચિત્ "હું મર્ત્ય છું" એમ જ્ઞાનીને ભાસે છે ખરૂં, પરંતુ તેટલા દોષ માત્રથી કાંઇ તત્ત્વજ્ઞાન નષ્ટ થતું નથી; કારણ કે એકાદશી (અગીઆરસ)ના વ્રતની પેઠે આ જીવન્મુક્તિ વ્રત નથી, પરંતુ વસ્તુ (આત્મા)માં જીવની સ્થિતિ છે, એટલે કે જેમ એકાદશીના વ્રતવાળો માણસ જો અન્નપ્રાશન કરે, તો તેના વ્રતનો ભંગ થઇ એકાદશીનું વ્રત નષ્ટ થાય છે, તેવી રીતે "હું મર્ત્ય છું" એવો જીવ તરીકેનો થોડો વ્યવહાર થવા માત્રથી તત્ત્વજ્ઞાનીનું જ્ઞાન નષ્ટ થતું નથી; કારણ કે જીવન્મુક્તિ એ કંઇ કોઇ વ્રત નથી, પણ વસ્તુસ્થિતિ છે. તે જ પ્રમાણે "દશમા"ના દૃષ્ટાંતમાં પણ "દશમા"નું જ્ઞાન થતાં જો કે તે માથું ફોડીને રડતો નથી, પરંતુ માથામાં પડેલો ઘા તો ધીમે ધીમે જ મટે છે, તરત જ નહિ. (૨૪૪-૨૪૭).

શંકા:—જ્ઞાન થયા પછી પણ જો સંસારની નિવૃત્તિ થાય નહિ તો જીવન્મુક્તિની પુરૂષાર્થતા શી ?

ઉત્તર:—

> दशमामृतिलाभेन जातो हर्षो व्रणव्यथाम् ।
> तिरोधत्ते मुक्तिलाभस्तथा प्रारब्धदुःखिताम् ॥ २४८ ॥

જેમ "દશમો જીવતો છે" એમ જાણતાં થએલા હર્ષને લીધે ઘાની પીડા દબાઇ જાય છે (જો કે ઘા તો રૂઝાવાનો બાકી હોય છે), તેવીજ રીતે મુક્તિલાભથી થતો હર્ષ પણ પ્રારબ્ધના ભોગથી

થતા ક્લેશને ઢાંકી દે છે, જો કે પ્રારબ્ધ ભોગવવાનું તો બાકી રહે. માટે મુક્તિલાભની પુરૂષાર્થતા છે. [ ૨૪૮ ].

આ જીવન્મુક્તિ કોઇ વ્રત નથી. તેથી જેણે એકાદશીનું વ્રત કર્યું ન હોય તેવો, તેમજ ભોજનની ઇચ્છાવાળો માણસ જેમ દિવસમાં વારંવાર ખાયા કરે છે, તેવી રીતે જ્ઞાનીને જ્યારે જ્યારે દેહાધ્યાસ થાય ત્યારે ત્યારે તેણે આત્મવિવેક કર્યા જ કરવો.(૨૪૯).

શંકાઃ—ત્યારે જ્ઞાનથી પણ જેની નિવૃત્તિ થાય નહિ એવા પ્રારબ્ધ કર્મના ફળની નિવૃત્તિ શી રીતે થાય ?

ઉત્તરઃ—જેમ દશમાનો ઘા ઔષધથી જ રૂઝે છે, તેમ પ્રારબ્ધ વાળા જ્ઞાનીનું પ્રારબ્ધ ( શરીરોના જ્વર ) ભોગ વિના નિવૃત્ત થતું જ નથી, ભોગવવાથી જ નિવૃત્ત થાય છે. ( ૨૫૦ ).

આવા ભોગ દેનારા તીવ્ર પ્રારબ્ધવાળા જ્ઞાનીને ફક્ત **કૈવલ્યમુક્તિ** પ્રાપ્ત થાય છે, **જીવન્મુક્તિ** નહિ. તેથી ઉપર જ્ઞાનીને જે **જ્વરાભાવ** કહ્યો, તે ફક્ત તીવ્ર પ્રારબ્ધ રહિત થયેલા જીવન્મુક્ત પુરૂષને માટે જ કહ્યો છે.જીવન્મુક્ત પુરૂષને જ્વર રૂપ પ્રારબ્ધ રહ્યું નથી, તોપણ કંઇક **અજ્ઞાનનો આભાસ** રહેલો હોવાથી તે આભાસ નષ્ટ થતા સુધી દેહ રહે છે. તેથી તે **આભાસાજ્ઞાનનો** નાશ થતા સુધી જીવન્મુક્ત પુરૂષને દેહ ધારણ કરી રાખવો પડતો હોવાથી તેટલા પૂરતો અન્નપ્રાશન વગેરે જીવત્વ વ્યવહાર કરવો પડે છે, વિશેષ નહિ.

---

## ૯. જીવન્મુક્ત જીવની સપ્તમી દશા–તૃપ્તિ–નું વર્ણન. ૨૫૧–૨૯૮.

આ પ્રમાણે "किमिच्छन्" એ ઉત્તરાર્ધમાં **શોકમોક્ષ** નામની જીવની છઠ્ઠી દશા કહી. અને "आत्मानं चेद्" એ પૂર્વાર્ધમાં જીવની **અપરોક્ષજ્ઞાન** નામની પાંચમી દશા આગળ વર્ણવી છે. તેથી આ આખી શ્રુતિમાં જીવની અપરોક્ષજ્ઞાન અને શોકનિવૃત્તિ નામની બે ( પાંચમી અને છઠ્ઠી ) અવસ્થાઓ કહી છે. હવે આ વર્ણનથી સૂચિત થતી સાતમી "તૃપ્તિ" નામની અવસ્થા શ્લોક ૨૫૧ થી ૨૯૮ માં કહે છે.

આ પ્રકરણનું નામ "तृप्तिदीप" રાખેલું છે, એટલે કે તૃપ્તિ-

ના બોધક જ્ઞાનનું આ પ્રકરણ છે. છતાં હજુ સુધી પ્રકરણના વિષય [ તૃપ્તિ ] ઉપર કાંઇ પણ કહેવામાં આવ્યું નથી. તેથી એમ લાગશે કે અપરોક્ષ જ્ઞાન અને શોકમોક્ષનું વર્ણન કરવામાં પ્રકરણનો ઘણો ખરો ભાગ શામાટે લેવામાં આવ્યો હશે ? પરંતુ પંચદશી કર્તાએ આ પ્રકરણના ૨ જા શ્લોકમાં સ્પષ્ટ રીતે જણાવ્યું છે કે "आत्मानं चेद्" એ શ્રુતિમાં કહેલા અપરોક્ષ જ્ઞાન અને શોક-મોક્ષનું વર્ણન કરવાથી જ જીવન્મુક્તની છેલ્લી તૃપ્તિદશા સ્પષ્ટ જાણ-વામાં આવશે. માટે અપરોક્ષ જ્ઞાન અને શોકમોક્ષ નામની જીવની પાંચમી અને છઠ્ઠી દશાનું જે વર્ણન ઉપોદ્ઘાત રૂપે અહીં સુધી કરવામાં આવ્યું તેનું પ્રયોજન ગ્રંથ કર્તાએ પ્રથમથી જ કહી બતાવ્યું છે.

આ તૃપ્તિદશા અપરોક્ષ જ્ઞાન અને શોકમોક્ષની સંપૂર્ણ સમજ પડયા વિના સમજવામાં આવે તેમ નથી, કારણ કે જેમ શોકમોક્ષ અપરોક્ષ જ્ઞાનનું ફળ છે, તેમ તૃપ્તિદશા પણ અપરોક્ષ જ્ઞાનનું ફળ છે. તેથી અપરોક્ષ જ્ઞાનથી જીવન્મુક્ત પુરૂષને તૃપ્તિ કેમ થાય છે તે બતાવવા સારૂં અપરોક્ષ જ્ઞાન, તેમજ તેનું પ્રથમ ફળ જે શોકમોક્ષ તે સમજાવવાની જરૂર હતી, અને તેટલા માટે તે બે દશાઓ વર્ણવી છે. હવે જીવન્મુક્ત જીવની સપ્તમી જે **તૃપ્તિદશા** તેનું વર્ણન કરે છે.

**તૃપ્તિનું સ્વરૂપઃ**—આ તૃપ્તિનું સ્વરૂપ શું છે અને તે કેવી છે તે નીચેના શ્લોકમાં કહે છે:—

**साङ्कुशा विषयस्तृप्तिरियं तृप्तिर्निरङ्कुशा ।**
**कृतं कृत्यं प्रापणीयं प्राप्तमित्येव तृप्यति ॥ २५२ ॥**

પ્રથમ કહે છે કે જીવન્મુક્તની તૃપ્તિ વિષયોથી મળેલી તૃપ્તિ જેવી સાંકુશા નથી, પરંતુ નિરંકુશા છે. વિષયનો લાભ થવાથી થયેલી તૃપ્તિ સાંકુશા હોવાનું કારણ એ છે કે એક વિષયનો લાભ થયા પછી બીજો વિષય પ્રાપ્ત કરવાની ઇચ્છા ઉત્પન્ન થતાં પ્રથમની તૃપ્તિ કુંઠિત થાય છે; પરંતુ જીવન્મુક્તની તૃપ્તિ તો નિરંકુશા છે, કેમકે તેમને મળેલા બ્રહ્મજ્ઞાન ઉપરાંત હવે કાંઇ પણ બીજું પ્રાપ્ત કરવાનું રહેતું નથી. તેથી તેમને એવી રીતની તૃપ્તિ થાય છે કે "જે કર-વાનું હતું તે કર્યું, અને પ્રાપ્ત કરવાનું હતું તે પ્રાપ્ત કર્યું." મત-

લબ કે હવે કાંઇ કરવાનું કે પ્રાપ્ત કરવાનું બાકી રહેતું નથી. આવા પ્રકારની તેમની તૃપ્તિ, કોઇ બીજી ઇચ્છા રહેલી નહિ હોવાથી, કુંઠિત થતી નથી, પરંતુ તે અંકુશ—કોઇ જાતના પ્રતિબંધ—વિના હંમેશાં જેવી ને તેવીજ ચાલતી જ રહે છે. ( ૨૫૨ ).

૧. **કૃતકૃત્યતાની તૃપ્તિઃ**—ઉપર કહ્યા પ્રમાણે આ તૃપ્તિ બે પ્રકારની છે; (૧) **કૃતકૃત્યતા** અને (૨) **પ્રાપ્તપ્રાપ્યતા**. તેમાંની પહેલી કૃતકૃત્યતા કેવા પ્રકારની છે તે શ્લોક ૨૫૩ થી ૨૯૦ માં વર્ણવી છે. તે નીચે પ્રમાણેઃ—

**ऐहिकामुष्मिकव्रातसिद्ध्यै मुक्तेश्च सिद्धये ।**
**बहु कृत्यं पुरास्याभूत्तत्सर्वमधुना कृतम् ॥ २५३ ॥**

જ્ઞાનીને તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થયા પહેલાં આ લોકમાં ( ऐहिक ) **ઇષ્ટપ્રાપ્તિ અને અનિષ્ટનિવૃત્તિને** માટે કૃષિ, વાણિજ્ય, વગેરે; સ્વર્ગાદિ મેળવવા માટે ( आमुष्मिक ) યાગોપાસનાદિ; અને મોક્ષના ( मुक्ति ) સાધનરૂપ જ્ઞાનની પ્રાપ્તિને માટે શ્રવણાદિ; એ વગેરે બહુ પ્રકારનું કર્તવ્ય હતું. હવે બ્રહ્માનંદનો સાક્ષાત્કાર થવાથી અને સાંસારિક ફળની ઇચ્છા નહિ રહેવાથી તે બધું—કૃષિયાગશ્રવણાદિ—કૃતપ્રાય થયું; કારણ કે હવે પછી તે કરવાનું નથી. [ ૨૫૩ ].

આ **કૃતકૃત્યતા** રૂપી તૃપ્તિ કેવા પ્રકારની છે તેનું વર્ણન પ્રતિયોગી પૂર્વક—ફળપ્રાપ્તિનિષેધ પૂર્વક—કરે છે, એટલે કે પ્રતિયોગી [ સાંસારિક કે પારમાર્થિક વસ્તુઓની ઇચ્છાવાળા અજ્ઞાની ] જે જે માગે છે તે જ્ઞાનીને જોઇતું નથી, એ પ્રમાણે જ્ઞાનીની કૃતકૃત્યતા રૂપી તૃપ્તિનું નીચે પ્રમાણે વર્ણન કરે છેઃ—

(૧). પુત્રાદિ નહિ હોવાથી દુઃખી થતા અજ્ઞાનીઓ પુત્રાદિની અપેક્ષાથી ભલે મન પૂર્વક સંસરે; પરંતુ હું પરમાનંદ પૂર્ણ હોવાથી કઇ ઇચ્છાને લીધે સસરૂં ? ( ૨૫૫ ).

(૨). પરલોક જવાની ઇચ્છાવાળા ભલે વિહિત કર્મોનું અનુષ્ઠાન કરે; પરંતુ હું સર્વલોકાત્મક હોવાથી—સર્વ લોક મારે મન મારા આત્મા રૂપ હોવાથી—હું શામાટે અનુષ્ઠાન કરૂં ? ( ૨૫૬ ).

( ૩ ). જે પુરૂષો પરમાર્થ કરવાની પ્રવૃત્તિના અધિકારી છે તે ભલે શાસ્ત્રોનું વ્યાખ્યાન કરે અથવા વેદો ભણાવે; પરંતુ હું અક્રિય થએલો હોવાથી મારે તે વિષે કાંઈ અધિકાર નથી. ( ૨૫૭ ).

( ૪ ). સ્વદેહના ભરણ પોષણને માટે ભિક્ષાહરણ કે નિદ્રાની, અને પરલોકને માટે સ્નાન શૌચની, મારે જરૂર નથી અને મારી દૃષ્ટિથી હું તે કરતો નથી; છતાં બીજાઓની દૃષ્ટિથી હું કરતો દેખાતો હોઉં તો બીજાની કલ્પનાથી મારે શું ? (૨૫૮).

( ૫ ). જેમ ગુંજા ( ચણોઠી ) ના ઢગલાને વિષે વાંદરાએ કલ્પેલા અગ્નિથી તે ઢગલો બળતો નથી, કે બીજાઓને બાળી શકતો નથી; તેમ બીજાએ કલ્પેલા સંસારધર્મોને હું સ્વીકારતો નથી. ( ૨૫૯ ).

( ૬ ). જેઓ જીવબ્રહ્મની એકતા રૂપી તત્ત્વને જાણતા નથી તેઓ ભલે શ્રવણ કરે; પરંતુ હું તત્ત્વને જાણતો હોવાથી શામાટે શ્રવણ કરૂં ? અને જેઓને તત્ત્વ " આવું છે કે કેવું છે " તે સંબંધી સંશય રહેલા હોય તે ભલે મનન કરે; પરંતુ મને કોઇ જાતનો સંશય નહિ રહેલો હોવાથી હું શામાટે મનન કરૂં ? (૨૬૦).

( ૭ ). જેને વિપર્યય ( દેહ આત્મા છે અને જગત્ સત્ય છે એવું ઉલટું જ્ઞાન ) હોય તે ભલે નિદિધ્યાસન ( ધ્યાન ) કરે; પરંતુ દેહ આત્મા છે એવો વિપર્યય મને નહિ હોવાથી હું શા માટે ધ્યાન કરૂં ? (૨૬૧).

શંકા:--તમે કહો છો કે અમને વિપર્યય નથી; પરંતુ તમે " अहं मनुष्यः " એવો જે વ્યવહાર કરો છો તે વિપર્યય વિના કેમ બને ?

ઉત્તર:—ઘણા લાંબા કાળના અભ્યાસવડે રહેલી વાસનાને લીધે ( चिराभ्यस्तवासनातः । ) તે વ્યવહાર થાય છે. (૨૬૨).

શંકા:--ત્યારે આવા વ્યવહારની નિવૃત્તિને માટે પણ તમારે ધ્યાન કરવું જોઇએ ?

ઉત્તર:—આ વ્યવહાર હજાર વાર ધ્યાન કરવાથી પણ નિવૃત્ત થતો નથી. પરંતુ જો કે જ્ઞાનીનો વિશેષ વ્યવહાર તો બંધ પડે છે, પણ આ " अहं मनुष्यः " રૂપી વ્યવહાર તેમજ શરીર સંબંધી વ્યવહાર તો પ્રારબ્ધના ક્ષય પર્યંત રહે છે. (૨૬૩).

( ૮ ). જેને આવા વ્યવહારનું વિરલત્વ કરવું હોય-આ વ્યવહાર ઓછો કરવો હોય-તે ભલે ધ્યાન ધરે; પરંતુ મને આ વ્યવહાર કોઇ પણ જાતનો બાધ કરતો નથી, એમ હું જોતો હોવાથી શા માટે ધ્યાન ધરૂં ? (૨૬૪).

(૯). મારા મનને કોઇ જાતનો વિક્ષેપ નહિ હોવાથી મારે સમાધિ કરવાની પણ શી જરૂર ? કારણ કે વિક્ષેપ અને સમાધિ વિકારી મનવાળાને માટે છે; મારૂં મન વિકારી નહિ હોવાથી મારે તેની જરૂર નથી. (૨૬૫).

( ૧૦ ). સમાધિના ફળ રૂપ જે અનુભવ તે પણ મારે મેળવવાનો બાકી નથી, કારણ કે હું જાતે જ નિત્ય અનુભવ રૂપ છું. ટુંકામાં જે કંઇ કરવાનું તે મેં કર્યું છે, અને પ્રાપ્ત કરવાનું તે પ્રાપ્ત કર્યું છે, એવો મારો નિશ્ચય છે. તેથી મારે કાંઇ કર્તવ્ય બાકી રહેતું નથી. ( ૨૬૬ ).

શંકાઃ—જ્યારે તમને દરેક વિષયમાં કર્તવ્ય રહેતું નથી, તો પછી તમને અનિયતવૃત્તિત્વ ( નિયમ રહિત વર્તન ) નો પ્રસંગ આવશે ?

ઉત્તરઃ—ભલે તેમ થાઓ. મારો ભિક્ષાહરણાદિ લૌકિક વ્યવહાર, અથવા જપ સમાધિ રૂપી શાસ્ત્રીય વ્યવહાર, કે પ્રતિષિદ્ધ હિંસાદિ વ્યવહાર, જે કંઇ પ્રારબ્ધ પ્રમાણે મને—અકર્તા અને અલેપ એવો હું ( કર્તૃત્વ, ભોકતૃત્વ રહિત એવો જે હું ) તેને—પ્રાપ્ત થાય તે ભલે આવે. અથવા હું કૃતકૃત્ય થએલો છતાં લોકનો અનુગ્રહ કરવાની ઇચ્છાથી શાસ્ત્રીય માર્ગે ( શાસ્ત્રમાં કહેલી રીતિ પ્રમાણે ) વર્તતાં મને શી હાનિ છે ? ( નીચે લખેલો) શાસ્ત્રીય માર્ગ લેવાથી મને કોઇ જાતનો ( અભિમાન રૂપી ) વિકાર પણ થવાનો નથી. દેવાર્ચન, સ્નાન, શૌચ, ભિક્ષા, વગેરેમાં આ શરીર ભલે પ્રવર્તે; અથવા વાણી ભલે ૐકારનો જપ કરે, અથવા વેદાંતનું પઠન કરે; બુદ્ધિ ભલે વિષ્ણુનું ધ્યાન કરે અથવા બ્રહ્માનંદમાં લય પામે; પરંતુ સાક્ષીરૂપ હું એમાંનું કાંઈ પણ કરતો નથી, અથવા કરાવતો નથી. આમ હોવાથી અજ્ઞાની કર્મી અને મારી વચ્ચે કલહનો સંભવ જ નથી; કારણ કે પૂર્વ અને પશ્ચિમ સમુદ્રની પેઠે અમારા બંનેના વિષય ભિન્ન જ છે. ( ૨૬૭–૨૨૧ ).

**જ્ઞાની અને કર્મીનું વિભિન્ન વિષયત્વ**:—કર્મીનો આગ્રહ શરીર, વાણી, અને બુદ્ધિ વિષે છે, સાક્ષી કૂટસ્થ વિષે નથી; કેમકે તેને હજુ તે વડે કર્મ કરવાનાં બાકી છે. જ્ઞાનીનો આગ્રહ સાક્ષીના અલેપત્વમાં છે, બીજામાં નહિ. મતલબ કે કર્મીને સાંસારિક વાસનાઓ હોવાથી તેનો વ્યવહાર શરીર, વાણી,અને બુદ્ધિ વડે

ચાલે છે, કારણ કે તેને સાક્ષી કૂટસ્થનું જ્ઞાન મેળવવા તરફ લક્ષ નથી. પણ જ્ઞાનીને તો સાંસારિક વાસના રહેલી નહિ હોવાથી, અને સાક્ષી અસંગ છે એવું તે જાણતો હોવાથી, સાક્ષીના અલેપત્વ ઉપર તેનો આગ્રહ છે. તેથી તેને શરીર, વાણી, કે બુદ્ધિના વ્યવહાર વિષે કાંઇ પણ આગ્રહ નથી. આમ હોવાથી જેઓ કર્મી અને જ્ઞાનીનું વૃત્તાંત જાણતા નથી તેઓ " કર્મ કરવું કે ન કરવું " તે સંબંધી બે બહેરાની પેઠે ભલે વિવાદ કરે. તેમનો વિવાદ જોઇને બુદ્ધિમાન પુરૂષ તો હસે છે; કારણ કે કર્મી જે સાક્ષીને ઓળખતો નથી તે સાક્ષી રૂપ બ્રહ્મને જ્ઞાની જાણે છે,તેથી કર્મીનું શું નુકસાન છે ? અને જે દેહ, વાણી, અને બુદ્ધિ અસત્ય હોવાથી જ્ઞાનીએ તજી દીધેલાં છે તે વડે કર્મી પ્રવર્તે તો તેથી જ્ઞાનીને શી હાનિ છે ? ( ૨૭૨–૨૭૫ ).

**પ્રવૃત્તિ કે નિવૃત્તિઃ**—હવે જ્ઞાનીએ પ્રવૃત્તિ રાખવી જોઇએ કે નિવૃત્તિ રાખવી જોઇએ તે વિષેની શંકાનું સમાધાન કરે છે.

શંકાઃ—કર્મનું અનુષ્ઠાન [ પ્રવૃત્તિ ] પ્રયોજન રહિત હોવાથી જ્ઞાનીએ તે કરવું યોગ્ય નથી.

ઉત્તરઃ—જો પ્રવૃત્તિ કરવી યોગ્ય નથી તો નિવૃત્તિ રાખવી તે શી રીતે યોગ્ય ગણાય ?

શંકાઃ—નિવૃત્તિ જ્ઞાનનો હેતુ હોવાથી તે ઉપયોગી છે.

ઉત્તરઃ—તો જાણવાની ઇચ્છા ( જીજ્ઞાસા ) વખતે પ્રવૃત્તિની જરૂર છે.

શંકા—જ્ઞાનીને જ્ઞાન થયા પછી જ્ઞાનની ઇચ્છા નથી. તેથી તેને પ્રવૃત્તિનો શો ઉપયોગ ?

ઉત્તરઃ—જો તેમ હોય તો જ્ઞાનીને ફરીથી બોધ થવાનો નહિ હોવાથી તે ( બોધ ) ના હેતુ રૂપ નિવૃત્તિ પણ જ્ઞાનીને ઉપયોગી નથી. મતલબ કે જ્ઞાનીને પ્રવૃત્તિ આવો કે નિવૃત્તિ મળો--બંને સરખાં જ છે.

શંકા—એકવાર થએલા જ્ઞાનની સ્થિરતાને માટે નિવૃત્તિની કેમ જરૂર નહિ ?

ઉત્તર—જ્ઞાનની સ્થિરતાને માટે **બાધક** (બાધ કરનાર)વિપરીત ભાવનાના અભાવની જરૂર છે,કોઈ **સાધન**ની નથી. એટલે એક વાર જ્ઞાન થયા પછી તે જ્ઞાનને કોઇ પ્રતિબંધ કરનાર નહિ હોવાથી

તેની અનુવૃત્તિ હંમેશાં ચાલતી જ રહે છે. માટે જ્ઞાનની સ્થિરતાને માટે નિવૃત્તિ કે એવા બીજા કોઈ સાધનની જરૂર નથી.(૨૭૬-૭).

શંકા—જ્ઞાનને બીજા કોઇ પ્રમાણુનો બાધ ન હોવા છતાં પણ અવિદ્યાથી અથવા કર્તૃત્વાદિ અધ્યાસરૂપી અવિદ્યાનાં કાર્યોથી તમારા જ્ઞાનને બાધ થશે તેનું શું ?

ઉત્તર—અવિદ્યા કે દ્વૈત રૂપી તેનું કાર્ય જ્ઞાનને બાધ કરી શકે તેમ નથી; કારણુ કે તે બંનેનો તત્ત્વજ્ઞાને પહેલેથી જ નાશ કર્યો છે. આ નાશ પામેલી અવિદ્યા તથા નાશ પામેલાં તેનાં કાર્ય ઇંદ્રિયોથી દેખાય છતાં તે જ્ઞાનનો બાધ કરી શકતાં નથી. કારણુ કે જેમ જીવતો ઉંદર બિલાડીને મારી શકતો નથી તો મરેલો શી રીતે મારી શકશે; તેમ જે બાધ જીવતી અવિદ્યા કરી શકી નહિ તે મરેલી અવિદ્યા અને મરેલાં તેનાં કાર્યો શી રીતે કરી શકે ? જે માણુસ પાશુપતાસ્ત્ર જેવા અસ્ત્રથી વિંધાયા છતાં મર્ણુ પામ્યો નહિ તેવા માણુસને લોઢાના ફળ રહિત બાણુ મારી નાંખશે તેનું પ્રમાણુ જ શું ? જે બોધે પ્રથમ એટલે વિદ્યાભ્યાસ વખતે વૃદ્ધિ પામતી અવિદ્યા અને તેનાં ચિત્રવિચિત્ર કાર્યોની સાથે યુદ્ધ કરીને જય મેળવ્યો તે (બોધ) હવે અવિદ્યા નિવૃત્ત થતાં સદૃઢ થએલો હોવાથી તેનો કેવી રીતે બાધ થાય ? જેમ બીજમાંથી ઉગેલા અંકુરને ખાઇ જનાર બકરીને માર્યા પછી તે અંકુર નિર્વિઘ્ને સુદૃઢ રીતે ઉછરશે, તેમ અજ્ઞાનનો નાશ કર્યા પછી જ્ઞાનનો બાધ કરનાર કોઇ નહિ રહેવાથી જ્ઞાનની હાનિ થવાની નથી. માટે તત્ત્વજ્ઞાને મારેલાં અજ્ઞાન અને તેનાં કાર્ય રૂપી મડદાં ભલે પડી રહે, એટલે કે તેમને ભલે ઇંદ્રિયો દેખે. પરંતુ તેથી જ્ઞાન રૂપી સમ્રાટ્‌ને કોઇ જાતનો ભય ન થતાં ઉલટી તે વડે તેની કીર્ત્તિ વધશે. માટે આ પ્રમાણે જે જ્ઞાનીને આવા અતિશૂર જીવબ્રહ્મની એકતા રૂપી જ્ઞાનનો કદિ પણુ વિયોગ થતો નથી, તેને દેહાદિની પ્રવૃત્તિથી કે નિવૃત્તિથી કાંઇ લાભ કે હાનિ નથી. (૨૭૮-૨૮૩).

શંકાઃ—ત્યારે જ્ઞાનીની પેઠે અજ્ઞાનીને પણુ પ્રવૃત્તિનો આગ્રહ યોગ્ય નથી ?

ઉત્તરઃ—આ વાત ભૂલ ભરેલી છે. અજ્ઞાનીને પ્રવૃત્તિની સર્વથા જરૂર છે, કારણુ કે દરેક માણુસે સ્વર્ગપ્રાપ્તિને માટે અથવા મુક્તિ(અપવર્ગ)ને માટે યત્ન કરવો જ જોઇએ. [ ૨૮૪ ].

प्रवृत्तावाग्रहो न्याय्यो बोधहीनस्य सर्वथा ।
स्वर्गाय वापवर्गाय यतितव्यं यतो नृभिः ॥ २८४ ॥

મતલબ કે જ્ઞાનીને કાંઇ કરવાનું કે મેળવવાનું બાકી રહેલું ન હોવાથી તેને પ્રવૃત્તિ અથવા નિવૃત્તિ બંનેમાંથી એકેનો આગ્રહ નથી–પ્રારબ્ધ પ્રમાણે એમાંથી ગમે તે પ્રાપ્ત થાઓ. પરંતુ અજ્ઞાનીને સ્વર્ગ કે મુક્તિ મેળવવાની બાકી હોવાથી પ્રવૃત્તિનો આગ્રહ જ યોગ્ય છે. જ્ઞાનીને પ્રવૃત્તિ કે નિવૃત્તિનો આગ્રહ નથી, તો પણ તે જો અજ્ઞાનીઓની વચ્ચે રહેતો હોય તો તેમની મરજી અનુસાર તે મન, વાણી, અને કાયાથી સર્વ ક્રિયાઓ કરે છે. જો કદાપિ તે જીજ્ઞાસુઓની મધ્યે રહેતો હોય, તો તેમના બોધને માટે સર્વ ક્રિયાઓના દોષ બતાવતો ભલે તે ક્રિયાઓને તજે. આ પ્રમાણે જ્ઞાનીએ વર્તવાનું કારણ કે જેમ ધાવણા બાળકની મરજી અનુસાર તેનો પિતા વર્તે છે, તેમ અજ્ઞાનીની વૃત્તિને અનુસાર જ્ઞાનીનો વ્યવહાર યોગ્ય જ છે. જેમ પિતાને તેનો બાળક તિરસ્કાર કરે અથવા મારે તો તેથી તે કલેશ પામતો નથી, તેમ ક્રોધ કરતો નથી; પરંતુ ઉલટો બાળકને લાડ લડાવે છે. તેવીજ રીતે અજ્ઞાનીઓ જ્ઞાનીની નિંદા કરે અથવા સ્તુતિ કરે તોપણ તે તેમની નિંદા કે સ્તુતિ કરતા નથી; પરંતુ તેમને જેમ બોધ થાય તેવું આચરણ જ્ઞાનીએ કરવું જોઇએ, કેમકે અજ્ઞાનીને બોધ કરવા સિવાય જ્ઞાનીને બીજું કોઇ કાર્ય નથી. ( ૨૮૪–૨૯૦ ).

ઉપર જે કહ્યું તેનું અને હવે પછી જે કહેવાનું છે તેનું તાત્પર્ય એ છે કે વિદ્વાન્ પુરૂષ ઉપર કહ્યા પ્રમાણે કૃતકૃત્યતાથી તૃપ્ત થએલો અને પ્રાપ્તપ્રાપ્યતાને લીધે ફરીથી તૃપ્ત થતો પોતાના મનથી હંમેશાં નીચે પ્રમાણે માને છે.

**૨. પ્રાપ્તપ્રાપ્યતાની તૃપ્તિઃ**—તૃપ્તિનો બીજો પ્રકાર જે પ્રાપ્તપ્રાપ્યતા છે તે નીચે પ્રમાણેઃ—

धन्योऽहं धन्योऽहं नित्यं स्वात्मानमञ्जसा वेद्मि ।
धन्योऽहं धन्योऽहं ब्रह्मानन्दो विभाति मे स्पष्टं ॥ २९२ ॥
धन्योऽहं धन्योऽहं दुःखं सांसारिकं न वीक्षेऽद्य ।
धन्योऽहं धन्योऽहं स्वस्याज्ञानं पलायितं क्वापि ॥ २९३ ॥

તત્ત્વજ્ઞાની પોતાને નીચે પ્રમાણે તૃપ્ત થએલો માને છે. ધન્ય

છે મને ! ધન્ય છે મને ! હવે હું મારા પોતાના સ્વરૂપને–દેશાદિની હદ રહિત **પ્રત્યગાત્માને**–સાક્ષાત્ જાણું છું. માટે મને ધન્ય છે ! આ આત્મજ્ઞાનના ફળરૂપ **બ્રહ્માનંદ** મને સ્પષ્ટ ભાસે છે. માટે મને ધન્ય છે ! આવી **ઇષ્ટપ્રાપ્તિથી** થતી તૃપ્તિ ઉપરાંત અનિષ્ટ રૂપી જે **સાંસારિક દુઃખ** તેની નિવૃત્તિ થવાથી હું તેને હવે દેખતો નથી, કારણ કે મારૂં અનેક વાસનાના જાળ રૂપ અજ્ઞાન કયાંયે પણ નાશી ગયું છે. માટે આ **અનિષ્ટનિવૃત્તિથી** પણ મને ધન્ય છે ! (૨૯૨–૩).

આ અજ્ઞાનની નિવૃત્તિના ફળ તરીકે હવે મારે કાંઇ કર્તવ્ય નથી. માટે મને ધન્ય છે ! ( ૨૯૪ ).

આ મારી તૃપ્તિ નિરતિશય હોવાથી લોકમાં તેની કોઇ ઉપમા આપી શકાય તેમ નથી–તેના જેવી બીજી તૃપ્તિ નથી. માટે મને વારંવાર ધન્ય છે ! (૨૯૫).

આ સર્વના કારણરૂપ મારા **પુણ્યનો ભંડાર** કે જેના પરિપાકથી આ ફળ મને મળ્યું–અહો તે પુણ્ય ! અહો તે પુણ્ય ! અને આ પુણ્ય સંપાદન કરનાર એવો જે હું તેનું પણ અહોભાગ્ય ! ( ૨૯૬ ).

અમારૂં પણ ભાગ્ય કે જેથી અમને ઉત્તમ જ્ઞાનના સાધન રૂપ **શાસ્ત્ર** અને ઉપદેશ કરનાર **સદ્‌ગુરૂ** પ્રાપ્ત થયા, કે જેથી અમને આ **જ્ઞાન** અને **સુખ** પ્રાપ્ત થયું. (૨૯૭).

अहो शास्त्रमहो शास्त्रमहो गुरुरहो गुरुः ।
अहो ज्ञानमहो ज्ञानमहो सुखमहो सुखम् ॥ २९७ ॥

જે જ્ઞાનીઓ આ **તૃપ્તિદીપ** પ્રકરણનું નિત્ય ચિંતન કરે, તેઓ **બ્રહ્માનંદમાં** નિમગ્ન થઇને નિરંતર **તૃપ્તિ** પામે છે. (૨૯૮).

**સાતમું પ્રકરણ સમાપ્ત.**

# कूटस्थदीपप्रकरणम् ॥ ८ ॥

## મૂલાર્થ.

### કૂટસ્થદીપ.

**૧. પ્રાણિદેહમાં કૂટસ્થ અને ચિદાભાસનો પ્રકાશ. શ્લો. ૧-૩.**

खादित्यदीपिते कुड्ये दर्पणादित्यदीप्तिवत् ।
कूटस्थभासितो देहो धीस्थजीवेन भास्यते ॥ १ ॥

આકાશમાંના સૂર્ય ( ख+आदित्य )ના પ્રકાશથી પ્રકાશિત થયેલી દીવાલ ( कुड्य ) જેમ દર્પણમાં પ્રતિબિંબ રૂપે રહેલા સૂર્યના પ્રકાશથી પ્રકાશિત થાય છે; તેમ કૂટસ્થ ચૈતન્યના પ્રકાશથી પ્રકાશિત થયેલો પ્રાણિદેહ વળી અંતઃકરણમાં પડેલા ચિદાભાસ ( जीव ) વડે પ્રકાશિત થાય છે—મતલબ કે જેમ દીવાલ બે પ્રકારના સૂર્યપ્રકાશથી એકી વખતે પ્રકાશિત થાય છે, તેમ આ દેહ પણ **કૂટસ્થ** અને **ચિદાભાસ** બંનેના પ્રકાશથી પ્રકાશિત થયેલો છે. ( ૧ ).

अनेकदर्पणादित्यदीप्तीनां बहुसंधिषु ।
इतरा व्यज्यते तासामभावेऽपि प्रकाशते ॥ २ ॥
चिदाभासविशिष्टानां तथानेकधियामसौ ।
संधिं धियामभावं च भासयन्प्रविविच्यताम् ॥ ३ ॥

જેમ અનેક દર્પણોમાં પડેલા સૂર્ય પ્રતિબિંબોના પ્રકાશોની અનેક સંધિઓમાં આકાશના સૂર્યનો પ્રકાશ દેખાય છે, અને વળી તે સૂર્યપ્રકાશ દર્પણાદિત્યોના પ્રકાશોના અભાવ વખતે પણ પ્રકાશતો રહે છે; તેમ જાગ્રત અને સ્વપ્નમાં ચિદાભાસ યુક્ત ( विशिष्ट ) થયેલી અંતઃકરણની અનેક વૃત્તિઓની સંધિઓને તથા સુષુપ્તિમાં તે વૃત્તિઓના અભાવને ભાસતા કૂટસ્થને તે ચિદાભાસ વિશિષ્ટ વૃત્તિઓથી જૂદો કરીને જાણો. ( ૨-૩. ).

**૨. ઘટજ્ઞાનમાં બ્રહ્મ અને ચિદાભાસની જરૂર. ૪-૧૯.**

**घटैकाकारधीस्था चित्घटमेवावभासयेत् ।**
**घटस्य ज्ञातता ब्रह्मचैतन्येनावभासते ॥ ४ ॥**

ઘટની સાથે એકાકાર થયેલી બુદ્ધિવૃત્તિમાં રહેલો ચિદાભાસ ( चित् ) ફક્ત ઘટને પ્રકાશે છે. પરંતુ તે ઘટના જ્ઞાતતા રૂપી ધર્મને તો ( ઘટમાં રહેલું ) બ્રહ્મચૈતન્ય જ પ્રકાશે છે. મતલબ કે **ઘટજ્ઞાન** વૃત્તિમાંનો **ચિદાભાસ** અને ઘટમાં રહેલું **બ્રહ્મચૈતન્ય**-એ બંનેના સંયોગથી થાય છે, એકથી નહિ. ( ૪ ).

**अज्ञातत्वेन ज्ञातोऽयं घटो बुद्ध्युदयात्पुरा ।**
**ब्रह्मणैवोपरिष्टात्तु ज्ञातत्वेनेत्यसौ भिदा ॥ ५ ॥**

બુદ્ધિવૃત્તિનો ઉદય થયા પહેલાં-બુદ્ધિવૃત્તિ ઘટની સાથે એકાકાર થયા પહેલાં-" મેં ઘટ જાણ્યો નહીં " એ પ્રમાણે ઘટ જે "**અજ્ઞાત**" રૂપે જાણવામાં આવે છે તે ફક્ત એકલા બ્રહ્મથી જ જાણવામાં આવે છે, [ કેમકે તે વખતે બુદ્ધિવૃત્તિ નહિ હોવાથી ચિદાભાસ પણ નથી ] પરંતુ બુદ્ધિવૃત્તિનો ઉદય થયા પછી " મેં ઘટ જાણ્યો " એ પ્રમાણે ઘટ જે " **જ્ઞાત** " રૂપે જાણવામાં આવે છે-વિશેષાકારે જાણવામાં આવે છે-તે પણ બ્રહ્મથી જ જાણવામાં આવે છે, પરંતુ બુદ્ધિના ઉદય પહેલાં ઘટ " **અજ્ઞાત** " રૂપે, અને તેના ઉદય પછી " **જ્ઞાત** " રૂપે, જાણવામાં આવે છે-આવો ભેદ બતાવવાને માટે જ જ્ઞાન થવામાં બ્રહ્મચૈતન્ય ઉપરાંત ચિદાભાસની પણ જરૂર છે એમ કહે છે. ( ૫ ).

**चिदाभासान्तधीवृत्तिर्ज्ञानं लोहान्तकुन्तवत् ।**
**जाड्यमज्ञानमेताभ्यां व्याप्तः कुम्भो द्विधोच्यते ॥ ६ ॥**

ભાલા( कुन्त )ને છેડે રહેલા લોઢાના ફળ ( लोह )ની પેઠે જેને અંતે ચિદાભાસ રહેલો છે એવી ( ઘટૈકાકાર ) બુદ્ધિવૃત્તિ **જ્ઞાન** કહેવાય છે, ભાલાના લાકડાના જેવી (ચિદાભાસ રહિત ) જડ બુદ્ધિ-સ્વતઃ સ્ફૂર્તિ રહિત બુદ્ધિ-**અજ્ઞાન** કહેવાય છે. આ જ્ઞાન અને અજ્ઞાન બંનેથી વ્યાપ્ત થયેલો કુંભ બે પ્રકારનો-**જ્ઞાત** અને **અજ્ઞાત** કહેવાય છે. (લક્ષ વિનાની-ચિદાભાસ રહિત-એકલી બુદ્ધિવૃત્તિ, જેમકે ચક્ષુ, ઘટને જુએ છતાં તેને જોઈ-જાણી-શકે નહીં, પુસ્તકને દેખે અને વળી વાંચે છતાં વાંચેલું જાણી શકે નહીં; તેથી ચિદાભાસ

રહિત એકલી જડ બુદ્ધિ—અજ્ઞાન—થી વ્યાપ્ત થયેલો ઘટ અજ્ઞાત કહેવાય. અને લક્ષ સહિત—ચિદાભાસ સહિત—વૃત્તિ ઘટને જોઈ—જાણી શકે; માટે ચિદાભાસ યુક્ત બુદ્ધિ—જ્ઞાન—થી વ્યાપ્ત ઘટ જ્ઞાત કહેવાય ). ( ૬ ).

अज्ञातो ब्रह्मणा भास्यो ज्ञातः कुम्भस्तथा न किम् ।
ज्ञानत्वजननेनैव चिदाभासप रेक्षयः ॥ ७ ॥
आभासहीनया बुद्ध्या ज्ञातत्वं नैव जन्यते ।
तादृग्बु[illegible]: को मृदादेः स्याद्विकारिणः ॥ ८ ॥
ज्ञात इत्युच्यते कुम्भो मृदा लिप्तो न कुत्रचित् ।
धीमात्रव्याप्त[illegible]म्भस्य ज्ञातत्वं नेष्यते तथा ॥ ९ ॥
ज्ञातत्वं नाम कुम्भेऽतश्चिदाभासफलोदयः ।
न फलं ब्रह्मचैतन्यं मानात्प्रागपि सत्त्वतः ॥ १० ॥

જો અજ્ઞાન કુંભ બ્રહ્મ વડે ભાસ્ય છે, તો જ્ઞાત કુંભ પણ બ્રહ્મ વડે ભાસ્ય કેમ નહીં ? ચિદાભાસ તો ઘટમાં ફક્ત જ્ઞાતતા—अयं घटः—એટલું જ ઉત્પન્ન કરીને સમાપ્ત થાય છે. ( પછી તે કુંભની જ્ઞાતતાને જણાવવાનું કામ તો બ્રહ્મ જ કરે છે. ) ( ૭ ). ચિદાભાસ રહિત એકલી જડ બુદ્ધિ જ્ઞાતતા ઉત્પન્ન કરી શકતી નથી; કારણ કે તેવી ( ચિદાભાસ રહિત ) વિકારિ જડ બુદ્ધિ અને જડ માટી વગેરેમાં શો ફેર છે ? ( બંને જડ રૂપ હોવાથી જ્ઞાતતા ઉત્પન્ન કરી શકે નહીં. ) ( ૮ ). જેમ માટીથી લેપાયમાન થયેલો ઘટ ક્યાંએ પણ "જ્ઞાત" કહેવાતો નથી, તેમ એકલી બુદ્ધિથી વ્યાપ્ત થયેલો ઘટ પણ "જ્ઞાત" જોવામાં આવતો નથી. ( ૯ ). માટે ઘટમાં ચિદાભાસ રૂપી ફળ ( ઘટજ્ઞાન )ની ઉત્પત્તિ થવી તે જ જ્ઞાતતા કહેવાય છે.પરંતુ બ્રહ્મચૈતન્ય ફળ રૂપ—ઘટાદિ સ્ફુરણ રૂપ—થઈ શકતું નથી, જો કે તે બુદ્ધિવૃત્તિ ( પ્રમાણ—માન ) ઉદય થયા પહેલાં પણ ઘટમાં છે. ( ૧૦ ).

परागर्थप्रमेयेषु या [illegible]लत्वेन संमता ।
[illegible]ह मेयोऽर्थो वेदान्तो[illegible]प्रमाणतः ॥ ११ ॥
इति वार्तिककारेण चित्सादृश्यं विवक्षितम् ।
[illegible]भेदः सहरूयां विश्रुतो यतः ॥ १२ ॥

શ્રીમદ્ સુરેશ્વરાચાર્યે ઉપદેશસહસ્રી નામના ગ્રંથમાં "પરાગર્થપ્રમેયેષુ" એ વાક્યમાં પ્રમાણના ફળ રૂપે જે સંવિત-જ્ઞાન-કહેલું છે તે જ संवित् આ વેદાન્ત શાસ્ત્રમાં વેદાન્ત-વાક્ય રૂપી પ્રમાણ વડે પ્રમેય અર્થ-ચિદાભાસ-છે એમ સમજવું. મતલબ કે સુરેશ્વરાચાર્યે જેને संवित् કહ્યું છે તે જ આ વેદાન્ત-શાસ્ત્રમાં चिदाभास નામથી કહેવાય છે. (૧૧). ઉપરની વાર્તિક વડે વાર્તિકકારે (સુરેશ્વરાચાર્યે) ચિદાભાસને ચિદ્રૂપ નહિ, પણ ચિત્ જેવો ( चित्सादृश्यं ) કહ્યો છે; કેમકે શ્રીશંકરાચાર્યે ઉપદેશ-સહસ્રીમાં બ્રહ્મ અને ચિદાભાસ( चित् )ના ફળમાં ભેદ કહ્યો છે-બ્રહ્મ જ્ઞાતતા અને અજ્ઞાતતા બંનેને પ્રકાશિત કરતું હોવાથી, અને ચિદાભાસ અજ્ઞાતતામાં જ્ઞાતતા માત્ર ઉત્પન્ન કરવાથી. (૧૨).

आभास उदितस्तस्माज्ज्ञातत्वं जनयेद्घटे ।
तत्पुनर्ब्रह्मणाभास्यमज्ञातत्ववदेव हि ॥ १३ ॥
धीवृत्त्याभासकुम्भानां समूहो भास्यते चिदा ।
कुम्भमात्रफलत्वात्स एक आभासतः स्फुरेत् ॥ १४ ॥
चैतन्यं द्विगुणं कुम्भे ज्ञातत्वेन स्फुरत्यतः ।
अन्येऽनुव्यवसायाख्यमाहुरेतद्यथोदितम् ॥ १५ ॥
घटोऽयमित्यसावुक्तिराभासस्य प्रसादतः ।
विज्ञातो घट इत्युक्तिर्ब्रह्मानुग्रहतो भवेत् ॥ १६ ॥

માટે ઘટમાં ઉદય પામેલો ચિદાભાસ ઘટમાં જ્ઞાતતા ઉત્પન્ન કરે છે. ફરી આ જ્ઞાતતાને અજ્ઞાતતાની પેઠે બ્રહ્મ પ્રકાશિત કરે છે. (૧૩). એક જ બુદ્ધિવૃત્તિમાં રહેલો ચિદાભાસ એક જ ઘટમાં-કુંભ માત્રમાં-રહેલી જ્ઞાતતા રૂપી ફળ રૂપ હોવાથી તે ચિદાભાસથી ફક્ત એક જ ઘટ સ્ફુરે છે. તે પ્રમાણે જૂદી જૂદી વૃત્તિઓના જૂદા જૂદા ચિદાભાસ વડે તે તે એકેક ઘટ સ્ફુરે છે. પરંતુ બધી બુદ્ધિ-વૃત્તિઓના ચિદાભાસ ( आभास ) વડે પ્રકાશિત થયેલા જૂદા જૂદા કુંભોના સમૂહને એક વૃત્તિનો એક ચિદાભાસ પ્રકાશી-જાણી-શકતો નથી; પરંતુ તે( સમૂહ )ને તો બ્રહ્મ ચૈતન્ય જ પ્રકાશે છે. (૧૪). માટે-કુંભ બ્રહ્મ અને ચિદાભાસ બંને વડે ભાસ્ય હોવાથી-કુંભમાં બેવડું ચૈતન્ય છે. ઉપર કહેલા ( यथोदितम् ) આ બ્રહ્મચૈતન્યને જ બીજા (નૈયાયિકો-તાર્કિકો) અનુવ્યવસાય નામના જ્ઞાનથી

ઓળખે છે. (૧૫). घटोऽयम्–આ ઘટ–એવું જે બોલવું થાય છે તે ચિદાભાસના પ્રસાદથી થાય છે. અને ज्ञातो घटः–ઘટ જાણ્યો–એવું બોલવું બ્રહ્મના અનુગ્રહથી થાય છે. (૧૬).

**૩. બુદ્ધિવૃત્તિમાં કૂટસ્થ અને ચિદાભાસનું અસ્તિત્વ. ૧૭–૨૬.**

आभासब्रह्मणी देहाद्बहिर्यद्वद्विवेचिते ।
तद्वदाभासकूटस्थौ विविच्येतां वपुष्यपि ॥ १७ ॥

જેમ દેહની બહાર ચિદાભાસ અને બ્રહ્મ બંને હોવાનું વિવેચન કરવામાં આવ્યું, તેમ હવે દેહની અંદર પણ ચિદાભાસ અને કૂટસ્થ બ્રહ્મને જૂદા કરીને બતાવવામાં આવે છે. (૧૭).

अहंवृत्तौ चिदाभासः कामक्रोधादिकासु च ।
संव्याप्य वर्तते तप्ते लोहे वह्निर्यथा तथा ॥ १८ ॥
स्वमात्रं भासयेत्तप्तं लोहं नान्यत्कदाचन ।
एवमाभाससहिता वृत्तयः स्वस्वभासिकाः ॥ १९ ॥
क्रमाद्विच्छिद्य विच्छिद्य जायन्ते वृत्तयोऽखिलाः ।
सर्वा अपि विलीयन्ते सुप्तिमूर्च्छासमाधिषु ॥ २० ॥
संधयोऽखिलवृत्तीनामभावाश्चावभासिताः ।
निर्विकारेण येनासौ कूटस्थ इति चोच्यते ॥ २१ ॥
घटे द्विगुणचैतन्यं यथा बाह्ये तथाऽन्तरे ।
वृत्तिष्वपि ततस्तत्र वैशद्यं संधितोऽधिकम् ॥ २२ ॥

અહંવૃત્તિમાં તેમજ કામ ક્રોધાદિ વૃત્તિઓમાં ચિદાભાસ વ્યાપેલો છે, જેમ તપેલા લોઢામાં અગ્નિ છે. (૧૮). જેમ તપેલું લોઢું પોતાને જ પ્રકાશે છે, બીજાને નહિ; તેમ ચિદાભાસ સહિત વૃત્તિઓ પણ પોતપોતાના ચિદાભાસ વડે જ પ્રકાશિત છે. (૧૯). જાગ્રત્ અને સ્વપ્નમાં બધી વૃત્તિઓ એક પછી એક જૂદી જૂદી થઈને ઉત્પન્ન થાય છે. અને વળી તે સઘળી સુષુપ્તિ, મૂર્છા, અને સમાધિમાં લય પામી જાય છે. વૃત્તિઓની આ સંધિઓને તથા વૃત્તિઓના અભાવને જે નિર્વિકારિ ચૈતન્ય પ્રકાશે છે, તે **કૂટસ્થ** કહેવાય છે. (૨૦–૧). તેથી જેમ બાહ્ય ઘટમાં બેવડું ચૈતન્ય છે, તેમ દેહની અંદર વૃત્તિઓમાં પણ બેવડું ચૈતન્ય છે. માટે વૃત્તિ-

ઓની સંધિઓ કરતાં વૃત્તિઓમાં ચૈતન્ય સ્પષ્ટ રીતે વધારે છે, ( કેમકે બ્રહ્મ–કૂટસ્થ–ચૈતન્ય વ્યાપક હોવાથી વૃત્તિમાં પણ છે. ) (૨૨).

**ज्ञातताज्ञाते न स्तो घटवद्वृत्तिषु क्वचित् ।**
**स्वस्य स्वेनागृहीतत्वात्ताभिश्चाज्ञाननाशनात् ॥२३॥**

ઘટની પેઠે વૃત્તિઓમાં કોઇ રીતે જ્ઞાતતા કે અજ્ઞાતતા નથી, કેમકે પોતાની જ્ઞાતતા અજ્ઞાતતા પોતે જાણી શકે નહીં. પોતે **સ્વ-પ્રકાશ** હોવાથી તેમાં જ્ઞાનવ્યાપ્તિ છે નહિ; અને વળી પોતાનામાં ( વૃત્તિમાં ) રહેલા અજ્ઞાન( ઘટાજ્ઞાન )નો પોતાની ઉત્પત્તિ થતાં જ નાશ થનો હોવાથી તેમાં અજ્ઞાનની વ્યાપ્તિ પણ નથી. તેથી તેમાં જ્ઞાતતા કે અજ્ઞાતતા નથી. માટે ઘટની પેઠે વૃત્તિને જાણવાને માટે કૂટસ્થની જરૂર નથી. ( જેમ દીપ ઘટને પ્રકાશે છે, તેથી ઘટમાં પ્રકાશતા અપ્રકાશતા રહી છે; પરંતુ દીપ પ્રકાશરૂપ હોવાથી તેમાં પ્રકાશતા અપ્રકાશતા રહી નથી. ( ૨૩ ).

**द्विगुणीकृतचैतन्ये जन्मनाशानुभूतितः ।**
**अकूटस्थं तदन्यत्तु कूटस्थमविकारतः ॥ २४ ॥**

આ બે પ્રકારનાં ચૈતન્યમાંના **ચિદાભાસનો જન્મ અને નાશ** અનુભવસિદ્ધ હોવાથી તે અકૂટસ્થ છે–કૂટસ્થ નથી. પરંતુ બીજું ચૈતન્ય અવિકારિ હોવાથી કૂટસ્થ છે. ( ૨૪ ).

**अन्तःकरणतद्वृत्तिसाक्षीत्यादावनेकधा ।**
**कूटस्थ एव सर्वत्र पूर्वाचार्यैर्विनिश्चितः ॥ २५ ॥**
**आत्माभासाश्रयाश्चैवं मुखाभासाश्रया यथा ।**
**गम्यन्ते शास्त्रयुक्तिभ्यामित्याभासश्च वर्णितः ॥२६॥**

( ચિદાભાસથી જૂદો કૂટસ્થ હોવાનું સ્વકપોલકલ્પિત નથી, પરંતુ શ્રી શંકરાચાર્યે ઉપદેશ સહસ્રીમાં ) " अन्तःकरणतद्वृत्ति-साक्षी " ઇત્યાદિ વાક્યોમાં અનેક પ્રકારે સર્વત્ર કૂટસ્થનો નિશ્ચય કર્યો છે. ( ૨૫ ). ( કૂટસ્થથી જૂદો ચિદાભાસ છે એવું પણ તેમાં વર્ણવ્યું છે. ) જેમ મુખ, મુખનું પ્રતિબિંબ, અને પ્રતિબિંબના આશ્રય રૂપ દર્પણ એ ત્રણ પ્રત્યક્ષ જોવામાં આવે છે; તેમ કૂટસ્થ આત્મા, ચિદાભાસ, તથા ચિદાભાસના આશ્રયરૂપ અંતઃકરણ એ ત્રણે શાસ્ત્ર અને યુક્તિ વડે જાણવામાં આવે છે. એ પ્રમાણે ચિદા-ભાસનું વર્ણન કર્યું છે. ( ૨૬ ].

## ૪. ચિદાભાસની આવશ્યકતા. ૨૭–૩૩.

बुद्ध्यवच्छिन्नकूटस्थो लोकान्तरगमागमौ ।
कर्तुं शक्तो घटाकाश इवाभासेन किं वद ॥ २७ ॥
शृण्वसङ्गः परिच्छेदमात्राज्जीवो भवेन्नहि ।
अन्यथा घटकुड्याद्यैरवच्छिन्नस्य जीवता ॥ २८ ॥
न कुड्यसदृशी बुद्धिः स्वच्छत्वादिति चेत्तथा ।
अस्तु नाम परिच्छेदे किं स्वाच्छ्येन भवेत्तव ॥ २९ ॥
प्रस्थेन दारुजन्येन कांस्यजन्येन वा न हि ।
विक्रेतुस्तण्डुलादीनां परिमाणं विशिष्यते ॥ ३० ॥
परिमाणाविशेषेऽपि प्रतिबिम्बो विशिष्यते ।
कांस्ये यदि तदा बुद्धावप्याभासो भवेद्बलात् ॥ ३१ ॥

શંકાઃ—જેમ ઘટ દ્વારા ઘટાકાશ ગમનાગમન કરી શકે છે, તેમ બુદ્ધિની હદવાળો ( अवच्छिन्न ) કૂટસ્થ લોકાન્તરમાં જવા આવવાને શક્તિમાન છે. છતાં ચિદાભાસની કલ્પના કરવાનું શું કામ છે તે કહો. ( ૨૭ ). ઉત્તરઃ—સાંભળ, અસંગ આત્મા ( કૂટસ્થ ) બુદ્ધિના પરિચ્છેદ ( હદ ) માત્રથી જીવ થઇ શકતો નથી; જો તેમ થાય તો ઘટ, દીવાલ, વગેરેની હદ વાળો કૂટસ્થ પણ જીવ થવો જોઇએ. ( ૨૮ ). જો તું એમ કહેતો હોય કે બુદ્ધિ સ્વચ્છ હોવાથી તે દીવાલ જેવી નથી, તો ભલે તેમ હો. બુદ્ધિની સ્વચ્છતાથી તને પરિચ્છેદમાં શું મળ્યું ?—તેથી પરિચ્છેદને શો લાભ ? અનાજનું માપ ( प्रस्थ ) દેવદારના લાકડાનું હોય કે કાંસાનું બનાવેલું હોય તેથી કાંઇ વેચનારના તંદુલાદિ અનાજનું માપ વધતું નથી. ( ૨૯ –૩૦ ). જો તું એમ કહેતો હોય કે કાંસાના માપમાં પરિમાણ સામાન્યપણે હોવા છતાં તેમાં પ્રતિબિંબ રૂપી વિશેષતા છે, તો બળપૂર્વક સ્વચ્છ બુદ્ધિમાં પણ ચિદાભાસ રૂપી પ્રતિબિંબ સિદ્ધ થાય છે. ( ૩૧ ).

ईषद्भासनमाभासः प्रतिबिम्बस्तथाविधः ।
बिम्बलक्षणहीनः सन्बिम्बवद्भासते स हि ॥ ३२ ॥
ससङ्गत्वविकाराभ्यां बिम्बलक्षणहीनता ।
स्फूर्तिरूपत्वमेतस्य बिम्बवद्भासनं विदुः ॥ ३३ ॥

" **આભાસ** " નું નામ " થોડું ભાસવું " તે છે. **પ્રતિબિંબ** પણ તેવું જ છે, કેમકે બિંબના લક્ષણ રહિત હોવા છતાં પ્રતિબિંબ ( સઃ ) બિંબની પેઠે ભાસે છે. ( ૩૨ ). તે જ પ્રમાણે ચિદાભાસમાં **સસંગત્વ** અને **વિકાર** હોવાથી બિંબ( કૂટસ્થ )ના લક્ષણ રહિતપણું છે; અને તેનું જે **સ્ફૂર્તિરૂપત્વ** છે તે બિંબની પેઠે ભાસવું ( भासनं ) કહેવાય છે. ( ૩૩ ).

**૫. ચિદાભાસનું વિનાશિત્વ. ૩૪-૪૧.**

न हि धीभावभावित्वादाभासोऽस्ति धियः पृथक् ।
इति चेदल्पमेवोक्तं धीरप्येवं स्वदेहतः ॥ ३४ ॥
देहे मृतेऽपि बुद्धिश्चेच्छा॰ ादस्ति तथासति ।
बुद्धेरन्यश्चिदाभासः प्रवेशश्रुतिषु श्रुतः ॥ ३५ ॥
धीयुक्तस्य प्रवेशश्चेन्नैतरेये धियः पृथक ।
आत्मा प्रवेशं संकल्प्य प्रविष्ट इति गीयते ॥ ३६ ॥
कथं न्विदं साक्षदेहं मद्ते स्यादितीरणात् ।
विदार्य मूर्धसीमानं प्रविष्टः संसरत्ययम् ॥ ३७ ॥
कथं प्रविष्टोऽसङ्गश्चेत्सृष्टिर्वास्य कथं वद ।
मायिकत्वं तयोस्तुल्यं विनाशश्च समस्तयोः ॥ ३८ ॥
समुत्थायैष भूतेभ्यस्तान्येवानुविनश्यति ।
विस्पष्टमिति मैत्रेय्यै याज्ञवल्क्य उवाच हि ॥ ३९ ॥

જો તું એમ કહેતો હોય કે બુદ્ધિ વિના પ્રતિબિંબ ( ચિદાભાસ ) પડે નહિ, તેથી જ્યાંસુધી બુદ્ધિ છે ત્યાંસુધી જ ચિદાભાસ હોવાને લીધે [ धीभावभावित्वात् ) ચિદાભાસ બુદ્ધિથી જૂદો નથી, તો તું અલ્પ જ કહે છે. તારા કહેવા પ્રમાણે તો દેહ છે ત્યાંસુધી બુદ્ધિ હોવાથી બુદ્ધિ પણ દેહથી જૂદી હોવાનું સિદ્ધ થશે નહિ ( ૩૪ ). જો તું એમ કહેતો હોય કે દેહ મર્ણ પામ્યા છતાં પણ બુદ્ધિ છે એવું શાસ્ત્રથી જાણવામાં આવે છે, તો બુદ્ધિથી અન્ય ચિદાભાસ છે એવું **પ્રવેશ** શ્રુતિમાં કહેલું છે. ( ૩૫). જો તું એમ કહેતો હોય કે બુદ્ધિયુક્ત ચિદાભાસનો પ્રવેશ થાય છે, એકલા ચિદાભાસનો નહિ, તો તેમ પણ નથી; કેમકે ઐતરેય શ્રુતિમાં કહ્યું છે કે બુદ્ધિથી જૂદા આત્માએ પ્રવેશનો સંકલ્પ કરીને

પ્રવેશ કર્યો. (૩૬). ( તે શ્રુતિ કહે છે કે ) " ઇંદ્રિયો સહિત આ જડ દેહ ચેતનરૂપ મારા સિવાય કેવી રીતે પોતાનો નિર્વાહ કરી શકશે ? " એવો વિચાર કરીને મૂર્ધસીમાને ફોડીને આ પરમાત્માએ તે દેહમાં પ્રવેશ કર્યો, અને પછી જાગ્રત્ વગેરે અવસ્થાઓમાં તે સંસરે છે–તે તે દશાને અનુભવે છે. ( ૩૭ ). જો તું એમ પૂછતો હોય કે અસંગ પરમાત્મા કેવી રીતે પ્રવેશ કરે ? તો અમે પૂછીએ છીએ કે અસંગ પરમાત્માને સૃષ્ટિ પણ કેવી રીતે હોય ? ( જો તુ એમ કહેતો હોય કે સૃષ્ટિકર્તા તો માયિક હોવાથી તેવો દોષ લાગતો નથી તો ) પ્રવેશક તેમજ સ્રષ્ટા બંને સરખા જ માયિક છે અને બંનેનો વિનાશ પણ સરખો જ છે. યાજ્ઞવલ્કયે મૈત્રેયીને પણ કહ્યું હતું કે આ ( જીવ ) ભૂતો–પ્રાણિદેહોમાંથી નિકળીને તે દેહોની પાછળ પોતે પણ નાશ પામે છે–ઔપાધિક રૂપ નાશ પામે છે–જીવત્વાભિમાન નાશ પામે છે, સ્વરૂપથી નહિ. ( એ પ્રમાણે માયિક જીવનો નાશ શ્રુતિમાં કહ્યો છે. (૩૮–૩૯).

अविनाश्ययमात्मेति कूटस्थः प्रविवेचितः ।
मात्रासंसर्ग इत्येवमसङ्गत्वस्य कीर्तनात् ॥ ४० ॥
जीवापेतं वाव किल शरीरं म्रियते न सः ।
इत्यत्र न विमोक्षोऽर्थः किंतु लोकान्तरे गतिः ॥ ४१ ॥

" આ આત્મા અવિનાશી છે " ઇત્યાદિ શ્રુતિ વડે કૂટસ્થને જીવથી જૂદો કરીને બતાવવામાં આવ્યો છે. અને આત્મા અસંગ હોવાથી દેહાદિ ( मात्रा ) સાથે તેનો સંસર્ગ નથી એવી પણ શ્રુતિ છે. (૪૦). " જીવયુક્ત શરીર નક્કી મર્ણ પામે છે, જીવ નહિ " એ શ્રુતિમાં જીવનું મર્ણ નથી એમ જે કહ્યું છે તે વિમોક્ષ અર્થમાં કહેલું નથી, પરંતુ લોકાન્તરમાં જવા સંબંધી કહ્યું છે: એટલે કે લોકાન્તરમાં ગતિ કરવામાં તો જીવ જીવતો હોય છે, દેહ મર્ણ પામે છે; પરંતુ મોક્ષ વખતે તો જીવનું મર્ણ થાય છે જ. ( ૪૧ ).

## ૬. જીવ અને જગતનું સામાનાધિકરણ્ય–બ્રહ્મ. ૪૨–૫૫.

नाहं ब्रह्मेति बुध्येत स विनाशीति चेन्न तत् ।
सामानाधिकरण्यस्य बाधायामपि संभवात् ॥ ४२ ॥
योऽयं स्थाणुः पुमानेष पुंधिया स्थाणुधीरिव ।
ब्रह्मास्मीति धिया शेषाप्यहंबुद्धिर्निवर्त्यते ॥ ४३ ॥

नैष्कर्म्यसिद्धावप्येवमाचार्यैः स्पष्टमीरितम् ।
सामानाधिकरण्यस्य बाधार्थत्वमतोऽस्तु तत् ॥ ४४ ॥
सर्वं ब्रह्मेति जगता सामानाधिकरण्यवत् ।
अहं ब्रह्मेति जीवेन सामानाधिकृतिर्भवेत् ॥ ४५ ॥
सामानाधिकरण्यस्य बाधार्थत्वं निराकृतम् ॥
प्रयत्नतो विवरणे कूटस्थस्य विवक्षया ॥ ४६ ॥
शोधितस्त्वंपदार्थो यः कूटस्थो ब्रह्मरूपताम् ।
तस्य वक्तुं विवरणे तथोक्तमितरः च ॥ ४७ ॥

જો એવી શંકા કરતા હો કે "જો જીવ વિનાશી હોય તો 'હું અવિનાશી બ્રહ્મ રૂપ છું' એવી રીતે વિનાશી જીવ અવિનાશી બ્રહ્મ સાથેની પોતાની એકતાનું જ્ઞાન પામી શકે નહિ," તો તે ખરૂં નથી, કેમકે ચિદાભાસનો-જીવનો-નાશ થતાં ( बाधायाम् ) એકતા-જીવ બ્રહ્મની એકતા-રૂપી સામાનાધિકરણ્ય ( अहं ब्रह्म ) થવાનો સંભવ છે. ( ૪૨ ). "જે આ સ્થાણુ માનવામાં આવતો હતો તે સ્થાણુ નહિ પણ આ પુરૂષ છે" એ વાકયમાં પુરૂષત્વના જ્ઞાનથી જેમ સ્થાણુત્વબુદ્ધિ નિવૃત્ત થાય છે, તેમ "હું બ્રહ્મ છું" એવા જ્ઞાનથી બાકીનો ( शेषा ) અહંબુદ્ધિ-હું કર્તા એવી બુદ્ધિ-પણ નિવૃત્ત થાય છે. ( માટે વિનાશી અને અવિનાશીની એકતા થવાનો સંભવ છે. ) ( ૪૩ ). એ પ્રમાણે શ્રી હર્ષમિશ્રાચાર્યે નૈષ્કર્મ્યસિદ્ધિ નામના ગ્રંથમાં પણ સામાનાધિકરણ્યનું બાધાર્થત્વ કહ્યું છે-જીવભાવનો બાધ કરીને એકતા કરવાનું કહ્યું છે. માટે "હું બ્રહ્મ છું" એ વાકયમાં તે બાધાર્થત્વ હો. ( बाध=જીવનો વિનાશ; अर्थ=જીવના નાશથી એકતા રૂપી અર્થ પ્રાપ્ત થાય છે તે ). (૪૪). શ્રુતિમાં—"सर्वं ब्रह्म" એ શ્રુતિવાકયમાં—પણ જેમ જગતની સાથે ( जगता ) બ્રહ્મનું સામાનાધિકરણ્ય (એકપણું ) થાય છે-જગત્ રૂપી કલ્પિત દેખાવનો બાધ કરીને (बाधायाम्) જગત્ ( सर्वं ) અને બ્રહ્મ એકરૂપ હોવાનું જ્ઞાન થાય છે; તેમ "अहं ब्रह्म"—જીવ બ્રહ્મની એકતા-ના વિષયમાં પણ માયિક જીવત્વનો બાધ કરીને જીવની સાથે બ્રહ્મનું સામાનાધિકરણ્ય (એકતા)થાય છે.(૪૫).વિવરણાચાર્યે(હર્ષમિશ્રે) વિવરણ નામના ગ્રંથમાં

પ્રયત્ન વડે સામાનાધિકરણ્યના બાધાર્થત્વનું જે નિરાકરણ કર્યું છે તે. "**अहं**"શબ્દ વડે **જીવ** નહિ,પણ **કૂટસ્થ** કહેવાની ઇચ્છાથી કર્યું છે. મતલબ કે જીવ અને કૂટસ્થની એકતા કરવામાં **બાધ સામાનાધિકરણ્ય** લીધું છે, અને કૂટસ્થ અને બ્રહ્મની એકતામાં બાધરહિત **મુખ્ય સામાનાધિકરણ્ય** લીધું છે. ( ૪૬ ). બુદ્ધયાદિથી વિવેચિત કરેલો [ **शोधित** ] **त्वम्** પદનો લક્ષ્ય જે **કૂટસ્થ** છે (જેનું લક્ષણ નીચે કહેલું છે ) તે **બ્રહ્મરૂપ** છે એમ કહેવાની મતલબથી બાધ સામાનાધિકરણ્યનો નિષેધ કરીને મુખ્ય સામાનાધિકરણ્ય લેવાનું કહ્યું છે, તેમજ બીજા ગ્રંથોમાં પણ કહ્યું છે. મતલબ કે **જીવ**માંથો ઉપાધિનો **બાધ** કરીને જીવ બ્રહ્મનું સામાનાધિકરણ્ય થાય છે, પરંતુ **કૂટસ્થ** શુદ્ધ રૂપ હોવાથી તેમાંથી કોઇનો **બાધ** કરવાનો નહીં હોવાથી તે બ્રહ્મ રૂપ જ છે; તેથી તેમાં મુખ્ય સામાનાધિકરણ્ય લેવાનું કહ્યું છે. [૪૭].

देहेन्द्रियादियुक्तस्य जीवाभासभ्रमस्य या ।
अधिष्ठानचितिः सैषा कूटस्थात्र विवक्षिता ॥ ४८ ॥
जगद्भ्रमस्य सर्वस्य यदधिष्ठानमीरितम् ।
त्रय्यन्तेषु तदत्र स्याद्ब्रह्मशब्दविवक्षितम् ॥ ४९ ॥

ઇંદ્રિય, મન, વગેરે વાળું જે સૂક્ષ્મ શરીર તે તથા સ્થૂલ દેહ એ બે દેહયુક્ત જીવાભાસ રૂપી ભ્રમનું જે **અધિષ્ઠાન ચૈતન્ય** છે તે **વેદાન્તમાં કૂટસ્થ** કહેવાય છે. ( સ્થૂલ દેહમાં જીવાભાસ નથી, કેમકે તે તમોપ્રધાન છે; પરંતુ સૂક્ષ્મદેહમાં જ જીવાભાસ છે ). ( ૪૮ ). **વેદાન્તમાં** સર્વ જગત્ રૂપી ભ્રમનું જે અધિષ્ઠાન કહેલું છે તે અત્રે **બ્રહ્મ** કહેવાય છે. ( ૪૯ ).

एतस्मिन्नेव चैतन्ये जगदारोप्यते यदा ।
तदा तद्देशस्य जीवाभासस्य का कथा ॥ ५० ॥
जगत्तद्देशारव्यसमारोप्यस्य भेदतः ।
तत्त्वंपदार्थौ भिन्नौ स्तो वस्तुतस्त्वेकता चितेः ॥५१॥

એક અદ્વિતીય બ્રહ્મમાં જ્યારે ( મોટા ) જગત્‌નું આરોપણ કરવામાં આવ્યું છે, તો તેના એક ભાગમાં જીવાભાસનું આરોપણ કરવામાં આવે એમાં નવાઇ શી ? (૫૦). જગત્ અને તેના એક

ભાગ ( देश ) રૂપી ઉપાધિ( समारोप्य )ના ભેદને લીધે तत् અને त्वम् પદાર્થો ભિન્ન છે. વસ્તુતાએ તો બંનેમાં રહેલું ચૈતન્ય તો એક જ છે. (૫૧).

कर्तृत्वादीन्बुद्धिधर्मान्स्फूर्त्याख्यां चात्मरूपताम् ।
दधद्विभाति पुरत आभासोऽतो भ्रमो भवेत् ॥ ५२ ॥
का बुद्धिः कोऽयमाभासः को वात्मात्र जगत्कथम् ।
इत्यनिर्णयतो मोहः सोऽयं संसार इष्यते ॥ ५३ ॥
बुद्ध्यादीनां स्वरूपं यो विविनक्ति स तत्त्ववित् ।
स एव मुक्त इत्येवं वेदान्तेषु विनिश्चयः ॥ ५४ ॥
एवं च सति बन्धः स्यात्कस्येत्यादिकुतर्कजाः ।
विडम्बना दृढं खण्ड्याः खण्डनोक्तिप्रकारतः ॥५५॥

શુક્તિમાં રજત(રૂપું) ની પેઠે, કૂટસ્થમાં ચિદાભાસ પણ આરોપિત કરેલો છે, કારણ કે આરોપ્યના કર્તૃત્વાદિ ધર્મોને તથા અધિષ્ઠાનના સ્ફૂર્તિ નામના ધર્મને ધારણ કરીને જન્મથી ચિદાભાસ ભાસે છે. માટે જ આ ચિદાભાસ ભ્રમ રૂપ–કલ્પિત–છે. ( ૫૨ ) આ ભ્રમ ( मोह ) થવાનું કારણ “ બુદ્ધિ કોણ છે, આભાસ કોણ છે, આત્મા કોણ છે, જગત્ કેવી રીતે થયું છે ? ’ એ વગેરે બાબતનો જે અનિશ્ચય–અજ્ઞાન–તે છે. ( ૫૩ ). જે મુમુક્ષુ બુદ્ધ્યાદિનું સ્વરૂપ શું છે તેનો વિવેક કરી જાણે છે તે જ तत्त्ववित् છે, તે જ मुक्त છે, એવો વેદાન્તનો નિશ્ચય છે. [૫૪]. એમ હોવા છતાં “ બંધ કોનો છે ” ઇત્યાદિ કુતર્કોમાંથી ઉત્પન્ન થયેલી વિડમ્બનાઓ ખંડન નામના ગ્રંથમાં કહેલી યુક્તિઓ વડે દૃઢ રીતે ખંડન કરવા યોગ્ય છે. ( ૫૫ ).

( આ પ્રમાણે શ્રુતિ અને યુક્તિ વડે બુદ્ધ્યાદિથી કૂટસ્થને જૂદો કરી બતાવી હવે પુરાણોમાં પણ તેવો વિવેક કર્યો છે તે કહે છે: ).

## ૭. કૂટસ્થસ્વરૂપ. ૫૬-૫૯.

वृत्तेः साक्षितया [illegible]भावस्य च स्थितः
बुभुत्सायां तथाज्ञोऽस्मीत्याभासाज्ञानवस्तुनः ॥ ५६ ॥

असत्यालम्बनत्वेन सत्यः सर्वजडस्य तु ।
साधकत्वेन चिद्रूपः सदा प्रेमास्पदत्वतः ॥ ५७ ॥
आनन्दरूपः सर्वार्थसाधकत्वेन हेतुना ।
सर्वसंवन्धवत्त्वेन संपूर्णः शि[illegible]तः ॥ ५८ ॥
इति शैवपुराणेषु कूटस्थः प्रविवेचितः ।
जीवेशत्वादिरहितः केवलः स्वप्रभः शिवः ॥ ५९ ॥

કૂટસ્થ વિશે **શૈવપુરાણમાં** નીચે પ્રમાણે કહ્યું છેઃ કામાદિ વૃત્તિ ઉત્પન્ન થતાં તે તે વૃત્તિનો સાક્ષી, વૃત્તિના ઉદય પહેલાં તેના અભાવનો સાક્ષી, જીજ્ઞાસા વખતે જીજ્ઞાસાનો સાક્ષી, જીજ્ઞાસા પહેલાં "હું અજ્ઞ છું" એ પ્રમાણે ચિદાભાસના અજ્ઞાનનો સાક્ષી, એ પ્રમાણે સર્વ અવસ્થાના સાક્ષી તરીકે **શિવ** જ છે. (**स्थितः**).(૫૬). વળી તે **શિવ અસત્ય**–જગત્–ના આધાર રૂપ હોવાથી **सत्य** છે; સર્વ જડ વસ્તુઓનો **પ્રકાશક** હોવાથી **चिद्रूप** છે; સદા પ્રેમનું સ્થાન હોવાથી आनन्द રૂપ છે; સર્વ પદાર્થોનો પ્રકાશક હોવા વડે તે ( શિવ ) સર્વની સાથે સંબંધ ધરાવનાર હોવાથી **संपूर्ण** છે, અને તેનું **શિવ** નામ છે. ( ૫૭—૫૮ ). એ પ્રમાણે **શૈવપુરાણમાં જીવ** અને **ઇશ્વરભાવથી રહિત અદ્વિતીય** ( **केवल** ) **સ્વપ્રકાશ** [ **स्वप्रभ** ] **કૂટસ્થ** રૂપ **શિવ**નું વિવેચન કરવામાં આવ્યું છે. ( ૫૯ ).

## ૮. જીવ, ઇશ્વર, અને જગતનું માયિકત્વ; અને કૂટસ્થનું વસ્તુત્વ. ૬૦-૭૬.

मायाभासेन जीवेशौ करोतीति श्रुतत्वतः ।
मायिकावेव जीवेशौ स्वच्छौ तौ काचकुम्भवत् ॥६०॥
अन्नजन्यं मनो देहात्स्वच्छं यद्वत्तथैव तौ ।
मायिकावपि सर्वस्मादन्यस्मात्स्वच्छतां गतौ ॥ ६१ ॥

માયા ચિદાભાસ વડે જીવ અને ઇશ્વરને રચે છે એમ શ્રુતિમાં કહેલું હોવાથી જીવ અને ઇશ્વર બંને **માયિક** છે. પરંતુ કાચના ઘડાની પેઠે તેઓ સ્વચ્છ છે. ( ૬૦ ). જેવી રીતે દેહની પેઠે મન પણ અન્નમાંથી ઉત્પન્ન થયેલું હોવા છતાં તે દેહ કરતાં સ્વચ્છ

છે, તેવી રીતે જગત્ અને જીવેશ્વર માયાના રચેલા હોવા છતાં-માયિક હોવા છતાં-અન્ય સર્વ ( દેહાદિ ) કરતાં તેઓ સ્વચ્છ છે. [ ૬૧ ].

चिद्रूपत्वं च संभाव्यं चित्त्वेनैव प्रकाशनात् ।
सर्वकल्पनशक्ताया मायाया दुष्करं न हि ॥ ६२ ॥
अस्मन्निद्रापि जीवेशौ चेतनौ स्वप्नगौ सृजेत् ।
महामाया सृजत्येतावित्याश्चर्यं किमत्र ते ॥ ६३ ॥
सर्वज्ञत्वादिकं चेशे कल्पयित्वा प्रदर्शयेत् ।
धर्मिणं कल्पयेद्याऽस्याः को भारो धर्मकल्पने ॥६४॥

જીવ ઇશ્વરનું ચિદ્રૂપત્વ તો માનવું પડશે, કેમકે તેઓ ચિદ્રૂપે પ્રકાશે છે તે અનુભવ સિદ્ધ છે. અને જીવ ઇશ્વરના ચેતનપણામાં કાંઇ નવાઈ નથી, કેમકે સર્વ બાબતની કલ્પના કરવાની શક્તિવાળી માયાને કાંઈ દુષ્કર નથી. [૬૨). દૃષ્ટાન્ત તરીકે આપણી નિદ્રા પણ સ્વપ્નમાંના ચેતન રૂપ જીવઇશ્વર સૃજે છે. તો મહામાયા ચેતન સ્વરૂપ જીવ ઇશ્વરને સૃજે એમાં તને શું આશ્ચર્ય લાગે છે ? (૬૩). વળી ઇશ્વરના સર્વજ્ઞત્વાદિની પણ તે કલ્પના કરી બતાવે છે. જે માયા ધર્મી ( ઇશ્વર )ને કલ્પી શકે તેને તેના [ ધર્મીના ] ધર્મ કલ્પવામાં શો ભાર લાગે ? ( ૬૪ ).

कूटस्थेऽप्यतिशङ्का स्यादिति चेन्माऽतिशङ्क्यताम् ।
कूटस्थमायिकत्वे तु प्रमाणं न हि विद्यते ॥ ६५ ॥
वस्तुत्वं घोषयन्त्यस्य वेदान्ताः सकला अपि ।
सपत्नरूपं वस्त्वन्यन्न सहन्तेऽत्र किंचन ॥ ६६ ॥

જીવઇશ્વરની પેઠે કૂટસ્થ પણ માયિક છે એવી પણ શંકા ઉઠવાનો સંભવ છે એમ જો તું કહેતો હોય તો તેવી શંકા કરતો નહિ, કારણ કે કૂટસ્થ માયિક છે એવું તો કોઇ પ્રમાણ જ નથી. [ ૬૫ ]. અને સકળ વેદાન્ત શાસ્ત્રો પણ કૂટસ્થને માયિક નહિ, પણ વાસ્તવિક હોવાનું કહે છે. તે સંબંધમાં તેઓ પ્રતિપક્ષી રૂપ કોઇ પણ બીજી વસ્તુ ( વાસ્તવિક પદાર્થ ) સહન કરતાં નથી. [ ૬૬ ].

श्रुत्यर्थं विशदीकुर्मो न तर्काद्वच्मि किंचन ।
तेन तार्किकशङ्कानामत्र कोऽवसरो वद ॥ ६७ ॥
तस्मात्तर्कं संत्यज्य मुमुक्षुः श्रुतिमाश्रयेत् ।
श्रुतौ तु माया जीवेशौ करोतीति प्रदर्शितम् ॥६८॥
ईक्षणादिप्रवेशान्ता सृष्टिरीशकृता भवेत् ।
जाग्रदादिविमोक्षान्तः संसारो जीवकर्तृकः ॥६९॥
असङ्ग एव कूटस्थः सर्वदा नास्य कश्चन ।
भवत्यतिशयस्तेन मनस्येवं विचार्यताम् ॥ ७० ॥

(અમે ઉપર પ્રમાણે શ્રુતિના આધારથી કહીએ છીએ, તેનું કારણ) અમે તો શ્રુતિનો અર્થ સ્પષ્ટ કરવાનું કામ માથે લીધું છે, અમે કાંઇ પણ વાત તર્ક કરીને કહેતા નથી. માટે તાર્કિક લોકોની શંકાઓનો અત્રે અવસર જ ક્યાં છે તે કહે. (૬૭). માટે મુમુક્ષુ પુરૂષે તો કુતર્કને છોડી દઇને શ્રુતિનો આશ્રય લેવો. અને શ્રુતિમાં તો જીવઇશ્વરને માયા બનાવે છે, એમ દર્શાવેલું છે. [૭૦].

न निरोधो न चोत्पत्तिर्न बद्धो न च साधकः ।
न मुमुक्षुर्न वै मुक्त इत्येषा परमार्थता ॥ ७१ ॥

[શ્રુતિમાં કહ્યા પ્રમાણે] ઇક્ષણથીથી પ્રવેશ પર્યંતની સૃષ્ટિ ઇશ્વિરે કરેલી છે, અને जाग्रत्, स्वप्न, सुषुप्ति, બંધ અને મોક્ષ પર્યંત સંસાર જીવનો રચેલો છે. [૬૯]. [વળી તેમાં કહ્યું છે કે] કૂટસ્થ સર્વદા असंग જ છે. કર્તાપણું કે જન્માદિ રૂપ તેનો કાંઇ અતિશય–વિશેષતા–નથી. માટે મુમુક્ષુએ હમેશાં તે પ્રમાણે વિચાર કરવો. [૭૦]. આત્માનો નાશ [निरोध] નથી,તેની ઉત્પત્તિ નથી; આત્મા બંધાયલો નથી કે સાધક નથી; તે મુમુક્ષુ નથી કે મુક્ત પણ નથી: આ જ પરમાર્થતા છે. [૭૧].

अवाङ्मनसगम्यं तं श्रुतिर्बोधयितुं सदा ।
जीवमीशं जगद्वापि समाश्रित्य प्रबोधयेत् ॥ ७२ ॥
यया यया भवेत्पुंसां व्युत्पत्तिः प्रत्यगात्मनि ।
सा सैव प्रक्रियेह स्यात्साध्वीत्याचार्यभाषितम् ॥ ७३ ॥

श्रुतितात्पर्यमखिलमबु[illegible] भ्राम्यते जडः ।
विवेकी त्वखिलं बुद्ध्वा ति[illegible]त्यानन्दवारिधौ ॥ ७४ ॥

( છતાં ) વાણી અને મન વડે જાણી શકાય નહિ તેવા આ-ત્માનું જ્ઞાન કરાવવાને માટે શ્રુતિમાં જીવ, ઇશ્વર, અથવા જગત્‌નો આશ્રય લઇને બોધ કરવામાં આવ્યો છે—તેનો બોધ કરવાને માટે તેમનો આશ્રય લીધો છે. ( ૭૨ ). ( તે લેવાનું કારણ એ છે કે ) જે જે પ્રક્રિયા વડે માણસોને પ્રત્યગાત્માનો બોધ થાય તે તે પ્રક્રિયા સારી છે એમ શ્રીસુરેશ્વરાચાર્યે કહ્યું છે. [ ૭૩ ]. ( આ પ્રમાણે શ્રુતિનો એક જ અર્થ હોવા છતાં ) શ્રુતિનું અખિલ તાત્પર્ય નહિ જાણતાં જડ બુદ્ધિ વાળા [ વાદીઓ ] ભ્રમિત થાય છે. પરંતુ સકળ તાત્પર્ય જાણનાર વિવેકી તો આનન્દસાગરમાં સ્થિત થઇને રહે છે. ( ૭૪ ).

मायामेघो जगन्नीरं वर्षत्वेष यथा तथा ।
चिदाकाशस्य नो हानिर्न वा लाभ इति स्थितिः ॥ ७५ ॥

જેમ મેઘ જલને વરસાવવાથી આકાશને કાંઇ હાનિ કે લાભ થતો નથી, તેમ માયા રૂપી મેઘ જગત્ રૂપી પાણીને વર-સાવે તેથી ચૈતન્ય રૂપી આકાશને કાંઇ હાનિ કે લાભ નથી, એવી સ્થિતિ છે. ( ૭૫ ).

इमं कूटस्थदीपं योऽनुसंधत्ते निरन्तर[illegible] ।
स्वयं कूटस्थरूपेण दीप्यतेऽसौ निरन्तरम् ॥ ७६ ॥

આ કૂટસ્થદીપ નામના પ્રકરણનું જે પુરૂષ નિરન્તર ચિંતન કરે, તે પોતે નિરંતર કૂટસ્થ રૂપે પ્રકાશી રહે છે. [ ૭૬ ].

इति श्रीपंचदश्यां कूटस्थदीपः समाप्तः ॥

ૐ શાન્તિઃ : શાન્તિઃ : શાન્તિઃ : ॥

## આઠમું પ્રકરણ સમાપ્ત.

# પ્રકરણ ૮.

## કૂટસ્થદીપ.

### ભાવાર્થ.

ઉપર કહ્યા પ્રમાણે " દીપ " નામનાં પાંચ પ્રકરણમાં આ ત્રીજું પ્રકરણ છે.

પહેલું ( પ્રકરણ ૬ ઠું ) " ચિત્રદીપ " નામનું કહ્યું. તે જ્ઞાનમાર્ગનું પ્રકરણ છે. તેમાં કહ્યું કે જીવ, ઈશ્વર, અને જગત્ માયિક–મિથ્યા–છે. તે ત્રણે માયાનાં ઉત્પન્ન કરેલાં છે. જગતને બ્રહ્મની માયાશક્તિનું કાર્ય કહ્યું, અને જીવ ઈશ્વરને માયા રૂપ ઉપાધિ તથા માયાનાં કાર્ય ( દેહાદિ ) રૂપ ઉપાધિમાં પડેલાં બ્રહ્મ ચૈતન્યનાં પ્રતિબિંબ રૂપ કહ્યા. તેથી માયા અને તેનાં કાર્ય રૂપ ઉપાધિ નષ્ટ થતાં તેમાં પડેલાં પ્રતિબિંબ રૂપ ઈશ્વર અને જીવ પણ મિથ્યા રૂપ હોવાથી નષ્ટ થાય, અને એક ઉપાધિ રહિત સચ્ચિદાનંદ સ્વરૂપ ચૈતન્ય માત્ર અવશેષ રહે. અને તે સ્વરૂપને જ જાણવું એમ કહ્યું. અને આ જગત્ તથા જગત્માં રહેલા જીવ ઈશ્વર માયિક હોવાથી આ " માયા " નું સ્વરૂપ શું છે તે પણ તેમાં બતાવ્યું–એટલે કે આ માયા ( જે કોઇને પણ પ્રાપ્ત થાય તેવી નથી તે ) તમોરૂપ એટલે જડરૂપ, અને મોહરૂપ છે; સત્ નથી તેમ અસત્ પણ નથી; ઇંદ્રજાલ રૂપ જગતને નિર્માણ કરનારી છતાં અનિર્વચનીય છે, એમ બતાવ્યું.

બીજું ( પ્રકરણ ૭ મું ) " તૃપ્તિદીપ " નામનું કહ્યું. તે પણ જ્ઞાનમાર્ગનું પ્રકરણ છે. તેમાં એમ કહ્યું કે જો જીવ અદ્વિતીય બ્રહ્મ સાથેની પોતાની એકતાનું અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત કરે, તો જગત્ના ભોગ્ય પદાર્થોને તેમજ જીવ રૂપ ભોક્તાને મિથ્યા જાણી ચૈતન્યરૂપ આત્મા અસંગ છે, તે જોઇ શરીરોના જ્વરોને ભોગવતો નથી, અને તે જ્વરો નાશ પામતાં જીવન્મુક્ત પુરૂષની નિરંકુશા તૃપ્તિનું સુખ અનુભવે છે. આ જીવબ્રહ્મની એકતા જાણવાનો માર્ગ **આત્મવિચાર** છે એમ કહ્યું. જેમ " દશમો " પોતાને જોતો છતાં અવિચારને લીધે ભ્રાન્તિથી પોતે જ દશમો છે એમ જાણી

શકતો નથી; તેવી જ રીતે આ જીવ પણ સંસારમાં આસક્ત થયેલો હોવાથી પોતે પોતાના ખરા સ્વરૂપને જોતો છતાં અવિચારથી અજ્ઞાનમાંથી ઉત્પન્ન થયેલા ભ્રમને લીધે પોતાને [ પોતાના બ્રહ્મ સ્વરૂપને ) ઓળખતો નથી. પરંતુ કોઇ તત્ત્વજ્ઞાની ગુરૂએ બતાવેલે માર્ગે વિચાર કરતાં પોતાને દેહાદિ રૂપ માનવા રૂપી થયેલો ભ્રમ દૂર થતાં જ્યારે ગુરૂ તેને દશમાની પેઠે "આંગળી કરીને" બતાવે છે કે તું દેહાદિ રૂપ નહિ, પણ **દેહાદિથી પર જે ચૈતન્ય-જ્ઞાન-સ્વરૂપ** તું બાકી રહ્યો તે રૂપ તું છે, ત્યારે તે પોતાના શુદ્ધ અદ્વિતીય સ્વરૂપને ઓળખે છે; અને ભોગ્ય પદાર્થ તથા દેહાદિ માયાનાં બનેલાં હોઇ મિથ્યા છે અને જીવ રૂપ ભોક્તા પણ મિથ્યા છે, અને આત્મા તો અસંગ નિર્વિકારી છે, એમ અનુભવી બ્રહ્માનંદનું નિરતિશય સુખ પ્રાપ્ત કરે છે.

હવે આ ત્રીજું ( ૮ મું પ્રકરણ ) " **કૂટસ્થદીપ** " નામનું છે. તે પણ જ્ઞાનમાર્ગનું છે. અને હવે તેનું વર્ણન કરે છે.

---

## ॥ कूटस्थदीप ॥

**૧ પ્રાણિદેહમાં કૂટસ્થ અને ચિદાભાસનો પ્રકાશ. શ્લો. ૧-૩.**

મુમુક્ષુને ( વિવેકાદિ ચાર સાધન યુક્ત થયેલા અને મોક્ષની ઇચ્છા કરનાર અધિકારીને ) માટે મોક્ષનું સાધન **બ્રહ્માત્મૈકત્વ-જ્ઞાન** ( જીવ બ્રહ્મની એકતાનું જ્ઞાન ) છે, અને જીવબ્રહ્મની એકતાનું જ્ઞાન " त्वं " પદનો અર્થ જાણવાથી થાય છે, કારણ કે " त्वं " પદના લક્ષ્ય અને વાચ્ય એવા કૂટસ્થ અને જીવ રૂપ એ અર્થ થાય છે. તેથી त्वं પદનો **લક્ષ્યાર્થ** જે **કૂટસ્થ** છે તે જાણવાથી, અને કૂટસ્થ અને બ્રહ્મ એક જ હોવાથી જીવ બ્રહ્મની એકતાનું જ્ઞાન થાય છે. માટે त्वं પદનો લક્ષ્યાર્થ બતાવનાર **કૂટસ્થદીપ** નામનું પ્રકરણ અત્રે આપવામાં આવ્યું છે. તેટલા માટે કહે છે કેઃ—

> स्वादित्यदीपितं कुडये दर्पणादित्यदीप्तिवत् ।
> कूटस्थभासितो देहो धीस्थजीवेन भास्यते ॥१॥

કહેવાનું તાત્પર્ય એ છે કે આ દેહમાં બે પ્રકારના પ્રકાશ છેઃ ૧. નિર્વિકારી અસંગ કૂટસ્થ બ્રહ્મનો, અને ૨. ચિદાભાસ —જીવ—નો. ( ૧ ).

જેમ દીવાલ ઉપર સામાન્ય સૂર્યપ્રભા હોય છે, અને તે ઉપર દર્પણમાં પડેલા સૂર્યપ્રતિબિંબમાંથી નિકળેલી વિશેષ પ્રભા પડી તે (દીવાલ) ઉપર બે પ્રકારની પ્રભા દેખાય છે; તેવી જ રીતે શરીરમાં શુદ્ધ કૂટસ્થ ચૈતન્ય રહેલું હોવાથી તેના સામાન્ય પ્રકાશથી, તેમજ બુદ્ધિ (અંતઃકરણ) માં પડેલા કૂટસ્થના પ્રતિબિંબ–ચિદાભાસ–રૂપ જીવના વિશેષ પ્રકાશથી આ દેહ પ્રકાશે છે–ચૈતન્યમય દેખાય છે. આ બંનેનો ભેદ બતાવે છે.

**ચિદાભાસની જરૂર:**—શંકાઃ શરીરમાં કૂટસ્થ ચૈતન્ય છે તો ચિદાભાસના પ્રકાશની શી જરૂર ?

ઉત્તર:—કૂટસ્થ પ્રાણીઓમાં તેમજ અચેતનમાં પણ છે. છતાં જડ પદાર્થો ચેતનમય નથી, પ્રાણીઓ છે. તે ચેતનતા ચિદાભાસને લીધે છે, અને ચિદાભાસ અંતઃકરણમાં પડે છે. પરંતુ અંતઃકરણ તો પ્રાણીઓને છે, જડને નથી–અથવા જડનું અંતઃકરણ મલીન હોવાથી તેમાં કૂટસ્થનું ચિદાભાસ રૂપ પ્રતિબિંબ જણાતું નથી. તેથી તે ચેતનમય નથી, પણ જડ છે, અને પ્રાણીઓ ચેતન છે. આ જડ ચેતનનો ભેદ બતાવવા સારૂ પ્રાણીઓના દેહમાં ચિદાભાસ–જીવ–કલ્પવામાં આવેલો છે. ત્વં પદ વાચ્ય પ્રતિબિંબ રૂપ આ જીવ મિથ્યા હોવાથી તેનો લક્ષ્યાર્થ બિંબ રૂપ કૂટસ્થ એકલું સત્ય વસ્તુ છે એમ જાણવામાં આવે છે; અને કૂટસ્થ અને બ્રહ્મ એક જ હોવાથી જીવ બ્રહ્મની એકતાનું જ્ઞાન થાય છે. માટે ત્વં પદના વાચ્ય અને લક્ષ્ય એવા બે અર્થ (જીવ અને કૂટસ્થ) છે, અને તેમાંનો વાચ્યાર્થ–જીવ–મિથ્યા છે, અને લક્ષ્યાર્થ–કૂટસ્થ–સત્ય સ્વરૂપ છે, એમ આ પ્રકરણના અંતમાં શ્લોક ૬૦ થી ૭૫ માં બતાવ્યું છે.

શંકા:—દીવાલ ઉપર દર્પણમાંના સૂર્ય(આદિત્ય)ની પ્રભા સિવાય બીજી સૂર્યપ્રભા (ખાદિત્ય=ખ+આદિત્ય=આકાશમાંના સૂર્યની પ્રભા) જોવામાં આવતી નથી.

ઉત્તર:—જોવામાં આવે છે. અનેક દર્પણોમાં પડેલાં સૂર્યપ્રતિબિંબોમાંથી પરિવર્તન પામી દીવાલ ઉપર પડેલાં અનેક મંડલોની જે વિશેષ પ્રભા દેખાય છે, તેમની સંધિઓની વચ્ચે વચ્ચે જે બીજી સામાન્ય પ્રભા દેખાય છે તે ખાદિત્ય (આકાશમાંના સૂર્ય)ની પ્રભા છે. વળી દર્પણજન્ય પ્રભાના અભાવે–દર્પણ લઇ લેતાં

તેનો અભાવ થતાં-પણુ તે સામાન્ય પ્રભા સર્વત્ર પ્રકાશે છે. એ પ્રમાણે દીવાલ ઉપર બે જાતની પ્રભા દેખાય છે. તેવી જ રીતે:-

**चिदाभासविशिष्टानां तथानेकधियामसौ ।**
**संधिं धियामभावं च भासयन्प्रविविच्यताम् ॥ ३ ॥**

જેવી રીતે અનેક દર્પણોમાં હોય છે, તેવી જ રીતે ચિદાભાસયુક્ત અનેક બુદ્ધિવૃત્તિઓની સંધિઓમાં. તથા તે તે વૃત્તિઓના અભાવ વખતે એકલું કૂટસ્થ ચૈતન્ય ( સૂર્ય પ્રભાની પેઠે ) પ્રકાશે છે એમ જાણો. ( ૨-૩ ).

વૃત્તિઓ જાગ્રત્ અને સ્વપ્નાવસ્થામાં હોય છે, સુષુપ્તિ, મૂર્છા, સમાધિમાં હોતી નથી. તેથી જાગ્રદાદિમાં વૃત્તિઓની સંધિ હોય છે, અને સુષુપ્ત્યાદિમાં તે( વૃત્તિ )નો અભાવ હોય છે. જાગ્રતમાં ઘટજ્ઞાનની વૃત્તિ ઉઠયા પછી શબ્દજ્ઞાનની વૃત્તિ ઉઠે, અને તે પછી ત્રીજી ઉત્પન્ન થાય. તે તે વૃત્તિઓ ચિદાભાસ યુક્ત છે. પરંતુ એક વૃત્તિનો લય થવો અને બીજીનો ઉદ્ભવ થવો-તે બંન્નેની વચ્ચેના સંધિકાળમાં કોઇ વૃત્તિ હોતી નથી, તેમજ સુષુપ્તિમાં બધી વૃત્તિઓ લય પામેલી હોવાથી તે વખતે વૃત્તિઓનો અભાવ હોય છે, તેથી તે વખતે ચિદાભાસનો પણુ લય થાય છે. છતાં-આ સંધિઓ અને અભાવમાં ચિદાભાસ ન હોવા છતાં-તેને (સંધિ અને અભાવને) આપણે જાણીએ છીએ. તેનું કારણુ કે તે વખતે તે સંધિકાલ અને વૃત્તિઓના અભાવને પ્રકાશ કરનાર-જણાવનાર-કોઇ ચૈતન્ય વસ્તુ છે. અને તે કૂટસ્થ છે, એમ કૂટસ્થને ચિદાભાસથી જૂદો કરીને જાણો. ( ૩ ).

**૨. ઘટજ્ઞાનમાં બ્રહ્મ અને ચિદાભાસની જરૂર. ૪-૧૬.**

**દેહની બહાર કૂટસ્થ અને ચિદાભાસ:**—દેહની અંદર કૂટસ્થ અને ચિદાભાસનો ભેદ દર્શાવવાને માટે દેહની બહાર પણુ કૂટસ્થ અને ચિદાભાસના વિભાગ કરી બતાવે છે. ( ૪-૧૬ ).

ઘટની સાથે એકાકાર થયેલી બુદ્ધિવૃત્તિમાં રહેલો ચિદાભાસ ઘટને ફક્ત પ્રકાશે છે, ( ઘટનું જ્ઞાન કરાવી શકતો નથી ). "ઘટો જ્ઞાતઃ"-"મેં ઘટ જાણ્યો"-એવું જ્ઞાન તો ઘટમાં રહેલા-ઘટની કલ્પનાના અધિષ્ઠાન રૂપ—**બ્રહ્મચૈતન્ય** વડે થાય છે. મતલબ કે વૃત્તિમાં રહેલો ચિદાભાસ અને ઘટમાં રહેલું બ્રહ્મચૈતન્ય-એ બંનેનો સંબંધ થવાથી ઘટનું જ્ઞાન થાય છે. ( ૪ ).

શંકાઃ—ઘટની જ્ઞાતતાને પ્રકાશ કરનાર બ્રહ્મચૈતન્ય છે, તો પછી બુદ્ધિવૃત્તિની શી જરૂર ?

ઉત્તરઃ—ઘટની જ્ઞાતતા અને અને અજ્ઞાતતાના ભેદની સિદ્ધિને માટે બુદ્ધિવૃત્તિની પણ જરૂર છે. બુદ્ધિવૃત્તિ ઉત્પન્ન થયા પહેલાં—"મેં ઘટ જાણ્યો નહીં" એમાં—ઘટનું સામાન્ય જ્ઞાન મનમાં છે, તેથી ઘટ જાણ્યો ( ज्ञातः ) ખરો, પરંતુ તેનું વિશેષજ્ઞાન નહીં હોવાથી अज्ञातत्वेन ज्ञातः—અજ્ઞાત રૂપે જાણ્યો. પણ જ્યારે ઘટ જોવામાં આવે ત્યારે તેનું જ્ઞાન થતાં "ज्ञातत्वेन घटो ज्ञातः" એમ કહેવાય. જેમ વૃત્તિ ( દૃષ્ટિ ) ઘટ ઉપર પડયા છતાં ધ્યાન નહીં હોય તો આ કંઈક છે એટલું જ થાય. આ બંને પ્રકારનું જ્ઞાન બ્રહ્મથી જ થાય છે. પરંતુ એકમાં બુદ્ધિવૃત્તિ નહીં હોવાથી अज्ञातत्वेन ज्ञातः, અને બીજામાં ચિદાભાસ યુક્ત બુદ્ધિવૃત્તિ હોવાથી ज्ञातत्वेन ज्ञातः. આ જ્ઞાતતા અને અજ્ઞાતતાના ભેદની સિદ્ધિને માટે બ્રહ્મ ઉપરાંત બુદ્ધિવૃત્તિની જરૂર છે. (૫).

શંકાઃ—એક જ ઘટ જ્ઞાત અને અજ્ઞાત એમ બે પ્રકારનો કેમ કહેવાય છે ?

ઉત્તરઃ—કારણ કે ઘટ ચિદાભાસ યુક્ત બુદ્ધિવૃત્તિ રૂપી જ્ઞાન, અને ચિદાભાસ રહિત જાડય રૂપી અજ્ઞાન, એ બેથી વ્યાપ્ત હોવાથી ज्ञात અને अज्ञात કહેવાય છે. જેમ લાકડીને છેડે લોઢાનો ભાલો હોય છે, તેમ બુદ્ધિવૃત્તિને છેડે—અગ્ર ભાગે—ચિદાભાસ હોય છે. તે જ્ઞાન કહેવાય છે. પરંતુ લોઢાના ભાલા ( ફૂલ ) રહિત જડ લાકડાની પેઠે ચિદાભાસ રહિત એકલી બુદ્ધિવૃતિની જડતા—સ્વતઃ સ્ફૂર્તિ રહિતત્વ—અજ્ઞાન કહેવાય છે. આ જ્ઞાન અને અજ્ઞાન વડે વ્યાપ્ત કુંભ ज्ञात અને अज्ञात એમ બે પ્રકારનો કહેવાય છે. ( ૬ ).

અજ્ઞાત ઘટ જેમ બ્રહ્મથી ભાસ્ય છે, તેવી જ રીતે જ્ઞાત ઘટ પણ બ્રહ્મથી ભાસ્ય છે, કારણ કે જેમ ચિદાભાસ રહિત બુદ્ધિની જડતા—અજ્ઞાન—ઘટમાં અજ્ઞાતત્વ ઉત્પન્ન કરે છે પરંતુ તે અજ્ઞાતતાને બ્રહ્મ પ્રકાશિત કરે છે, કેમકે અજ્ઞાનતાને પણ જડ બુદ્ધિ જાણી શકે નહિ; તેવી જ રીતે ચિદાભાસ યુક્ત બુદ્ધિવૃત્તિ રૂપી જ્ઞાન ઘટમાં ફક્ત જ્ઞાતતા ( अयं घटः ) ઉત્પન્ન કરીને વિરામ પામે છે, અને પછી તે જ્ઞાતતાને બ્રહ્મ પ્રકાશિત કરે છે. માટે અજ્ઞાત કુંભની પેઠે જ્ઞાત કુંભ પણ બ્રહ્મ વડે જ ભાસ્ય છે, બુદ્ધિ જાતે માટીની પેઠે જડ હોવાંથી ચિદાભાસ વિના તે ઘટમાં

જ્ઞાતતા ઉત્પન્ન કરી શકતી નથી; કારણ કે માટી અને બુદ્ધિ પંચભૂતનાં હોવાથી બંને જડ રૂપ છે, બંનેમાં કાંઇ ફેર નથી. માટે જ્ઞાતતા ઉત્પન્ન કરવાને માટે બુદ્ધિની સાથે ચિદાભાસની પણ જરૂર છે, કારણ કે જડ પદાર્થ જાણી શકે નહીં, જાણનાર તો ચેતન જ હોય. (૮). જેવી રીતે ધોળી કે કાળી માટીથી લિપ્ત હોવાના કારણ માત્રથી ઘટ “ જ્ઞાત ” એમ કહેવાતો નથી, તેમ ચિદાભાસ રહિત બુદ્ધિથી વ્યાપ્ત થયેલો પણ “ જ્ઞાત ” કહેવાય નહીં; કારણ કે જો કે બુદ્ધિવૃત્તિ ( આંખ ) જડ હોવા છતાં વાંચી શકે છે, છતાં જો ધ્યાન ન હોય તો જ્ઞાન થતું નથી. ધ્યાન વિના પણ જડ આંખ વાંચ્યા કરે છે ખરી, પરંતુ તેથી જ્ઞાન થતું નથી; કેમકે વૃત્તિ શબ્દાકાર થઇ છે ખરી, પરંતુ અર્થાકાર થઇ નથી. પરંતુ ધ્યાન પૂર્વક–ચિદાભાસ પૂર્વક–અર્થાકાર થઇને–આંખ વાંચે તો જ જ્ઞાન થાય છે. માટે જ્ઞાન થવા માટે બ્રહ્મની સાથે બુદ્ધિમાં ચિદાભાસની પણ જરૂર છે, કેમકે જોવાના કે વાંચવાના વિષયમાં બ્રહ્મચૈતન્ય છે, છતાં ચિદાભાસ–ધ્યાન–રહિત વૃત્તિ હોય તો તે જાણવામાં આવી શકે નહીં. માટે વિષયના જ્ઞાન માટે ચિદાભાસ તેમજ બ્રહ્મ બંનેની જરૂર છે. (૯).

ચિદાભાસનું કામ જ્ઞાતતા ઉત્પન્ન કરવાનું છે, અને તે જ્ઞાતતાને જણાવવાનું–પ્રકાશવાનું–કામ બ્રહ્મ ચૈતન્યનું છે. પરંતુ ચિદાભાસ વિના એકલા બ્રહ્મ ચૈતન્યથી જ્ઞાતતા ઉત્પન્ન થતી નથી; કારણ કે બુદ્ધિવૃત્તિ ઘટમાં ગયા પહેલાં પણ ઘટમાં બ્રહ્મચૈતન્ય રહેલું છે, છતાં પણ તેથી ઘટનું સ્ફુરણ થઇ શકતું નથી. પરંતુ તે સ્ફુરણ–જ્ઞાન–તો ચિદાભાસનો પ્રવેશ થયા પછી જ થાય છે. (૧૦).

તાત્પર્ય એ છે કે પ્રથમ અંતઃકરણમાંનો ચિદાભાસ ઘટ સાથે મળીને ઘટને પ્રકાશે છે; બાદ ઘટમાં રહેલું બ્રહ્મચૈતન્ય ઘટનું જ્ઞાન કરાવે છે. જેમ અંધકારમાં રહેલા ઘટને પ્રથમ દીવો પ્રકાશે, પછી તેને આંખ જોઇ શકે છે, આંખ વિના દેખાય નહીં–જ્ઞાન થાય નહીં. “ घटस्य ज्ञातता ” અને ચિદાભાસનું “ घटज्ञान ” બેમાં ફેર છે. ચિદાભાસ યુક્ત બુદ્ધિ “ अयं घटः ” ( આ ઘટ ) એટલું જ્ઞાન ( घटनिष्ठज्ञातता ) ઉત્પન્ન કરે છે. બાદ એ જ્ઞાતતાને પ્રકાશ કરવાનું કામ બ્રહ્મચૈતન્યનું છે, તે કરે છે. “अयं घटः” એ જ્ઞાન વડે ચિદાભાસે ઘટમાં જ્ઞાતતા ઉત્પન્ન કરી. પછી “घटो मया ज्ञातः” એવું તે જ્ઞાતતાનું જ્ઞાન પ્રકાશિત કરનાર ઘટમાં રહેલું બ્રહ્મચૈતન્ય છે.

જેમ બુદ્ધિનું અજ્ઞાન ઘટમાં અજ્ઞાતતા ઉત્પન્ન કરે છે, પરંતુ તે અજ્ઞાતતાનું જ્ઞાન બ્રહ્મચૈતન્ય કરે છે—અજ્ઞાતતાને બ્રહ્મચૈતન્ય પ્રકાશે છે; તેવી જ રીતે બુદ્ધિમાં રહેલા ચિદાભાસ ઘટમાં જ્ઞાતતા "अयं घटः" એવું જ્ઞાન ઉત્પન્ન કરે છે, અને પછી તે જ્ઞાતતાને બ્રહ્મ ચૈતન્ય પ્રકાશે છે—घटो मया ज्ञातः એવું ઘટજ્ઞાન કરાવે છે. સૂર્ય બધા જગતને પ્રકાશે છે, છતાં આપણને બધા જગતનું જ્ઞાન થતું નથી. પણ જેટલા ભાગ ઉપર આપણી નજર પડે તેટલા ભાગને જોઈ—જાણી—શકીએ છીએ. તેવી રીતે ઘટમાં બુદ્ધિવૃત્તિ પડયા પહેલાં પણ ઘટની અંદર બ્રહ્મચૈતન્યનો પ્રકાશ ( સૂર્યપ્રભાની પેઠે ) હોવા છતાં તેનું જ્ઞાન થતું નથી; પરંતુ તેમાં બુદ્ધિમાંના ચિદાભાસનો પ્રવેશ થયા પછી જ તેનું જ્ઞાન થાય છે. (૧૦ ).

આમ હોવાથી—એટલે બ્રહ્મ અને ચિદાભાસનો ભેદ પ્રસિદ્ધ હોવાથી—ઉત્પન્ન થયેલો ચિદાભાસ ઘટમાં જ્ઞાતતા—જ્ઞાતવ્ય—રૂપી ફળને ઉત્પન્ન કરે છે; પછી તે જ્ઞાતતાને અજ્ઞાતતાની પેઠે બ્રહ્મચૈતન્ય પ્રકાશિત કરે છે. ( ૧૩ ).

આ પ્રમાણે બ્રહ્મ અને ચિદાભાસનો જે ભેદ બતાવ્યો તે બીજી રીતે સ્પષ્ટ કરી બતાવે છેઃ—એક જ બુદ્ધિવૃત્તિમાં રહેલો ચિદાભાસ એક જ ઘટમાં—કુંભ માત્રમાં—રહેલી જ્ઞાતતા રૂપી ફળ રૂપ હોવાથી તે ચિદાભાસથી ફક્ત તે એક જ ઘટ સ્ફુરે છે. તે પ્રમાણે જૂદી જૂદી વૃત્તિઓના જૂદા જૂદા ચિદાભાસ વડે તે તે એકેક ઘટ સ્ફુરે છે. પરંતુ બધી બુદ્ધિવૃત્તિઓના ચિદાભાસ ( आभास ) વડે પ્રકાશિત થયેલા કુંભોના સમૂહને એક વૃત્તિનો એક ચિદાભાસ જાણી શકતો નથી; પરંતુ તે ( સમૂહ )ને તો બ્રહ્મચૈતન્ય જ જાણે છે—પ્રકાશે છે. ( ૧૪ ).

આ પ્રમાણે ચિદાભાસ અને બ્રહ્મ એ બંને વડે કુંભ ભાસે છે. તેથી કુંભમાં જ્ઞાતતા વડે દ્વિગુણ ચૈતન્ય દેખાય છે. ( ૧૫ ).

" આ ઘટ " એવું કહેવું ચિદાભાસના પ્રસાદથી થાય છે, અને તે પછીનું " મેં ઘટ જાણ્યો " એવું કહેવું તે બ્રહ્મના અનુગ્રહથી થાય છે. ( ૧૬ ).

### ૩. બુદ્ધિવૃત્તિમાં કૂટસ્થ અને ચિદાભાસનું અસ્તિત્વ. ૧૭–૨૬.

**દેહની અંદર ચિદાભાસ અને કૂટસ્થનો ભેદઃ**—આ પ્રમાણે દેહની બહાર ચિદાભાસ અને બ્રહ્મનો ભેદ બતાવી હવે દેહ—

ની અંદર પણ ચિદાભાસ અને કૂટસ્થનો ભેદ કરી બતાવે છે. (૧૭–૨૬).

શંકાઃ—દેહની બહાર બુદ્ધિવૃત્તિના વિષય ઘટાદિ હોવાથી તેમાં વૃત્તિ વ્યાપ્ત થાય છે; પરંતુ દેહની અંદર વૃત્તિનો કોઇ વિષય નહીં હોવાથી વૃત્તિ પણ નથી, તેથી વૃત્તિવ્યાપક ચિદાભાસ પણ નથી.

ઉત્તરઃ—વિષયગોચર વૃત્તિનો અભાવ છતાં પણ દેહની અંદર અહંવૃત્તિ, કામવૃત્તિ, ક્રોધવૃત્તિ, વગેરે વૃત્તિઓ છે, અને તે તે વૃત્તિઓમાં વ્યાપ્ત થયેલો ચિદાભાસ પણ છે. જેમ તપેલા લોઢામાં અગ્નિ વ્યાપ્ત છે, તેમ દેહની અંદર ઉત્પન્ન થયેલી વૃત્તિઓમાં ચિદાભાસ વ્યાપ્ત છે. અને જેમ તપેલું લોઢું ફક્ત પોતાને જ પ્રકાશે છે, બીજા કોઈને નહીં; તેવી રીતે દરેક વૃત્તિમાં રહેલો ચિદાભાસ તે તે વૃત્તિને જ પ્રકાશે છે, અને તેથી દરેક વૃત્તિ પોતાને જાણે છે, બીજી વૃત્તિને જાણી શકતી નથી. (૧૮–૧૯).

આ વૃત્તિઓ એક પછી એક જુદી જુદી થઇને ઉઠે છે; અને વળી સુષુપ્તિ, મૂર્છા, અને સમાધિમાં તે સર્વે લય પામે છે. આ સર્વ વૃત્તિઓની સંધિઓ અને તેમના સુષુપ્તિ વગેરે સમયના અભાવમાં ચિદાભાસ નથી. છતાં તેમને જે પ્રકાશે છે–તેમનું આપણને જે જ્ઞાન કરાવે છે–તે જ **નિર્વિકારી કૂટસ્થ** છે. (૨૦–૨૧).

આ પ્રમાણે જેમ દેહની બહાર દ્વિગુણ ચૈતન્ય છે, તેમ દેહની અંદર પણ વૃત્તિઓમાં દ્વિગુણ છે. માટે વૃત્તિઓની સંધિઓ કરતાં વૃત્તિઓમાં વધારે ચૈતન્ય ( **કૂટસ્થ અને ચિદાભાસ** ) છે, એમ બતાવ્યું છે. (૨૨).

શંકાઃ—ઘટાદિના જ્ઞાન માટે કૂટસ્થ ( બ્રહ્મ ) અને ચિદાભાસ બંનેની જરૂર કહી, અને વૃત્તિઓને જાણવાને માટે તો તમે એકલા ચિદાભાસની જરૂર કહી. ત્યારે ઘટની પેઠે વૃત્તિઓમાં પણ જ્ઞાતતા અને અજ્ઞાતતાનો પ્રકાશ કરનાર તરીકે શું કૂટસ્થની જરૂર નથી?

ઉત્તરઃ—ઘટમાં જેમ જ્ઞાતતા અને અજ્ઞાતતા બંને છે, તેમ વૃત્તિઓમાં જ્ઞાતતા અજ્ઞાતતા બંનેમાંનું એક પણ નથી, કારણ કે વૃત્તિમાં જ્ઞાન અને અજ્ઞાન બનેની વ્યાપ્તિ નથી. તેથી તેને જાણવાને કૂટસ્થની જરૂર નથી. જ્ઞાન અને અજ્ઞાનની વ્યાપ્તિ તો બાહ્ય પદાર્થોમાં હોય છે; પરંતુ વૃત્તિ બાહ્ય નથી, પણ પોતામાં રહેલા ચિદાભાસથી પ્રકાશિત છે. તેથી તેમાં જ્ઞાનાજ્ઞાનની વ્યાપ્તિ નથી. (૨૩).

શંકાઃ—કૂટસ્થ અને ચિદાભાસ બંને સમાન ચૈતન્ય રૂપ હોવા છતાં એક "કૂટસ્થ" અને બીજો (ચિદાભાસ) "અકૂટસ્થ" કેમ ?

ઉત્તરઃ—ચિદાભાસનો જન્મ અને નાશ અનુભવવામાં આવે છે, તેથી તે-વિકારી-**અકૂટસ્થ** છે; પરંતુ બીજો અવિકારી-સદા જેવો ને તેવો જ-હોવાથી **કૂટસ્થ** કહેવાય છે. (૨૪).

શાસ્ત્રકારોએ પણ આ બંને (કૂટસ્થ અને ચિદાભાસ)નું નિરૂપણ કર્યું છે. (૨૫-૬).

### ૪. ચિદાભાસની આવશ્યકતા. ૨૭-૩૩.

**ચિદાભાસની આવશ્યકતાઃ**—હવે ચિદાભાસનું શું પ્રયોજન છે, અને તેનાં લક્ષણ શાં છે તે બતાવે છે. (૨૭-૩૩).

શંકાઃ—જેમ ઘટ દ્વારા ઘટાકાશ એક જગાએથી બીજી જગાએ જઇ શકે છે, તેવી રીતે બુદ્ધિથી ઘેરાયલો (**अवच्छिन्न**) કૂટસ્થ લોકાન્તરમાં જવા આવવાને શક્તિમાન છે.તો પછી ચિદાભાસની કલ્પના કરવાનું શું કામ છે ? (૨૭).

ઉત્તરઃ—કૂટસ્થ અસંગ હોવાથી ફક્ત પરિચ્છેદના કારણથી-તેને બુદ્ધિ રૂપી હદ પ્રાપ્ત થવાના કારણ માત્રથી-તે જીવ થઈ લોકાન્તર પ્રાપ્ત કરી શકે નહીં. જો કૂટસ્થને જ લોકાન્તરમાં જનાર આવનારૂ જીવ રૂપ માનીએ તો ઘર, દીવાલ, વગેરે જડ પદાર્થો પણ જીવ કહેવાય, કેમકે તેમાં પણ કૂટસ્થ તો છે જ. માટે **કૂટસ્થ** જીવ રૂપ નથી. પરંતુ કોઇ અન્ય છેઃ અને તે **ચિદાભાસ** છે. માટે પ્રાણીઓ (ચેતન પદાર્થો) અને ઘટાદિ અચેતન પદાર્થો બંનેમાં કૂટસ્થ સમાન છે. પરંતુ એકમાં ચિદાભાસ હોવાથી **જીવ** કહેવાય છે, બીજામાં (જડમાં) તે નહી જેવો હોવાથી તે જીવ રૂપ થઇ શકતા નથી. માટે ચિદાભાસની જરૂર છે. (૨૮).

જો એવી શંકા કરવામાં આવે કે બુદ્ધિ સ્વચ્છ છે,અને દીવાલ તો અસ્વચ્છ છે, માટે બુદ્ધિવિશિષ્ટ કૂટસ્થ જીવ રૂપ થઇ શકે છે, તો તે બરાબર નથી; કેમકે બુદ્ધિ સ્વચ્છ છે તેથી વિશેષ શું થયું ? દેવદારના લાકડાનું માપ હોય કે કાંસા જેવી સ્વચ્છ ધાતુનું માપ હોય, તોપણ તેથી તેમાં ભરેલા ધાન્યની ન્યૂનાધિકતા થઇ શકતી નથી-બંને માપમાં સરખું જ સમાશે.તેવા રીતે દીવાલ અને બુદ્ધિની સ્વચ્છતામાં ભેદ છે, છતાં બંને પરિચ્છેદ રૂપ થઇ શકે છે. તો

બુદ્ધિને સ્વચ્છ માનવાનું પ્રયોજન શું?છતાં જો તમે એવી શંકા કરતા હો કે લાકડાના અને કાંસાના માપમાં એટલો તો ફેર છે કે કાંસામાં પ્રતિબિંબ પડે છે અને લાકડાના માપમાં પડતું નથી; તો પછી તમારા જ કહેવાને અનુસરીને સિદ્ધ થાય છે કે કાંસાની પેઠે બુદ્ધિ પણ સ્વચ્છ હોવાથી તેમાં પણ પ્રતિબિંબ પડવું જ જોઇએ. (૨૯-૩૧).

બુદ્ધિમાંનું આ પ્રતિબિંબ તે જ ચિદાભાસ છે.આ ચિદાભાસનાં લક્ષણ શાં છે, તે શ્લોક ૩૨-૩૩ માં કહે છે.

**પ્રતિબિંબ** અને આ **ચિદાભાસ** બંને એક જ છે, નામ માત્રનો ફેર છે. પ્રતિબિંબ અને આભાસ બંનેનું લક્ષણ એક જ છે. તે એ કે થોડું ભાસવું ( ईषद्भासनम् ). એટલે કે પ્રતિબિંબ અને આભાસ બંને થોડા ભાસનાર છે, કારણ કે બંને બિંબના લક્ષણ રહિત હોઇને **બિંબાભાસ રૂપ**—બિંબની પેઠે ભાસનારા–છે.(૩૨).

સૂર્ય જે બિંબ રૂપ છે તેનું પ્રતિબિંબ જેમ સૂર્યનાં લક્ષણવાળું નહીં છતાં સૂર્ય ( બિંબ ) ની પેઠે ભાસે છે; તેમ બુદ્ધિમાં પડેલું કૂટસ્થ( બ્રહ્મ )નું પ્રતિબિંબ ( આભાસ ) કૂટસ્થના લક્ષણ રહિત છતાં બિંબ રૂપ કૂટસ્થની પેઠે ભાસે છે.**અસંગતા** અને **અવિકારિત્વ** એ કૂટસ્થનાં લક્ષણ છે; પરંતુ તે લક્ષણ ચિદાભાસનાં નથી, કેમકે ચિદાભાસ **સસંગ** અને **વિકારી** છે. છતાં ચિદાભાસનું જે **સ્ફૂર્તિ-રૂપત્વ** છે તે જ તેનું બિંબ (કૂટસ્થ)ની પેઠે ભાસન-ભાસવું-છે.(૩૩).

આ પ્રમાણે કૂટસ્થથી જૂદા ચિદાભાસની પ્રયોજનતા, અને તેનાં લક્ષણ બતાવી હવે તે ( ચિદાભાસ ) બુદ્ધિ રૂપ નહીં, પરંતુ બુદ્ધિથી પૃથક્ છે, તથા પોતે માયિક અને વિનાશી હોઇ પોતાની ઉપાધિની સાથે પોતાના માયિક સ્વરૂપનો પણ વિનાશ કરી પોતાનું ખરૂં કૂટસ્થ સ્વરૂપ જાણી " अहं ब्रह्म " એવું જીવબ્રહ્મની એકતા રૂપી અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત કરે છે, એમ બતાવી त्वं પદનો વાચ્યાર્થ જીવ " અને લક્ષ્યાર્થ " કૂટસ્થ " છે એમ સિદ્ધ કરે છે. (૩૪—૪૭).

### ૫. ચિદાભાસનું વિનાશિત્વ. ૩૪-૪૧.

પ્રથમ ચિદાભાસનું વિનાશિત્વ બતાવે છે. ૩૪-૪૧.

શંકાઃ—બુદ્ધિને લીધે ચિદાભાસ રૂપી પ્રતિબિંબ પડતું હોવાથી જ્યાંસુધી બુદ્ધિ હોય છે, ત્યાંસુધી ચિદાભાસ હોય છે; બુદ્ધિનો નાશ થતાં ચિદાભાસનો પણ નાશ થાય છે, તેથી ચિદાભાસ બુદ્ધિથી જુદો

નથી; જેમ માટી હોય ત્યાં સુધી ઘટ રહે છે, તેથી ઘટ માટીથી જુદો નથી. માટે ચિદાભાસ બુદ્ધિથી જૂદો નથી.

ઉત્તરઃ—જો તેમ કહેશો તો દેહથી જુદી બુદ્ધિ પણ સિદ્ધ થશે નહીં, કેમકે દેહની સાથે બુદ્ધિનો પણ નાશ માનવો પડશે. જો એમ કહેશો કે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે દેહ મર્ણ પામ્યા છતાં બુદ્ધિ રહે છે, તો પ્રવેશ શ્રુતિમાં બુદ્ધિથી જૂદો ચિદાભાસ પણ કહ્યો છે. ( ૩૪–૫ ).

ઉપર કહ્યું કે બુદ્ધિથી જૂદો ચિદાભાસ છે એમ શાસ્ત્રમાં કહ્યું છે. હવે જો તમે એવી શંકા કરતા હો કે બુદ્ધિયુક્ત ચિદાભાસે પ્રવેશ કર્યો, એકલા ચિદાભાસે નહીં, તો તે વાત પણ ખરી નથી; કારણ કે ઐતરેય શ્રુતિમાં કહ્યું છે કે બુદ્ધિની ઉપાધિવાળો જે જીવ તેણે પ્રવેશ કર્યો નથી, પરંતુ બુદ્ધિથી જૂદી જે માયા તે માયાની ઉપાધિ-વાળા ઇશ્વરે પ્રવેશ કર્યો છે.સૃષ્ટિ કરનાર સ્રષ્ટા અને તે જ સૃષ્ટિમાં પ્રવેશ કરનાર જે ઇશ્વર સ્વરૂપ કહ્યું તે સ્રષ્ટા અને પ્રવેષ્ટા માયિક છે, કારણ કે પરમાત્મા તો અસંગ હોવાથી સ્રષ્ટા કે પ્રવેષ્ટા બની શકે નહીં. અને સ્રષ્ટા અને પ્રવેષ્ટા માયિક હોવાથી બંનેનો વિનાશ પણ સરખો જ છે. ( ૩૬–૩૮ ).

આ વિનાશ કેવા પ્રકારનો છે તે વાર્તા યાજ્ઞવલ્કયે મૈત્રેયીને નીચે પ્રમાણે કહી છેઃ—

જ્યારે પંચભૂતના કાર્ય રૂપ દેહેન્દ્રિયાદિ રૂપી ઉપાધિઓનો નાશ થાય છે, ત્યારે જીવ પોતે પણ દેહાદિની ઉપાધિમાંથી નિકળીને તેની પાછળ નાશ પામે છે; એટલે કે પોતાના સ્વરૂપથી નાશ પામતો નથી, પરંતુ સોપાધિક રૂપનો નાશ થાય છે–પોતાના જીવત્વાભિમાનનો નાશ થાય છે, સ્વરૂપનો નહીં, એમ યાજ્ઞવલ્કયે મૈત્રેયીને સ્પષ્ટ સમ-જાવ્યું છે- (૩૯).

જીવનો સ્વરૂપથી નાશ થતો નથી,પરંતુ તેના અહંભાવનો નાશ થાય છે, એમ કહ્યું; કારણ કે જીવનું ખરૂં સ્વરૂપ તો કૂટસ્થ સ્વરૂપ છે, અને કૂટસ્થ સ્વરૂપ અસંગ હોવાથી અવિનાશી છે, એમ પણ શાસ્ત્રે બતાવ્યું છે. (૪૦).

છતાં શાસ્ત્રમાં જે કહ્યું છે કે "जीवापेतं वाव किल शरीरं म्रियते न सः ।"—"જીવ સિવાયનું શરીર મર્ણ પામે છે, જીવ નહીં", તેમાં જીવ વિનાશી છતાં જીવનું મર્ણ નથી એમ જે કહ્યું

છે તે જીવનો આત્યન્તિક નાશ–મોક્ષ–કહેવાના હેતુથી કહ્યું નથી, પરંતુ દેહનું મરણ થયા પછી જીવની લોકાન્તરગતિ થાય છે, એમ કહેવાના હેતુથી કહ્યું છે કે જીવ મરતો નથી. મતલબ કે જ્યાં સુધી જીવનો મોક્ષ થતો નથી, ત્યાંસુધી દેહનું મરણ થયા છતાં જીવ મરણ નહીં પામી લોકાન્તર પ્રાપ્તિ કરે છે. પરંતુ મોક્ષ વખતે તો તેના જીવત્વાભિમાનનો–માની લીધેલા જીવભાવનો–પણ નાશ થઇ પોતાના કૂટસ્થ સ્વરૂપને ઓળખી કૂટસ્થ રૂપે અવિનાશી થાય છે. (૪૧).

**૬. જીવ અને જગતનું સામાનાધિકરણ્ય—બ્રહ્મ. ૪૨–૫૫**

**त्वम् પદનો લક્ષ્યાર્થ:**—અહીં સુધી त्वम् પદનો વાચ્યાર્થ જે જીવ ( ચિદાભાસ ) છે તે માયિક અને વિનાશી છે એમ બતાવી त्वम् પદનો લક્ષ્યાર્થ–ઉપાધિ રહિત ખરો અર્થ–જે કૂટસ્થ છે તે કહે છે. (૪૨–૪૭).

શંકા:—જો જીવને વિનાશી કહેશો તો વિનાશી જીવની અવિનાશિ બ્રહ્મ સાથેની એકતાનું જ્ઞાન ઘટી શકશે નહીં, કારણ કે વિનાશી અને અવિનાશીના એકત્વમાં—સામાનાધિકરણ્યમાં—વિરોધ આવશે?

ઉત્તર:—તેવો વિરોધ આવતો નથી, કારણ કે વિનાશી રૂપ જીવ અને અવિનાશિ રૂપ બ્રહ્મની એકતા સિદ્ધ કરવાની નથી; પરંતુ જીવના જીવભાવ—જીવપણાના અભિમાન–નો બાધ (નાશ) થતાં જીવ અને બ્રહ્મનું સામાનાધિકરણ્ય ( Common substratum ) अहं ब्रह्म રૂપી જીવ બ્રહ્મની એકતા થાય છે. (૪૨). દૃષ્ટાન્ત તરીકે અંધકારમાં ઉભેલા કોઇ માણસને કોઇએ થાંભલો (स्थाणु) માની લીધો. અત્રે તે ઉભેલા માણસનું પુરૂષપણું જો કે ગયું નથી, છતાં જોનાર માણસે તો તેને સ્થાણુ માની લઇ તે પ્રત્યે તેવો વ્યવહાર કર્યો. પરંતુ તેણે જ્યારે પોતાની ભૂલ જોઇ ત્યારે તેને જેમ પુરૂષબુદ્ધિ ઉત્પન્ન થતાં માની લીધેલી સ્થાણુબુદ્ધિ નિવૃત્ત થાય છે; તેમ જ્યારે જીવની ભ્રાન્ત દૂર થતાં પોતે પોતાનું બ્રહ્મ સ્વરૂપ જુએ છે, ત્યારે ભ્રાન્તિથી માની લીધેલી જીવત્વબુદ્ધિ—"હું કર્તા છું" એ વગેરે જીવરૂપ અહંબુદ્ધિ–નિવૃત્ત થાય છે, સ્વરૂપથી નહિ. અર્થાત્ પોતાની જીવ રૂપ માન્યતા–કલ્પના–મિથ્યા જણાતાં પોતે બ્રહ્મરૂપ છે–अहं ब्रह्म–એવું જ્ઞાન પ્રાપ્ત કરે છે. (૪૩).

આ જેને મેં સ્થાણુ માનેલો હતો તે આ પુરૂષ છે, એ પ્ર-

માણે પુરૂષબુદ્ધિ થતાં સ્થાણુબુદ્ધિ નિવૃત્ત થાય છે. તેમ " **अहं ब्रह्मास्मि** " એ બુદ્ધિથી શેષ અહંબુદ્ધિ પણ નિવૃત્ત થાય છે. (૪૩) એ પ્રમાણે જીવભાવનો બાધ કરીને એકતા જાણવાની કહી છે. (૪૪).

શ્રુતિમાં જે કહ્યું છે કે **सर्वं ब्रह्म**—આ જગત્ બ્રહ્મ રૂપ છે, ત્યાં જેવા રીતે જગત્નો બાધ કરીને જગત્ની સાથે બ્રહ્મની એકતા રૂપી સામાનાધિકરણ્ય કહ્યું છે, તેવી રીતે **अहं ब्रह्म**—જીવ બ્રહ્મની એકતા—ના વિષયમાં પણ જીવ ભાવનો બાધ કરીને જીવનું કૂટસ્થ સાથે સામાનાધિકરણ્ય સંભવે છે. અહીંઆં **अहं** શબ્દથી **જીવ** નહીં, પણ **કૂટસ્થ** સમજવાનો છે. ( ૪૫—૬ ).

આ પ્રમાણે બુદ્ધિ વગેરેથી જૂદો કરીને **त्वं** પદનો લક્ષ્યાર્થ જે **કૂટસ્થ** શોધી કાઢયો તે કૂટસ્થનું શાસ્ત્રમાં સત્યત્વાદિ લક્ષણવાળું બ્રહ્મરૂપત્વ કહ્યું છે. તે નીચે બતાવવામાં આવ્યું છે. તાત્પર્ય કે **त्वं** પદવાચ્ય **જીવપણું માયિક હોઇ મિથ્યા વિનાશી** છે, અને તે જીવપણું જે કૂટસ્થ અધિષ્ઠાનને વિશે કલ્પ્યું છે તે કૂટસ્થ અસંગ હોઇ **સત્ય અને અવિનાશી** છે; અને શાસ્ત્રમાં જીવની કલ્પનાના અધિષ્ઠાન ભૂત તે **કૂટસ્થની બ્રહ્મ સાથે એકતા કહી છે.** તે એકતા નીચે કહ્યા પ્રમાણે સિદ્ધ કરે છે. ( ૪૭ ).

**કૂટસ્થ અને બ્રહ્મની એકતા**:—અહીં સુધીમાં **त्वं** પદનો વાચ્ય જે **જીવ**, અને લક્ષ્ય જે **કૂટસ્થ** ( શરીરમાં રહેલું શુદ્ધ ચૈતન્ય ), એ બેની એકતા સિદ્ધ કરી; મતલબ કે **त्वं** પદવાચ્ય જીવ મિથ્યા હોઇ તેનો ખરો—લક્ષ્ય—ઉપાધિ રહિત અર્થ **કૂટસ્થ** છે. આ **त्वं** પદલક્ષ્ય **કૂટસ્થ**, અને **तत्** પદલક્ષ્ય **ब्रह्म** એક જ છે એમ હવે કહે છે. ( ૪૮—૫૫ ).

આ કૂટસ્થ અને બ્રહ્મની એકતા સિદ્ધ કરવા સારૂ પ્રથમ **કૂટ** અને **કૂટસ્થ** શબ્દોનો તથા **ब्रह्म** શબ્દનો અર્થ સમજાવે છે. ( ૪૮—૯ ).

સ્થૂલ અને સૂક્ષ્મ બે દેહ,* ઇંદ્રિયો, મન વગેરે સહિત

*ચિદાભાસ સૂક્ષ્મ દેહમાં છે, સ્થૂલ દેહમાં નથી; કારણ કે સ્થૂલ દેહ તમો પ્રધાન પ્રકૃતિનું બનેલું હોવાથી જડરૂપ તદ્દન મલીન હોવાથી

જીવાભાસ રૂપી ભ્રાન્તિના અધિષ્ઠાન રૂપ જે ચૈતન્ય (બ્રહ્મનો જેટલો ભાગ શરીરમાં છે તેટલો ભાગ ) છે તે વેદાન્તશાસ્ત્રમાં "કૂટસ્થ" શબ્દથી ઓળખાય છે. મતલબ કે શરીરમાં રહેલું બ્રહ્મ ચૈતન્ય જ જીવ ( ચિદાભાસ ) નું અધિષ્ઠાન છે. ( ૪૮ ).

તેવી જ રીતે વેદાન્તમાં જેને સર્વ જગતનું અધિષ્ઠાન કહેલું છે તે " ब्रह्म " શબ્દથી ઓળખાય છે. મતલબ કે સર્વત્ર વ્યાપક ચૈતન્ય સર્વ જગતનું અધિષ્ઠાન છે, અને તે " ब्रह्म " કહેવાય છે. ( ૪૯ ).

તાત્પર્ય એ છે કે જેમ ઘટાકાશ એ મહાકાશનો એક ભાગ છે—મહાકાશ રૂપ જ છે—તે બંનેમાં કાંઇ પણ ભેદ નથી, ફક્ત ઘટને લીધે ઘટાકાશ કહેવાય છે; તેમ આખા જગતના અધિષ્ઠાન રૂપ જે વ્યાપક ચૈતન્ય છે અને જે " બ્રહ્મ " નામથી ઓળખાય છે તે જ બ્રહ્મનો જે એક ભાગ એ શરીર સહિત ચિદાભાસ—જીવ—રૂપ ભ્રમનું અધિષ્ઠાન બન્યો છે તેને કૂટસ્થ નામથી ઓળખે છે, જો કે ઘટાકાશ જેમ મહાકાશ રૂપ છે, તેમ કૂટસ્થ પણ બ્રહ્મ જ છે. આપણું શરીર પણ જગતના એક ભાગ રૂપ છે; અને તેથી સકળ જગતના અધિષ્ઠાનની પેઠે તેનું અધિષ્ઠાન પણ બ્રહ્મ જ છે. તેથી જીવનું અધિષ્ઠાન કૂટસ્થ અને જગતનું અધિષ્ઠાન બ્રહ્મ વાસ્તવિક એક જ બ્રહ્મ છે. ફક્ત દેહ સહિત જીવ અને જગતનો દેખીતો ભેદ બતાવવાની ખાતર તે પ્રમાણે નામ આપ્યાં છે; જેમ ઘટાકાશ અને મહાકાશનાં નામ આપ્યાં છે, જો કે બન્ને આકાશ જ છે. ( ૪૮-૯ ).

कूट શબ્દ લવારની એરણનું નામ છે, તેના ઉપર જેમ ઘણા ઘા પડયા છતાં તેમાં વિકાર થતો નથી; પરંતુ તેના ઉપર ઘડાતા લોઢા વગેરેમાં ફેરફાર થયા કરે છે. તેવી રીતે ચૈતન્યમાં દેખાતા જીવાદિ રૂપ અનેક ભ્રમોમાં નિરંતર વિકાર થતા હોવા છતાં તેમાં રહેલું ચૈતન્ય कूटની પેઠે નિર્વિકારિ રહેતું હોવાથી તે कूटस्थ કહેવાય છે.

---

પથ્થરની પેઠે તેમાં પ્રતિબિંબ પડતું નથી. પરંતુ લિંગ—સૂક્ષ્મ—દેહ જેમાં અંતઃકરણ છે તેમાં જ કૂટસ્થનું પ્રતિબિંબ—ચિદાભાસ—પડે છે. કારણ દેહ તો આ બંને દેહનું કારણ છે.

એક વ્યાપક ચૈતન્યમાં જ્યારે સકળ જગતની કલ્પના ઉઠે છે, તો પછી તે જ જગતના એક ભાગમાં જીવાભાસની કલ્પના થાય તેમાં શી નવાઇ છે? મતલબ કે જીવ એ જગતનો એક ભાગ જ છે. ( ૫૦ ).

**તત્ અને ત્વમ્ની એકતા:**—આ જીવ અને ઇશ્વર, અથવા તેમનાં અધિષ્ઠાન કૂટસ્થ અને બ્રહ્મ, એક જ છે એમ કહે છે.

"**તત્ત્વમસિ**" માં કહેલા **તત્** પદલક્ષ્ય **બ્રહ્મ**, અને **ત્વમ્** પદલક્ષ્ય **કૂટસ્થ** વાસ્તવિક એક જ છે; પરંતુ કલ્પિત ઉપાધિને લીધે તેમને **ઇશ્વર** અને **જીવ** કહેલા છે. અને તેથી **તત્** અને **ત્વમ્** પદાર્થો ભિન્ન દેખાય છે. ખરી રીતે તો **તત્ પદ વાચ્ય ઇશ્વરનું અધિષ્ઠાન** અને **ત્વમ્ પદ વાચ્ય જીવનું અધિષ્ઠાન** એક જ **બ્રહ્મ** છે. પરંતુ જગત્ અને શરીર એ બે ઉપાધિઓને લીધે અનુક્રમે **ઇશ્વર** અને જીવ કહેવાય છે. માટે જેમ **તત્** અને **ત્વમ્** પદવાચ્ય ઇશ્વર અને જીવ એક છે; તેમ **તત્** અને **ત્વમ્** પદ લક્ષ્ય **બ્રહ્મ** અને **કૂટસ્થ ચૈતન્ય** એક જ છે. ( ૫૧ ).

**આભાસનું કલ્પિતત્વ:**—આરોપિતત્વ-કલ્પિતત્વ-નું લક્ષણ એ છે કે જે વસ્તુ બીજામાં કલ્પેલી છે તે વસ્તુ પોતાનો ધર્મ તથા તે બીજી વસ્તુનો ધર્મ પણ પોતાનામાં આરોપીને આગળ આગળથી ભાસે છે, જેમ સૂર્ય ઉગ્યા પહેલાં તેનો આભાસ પ્રકાશે છે. તેથી જેમ છીપમાં કલ્પેલું રૂપું રૂપાના ધર્મની સાથે છીપના ધર્મ પણ પોતાનામાં ધારણ કરે છે તેથી તે રૂપું કલ્પિત છે; તેવી રીતે જીવ બુદ્ધિ રૂપી ઉપાધિ દ્વારા સમારોપ્યમાણ કર્તૃત્વ, ભોક્તૃત્વ, પ્રમાતૃત્વ, વગેરે ધર્મો તથા **સ્ફુરણ** રૂપી ચૈતન્યના ધર્મને ધારણ કરીને જન્મથી ભાસે છે, તેથી તે આભાસ કલ્પિત છે, ખરો નથી. અને બીજાના ધર્મો લેવાથી ભ્રમ થાય છે. ( ૫૨ ).

( અત્રે એટલું યાદ રાખવાનું છે કે જેમ છીપ નામનો ખરો પદાર્થ છે, તેમ તેમાં કલ્પિત રૂપા સિવાય બીજું ખરૂં રૂપું છે, અને તેમના જૂદા જૂદા ધર્મો પણ છે જેનું આરોપણ તે કલ્પિત રૂપામાં થાય છે. પરંતુ જેમ ખરૂં **ચૈતન્ય ( આત્મા )** છે, તેમ કોઇ ખરો **જીવ** રૂપ પદાર્થ નથી. બધા જીવો કલ્પિત છે. તેથી કોઈ ખરા જીવના ધર્મો અને ચૈતન્યના ધર્મો કોઈ કલ્પિત જીવમાં આરોપિત કરવાના નથી. પરંતુ જીવ જાતે જ કલ્પિત છે, અને તે અનાદિ કાળથી કલ્પિત છે. જીવ કલ્પિત છે, એટલે કે

કર્તૃત્વ, ભોક્તૃત્વ, આદિ કલ્પેલા છે, અને આત્માનું સ્ફુરણ આરોપીને જીવ કહેવાય છે. )

આ ભ્રમ થવાનું કારણ " બુદ્ધિ શું છે? આભાસ કોણ છે? આત્મા કોણ છે? જગત્ કેવી રીતે છે? " તેનો અનિર્ણય–અજ્ઞાન–છે. આ અજ્ઞાન રૂપી જે મોહ છે તે જ સંસાર છે. આ મોહ રૂપ સંસારને નિવૃત્ત કરવાનો ઉપાય બુદ્ધ્યાદિ સ્વરૂપનો વિવેક કરવો તે છે. તેથી જે માણસ આ વિવેક કરી જાણે છે તે જ તત્ત્વવિત્ છે, મુક્ત છે, એવો વેદાન્તનો નિશ્ચય છે. આ પ્રમાણે જ્યારે આભાસ(જીવ) જ કલ્પિત છે, ત્યારે **बंध** અને **मोक्ष**નું મૂળ **अविवेक** હોવાથી તે બંધ અને મોક્ષ પણ કલ્પિત છે. માટે **अद्वैतवाद**માં " કોનો બંધ, " " કોનો મોક્ષ, " એવા એવા તાર્કિકોના તર્કોનું મૂળ કુતર્ક હોવાથી તેમનું દૃઢ રીતે ખંડન કરવું જોઇએ. ( ૫૨—૫૫ ).

### ૭. કૂટસ્થસ્વરૂપ. ૫૬–૫૯.

આ પ્રમાણે બુદ્ધિ વગેરેથી કૂટસ્થનો વિવેક શ્રુતિ યુક્તિ વડે કરી બતાવી પુરાણોમાં પણ તેનો વિવેક કરી કૂટસ્થનું સ્વરૂપ વર્ણવ્યું છે તે બતાવે છે. ( ૫૬–૫૯ ).

શૈવપુરાણમાં કૂટસ્થસ્વરૂપ નીચે પ્રમાણે વર્ણવ્યું છે:—

૧. કામાદિ વૃત્તિઓ ઉત્પન્ન થતાં તે **વૃત્તિઓના સાક્ષી** તરીકે; વૃત્તિનો ઉદય થયા પહેલાં તેના **અભાવના સાક્ષી** રૂપે; **જિજ્ઞાસા** થતાં તેના **સાક્ષી** રૂપે; જીજ્ઞાસા પૂર્વે " હું અજ્ઞ છું " તેવી ચિદાભાસની **અજ્ઞાન દશાના સાક્ષી** રૂપે; કેવળ **કૂટસ્થ શિવ** રહેલો છે–કોઇપણ જાતનો વિકાર પામ્યા વિના આ સઘળી અવસ્થાઓના જાણનાર **સાક્ષી** રૂપે રહેલો છે.

૨. વળી તે શિવ **અસત્ય જગત્‌ના આલંબન–અધિષ્ઠાન** રૂપ હોવાથી **સત્યસ્વરૂપ** છે; કારણ કે અસત્ય વસ્તુ અસત્યનું અધિષ્ઠાન થઇ શકે નહીં, સત્ય વસ્તુ જ થઇ શકે. માટે શિવ ( કૂટસ્થ ) સત્ય છે.

૩. સર્વ **જડ પદાર્થનો પ્રકાશક** હોવાથી તે **चिद्रूप** છે; કારણ કે જે ચિદ્રૂપ–પ્રકાશરૂપ–ન હોય તે **અપ્રકાશ રૂપ** જડનો પ્રકાશક થઇ શકે નહીં.

૪. તે સર્વદા **પ્રેમનો વિષય** હોવાથી **आनंदरूप** છે, કેમકે એક આત્મા જ **અતિપ્રિય** છે.

૫. સર્વ વસ્તુઓનો પ્રકાશક હોવાથી તે સર્વ વસ્તુની સાથે સંબંધ ધરાવનારો છે. અને સર્વ વસ્તુની સાથે સંબંધવાન્ હોવાથી તે સંપૂર્ણ છે.

આ પ્રમાણે શિવપુરાણમાં પણ જીવ, ઇશ્વર, વગેરે કલ્પનાઓ રહિત અદ્વિતીય (केवल) સ્વયંપ્રકાશ ચૈતન્ય રૂપ શિવ ( કૂટસ્થ ) ને જૂદો કરી બતાવ્યો છે. (૫૬–૫૯).

આનું તાત્પર્ય નીચે પ્રમાણે છેઃ—

૧. વિમત શિવ વૃત્ત્યાદિથી જુદો છે, કેમકે વૃત્ત્યાદિનો તે સાક્ષી છે. જે જે વૃત્ત્યાદિથી ભિન્ન ન હોય, તે તે વૃત્ત્યાદિનો સાક્ષી થઇ શકે નહીં, જેમ વૃત્ત્યાદિ પોતાનો સાક્ષી ન થઇ શકે.

૨. વિમત શિવ સત્ય સ્વરૂપ છે, કેમકે તે મિથ્યા વસ્તુઓના અધિષ્ઠાન રૂપ છે, જેમ રૂપાના અધિષ્ઠાન રૂપ શુક્તિ સત્ય વસ્તુ છે.

૩. વિમત શિવ चिद्रूप છે,કેમકે તે જડ માત્રનો પ્રકાશક છે.જે જે ચિદ્રૂપ નથી તે તે જડનો પ્રકાશક થઇ શકે નહીં, જેમ ઘટાદિ.

૪. વિમત શિવ परमानन्दरूप છે, કેમકે તે પરમ પ્રેમનું સ્થાન છે. જે પરમાનન્દ રૂપ ન હોય, તે પરમ પ્રેમનું સ્થાન ન થઇ શકે, જેમ ઘટાદિ.

૫. વિમત શિવ परिपूर्ण છે, કેમકે તે ગગનની પેઠે સર્વ પદાર્થોની સાથે સંબંધવાળો છે.

૬. વિમત શિવ सर्वसंबंधवान् છે, કેમકે તે સર્વનો પ્રકાશક છે. જે સર્વની સાથે સંબંધવાળો ન હોય, તે સર્વનો પ્રકાશક પણ ન થાય, જેમ દીપાદિ.

## ૮, જીવ, ઇશ્વર, અને જગતનું માયિકત્વ; અને કૂટસ્થનું વસ્તુત્વ. ૬૦—૭૬.

**જીવ, ઇશ, અને જગતનું મિથ્યાત્વઃ**—હવે જીવ, ઇશ, અને જગત્ કલ્પિત–મિથ્યા છે, અને કૂટસ્થ અસંગ સત્ય વસ્તુ છે, એમ બતાવે છે. ( ૬૦–૭૬ ).

કૂટસ્થને જીવેશત્વાદિ રહિત કહ્યો, કેમકે માયા અને અવિદ્યાને અધીન એવા જીવઇશને આભાસ વડે માયાએ બનાવેલા હોવાથી તેઓ માયિક છે.

શંકાઃ—જીવ ઈશને માયિક કહેશો તો દેહાદિ પણ માયિક હોવાથી તે દેહાદિથી ભિન્ન થશે નહીં.

ઉત્તરઃ—દેહાદિ તેમજ જીવ ઈશ માયિક હોવા છતાં પણ જેમ કાચકુંભ અને ઘટાદિનો ભેદ છે, તેમ તેમનામાં ભેદ છે. એટલે કે જેમ કાચકુંભ અને ઘટાદિ બંને માટીમાંથી ઉત્પન્ન થયા છે, છતાં કાચકુંભ સ્વચ્છ છે અને ઘટાદિ નથી; તેમ જીવ ઈશ સ્વચ્છ છે અને દેહાદિ નથી. એટલો ફેર છે. ( ૬૦ ).

શંકાઃ—ઘટ અને કાચના કારણ રૂપ માટીમાં ભેદ હોવાથી એક સ્વચ્છ અને બીજું નહીં, એ સંભવે છે. પરંતુ જગત્ તેમજ જીવેશ્વર એ સર્વનું કારણ એક માયા હોવાથી જીવેશનો જગતથી કેવી રીતે ભેદ કહેવાય ?

ઉત્તરઃ—જેમ એક જ અન્નમાંથી દેહ તેમજ મન ઉત્પન્ન થાય છે, છતાં દેહ કરતાં મન સ્વચ્છ છે; તેમ જીવેશ્વર માયિક છતાં સર્વ માયિક પદાર્થો કરતાં તે સ્વચ્છ છે. ( ૬૧ ).

શંકાઃ—કાચની પેઠે જીવેશ્વર ભલે સ્વચ્છ હો. પરંતુ તેઓ માયાના બનેલા–માયિક–હોવાથી માયાની પેઠે જડ હોવા જોઈએ; તેઓને ચિદ્રૂપ કેવી રીતે કહો છો ?

ઉત્તરઃ—તેઓ ( જીવેશ્વર ) ચિદ્રૂપ છે, કારણ કે તેઓનુ ચેતન રૂપે પ્રકાશવું અનુભવસિદ્ધ છે. અને વળી સર્વ પદાર્થોની કલ્પના કરવામાં સમર્થ એવી માયાને શું દુષ્કર છે ? કાંઈ જ નહીં. વળી જ્યારે આપણી નિદ્રા પણ સ્વપ્નના ચેતન રૂપ જીવેશ સૃજે છે, તો પછી મહામાયા ચેતન રૂપ જીવેશને સૃજી શકે તેમાં શી નવાઈ છે ? વળી જીવ ઈશ્વરમાં ઈશ્વર સર્વજ્ઞત્વાદિ ધર્મવાળા છે અને જીવ નથી–તેમાં પણ નવાઈ નથી; કારણ કે સર્વજ્ઞત્વાદિની કલ્પના પણ તે જ માયા કરે છે. જે ધર્મી( ઈશ્વર )ને બનાવી શકે તે સર્વજ્ઞત્વાદિ( ધર્મ )ને કેમ ન કલ્પી શકે ? (૬૧–૬૪).

શંકાઃ—જ્યારે જીવ, ઈશ, સર્વજ્ઞત્વ, વગેરેને કલ્પિત–માયિક કહેશો, ત્યારે તો કૂટસ્થને પણ માયિક ગણવામાં શો વાંધો છે ?

ઉત્તરઃ—કૂટસ્થને માયિક કહેનાર કોઈ પણ પ્રમાણ મળી આવતું નથી. માટે તે માયિક નથી. ઉલટું સકલ વેદાન્તશાસ્ત્રો “ કૂટસ્થ વાસ્તવ છે ” એમ ઘોષણા કરીને કહે છે. કૂટસ્થ પારમાર્થિક–વાસ્તવ–છે તે સંબંધી બીજો કોઈ પણ વિરુદ્ધ પક્ષ

( પ્રતિપક્ષ ) શ્રુતિઓ સહન કરી શકતી નથી. અને અમારૂં કામ તો શ્રુતિના અર્થનું સ્પષ્ટીકરણ કરવાનું છે. અમે કોઇ તર્કો કરીને જીવેશનું વાસ્તવત્વ કે અવાસ્તવત્વ સિદ્ધ કરતા નથી, પણ શ્રુતિ તે સંબંધી શું કહે છે તે જ ફક્ત મુમુક્ષુઓને માટે સ્પષ્ટ કરી બતાવીએ છીએ. માટે તે સંબંધમાં તાર્કિકોના તર્કોને માટે અવસર જ નથી. ( જેને શ્રુતિ ઉપર શ્રદ્ધા હોય તે માનો;ન હોય તે ન માનો.)(૬૭).

માટે મુમુક્ષુઓએ કુતર્કને તજીને શ્રુતિનો આશ્રય લેવો. અને શ્રુતિ તો એ જ કહે છે કે **જીવેશ્વર માયાએ ઉત્પન્ન કરેલા છે.** અને આ **માયિક ઈશ્વર ઇક્ષણ** ( હું બહુ રૂપ થાઉં ) થી **પ્રવેશ ( સૃષ્ટિમાં જીવ રૂપે ઈશ્વરનો પ્રવેશ )** સુધીની માયિક સૃષ્ટિ રચે છે, અને **જીવ** જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ, બંધ, અને મોક્ષ રૂપ **સંસારની સૃષ્ટિ** બનાવે છે. આ પ્રમાણે બધી **સૃષ્ટિ અને સૃષ્ટિના કર્તા માયિક છે. કૂટસ્થ તો સર્વદા અસંગ છે**, તેમ જ તેને જન્મ, મર્ણ, કર્તાપણુ, વગેરે કોઇ પ્રકારના વ્યવહાર નથી, એમ પણ શ્રુતિ પ્રતિપાદન કરે છે. માટે મુમુક્ષુએ સર્વદા શ્રુતિના આ અર્થનો વિચાર કરવો. ( ૬૮–૭૦ ).

વળી શ્રુતિ કહે છે કે કૂટસ્થનો નથી નાશ કે નથી ઉત્પત્તિ; નથી તે બદ્ધ કે નથી તે સાધક; નથી તે મુમુક્ષુ કે નથી તે મુક્ત; એ શ્રુતિનો પરમ અર્થ છે. ( ૭૧ ).

શંકાઃ—ત્યારે શ્રુતિમાં ઠેકાણે ઠેકાણે જીવ અને ઇશ્વરના સ્વરૂપનું પ્રતિપાદન શા માટે કર્યું છે?

ઉત્તરઃ—તેવું પ્રતિપાદન "અરુન્ધતી દર્શન" ન્યાયની પેઠે અવાઙ્મનસ ગોચર ( વાણિ અને મનથી જેનું વર્ણન કરી શકાય નહીં તેવા ) આત્માનું જ્ઞાન કરાવવાને માટે કર્યું છે; કારણ કે સુરેશ્વરાચાર્યે કહ્યું છે કે બોધ્ય પુરૂષના ચિત્તની વિષમતાને અનુસરીને પ્રત્યગાત્મા( જીવ )નો બોધ કરાવવામાં જેવી જેવી પ્રક્રિયા ઉપયોગી થઈ પડે તે તે સારી છે એમ સમજવું. ( ૭૨–૩ ).

આમ છે છતાં પણ શ્રુતિના તાત્પર્ય સંબંધી જે વિવાદ જોવામાં આવે છે તે વિવાદ શ્રુતિના અખિલ તાત્પર્યને નહીં જાણનાર જડ પુરૂષોનો છે. પરંતુ વિવેકી પુરૂષ તો તે તાત્પર્યને જાણીને આનંદના સાગરમાં નિમગ્ન રહે છે. ( ૭૪ ).

**વિવેકીનો નિશ્ચયઃ**–શંકાઃ–ત્યારે વિવેકીનો નિશ્ચય કેવો છે ?

ઉત્તરઃ—તે નીચે પ્રમાણે છેઃ—

**मायामेघो जगन्नीरं वर्षत्वेष यथा तथा ।**
**चिदाकाशस्य नो हानिर्न वा लाभ इति स्थितिः ॥७५॥**

જેમ મેઘ **વહસાદ** વર્ષાવે તેથી આકાશને કાંઇ હાનિ કે લાભ થતો નથીઃ તેમ **માયા જગત્ રૂપી જળને** વર્ષાવે તો ચૈતન્યને કાંઇ હાનિ કે લાભ થતો નથી. મતલબ કે આકાશની પેઠે ચૈતન્ય જેવું ને તેવું જ રહે છે. **એવી જ સ્થિતિ વિવેકી પુરૂષોની પણ છે.** ( ૭૫ ).

તાત્પર્ય એ છે કે **કૂટસ્થ બ્રહ્મરૂપ** જ છે, અને જગતની કલ્પના માયા કરે છે. પરંતુ આ કલ્પનાથી અસંગ બ્રહ્મ ચૈતન્યમાં કોઇ જાતનો વિકાર થયો નથી, અને થવાનો પણ નથી. તે તો છે તે ને તે જ **સત્યાદિ** સ્વરૂપ છે.

જે પુરૂષ આ **કૂટસ્થદીપનું** નિરન્તર ધ્યાન કરે, તે પોતે નિરન્તર **કૂટસ્થ** રૂપે દીપે છે. (૭૬).

**આઠમું પ્રકરણ સમાપ્ત.**



# ध्यानदीपप्रकरणम् ॥ ९ ॥

## મૂલાર્થ.

## ધ્યાનદીપ.

### ૧. નિર્ગુણ બ્રહ્મની ઉપાસનાથી મોક્ષ. ૧=૨૯.

संवादिभ्रमवद्ब्रह्मतत्त्वोपास्त्यापि मुच्यते ।
उत्तरे तापनीयेऽतः श्रुतोपास्तिरनेकधा ॥ १ ॥

જેમ સફળ પ્રવૃત્તિ જનક (સંવાદી) ભ્રમ ઇચ્છિત ફળને આપનાર થાય છે, તેમ [આત્મવિચાર ઉપરાંત) નિર્ગુણબ્રહ્મ [તત્ત્વ] ની ઉપાસના પણ પુરૂષને મુક્તિ આપે છે, (કેમકે નિર્ગુણોપાસના પણ સંવાદી ભ્રમ છે). માટે ઉત્તર તાપનીયોપનિષદ્‌માં અનેક પ્રકારની નિર્ગુણોપાસના કહેલી જોવામાં આવે છે. (૧).

સંવાદી અને વિસંવાદી ભ્રમ.

मणिप्रदीपप्रभयोर्मणिबुद्ध्याभिधावतोः ।
मिथ्याज्ञानाविशेषेऽपि विशेषोऽर्थक्रियां प्रति ॥ २ ॥
दीपोऽपवरकस्यान्तर्वर्तते तत्प्रभा बहिः ।
दृश्यते द्वार्यथान्यत्र तद्वद्दृष्टा मणेः प्रभा ॥ ३ ॥
दूरे प्रभाद्वयं दृष्ट्वा मणिबुद्ध्याभिधावतोः ।
प्रभायां मणिबुद्धिस्तु मिथ्याज्ञानं द्वयोरपि ॥ ४ ॥
न लभ्यते मणिर्दीपप्रभां प्रत्यभिधावता ।
प्रभायां धावतावश्यं लभ्येतैव मणिर्मणेः ॥ ५ ॥
दीपप्रभामणिभ्रान्तिर्विसंवादिभ्रमः स्मृतः ।
मणिप्रभामणिभ्रान्तिः संवादिभ्रम उच्यते ॥ ६ ॥

મણિ તથા દીપ એ બંનેની પ્રભાને મણિ માની લઇને તે [મણિ] લેવાને દોડનારનું પ્રભા વિશે થયેલું મણિજ્ઞાન જો કે

મિથ્યા છે, કેમકે પ્રભા કે જે મણિ નથી તેને (પ્રભાને) મણિ રૂપ માની લેવો તે મિથ્યાજ્ઞાન છે (अतस्मिंस्तद्बुद्धित्वात्); તો પણ ઇચ્છિત અર્થને પ્રાપ્ત કરાવનારી ક્રિયામાં (अर्थक्रियां प्रति) વૈધર્મ્ય (विशेषः) રહેલું છે, કેમકે મણિની પ્રભામાં મણિબુદ્ધિ સાર્થક્રિયાકારિણી છે–તે તરફ દોડનારને મણિનો લાભ કરાવનારી છે; પરંતુ દીપની પ્રભામાં મણિબુદ્ધિ કરીને દોડનારને તેમાં મણિલાભ થતો નથી. આ ફેર છે. (૨). જેમકે એક જાળીઆમાં દીવો મૂકેલો છે, તેની પ્રભા બહિર્દ્વારમાં દેખાય છે; તેમજ બીજા જાળીઆમાં મૂકેલા મણિની પ્રભા પણ બહાર દેખાતી હતી (૩). દૂરથી આ બંને પ્રભાને દેખી "તે મણિ છે" એમ માનીને તેને લેવાને દોડનાર બંને માણસોને પ્રભાને વિશે જે મણિબુદ્ધિ (તે મણિ છે એવું જ્ઞાન) થઇ હતી તે મિથ્યાજ્ઞાન જ હતું, કેમકે પ્રભાને મણિ માન્યો હતો, મણિને નહિ. (૪). છતાં જો કે દીપપ્રભા તરફ દોડનારને મણિ પ્રાપ્ત ન થયો, તોપણ મણિપ્રભા તરફ દોડનારને મણિ પ્રાપ્ત થયો. (૫). દીપપ્રભાને વિશે જે મણિભ્રાન્તિ થઇ તે નિષ્ફળ પ્રવૃત્તિજનક (विसंवादी) ભ્રમ કહેવાય છે; પરંતુ મણિપ્રભાને વિશે જે મણિભ્રાન્તિ થઇ તે સફળ પ્રવૃત્તિજનક (संवादी) ભ્રમ કહેવાય છે. બંને છે તો ભ્રમ; પણ એક સંવાદી અને બીજો વિસંવાદી છે. (૬).

बाष्पं धूमतया बुद्ध्वा तत्राङ्गारानुमानतः ।
वह्निर्यदृच्छया लब्धः स संवादिभ्रमो मतः ॥ ७ ॥
गोदावर्युदकं गङ्गोदकं मत्वा विशुद्धये ।
संप्रोक्ष्य शुद्धिमाप्नोति स संवादिभ्रमो मतः ॥ ८ ॥
ज्वरेणाप्तः संनिपातं भ्रान्त्या नारायणं स्मरन् ।
मृतः स्वर्गमवाप्नोति स संवादिभ्रमो मतः ॥ ९ ॥
प्रत्यक्षस्यानुमानस्य तथा शास्त्रस्य गोचरे ।
उक्तन्यायेन संवादिभ्रमाः सन्ति हि कोटिशः ॥ १० ॥
अन्यथा मृच्छिलादारुशिलाः स्युर्देवताः कथम् ।
अग्नित्वादिधियोपास्याः कथं वा योषिदादयः ॥ ११ ॥

સંવાદિ ભ્રમનાં દૃષ્ટાન્તોઃ—વરાળને ધૂમ માનીને ત્યાં અગ્નિ હોવાનું અનુમાન કરવાથી અકસ્માત્ અગ્નિ પ્રાપ્ત થયો; તે સંવાદિભ્રમ છે. (૭). ગોદાવરી નદીના જળને ગંગાજળ માની પવિત્ર થવાને તે છાંટવાથી શુદ્ધિ પ્રાપ્ત થાય છે. તે સંવાદિભ્રમ છે. (૮) જ્વરને લીધે જેને સંનિપાત થયો છે તેવો પુરૂષ ભ્રાન્તિથી પોતાના "નારાયણ" નામના પુત્રને સ્મરણ કરતો મર્ણ પામતાં સ્વર્ગ પ્રાપ્ત થયું. તે પણ સંવાદિભ્રમ છે. (૯). પ્રત્યક્ષ પ્રમાણથી, અનુમાન પ્રમાણથી, તથા શાસ્ત્રના પ્રમાણથી પણ ઉપરના ન્યાયથી કોટિ સંવાદિભ્રમો છે એમ સિદ્ધ થાય છે. (૧૦). જો એમ ન માનીએ (अन्यथा) તો મૃત્તિકા, દેવદાર, કે શિલાની મૂર્તિને દેવતાપણું કેવી રીતે પ્રાપ્ત થાય ? અને સ્ત્રી (योषित्) પુરૂષ, પૃથ્વી, પર્જન્ય (વૃષ્ટિ), અને સ્વર્ગલોકને અગ્નિ રૂપ માનીને તેમનું સેવન (ઉપાસના) કેવી રીતે કરવામાં આવે ? (૧૧).

अयथावस्तुविज्ञानात्फलं लभ्यत ईप्सितम् ।
काकतालीयतः सोऽयं संवादिभ्रम उच्यते ॥ १२ ॥
स्वयंभ्रमोऽपि संवादी यथा सम्यक्फलप्रदः ।
ब्रह्मतत्त्वोपासनापि तथा मुक्तिफलप्रदा ॥ १३ ॥

જ્યારે વિપરીત જ્ઞાન વડે "કાકાતાલીય" ન્યાયે દૈવગતિથી ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થાય છે, ત્યારે તે (વિપરીત જ્ઞાન) સંવાદિભ્રમ કહેવાય છે. [૧૨]. જેમ જાતે જ ભ્રમ હોવા છતાં તે સંવાદી હોઇ ઇષ્ટ ફળ આપે છે, તેવી જ રીતે બ્રહ્મતત્ત્વની ઉપાસના મુક્તિ રૂપી ફલને આપનાર છે. (૧૩).

वेदान्तेभ्यो ब्रह्मतत्त्वमखण्डैकरसात्मकम् ।
परोक्षमवगम्यैतदहमस्मीत्युपासते ॥ १४ ॥

વેદાન્તશાસ્ત્રો દ્વારા અખંડ એકરસ રૂપ બ્રહ્મતત્ત્વને પરોક્ષ રીતે જાણીને "હું બ્રહ્મ છું" એવી રીતે ઉપાસના થઇ શકે છે. (૧૪).

प्रत्यग्व्यक्तिमनुल्लिख्य शास्त्राद्विष्ण्वादिमूर्तिवत् ।
अस्ति ब्रह्मेति सामान्यज्ञानमत्र परोक्षधीः ॥ १५ ॥

સાક્ષી કૂટસ્થને પ્રત્યક્ષ રીતે જાણ્યા વિના શાસ્ત્રો દ્વારા વિ-

ષ્ણુ વગેરે દેવોના સ્વરૂપની પેઠે "બ્રહ્મ છે" એટલું સામાન્ય જ્ઞાન પ્રાપ્ત કરવું તે પરોક્ષ જ્ઞાન છે. (૧૫).

चतुर्भुजाद्यवगतावपि मूर्तिमनुल्लिखन्।
अक्षैः परोक्षज्ञान्येव न तदा विष्णुमीक्षते ॥ १६ ॥
परोक्षत्वापराधेन भवेन्नातत्त्ववेदनम्।
प्रमाणेनैव शास्त्रेण सत्त्वमूर्तेर्विभासनात् ॥ १७ ॥

શાસ્ત્ર દ્વારા વિષ્ણુનું ચતુર્ભુજ સ્વરૂપ વગેરે દેવોનું સ્વરૂપ જાણ્યા છતાં તે તે દેવનું સ્વરૂપ ( मूर्तिम् ) ચક્ષુ વગેરે ઇંદ્રિયો વડે દેખતો નહીં હોવાથી તે પરોક્ષજ્ઞાની છે, કેમકે તે વખતે–ઉપાસના કાળમાં–ઉપાસ્ય ( વિષ્ણુ વગેરે દેવ )ને ઇંદ્રિયો વડે તે દેખતો નથી. (૧૬) છતાં પરોક્ષત્વના દોષ માત્રથી તે ખોટું ( अतत्त्व ) જ્ઞાન કહેવાય નહિ, કેમકે પ્રમાણભૂત શાસ્ત્રો દ્વારા વિષ્ણુ વગેરેના યથાર્થ સ્વરૂપનું જ્ઞાન થાય છે. (૧૭).

सच्चिदानन्दरूपस्य शास्त्राज्ज्ञानेऽप्यनुल्लिखन्।
प्रत्यञ्चं साक्षिणं तत्तु ब्रह्म साक्षान्न वीक्षते ॥ १८ ॥
शास्त्रोक्तेनैव मार्गेण सच्चिदानन्दनिश्चयात्।
परोक्षमपि तज्ज्ञानं तत्त्वज्ञानं न तु भ्रमः ॥ १९ ॥

તેવી જ રીતે શાસ્ત્ર દ્વારા સચ્ચિદાનન્દ સ્વરૂપ બ્રહ્મનું જ્ઞાન થયા છતાં સાક્ષી કૂટસ્થને પ્રત્યક્ષ નહિ જોનાર–પોતાના દેહમાં રહેલા કૂટસ્થ બ્રહ્મનો સાક્ષાત્કાર નહિ કરનાર–સચ્ચિદાનન્દ બ્રહ્મને સાક્ષાત્ જાણી શકતો નથી. (૧૮). બ્રહ્મનું આ પરોક્ષજ્ઞાન ભ્રમ નથી, કેમકે શાસ્ત્રોક્ત માર્ગે સચ્ચિદાનંદ સ્વરૂપનો નિશ્ચય થતો હોવાથી તે જ્ઞાન પરોક્ષ છતાં તત્ત્વજ્ઞાન છે. (૧૯).

ब्रह्म यद्यपि शास्त्रेषु प्रत्यक्त्वेनैव वर्णितम्।
महावाक्यैस्तथाप्येतद्दुर्बोधमविचारिणः ॥ २० ॥
देहाद्यात्मत्वविभ्रान्तौ जाग्रत्यां न हठात्पुमान्।
ब्रह्मात्मत्वेन विज्ञातुं क्षमते मन्दधीत्वतः ॥ २१ ॥

શાસ્ત્રોમાં મહાવાક્યો વડે જો કે બ્રહ્મને સાક્ષી રૂપે ( प्रत्यक्त्वेन ) વર્ણવ્યું છે, તથાપિ તેને અવિચારી પુરુષો–तत् અને त्वम् પદના

અર્થના વિવેક રહિત પુરૂષો-વિચાર રહિત કેવલ મહાવાકય માત્રથી જાણી શકતા નથી. ( ૨૦ ). તેનું કારણ એ છે કે દેહાદિને આત્મા માની લેવા રૂપી ભ્રમ જ્યાંસુધી બળ પૂર્વક જાગૃત રહે છે, ત્યાંસુધી પુરૂષ પોતાની મંદ બુદ્ધિને લીધે-વિચાર નહીં કરેલો હોવાથી બુદ્ધિ મંદ રહેવાને લીધે-જીવબ્રહ્મની એકતાનું અપરોક્ષજ્ઞાન પ્રાપ્ત કરવાને ( विज्ञातुं ) શક્તિવાન થતો નથી. ( ૨૧ ).

ब्रह्ममात्रं सुविज्ञेयं श्रद्धालोः शास्त्रदर्शिनः ।
अपरोक्षद्वैतबुद्धिः परोक्षाद्वैतबुद्ध्यनुत् ॥ २२ ॥
अपरोक्षशिलाबुद्धिर्न परोक्षेशतां नुदेत् ।
प्रतिमादिषु विष्णुत्वे को वा विप्रतिपद्यते ॥ २३॥
अश्रद्धालोरविश्वासो नोदाहरणमर्हति ।
श्रद्धालोरेव सर्वत्र वैदिकेष्वधिकारतः ॥ २४ ॥
सकृदाप्तोपदेशेन परोक्षज्ञानमुद्भवेत् ।
विष्णुमूर्त्युपदेशो हि न मीमांसामपेक्षते ॥ २५ ॥

શાસ્ત્રોને જાણનાર શ્રદ્ધાલુ પુરૂષ માત્ર “ બ્રહ્મ છે” એટલું જ પરોક્ષ જ્ઞાન સારી રીતે મેળવી શકે છે; કારણ કે તેવા માણસને દ્વૈત-જગત્-નું અપરોક્ષ જ્ઞાન અદ્વૈત-બ્રહ્મ-નું પરોક્ષ જ્ઞાન થવામાં બાધ કરી શકતું નથી. ( अनुत्=अ+नुत् ). ( ૨૨ ). મૂર્તિમાં રહેલા પથ્થરનું અપરોક્ષ જ્ઞાન હોવા છતાં તે મૂર્તિમાં ઇશ્વરનું પરોક્ષજ્ઞાન થવામાં બાધ કરતું નથી. ( न नुदेत् ). પ્રતિમાદિમાં વિષ્ણુત્વ હોવા વિશે કોણ વિવાદ કરે છે? ( ૨૩ ). અશ્રદ્ધાલુ માણસ જો તે વાત કબુલ કરતો ન હોય, તો તેના અવિશ્વાસનું ઉદાહરણ આપવું યોગ્ય નથી, કેમકે વેદોક્ત અનુષ્ઠાન સંબંધમાં તો શ્રદ્ધાલુ માણસનો જ અધિકાર છે, બીજાનો નહિ. ( ૨૪ ). જેમ મૂર્તિને વિષ્ણુ માનવાનો ઉપદેશ વિચાર( मीमांसा )ની અપેક્ષા રાખતો નથી, તેમ જ્ઞાની ( आप्त ) પુરૂષના એક વારના ઉપદેશથી બ્રહ્મનું પરોક્ષ જ્ઞાન થઇ શકે છે. ( ૨૫ ).

कर्मोपास्ती विचार्येते अनुष्ठेयाविनिर्णयात् ।
बहुशाखाविप्रकीर्णं निर्णेतुं कः प्रभुर्नरः ॥ २६ ॥

निर्णीतोऽर्थः कल्पसूत्रैर्ग्रथितस्तावतास्तिकः ।
विचारमन्तरेणापि शक्तोऽनुष्ठातुमञ्जसा ॥ २७ ॥
उपास्तीनामनुष्ठानमार्षग्रन्थेषु वर्णितम् ।
विचाराक्षममर्त्याश्च तच्छ्रुत्वोपासते गुरोः ॥ २८ ॥
वेदवाक्यानि निर्णेतुमिच्छन्मीमांसतां जनः ।
आप्तोपदेशमात्रेण ह्यनुष्ठानं हि संभवेत् ॥ २९ ॥

( બ્રહ્મનું પરોક્ષ જ્ઞાન કરવામાં વિચારની જરૂર નથી, છતાં ) અનુષ્ઠાન કરવા યોગ્ય કર્મ અને ઉપાસના વિશે સંદેહ હોવાથી તેનો નિર્ણય કરવાને માટે શાસ્ત્રોમાં વિચાર કર્યા છે. અથવા અનેક શાખાઓમાં વિસ્તૃત થયેલા કર્મ કે ઉપાસનાનો નિર્ણય કરવાને કોણ સમર્થ છે? ( ૨૬ ). છતાં જૈમિની વગેરે પૂર્વાચાર્યોએ કલ્પસૂત્રો વડે તેના અર્થનો નિર્ણય કર્યો છે, જેના ઉપર આસ્થા રાખનાર પુરૂષ વિચાર કર્યા વિના પણ યોગ્ય રીતે અનુષ્ઠાન કરી શકે છે.(૨૭). ઉપાસનાના અનુષ્ઠાનના પ્રકાર આર્ષગ્રન્થોમાં વર્ણવેલા છે, જે ગુરૂની પાસેથી સાંભળી લઈને, વિચાર કરવામાં અસમર્થ મનુષ્યો તે પ્રમાણે ઉપાસના કરે છે. ( ૨૮ ). છતાં જે માણસની ઇચ્છા વેદવાક્યોના અર્થનો નિર્ણય કરવાની હોય તે ભલે તેનો વિચાર કરે. પરંતુ જ્ઞાની પુરૂષે આપેલા ઉપદેશ માત્રથી ઉપાસના કરવી સંભવે છે. ( ૨૯ ).

**૨. જ્ઞાનમાર્ગ-આત્મવિચાર. તેના પ્રતિબંધ ૩૦-૫૨.**

ब्रह्मसाक्षात्कृतिस्त्वेवं विचारेण विना नृणाम् ।
आप्तोपदेशमात्रेण न संभवति कुत्रचित् ॥ ३० ॥
परोक्षज्ञानमश्रद्धा प्रतिबन्धाति नेतरत् ।
अविचारोऽपरोक्षस्य ज्ञानस्य प्रतिबन्धकः ॥ ३१ ॥
विचार्याप्यापरोक्ष्येण ब्रह्मात्मानं न वेत्ति चेत् ।
आपरोक्ष्यावसानत्वाद्भूयो भूयो विचारयेत् ॥ ३२ ॥
विचारन्नामरणं नैवात्मानं लभेत चेत् ।
जन्मान्तरे लभेतैव प्रतिबन्धक्षये सति ॥ ३३ ॥

બ્રહ્મનો સાક્ષાત્કાર તો તત્ત્વં પદાર્થના **વિચાર** વિના જ્ઞાનીના

ઉપદેશ માત્રથી કોઇ ઠેકાણે સંભવતો નથી—ઉપદેશ માત્રથી પરોક્ષ જ્ઞાન તો થઇ શકે છે. [ ૩૦ ] પરોક્ષ જ્ઞાનનો પ્રતિબંધ ગુરૂ અને શાસ્ત્રના વાક્ય ઉપરની અશ્રદ્ધા—અવિશ્વાસ—છે, બીજું કાંઇ નહિ; અને અપરોક્ષ જ્ઞાનનો પ્રતિબંધ અવિચાર છે. [ ૩૧ ]. વળી तत्त्वं પદાર્થનો વિચાર કર્યા છતાં પણ બ્રહ્માત્મૈકત્વ જ્ઞાન અપરોક્ષ રૂપે ન થાય, તો પણ અપરોક્ષ જ્ઞાન થતા સુધી વારંવાર તે વિચાર કર્યા કરવો, કેમકે અપરોક્ષ જ્ઞાનનો વિચાર સિવાય બીજો કોઇ પણ હેતુ નથી.(૩૨). તેમ કર્યા છતાં પણ જો કદાપિ મરણ પહેલાં બ્રહ્મજ્ઞાન થાય નહિ, તો જાણવું કે જ્ઞાનનો કંઇક પ્રતિબંધ છે, જેનો ક્ષય જન્માન્તરમાં થતાં જ તે જન્મમાં જ્ઞાન પ્રાપ્ત થશે જ. [૩૩].

इह वामुत्र वा विद्येत्येवं सूत्रकृतोदितम् ।
शृण्वन्तोऽप्यत्र बहवो यन्न विद्युरिति श्रुतिः ॥ ३४ ॥
गर्भ एव शयानः सन्वामदेवोऽवबुद्धवान् ।
पूर्वाभ्यस्तविचारेण यद्वदध्ययनादिषु ॥ ३५ ॥
बहुवारमधीतेऽपि तदा नायाति चेत्पुनः ।
दिनान्तरेऽनधीत्यैव पूर्वाधीतं स्मरेत्पुमान् ॥ ३६ ॥
कालेन परिपच्यन्ते कृषिगर्भादयो यथा ।
तद्वदात्मविचारोऽपि शनैः कालेन पच्यते ॥ ३७ ॥

વિચાર કર્યા છતાં પણ પ્રતિબંધને લીધે જ્ઞાન થતું નથી, તે સંબંધમાં વ્યાસજીના બ્રહ્મસૂત્રનું વચન છે કે આ જન્મમાં ( इह ) કે બીજા જન્મમાં [ अमुत्र ] પ્રતિબંધનો ક્ષય થયા પછી જ્ઞાન થાય છે. તેમજ વળી શ્રુતિ કહે છે કે શ્રવણ કર્યા છતાં પણ ઘણા મુમૂક્ષુઓ પ્રતિબંધને લીધે આ જન્મમાં જ્ઞાન પ્રાપ્ત કરી શકયા નહિ. ( ૩૪ ). જેમકે આજે અભ્યાસ કરેલું આવતી કાલે વિના અભ્યાસે યાદ આવે છે, તેમ પૂર્વ જન્મમાં કરેલા વિચારના અભ્યાસને લીધે વામદેવને ગર્ભમાં રહ્યે રહ્યે જ્ઞાન થયું હતું. ( ૩૪ ) ( કેટલીકવાર એમ બનેલું પણ જોવામાં આવે છે કે ) બહુ વાર અભ્યાસ કર્યા છતાં પણ તે વખતે આવડતું—યાદ રહેતું—નથી; છતાં બીજે દીવસે અભ્યાસ કર્યા વિના જ પૂર્વે ભણેલું માણસને યાદ આવી જાય છે. ( ૩૬ ). [ તેનું કારણ એ છે કે ] જેમ કૃષિ, ગર્ભ, અભ્યાસ, વગેરે કાળે કરીને પરિપકવ થાય છે, એકદમ નહિ ( અમુક કાળ અતીત

થવાની જરૂર હોવાથી); તેવી જ રીતે **આત્મવિચાર** પણ કાળે કરીને જ ધીમે ધીમે **આત્મજ્ઞાન** રૂપે પરિપક્વ થાય છે. (તેથી ધીરજ રાખવાની જરૂર છે. ) ( ૩૭ ).

पुनःपुनर्विचारेऽपि त्रिविधप्रतिबन्धतः ।
न वेत्ति तत्त्वमित्येतद्वार्तिके सम्यगीरितम् ॥ ३८ ॥
कुतस्तज्ज्ञानमिति चेत्तद्धि बन्धपरिक्षयात् ।
असावपि च भूतो वा भावी वा वर्ततेऽथ वा ॥ ३९ ॥
अधीतवेदवेदार्थोऽप्यत एव न मुच्यते ।
हिरण्यनिधिदृष्टान्तादिदमेव हि दर्शितम् ॥ ४० ॥

પુનઃ પુનઃ વિચાર કર્યા છતાં પણ ત્રણ પ્રકારના **પ્રતિબંધને** લીધે પુરૂષ તત્ત્વને જાણી શકતો નથી–એ વાત વાર્તિકકારે સારી રીતે સમજાવી છે. ( ૩૮ ). સ૦ યત્ન કર્યા છતાં પૂર્વે નહિ થયેલું જ્ઞાન હવે કેવી રીતે ઉત્પન્ન થયું? જ૦ તે પ્રતિબંધનો ક્ષય થવાને લીધે થયું. આ **પ્રતિબંધ** ૧, **ભૂત**, ૨. **ભાવી**, અને ૮. **વર્તમાન**, એ ત્રણ પ્રકારનો છે. ( ૩૯ ). વેદ અને વેદાર્થનો અભ્યાસ કર્યા છતાં કેટલીક વાર પુરૂષ પ્રતિબંધમાંથી ( અતઃ ) મુક્ત થતો જ નથી, તેનું દૃષ્ટાન્ત "**હિરણ્યનિધિ**"નું આપવામાં આવેલું છે. ( ૪૦ ).

अतीतेनापि महिषीस्नेहेन प्रतिबन्धतः ।
भिक्षुस्तत्त्वं न वेदेति गाथा लोके प्रगीयते ॥ ४१ ॥
अनुसृत्य गुरुः स्नेहं महिष्यां तत्त्वमुक्तवान् ।
ततो यथावद्वेदैष प्रतिबन्धस्य संक्षयात् ॥ ४२ ॥

**૧. ભૂત પ્રતિબંધઃ**—કોઇ એક ભિક્ષુએ ગુરૂ પાસે બોધ લીધા છતાં ભૂતકાળના મ્હેલા મહિષી ઉપરના **સ્નેહ** રૂપી પ્રતિબંધને લીધે તેને તત્ત્વજ્ઞાન રચ્યું નહીં, એવી ગાથા લોકમાં કહેવાય છે. ( ૪૧ ). આ પ્રતિબંધ દૂર કરવાને માટે ગુરૂએ મહિષી ઉપરના તેના આ સ્નેહને અનુસરીને "તે મહિષી જ બ્રહ્મ છે"–એવી રીતે તેને તત્ત્વોપદેશ કર્યો; તેથી સ્નેહ રૂપી તેના પ્રતિબંધનો ક્ષય થતાં તેણે શાસ્ત્રોક્ત પ્રકારે તત્ત્વ જાણ્યું. [ ૪૨ ].

प्रतिबन्धो वर्तमानो विषयासक्तिलक्षणः ।
प्रज्ञामान्द्यं कुतर्कश्च विपर्ययदुराग्रहः ॥ ४३ ॥
शमाद्यैः श्रवणाद्यैश्च तत्र तत्रोचितैः क्षयम् ।
नीतेऽस्मिन्प्रतिबन्धेऽतः स्वस्य ब्रह्मत्वमश्नुते ॥ ४४ ॥

**૨. વર્તમાન પ્રતિબંધ:**—વિષયાસક્તિ રૂપ એક; બીજો બુદ્ધિની મંદતા–બુદ્ધિની તીક્ષ્ણતાનો અભાવ; ત્રીજો કુતર્ક; ચોથો વિપર્યયમાં દુરાગ્રહ–આત્મા કર્તૃત્વાદિ ધર્મવાળો છે એવો દુરાગ્રહ; એ વર્તમાન પ્રતિબંધ છે. ( એમાંના કોઇ પણ પ્રકારનો પ્રતિબંધ હોય ત્યાં સુધી જ્ઞાનનો ઉદય થાય નહિ ). ( ૪૩ ). (માટે તેની નિવૃત્તિનો ઉપાય કરવો જોઇએ ). માટે તે તે પ્રકારના પ્રતિબંધને યોગ્ય **શમાદિ** અને **શ્રવણાદિ** સાધન વડે તેનો ક્ષય કરતાં તે પ્રતિબંધ દૂર થવાથી જ પોતાના સાક્ષી કૂટસ્થનું બ્રહ્મત્વ જાણવામાં–અનુભવવામાં–આવે છે. ( ૪૪ ).

आगामिप्रतिबन्धश्च वामदेवे समीरितः ।
एकेन जन्मना क्षीणो भरतस्य त्रिजन्मभिः ॥ ४५ ॥
योगभ्रष्टस्य गीतायामतीते बहुजन्मनि ।
प्रतिबन्धक्षयः प्रोक्तो न विचारोऽप्यनर्थकः ॥ ४६ ॥

**૩. ભાવી પ્રતિબંધ:**—ભાવી પ્રતિબંધ જે જન્માન્તરનો હેતુ છે તે **વામદેવને** એક જન્મથી ક્ષીણ થવાનું કહેવામાં આવ્યું છે, અને **જડભરતના** પ્રતિબંધનો ક્ષય થતાં ત્રણ જન્મ લાગ્યા હતા. ( ૪૫ ). પાછલા ઘણા જન્મોમાં યોગભ્રષ્ટ થયેલા પુરૂષના પ્રતિબંધનો આખરે ક્ષય થઇ તેને જ્ઞાન પ્રાપ્ત થાય છે એમ ગીતામાં પણ કહ્યું છે. માટે આત્મવિચાર નિરર્થક જતો નથી. ( ૪૬ ).

प्राप्य पुण्यकृतां लोकानात्मतत्त्वविचारतः ।
शुचीनां श्रीमतां गेहे साभिलाषोऽभिजायते ॥ ४७ ॥
अथवा योगिनामेव कुले भवति धीमताम् ।
निःस्पृहो ब्रह्मतत्त्वस्य विचारात्तद्धि दुर्लभम् ॥ ४८ ॥
तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।
यतते च ततो भूयस्तस्मादेतद्धि दुर्लभम् ॥ ४९ ॥

पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः ।
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥ ५० ॥

તેવો ( યોગભ્રષ્ટ ) પુરૂષ આત્મવિચારના બળથી પુણ્યકારી સ્વર્ગલોકને પ્રાપ્ત થઇને ( ત્યાં બહુ કાલ સુધી સુખ ભોગવીને ) પછી જો તે સાંસારિક સુખની અભિલાષા વાળો હોય તો આ લોકમાં માતાપિતાથી શુદ્ધ અને શ્રીમાન કુળમાં જન્મ પ્રાપ્ત કરે છે. [૪૭]. અને જો તે અતિવિરક્ત [ निस्पृह ] હોય તો બ્રહ્મતત્ત્વના વિચારને લીધે આત્મતત્ત્વના નિશ્ચય વાળા યોગીઓના કુળમાં જ જન્મ પ્રાપ્ત કરે છે. પરંતુ આવો જન્મ દુર્લભ છે—અલ્પ પુણ્ય વાળાને અલભ્ય છે. ( ૪૮ ). જો તેવા યોગિકુલમાં જન્મ મળે તો ત્યાં ( तत्र ) પૂર્વ જન્મના બુદ્ધિસંયોગને પ્રાપ્ત કરે છે, અને પ્રથમના પ્રયત્ન કરતાં વિશેષ [ भूयः ] યત્ન કરે છે. માટે જ આવો જન્મ દુર્લભ છે. [ ૪૯ ]. તેવા જન્મમાં અધિક અભ્યાસ બની શકવાનું કારણ એ છે કે તે જ પૂર્વાભ્યાસને અવશ થઇને તે ખેંચાય છે. આ પ્રમાણે ભાવી પ્રતિબંધને લીધે યોગભ્રષ્ટ થયેલો પુરૂષ અનેક જન્મોના પ્રયત્નથી શુદ્ધ થઇને [ संसिद्धः ]—પ્રતિબંધ રહિત થઇને—પછી પરમ ગતિ [ મોક્ષ ]ને પામે છે. ( ૫૦ ).

ब्रह्मलोकाभिवाञ्छायां सम्यक्सत्यां निरुध्य ताम् ।
विचारयेद्य आत्मानं न तु साक्षात्करोत्ययम् ॥ ५१ ॥
वेदान्तविज्ञानसुनिश्चितार्था इति शास्त्रतः ।
ब्रह्मलोके स कल्पान्ते ब्रह्मणा सह मुच्यते ॥ ५२ ॥

પરંતુ બ્રહ્મલોકમાં જવાની ઇચ્છા સંપૂર્ણ હોય છતાં તેને રોકીને જો આત્મવિચાર કરવામાં આવે, તો તેને સાક્ષાત્કાર થતો નથી. પરંતુ " वेदान्तविज्ञानसुनिश्चितार्थाः " એ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે તેવો પુરૂષ બ્રહ્મલોકમાં જાય છે, અને ત્યાં ( બ્રહ્માની પાસેથી આત્મજ્ઞાન પ્રાપ્ત કરી ) કલ્પને અંતે બ્રહ્માની સાથે મુક્ત થાય છે. [ ૫૧—૫૨ ].

### ૩. યોગમાર્ગ—બ્રહ્મોપાસના. ૫૩-૫૪.

केषांचित्स विचारोऽपि कर्मणा प्रतिबध्यते ।
श्रवणायापि बहुभिर्यो न लभ्य इति श्रुतेः ॥ ५३ ॥

[ આ પ્રમાણે તત્ત્વવિચાર કર્યા છતાં પ્રતિબંધ વાળા પુરૂષને આ જન્મમાં સાક્ષાત્કાર થતો નથી. એમ કહ્યું ]. પરંતુ કેટલાકને–તીવ્ર પાપીઓને–તો કર્મવશાત્ તે આત્મવિચાર પણ દુર્લભ છે–કર્મને લીધે બની શકતો જ નથી. તે સંબંધમાં શ્રુતિ પણ કહે છે કે ઘણા પુરૂષોને તો પરમાત્માનું શ્રવણ કરવાનું પણ લભ્ય નથી. ( ૫૩ ).

अत्यन्तबुद्धिमान्द्याद्वा सामग्र्या वाप्यसंभवात् ।
यो विचारं न लभते ब्रह्मोपासीत सोऽनिशम् ॥ ५४ ॥

માટે જે પુરૂષ બુદ્ધિની અત્યન્ત મંદતાને લીધે અથવા ગુરૂ,શાસ્ત્ર, કાળ, અનુકુળતા, વગેરે સામગ્રીના અસંભવને લીધે **આત્મવિચાર** [ **જ્ઞાનમાર્ગ** ] પ્રાપ્ત કરી શકતો ન હોય, તેણે નિરંતર **બ્રહ્મો-પાસના કરવી.** ( આ યોગમાર્ગ કહ્યો. ) ( ૫૪ ).

**૪. ઉપાસનાપ્રકાર; જ્ઞાન અને ઉપાસનાનો ભેદ; જ્ઞાની અને ઉપાસકના વ્યવહારનો ભેદ. ૫૫-૧૨૫.**

निर्गुणब्रह्मतत्त्वस्य न ह्युपास्तेरसंभवः ।
सगुणब्रह्मणीवात्र प्रत्ययावृत्तिसंभवात् ॥ ५५ ॥
अवाङ्मनसगम्यं तन्नोपास्यमिति चेत्तदा ।
अवाङ्मनसगम्यस्य वेदनं न च संभवेत् ॥ ५६ ॥
वागाद्यगोचराकारमित्येवं यदि वेत्त्यसौ ।
वागाद्यगोचराकारमित्युपासीत नो कुतः ॥ ५७ ॥
सगुणत्वमुपास्यत्वाद्यदि वेद्यत्वतोऽपि तत् ।
वेद्यं चेल्लक्षणावृत्त्या लक्षितं समुपास्यताम् ॥ ५८ ॥
ब्रह्म विद्धि तदेव त्वं न त्विदं यदुपासते ।
इति श्रुतेरुपास्यत्वं निषिद्धं ब्रह्मणो यदि ॥ ५९ ॥
विदितादन्यदेवेति श्रुतेर्वेद्यत्वमस्य न ।
यथा श्रुत्यैव वेद्यं चेत्तथा श्रुत्याप्युपास्यताम् ॥६०॥
अवास्तवी वेद्यता चेदुपास्यत्वं तथा न किम् ।
वृत्तिव्याप्तिर्वेद्यता चेदुपास्यत्वेऽपि तत्समम् ॥ ६१ ॥

**का ते भक्तिरुपास्तौ चेत्कस्ते द्वेषस्तदीरय ।**
**मानाभावो न वाच्योऽस्यां बहुश्रुतिषु दर्शनात् ॥ ६२ ॥**

**उत्तरस्मिंस्तापनीये शैब्यप्रश्नेऽथ काठके ।**
**माण्डूक्यादौ च सर्वत्र निर्गुणोपास्तिरीरिता ॥ ६३ ॥**

નિર્ગુણ બ્રહ્મની ઉપાસનાનો સંભવ બતાવે છેઃ નિર્ગુણ બ્રહ્મતત્ત્વની ઉપાસનાનો સંભવ છે, કેમકે સગુણ બ્રહ્મની ઉપાસનાની પેઠે તેમાં પણ બુદ્ધિવૃત્તિના પ્રવાહનો સંભવ છે. ( ૫૫ ). જો તું એમ કહેતો હોય કે તે અવાઙ્મનસગોચર હોવાથી ઉપાસ્ય બની શકે નહિ, તો અવાઙ્મનસગોચરનું જ્ઞાન પણ થઈ શકે નહિ. (૫૬). " તે વાગાદિને અગોચર છે " તેવી રીતે તેને જાણી શકાય તેમ છે, એમ જો તું કહેતો હોય, તો તેવા ( અગોચર ) તરીકે જ તેની ઉપાસના કેમ ન બની શકે ? (૫૭) ઉપાસ્ય કહેવાથી તે સગુણ છે એમ તું જો કહેતો હોય, તો તે વેદ્ય હોવાના કારણથી પણ સગુણ કહેવાશે. જો લક્ષણાવૃત્તિથી તેને વેદ્ય કહેતો હોય તો ઉપાસના પણ તેવા જ લક્ષ્યની કર. ( ૫૮ ). " તું તે જ બ્રહ્મને જાણ, જેની પુરૂષો ઉપાસના કરે છે તેને નહિ " એ શ્રુતિએ બ્રહ્મના ઉપાસ્યત્વનો નિષેધ કર્યો છે એમ જો તું કહેતો હોય, તો " તે વિદિતથી તથા અવિદિતથી પણ અન્ય છે " એવી શ્રુતિના આધારથી બ્રહ્મનું વેદ્યત્વ પણ રહેતું નથી. માટે શ્રુતિ બ્રહ્મને જેવી રીતનું વેદ્ય હોવાનું કહેતી હોય તેવા તેને ઉપાસો. ( ૫૯-૬૦ ). જો તું વેદ્યતાને અવાસ્તવી કહેતો હોય, તો ઉપાસ્યત્વ પણ તેવું કેમ નહિ ? અને જો વૃત્તિવ્યાપ્તિને-બ્રહ્માકાર વૃત્તિને-તું વેદ્યતા કહેતો હોય, તો ઉપાસ્યત્વમાં પણ તે (વૃત્તિવ્યાપ્તિ ) સરખી જ છે. ( ૬૧ ). જો તું એમ પૂછતો હોય કે ઉપાસનામાં તમને આટલી ભક્તિ કેમ છે ? તો ઉપાસના ઉપર તને દ્વેષ કેમ છે ? અને નિર્ગુણોપાસના સંબંધી પ્રમાણનો અભાવ છે એમ તો તું કહીશ જ નહિ, કેમકે તે સંબંધી ઘણાં શ્રુતિપ્રમાણો જોવામાં આવે છે. ( ૬૨ ). જેમકે ઉત્તર તાપનીય ઉપનિષદ્‌માં, પ્રશ્નોપનિષદ્‌માં શૈબ્યપ્રશ્નમાં, કઠોપનિષદ્‌માં, માણ્ડુક્ય ઉપનિષદ્‌માં, વગેરેમાં સર્વત્ર નિર્ગુણોપાસના વર્ણવી છે. ( માટે નિર્ગુણોપાસના સંભવે છે. ) ( ૬૩ ).

### નિર્ગુણોપાસનાનો પ્રકાર. ૬૪—૭૩.

अनुष्ठानप्रकारोऽस्याः पञ्चीकरण ईरितः ।
ज्ञानसाधनमेतच्चे[illegible]ति केनात्र वारितम् ॥ ६४ ॥

નિર્ગુણોપાસનાનો પ્રકાર સુરેશ્વરાચાર્ય કૃત **પંચીકરણમાં** આપવામાં આવ્યો છે. આ ઉપાસના આત્મવિચારના જેવું મુક્તિનું સાધન નથી, પરંતુ મુક્તિનું સાધન જે **જ્ઞાન** તે ( જ્ઞાન ) પ્રાપ્ત કરવાનું સાધન છે તેની કોઇ ના પાડતું નથી. ( મતલબ કે ઉપાસનાથી મુક્તિ મળતી નથી, પરંતુ ઉપાસનાથી અપરોક્ષ જ્ઞાન થાય, અને **જ્ઞાનથી** મુક્તિ કહી છે. ( ૬૪ ).

नानुतिष्ठति कोऽप्येतदिति चेन्मा[illegible]तिष्ठतु ।
पुरुषस्यापराधेन किमुपास्तिः प्रदुष्यति ॥ ६५ ॥
इतोऽप्यतिशयं म[illegible] मन्त्रान्वश्यादिकारिणः ।
मूढा जपन्तु तेभ्योऽतिमूढाः कृषि[illegible] ॥ ६६ ॥

જો તું એમ કહેતો હોય કે ( સગુણોપાસના સર્વે કરે છે, પરંતુ ) નિર્ગુણોપાસના તો કોઈ કરતું નથી, તો ભલે ન કરો. પુરૂષના અપરાધથી શું ઉપાસનાનો દોષ છે ? ( ૬૫). વળી સગુણોપાસના કરતાં વશીકરણ, મારણ, ઉચ્ચાટન, આદિ મન્ત્રોને ચઢીઆતા ગણીને સંસારી મૂઢ પુરૂષો તેનો જપ કરે; અને તેથી પણ અતિમૂઢ પુરૂષો જપને છોડીને કૃષિ કરે, તો ભલે કરો. (તેથી સગુણોપાસનાનો શો દોષ ? કાંઇ જ નહિ. તેવી રીતે કોઇ વિવેકી નિર્ગુણોપાસનાને છોડીને સગુણોપાસના કરે, તોપણ મુમુક્ષુએ તો નિર્ગુણોપાસના તજવી નહિ. ( ૬૬ ).

तिष्ठन्तु मूढाः प्रकृता निर्गुणोपास्तिरीर्यते ।
विद्यैक्यात्सर्वशाखास्थान्गुणानत्रोपसंहरेत् ॥ ६७ ॥
आनन्दादेर्विधेयस्य गुण[illegible]स्य संहृतिः ।
आनन्दादय इत्यस्मिन्सूत्रे व्यासेन वर्णिता ॥ ६८ ॥
अस्थूलादेर्निषेध्यस्य गुणसङ्घस्य संहृतिः ।
तथा व्यासेन सूत्रेऽस्मिन्[illegible]क्षरधियां त्विति ॥ ६९ ॥

निर्गुणब्रह्मतत्त्वस्य विद्यायां गुणसंहृतेः ।
न युज्येतेत्युपालम्भो व्यासं प्रत्येव मां न तु ॥ ७० ॥
हिरण्यश्मश्रुसूर्यादिमूर्तीनामनुदाहृतेः ।
अविरुद्धं निर्गुणत्वमिति चेदुच्यतां त्वया ॥ ७१ ॥
गुणानां लक्षकत्वेन न तत्त्वेऽन्तःप्रवेशनम् ।
इति चेदस्त्वेवमेव ब्रह्म तत्त्वमुपास्यताम् ॥ ७२ ॥

માયાને વશ થયેલા ( प्रकृताः ) મૂઢ માણસો રહો—ગમે તે કરો. પરંતુ અમે તો **નિર્ગુણોપાસના** બતાવીએ છીએ. માટે બધી વિદ્યા એક હોવાથી શ્રુતિઓની જૂદી જૂદી શાખાઓમાં કહેલા ઉપાસ્ય ગુણોને ( સત્ય, જ્ઞાન, વગેરેને ) એકઠા કરીને ઉપાસના કરવી જોઇએ. ( ૬૭ ). આનન્દાદિ વિધેય ગુણોનો ઉપસંહાર " आनन्दादय " ઇત્યાદિ સૂત્રમાં વ્યાસજીએ વર્ણવ્યો છે. ( ૬૮ ). તેવી રીતે અસ્થૂલાદિ નિષેધ્ય ગુણોનો ઉપસંહાર પણ " अक्षरधियां तु " એ અધિકરણમાં વ્યાસે કહેલો છે. ( ૬૯ ). નિર્ગુણ બ્રહ્મની વિદ્યા—ઉપાસના—માં નિર્ગુણ બ્રહ્મના ગુણનો ઉપસંહાર કરવો—નિર્ગુણના ગુણ કહેવા—યોગ્ય નથી, એવો ઠપકો વ્યાસ પ્રતિ કર, અમારા પ્રતિ નહિ. ( કેમકે તે ઉપસંહાર તેમણે કર્યો છે ). ( ૭૦ ). નિર્ગુણ વસ્તુમાં ગુણનું વર્ણન કરવું તે વિરોધ છે ખરો, પરંતુ તેવો વિરોધ તો, સગુણ ઉપાસના વિશે કહ્યા પ્રમાણે હિરણ્યશ્મશ્રુત્વ, વગેરે ગુણવિશિષ્ટ સૂર્ય વગેરેના જેવી મૂર્તિ નિર્ગુણ બ્રહ્મની પણ છે એવું જો કહીએ તો આવે. પરંતુ ઉપાસનાને વિશે તેવા ગુણવાળી બ્રહ્મમૂર્તિ કહેવામાં આવેલી નહિ હોવાથી ( અને માત્ર આનન્દાદિ અને અસ્થૂલાદિ ગુણોનું વર્ણન કરવામાં આવેલું હોવાથી) બ્રહ્મના નિર્ગુણત્વમાં વિરોધ આવતો નથી; એવું જો તું કહેતો હોય તો તું તુષ્ટિ પામ. ( ૭૧ ). ગુણો લક્ષ્યને દૂરથી બતાવનાર માત્ર હોવાથી ( लक्षकत्वेन ) તેઓ તત્ત્વની અંદર રહેલા નથી, એમ જો તું કહેતો હોય તો તેમ હો. પરંતુ તેઓ જેવું લક્ષ્ય બતાવે છે તેવા બ્રહ્મની ઉપાસના કરવાને હરકત નથી. ( ૭૨ ).

आनन्दादिभिरस्थूलादिभिश्चात्मात्र लक्षितः ।
अखण्डैकरसः सोऽहमस्मीत्येवमुपासते ॥ ७३ ॥

માટે ઉપાસનાનો પ્રકાર નીચે પ્રમાણે છે:–આ શ્રુતિઓમાં ( अत्र ) **" આનન્દાદિ અને અસ્થૂલાદિ ગુણો વડે જે અખંડ એકરસ બ્રહ્મ લક્ષિત થાય છે તે બ્રહ્મ હું છું "** એમ મુમુક્ષુઓ ઉપાસના કરે છે. ( ૭૩ ).

**बोधोपास्त्योर्विशेषः क इति चेदुच्यते शृणु ।**
**वस्तुतन्त्रो भवेद्बोधः कर्तृतन्त्रमुपासनम् ॥ ७४ ॥**
**विचाराज्जायते बोधोऽनिच्छा यं न निवर्तयेत् ।**
**स्वोत्पत्तिमात्रात्संसारे दहत्यखिलसत्यताम् ॥ ७५ ॥**
**तावता कृतकृत्यः सन्नित्यतृप्तिमुपागतः ।**
**जीवन्मुक्तिमनुप्राप्य प्रारब्धक्षयमीक्षते ॥ ७६ ॥**

**શંકાઃ–જ્ઞાન અને ઉપાસનામાં શો ફેર છે ? ઉત્તરઃ–** તે કહીએ છીએ તે સાંભળઃ વસ્તુને અધીન જ્ઞાન છે–વસ્તુ હોય તો જ્ઞાન થયા વિના રહે નહિ; પરંતુ ઉપાસના તો કર્તાની ઇચ્છાને અધીન છે–કર્તા કરે તો થાય, ન કરે તો ન થાય. ( ૭૪ ). જ્ઞાન તો ઇચ્છા ન હોય તોપણ વસ્તુતત્ત્વના વિચારથી ઉત્પન્ન થાય છે જ, ઇચ્છાનો અભાવ તેને અટકાવી શકતો નથી; અને તે ઉત્પન્ન થવાની સાથે જ—ઉત્પન્ન થવા માત્રથી જ–સંસાર સત્ય હોવાની સકળ માન્યતા નાશ પમાડે છે. ( ૭૫ ). અને તત્ત્વજ્ઞાનની ઉત્પત્તિ માત્ર વડે પોતે કૃતકૃત્ય થઇ નિત્ય તૃપ્તિ પામેલો **જીવન્મુક્તિ** પ્રાપ્ત કરીને પ્રારબ્ધનો ક્ષય થવાને ઇચ્છે છે–**કૈવલ્યમુક્તિ ( વિદેહમુક્તિ )** ની ઇચ્છા કરે છે. ( ૭૬ ).

**आप्तोपदेशं विश्वस्य श्रद्धालुरविचारयन् ।**
**चिन्तयेत्प्रत्ययैरन्यैरनन्तरितवृत्तिभिः ॥ ७७ ॥**
**यावच्चिन्त्यस्वरूपत्वाभिमानः स्वस्य जायते ।**
**तावद्विचिन्त्य पश्चाच्च तथैवामृति धारयेत् ॥ ७८ ॥**
**ब्रह्मचारी भिक्षमाणो युतः संवर्गविद्यया ।**
**संवर्गरूपतां चित्ते धारयित्वा ह्यभिक्षत ॥ ७९ ॥**
**पुरुषस्येच्छया कर्तुमकर्तुं कर्तुमन्यथा ।**
**शक्योपास्तिरतो नित्यं कुर्यात्प्रत्ययसंततिम् ॥ ८० ॥**

આપ્ત ( જ્ઞાની ) પુરૂષના વચન ઉપર વિશ્વાસ રાખીને શ્રદ્ધાલુ પુરૂષે વિચાર કર્યા વિના બીજી વિજાતીય વૃત્તિઓ( प्रत्ययैः ) ના અંતરાય-પ્રતિબંધ-વિના ઉપાસ્ય તત્વનું ચિંતન કરવું. (૭૭). તે ચિંતન જ્યાંસુધી ઉપાસ્ય( चिन्त्य )ના સ્વરૂપનું પોતાને અભિમાન થાય-પોતે તે રૂપ છે એવું અભિમાન થાય-ત્યાંસુધી કરીને પછી તે મરણ પર્યંત ધારણ કરવું. ( ૭૮ ). આવી રીતે જેને ઉપાસ્ય વસ્તુના સ્વરૂપનું અભિમાન થયું હોય તેવું દૃષ્ટાન્ત છાન્દોગ્ય શ્રુતિમાં છેઃ પ્રાણાયામવિદ્યા ( संवर्गविद्या ) જાણનાર એક પ્રાણોપાસક બ્રહ્મચારી જેને તે વિદ્યાનું અભિમાન થયું હતું તેણે તે વિદ્યા ઉપરનું અભિમાન ( संवर्गरूपता ) ચિત્તમાં ધારણ કરીને-પ્રાણની સાથે ચિત્તની એકતા રાખીને-અભિપ્રતારિન્ નામના રાજા પાસે ભિક્ષા માગેલી. ( ૭૯ ). ઉપાસના પુરૂષની ઇચ્છા પ્રમાણે કરવી. ન કરવી, અથવા અન્યથા કરવી શકય છે. માટે-પુરૂષની ઇચ્છાને અધીન છે માટે-નિત્ય ઉપાસ્ય સંબંધી વૃત્તિ ( प्रत्यय )નો પ્રવાહ ચલાવવો—ઉપાસના કરવી. ( ૮૦ ).

वेदाध्यायी ह्यप्रमत्तोऽधीते स्वप्नेऽधिवासतः ।
जपिता तु जपत्येव तथा ध्यातापि वासयेत् ॥ ८१ ॥
विरोधिप्रत्ययं त्यक्त्वा नैरन्तर्येण भावयन् ।
लभते वासनावेशात्स्वप्नादावपि भावनाम् ॥ ८२ ॥
भुञ्जानोऽपि निजारब्धमास्थातिशयतोऽनिशम् ।
ध्यातुं शक्तो न संदेहो विषयव्यसनी यथा ॥८३॥
परव्यसनिनी नारी व्यग्रापि गृहकर्मणि ।
तदेवास्वादयत्यन्तः परसङ्गरसायनम् ॥ ८४ ॥
परसङ्गं स्वादयन्त्या अपि नो गृहकर्म तत् ।
कुण्ठीभवेदपि त्वेतदापातेनैव वर्तते ॥ ८५ ॥

જેવી રીતે સદા વેદાધ્યયન કરનાર દૃઢ વાસનાથી સ્વપ્નમાં પણ ભણે છે, અને જપ કરનાર જપ કરે છે; તેવી જ રીતે ધ્યાન કરનાર ધ્યાતા-ઉપાસક-પણ સ્વપ્નમાં ધ્યાન ધરે છે. [ ૮૧ ]. વિરોધી વૃત્તિનો ત્યાગ કરીને નિરન્તર ધ્યાન કરનાર ધ્યાનના સં-

સ્કાર વશાત્ સ્વપ્ન વગેરે અવસ્થામાં ( તંદ્રામાં ) પણ ધ્યાન પ્રાપ્ત કરે છે. ( ૮૨ ). પોતાના પ્રારબ્ધને ભોગવતો છતાં અતિશય આસ્થાને લીધે તે પ્રમાણે નિરંતર ધ્યાન બની શકે છે, તેમાં કાંઈ સંદેહ નથી; જેમ વિષયોનું જેને વ્યસન લાગેલું હોય તેવો માણસ પ્રારબ્ધ ભોગવતો છતાં સદા વિષયોનું ધ્યાન કરે છે. (૮૩). વળી પર પુરૂષનું જેને વ્યસન લાગેલું છે તેવી સ્ત્રી જેમ પોતાના ગૃહકાર્યમાં લાગેલી રહેવા છતાં તે ( પર પુરૂષ ) ના સંગનો સ્વાદ પોતાના મનમાં ચાખે છે, અને વળી પરસંગનો સ્વાદ લેતી છતાં જેમ તેનું ગૃહકાર્ય અટકતું નથી, પરંતુ પ્રવાહ રૂપે ચાલ્યા જ કરે છે; ( તેવી રીતે ધ્યાતા પણ પ્રારબ્ધ ભોગવતો છતાં અતિ આસ્થાને લીધે નિરંતર ધ્યાન કરી શકે છે ). ( ૮૪–૮૫ ).

गृहकृत्यव्यसनिनी यथा सम्यक्करोति तत् ।
परव्यसनिनी तद्वन्न करोत्येव सर्वथा ॥ ८६ ॥
एवं ध्यानैकनिष्ठोऽपि लेशाल्लौकिकमारभेत् ।
तत्त्वविक्त्वविरोधित्वाल्लौकिकं सम्यगाचरेत् ॥ ८७ ॥
मायामयः प्रपञ्चोऽयमात्मा चैतन्यरूपधृक् ।
इति बोधे विरोधः को लौकिकव्यवहारिणः ॥ ८८ ॥
अपेक्षते व्यवहृतिर्न प्रपञ्चस्य वस्तुताम् ।
नाप्यात्मजाड्यं किं त्वेषा साधनान्येव काङ्क्षति ॥८९॥
[illegible]दार्थाः साधनानि तान् ।
तत्त्वविन्नोपमृद्नाति व्यवहारोऽस्य नो कुतः ॥ ९० ॥

( તેથી ઉલટું ) ગૃહકાર્યના વ્યસન વાળી સ્ત્રી પોતાનું કાર્ય જેવી સારી રીતે કરે છે, તેવી રીતે પરવ્યસનિની સ્ત્રી સર્વથા કરી શકતી નથી. ( ૮૬ ). તે જ પ્રમાણે પરવ્યસનિની સ્ત્રીની પેઠે એકલા ધ્યાનમાં નિષ્ઠા વાળો ધ્યાની–ઉપાસક–પણ લૌકિક વ્યવહાર થોડો જ આચરે છે. પરંતુ ગૃહકૃત્યવ્યસનિની સ્ત્રીની પેઠે તત્ત્વવેત્તા તો તે વ્યવહાર સારી રીતે આચરે છે, કેમકે લૌકિક વ્યવહાર તત્ત્વજ્ઞાનને કોઇ રીતે વિરોધી નથી, ( જો કે તે વ્યવહાર ધ્યાન કરનારને તો વિરોધી છે. ] ( ૮૭ ). આ પ્રપંચ માયામય છે, અને આત્મા ચૈતન્ય સ્વરૂપ છે—એવો જેને બોધ થયો છે તેને

લૌકિક વ્યવહારી થતાં શો વિરોધ છે ? ( ૮૮ ). વ્યવહારને માટે કાંઇ પ્રપંચની સત્યતાની જરૂર નથી, તેમજ આત્માની જડતા—અજ્ઞાતતા—ની જરૂર નથી. પરંતુ વ્યવહારને તો વ્યવહારનાં સાધન માત્રની જરૂર છે—પછી ભલે તે અસત્ય હોય. ( ૮૯ ). મન, વાણી, શરીર, અને બાહ્ય પદાર્થો, એ સાધનો છે. તત્ત્વવેત્તા તેમનો નાશ કરતો નથી, તો પછી તેને વ્યવહાર કેમ ન હોય ? [ ૯૦ ].

उपमृद्नाति चित्तं चेद्ध्यातासौ न तु तत्त्ववित् ।
न बुद्धिमर्दयन्दृष्टो घटतत्त्वस्य वेदिता ॥ ९१ ॥
सकृत्प्रत्ययमात्रेण घटश्चेद्भासते सदा ।
स्वप्रकाशोऽयमात्मा किं घटवच्च न भासते ॥ ९२ ॥
स्वप्रकाशतया किं ते तद्बुद्धिस्तत्त्ववेदनम् ।
बुद्धिश्च क्षणनाश्येति चोद्यं तुल्यं घटादिषु ॥ ९३ ॥
घटादौ निश्चिते बुद्धिर्नश्यत्येव यदा घटः ।
इष्टो नेतुं तदा शक्य इति चेत्सममात्मनि ॥ ९४ ॥
निश्चित्य सकृदात्मानं यदापेक्षा तदैव तम् ।
वक्तुं मन्तुं तथा ध्यातुं शक्नोत्येव हि तत्त्ववित् ॥९५॥
उपासक इव ध्यायँल्लौकिकं विस्मरेद्यदि ।
विस्मरत्वेव सा ध्यानाद्विस्मृतिर्न तु वेदनात् ॥ ९६ ॥
ध्यानं त्वैच्छिकमेतस्य वेदनान्मुक्तिसिद्धितः ।
ज्ञानादेव तु कैवल्यमिति शास्त्रेषु डिण्डिमः ॥ ९७ ॥

જે માણસ ચિત્તનું મર્દન ( નિરોધ ) કરે છે તે ધ્યાતા કહેવાય છે, તત્ત્વવેત્તા નહિ બુદ્ધિનું મર્દન ( ચિત્તનિરોધ ) કરનાર ઘટતત્ત્વને જાણી શકયો હોય એવું કયાંએ જોવામાં આવે છે ? ( ૯૧ ) જો તું એમ કહે તો હોય કે ઘટને એકવાર દેખવાથી તેનું જ્ઞાન સદા રહે છે, તો આ સ્વપ્રકાશ આત્મા શું ઘટની પેઠે ભાસતો નથી ? [ ૯૨ ]. જો તું એમ કહેતો હોય કે " આત્માની સ્વપ્રકાશતાથી તમને શું મળ્યું ? તેથી તમે કાંઇ આત્માને જાણ્યો ? અને વળી તત્ત્વજ્ઞાનનો અર્થ તત્ત્વને વિશે બુદ્ધિ લગાડવી તે છે—તત્ત્વાકાર બુદ્ધિ કરવાથી જ જ્ઞાન થાય છે, અને બુદ્ધિ તો ક્ષણમાં

નાશવાન હોવાથી તત્ત્વજ્ઞાનનો પણ નાશ થશે "—એમ જો તું કહેતો હોય તો આ શંકા ઘટાદિના જ્ઞાન વિશે પણ સમાન જ છે. [ ૯૩ ]. જો તું એમ કહેતો હોય કે " ઘટાદિનું થયેલું જ્ઞાન નાશ પામવા છતાં પણ જ્યારે જ્યારે ઘટ જાણવાની ઇચ્છા થાય, ત્યારે ત્યારે તે જાણી શકાય છે ", તો તે પણ આત્માને વિશે સમાન જ છે. ( ૯૪ ). કારણકે આત્માનો એક વાર નિશ્ચય કર્યા પછી પણ જ્યારે જ્યારે તેનું કથન કરવાની, મનન કરવાની, કે ધ્યાન કરવાની ઇચ્છા થાય, ત્યારે ત્યારે તત્ત્વવેત્તા તેમ કરવાને શક્તિવાન છે. ( ૯૫ ) જો તું એમ કહેતો હોય કે " તત્ત્વવેત્તા જો ઉપાસકની પેઠે ધ્યાન કરે તો ( તે વખતે ) તે લૌકિકને ભૂલી જાય ", તો તે ભલે ભૂલે. તે વિસ્મૃતિ તો ધ્યાનને લીધે છે, જ્ઞાનને લીધે નથી. ( ૯૬ ). પરંતુ તત્ત્વવેત્તાનું ધ્યાન તો ઐચ્છિક છે, કેમકે જ્ઞાનથી તેને મુક્તિની સિદ્ધિ મળી છે. ( તેથી હવે તેને ધ્યાન કરવાની જરૂર રહી નથી ). અને શાસ્ત્રનું ડિણ્ડિમ છે કે જ્ઞાનથી જ મુક્તિ ( કૈવલ્ય ) મળે છે. ( ૯૭ ).

तत्त्वविद्यदि न ध्यायेत्प्रवर्तेत तदा बहिः ।
प्रवर्ततां सुखेनायं को बाधोऽस्य प्रवर्तने ॥ ९८ ॥
अतिप्रसङ्ग इति चेत्प्रसङ्गं तावदीरय ।
प्रसङ्गो विधिशास्त्रं चेन्न तत्तत्त्वविदं प्रति ॥ ९९ ॥
वर्णाश्रमवयोवस्थाभिमानो यस्य विद्यते ।
तस्यैव च निषेधाश्च विधयः सकला अपि ॥ १०० ॥
वर्णाश्रमादयो देहे मायया परिकल्पिताः ।
नात्मनो बोधरूपस्येत्येवं तस्य विनिश्चयः ॥ १ ॥
समाधिमथ कर्माणि मा करोतु करोतु वा ।
हृदयेनास्तसर्वास्थो मुक्त एवोत्तमाशयः ॥ २ ॥
नैष्कर्म्येण न तस्यार्थस्तस्यार्थोऽस्ति न कर्मभिः ।
न समाधानजप्याभ्यां यस्य निर्वासनं मनः ॥ ३ ॥
आत्मासङ्गस्ततोऽन्यत्स्याद्धि जालं हि मायिकम् ।
इत्यचञ्चलनिर्णीते कुतो मनसि वासना ॥ ४ ॥

एवं नास्ति प्रसङ्गोऽपि कुतोऽस्यातिप्रसञ्जनम्।
प्रसङ्गो यस्य तस्यैव शङ्क्येतातिप्रसञ्जनम् ॥ ५ ॥
विध्यभावान्न बालस्य दृश्यतेऽतिप्रसञ्जनम्।
स्यात्कुतोऽतिप्रसङ्गोऽस्य विध्यभावे समे सति ॥ ६ ॥
न किंचिद्वेत्ति बालश्चेत्सर्वं वेत्त्येव तत्त्ववित्।
अल्पज्ञस्यैव विधयः सर्वे स्युर्नान्ययोर्द्वयोः ॥ ७ ॥

" તત્ત્વવેત્તા જ્યારે ધ્યાન કરતો નથી, ત્યારે તે બહિર્વ્યવહારમાં પ્રવર્તશે " એમ જો તું શંકા કરતો હોય તો તે ભલે પ્રવર્તે. તેથી તેને શો બાધ છે ? ( ૯૮ ). જો તું એમ કહેતો હોય કે તેથી તેને અતિપ્રસંગ ( પ્રસંગની બહાર જવું તે–શાસ્ત્રનું ઉલ્લંઘન કરવાનો પ્રસંગ ) પ્રાપ્ત થશે, તો જ્ઞાનીને માટે પ્રસંગ શો છે તે કહે. જો તું એમ કહેતો હોય કે શાસ્ત્રમાં કહેલો વિધિ પ્રસંગ છે, તો તે તત્ત્વવેત્તાને માટે નથી. ( ૯૯ ). સકળ વિધિઓ અને નિષેધો તો જેને વર્ણાશ્રમ, વય ( ઉમ્મર ), તથા અવસ્થાનું અભિમાન છે તેને માટે જ છે. ( ૧૦૦ ). આ વર્ણાશ્રમ વગેરે અવસ્થાઓ માયાએ **દેહને વિશે** કલ્પેલી છે, તે **જ્ઞાનસ્વરૂપ આત્માની નથી**, એવો તેનો ( જ્ઞાનીનો ) નિશ્ચય છે. ( તેથી તેને તે તે અવસ્થાના ધર્મ પાળવાના રહ્યા નથી ). ( ૧૦૧ ). જ્ઞાની સમાધિ અથવા કર્મ કરો વા ન કરો, કાંઇ જરૂર નથી; કારણ કે તેની બુદ્ધિએ ( હૃદયે ) સર્વ પ્રકારની આસક્તિઓ ( आस्था )નો ત્યાગ કરેલો હોવાથી ઉત્તમ આશય-નિર્મલ જ્ઞાન–વાળો હોઇ તે મુક્ત જ છે. [ તેથી સમાધિ વગેરેની તેને જરૂર નથી. ] [ ૧૦૨ ]. જેનું મન **વાસના રહિત** થયું છે તેને **નૈષ્કર્મ્યની કે કર્મની, સમાધિની કે જપની**–કશાની જરૂર નથી. ( ૧૦૩ ), " **આત્મા અસંગ છે, અને આત્માથી અતિરિક્ત સર્વ પદાર્થ માયિક ઇન્દ્રજાલ રૂપ છે** " એવા નિર્ણય વડે જેનું મન અચંચલ–સ્થિર–થયું છે તેના મનમાં વાસના ક્યાંથી હોય ? ( ૧૦૪ ). એ પ્રમાણે જેને વિધિનો જ પ્રસંગ નથી, તેને અતિપ્રસંગનો અવકાશ જ ક્યાંથી હોય ? જેને પ્રસંગ હોય તેના અતિપ્રસંગની શંકા થઇ શકે, બીજાની નહિ. ( ૧૦૫ ). જેમકે બાળકને માટે કોઇ જાતનો વિધિ નહિ હોવાથી તેને માટે અતિપ્રસંગ પણ દેખાતો નથી; તે

જ પ્રમાણે જ્ઞાનીને વિધિનો અભાવ સરખો જ હોવાથી અતિપ્રસંગ પણ ક્યાંથી હોય ? (૧૦૬ ). જો તું એમ કહેતો હોય કે બાળક તો કાંઈ જાણતો નથી, તો જ્ઞાની સર્વને ( આખા જગતના તથા આત્માના સ્વરૂપને ) જાણે છે. વિધિનો અધિકાર અલ્પજ્ઞ–અજ્ઞાની–ને માટે છે, જ્ઞાની અને બાળક એ બંને માટે નથી. ( ૧૦૭ ).

शापानुग्रहसामर्थ्यं यस्यासौ तत्त्वविद्यदि ।
तन्न शापादिसामार्थ्यं फलं स्यात्तपसे यतः ॥ ८ ॥
व्यासादेरपि सामर्थ्यं दृश्यते तपसो बलात् ।
शापादिकारणादन्यत्तपो ज्ञानस्य कारणम् ॥ ९ ॥
द्वयं यस्यास्ति तस्यैव सामर्थ्यज्ञानयोर्जनिः ।
एकैकं तु ततः कुर्वन्नेकैकं लभते फलम् ॥ ११० ॥
सामर्थ्यहीनो निन्द्यश्चेद्यतिभिर्विधिवर्जितः ।
निन्द्यन्ते यतयोऽप्यन्यैरनिशं भोगलम्पटैः ॥ ११ ॥
भिक्षावस्त्रादि रक्षेयुर्यद्येते भोगतुष्टये ।
अहो यतित्वमेतेषां वैराग्यभरमन्थरम् ॥ १२ ॥
वर्णाश्रमपरान्मूढा निन्दन्त्वित्युच्यते यदि ।
देहात्ममतयो बुद्धं निन्दन्त्वाश्रममानिनः ॥ १३ ॥

જો તું એમ કહેતો હોય કે શાપ અને અનુગ્રહ કરવાનું સામર્થ્ય જેને હોય તે જ તત્ત્વવેત્તા કહેવાય,બીજો નહિ;તો તે ખરૂં નથી, કારણ કે શાપાદિસામર્થ્ય તો તપનું ફળ છે. [ ૧૦૮ ]. વ્યાસાદિ તત્ત્વવેત્તા છતાં તેમનામાં જે શાપાદિસામર્થ્ય જોવામાં આવે છે, તે તપના બળથી છે. જ્ઞાનનું કારણ તો શાપાદિના હેતુ રૂપ તપથી બીજા પ્રકારનું તપ છે. ( બંનેનાં કારણ જૂદાં જૂદાં છે. ) (૧૦૯). જે બંને પ્રકારનાં તપ કરે છે તેને જ **શાપાદિસામર્થ્ય** તથા **જ્ઞાન** પ્રાપ્ત થાય છે. પરંતુ એકેક કરનારને તો એકનું જ ફળ મળે છે. ( ૧૧૦ ). જો તું એમ કહેતો હોય કે જે સામર્થ્યહીન પુરૂષે વિધિનો ત્યાગ કર્યો છે તેને વિધિયુક્ત યતિઓ નિંદે છે; તો યતિઓને વળી ભોગલંપટ પુરૂષો હમેશાં નિંદે છે. ( ૧૧૧ ). જો તું એમ કહેતો હોય કે યતિઓએ પોતાના ભોગની તૃપ્તિને માટે

ભિક્ષા, વસ્ત્ર, વગેરે રાખવાં જોઇએ, તો વૈરાગ્યના ભારથી દબાયલા તેમના યતિત્વને ધન્ય છે! [ ૧૧૨ ]. જો તું એમ કહેતો હોય કે વર્ણાશ્રમ ધર્મ પાળનારને વિષયલંપટ મૂઢ પુરૂષો ભલે નિંદે, તેથી તેમને હાનિ નથી, તો વર્ણાશ્રમ ક્રિયા કરનારા દેહાભિમાની–દેહાત્મ બુદ્ધિવાળા–પુરૂષો ભલે જ્ઞાનીની નિંદા કરે. [ ૧૧૩ ].

तदित्थं तत्त्वविज्ञाने साधनानुपमर्दनात् ।
ज्ञानिनाचरितुं शक्यं सम्यग्राज्यादि लौकिकम् ॥ १४ ॥
मिथ्यात्वबुद्ध्या तत्रेच्छा नास्ति चेत्तर्हि मास्तु तत् ।
ध्यायन्वाथ व्यवहरन्यथारब्धं वसत्वयम् ॥ १५ ॥

તેથી ( તદ્ ) એ પ્રકારે તત્ત્વજ્ઞાન થયા છતાં મન, વિષયો, વગેરે સાધનોનો લોપ નહિ થતો હોવાથી જ્ઞાનીથી લૌકિક અથવા રાજ્યાદિ વ્યવહાર સારી રીતે બની શકે છે. ( ૧૧૪ ). જો તું એવું કહેતો હોય કે જ્ઞાનીને પ્રપંચના મિથ્યાપણાનું જ્ઞાન હોવાથી તેને ઇચ્છા થવી ન જોઈએ, તો તે ન થાઓ; અથવા પોતાના પ્રારબ્ધ પ્રમાણે તે ધ્યાન કરતો કે વ્યવહાર ચલાવતો રહો. ( ૧૧૫ ).

उपासकस्तु सततं ध्यायन्नेव वसेद्यतः ।
ध्यानेनैव कृतं तस्य ब्रह्मत्वं विष्णुतादिवत् ॥ १६ ॥
ध्यानोपादानकं यत्तद्ध्यानाभावे विलीयते ।
वास्तवी ब्रह्मता नैव ज्ञानाभावे विलीयते ॥ १७ ॥
ततोऽभिज्ञापकं ज्ञानं न नित्यं जनयत्यदः ।
ज्ञापकाभावमात्रेण न हि सत्यं विलीयते ॥ १८ ॥
अस्त्येवोपासकस्यापि वास्तवी ब्रह्मतेति चेत् ।
पामराणां तिरश्चां च वास्तवी ब्रह्मता न किम् ॥१९॥

( તેથી ઉલટું ) ઉપાસકે તો સદા ધ્યાન કરતા જ રહેવું જોઇએ; કેમકે ધ્યાન વડે સંપાદન કરેલું વિષ્ણુત્વાદિ જેમ પારમાર્થિક નથી, તેમ તેનું બ્રહ્મત્વ ધ્યાન વડે જ થયેલું હોવાથી તે વાસ્તવિક નથી. ( ૧૧૮ ). જે બ્રહ્મત્વ ધ્યાન વડે પ્રાપ્ત કરેલું છે તે ધ્યાનના અભાવે લય પામે છે. પરંતુ જ્ઞાનથી પ્રાપ્ત કરેલી બ્રહ્મતા

વાસ્તવી હોવાથી જ્ઞાનના અભાવે-બ્રહ્માકાર વૃત્તિના અભાવે-ક્ષય પામતી નથી. (૧૧૭). તે કારણથી [ ततः ]-જ્ઞાનથી સંપાદન કરેલી બ્રહ્મતા વાસ્તવી હોવાથી-બ્રહ્મજ્ઞાન કરાવનાર જ્ઞાન નિત્ય બ્રહ્મને ઉત્પન્ન કરતું નથી, કેમકે જ્ઞાન કરાવનારના અભાવે પણ સત્યનો લય થતો નથી. (૧૧૮). જો તું એમ કહેતો હોય કે (બ્રહ્મ સત્ય હોવાથી) ઉપાસકની બ્રહ્મતા પણ વાસ્તવી છે, તો પામર પુરૂષો તથા સર્પાદિની બ્રહ્મતા પણ વાસ્તવી કેમ નહિ?(૧૧૯).

अज्ञानादपुमर्थत्वमुभयत्रापि तत्समम् ।
उपवासाद्यथा भिक्षा वरं ध्यानं तथान्यतः ॥ १२० ॥
पामराणां व्यवहृतेर्वरं कर्माद्यनुष्ठितिः ।
ततोऽपि सगुणोपास्तिर्निर्गुणोपासना ततः ॥ २१ ॥
यावद्विज्ञानसामीप्यं तावच्छ्रैष्ठ्यं विवर्धते ।
ब्रह्मज्ञानायते साक्षान्निर्गुणोपासनं शनैः ॥ २२ ॥
यथा संवादिविभ्रान्तिः फलकाले प्रमायते ।
विद्यायते तथोपास्तिर्मुक्तिकालेऽतिपाकतः ॥ २३ ॥
संवादिभ्रमतः पुंसः प्रवृत्तस्यान्यमानतः ।
प्रमेति चेत्तथोपास्तिर्मान्तरे कारणायताम् ॥ २४ ॥
मूर्तिध्यानस्य मन्त्रादेरपि कारणता यदि ।
अस्तु नाम तथाप्यत्र प्रत्यासत्तिर्विशिष्यते ॥ २५ ॥

ઉપાસક તેમજ પામરાદિને બ્રહ્મનું જ્ઞાન નહિ હોવાથી (अज्ञानात्) બંનેનું અમોક્ષત્વ (अपुमर्थत्व) સરખું જ છે. પરંતુ જેમ ભૂખ્યા રહેવા કરતાં ભિક્ષા માગીને નિર્વાહ કરવો સારો છે, તેમ પામરના જપાદિ કરતાં નિર્ગુણધ્યાન વધારે સારૂં છે. (૧૨૦). પામરોના વ્યવહાર કરતાં સંધ્યાવંદનાદિ કર્મ કરવું સારૂં છે; કર્મ કરતાં સગુણોપાસના સારી છે; અને સગુણોપાસના કરતાં નિ-ર્ગુણોપાસના સારી છે. (૧૨૧). જેમ જેમ વિજ્ઞાનની સમીપ આવતું જાય છે, તેમ તેમ તે તે અનુષ્ઠાનની શ્રેષ્ઠતા વધતી જાય છે. તેથી નિર્ગુણોપાસના સર્વથી શ્રેષ્ઠ છે, કેમકે તે ધીમે ધીમે સાક્ષાત્ બ્રહ્મજ્ઞાન રૂપ થાય છે. (૧૨૨). જેમ સંવાદી ભ્રમ ફળકાળે

તે તે જ્ઞાન રૂપ થાય છે, તેમ નિર્ગુણોપાસના મુક્તિકાળમાં પરિપક્વ થતાં બ્રહ્મજ્ઞાન રૂપ થાય છે. (૧૨૭). જો તું એમ કહેતો હોય કે મૂર્તિધ્યાન, મંત્ર, વગેરે **ચિત્તની એકાગ્રતાના સંપાદન દ્વારા** અપરોક્ષ જ્ઞાનનું કારણ છે; તો તેમ હો. પરંતુ નિર્ગુણોપાસનામાં તો સમીપતાની વિશેષતા છે જ. (૧૨૫).

**૫. નિર્ગુણોપાસના (ધ્યાન)નું ફળ. ૧૨૬–૧૫૭.**

निर्गुणोपासनं पक्वं समाधिः स्याच्छनैस्ततः ।
यः समाधिर्निरोधाख्यः सोऽनायासेन लभ्यते ॥ २६ ॥
निरोधलाभे पुंसोऽन्तरसङ्गं वस्तु शिष्यते ।
पुनः पुनर्वासितेऽस्मिन्वाक्याज्जायेत तत्त्वधीः ॥२७॥
निर्विकारासङ्गनित्यस्वप्रकाशैकपूर्णताः ।
बुद्धौ झटिति शास्त्रोक्ता आरोहन्त्यविवादतः ॥ २८ ॥

નિર્ગુણોપાસના પરિપક્વ થતાં તે ધીમે ધીમે **સવિકલ્પ સમાધિ** રૂપ થાય છે. તેમાંથી છેવટે જે **નિરોધાખ્ય** સમાધિ છે તે અનાયાસે પ્રાપ્ત થાય છે. (૧૨૬). નિરોધ સમાધિ પ્રાપ્ત થતાં તે પુરૂષના અંતઃકરણમાં અસંગ બ્રહ્મ વસ્તુ શેષ રહે છે. અને તેનો વારંવાર અભ્યાસ કર્યે સતે **तत्त्वमस्यादि** વાક્યના વિચાર દ્વારા "**अहं ब्रह्मास्मि**" એવું તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થાય છે. [ ૧૨૭ ]. આ પ્રમાણે **निर्विकार, असंग, नित्य, स्वप्रकाश एक, पूर्ण,** એ વગેરે ગુણો વડે વર્ણવેલું **તત્ત્વનું સ્વરૂપ** વિવાદ વિના બુદ્ધિમાં એકદમ ઉતરી જાય છે. (૧૨૮).

योगाभ्यासस्त्वेतदर्थोऽमृतबिन्द्वादिषु श्रुतः ।
एवं च दृष्टद्वारापि हेतुत्वादन्यतो वरम् ॥ २९ ॥
उपेक्ष्य तत्तीर्थयात्रां जपादीनेव कुर्वताम् ।
पिण्डं समुत्सृज्य करं लेढीति न्याय आपतेत् ॥१३०॥

અમૃતબિંદુ આદિ ઉપનિષદમાં યોગાભ્યાસ (સમાધિ)નો આ જ અર્થ કહ્યો છે—એટલે કે નિર્વિકલ્પ સમાધિથી અપરોક્ષ જ્ઞાન થાય છે એમ કહ્યું છે. એ પ્રમાણે હોવાથી—એટલે કે નિર્ગુણોપાસના અપરોક્ષ જ્ઞાનની વધારે પાસે હોવાથી—પ્રમાણુસિદ્ધ (દૃષ્ટ)

નિર્વિકલ્પ સમાધિલાભ દ્વારા જ્ઞાનનો હેતુ હોવાથી પણ સગુણોપાસના કરતાં(अन्यतः)નિર્ગુણોપાસના શ્રેષ્ઠ છે; કેમકે પણ સગુણોપાસના તો પરંપરા દ્વારા જ્ઞાનહેતુ છે, પરંતુ નિર્ગુણોપાસના સાક્ષાત્ નિર્વિકલ્પ સમાધિ દ્વારા જ્ઞાનહેતુ છે. [ ૧૨૯ ]. માટે તેને છોડી દઈને જેઓ તીર્થયાત્રા, જપ, વગેરે કરે તેઓને ઘીસાકરનો પિંડ ફેંકી દઈને તીર્થયાત્રા કરવા જતાં ભૂખ લાગવાથી જેને હાથ ચાટવા પડેલા તેવા માણસનો ન્યાય લાગુ પડે. ( ૧૩૦ ).

उपासक नामप्येवं विचारत्यागते यदि ।
बाढं तस्माद्विचारस्यासंभवे योग ईरितः ॥ ३१ ॥
बहुव्याकुलचित्तानां विचारात्तत्त्वधीर्नहि ।
योगो मुख्यस्ततस्तेषां धीदर्पस्तेन नश्यति ॥ ३२ ॥
अव्याकुलधियां मोहमात्रेणाच्छादितात्मनाम् ।
सांख्यनामा विचारः स्यान्मुख्यो झटिति सिद्धिदः ॥३३॥

જો તું એમ કહેતો હોય કે આત્મવિચાર જ્ઞાનની વધારે પાસે હોવાથી તેને તજીને જે ઉપાસકો નિર્ગુણોપાસના કરે છે તેમને પણ "करं लेढि" એ ન્યાય લાગુ પડે છે, તો તે વાત અંગીકાર કરીએ છીએ. માટે જ જેને આત્મવિચારનો અસંભવ હોય તેને માટે જ યોગમાર્ગ (ઉપાસના-ધ્યાન) કહ્યો છે, બીજાને માટે નહિ. [ ૧૩૧ ]. બહુ વ્યાકુલ ચિત્ત વાળાથી આત્મવિચાર બને તેમ નહિ હોવાથી તે વડે તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરી શકાતું નથી. તેથી તેમને માટે યોગમાર્ગ મુખ્ય છે, જેથી તેમની બુદ્ધિનો અહંકાર ( दर्प ) નષ્ટ થાય છે. ( ૧૩૨ ). પરંતુ જેની બુદ્ધિ અવ્યાકુલ છે, અને જેનું અંતઃકરણ ફક્ત મોહ ( अज्ञान ) માત્રથી આચ્છાદિત થયેલું છે, તેમને માટે **આત્મવિચાર** નામનો **સાંખ્ય-જ્ઞાનમાર્ગ-** મુખ્ય છે, કેમકે તે જલદીથી સિદ્ધિ-અપરોક્ષજ્ઞાન-આપનારો છે. ( ૧૩૩ ).

यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।
एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥३४॥
तत्कारणं सांख्ययोगाधिगम्यमिति हि श्रुतिः ।
यस्तु श्रुतेर्विरुद्धः स आभासः सांख्ययोगयोः ॥ ३५ ॥

ગીતામાં કહ્યું છે કે સાંખ્યથી જે સ્થાન (તત્ત્વજ્ઞાનપ્રાપ્તિ) પ્રાપ્ત થાય છે તે યોગથી પણ થાય છે. સાંખ્ય અને યોગને જેઓ એક જાણે છે તેઓ જ શાસ્ત્રાર્થને જાણે છે. [ ૧૩૪ ]. વળી શ્રુતિ-વાક્ય પણ કહે છે કે " જગતનું કારણ સાંખ્ય અને યોગ બંને વડે ગમ્ય છે. " માટે આ બંને શ્રુતિસંમત માર્ગ છે. પરંતુ જે માર્ગ શ્રુતિની વિરૂદ્ધ છે તે, સાંખ્ય અને યોગ નહિ, પણ સાંખ્યયોગને આભાસ-સાંખ્ય અને યોગમાં નિરૂપણ કરેલાં તત્ત્વોનું ચિંતન કરવું તે-છે. ( ૧૩૫ ).

उपासनं नापि पक्कमिह यस्य परत्र सः ।
मरणे ब्रह्मलोके वा तत्त्वं विज्ञाय मुच्यते ॥ ३६ ॥
यं यं वापि स्मरन्भावं त्यजत्यन्ते कलेवरम् ।
तं तमेवैति यच्चित्तस्तेन यातीति शास्त्रतः ॥ ३७ ॥
अन्त्यप्रत्ययतो नूनं भावि जन्म तथा सति ।
निर्गुणप्रत्ययोऽपि स्यात्सगुणोपासने यथा ॥ ३८ ॥
नित्यनिर्गुणरूपं तन्नाममात्रेण गीयताम् ।
अर्थतो मोक्ष एवैष संवादिभ्रमवन्मतः ॥ ३९ ॥

જેની ઉપાસના આ જન્મમાં (इह) પરિપકવ થઇ ન હોય, તે કાં તો મરણ વખતે ( मरणे ), અથવા બીજા જન્મમાં ( परत्र ), અથવા બ્રહ્મલોકમાં તત્ત્વજ્ઞાન પામીને મુક્ત થાય છે. ( ૧૩૬ ), " મર્ણ વખતે જે જે ભાવનું સ્મરણ કરતો પુરૂષ દેહ-ત્યાગ કરે છે તે તે ભાવને તે પામે છે; પુરૂષ મર્ણ વખતે જેવા ચિત્ત વાળો હોય છે-જે જે લોકની ઇચ્છાથી મર્ણ પામે છે તે તે લોકને તે પામે છે, " એવું શાસ્ત્રનું પણ પ્રમાણ છે. (માટે મોક્ષની ઇચ્છાથી દેહત્યાગ કરે તો મોક્ષ મળે. સ્વર્ગની ઇચ્છા હોય તો સ્વ-ર્ગ મળે ). ( ૧૩૭ ). આમ હોવાથી અંત વખતની વૃત્તિ પ્રમાણે જ ભાવિ જન્મ છે એ નક્કી છે-તે સિદ્ધાન્તને અનુસરીને જેમ સગુણોપાસના કરનારને ઇચ્છિત લોકની પ્રાપ્તિ થાય છે, તેમ નિર્ગુ-ણોપાસકને અંત વખતે ( મરણ વખતે ) નિર્ગુણ બ્રહ્મગોચર વૃત્તિ-જ્ઞાન-( प्रत्यय=વૃત્તિ-જ્ઞાન ) થઇ મોક્ષ પ્રાપ્ત થાય. (૧૩૮). નિ-ર્ગુણોપાસનાથી નિર્ગુણબ્રહ્મની પ્રાપ્તિ થાય છે એમ જે કહ્યું તે ( બ્રહ્મ-

પ્રાપ્તિ ) અને મુક્તિમાં નામ માત્રનો જ ભેદ છે. વાસ્તવિક રીતે તો બ્રહ્મપ્રાપ્તિ એ જ મોક્ષ છે. જેમ સંવાદી ભ્રમ નામ માત્રથી ભ્રમ છે, પરંતુ વાસ્તવિક રીતે તો તત્ત્વજ્ઞાન જ છે, તેમ. ( ૧૩૯ ).

तत्सामर्थ्याज्जायते धी[र्मू]लाविद्यानिवर्तिका ।
अवि[मु]क्तोपासनेन तारकब्रह्मबुद्धिवत् ॥ १४० ॥
सोऽकामो निष्काम इति ह्यशरीरो निरिन्द्रियः ।
अभयं हीति मुक्तत्वं तापनीये फलं श्रुतम् ॥ ४१ ॥
उपासनस्य सामर्थ्याद्विद्योत्पत्तिर्भवेत्ततः।
नान्यः पन्था इति ह्येतच्छास्त्रं नैव विरुध्यते ॥ ४२ ॥

નિર્ગુણોપાસનાના સામર્થ્યથી મૂલાજ્ઞાન–અનાદિ અવિદ્યા–ને નિવૃત્ત કરનાર અપરોક્ષ જ્ઞાન ઉત્પન્ન થાય છે. જેમકે સગુણ બ્રહ્મ ( अविमुक्त )ની ઉપાસનાથી સગુણ ( तारक-ૐકાર ) બ્રહ્મનું જ્ઞાન થાય છે. ( ૧૪૦ ). "તે આત્મા અકામ, નિષ્કામ, અશરીર, નિરિન્દ્રિય, અભય છે" ઇત્યાદિ વાક્યો વડે તાપનીય ઉપનિષદ્‌માં નિર્ગુણોપાસનાના ફલ તરીકે મોક્ષને સાંભળવામાં આવે છે. ૧૪૧). આ ઉપાસનાના બળથી આત્માનું અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત થાય છે; માટે "જ્ઞાન વિના મોક્ષનો બીજો કોઇ માર્ગ નથી" એ શ્રુતિ સાથે વિરોધ આવતો નથી. ( ૧૪૨ ).

निष्कामोपासनान्मुक्तिस्तापनीये समीरिता।
ब्रह्मलोकः सकामस्य शैब्यप्रश्ने समीरितः ॥ ४३ ॥
य उपास्ते त्रिमात्रेण ब्रह्मलोके स नीयते ।
स एतस्माज्जीवघनात्परं पुरुषमीक्षते ॥ ४४ ॥
अप्रतीकाधिकरणे तत्क्रतुन्याय ईरितः ।
ब्रह्मलोकफलं तस्मात्सकामस्येति वर्णितम् ॥ ४५ ॥
निर्[गु]णोपास्तिसामर्थ्यात्तत्र तत्त्वमवेक्षते ।
[पु]नरावर्तते नायं कल्पान्ते च विमुच्यते ॥ ४६ ॥

નિષ્કામ ઉપાસનાથી મુક્તિ મળે છે એમ તાપનીય શ્રુતિમાં કહ્યું છે. અને સકામ ઉપાસનાથી બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે.

એમ પ્રશ્નોપનિષદ્‌માં શૈબ્યપ્રશ્નમાં કહેવામાં આવ્યું છે. (૧૪૩). જે માણસ સકામ વૃત્તિથી ૐકારની ઉપાસના કરે છે તેને બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે. ત્યાં તે પુરૂષ સર્વ જીવોના સમષ્ટિ રૂપ હિરણ્યગર્ભ–બ્રહ્મા–ની પાસેથી પરમ તત્ત્વનો સાક્ષાત્કાર કરે છે, ( ૧૪૪ ). બ્રહ્મસૂત્રના " અપ્રતિક " નામના અધિકરણમાં તત્ક્રતુન્યાય–જેવો કર્તા તેવો ભોક્તા–કહેલો છે. માટે પોતાના કર્મ અનુસાર ફળની પ્રાપ્તિ થવાનું કહ્યું છે. તેથી પણ સકામ ઉપાસકને બ્રહ્મલોકની પ્રાપ્તિ રૂપી ફળ મળવાનું વર્ણવ્યું છે. (૧૪૫). ત્યાં–બ્રહ્મલોકમાં–નિર્ગુણોપાસનાના બળથી તત્વજ્ઞાન પામે છે, અને ફરીથી જન્મ પામતો નથી, અને કલ્પને અન્તે **બ્રહ્માની** સાથે મુક્ત થાય છે. ( સૃષ્ટિની મુક્તિ નથી ). ( ૧૪૬ ).

प्रणवोपास्तयः प्रायो निर्गुणा एव वेदगाः ।
क्वचित्सगुणताप्युक्ता प्रणवोपासनस्य हि ॥ ४७ ॥
परापरब्रह्मरूप ओंकार उपवर्णितः ।
पिप्पलादेन मुनिना सत्यकामाय पृच्छते ॥ ४८ ॥
एतदालम्बनं ज्ञात्वा यो यदिच्छति तस्य तत् ।
इति प्रोक्तं यमेनापि पृच्छते नचिकेतसे ॥ ४९ ॥

પ્રણવોપાસના મુખ્યત્વે કરીને નિર્ગુણ છે એમ વેદનું ગાન કરનાર કહે છે. છતાં કોઈક ઠેકાણે તેને સગુણ પણ કહી છે. ( ૧૪૭ ). સત્યકામે જ્યારે **પિપ્પલાદ** મુનિને પ્રશ્ન પૂછ્યો, ત્યારે તે મુનિએ ૐકારને નિર્ગુણ (पर) રૂપ, તેમજ સગુણ (अपर) રૂપ કહ્યો હતો. ( ૧૪૮ ). અને **નચિકેતાના** પ્રશ્નના ઉત્તરમાં **યમે** પણ કહ્યું હતું કે ૐકાર રૂપી આલંબનને જાણીને જે જેવી ઇચ્છા કરે છે તેને તેવું ફળ પ્રાપ્ત થાય છે–ૐકારને નિર્ગુણ માનીને ઉપાસે તો તેવું ફળ મળે, સગુણ માને તો તેવું મળે. ( ૧૪૯ ).

इह वा मरणे वास्य ब्रह्मलोकेऽथ वा भवेत् ।
ब्रह्मसाक्षात्कृतिः सम्यगुपासीनस्य निर्गुणम् ॥ १५० ॥

નિર્ગુણ બ્રહ્મની સારી રીતે ઉપાસના કરનારને ( ૧ ) આ લોકમાં–જન્મમાં (इह), કે (૨) મરણ સમયે ( मरणे ), અથવા

( ૩ ) બ્રહ્મલોકમાં, બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. ( ૧૫૦ ).

अर्थोऽयमात्मगीतायामपि स्पष्टमुदीरितः ।
विचाराक्षम आत्मानमुपासीतेति संततम् ॥ ५१ ॥
साक्षात्कर्तुमशक्तोऽपि चिन्तयेन्मामशङ्कितः ।
कालेनानुभवारूढो भवेयं फलितो ध्रुवम् ॥ ५२ ॥
यथाऽगाधनिधेर्लब्धौ नोपायः खननं विना ।
मल्लाभेऽपि तथा स्वात्मचिन्तां मुक्त्वा न चापरः ॥५३॥
देहोपलमपाकृत्य बुद्धिकुद्दालकात्पुनः ॥
खात्वा मनोभुवं भूयो गृह्णीयान्मां निधिं पुमान् ॥५४॥
अनुभूतेरभावेऽपि ब्रह्मास्मीत्येव चिन्त्यताम् ।
अप्यसत्प्राप्यते ध्यानान्नित्याप्तं ब्रह्म किं पुनः ॥ ५५ ॥

“ જે માણસ આત્મવિચાર કરવાને સમર્થ નથી તેણે નિરંતર આત્માની ઉપાસના કરવી ” એ જ અર્થ **આત્મગીતામાં** પણ સ્પષ્ટ રીતે કહેવામાં આવ્યો છે. [૧૫૧]. તેમાં આત્મા મનને કહે છે કે સાક્ષાત્કાર કરવાને અશક્ત પુરૂષે પણ શંકા રહિત થઇને મારૂં ( આત્માનું ) ચિંતન કરવું, જેના ફળ રૂપે કાળે કરીને હું જરૂર અનુભવગોચર થઇશ. ( ૧૫૨ ). જેમ પૃથ્વીના તળમાં ઉંડે ડાટેલા ધનભંડારને પ્રાપ્ત કરવાને ખોદાણ કર્યા સિવાય બીજો કોઇ ઉપાય નથી; તેમ મને ( આત્માને ) પ્રાપ્ત કરવાને માટે પણ **આત્મચિંતન** વિના બીજો ઉપાય નથી. ( ૧૫૩ ). માટે બુદ્ધિ રૂપી કોદાળા વડે દેહ રૂપી પથ્થર( उपल )ને દૂર કરીને, તથા તે બુદ્ધિ વડે મન રૂપી ભૂમિને ખોદીને, પછી પુરૂષે મારા રૂપી (આત્મા રૂપી) ભંડારને પ્રાપ્ત કરવો–બીજી કોઇ રીતે તે પ્રાપ્ત થવાનો નથી, એમ આત્મ ગીતામાં આત્મા મનને ઉપદેશ કરે છે. ( ૧૫૪ ). જેનાથી આ **આત્મચિંતન** વડે અનુભવ ( સાક્ષાત્કાર ) બને તેમ ન હોય તેણે “ હું બ્રહ્મ છું ” એવું **ધ્યાન ( ઉપાસના )** કરવું. ધ્યાનથી અસત્—ભૂત પ્રેતાદિ–પ્રાપ્ત થાય છે, તો તે વડે નિત્ય પ્રાપ્ત એવું જે બ્રહ્મ તે પ્રાપ્ત થાય એમાં તો નવાઇ જ શી ? ( ૧૫૫ ).

अनात्मबुद्धिशैथिल्यं फलं ध्यानाद्दिनेदिने ।
पश्यन्नपि न चेद्ध्यायेत्कोऽपरोऽस्मात्पशुर्वद ॥ ५६ ॥

( નિર્ગુણોપાસનાનું પ્રત્યક્ષ ફળ એ છે કે ) અનાત્મ વસ્તુ ઉપર થયેલી આસક્તિ ધ્યાન વડે દિવસે દિવસે શિથિલ થતી અનુભવાય છે. એવું ફળ દરરોજ દેખતો છતાં જે માણસ ધ્યાન ન કરે તેના જેવો પશુ બીજો કોણ ? ( ૧૫૬ ).

देहाभिमानं विध्वस्य ध्यानादात्मानमद्वयम् ।
पश्यन्मर्त्योऽमृतो भूत्वा ह्यत्र ब्रह्म समश्नुते ॥ ५७ ॥

માટે ધ્યાન વડે દેહાભિમાનનો નાશ કરી અદ્વિતીય આત્માનો સાક્ષાત્કાર કરીને અમૃત થઇ આ દેહમાં ( इह ) જ સચ્ચિદાનન્દ રૂપ બ્રહ્મ-મોક્ષ-ને પામે છે. (૧૫૭).

## ૬. ધ્યાનદીપના ચિંતનનું ફળ. ૧૫૮.

ध्यानदीपमिमं सम्यक्परामृशति यो नरः ।
मुक्तसंशय एवायं ध्यायति ब्रह्म संततम् ॥ १५८ ॥

જે પુરૂષ આ ધ્યાનદીપ નામના પ્રકરણને સારી રીતે વિચારે છે તે જરૂર સંશય રહિત થઇને નિરંતર બ્રહ્મનું ધ્યાન-ચિંતન કરે છે. ( ૧૫૮ ).

॥ इति श्रीपंचदश्यां ध्यानदीपः समाप्तः ॥

ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ।

## નવમું પ્રકરણ સમાપ્ત.

## પ્રકરણ ૯.

# ધ્યાનદીપ.

### ભાવાર્થ.

ઉપર ( ૭ઠા પ્રકરણમાં ) કહ્યું કે આત્મજ્ઞાન ( બ્રહ્મજ્ઞાન )-આત્માનું અપરોક્ષ જ્ઞાન-મેળવવાના બે માર્ગ છે: ( ૧ ) **આત્મવિચાર એટલે જ્ઞાનમાર્ગ**, અને ( ૨ ) **યોગમાર્ગ**-સમાધિ વગેરે માર્ગ.

આ **જ્ઞાનમાર્ગ** ( આત્મવિચાર ) ની પ્રક્રિયા ઉપરનાં ત્રણ (૬, ૭, અને ૮ ) પ્રકરણમાં આપવામાં આવી છે.

**હવે યોગમાર્ગ**ની પ્રક્રિયા આ ( ૯ મા ) ધ્યાનદીપ પ્રકરણમાં આપે છે.

આ **યોગમાર્ગ** ધ્યાન-ઉપાસના-સમાધિ-નો માર્ગ છે, એટલે કે **ચિત્તનિરોધનો માર્ગ** છે, અને તે **અષ્ટાંગ યોગ** કહેવાય છે, જેમાં **પ્રાણાયામ** વગેરે પ્રક્રિયાને અનુસરવાનું છે.

**आत्मविचार**માં ફક્ત " तत्त्वमसि ", " अहं ब्रह्मास्मि " એ વગેરે મહાવાકયોના અર્થનો વેદાન્ત શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે યુક્તિ અયુક્તિથી વિચાર કરી **આત્મા દેહ રૂપ નથી, પણ દેહથી જુદો છે, અને દેહાદિ તથા જગત્ મિથ્યા રૂપ** છે અને **સત્ય વસ્તુ તો એક આત્મા જ** છે, એવો નિશ્ચય કરવાનો છે.

**योग**-ધ્યાન-માર્ગમાં **ચિત્તની પ્રવૃત્તિનો નિરોધ કરી**-તેને બીજા કોઇ પણ વિષયમાં નહીં જવા દેતાં-ફક્ત **નિર્ગુણ બ્રહ્મનું જ ધ્યાન કરવામાં**-બ્રહ્મ ઉપર જ ચિત્તને ચોટાડવામાં જ લક્ષ રાખવાનું છે.

બંને માર્ગમાં એક પ્રકારનો ચિત્તનિરોધ તો છે જ. જ્ઞાનમાર્ગમાં આત્મવિચાર સિવાય અન્ય કોઇ વિષયનો **વિચાર** કરવામાંથી મનને રોકવાનું છે, અને યોગમાર્ગમાં બ્રહ્મ સિવાય અન્ય કોઇ વિષયનું **ધ્યાન** કરવામાંથી રોકવાનું છે.

પરંતુ ફેર એટલો છે કે **જ્ઞાનમાર્ગમાં મનને વિચાર** કરવાનો છે; અને યોગમાર્ગમાં **વિચાર નહીં**, **પણ ધ્યાન**

( Fixing of the mind on Brahman alone ) કરવાનું છે.

આ બે માર્ગ ઇશ્વરે બે જાતની પ્રકૃતિના માણસોને ધ્યાનમાં લઇને ઠરાવેલા છે.

બંને માર્ગને માટે એક સામાન્ય નિયમ તો છે જ. અને તે એ કે બંનેમાંથી ગમે તે માર્ગે જનાર માણસ **અધિકારી ( મુમુક્ષુ )** તો હોવો જ જોઇએ. અધિકારીના લક્ષણ **૧ વિવેક, ૨. વૈરાગ્ય, ૩. ષટ્સંપત્તિ** અને **૪. મુમુક્ષુતા** એ ચાર છે, એટલે કે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા કરનાર **મુમુક્ષુ ( મોક્ષની ઇચ્છા ધરાવનાર )** સત્યાસત્યનો વિવેક, વૈરાગ્ય, વગેરે સાધનચતુષ્ટય વાળો હોવો જ જોઇએ.

છતાં—આ સાધન વાળો હોવા છતાં—અધિકારી બે પ્રકારના હોય છે; ૧ **તીવ્ર વૈરાગ્યવાન્**, અને ૨ **મંદ વૈરાગ્યવાન્**; **૧. સૂક્ષ્મ બુદ્ધિવાળો,** અને **૨ મંદ બુદ્ધિ વાળો.**

તીવ્ર વૈરાગ્યવાન્ અધિકારીની બુદ્ધિ સૂક્ષ્મ હોવાથી તે **તત્** અને **ત્વમ્** પદાર્થના વિવેચન રૂપી ઉપર કહેલો આત્મવિચાર કરી જીવ બ્રહ્મની એકતાનું અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. પરંતુ મંદ બુદ્ધિવાળા જીજ્ઞાસુની બુદ્ધિ મંદ હોવાથી ઉપનિષદ્ સાંભળ્યા છતાં ચિત્તની વ્યાકુલતાને લીધે તે આત્મવિચાર કરી શકતો નથી. તેથી ધીમે ધીમે તેની બુદ્ધિનો દર્પ ( અહંકાર—મદ ) હણી **બુદ્ધિને તીક્ષ્ણ કરવાની જરૂર હોવાથી** તેવા અધિકારીને માટે. **યમ, નિયમ, પ્રાણાયામથી ધ્યાન** સુધીની પ્રક્રિયા કહી છે; અને તીવ્ર વૈરાગ્ય વાળા સૂક્ષ્મ બુદ્ધિવાન્ જીજ્ઞાસુને માટે **આત્મવિચાર** એટલે **શ્રવણ, મનન,** અને **નિદિધ્યાસન**નો માર્ગ કહ્યો છે.

યોગમાર્ગમાં ધ્યાન પછી સમાધિદશા પ્રાપ્ત કરી **ચિત્ત એકાગ્ર થઇ મહાવાકયના વિચાર દ્વારા** બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાય છે; અને જ્ઞાનમાર્ગમાં નિદિધ્યાસનનું ફળ **આત્મવિચાર સાક્ષાત્ બ્રહ્મજ્ઞાન રૂપ** થઇ જાય છે. અને બ્રહ્મજ્ઞાનનું ફળ **બ્રહ્મભાવ રૂપી મોક્ષ** છે.

બન્ને માર્ગનું ફળ બ્રહ્મજ્ઞાન જ છે, અને બ્રહ્મજ્ઞાન વિના કોઇ કાળે મોક્ષ નથી. માટે **મોક્ષનું સાધન** જે **બ્રહ્મજ્ઞાન** તે પ્રાપ્ત કરવા દરેક જીજ્ઞાસુએ પોત પોતાની પ્રકૃતિને અનુસરી ઉપર કહેલા બે માર્ગમાંનો એક લેવાનો કહ્યો છે.

તેથી ઉપરનાં પ્રકરણોમાં જ્ઞાનમાર્ગની પ્રક્રિયા બતાવી આ પ્રકરણમાં યેગમાર્ગની પ્રક્રિયા, એટલે કે **સમાધિનું આગલું પગથીઉં** જે **ધ્યાન ( નિર્ગુણોપાસના )** છે તેનું વર્ણન કરે છે.

આ બે માર્ગ બતાવવાનું કારણ જે ઉપર કહ્યું તે આ પ્રકરણના નીચેના શ્લોકોમાં સ્પષ્ટ રીતે કહેવામાં આવ્યું છે:

**बहुव्याकुलचित्तानां विचारात्तत्त्वधीर्न हि ।**
**योगो मुख्यस्ततस्तेषां धीदर्पस्तेन नश्यति ॥ १३२ ॥**
**अव्याकुलधियां मोहमात्रेणाच्छादितात्मनाम् ।**
**सांख्यनामा विचारः स्यान्मुख्यो झटिति सिद्धिदः ॥१३३॥**

અહીં **સાંખ્ય**નો અર્થ **વેદાન્ત** અથવા **જ્ઞાનમાર્ગ** છે.

વળી ૧૨ મા ( आत्मानन्द ) પ્રકરણના શ્લોક ૮૩ માં પણ કહેશે કે:—

**असाध्यः कस्यचिद्योगः कस्यचिज्ज्ञाननिश्चयः ।**
**इत्थं विचार्य मार्गौ द्वौ जगाद परमेश्वरः ॥ ८३ ॥**

માટે જે અધિકારીઓનાં ચિત્ત બહુ વ્યાકુલ હોવાના કારણથી તત્ત્વવિચાર કરી શકે તેમ નથી, તેવાઓને માટે યેગમાર્ગમાંનો નિર્ગુણોપાસના નામનો ધ્યાન માર્ગ કહેલો હોવાથી તે આ પ્રકરણમાં આપ્યો છે.

# ધ્યાનદીપ.

## ૧. નિર્ગુણ બ્રહ્મની ઉપાસનાથી મોક્ષ. ૧-૨૯.

**નિર્ગુણોપાસનાથી મુક્તિઃ**—આ પ્રકરણમાં ધ્યાનનો અર્થ **ઉપાસના** છે. તે ઉપાસના નિર્ગુણ બ્રહ્મની છે. નિર્ગુણ બ્રહ્મની ઉપાસનાથી પણ ( જેમ આત્મવિચારથી થાય છે તેમ ) જીવબ્રહ્મની એકતા રૂપી બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન થઇ મુક્તિ મળે છે. તેથી તાપનીય ઉપનિષદ્‌માં અનેક પ્રકારની બ્રહ્મતત્ત્વોપાસના કહેવામાં આવી છે.

ખરી રીતે આ ઉપાસના એક પ્રકારનો **ભ્રમ** છે, કેમકે બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન થયું નથી, બ્રહ્મતત્ત્વ કેવું છે તે જાણતા નથી, છતાં

તેની ઉપાસના કરવાની કહી છે. ફક્ત તે સ્વરૂપ (નિર્ગુણ સ્વરૂપ) કેવું છે તે ગુરૂ તથા શાસ્ત્ર દ્વારા પરોક્ષ રીતે સમજી તે યથાર્થ છે એવી આસ્થા રાખીને તે ઉપાસના કરવાની છે. તેથી ખરી રીતે તે ઉપાસના એક જાતનો ભ્રમ છે. પરંતુ આ ભ્રમ સંવાદી-સફળ પ્રવૃત્તિજનક-છે, એટલે કે બ્રહ્મજ્ઞાન રૂપી યથાર્થ ફળની પ્રાપ્તિ કરાવનાર છે. તેથી તે કરવાની કહી છે. માટે કહે છે કેઃ—

**संवादिभ्रमवद्ब्रह्मतत्त्वोपास्त्यापि मुच्यते ।**
**उत्तरे तापनीयेऽतः श्रुतोपास्तिरनेकधा ॥ १ ॥**

**નિર્ગુણોપાસના સંવાદી ભ્રમ છેઃ**—ભ્રમ બે પ્રકારના છેઃ ૧. **વિસંવાદી**, અને ૨. **સંવાદી.** વિસંવાદી ભ્રમથી ફલની પ્રાપ્તિ નથી; પરંતુ સંવાદી ભ્રમથી ઇચ્છિત ફળની પ્રાપ્તિ થાય છે. નિર્ગુણોપાસના સંવાદી ભ્રમ છે. માટે તે કરવા યોગ્ય છે. તેનાં દૃષ્ટાન્તો નીચે પ્રમાણે છે. (૨-૧૩).

૧. એક માણસે જાળીઆમાં મૂકેલા દીવાના પ્રકાશને મણિ માની તે મણિ લેવાને દોડયો. બીજા માણસે બીજા જાળીઆમાં પડેલા મણિની પ્રભાને મણિ માની તે મણિ લેવા દોડયો. અહીંઆં બંનેએ મણિને દીઠા વિના પ્રકાશને મણિ ધારી તે લેવા દોડેલા હોવાથી પ્રભા (પ્રકાશ) વિશે જે મણિબુદ્ધિ કરી તે બંનેને સમાન મિથ્યાજ્ઞાન હતું. છતાં દીપપ્રભા તરફ દોડનારને કોઇ મણિ પ્રાપ્ત થયો નહીં.તેથી તે વિસંવાદી ભ્રમ કહેવાય.પરંતુ મણિપ્રભા તરફ દોડનારને મણિ પ્રાપ્ત થયો.તેથી મણિપ્રભામાં થયેલી મણિની ભ્રાન્તિ સંવાદી ભ્રમ કહેવાય છે. આ પ્રત્યક્ષ વિષયમાં ભ્રમ છે. (૩-૬).

૨. કોઇ એક ઠેકાણે વરાળ જોઇને તે ધુમાડો છે એમ ધારી ત્યાં અગ્નિ હોવાનું અનુમાન કરી ત્યાં જનાર પુરૂષને દૈવગતિથી અગ્નિ પ્રાપ્ત થયો. તે પણ સંવાદી ભ્રમ છે. આ અનુમાન વિષયમાં ભ્રમ છે. (૭).

૩. ગોદાવરીના જળને ગંગાજળ માની પોતાના ઉપર છાંટવાથી શુદ્ધિ પ્રાપ્ત થાય છે, કારણ કે ગોદાવરીના જળને પણ શાસ્ત્ર વિશુદ્ધિહેતુ કહે છે. તેથી ગોદાવરીના જળને વિશે ગંગાજળની ભ્રાન્તિ પણ સંવાદિભ્રમ છે આ શાસ્ત્રમાં કહેલો સંવાદિભ્રમ છે.(૮).

૪. અજામિલ રાજાએ ત્રિદોષથી થયેલા સંનિપાત દરમ્યાન

વગર સમજ્યે પોતાના નારાયણ નામના દીકરાનું નામ દેતાં તેને સ્વર્ગ પ્રાપ્ત થવાની વાત છે. તે પણ સંવાદી ભ્રમ છે. ( ૯ ).

આ પ્રમાણે પ્રત્યક્ષ, અનુમાન, અને શાસ્ત્ર વિષયમાં એ રીતે ત્રણ પ્રકારના સંવાદિભ્રમ કહ્યા છે. જો તે સંવાદિભ્રમ ન માનીએ તો લોકો મૃત્તિકા, દારૂ ( લાકડું ) અને શિલાની મૂર્તિને દેવ માની પુજા કેમ કરે, અને સ્ત્રી વગેરેને વિશે અગ્નિપણાની બુદ્ધિ કરી તેમની ઉપાસના કેમ કરે ? [ ૧. સ્ત્રી અગ્નિ રૂપ છે, અને તેની આહુતિ વીર્ય છે, જે મળવાથી તે શાન્ત થાય છે; ૨. પુરૂષ અગ્નિ રૂપ છે, અને તેની આહુતિ અન્ન છે જે મળવાથી તે શાન્ત થાય છે; ૩. પૃથિવી અગ્નિ રૂપ છે,અને તેની આહુતિ વૃષ્ટિ છે જે મળવાથી તે શાન્ત થાય છે; ૪. પર્જન્ય [ મેઘ ] અગ્નિ રૂપ છે, અને તેની આહુતિ સોમ–ચંદ્ર–રસ છે જે મળવાથી તે શાન્ત થાય છે, જેથી વૃષ્ટિ થાય છે; અને ૫. સ્વર્ગલોક અગ્નિ છે, અને તેની આહુતિ શ્રદ્ધા છે જેનાથી તે પ્રાપ્ત થાય છે; મતલબ કે તે દરેકને અગ્નિરૂપ માની તેમને તેમની આહુતિઓ આપવાથી તે તે ઇષ્ટ ફળને આપનારાં થાય છે. તેથી તે દરેકમાં અગ્નિબુદ્ધિ સંવાદિભ્રમ છે. ] [ ૧૦–૧૧ ].

વિપરીત જ્ઞાનથી પણ દૈવગતિથી જે ઇચ્છિત ફળ મળે છે તે કાકતાલીયની પેઠે સંવાદી ભ્રમ છે. ( ૧૨ ).

આ સંવાદી ભ્રમ જાતે **ભ્રમ ( મિથ્યાજ્ઞાન )** રૂપ હોવા છતાં પણ જેમ ઇચ્છિત ફળને આપનાર થાય છે, તેમ બ્રહ્મતત્ત્વોપાસના પણ અયથાવસ્તુ જ્ઞાન હોવા છતાં તેનાથી સમ્યગ્જ્ઞાન (અપરોક્ષ જ્ઞાન) પ્રાપ્ત થઇ મુક્તિ મળે છે. માટે બ્રહ્મતત્ત્વનું અપરોક્ષ જ્ઞાન ન હોય, છતાં પણ તેની ઉપાસના કરવી યોગ્ય છે. ( ૧૩ ).

**ઉપાસનાનો પ્રકાર અને પરોક્ષ જ્ઞાનની જરૂરઃ**—આ ઉપાસના કેવી રીતે કરવી, અને તે કરતા પહેલાં શું જરૂરનું છે તે કહે છે. ( ૧૪–૨૯ ).

શંકાઃ—બ્રહ્મતત્ત્વને ( બ્રહ્મ શું છે તેને ) જાણીને તેની ઉપાસના કરવી કે તેને જાણ્યા વિના ? જાણીને પછી કરવાની હોય તો જાણ્યા પછી તે કરવી વ્યર્થ છે, કેમકે તત્ત્વને જાણ્યું એટલે મોક્ષનું સાધન જે જ્ઞાન તે પ્રાપ્ત થઇ ગયું છે; અને જાણ્યા વિના ઉપાસના કરવાનું કહેતા હો તો જે વિષયની ઉપાસના કરવાની છે તેના

જ્ઞાન વિના ઉપાસના કેવી રીતે બની શકે ?

ઉત્તરઃ—મોક્ષનું સાધન જે **બ્રહ્માત્મૈકત્વ** રૂપી અપરોક્ષ જ્ઞાન તે પ્રાપ્ત થયેલું નહીં હોવાથી—તે પ્રાપ્ત કરવાનું બાકી હોવાથી—ઉપાસના વ્યર્થ નથી. પરંતુ અખંડૈકરસાત્મક એવું જે બ્રહ્મતત્ત્વ તેને વેદાન્તશાસ્ત્ર દ્વારા પરોક્ષ રીતે જાણીને " **अहं ब्रह्मास्मि** " એવી ઉપાસના કરી શકાય છે. ( ૧૪ ).

શંકાઃ—આ પરોક્ષ જ્ઞાન કેવા પ્રકારનું છે ?

ઉત્તરઃ—જેમ વિષ્ણુ વગેરેની મૂર્તિનું પ્રતિપાદન કરનાર શાસ્ત્ર વડે તે તે દેવનું પરોક્ષ જ્ઞાન પ્રાપ્ત થાય છે, તેવી રીતે બુદ્ધિ વગેરેના સાક્ષી રૂપ પ્રત્યગાત્માને પ્રત્યક્ષ જાણ્યા વિના પણ વેદાન્ત શાસ્ત્રમાં કહેલાં વાક્યોના અભ્યાસ વડે " **બ્રહ્મ છે** " ( **ब्रह्मास्ति** ) એટલું જે સામાન્ય જ્ઞાન થાય, તેને આ ઉપાસના સંબંધમાં **પરોક્ષ જ્ઞાન** કહે છે. ( ૧૫ ).

તાત્પર્ય એ છે કે **अहं ब्रह्मास्मि** એવું અપરોક્ષ જ્ઞાન નથી, છતાં શાસ્ત્ર અને ગુરૂ દ્વારા પ્રથમ " **ब्रह्मास्ति** "–" બ્રહ્મ છે " એવું પરોક્ષ જ્ઞાન પ્રાપ્ત કરીને પછી " **अहं ब्रह्मास्मि** " એવી રીતની ઉપાસના કરી શકાય છે. માટે બ્રહ્મનું પરોક્ષ જ્ઞાન મેળવવું એ પ્રથમ પગથીઉં છે, અને પછી " **अहं ब्रह्मास्मि** " એ પ્રમાણે બ્રહ્મનું ધ્યાન કરવું એ **ઉપાસનાનો પ્રકાર** છે. (૧૪–૧૫).

હવે બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન થયા વિનાનું પરોક્ષ જ્ઞાન યથાર્થ છે કે ભ્રમ છે તે વગેરે શંકાનું સમાધાન કરે છે. ( ૧૬–૨૯ ).

જેમ વિષ્ણુની મૂર્તિની ઉપાસના કરનાર પુરૂષ ઉપાસના વખતે વિષ્ણુને ચક્ષુ આદિ ઇંદ્રિઓ વડે નહિ દીઠા છતાં પણ શાસ્ત્રથી પરોક્ષ જ્ઞાની છે, અને પ્રમાણભૂત શાસ્ત્ર દ્વારા વિષ્ણુ વગેરેની યથાર્થ મૂર્તિનું પરોક્ષ જ્ઞાન થતું હોવાથી તે પરોક્ષ જ્ઞાન ભ્રાન્તિજ્ઞાન નથી; તેવી રીતે સાક્ષી સચ્ચિદાનંદ કૂટસ્થ બ્રહ્મને સાક્ષાત્ નહીં દેખવા છતાં પણ શાસ્ત્રદ્વારા તે સચ્ચિદાનન્દ બ્રહ્મનો નિશ્ચય થતો હોવાથી તેનું પરોક્ષ જ્ઞાન ભ્રમ રૂપ નથી, પરંતુ તત્ત્વજ્ઞાન છે. ( ૧૬–૧૯ ).

આ બ્રહ્મને જ શાસ્ત્રોમાં મહાવાક્યો વડે **જીવોના સાક્ષી** ( **પ્રત્યગાત્મા** ) રૂપે વર્ણવેલો છે, છતાં વિચાર રહિત કેવલ વાક્યથી અપરોક્ષ જ્ઞાન થતું નથી; પણ વિચાર સહિત વાક્યથી તે જ્ઞાન થાય છે. ( ૨૦ ).

**અપરોક્ષ જ્ઞાનનો પ્રતિબંધઃ**—શંકાઃ—બ્રહ્મના સમ્યગ્જ્ઞાનનો આધાર શાસ્ત્રપ્રમાણુ અને તે વસ્તુ ( બ્રહ્મ ) ઉપર છે; અને **તત્ત્વમસિ** વગેરે વાકયો રૂપી **શાસ્ત્ર-પ્રમાણુ** છે, તેમ જ જીવ-બ્રહ્મની એકતા રૂપી **વસ્તુનું અસ્તિત્વ** છે. છતાં તે જ્ઞાન તેની મેળે જ નહીં થતાં તેને માટે વિચાર કરવાની શી જરૂર છે ?

ઉત્તરઃ—વિચાર વિના તે જ્ઞાન થતું નથી, કારણુ કે જીવબ્રહ્મની એકતાના જ્ઞાનનો વિરોધી **દેહાદિમાં** થયેલો **આત્મત્વભ્રમ છે,** એટલે કે દેહાદિને આત્મા માની બેઠા છીએ તે છે. અને તે માન્યતા રૂપી ભ્રમ આત્માના ખરા સ્વરૂપના જ્ઞાનનો વિરોધી છે. આ ભ્રમ વિચાર વિના નિવૃત્ત થાય તેમ નથી. તેથી અપરોક્ષ જ્ઞાનના વિરોધી આ ભ્રમને નિવૃત્ત કરવાને માટે આત્માના ખરા સ્વરૂપનો વિચાર જરૂરનો છે. પરંતુ મંદ બુદ્ધિવાળો અધિકારી તે કરી શકતો નથી. માટે જ કહે છે કે આ દેહાદિ આત્મા છે એવી ભ્રાન્તિ જ્યાંસુધી હઠ પૂર્વક જાગતી રહે છે, ત્યાંસુધી મંદ બુદ્ધિને લીધે “ જીવાત્મા બ્રહ્મ રૂપ જ છે ” એવું જ્ઞાન થઇ શકતું નથી. ( માટે જ નિર્ગુણોપાસના કહી છે. ( ૨૧ ).

શંકાઃ—ત્યારે તો જ્યાંસુધી દેહાદિને વિશે આત્મત્વભ્રાન્તિ રહે, ત્યાંસુધી અદ્વિતીય બ્રહ્મનું પરોક્ષ જ્ઞાન પણુ થશે નહીં ?

ઉત્તરઃ—દેહાદિદ્વૈતભ્રમ અપરોક્ષ છતાં અદ્વૈત વસ્તુનું પરોક્ષ જ્ઞાન થવામાં શ્રદ્ધાલુ પુરૂષને વિરોધ કરી શકતો નથી; તેથી તેવા પુરૂષને ઉપરનો ભ્રમ છતાં શાસ્ત્ર દ્વારા અદ્વૈત તત્વનું પરોક્ષ જ્ઞાન થઇ શકે છે; જેમ અપરોક્ષ શિલાની પ્રતિમાને વિશે ઇશ્વરનું પરોક્ષ જ્ઞાન થાય છે. આ સંબંધમાં પણુ અશ્રદ્ધાલુને અવિશ્વાસ હોય છે તે વાત ખરી છે. પરંતુ વેદોક્ત અનુષ્ઠાનને વિશે સર્વત્ર જેની શ્રદ્ધા છે તેનો જ અધિકાર છે, બીજાનો નહીં. માટે અશ્રદ્ધાલુનું દૃષ્ટાંત લેવાની જરૂર નથી. માટે જેમ પ્રતિમાને વિશે વિષ્ણુ હોવાનો ઉપદેશ લેવામાં કંઇ વિચાર કરવાની જરૂર નથી, તેમ જ્ઞાની પુરૂષે કરેલા એકવારના ઉપદેશથી પણુ પરોક્ષ જ્ઞાન ઉત્પન્ન થાય છે. [ ૨૨—૨૫ )

વેદની અનેક શાખાઓમાં જુદા જુદા પ્રકારનું કર્મ અને ઉપાસના જણાવી છે; તેમાંનું શું કરવું અને શું ન કરવું તેનો નિર્ણય કરવાનું કામ ઘણું મુશ્કેલ છે. છતાં **જૈમિની** આદિ પૂર્વા-

ચાર્યોએ કલ્પસૂત્રોમાં તે અનુષ્ઠાનનો પ્રકાર સંગૃહીત કર્યો છે. તેથી તે સંબંધી વિચાર કર્યા વિના પણ વિશ્વાસવાન પુરૂષ તેનું અનુષ્ઠાન (ઉપાસના) કરી શકે છે, આ ઉપાસનાપ્રકાર બ્રહ્મવાસિષ્ઠ વગેરે આર્ષ ગ્રંથોના મંત્રકલ્પોમાં વર્ણવેલા છે. માટે આત્મવિચાર (જ્ઞાનમાર્ગ) કરવાને અસમર્થ પણ શ્રદ્ધાલુ મુમુક્ષુઓ તે શાસ્ત્ર યોગ્ય ગુરૂ દ્વારા સાંભળી લઇ તેમાં કહ્યા પ્રમાણેની ઉપાસના કરી શકે છે. (૨૬-૨૮).

છતાં પણ વેદવાક્યોના અર્થનો નિર્ણય કરવાની જેની ઇચ્છા હોય તે ભલે પોતાની બુદ્ધિના સંતોષને માટે તે (વેદવાક્યો)નો વિચાર કરો. પરંતુ જ્ઞાની પુરૂષના ઉપદેશ માત્ર વડે ઉપાસના સંભવે છે. માટે તેમણે બતાવ્યા પ્રમાણે ઉપાસના કરવાને હરકત નથી. (૨૯).

## ૨. જ્ઞાનમાર્ગ-આત્મવિચાર; તેના પ્રતિબંધ. ૩૦-૫૨.

**પરોક્ષ અને અપરોક્ષ જ્ઞાનનાં સાધન અને પ્રતિબંધો:** —ઉપર કહ્યું કે આત્મજ્ઞાનનો માર્ગ "આત્મવિચાર" છે. પરંતુ જેનાથી આત્મવિચાર ન બની શકે તેને માટે યોગમાર્ગ કહ્યો.

વિશેષમાં કહે છે કે ઘણીવાર એમ પણ બને છે કે વારંવાર આત્મવિચાર કર્યા છતાં પણ કેટલાક પ્રતિબંધોને લીધે આત્મજ્ઞાન થવામાં વિલંબ થાય છે, અથવા આત્મવિચારમાં પણ પ્રતિબંધ નડે છે. આ વાત સદૃષ્ટાન્ત શ્લોક ૩૦ થી ૫૨ માં કહે છે. અને પછી શ્લોક ૫૩-૫૪ માં કહેશે કે વિચાર કરવામાં પ્રતિબંધ નડવાથી, અથવા બુદ્ધિની મંદતાથી, અથવા ગુરૂ શાસ્ત્રાદિની અનુકુળતાના અભાવે જેનાથી આત્મવિચાર બની શકે તેમ ન હોય તેવા મુમુક્ષુએ તો નિરંતર બ્રહ્મોપાસના કર્યા કરવી.

ઉપર કહ્યું કે ગુરૂના ઉપદેશ માત્રથી બ્રહ્મોપાસના કરી શકાય છે. તે ઉપર શંકા કરે છે:

શંકા:—જો ગુરૂના ઉપદેશ માત્રથી પરોક્ષ જ્ઞાન થઇ બ્રહ્મોપાસના કરી શકાય છે, તો ઉપદેશ માત્રથી બ્રહ્મ સાક્ષાત્કાર કેમ ન થઇ શકે ?

ઉત્તર:—બ્રહ્મસાક્ષાત્કાર તો **આત્મવિચાર** કર્યા વિના ફક્ત ગુરૂના ઉપદેશ માત્રથી થતો જ નથી. પરોક્ષ જ્ઞાન થવામાં ફક્ત શાસ્ત્ર અને ગુરૂના વચન ઉપર **શ્રદ્ધાની** જ જરૂર છે, અને તેનો પ્રતિ-

બંધ અશ્રદ્ધા છે, અવિચાર કે બીજું કાંઇ નથી. તેથી અશ્રદ્ધા રૂપી પ્રતિબંધ દૂર થતાં એક વખતના ગુરૂઉપદેશ માત્રથી પરોક્ષ જ્ઞાન થઇ શકે છે; પરંતુ અપરોક્ષ જ્ઞાનનું સાધન તો વિચાર છે. તેથી અવિચાર જ તેનો પ્રતિબંધ છે, જે વિચાર કરવાથી જ નિવૃત્ત થાય છે, તે વિના થઇ શકતો નથી. તત્ત્વં પદાર્થોનો સંપૂર્ણ વિચાર કર્યા છતાં પણ જીવ બ્રહ્મની એકતા રૂપી બ્રહ્મજ્ઞાન ન થાય, તો પણ તેનો પુનઃ પુનઃ વિચાર કરવો; કેમકે વિચાર વિના અપરોક્ષ જ્ઞાનનું બીજું કોઇ સાધન નથી. તેમ કર્યા છતાં પણ જો કદાપિ આ દેહ પડતા સુધીમાં આત્મજ્ઞાન થાય નહીં, તોપણ તેથી હિંમત હારવી નહીં, કારણ કે વિચાર વ્યર્થ જતો જ નથી; જન્માન્તરમાં ( બીજા જન્મમાં) પ્રતિબંધનો ક્ષય થવાની સાથે જ્ઞાન થશે જ, એ નિશ્ચય છે. (૩૦–૩૩.)

**પ્રતિબંધનાં દૃષ્ટાન્તો અને તેના પ્રકારઃ**—હવે એક જ જન્મમાં પુનઃ પુનઃ વિચાર કર્યા છતાં પ્રતિબંધને લીધે અપરોક્ષ જ્ઞાન ન થતાં જન્માન્તરે તે પ્રાપ્ત થવાનાં દૃષ્ટાન્તો વ્યાસજીએ બ્રહ્મસૂત્રમાં આપેલાં છે, તેમજ શ્રુતિમાં પણ કહેલાં છે. દાખલા તરીકે જેમ આજે કરેલા અભ્યાસનો વિષય બીજે દીવસે અનાયાસે યાદ આવે છે; તેમ પૂર્વ જન્મના અભ્યાસના બળથી વામદેવને ગર્ભમાં રહ્યે રહ્યે જ્ઞાન થયું હતું. વળી વારંવાર અભ્યાસ કર્યા છતાં તે વખતે જે આવડતું નથી, તે બીજે દીવસે અભ્યાસ કર્યા વિના ( ગોખ્યા વિના ) પણ યાદ આવે છે એમ પણ બનેલું જોવામાં આવે છે. તેનું કારણ એ છે કે જેમ કૃષિ, ગર્ભ, વગેરે એકદમ નહીં, પરંતુ કાળે કરીને પરિપકવ થાય છે; તેમ આત્મવિચાર ( બ્રહ્માભ્યાસ ) પણ કાળે કરીને ધીમે ધીમે ફળ આપે છે. **માટે પુરૂષપ્રયત્ન છતાં પણ કાળની જરૂર છે,** કેમકે ફળને તૈયાર થવા અને પાકવાને યોગ્ય વખતની જરૂર છે. ( ૩૪–૩૭ ).

હવે આ પ્રતિબંધ કેટલા પ્રકારનો છે તે કહે છે. વારંવાર વિચાર કર્યા છતાં પણ ત્રિવિધ પ્રતિબંધને લીધે તત્ત્વ જાણવામાં આવતું નથી, એવું વાર્તિકકારે (સુરેશ્વરાચાર્યે) પણ કહ્યું છે. (૩૮).

શંકાઃ—પૂર્વે વિચાર કર્યા છતાં જ્ઞાન થયું નહીં. છતાં હવે ( બીજા જન્મમાં ) વિના પ્રયત્ને તે શાથી થાય ?

ઉત્તરઃ—પ્રતિબંધનો સંપૂર્ણ ક્ષય થવાથી જ ( વિશેષ વિચાર

નહીં કર્યા છતાં પણ પૂર્વ જન્મના વિચાર બળને લીધે જ ) તે થાય છે-જે **અટકાવ હતો તે દૂર થવા માત્રથી જ** ઉત્પન્ન **થાય છે;** કેમકે જ્ઞાનનો વિષય જે બ્રહ્મ તે સ્વપ્રકાશ છે. આ પ્રતિબંધ ત્રણ પ્રકારનો છે: ૧. **ભૂત,** ૨. **વર્તમાન,** અને ૩. **ભાવી.** વેદ અને વેદના અર્થોનો અભ્યાસ કર્યા છતાં પણ કેટલીક વાર પુરૂષ પ્રતિબંધમાંથી મુક્ત થઇ શકતો નથી; તેનું દૃષ્ટાન્ત જમીનમાં દાટેલા " હિરણ્યનિધિ " ઉપરથી જોવામાં આવે છે એમ શ્રુતિમાં બતાવ્યું છે. જેમ ક્ષેત્રમાં ડાટેલા ધનની જગા નહીં જાણનારને ઉપર ઉપર ખોદી જોવાથી તે ધન હાથ લાગતું નથી; તેમ સર્વે લોકો જો કે દરરોજ સુષુપ્તિ વખતે બ્રહ્મલોકમાં જાય છે, છતાં તેઓ બ્રહ્મલોકને ઓળખતા નથી, કારણ કે પાપથી ઘેરાયલા હોય છે. ( ૩૯-૪૦ ).

**ભૂત પ્રતિબંધ:**—કોઇ એક ભિક્ષુ આત્મજ્ઞાનની ઇચ્છાથી ગુરૂની પાસે ગયો. ગુરૂએ બોધ કરવા છતાં તેનું લક્ષ તે બોધમાં ઉતર્યું નહિ, અને જ્ઞાન થયું નહીં; કારણ કે તેને ઘેર એક ભેંસ હતી, તેના ઉપર તેનો બહુ સ્નેહ હતો, તે તેને વારંવાર યાદ આવવાથી ગુરૂના ઉપદેશમાં તેનું ચિત્ત ચોટયું નહીં. તે જાણી ગુરૂએ તેને " તે ભેંસ જ બ્રહ્મતત્ત્વ છે " એમ તેને સમજાવ્યું, અને તે પ્રમાણે " તે ભેંસ બ્રહ્મવસ્તુ છે " એવું ચિંતન કરતાં સ્નેહ દૂર થઇ તેને જ્ઞાન પ્રાપ્ત થયું, એવી વાર્તા લોકોમાં કહેવાય છે.(૪૧-૨).

**૨. વર્તમાન પ્રતિબંધ:**—વર્તમાન પ્રતિબંધ (૧)**વિષયોમાં આસક્તિ,** (૨) **બુદ્ધિની મંદતા** ( તીક્ષ્ણતાનો અભાવ ), (૩) **કુતર્ક** ( શુષ્ક તર્કો વડે શ્રુતિના ખોટા અર્થ કરવા ), ૪. **વિપર્યય-દુરાગ્રહ** ( જીવનું કર્તા ભોક્તાપણું માનવામાં દુરાગ્રહ ), એ છે. આમાંનો એક પણ જ્યાંસુધી પ્રતિબંધ રૂપ થયો હોય ત્યાંસુધી જ્ઞાનનો ઉદય થતો નથી. માટે (૧) **શમ,** (૨) **દમ,** (૩) **ઉપરતિ,** (૪) **તિતિક્ષા,** (૫) **સમાહિતત્વ**-એ સાધનો વડે **શાન્ત, દાન્ત, ઉપરત, તિતિક્ષુ,** અને **સમાહિત** થઇને, તથા **શ્રવણ મનન** અને **નિદિધ્યાસન,** એમાંના જે ઠેકાણે જે જે સાધન યોગ્ય હોય તેનું અનુષ્ઠાન કરીને પ્રતિબંધનો ક્ષય કરતાં-**નાશ કરવાથી** જ-પોતાના સાક્ષી સ્વરૂપ ( પ્રત્યગાત્મા ) નું બ્રહ્મત્વ જાણવામાં આવે છે, ત્યાંસુધી નહીં. ( ૪૩-૪ ).

૩. **ભાવી પ્રતિબંધ:**—ભાવી પ્રતિબંધનું દૃષ્ટાંત વામદેવ, જડ-ભરત, વગેરેમાં જોવામાં આવ્યું છે. વામદેવના પ્રતિબંધનો ક્ષય થતાં એક જન્મ લાગેલો, અને જડભરતના પ્રતિબંધે ત્રણ જન્મ લીધેલા. આગામી અથવા ભાવી પ્રતિબંધ તે કહેવાય કે જે જન્મા-ન્તરના હેતુ રૂપ **પ્રારબ્ધશેષ** હોય. તેની નિવૃત્તિ તેને ભોગવ્યા વિના થતી જ નથી. તેથી તેની નિવૃત્તિ કયારે થશે તેના વખતનો કોઇ નિયમ નથી—ભોગવી રહેતાં કેટલા જન્મ લાગશે તેનો કોઈ પણ નિયમ નથી—ભોગવાય ત્યારે ખરૂં. જેમ વામદેવને એક જન્મ લાગ્યો, જડભરતને ત્રણ જન્મ લાગ્યા. જ્ઞાન થવા પછી જન્મ નથી, અને જન્મ આપનાર પ્રતિબંધ (પ્રારબ્ધશેષ) બાકી હોય ત્યાંસુધી જ્ઞાન થતું નથી. વળી આવા યોગભ્રષ્ટ—તત્ત્વસાક્ષાત્કાર પર્યંત વિચાર રહિત—થયેલા પુરૂષે કરેલો આત્મવિચાર વ્યર્થ જતો નથી, પરંતુ ઘણા જન્મો પછી **પ્રતિબંધનો ક્ષય થયાની સાથે જ્ઞાનનો ઉદય થાય છે,** એમ ગીતામાં પણ શ્રીકૃષ્ણે કહ્યું છે. તેવો પુરૂષ જો આ લોકના સુખની ઇચ્છા વાળો (સકામ વૃત્તિ વાળો) હશે તો આત્મવિચારના બળથી પુણ્યશાળી સ્વર્ગલોકમાં જઇ ત્યાં બહુ કાળ સુધી સુખ ભોગવી આ લોકમાં શુદ્ધ અને શ્રીમાન માતાપિતાના કુળમાં જન્મ લેશે. અને જો તે (યોગભ્રષ્ટ) નિસ્પૃહ—અતિવિરક્ત—પુરૂષ હશે તો બ્રહ્મતત્ત્વના બળે કરીને બીજા જન્મમાં તત્ત્વનિશ્ચય વાળા યોગીઓના કુળમાં જન્મ પ્રાપ્ત કરશે. અને આવા યોગીકુળમાં જન્મ પ્રાપ્ત કરીને પૂર્વના દેહમાં તત્ત્વવિચાર સંબધી પ્રાપ્ત કરેલો બુદ્ધિસંયોગ શીઘ્ર રીતે મે-ળવે છે, અને પછી તેથી પણ વિશેષ પ્રયત્ન કરી શકે છે. માટે જ અલ્પ પુણ્ય વાળાને આવો જન્મ મળવો દુર્લભ છે એમ કહ્યું. પછી ત્યાં પૂર્વાભ્યાસથી અવશ થઇને તે ખેંચાય છે, અને અનેક જન્મમાં કરેલા પ્રયત્નો વડે સંસિદ્ધ થયેલો (તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરેલો) તે પુરૂષ મોક્ષ રૂપી પરમ ગતિને પામે છે. માટે જ કહ્યું છે કે જયાંસુધી આગામી પ્રતિબંધનું બળ હોય, ત્યાંસુધી જ્ઞાન થતું નથી. જેમકે જો કોઇ જીજ્ઞાસુને છેવટના—ઉત્તમમાં ઉત્તમ એવા—બ્રહ્મ-લોકમાં જવાની દૃઢ ઇચ્છા હોવા છતાં તેને રોકીને જો આત્મવિ-ચાર કરશે તો તે આત્માનો સાક્ષાત્કાર નહીં જ કરી શકે. પરંતુ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે તેવો પુરૂષ બ્રહ્મલોકને પ્રાપ્ત કરી ત્યાં બ્રહ્મા-

જીની પાસેથી તત્ત્વનો સાક્ષાત્કાર કરી બ્રહ્માની સાથે કલ્પને અંતે મુક્તિ મેળવશે. ( ૪૫–૫૨ ).

### ૩. યોગમાર્ગ–બ્રહ્મોપાસના. ૫૩–૫૪.

**તીવ્ર પાપવાળાનો માર્ગઃ**—આ પ્રમાણે આત્મવિચારમાં નડતા પ્રતિબંધોનું, અને તે પ્રતિબંધોનો ક્ષય કરવાના સાધનોનુ, તથા તે તે પ્રતિબંધોનો ક્ષય થતા સુધી જ્ઞાન થતું નથી, એ વગેરે વર્ણન કરી, હવે જે મુમુક્ષુથી કોઇ રીતે આત્મવિચાર બની શકતો ન હોય તેણે શું કરવું તે કહે છે.

केषांचित्स विचारोऽपि कर्मणा प्रतिबध्यते ।
श्रवणायापि बहुभिर्यो न लभ्य इति श्रुतेः ॥ ५३ ॥
अत्यन्तबुद्धिमान्द्याद्वा सामग्र्या वाप्यसंभवात् ।
यो विचारं न लभते ब्रह्मोपासीत सोऽनिशम् ॥ ५४ ॥

ઉપર કહેલા પ્રતિબંધ હોવા છતાં પણ કેટલાક મુમુક્ષુઓ આત્મવિચાર કરવાને શક્તિવાન્ થાય છે. પરંતુ જેઓ **તીવ્ર પાપ-વાળા** હોય છે તેઓનાથી તે વિચાર થઇ શકતો નથી, તેમ તે આત્મવિચાર કેવો છે તે સાંભળવાને પણ કેટલાક તો ભાગ્યશાળી થતા નથી. છતાં પણ પુરૂષાર્થ કરવાની ઇચ્છા વાળા જે મુમુક્ષુઓને બુદ્ધિની અત્યંત મંદતાને લીધે, અથવા ગુરૂ, શાસ્ત્ર, દેશ, કાળાદિની અનુકુ-ળતાના અભાવને લીધે આત્મવિચારનો લાભ મળી શકતો ન હોય, તેમણે નિરંતર **બ્રહ્મોપાસના** કરવી. ( ૫૨–૫૪ ).

### ૪. ઉપાસનાપ્રકાર; જ્ઞાન અને ઉપાસનાનો ભેદ; જ્ઞાની અને ઉપાસકના વ્યવહારનો ભેદ. ૫૫–૧૨૫.

હવે જેમ આ બ્રહ્મોપાસના કરી શકાય તેમ છે કે નહીં, તથા ઉપાસના કેવી રીતે કરવી તેનો પ્રકાર, જ્ઞાન અને ઉપાસનાનો ભેદ શો છે, જ્ઞાની અને ઉપાસકના વ્યવહારમાં શો ફેર છે અને તેનું કારણ શું, તે વગેરે શ્લોક ૫૨ થી ૧૨૫ માં કહે છે.

**નિર્ગુણબ્રહ્મની ઉપાસનાનો સંભવઃ**—પ્રથમ આ નિર્ગુણ બ્રહ્મની ઉપાસના બની શકે કે નહીં તે કહે છે. ( ૫૫–૬૩ ).

**શંકાઃ**—નિર્ગુણ બ્રહ્મ ગુણ રહિત હોવાથી તેની ઉપાસના કેવી રીતે સંભવે ?

ઉત્તરઃ—**ઉપાસનાનો અર્થ ઉપાસ્ય વસ્તુમાં વૃત્તિનો પ્રવાહ નિરન્તર ચાલુ રાખવો તે છે.** માટે જેવી રીતે સગુણ બ્રહ્મને વિશે વૃત્તિનો પ્રવાહ રાખી શકાય છે, તેવી રીતે નિર્ગુણ બ્રહ્મમાં પણ રાખી શકાય. કદાપિ એવી શંકા કરશો કે અવાઙ્મનસગમ્યની ઉપાસના બની શકે નહીં, તો અમે કહીશું કે અવાઙ્મનસગમ્ય બ્રહ્મનું જ્ઞાન થવું પણ સંભવશે નહીં ? અને જો એમ કહેશો કે " તે બ્રહ્મ વાગાદ્યગોચરાકાર છે " એવી રીતે તેને જાણી શકાય, તો અમે કહીએ છીએ કે તેવા તરીકે તેને ઉપાસો. ઉપાસ્ય હોવાથી તેને સગુણ કહેશો, તો તેને વેદ્ય માનવાથી પણ સગુણ ઠરશે. જો લક્ષણાવૃત્તિથી વેદ્ય કહેશો; તો લક્ષણાવૃત્તિથી ( ઉપાધિભાગ દૂર કરી ) ઉપાસ્ય માનો. જો એમ કહો કે શ્રુતિએ તેનુ ઉપાસ્યત્વ નિષિદ્ધ કર્યું છે, કેમકે શ્રુતિ કહે છે કે " તેવા બ્રહ્મને તમે જાણો ( **विद्धि** ), નહિ કે જેને તમે ઉપાસો છો તે ", તો અમે કહીશું કે શ્રુતિ કહે છે કે " તે બ્રહ્મ વિદિતથી જૂદું છે, અવિદિત વસ્તુથી પણ જૂદું છે",માટે બ્રહ્મનું વેદ્યત્વ જ નથી.જો એમ કહેશો કે " વિદિતથી જૂદું અને અવિદિતથી પણ જૂદું " એ પ્રકારે શ્રુતિએ જેવું બ્રહ્મ પ્રતિપાદિત કર્યું છે તેવું જાણો, તો અમે કહીએ છીએ કે જેવું જાણો, તેવું જ ઉપાસો. જો બ્રહ્મનું વેદ્યત્વ વાસ્તવ નથી એમ કહેશો, તો તેનું ઉપાસ્યત્વ પણ વાસ્તવ નથી એમ માનવું પડશે. જો એમ કહેશો કે વેદ્યતામાં જાણવા યોગ્ય વિષય હોવાથી બ્રહ્માકાર વૃત્તિની જરૂર છે, તો શાસ્ત્ર કહે છે કે "તું બ્રહ્મ છે ",તે કારણથી ઉપાસ્યત્વમાં પણ બ્રહ્માકાર વૃત્તિની જરૂર છે. જો એમ કહેતા હો કે નિર્ગુણોપાસના ઉપર તમને આટલો બધો પ્રેમ કેમ છે ? તો અમે પૂછીએ છીએ કે તે ઉપર તને આટલો દ્વેષ કેમ છે ? જો એવી શંકા કરતા હો કે નિર્ગુણોપાસનાને માટે શાસ્ત્રનું કોઇ પ્રમાણ નથી, તો ઉત્તર તાપનીય ઉપનિષદ્‌માં, પ્રશ્નોપનિષદ્‌માં શૈબ્યપ્રશ્નમાં, કઠવલ્લીમાં, માણ્ડુકયોનિષદ્‌માં, વગેરે શ્રુતિઓમાં નિર્ગુણોપાસના કહી છે. માટે નિર્ગુણોપાસના સંભવે છે. ( ૫૫-૬૩ ).

**નિર્ગુણોપાસનાનો પ્રકારઃ**—હવે નિર્ગુણોપાસના કેવી રીતે કરવી તે કહે છે. ( ૬૪-૭૩ ).

આ ઉપાસના ( અનુષ્ઠાન )નો પ્રકાર **पंचीकरण** ( સુરેશ્વરાચાર્યકૃત ]માં કહેલો છે. આ નિર્ગુણ ઉપાસના જાતે મુક્તિનું સાધન નથી, કેમકે મુક્તિનું સાધન તો જીવબ્રહ્મની એકતાનું જ્ઞાન છે. પરંતુ નિર્ગુણોપાસના આ એકતાનું જ્ઞાન મેળવવાનું એક સાધન છે. જો એમ કહેતા હો કે નિર્ગુણોપાસના તો કોઇ કરતું નથી, પરંતુ સર્વે સગુણોપાસના જ કરે છે,તો તેથી એમ ઠરતું નથી કે નિર્ગુણોપાસના દોષવાળી છે. તે દોષ નહીં કરનારનો છે. વળી સગુણોપાસનાનું ફળ કાળાન્તરે થતું હોવાથી તાત્કાલિક ફળ આપનાર વશીકરણાદિ મંત્રોને વધારે ઉત્તમ માની કોઈ મૂઢ લોકો સગુણોપાસનાને બદલે તે મંત્રોનો જ જપ કરે, અથવા તેથી પણ વધારે મૂઢ લોકો કોઈ પણ જાતના જપજપાદિનો ત્યાગ કરીને જેમાં કાંઈ નિયમની જરૂર નથી એવી ફક્ત કૃષિ જ કરે, તો તેથી શું થયું ? માટે કાંઇ વિવેકી પુરૂષો સગુણોપાસના તજતા નથી. માટે માયાને વશ થયેલા મૂઢ ભલે ગમે તેમ વર્તે. અમે તો નિર્ગુણોપાસના કરવાની કહીએ છીએ. અને સર્વ શાખાઓમાં કહેલી નિર્ગુણોપાસનાનું ઐક્ય હોવાથી તે તે શાખાઓમાં કહેલા બ્રહ્મના ગુણોને એકઠા કરીને તેની ઉપાસના કરવી. તે ગુણોનો સંગ્રહ વ્યાસજીએ બ્રહ્મસૂત્રમાં કર્યો છે. તે ગુણોમાંના કેટલાક વિધેય છે—જેવા કે " आनन्दो ब्रह्म " " विज्ञानमानदं ब्रह्म ", " नित्यः शुद्धो बुद्धः सत्यो मुक्तो निरंजनो विभुरद्वय आनन्दः परः प्रत्यगेकरसः " વગેરે છે. અને બીજા કેટલાક નિષેધ્ય ગુણો છે— જેવા કે अस्थूलम् अनण्वम् ' अह्रस्वम् अद्रेश्यम् अग्राह्यम् अशब्दम् अस्पर्शम् अरूपम् अव्ययम् " વગેરે છે. માટે તેવા ગુણોવાળું—એટલે કે શ્રુતિમાં આનંદાદિ વિધેય ગુણો અને અસ્થૂલાદિ નિષેધ્ય ગુણો વડે લક્ષિત કરેલું " **અખંડૈકરસ એવું જે બ્રહ્મ તે હું છું** " એવી ઉપાસના કરો. આ ગુણો બ્રહ્મતત્ત્વની અંદર રહેલા નથી, પરંતુ તે દૂરથી લક્ષ્ય વસ્તુને બતાવનાર તરીકે માત્ર છે. આ પ્રમાણે ઉપાસનાનો પ્રકાર કહ્યો. ( ૬૪–૭૩ ).

**જ્ઞાન અને ઉપાસનાનો ભેદઃ**—હવે જ્ઞાન અને ઉપાસનાનો ભેદ બતાવે છે.

वस्तुतंत्रो भवेद्बोधः कर्तृतंत्रमुपासनम् ॥ ७४ ॥

વસ્તુને અધીન જ્ઞાન છે, એટલે કે વસ્તુ છે તો તેનું જ્ઞાન થયા વિના રહે નહીં. પરંતુ કર્તાને અધીન ઉપાસના છે, એટલે કે કર્તા કરે તો થાય, ન કરે તો ન થાય. એ ભેદ છે. (૭૪).

**ઉપાસનાથી જ્ઞાનની વિલક્ષણતા:**—આત્મવિચાર કરવાથી જ્ઞાન થાય છે જ,વિચાર કરનારની ઇચ્છા જ્ઞાન પ્રાપ્ત કરવાની ન હોય તોપણ જ્ઞાન પ્રાપ્ત થાય છે જ .અને જ્ઞાન પ્રાપ્ત થતાની સાથે જ સંસાર સત્ય છે એવી સકળ માન્યતા નષ્ટ પામી મોક્ષ મળે છે. કર્તાની ઇચ્છા હોય કે ન હોય તોપણ તેમ થાય છે. પરંતુ ઉપાસના તો કર્તાની ઇચ્છા ઉપર આધાર રાખે છે–ઇચ્છા હોય તો જ ઉપાસના બને. આ પ્રમાણે વિચાર વડે તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરી પોતાને કૃતકૃત્ય ( જેને કરવાનું કાંઇ બાકી રહ્યું નથી એવું ) માની નિત્ય તૃપ્તિ ભોગવતો જીવન્મુક્તિ પ્રાપ્ત કરે છે, અને પ્રારબ્ધ ક્ષયની રાહ જોતો કૈવલ્યમુક્તિની ઇચ્છા કરે છે. ( ૭૫–૭૬ ).

આ પ્રમાણે ઉપાસનાથી જ્ઞાનની વિલક્ષણતા બતાવી.

**જ્ઞાનથી ઉપાસનાની વિલક્ષણતા:**—હવે જ્ઞાનથી ઉપાસનાની વિલક્ષણતા બતાવે છે. ( ૭૭-૮૦ ).

તે એ છે કે ગુરૂના ઉપદેશ ઉપર વિશ્વાસ લાવી–ઉપાસ્યના સ્વરૂપને પ્રતિપાદન કરનાર ગુરૂએ કહેલાં વાક્યો ઉપર વિશ્વાસ લાવી–કોઇ પણ જાતનો વિચાર કર્યા વિના, બીજી કોઈ વિજાતીય વૃત્તિનો અંતરાય કર્યા વિના, ઉપાસ્ય તત્ત્વનું ચિંતન કરવું જોઇએ એમ કહ્યું છે. આ ઉપાસના જ્યાંસુધી પોતાને ચિન્ત્યસ્વરૂપત્વાભિમાન ઉત્પન્ન થાય ત્યાંસુધી કરવી. અને ત્યાર પછી તે અભિમાન મરણ પર્યંત ધારણ કરવું. દૃષ્ટાન્ત તરીકે છાન્દોગ્ય શ્રુતિમાં કહ્યા પ્રમાણે પ્રાણાયામ વિદ્યાથી યુક્ત ભિક્ષા માગવા નિકળેલા એક બ્રહ્મચારીએ જેમ પ્રાણાયામ વિદ્યા ઉપરનું પોતાનું અભિમાન ચિત્તમાં ધારણ કરીને ભિક્ષા માગેલી, તેવી રીતે પોતાને બ્રહ્મસ્વરૂપનું અભિમાન [ પોતે બ્રહ્મ રૂપ છે એવું ] થાય ત્યાંસુધી ચિંતન કરવું. આ પ્રમાણે ઉપાસના કરવી, કે અન્યથા–બીજા કોઈ પ્રકારે–કરવી, તે ઉપાસકની પોતાની ઇચ્છા ઉપર આધાર રાખતી હોવાથી હંમેશાં ઉપાસના કરવી. આ પ્રમાણે **કર્તૃતંત્રતા** કહી. [ ૭૭–૮૦ ].

**નિરંતર ધ્યાનનું પરિણામ:**—આ પ્રમાણે હંમેશાં ધ્યાન

કરવાનું પરિણામ એ થાય છે કે જેમ વેદોનો સદા અભ્યાસ કરનાર પુરૂષ દૃઢ વાસનાને લીધે સ્વપ્નમાં પણ અભ્યાસ કરે છે; અને સદા જપ કરનાર જપ કરે છે, તેવી રીતે સદા ધ્યાન કરનાર પુરૂષ પણ દૃઢ વાસનાને લીધે (**वासनावेशात्**) સ્વપ્નમાં પણ ધ્યાન કરે છે.

વિરોધિ વૃત્તિનો ત્યાગ કરી નિરન્તર બ્રહ્મનું ધ્યાન કરનાર પુરૂષ સંસ્કારની દૃઢતાને લીધે સ્વપ્રમાં પણ ધ્યાન પ્રાપ્ત કરે છે, કેમકે જાગ્રત્‌માં જે વિષયનું અત્યંત ચિંતન હોય છે તેના જ દૃઢ સંસ્કાર રેહેતા હોવાથી તેનાં જ સ્વપ્ન આવે છે, બીજાનાં નહીં. આ પ્રમાણે જો **અતિશય આસ્થા** હોય તો ધ્યાન કરનારને પ્રારબ્ધ કર્મનો ભોગ પણ પ્રતિબંધ કરી શકતો નથી, જેમ વિષયના વ્યસન વાળો પુરૂષ બીજા કામમાં રોકાયલો છતાં પોતાના ઇષ્ટ વિષયનું ચિંતન ચુકતો નથી.

વળી:—

**परव्यसनिनी नारी व्यग्रापि गृहकर्मणि ।**
**तदेवास्वादयत्यन्तः परसंगरसायनः ॥ ८४ ॥**

જેને પરવ્યસન લાગેલું છે એવી સ્ત્રી ગૃહકર્મમાં રોકાએલી છતાં પરસંગનો સ્વાદ મનમાં લે છે. અને તેમ છતાં ગૃહકર્મમાં અંતરાય નડતો નથી, પરંતુ પ્રવાહની પેઠે તે થયા જ જાય છે. ( ૮૧-૮૫ ).

**ઉપાસકથી જ્ઞાનીના વ્યવહારનો ભેદ:**—હવે જ્ઞાનીનો વ્યવહાર ઉપાસકનાથી શી રીતે વિલક્ષણ છે તે બતાવે છે.(૮૬-૧૧૫).

જેમ ગૃહકૃત્યમાં વ્યસન વાળી સ્ત્રી પોતાનું ગૃહકાર્ય સારી રીતે કરે છે, પરંતુ પરવ્યસનિની સ્ત્રી તે પ્રમાણે કરી શકતી નથી; તેવી રીતે તત્ત્વવિત્ લૌકિક વ્યવહાર સારી રીતે કરે છે, પરંતુ ધ્યાન કરવામાં નિમગ્ન થયેલો ( ઉપાસક ) લેશ માત્ર ( જરૂર પૂરતો જ) લૌકિક વ્યવહાર કરે છે. કારણકે વિષયવ્યવહાર તત્ત્વજ્ઞાનનો વિરોધી નહીં હોવાથી તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થયા પછી લૌકિક વ્યવહાર કરવા છતાં તત્ત્વજ્ઞાનને કાંઇ હાનિ થતી નથી. પરંતુ ઘણો વ્યવહાર કરવાથી ઉપાસકની ઉપાસનામાં તો વિક્ષેપ થાય છે. તત્ત્વજ્ઞાન અને વ્યવહારને વિરોધ નથી, તેનું કારણકે " આ સર્વ પ્રપંચ (સંસાર)

માયિક છે, અને આત્મા તો ચૈતન્ય સ્વરૂપ છે, ” એવા બોધથી તત્ત્વજ્ઞાની છતાં લૈકિક વ્યવહારી થવામાં વિરોધ શો છે ? વળી લૈકિક વ્યવહારને પ્રપંચની સત્યતાની જરૂર નથી, તેમજ આત્માની જડતા–અજ્ઞાતતા–ની જરૂર નથી. પરંતુ વ્યવહાર તો ફક્ત સાધનોની જ અપેક્ષા રાખે છે, પછી તે સાધન સત્ય હોય કે મિથ્યા રૂપ હોય. ( જેમ સ્વપ્નના અસત્ય પદાર્થોથી પણ વ્યવહાર થાય છે ). આ સાધનો મન, વાણી, શરીર, અને શરીરની બહારના પદાર્થો ( વિષયો ) છે, જેનો તત્ત્વવેત્તા નાશ–નિરોધ–નિવારણ–કરતો નથી. તો પછી તેને વ્યવહાર કેમ નહીં સંભવે ? તાત્પર્ય કે જ્ઞાની વ્યવહાર સારી રીતે કરી શકે છે, કેમકે તેને હવે જ્ઞાનને માટે કાંઇ સાધન કરવાનું બાકી રહ્યું નથી. પરંતુ ઉપાસક તો લેશ માત્ર જ વ્યવહાર કરે છે, નહિતો તેની ઉપાસનામાં પ્રતિબંધ આવે. ( ૮૬-૯૦ ).

**જ્ઞાનીને ધ્યાન, કર્મ, કે વિધિનો અભાવઃ**—શંકાઃ—તત્ત્વવેત્તા વ્યવહારમાં વિષયોનો નાશ નહીં કરે તો ભલે. પરંતુ તેને ચિત્તનો નિરોધ ( એકાગ્રતા ) તો કરવો પડશે ?

ઉત્તરઃ—ચિત્તનો નિરોધ કરનાર તો ધ્યાતા કહેવાય, તત્ત્વવેત્તા ન કહેવાય. ધ્યાતાને ચિત્તનો નિરોધ ( उपमर्दन ) કરવાની જરૂર છે, તત્ત્વવેત્તાને નહીં. જેમકે ઘટનું તત્ત્વ જાણવાની ઇચ્છાવાળો માણસ ક્યાંયે બુદ્ધિનો નાશ કરી ( ચિત્તનિરોધ કરી ) ઘટતત્ત્વને જાણી શકતો હોય એમ જોવામાં આવ્યો છે ? ( ૯૧ ).

જો એમ કહેતા હો કે ઘટ તો સ્થૂલ હોવાથી સ્પષ્ટ હોવાને લીધે તેને જોવા સારૂ ચિત્તની એકાગ્રતાની જરૂર નથી, પણ બ્રહ્મ તો અસ્પષ્ટ હોવાથી તેનું જ્ઞાન કરવાને માટે ચિત્તની એકાગ્રતાની જરૂર તો ખરી જ ? તો અમે કહીએ છીએ કે “ **स्वप्रकाशोऽयमात्मा किं घटवच्च न भासते ॥ ९२ ॥** ” બ્રહ્મ જાતે સ્વપ્રકાશ હોવાથી, અને ઘટ જાતે સ્વપ્રકાશ નહીં પરંતુ ચૈતન્યના પ્રકાશથી પ્રકાશિત હોવાથી, તે ( બ્રહ્મ ) ઘટ કરતાં પણ વધારે સ્પષ્ટ હોવાને લીધે જ્ઞાનીને તો તે ભાસે છે જ. તેથી તેમને ચિત્તમર્દન કરવાની જરૂર જ નથી. ( ધ્યાતાને જરૂર છે ). ( ૯૨ ).

શંકાઃ—બ્રહ્મ સ્વપ્રકાશ હોવાથી તમને શું મળ્યું ? તેથી

તમને શો લાભ ? ( **स्वप्रकाशतया किं ते ॥ ९३ ॥** ) તમને તેથી કાંઇ લાભ નથી, કારણકે તત્ત્વજ્ઞાન એટલે બ્રહ્મગોચર બુદ્ધિવૃત્તિ અને બુદ્ધિ તો ક્ષણે ક્ષણે નાશવાન છે. તેથી તમારે (તત્ત્વવેત્તાએ) પણ બ્રહ્મજ્ઞાન માટે વારંવાર બુદ્ધિવૃત્તિ બ્રહ્મમાં લગાડવી જ પડશે. તો પછી બ્રહ્મ સ્વપ્રકાશ હોવાથી તમને ( તત્ત્વવેત્તાને ) શો લાભ થયો ? તેથી તમે કાંઇ આત્મા જાણ્યો ?

ઉત્તરઃ—જો તેમ કહેતા હો તો આ શંકા ઘટજ્ઞાન કરવામાં પણ સરખી જ છે. જો એમ કહેશો કે ઘટાદિ જ્ઞાનનો એક વાર નિશ્ચય કર્યા પછી બુદ્ધિવૃત્તિ નાશ પામ્યા છતાં પણ જ્યારે જ્યારે ઘટ જાણવાની ઇચ્છા થાય ત્યારે તે જાણી શકાય તેમ છે: તો અમે પણ કહીએ છીએ કે તે જ પ્રમાણે આત્મા પણ જાણી શકાય છે. માટે તત્ત્વવેત્તાને ફરીથી ચિત્તની એકાગ્રતા કરવાની જરૂર નથી. કારણકે:—

**निश्चित्य सकृदात्मानं यदापेक्षा तदैव तम् ।**
**वक्तुं मन्तुं तथा ध्यातुं शक्तोत्येव हि तत्त्ववित् ॥ ९५ ॥**

એકવાર આત્મજ્ઞાનનો નિશ્ચય કર્યા પછી જ્યારે જ્યારે અપેક્ષા થાય, ત્યારે ત્યારે તત્ત્વવિત્ તેનું વર્ણન કરવાને, મનન કરવાને, કે ધ્યાન કરવાને સમર્થ થાય છે. માટે ઉપાસકની પેઠે તત્ત્વવેત્તાને ચિત્તનિરોધની જરૂર નથી. ( ૯૨–૯૫ ).

શંકાઃ—ઉપાસક જેમ ધ્યાન કરતી વખતે જગતના ચિંતન રહિત થાય છે, તેમ તત્ત્વવેત્તાને પણ આત્મચિંતનના કારણથી જગત્‌ની વિસ્મૃતિ થવી જોઇએ ?

ઉત્તરઃ—ઉપાસકની પેઠે ધ્યાન કરતી વખતે ભલે તે જગતને વિસ્મરે. પરંતુ તે વિસ્મરણ ધ્યાનને લીધે છે, જ્ઞાનને લીધે નથી. પરંતુ એટલું યાદ રાખવું કે તત્ત્વવેત્તાને ધ્યાન કરવાની જરૂર નથી, કારણકે તેને તો જ્ઞાન થઇ મુક્તિ મળેલી છે. તેથી તેને પ્રાપ્ત કરવાનું કાંઇ બાકી નથી. માટે તેનું ધ્યાન તો ઐચ્છિક છે. અને શાસ્ત્ર પણ કહે છે કે " **ज्ञानादेव तु कैवल्यमिति शास्त्रेषु डिण्डिमः॥ ॥ ९७ ॥** " જ્ઞાનથી જ **કૈવલ્ય મોક્ષ** છે એવું શાસ્ત્રડિણ્ડિમ છે. છતાં જ્યારે તત્ત્વવિત્ ધ્યાન ન કરતા હોય ત્યારે તે ભલે બહિર્વર્તન કરે. તેથી તેને કાંઇ હાનિ નથી. માટે તત્ત્વવેત્તા ગમે તો ધ્યાન ધરે, કે બહિર્વર્તન કરે–તેની મરજી હોય તે કરે,

તેમાં તેને બાધ નથી; કારણ કે શાસ્ત્રે બાંધેલા નિયમો તત્ત્વવેત્તાને લાગુ પડતા નથી. શાસ્ત્રના વિધિ અને નિષેધ તો જેને વર્ણાશ્રમ, વય, કે બ્રહ્મચર્યાદિ અવસ્થાઓ ઉપર અભિમાન છે તેને માટે છે; તત્ત્વવેત્તા કે જેને વર્ણ, આશ્રમ, વગેરે ઉપર અભિમાન રહ્યું નથી તેને માટે તે નિયમો નથી. વળી તત્ત્વવેત્તાને જ્ઞાન થયા પછી પણ તે દેહ ધારણ કરે છે ખરા, પરંતુ તેથી કાંઇ તેમને નિયમ પાળવાના છે એમ નથી; કારણ કે. વર્ણાશ્રમાદિ તો આ દેહ સંબંધી છે અને તે માયાએ કલ્પેલા છે, તે જ્ઞાનસ્વરૂપ આત્માના નથી, એવો તેમનો નિશ્ચય છે. ( ઉપાસકને તેવું જ્ઞાન થયું નથી, તેથી તેને માટે નિયમો છે. ) વળી તત્ત્વવેત્તા સમાધિ કે કર્મ કરે, વા ન કરે, તેની કાંઇ જરૂર નથી; કારણ કે તેમણે પોતાના હૃદયમાંથી સર્વ આસક્તિઓનો ત્યાગ કરી મુક્ત થયેલા હોવાથી–તેમનું અંતઃકરણ વાસના રહિત થયેલું હોવાથી–તેમને અંતઃકરણશુદ્ધિ પ્રાપ્ત કરવાની રહી નથી, અને તેથી કંઇ નિષ્કામ કર્મ કે સમાધિ કરવાની જરૂર નથી. ( પરંતુ ઉપાસકને તો ચિત્તશુદ્ધિની જરૂર હોવાથી તે કરવાં જોઇશે ). મતલબ કે જે( તત્ત્વવેત્તા )નું મન વાસના રહિત થયું છે તેને નૈષ્કર્મ્યનું કામ નથી, કે કર્મનું કામ નથી; સમાધિની જરૂર નથી કે જપ કરવાની અગત્ય નથી; કોઇ પણ કર્તવ્ય રહેતું નથી. જેને સમ્યગ્જ્ઞાન થયું છે તેવા જ્ઞાનીને વાસના રહેતી જ નથી, તેથી તેને ધ્યાન કરવાની પણ જરૂર નથી. કારણ કે આત્મા અસંગ છે, અને આત્માથી અન્ય સર્વ પદાર્થ માયિક ઇંદ્રજાલ રૂપ છે, એવો દૃઢ નિશ્ચય થવાથી જે તત્ત્વવેત્તાનું મન ચંચલતા રહિત થયું છે તેના મનમાં વાસના ક્યાંથી ઉદય પામે ? માટે તેવા તત્ત્વવેત્તાને કાંઇ કર્તવ્ય રહેતું નથી. ( પરંતુ ઉપાસકને તો હજુ વાસના રહેલી હોવાથી તેના ત્યાગને માટે ઉપાસનાની જરૂર છે ). માટે આવા તત્ત્વવેત્તાને કંઇ નિયમ ( વિધિ ) પાળવાનો પ્રસંગ જ નથી, તો પછી તેને શાસ્ત્રના નિયમનો ભંગ થવાનો પ્રસંગ ( **अतिप्रसंग** ) તો હોય જ ક્યાંથી ? પરંતુ જેનેવિધિ છે તેને અતિપ્રસંગ સંભવે. દાખલા તરીકે બાલકને માટે કાંઇ વિધિ પાળવાનો નહીં હોવાથી તેને અતિપ્રસંગ–વિધિનું ઉલ્લંઘનપણ નથી. તેવી જ રીતે વાસના રહિત તત્ત્વવેત્તાને માટે પણ વિધિનો અભાવ હોવાથી અતિપ્રસંગ પણ નથી. જો બાલક કાંઇ પણ જાણતો નથી, તેથી તેને વિધિ નથી; તો જ્ઞાની સર્વ જગતના તથા

આત્માના સ્વરૂપને જાણતા હોવાથી તેને માટે પણ વિધિ નથી. વિધિ તો અલ્પજ્ઞ-થોડું જાણનાર અહંભાવ વાળા-ને માટે છે; બાળક ( કાંઇ નહીં જાણનાર )ને માટે કે તત્ત્વવેત્તા-સર્વજ્ઞ-ને માટે નથી. માટે જ્ઞાનીને ચિત્તવિરોધ અથવા ધ્યાન, કર્મ કે કોઇ વિધિ, પાળવાનું બંધન નથી. પોતાની ઇચ્છાનુસાર પ્રવર્તે. ( ૯૬-૧૦૭ ).

**શાપાદિસામર્થ્ય અને જ્ઞાનનું કારણ:**—શંકાઃ—વ્યાસાદિની પેઠે જેને શાપાનુગ્રહસામર્થ્ય હોય તેને જ તત્ત્વવેત્તા કહેવા જોઈએ, બીજાને નહીં ?

ઉત્તરઃ—તેમ નથી, કારણકે વ્યાસાદિમાં જે શાપાદિસામર્થ્ય જોવામાં આવતું હતું તે તત્ત્વજ્ઞાનનું ફળ નથી, પરંતુ તેવું સામર્થ્ય પ્રાપ્ત કરવાને માટે જે પ્રકારનું તપ કરવું પડે છે તે તપનું ( કર્મયોગનું ) ફળ છે. અને તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવાનું તપ બીજું છે. જે બંને પ્રકારનું તપ કરે તેને બંને ( જ્ઞાન અને સામર્થ્ય ) પ્રાપ્ત થાય છે, એક સાધનારને એક મળે છે. સામર્થ્યહીન અને વિધિરહિત તત્ત્વજ્ઞાનીની જો કોઇ વિધિયુક્ત યતિ નિંદા કરતો હોય તો ભલે કરે, કારણ કે કેટલાક ભોગલંપટો તેવા યતિઓની પણ નિંદા કરે છે. જો ભોગની તૃપ્તિને માટે યતિઓએ ભિક્ષા વસ્ત્રાદિની રક્ષા કરવી જોઇએ એમ જો કહેતા હો તો વૈરાગ્યના ભારથી નમી ગયેલા તેવા યતિઓને ધન્ય છે ! માટે જેમ મૂઢ લોકોની નિંદાથી વર્ણાશ્રમ ધર્મને પાળનાર યતિઓને કાંઇ હાનિ નથી, તેમ દેહાભિમાનથી ક્રિયા કરનાર યતિઓની નિંદાથી તત્ત્વજ્ઞાનીને કોઈ હાનિ નથી. ( ૧૦૮-૧૧૩ ).

**જ્ઞાનીનો વ્યવહારઃ**—આ પ્રમાણે હોવાથી તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થયા પછી પણ લૌકિક વ્યવહારનાં સાધનો ( મન, વાણિ, શરીર, વિષયો )નો લોપ નહીં થતો હોવાથી જ્ઞાની રાજ્યાદિ લૌકિત વ્યવહાર સારી રીતે કરી શકે છે. જો કે જ્ઞાનીને સકળ પ્રપંચ મિથ્યા હોવાનું જ્ઞાન થયું હોવાથી તેમાં ઇચ્છા થતી નથી, છતાં પણ પ્રારબ્ધ વશાત્ જે પ્રાપ્ત થાય તે પ્રમાણે વર્તતા-ધ્યાન કરતા કે વ્યવહાર ચલાવતા-ભલે વર્તન કરે. તેથી તેમના જ્ઞાનને હાનિ નથી. ( ૧૧૪-૧૧૫ ).

**ઉપાસકની વિલક્ષણતા:**—આ પ્રમાણે જ્ઞાનીનો માર્ગ કહ્યો. પરંતુ જ્ઞાની કરતાં ઉપાસકમાં વિષમતા છે. તે કહે છે. (૧૧૬-૧૧૯).

જેવી રીતે વિષ્ણુનું ધ્યાન કરનાર પોતાને વિષ્ણુ માને છે,

તેવી રીતે બ્રહ્મનું ધ્યાન કરનાર પોતાને બ્રહ્મ રૂપ માને છે. જેનું ધ્યાન ( ચિંતન ) કરીએ તેવા થવાય છે. પરંતુ પ્રાપ્ત કરેલાં તે બંને સ્વરૂપ ( વિષ્ણુ કે બ્રહ્મ સ્વરૂપ ) ધ્યાન માત્રથી જ થયેલાં હોવાથી તે વાસ્તવિક નથી. તેનું કારણ એ છે કે ધ્યાન કરવાથી પ્રાપ્ત થયેલું બ્રહ્મત્વ ધ્યાન બંધ થતાં લય પામે છે. પરંતુ તત્ત્વ-જ્ઞાનથી પ્રાપ્ત થયેલું બ્રહ્મત્વ જ્ઞાનના અભાવે ( બ્રહ્માકાર વૃત્તિના અભાવે ) લય પામતું નથી, કેમકે તે વાસ્તવ છે. આ બ્રહ્મત્વ નિત્ય વસ્તુ છે, માટે તેને તત્ત્વજ્ઞાને કાંઇ નવીન ઉત્પન્ન કરેલું નથી; ફક્ત તત્ત્વજ્ઞાન તો તે જ્ઞાન કરાવનાર છે. અને તેથી જ્ઞાન કરાવ-નારના અભાવે તેનો ( બ્રહ્મત્વનો ) લય થતો નથી. જો બ્રહ્મત્વ જ્ઞાનજન્ય હોત તો જ્ઞાનનો નાશ થતાં તેનો પણ લય થાત. પરંતુ તેનો લય થતો નથી; માટે તે ઉત્પન્ન થયેલું નથી, પણ નિત્ય વસ્તુ છે. જો એમ કહેતા હો કે બ્રહ્મત્વ નિત્ય વસ્તુ હોવાથી ઉપાસકને વાસ્તવિક બ્રહ્મતા છે એમ માનવું પડશે, તો અમે કહીશું કે તે તમે થોડું જ કહો છો. તેથી આગળ વધીને તે બ્રહ્મતા પામર અને તિર્યંક્ વસ્તુઓને પણ છે એમ કહેવાને પણ શો વાંધો છે? માટે સમજવાનું એટલું જ છે કે જ્ઞાનીની અને ઉપાસક વગેરેની બ્રહ્મતામાં ફેર એટલો જ છે કે જ્ઞાની પોતાની બ્રહ્મતાને જાણે છે, અને ઉપા-સકાદિ તે જાણતા નથી. ( ૧૧૬–૧૧૯ ).

**ઉપાસનાની શ્રેષ્ઠતાઃ**—છતાં પણ જેમ ભુખ વેઠવા કરતાં ભિક્ષા માગી પેટ ભરવું સારૂં છે, તેમ પામર લોકો જે જપાદિ કરે છે તેના કરતાં ધ્યાન ( ઉપાસના ) શ્રેષ્ઠ છે. ( **उपवासाद्यथा भिक्षा चरं ध्यानं तथान्यतः ॥** ) ( ૧૨૦ ).

પામરોના વ્યવહાર કરતાં સંધ્યા વંદનાદિ કર્મનું અનુષ્ઠાન સારૂં છે; સંધ્યાવંદનાદિ કર્મ કરતાં સગુણોપાસના ( ઇશ્વરોપાસના ) ચઢી-આતી છે; અને સગુણોપાસનાથી નિર્ગુણોપાસના ઉત્તમ છે. સાધન જેમ જેમ વિજ્ઞાનની સમીપ આવતું જાય છે તેમ તેમ તેની શ્રેષ્ઠતા વધતી જાય છે. તેથી નિર્ગુણપાસના શ્રેષ્ટ છે, કેમકે તે વિજ્ઞાનની છેક નજીક હોવાથી તે ધીમે ધીમે સાક્ષાત્ બ્રહ્મજ્ઞાનમાં પરિણામ પામે છે. જેમ સંવાદી ભ્રમ ફળકાળમાં પ્રમા-જ્ઞાન-રૂપ થઇ જાય છે-યથાર્થ જ્ઞાન રૂપ થાય છે, તેમ નિર્ગુણોપાસના પણ પરિપ-કવ થતાં મુક્તિ વખતે જ્ઞાન રૂપ થઇ જાય છે. એટલે કે નિર્ગુણો-પાસના અપરોક્ષ જ્ઞાન રૂપે પરિણામ પામે છે. મંત્રજપ, મૂર્તિધ્યાન

વગેરે પણ ઉત્તરોત્તર અપરોક્ષ જ્ઞાનનું કારણ છે ખરું; પરંતુ નિ-ર્ગુણોપાસના સૌ કરતાં જ્ઞાનની સમીપ છે, અને બીજાં સાધનો તેથી દૂર છે. માટે નિર્ગુણોપાસના સૌથી શ્રેષ્ઠ છે. [ ૧૨૧–૧૨૫ ).

### ૫. નિર્ગુણોપાસના ( ધ્યાન ) નું ફળ. ૧૨૬-૧૫૮.

નિર્ગુણોપાસના કોને માટે જરૂરની છે અને તે કેવી રીતે ક-રવી તે વગેરે બતાવી હવે નિર્ગુણોપાસનાનું ફળ શું છે તે કહે છે. ( ૧૨૬–૧૫૮ ).

નિર્ગુણોપાસના જ્યારે પકવ થાય છે, ત્યારે તે **સવિકલ્પ સમાધિ** થાય છે. ( **સવિકલ્પ સમાધિ**=આ સમાધિની વચ્ચમાં વચ્ચમાં પદાર્થોનો વિકલ્પ ઉઠયા કરે છે, તેનો નિરોધ કરતા જવું પડે છે. વિકલ્પ થાય, અને ફરી વૃત્તિ તદાકાર થાય. ) અને સવિકલ્પ સમાધિનો નિરોધ થઇ **નિરોધાખ્ય સમાધિ** થાય છે, અને નિરો-ધાખ્યનો નિરોધ થઇ–છેવટે સર્વનો નિરોધ થઇ–**નિર્બીજ** કોઇ પણ **વિક્ષેપ વિનાની નિર્વિકલ્પ સમાધિ** નિર્ગુણ ઉપાસકને અનાયાસે પ્રાપ્ત થાય છે. ( **નિરોધાખ્ય**=સવિકલ્પમાંથી નિરોધાખ્ય સમાધિ થાય છે. તેમાં પદાર્થોનો વિકલ્પ પોતાની વૃત્તિથી થતો નથી, પરંતુ સમાધિમાં દશ્ય પદાર્થના જોવાથી અને શબ્દ સાંભળવાથી વિકલ્પ ઉઠે છે. પરંતુ આ દશ્યાનુવિદ્ધ–દશ્યના વિક્ષેપ-વાળી, અને શબ્દાનુવિદ્ધ–શબ્દના વિક્ષેપ વાળી, એ બંને જાતની નિરોધાખ્ય સમાધિથી આગળ નિર્વિકલ્પ–વિક્ષેપ રહિત–સમાધિ થાય છે. ) આ પ્રમાણે નિર્વિકલ્પ સમાધિ પ્રાપ્ત થતાં પુરૂષના અંતઃકરણમાં અસંગ વસ્તુ ( બ્રહ્મ ) સિવાય બીજું કંઇ શેષ રહેતું નથી. આ અસંગ વસ્તુનો વારંવાર અભ્યાસ કર્યે સતે આખરે " **तत्त्वमसि** " વગેરે મહાવાકયોનો વિચાર કરવાથી–**આત્મવિચાર** કરવાથી, " **अहं ब्रह्मास्मि** " એવું તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થાય છે. ( **वाक्या-ज्जायेततत्त्वधीः ।** ). ( ૧૨૬–૧૨૭ ).

આ તત્ત્વજ્ઞાનનું સ્વરૂપ શાસ્ત્રમાં કહેલા " **निर्विकार, असंग, नित्य, स्वप्रकाश, एक, पूर्णता** " એ વગેરે ગુણો વડે વર્ણવ્યું છે. આ ગુણો જ્ઞાનને પરિણામે કોઇ પણ વિવાદ વિના એકદમ બુદ્ધિમાં ઉતરી જાય છે. ( ૧૨૮ ).

માટે અમૃતબિંદુ વગેરે ઉપનિષદોમાં યોગાભ્યાસનો આ જ અર્થ કહ્યો છે, એટલે કે યોગાભ્યાસ [ ધ્યાન–ઉપાસના ]થી નિર્વિ-કલ્પ સમાધિ પ્રાપ્ત થઇ તે દ્વારા અપરોક્ષ જ્ઞાન થાય છે. માટે

નિર્ગુણોપાસના સગુણોપાસનાના કરતાં અપરોક્ષ જ્ઞાનની વધારે પાસે હોવાથી તેના કરતાં વધારે સારી છે. [ ૧૨૯ ].

માટે નિર્ગુણોપાસનાને તજીને જે પુરૂષો તીર્થયાત્રા, જપ, વગેરે કરે છે તેમને, હાથમાંનો ઘી સાકરનો પિંડ ફેંકી દઇને યાત્રાએ જતાં માર્ગમાં જે પુરૂષને ભુખ લાગતાં હાથ ચાટવા પડેલા તેનો દૃષ્ટાંત લાગુ પડે છે. આ જ ન્યાય આત્મવિચારનો માર્ગ છોડી દઇને ઉપાસકનો માર્ગ લેનારને પણ લાગુ પડે છે જ, કારણ કે આત્મવિચારથી તરત જ સાક્ષાત્ જ્ઞાન થાય છે; ઉપાસનાની પેઠે તેને વચ્ચે બીજું કોઇ પગથીઉં ( **સવિકલ્પ** સમાધિ, **નિરોધાખ્ય** સમાધિ, **નિર્વિકલ્પ** સમાધિ, અને **વાક્યવિચાર** રૂપી ) લેવાનું નથી. માટે જ કહે છે કે જેનાથી **આત્મવિચાર ( જ્ઞાનમાર્ગ )** બની શકે તેમ નથી તેને માટે **યોગમાર્ગ ( ધ્યાન–ઉપાસના )** કહ્યો છે. ( **विचारस्यासंभवे योग ईरितः** ॥ ) [ ૧૩૧ ].

વિચારના અસંભવનું કારણ નીચે પ્રમાણે છે:

**યોગમાર્ગ કોને માટે છે?:**—વિચારના અસંભવનું કારણ એ છે કે આત્મવિચાર કરવાને માટે ચિત્તની શાન્તિની જરૂર છે. પરંતુ જે જીજ્ઞાસુઓનું ચિત્ત વૈરાગ્યની મંદતાને લીધે બહુ વ્યાકુલ હોવાથી આત્મવિચાર [ બ્રહ્માભ્યાસ ] કરવામાં સ્થિર ( એકાગ્ર ) રહી શકતું નથી તેમના ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરી ચિત્તને એકાગ્ર કરવા સારૂ **અષ્ટાંગ યોગ** કહ્યો છે, જેના અભ્યાસથી તેમની બુદ્ધિનો દર્પ [ અહંકાર ] ધીમે ધીમે નાશ પામી **ચિત્ત વિક્ષેપ રહિત–શાન્ત–થતાં મહાવાક્યના વિચાર દ્વારા** તેઓ અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. [ ૧૩૨ ].

**જ્ઞાનમાર્ગ કોને માટે છે?:**—હવે જ્ઞાનમાર્ગ કોને માટે છે તે કહે છે.

**अव्याकुलधियां मोहमात्रेणाच्छादितात्मनाः ।**
**सांख्यनामा विचारः स्यान्मुख्यो झटिति सिद्धिदः॥१३३॥**

ઉપર કહ્યા પ્રમાણે વ્યાકુલ ચિત્ત વાળાને માટે યોગ કહ્યો છે. પરંતુ જે જીજ્ઞાસુઓનું ચિત્ત ફક્ત મોહ ( **અજ્ઞાન** ) માત્રથી જ આચ્છાદિત રહેલું છે–**જેના હૃદયમાં કોઈ સાંસારિક વાસનાઓ રહેલી નથી**–તેવા **અવ્યાકુલ બુદ્ધિવાળાને** ચિત્તનો વિક્ષેપ થવાનું કારણ નહીં હોવાથી તેમને માટે તરત સિદ્ધિ આપનાર **સાંખ્ય**

( વેદાન્ત ) નામનો તત્ત્વવિચાર જ મુખ્ય કહ્યો છે. પરંતુ સાંખ્ય અને યોગ બંનેનું ફળ તો એક જ છે. માટે સાંખ્ય અને યોગમાર્ગ એક જ સમજવા. તેટલા માટે શ્રુતિએ પણ કહ્યું છે કે જગતનું કારણ ( બ્રહ્મ ) સાંખ્ય અને યોગ બંનેથી જાણવામાં આવે છે, અને વળી કહ્યું છે કે જે શ્રુતિથી વિરૂદ્ધ માર્ગ છે તે સાંખ્ય અને યોગનો આભાસ છે–એટલે કે સાંખ્ય અને યોગમાં નિરૂપણ કરેલા તત્ત્વો વગેરેનું ચિંતન કરવું તે સાંખ્ય અને યોગના આભાસ માત્ર છે–સાંખ્ય યોગ નહિ. (૧૩૩–૧૩૫ ).

**ઉપાસકની ગતિઃ**—ઉપાસકને જ્ઞાન પ્રાપ્ત થતા પહેલાં તેનું મરણ થાય તો તેની શી ગતિ થાય તે કહે છેઃ—

उपासनं नापि पक्कमिह यस्य परत्र सः ।
मरणे ब्रह्मलोके वा तत्त्वं विज्ञाय मुच्यते ॥ १३६ ॥
यं यं वापि स्मरन्भावं त्यजत्यन्ते कलेवरम् ।
तं तमेवैति यच्चित्तस्तेन यातीति शास्त्रतः ॥ १३७ ॥

જેની ઉપાસના આ જન્મ દરમ્યાન પરિપકવ થઈ જ્ઞાન પ્રાપ્ત થયું નથી, તેને કાં તો (૧) મરણ વખતે ( मरणे ), અથવા (૨) મરણ પછી બીજા જન્મમાં [ परत्र ], અથવા [૩] બ્રહ્મલોકમાં તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થઈ મુક્તિ મળે છે. વળી " यच्चितस्तेनैव प्राणमायाति " વગેરે શાસ્ત્ર પ્રમાણમાં કહ્યા મુજબ પુરૂષ મરણ વખતે જે જે ભાવને સંભારીને દેહને તજે છે તે તે ભાવને મરણ પછી પામે છે. એટલે ઇચ્છા હોય તો મરણ વખતે મુક્તિ પણ પામે છે. વળી અંત વખતની મતિ પ્રમાણે ભાવિ જન્મ પ્રાપ્ત થાય છે એ જેવી રીતે શ્રુતિએ કહ્યું છે, એટલે કે જેમ સગુણોપાસકને અંત વખતે સગુણ બ્રહ્માકાર વૃત્તિ થાય છે, તેવી જ રીતે નિર્ગુણોપાસકને પણ મરણ વખતે નિર્ગુણબ્રહ્મનું જ્ઞાન સંભવે છે. માટે મરણ વખતે પણ જ્ઞાન પ્રાપ્ત થઈ મુક્તિ મળી શકે છે. અને આ નિર્ગુણબ્રહ્મની પ્રાપ્તિ એ જ, સંવાદિભ્રમની પેઠે, મુક્તિ કહેવાય છે. ( ૧૩૬–૧૩૯ ).

**નિષ્કામ અને સકામ નિર્ગુણોપાસનાનું પરિણામઃ**—હવે નિર્ગુણોપાસનથી મુક્તિ કેવી રીતે થાય છે તે બતાવે છે. ( ૧૪૦–૧૪૩ ).

જેમ ૐકાર–સગુણ બ્રહ્મ–ની ઉપાસના કરવાથી સગુણ બ્રહ્મનું

જ્ઞાન થાય છે; તેમ નિર્ગુણોપાસનાથી પ્રથમ મૂલાવિદ્યા—મૂળ અજ્ઞાન-ને નિવૃત્ત કરનારૂં જ્ઞાન ઉત્પન્ન થાય છે. અને આ જ્ઞાનથી મુક્તિ મળે છે, એવું તાપનીય વગેરે ઉપનિષદ્નું "સોઽકામો" વગેરે પ્રમાણ છે. (૧૪૦-૧૪૨).

આ નિર્ગુણોપાસના બે પ્રકારની છે: ૧. નિષ્કામ, અને ૨. **સકામ.** નિષ્કામ વૃત્તિથી ઉપાસના કરનારને મુક્તિ મળે છે, અને સકામ વૃત્તિથી (બ્રહ્મલોકમાં જવાની ઇચ્છાથી) કરનારને બ્રહ્મલોક-પ્રાપ્તિ થાય છે. જે માણસ સકામ વૃત્તિથી નિર્ગુણોપાસના કરે છે તે બ્રહ્મલોકમાં જાય છે, અને ત્યાં સર્વ જીવોના સમષ્ટિ રૂપ—જીવઘન-સમષ્ટિ લિંગ દેહાભિમાની જે બ્રહ્મા તેમની પાસેથી તત્ત્વજ્ઞાન પામી નિરૂપાધિ ચૈતન્યનો શાક્ષાત્કાર કરે છે. ત્યાં [બ્રહ્મલોકમાં] જઇને નિર્ગુણોપાસનાના બળથી તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરે છે, અને ફરીથી જન્મ પ્રાપ્ત નહિ થતાં કલ્પને અંતે બ્રહ્માની સાથે મુક્ત થાય છે, ત્યાંસુધી બ્રહ્મલોકનું સુખ ભોગવે છે. [૧૪૩-૧૪૬].

**પ્રણવોપાસના સગુણ કે નિર્ગુણ ?:**—આ ૐકાર[પ્રણવ]ની ઉપાસના નિર્ગુણ છે કે સગુણ કહેવાય છે તે કહે છે.

વેદમાં ૐકારની ઉપાસનાને મુખ્યત્વે કરીને નિર્ગુણ કહી છે. છતાં કોઇ ઠેકાણે સગુણ પણ માની છે. તે સંબંધી **પિપ્પલાદ** મુનિને જ્યારે **સત્યકામે** પ્રશ્ન પૂછ્યો ત્યારે તે ઋષિએ ૐકારને નિર્ગુણ તેમજ સગુણ કહ્યો હતો. તેમજ જ્યારે **નાચિકેતાએ યમ**-ને પૂછ્યું ત્યારે યમે પણ તેને એમ જ કહ્યું કે જો ૐકારને નિ-ર્ગુણ માને તો નિર્ગુણોપાસના કહેવાય, અને સગુણ માને તો સગુણો-પાસના કહેવાય—જે જેવું ધારીને તેની ઉપાસના કરે તેને તેવું ફળ મળે. (૧૪૭-૧૪૯).

**નિર્ગુણોપાસનાનું ફલ ક્યારે થાય છે ?:**—ટુંકામાં કહે છે કે યથાર્થ રીતે નિર્ગુણોપાસના કરનારને કાં તો (૧) આ જન્મ-માં, કે (૨) મરણ વખતે, અથવા (૩) બ્રહ્મલોકમાં જઇને બ્રહ્મસા-ક્ષાત્કાર થાય છે. (૧૫૦).

ઉપર કહ્યા પ્રમાણે જે મુમુક્ષુ આત્મવિચાર કરી શકે તેમ નથી તેનો નિર્ગુણ બ્રહ્મના ધ્યાનમાં અધિકાર છે, એમ આત્મગીતામાં સ્પષ્ટ રીતે કહેવામાં આવ્યું છે. તેમાં આત્મા મનને કહે છે કે "આત્મવિચાર વડે સાક્ષાત્કાર કરવાને અસમર્થ પુરૂષે શંકા રહિત

થઇને મારૂં ધ્યાન ધરવું, જે વડે હું તને અનુભવ ગોચર થઇશ. જેમ ધણો ગુપ્ત રાખેલો ધનભંડાર મેળવવાને માટે જમીન ખોદ્યા વિના બીજો કોઇ ઉપાય નથી, તેમ મને પ્રાપ્ત કરવાને માટે આત્મચિંતન-ધ્યાન-વિના બીજો કોઇ ઉપાય નથી." માટે બુદ્ધિ રૂપી કોદાળા વડે દેહ રૂપી પથ્થરને આત્મા રૂપી ભંડાર ઉપરથી ખસેડી મન રૂપી જમીનને ખોદી કાઢી ( મનનું સંકલ્પ વિકલ્પપણું કાઢી નાખી ) મને-આત્મા રૂપી ભંડારને-પ્રાપ્ત કરો. જ્ઞાન વડે અનુભવ પ્રાપ્ત કરવાને અસમર્થ પુરૂષે " **બ્રહ્માસ્મિ** " એવું ધ્યાન કર્યા કરવું, જેથી જરૂર જ્ઞાન પ્રાપ્ત થશે; કેમકે જ્યારે ભૂત પ્રેતાદિનું ધ્યાન કરવાથી તેઓ અસત્ છતાં દેખાય છે-નજર આગળ આવે છે, તો પછી નિત્ય પ્રાપ્ત એવું જે સર્વાત્મક બ્રહ્મ છે તે ધ્યાનથી પ્રાપ્ત થાય તેમાં શી નવાઇ ? [ ૧૫૦-૧૫૫ ].

વળી બ્રહ્મધ્યાનનું જે પ્રત્યક્ષ ફળ છે તે બતાવે છે.

अनात्मबुद्धिशैथिल्यं फलं ध्यानाद्दिनेदिने।
पश्यन्नपि न चेद्ध्यायेत्कोऽपरोऽस्मात्पशुर्वद ॥ १५६ ॥

નિર્ગુણોપાસના કરવાથી અનાત્મ ( દેહાદિ ) વસ્તુને વિશે રહેલી આસક્તિ દિવસે દિવસે શિથિલ થતી જાય છે, એવું જે પ્રત્યક્ષ ફળ છે તે જોઇને જે ધ્યાન ન કરે તેના જેવો પશુ કોણ હશે ? (૧૫૬).

માટે સંક્ષેપમાં કહે છે કે:

देहाभिमानं विध्वस्य ध्यानादात्मानमद्वयम् ।
पश्यन्मर्त्योऽमृतो भूत्वा ह्यत्र ब्रह्म समश्नुते ॥ १५७ ॥

ધ્યાન વડે દેહાભિમાનનો નાશ કરીને અદ્વિતીય આત્માને જોઇને મર્ત્ય (મનુષ્ય) અમૃત રૂપ થઇ આ શરીરમા જ સચ્ચિદાનંદ રૂપ બ્રહ્મ-મોક્ષ-ને પામે છે. [ ૧૫૭ ].

આ પ્રમાણે ધ્યાન-નિર્ગુણ બ્રહ્મની ઉપાસના-રૂપી જ્ઞાનપ્રકાશક આ " ધ્યાનદીપ " પ્રકરણનો જે બરાબર વિચાર કરે છે તે જરૂર સંશય રહિત થઇને નિરંતર બ્રહ્મનું જ ધ્યાન કરે છે. [ ૧૫૮ ].

## નવમું પ્રકરણ સમાપ્ત.

# नाटकदीपप्रकरणम् ॥ १० ॥

## મૂલાર્થ.

## નાટકદીપ.

---

### ૧. જગત્નો અધ્યારોપ. શ્લો. ૧-૨.

परमात्माद्वयानन्दपूर्णः पूर्वं स्वमायया ।
स्वयमेव जगद्भूत्वा प्राविशज्जीवरूपतः ॥ १ ॥
विष्ण्वाद्युत्तमदेहेषु प्रविष्टो देवता भवेत् ।
मर्त्याद्यधमदेहेषु स्थितो भजति मर्त्यताम् ॥ २ ॥

સૃષ્ટિની પૂર્વે ( पूर्वं ) જે અદ્વયાનન્દ પૂર્ણ ( ભેદ રહિત ) પરમાત્મા હતા તેમણે પોતાની માયાશક્તિ વડે પોતે જ જગત્ રૂપ થઇને તેમાં જીવ રૂપે પ્રવેશ કર્યો. ( ૧ )

પરમાત્માના જે અંશે વિષ્ણુ વગેરે ઉત્તમ દેહમાં પ્રવેશ કર્યો તે દેવતા કહેવાય છે, અને મર્ત્ય વગેરે અધમ દેહમાં રહીને મનુષ્યાદિ કહેવાય છે. ( આ ભેદ સ્વાભાવિક નથી, પરંતુ દેહની ઉપાધિને લીધે છે ). ( ૨ ).

### ૨. જગતનો અપવાદ, અને તેનો ઉપાય. ૩-૫.

अनेकजन्मभजनात्स्वविचारं चिकीर्षति ।
विचारेण विनष्टायां मायायां शिष्यते स्वयम् ॥ ३ ॥
अद्वयानन्दरूपस्य सद्वयत्वं च दुःखिता ।
बन्धः प्रोक्तः स्वरूपेण स्थितिर्मुक्तिरितीर्यते ॥ ४ ॥
अविचारकृतो बन्धो विचारेण निवर्तते ।
तस्माज्जीवपरात्मानौ सर्वदैव विचारयेत् ॥ ५ ॥

અનેક જન્મોમાં કરેલી ઈશ્વરોપાસના( भजन )ના બળથી જીવ પોતાના સ્વરૂપનો વિચાર કરવાની ઇચ્છા કરે છે, ત્યારે

**આત્મવિચાર** વડે માયા નષ્ટ થતાં પોતે શેષ રહે છે. ( ३ ). અદ્વયાનન્દ પરમાત્માનું **સદ્વયત્વ** તથા દુઃખિતા રૂપી જે **ભ્રમ** છે તે જ **બંધ** કહેવાય છે, વાસ્તવિક કોઈ બંધ નથી; અને પોતાના **સ્વરૂપે સ્થિતિ** કરવી તેનું જ નામ **મોક્ષ** કહેવાય છે. ( ४ ). અવિચારથી ઉત્પન્ન થયેલો બંધ આત્મવિચારથી નિવૃત્ત થાય છે. તેટલા માટે જીવ અને પરમાત્માના સ્વરૂપ સંબંધી સર્વદા વિચાર કરવો જોઇએ. ( બંધની નિવૃત્તિનો તે વિના બીજો કોઇ ઉપાય નથી ). ( ५ ).

**३. જીવનું સ્વરૂપ અને જીવના વ્યવહારનું સાધન. ६—८**

अहमित्यभिमन्ता यः कर्ताऽसौ तस्य साधनम् ।
मनस्तस्य क्रिये अन्तर्बहिर्वृत्ती क्रमोत्थिते ॥ ६ ॥
अन्तर्मुखाहमित्येषा वृत्तिः कर्तारमुल्लिखेत् ।
बहिर्मुखेदमित्येषा बाह्यं वस्त्विदमुल्लिखेत् ॥ ७ ॥
इदमो ये विशेषाः स्युर्गन्धरूपरसादयः ।
असांकर्येण तान्भिन्द्याद्घ्राणादीन्द्रियपञ्चकम् ॥ ८ ॥

" अहं "–હું–એવું માનનાર જે **અહંકાર** છે તે **કર્તા** ( **જીવ** ) છે. તેનું **સાધન** કામાદિ વૃત્તિવાળું **મન** છે. તે **મનની ક્રિયા** અનુક્રમે ઉત્પન્ન થતી **અંતર્** તથા **બહિર્વૃત્તિ** છે. ( ६ ). " હું " ( अहं ) એવી અંતર્મુખ વૃત્તિ કર્તાને જણાવે છે, અને " આ " ( **इदम्** ) એવી બહિર્મુખ વૃત્તિ બાહ્ય વસ્તુને જણાવે છે, ( ७ ). " આ "–**इदम्**–ના જે ગંધ, રૂપ, રસ, વગેરે ભેદ ( **विशेषाः** ) છે તેમને જૂદા જૂદા કરીને જાણવા જોઇએ. માટે તેમને જાણવાને માટે ઘ્રાણ ( સુંઘવાની ) વગેરે પાંચ જ્ઞાનેન્દ્રિયોની જરૂર છે, કેમકે મન તો ફક્ત " આ "–**इदम्**–એટલું સામાન્ય માત્ર જાણે છે. ( ८ ).

**४ પરમાત્મસ્વરૂપ. ९—१५,**

कर्तारं च क्रियां तद्वद्व्यावृत्तविषयानपि ।
स्फोरयेदेकयत्नेन योऽसौ साक्ष्यत्र चिद्वपुः ॥ ९ ॥
ईक्षे शृणोमि जिघ्रामि स्वादयामि स्पृशाम्यहम् ।
इति भासयते सर्वं नृत्यशालास्थदीपवत् ॥ १० ॥

नृत्यशालास्थितो दीपः प्रभुं सभ्यांश्च नर्तकीम् ।
दीपयेदविशेषेण तदभावेऽपि दीप्यते ॥ ११ ॥
अहंकारं धियं साक्षी विषयानपि भासयेत् ।
अहंकाराद्यभावेऽपि स्वयं भात्येव पूर्ववत् ॥ १२ ॥
निरन्तरं भासमाने कूटस्थे ज्ञप्तिरूपतः ।
तद्भासा भास्यमानेयं बुद्धिर्नृत्यत्यनेकधा ॥ १३ ॥
अहंकारः प्रभुः सभ्या विषया नर्तकी मतिः ।
तालादिधारीण्यक्षाणि दीपः साक्ष्यवभासकः ॥१४ ॥
स्वस्थानसंस्थितो दीपः सर्वतो भासयेद्यथा ।
स्थिरस्थायी तथा साक्षी बहिरन्तः प्रकाशयेत् ॥ १५ ॥

કર્તાને, ક્રિયાને, તથા ભિન્ન ભિન્ન વિષયોને પણ જે **ચૈતન્ય સ્વરૂપ** એકી વખતે પ્રકાશે છે તે વેદાન્ત શાસ્ત્રમાં ( अत्र ) ( સર્વનો ) **સાક્ષી** કહેવાય છે. ( ૯ ). તે ચૈતન્ય સ્વરૂપ સાક્ષી, " હું જોઉં છું, હું સાંભળું છું, સુંઘું છું, સ્વાદ લઉં છું, સ્પર્શ કરૂં છું, " એ પ્રમાણે સર્વ વ્યવહારને-દ્રષ્ટા, દર્શન, અને દૃશ્ય ત્રણેને-નૃત્યશાલામાં રહેલા દીપની પેઠે પ્રકાશે છે. ( ૧૦ ). **નૃત્યશાલાનો દીપ** જેમ નૃત્યશાલાના પ્રભુને, સભ્યોને, તથા નર્તકીને પ્રકાશે છે, અને વળી તે સર્વના અભાવે પણ પોતે સામાન્ય રીતે પ્રકાશે છે; તેવી રીતે **ચૈતન્ય સ્વરૂપ સાક્ષી** પણ અહંકારને ( કર્તાને ), બુદ્ધિ ( નર્તકી ) ને, તેમજ વિષયોને પણ પ્રકાશે છે, અને વળી અહંકારાદિના અભાવ વખતે-સુષુપ્તિમાં-પણ પહેલાંની પેઠે સ્વયં ભાસે છે જ. ( ૧૧-૧૨ ). આ **સાક્ષી કૂટસ્થ પ્રકાશ રૂપે** નિરન્તર ભાસતો સતો તેના પ્રકાશથી પ્રકાશ પામેલી આ બુદ્ધિ અનેક પ્રકારે નૃત્ય કરે છે-વિકાર પામે છે. ( ૧૩ ). ( અહીં ) **અહંકાર** નૃત્યશાલાના **પ્રભુ** રૂપ છે, જૂદા જૂદા **વિષયો સભ્યો** તુલ્ય છે, **બુદ્ધિ નર્તકી** સમાન છે, **ઇંદ્રિયો** નૃત્યશાલાના **તાલાદિ ધારણ કરનારના** જેવી મદદ કરનારી છે; પરંતુ આ સર્વને પ્રકાશ કરનાર હોવાથી **સાક્ષી** કૂટસ્થ **દીપ સમાન** છે, જે નર્તકી(બુદ્ધિ)ના નૃત્ય છતાં કોઇ રીતે વિકાર પામતો નથી-**નિર્વિકારી** જ રહે છે. ( ૧૪ ). જેવી રીતે પોતાને

સ્થાને રહેલો–આઘો પાછો થયા વિના જ–દીપ સર્વ દિશામાં પ્રકાશ આપે છે; તેમ સ્થિર રહેલો સાક્ષી બહાર ( ઇંદ્રિયો રૂપી બારણાં દ્વારા ) તેમજ અંદર પ્રકાશ આપે છે. ( ૧૫ ).

## ૫. બુદ્ધિની ચંચલતાને લીધે સાક્ષીની ચંચલતાનો ભાસ. ૧૬-૧૯.

बहिरन्तर्विभागोऽयं देहापेक्षो न साक्षिणि ।
विषया बाह्यदेशस्था देहस्यान्तरहंकृतिः ॥ १६ ॥
अन्तःस्था धीः सहैवाक्षैर्बहिर्याति पुनः पुनः ।
भास्यबुद्धिस्थचाञ्चल्यं साक्षिण्यारोप्यते वृथा ॥१७ ॥
गृहान्तरगतः स्वल्पो गवाक्षादातपोऽचलः।
तत्र हस्ते नर्त्यमाने नृत्यतीवातपो यथा ॥ १८ ॥
निजस्थानस्थितः साक्षी बहिरन्तर्गमागमौ।
अकुर्वन्बुद्धिचाञ्चल्यात्करोतीव तथा तथा ॥ १९ ॥

શરીરની અંદરનો અને બહારનો એવો જે આ વિભાગ કહ્યો તે શરીરની અપેક્ષાથી છે, સાક્ષીમાં તેવો વિભાગ છે જ નહિ. દેહની બહાર રહેલા **વિષયો** છે, અને દેહની અંદર **અહંકાર** છે. ( ૧૬ ). દેહની અંદર રહેલી બુદ્ધિ ઇંદ્રિયોની સાથે વારંવાર બહાર નિકળે છે–બહાર જનારી બુદ્ધિ જ છે. છતાં સાક્ષી વડે ભાસ્ય બુદ્ધિની ચંચલતાને સાક્ષીમાં વૃથા આરોપવામાં આવે છે. ( ૧૭ ). જાળીઆમાં થઇને ઘરની અંદર આવેલા સ્વલ્પ સૂર્યતાપમાં હાથને નચાવતાં જેમ સૂર્યતાપ નાચતો હોય એમ દેખાય છે; તેવી રીતે પોતાના સ્થાનમાં રહેલો સાક્ષી બહાર જવું આવવું ન કરતો સતો બુદ્ધિની ચંચલતાને લીધે તેમ કરતો જણાય છે. (૧૮–૧૯).

## ૬. આત્માનુભવનો ઉપાય, ૨૦–૨૫.

न बाह्यो नान्तरः साक्षी बुद्धेर्देशौ हि तावुभौ ।
बुद्ध्याद्यशेषसंशान्तौ यत्र भात्यस्ति तत्र सः ॥ २० ॥
देशः कोऽपि न भासेत यदि [illegible]ाक् ।
सर्वदेशप्रक्लृप्त्यैव सर्वगत्वं न तु स्वतः ॥ २१ ॥

स्वन्तर्बहिर्वा सर्वं वा यं देशं परिकल्पयेत् ।
बुद्धिस्तद्देशगः साक्षी तथा वस्तुषु योजयेत् ॥ २२ ॥

यद्यद्रूपादि कल्प्येत बुद्ध्या तत्तत्प्रकाशयन् ।
तस्य तस्य भवेत्साक्षी स्वतो वाग्बुद्ध्यगोचरः ॥ २३ ॥

સાક્ષી ખરી રીતે બાહ્ય નથી, તેમ આન્તર પણ નથી. બાહ્ય અને આન્તર વિભાગ તો બુદ્ધિના છે. તેથી કહેવાનો ભાવાર્થ એ છે કે જ્યારે બુદ્ધિ, ઇંદ્રિય, આદિ સર્વની પ્રતીતિ થતી બંધ થશે ( संशान्तौ ), ત્યારે તે ( સાક્ષી ) જ્યાં ભાસે છે ત્યાં તે છે, એમ જાણો. ( ૨૦ ). જો તું એમ કહેતો હોય કે સર્વ વ્યવહારની શાન્તિ થતાં કોઇ પણ દેશ દેખાશે નહિ, તો તે વાત ખરી છે; તેને ( સાક્ષીને ) કોઇ દેશની અપેક્ષા જ નથી. તે ભલે અદેશભાક્ રહ્યો. સર્વ દેશોની કલ્પનાને લીધે જ તે સર્વવ્યાપક કહેવાય છે, સ્વતઃ નહિ. ( ૨૧ ). અંદર કે બહાર જે દેશને બુદ્ધિ કલ્પે છે તે સર્વ દેશમાં સાક્ષી છે; અને તે જ પ્રમાણે બુદ્ધિએ કલ્પેલી સર્વ વસ્તુઓમાં પણ તે છે એમ સમજવું ( ૨૨ ). ( અર્થાત્ ) બુદ્ધિ જે જે રૂપાદિ વસ્તુઓને કલ્પે છે તેને તેને પ્રકાશ આપતો સતો તેનો સાક્ષી થાય છે, જો કે જાતે તો તે વાણિ અને બુદ્ધિને અગોચર છે--વાણિ અને બુદ્ધિ તેને જાણી શકતી નથી. ( ૨૩ ).

कथं तादृङ्मया ग्राह्य इति चेन्मैव गृह्यताम् ।
सर्वग्रहोपसंशान्तौ स्वयमेवावशिष्यते ॥ २४ ॥

न तत्र मानापेक्षास्ति स्वप्रकाशस्वरूपतः ।
तादृग्व्युत्पत्त्यपेक्षा चेच्छ्रुतिं पठ गुरोर्मुखात् ॥ २५ ॥

જો તું એમ પૂછતો હોય કે તેવા-વાગ્બુદ્ધ્યગોચર-સાક્ષીને હું કેવી રીતે જાણું ? તો ખરી વાત છે કે તે જાણી શકાય તેવો નથી. છતાં **સર્વ દ્વૈતની પ્રતીતિ શાન્ત થતાં** સ્વયં ( સાક્ષી કૂટસ્થ ) **સત્યસ્વરૂપ** હોવાથી શેષ રહે છે જ. ( ૨૪ ) તે શેષ રહે છે તે સંબંધી કાંઇ પણ પ્રમાણ આપવાની જરૂર નથી, કેમકે તે **સ્વપ્રકાશ** રૂપ છે. છતાં સ્વપ્રકાશ વસ્તુને પ્રમાણની જરૂર

નથી એમ સિદ્ધ કરવું ( વ્યુત્પત્તિ ) હોય તો ગુરૂના મુખથી શ્રુતિ ભણ. ( ૨૫ ).

### ૭. મંદાધિકારીને આત્માનુભવનો ઉપાય. ૨૬.

यदि सर्वग्रहत्यागोऽशक्यस्तर्हि धियं व्रज ।
शरणं तदधीनोऽन्तर्बहिर्वैषोऽनुभूयताम् ॥ २६ ॥

જો સર્વ દ્વૈત પ્રતીતિનો ત્યાગ કરવો તને અશક્ય લાગતો હોય તો બુદ્ધિને શરણે જા–વિચાર પરાયણ થા. તે પ્રમાણે કરવાથી બુદ્ધિને અધીન રહેલો આત્મા અંદર અને બહાર જાણવામાં આવશે.૨૬.

इति श्रीपंचदश्यां नाटकदीपः समाप्तः ॥ १० ॥

ॐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ॥

## દશમું પ્રકરણ સમાપ્ત.



# પ્રકરણ ૧૦.

---

## નાટકદીપ.

### ભાવાર્થ.

---

આ ૧૦ મું પ્રકરણ વળી જ્ઞાનમાર્ગનો એક પ્રકાર છે. તેમાં એવો વિચાર કરવાનું દર્શાવ્યું છે કે અદ્વયાનંદ ઉપાધિ રહિત પૂર્ણ પરમાત્માએ પોતાનામાં રહેલી **માયાશક્તિ** વડે **પોતે જગત્ રૂપ** થઇને **પોતે જ જીવ** રૂપ થઇ તેમાં પ્રવેશ કર્યો છે-અર્થાત્ પોતે જ જગત્ રૂપ છે અને પોતે જ જીવ રૂપ છે--**જીવ અને જગત્ પરમાત્માના સ્વરૂપથી જૂદાં નથી.** આ જગત્ પોતાના પ્રકાશથી પ્રકાશિત નથી, પરંતુ પરમાત્મા પોતે સર્વ જગત્ તથા જીવોને નાટકના દીપની પેઠે પ્રકાશિત કરનાર અવિકારી અસંગ સાક્ષીદીપ છે, છતાં **બુદ્ધિની ચંચળતાથી** જીવને તે માલમ પડતું નથી. પરંતુ જ્યારે આત્મવિચારથી-વિવેકથી-બુદ્ધિ **શાન્ત પડે** ત્યારે તે અનુભવાય છે.

નાટકદીપનો અર્થ નાટકશાળાનો દીપ, એટલે નાટક રૂપી આ જગત્‌ને પ્રકાશ કરનાર જે સાક્ષી દીપ તે નાટકદીપ છે, જેમ નાટકનો પ્રકાશ કરનાર દીવો છે.

નાટક કોઇ વાસ્તવિક નથી, છતાં બનાવે છે. તેજ જ રીતે આ જગત્ વાસ્તવિક નથી-તેને બનાવવામાં કોઇ **સામગ્રી નથી,** અર્થાત્ તે કોઈ વસ્તુમાંથી બનાવવામાં આવ્યું નથી. પરંતુ અદ્વય **પરમાત્મા** ઉપર તે પરમાત્મામાં રહેલી **માયાશક્તિના જૂદા જૂદા દેખાવ માત્ર છે,** એટલે કે જે જીવ અને જગત્ રૂપ દેખાય છે તે પોતાની શક્તિના બળથી **પરમાત્મા પોતે જ તે તે રૂપ દેખાય છે. પરમાત્માથી** જૂદું **વાસ્તવિક કોઇ જગત્ છે જ નહિ.** માટે પરમાત્મામાં થયેલો જગત્‌નો **અધ્યારોપ** બતાવી પછી તેના **અપવાદનું** નિરૂપણ કરશે.

### ૧. જગતનો અધ્યારોપ. ૧-૨.

परमात्माद्वयानंन्द पूर्णः पूर्वं स्वमायया ।
स्वयमेव जगद्भूत्वा प्राविशज्जीवरूपतः ॥ १ ॥
विष्ण्वाद्युत्तमदेहेषु प्रविष्टो देवता भवेत् ।
मर्त्याद्यधमदेहेषु स्थितो भजति मर्त्यताम् ॥ २ ॥

ઉપર કહ્યા પ્રમાણે પરમાત્મા પોતે જ જીવ, રૂપ થયા છે. આ જીવ ઉત્તમ અને અધમ-એમ બે પ્રકારના છે. વિષ્ણુ* આદિ ઉત્તમ શરીરોમાં પ્રવેશ કરીને દેવતા કહેવાય છે; અને મર્ત્ય વગેરે અધમ શરીરોમાં પેશીને મનુષ્ય, પશુ, પક્ષી, વગેરે કહેવાય છે. આ પ્રમાણે ઉત્તમ અને અધમ શરીરની ઉપાધિના કારણથી તે તે શરીરમાં પરમાત્મા ઉત્તમ (દેવતા) અને અધમ ( મર્ત્ય ) જીવ રૂપ થાય છે. જગતનો આ અધ્યારોપ કહેવાય છે. જેમ કોઈના ઉપર જૂઠો આરોપ મૂકવામાં આવે છે, તેમ પરમાત્મામાં જીવ તથા જગતની જૂઠી કલ્પના કરવી તે અધ્યારોપ છે.

### ૨. જગતનો અપવાદ, અને તેનો ઉપાય. ૩—૫

હવે આ કલ્પિત જગત્‌ની નિવૃત્તિ-અપવાદ-શું છે, અને તે કેવી રીતે થાય છે તે કહે છે. ( ૩—૫ )

अनेकजन्मभजनात्स्वविचारं चिकीर्षति ।
विचारेण विनष्टायां मायायां शिष्यते स्वयम् ॥ ३ ॥

**જગત્‌ની નિવૃત્તિનો** ઉપાયઃ—આ કલ્પિત જગતની નિવૃત્તિનો ઉપાય એ છે કે અનેક જન્મોમાં કરેલી ઇશ્વરોપાસનાના બલથી જીવ જ્યારે પોતાના સ્વરૂપનો વિચાર કરવાની ઇચ્છા કરે છે, ત્યારે **આત્મવિચાર** વડે **માયા નષ્ટ ( નિવૃત્ત )** થતાં

---

*વિષ્ણુ પણ મનુષ્યની પેઠે એક વ્યક્તિ ( જીવ ), જો કે, મહાન્ વ્યક્તિ, છે; અને તે અવતાર ધારણ કરે છે. આ વિષ્ણુ વ્યક્તિ હોવાથી તેમને પણ મનુષ્યની પેઠે રહેવાનું સ્થાન છે, અને તે વૈકુંઠ છે. આ વૈકુંઠ સાત લોક-ભૂઃ થી બ્રહ્મલોક સુધીનાં સાત-માંનું એક નથી, પરંતુ જેમ શહેરને પરાં હોય છે તેમ તે સાતમા **બ્રહ્મલોક ( સત્યલોક જેમાં બ્રહ્મા રહે છે તે )**નું એક પરૂં-**અવાન્તર લોક** છે. જેમ ચંદ્રલોક, સૂર્યલોક, કૈલાસ, એ સાત લોકમાંનુ મુખ્ય એક નથી, પરંતુ તે પણ પરાં-અવાન્તર લોક-છે.

પોતે ( પોતાનું સ્વરૂપ ) શેષ રહે છે. ( **विचारेण विनष्टायां मायायां शिष्यते स्वयं** ) ( ૩ ).

**બંધ અને મુક્તિનું સ્વરૂપઃ**- બંધ કોને કહે છે અને મુક્તિ એટલે શું તે કહે છે.

શંકાઃ—શ્રુતિએ તો બંધની નિવૃત્તિ રૂપ મોક્ષને જ્ઞાનના ફળ તરીકે કહ્યું છે, અને તમે તો જ્ઞાનના ફળ તરીકે **પરમાત્માવશેષ** કહો છો. ત્યારે ખરૂં શું ?

ઉત્તરઃ—જીવનો વાસ્તવિક કોઇ બન્ધ કે મોક્ષ નથી. પરંતુ અદ્વયાનન્દ રૂપ પરમાત્માનું **સદ્વયત્વ** ( અનેક જીવ હોવાપણું ) **તથા દુઃખ માનવા રૂપી જે ભ્રમ** છે તે જ બંધ છે, બીજો કોઇ નથી. તેમજ ઉપરના ભ્રમને છોડી **સ્વરૂપે સ્થિતિ** કરવી તે જ **મુક્તિ** છે, બીજી કોઇ નહીં. માટે કોઇ વિરોધ નથી. ( **स्वरूपेण स्थितिर्मुक्तिरितीर्यते**). (૪).

**બંધ અને મોક્ષનું કારણ અને વિચારનો વિષયઃ**—આ બંધ અવિચાર–અવિવેક–થી ઉત્પન્ન થાય છે, અને આત્મસ્વરૂપના વિચારથી બંધની નિવૃત્તિ થઇ મોક્ષ થાય છે. માટે **જીવ અને પરમાત્માના સ્વરૂપ સંબંધી હમેશાં વિચાર કરવો જોઇએ.** ( **तस्माज्जीवपरात्मानौ सर्वदैव विचारयेत्** ॥ ( ૫ ).

### ૩. જીવનું સ્વરૂપ અને જીવવ્યવહારનું સાધન. ૬–૮.

હવે જીવ અને જીવના સાધન મનનું સ્વરૂપ કહે છે.

**જીવસ્વરૂપઃ**—ચિદાભાસ વિશિષ્ટ જે અહંકાર વ્યવહાર દશામાં દેહાદિને વિશે " अहं " ( હું ) એમ માને છે તે **અહંકાર કર્તા રૂપ જીવ** છે. ( ૬ ).

**જીવનું સાધનઃ**—આ જીવના વ્યવહારનું સાધન **કામાદિ વૃત્તિવાળો** અંતઃકરણનો વિભાગ જે **મન** તે છે. તેની ક્રિયા બે પ્રકારની છેઃ **(૧) અંતર્વૃત્તિ, ૨. બહિર્વૃત્તિ.** આ મન જ્યારે अहं એવી અંતર્મુખ વૃત્તિ કરે છે ત્યારે તે કર્તાને જણાવે છે, અને જ્યારે તે **इदम्** ( આ ) એવી બહિર્મુખ વૃત્તિ કરે છે ત્યારે બાહ્ય પદાર્થને જણાવે છે. આ ( **इदम्** ) વૃતિનાં જૂદાં જૂદાં પાંચ વિશેષ રૂપ છે જેવાં કે ગંધ, રૂપ, રસ વગેરે. આ વિશેષ રૂપને મન જાતે જૂદાં જૂદાં કરીને જાણી શકતું નથી, તેથી તેમને જાણવાનાં સાધન ઘ્રાણાદિ પાંચ ઇંદ્રિઓ છે. આ પ્રમાણે **મન અને ઇંદ્રિયોના સાધનવાળો જે अहं રૂપ કર્તા** કહ્યો તે **જીવનું સ્વરૂપ** છે. (૬–૮).

## ૪. પરમાત્મસ્વરૂપ. ૯-૧૫.

આ પ્રમાણે સાધન સહિત જીવસ્વરૂપ કહી હવે પરમાત્મ-સ્વરૂપ શું છે તે કહે છે. (૯-૧૫).

**પરમાત્મસ્વરૂપઃ**—ઉપર કહેલા **અહંકાર** રૂપ કર્તાને, **अहं, इदम्,** વગેરે મનોવૃત્તિ રૂપ ક્રિયાઓને, તેમજ જૂદા જૂદા ગંધાદિ વિષયોને, જે ચેતન સ્વરૂપ એકદમ જ પ્રકાશે છે, તે વેદાન્તશાસ્ત્રમાં **સાક્ષી પરમાત્મા** છે. તે સાક્ષી ચિદાત્મા, જેમ નૃત્યશાલાનો દીપ સર્વને પ્રકાશે છે તેવી રીતે, " હું જોઉં છું, હું સાંભળું છું, હું સુંઘું છું, હું ચાખું છું, હું સ્પર્શ અનુભવું છું "—એ રીતે દ્રષ્ટા દર્શન, અને દશ્ય રૂપ **ત્રિપુટીને એક સાથે પ્રકાશે છે.** જેમ નૃત્યશાલામાં રાખેલો દીવો નૃત્યશાળાના પ્રભુને, સભ્યોને, નર્તકીને વિશેષ રીતે પ્રકાશે છે, અને તે બધાના અભાવ વખતે પણ જાતે સામાન્ય રીતે પ્રકાશે છે; તેવી રીતે સાક્ષી પણ જાગ્રતમાં અહંકારને ( કર્તાને ), બુદ્ધિને, તેમજ વિષયો( પદાર્થો )ને પ્રકાશે છે. તેમજ સુષુપ્તિમાં અહંકારાદિનો અભાવ( લય ) થતાં પણ પૂર્વની પેઠે જ સ્વયં ભાસે છે. ( ૯-૧૨ ).

अहंकारं धियं साक्षी विषयानपि भासयेत् ।
अहंकाराद्यभावेऽपि स्वयं भात्येव पूर्ववत् ॥ १२ ॥

આ પ્રમાણે સર્વને પ્રકાશ આપનાર અને સર્વના અભાવ વખતે પોતાની મેળે પ્રકાશતું પરમાત્મ સ્વરૂપ બતાવી હવે તે સંબંધી થતી શંકાનું સમાધાન કરે છે.

શંકાઃ—પ્રકાશ રૂપ બુદ્ધિ જાતે જ અહંકારાદિ સર્વ વસ્તુને પ્રકાશિત કરવાને શક્તિવાન છે, તો પછી તેને માટે સાક્ષીની કલ્પના કરવાનું શું કામ ?

ઉત્તરઃ—**વિકારી બુદ્ધિ જડરૂપ હોવાથી–પોતાની મેળે સ્ફૂર્તિ રહિત હોવાથી**–તેનાથી જૂદો સર્વને પ્રકાશનાર સાક્ષી છે એમ જાણો. આ કૂટસ્થ ( નિર્વિકારી ) સાક્ષી **જ્ઞપ્તિ રૂપે–સ્વપ્રકાશ ચૈતન્ય રૂપે**–નિરંતર ભાસતો હોવાથી તેના ભાસને લીધે આ બુદ્ધિ ભાસ વાળી દેખાય છે, પોતાની મેળે નહીં. (૧૩).

ઉપર કહેલો **અહંકાર** ( કર્તા ) નાટકનો **પ્રભુ** છે; **વિષયો** ( પદાર્થો ) **સભ્યો** છે, જેમને જોઇને બુદ્ધિ રૂપી નર્તકી ચંચળ રહ્ય છે ( નાચ કરે છે ); **બુદ્ધિ નર્તકી છે; ઇંદ્રિયો તાલ**

**મૃદંગવાળાની** પેઠે બુદ્ધિને પોતાના વિકારો રૂપ નાચ કરવામાં મદદ કરનારી છે; અને આ અહંકારાદિ સર્વને **પ્રકાશ આપનાર–ચેતનમય કરનાર–સાક્ષી** નૃત્યશાલાના **દીપ સમાન** છે; અને **દેહ નૃત્યશાલા** છે. અને જેમ દીવો પોતાના સ્થાનમાં રહ્યે રહ્યે–ગમન કર્યા વિના–અંદર તેમજ બહાર પ્રકાશ આપે છે; તેમ આ સાક્ષી પણ કોઇ પણ જાતના વિકારને પ્રાપ્ત થયા વિના–સ્થિર રહીને–શરીરની અંદર તેમજ ઇંદ્રિયો રૂપી દ્વાર દ્વારા બહાર પણ પ્રકાશ આપે છે. માટે સાક્ષી અહંકારાદિને પ્રકાશ આપતો છતાં તેના વિકાર તેને લાગતા નથી. ( ૧૪–૧૫ ).

## ૫. બુદ્ધિની ચંચલતાને લીધે સાક્ષીની ચંચલતાનો ભાસ. ૧૬–૧૯.

સાક્ષી પરમાત્માને નાટકના દીપની સાથે સરખાવી હવે સંસારના સર્વ વ્યવહાર કોણ કરે છે–કેવી રીતે થાય છે–તે કહે છે. ૧૬–૧૯.

શંકાઃ—સાક્ષીનો બાહ્ય કે અંતર્વિભાગ નહીં હોવાથી તે અંતર્બહિર્ પ્રકાશ આપે છે એમ કહેવું અયોગ્ય છે?

ઉત્તરઃ—આ અંતર્બહિર્ વિભાગ દેહની અપેક્ષએ છે, સાક્ષીની અપેક્ષાથી નથી. દેહની દૃષ્ટિથી અંદર અને બહાર કહેવાય છે, સાક્ષીની દૃષ્ટિથી અંદર કે બહાર એવા વિભાગ છે જ નહિ. છતાં દેહની અપેક્ષાથી **વિષયો** બહારના પદાર્થો છે, અને અંદરનો પદાર્થ **અહંકાર** છે. આ બંનેને પરમાત્મા અવિકારી રહીને પ્રકાશે છે. ( ૧૬ ).

શંકાઃ—તમે કહો છો કે સાક્ષી સર્વને પ્રકાશ આપતો છતાં વિકાર પામતો નથી, જ્યાં છે ત્યાં જ રહે છે. પરંતુ તેમ નથી. ઉલટું જ્યારે " હું ઘટ જોઉં છું " એવું જ્ઞાન થાય છે, ત્યારે પ્રથમ જોનાર જે " હું " તે રૂપી અંદરના અહંકારના પ્રકાશનો પ્રથમ અનુભવ થાય છે; અને પછી " ઘટ જોઉં છું " એ રીતે ઘટાકાર વૃત્તિના સ્ફુરણ રૂપે બહાર નિકળવાનો અનુભવ થતો હોવાથી સાક્ષી અંદર તેમજ બહાર જતો જોવામાં આવે છે. માટે તે વિકારી છે.

ઉત્તરઃ—જે બહાર જાય છે તે સાક્ષી નથી, પરંતુ અંદર રહેલી બુદ્ધિ ઇંદ્રિયોની સાથે બહાર જા આવ કરે છે; તેથી તે બુદ્ધિની ચંચલતા સાક્ષીને વિષે આરોપવામાં આવે છે. માટે સાક્ષીની

ચંચલતા નથી. દાખલા તરીકે જેમ જાળીઆમાં થઇને ઘરની અંદર આવતા સ્વલ્પ સૂર્યપ્રકાશમાં હાથને નચાવવામાં આવે છે, ત્યારે સૂર્યને તાપ નાચતો હોય એમ ભાસે છે; તે જ પ્રમાણે સાક્ષી બહાર જા આવ નહિ કરતાં–પોતાને સ્થાને રહ્યા છતાં–બુદ્ધિની ચંચળતાને લીધે તેમ કરતો લાગે છે. ખરી રીતે સાક્ષી બાહ્ય નથી, તેમ આન્તર પણ નથી. બાહ્ય અને આન્તર પ્રદેશ બંને બુદ્ધિની દૃષ્ટિએ છે–બુદ્ધિએ કલ્પેલા છે. પરંતુ જ્યારે બુદ્ધિ, ઇંદ્રિયો, વગેરે સંપૂર્ણ શાન્ત થશે–બુદ્ધિ વગેરેની પ્રતીતિ બંધ થઇ વિક્ષેપ દૂર થશે, ત્યારે સાક્ષી જ્યાં ભાસે ત્યાં જ તે છે એમ જાણો. ( ૧૯–૨૦ ).

**न बाह्यो नान्तरः साक्षी बुद्धेर्देशौ हि तावुभौ ।**
**बुद्ध्याद्यशेषसंशान्तौ यत्र भात्यस्ति तत्र सः ॥ २० ॥**

### ૬. આત્માનુભવનો ઉપાય. ૨૦–૨૫

આ પ્રમાણે જ્યારે સર્વ વ્યવહાર શાન્ત પામે, ત્યારે કોઇ દેશ જ રહેતો નથી. પરંતુ સર્વ દેશની કલ્પના કરવાથી સાક્ષી સર્વ ઠેકાણે છે એમ કહેવાય છે, પોતાની મેળે નહીં. વાસ્તવિક રીતે તો કોઇ દેશ જ નથી. જેવી રીતે સાક્ષીનું **સર્વગતત્વ વાસ્તવિક નથી, તેવી રીતે સર્વસાક્ષિત્વ પણ વાસ્તવિક નથી.** જેવી રીતે બુદ્ધિ જે જે દેશ–અંદર કે બહાર–કલ્પે છે તે તે દેશમાં સાક્ષી છે; તેવી રીતે બુદ્ધિ જે જે રૂપાદિને કલ્પે છે તેને તેને સાક્ષી પ્રકાશીને તેનો તેનો સાક્ષી થાય છે. પરંતુ વાસ્તવિક રીતે તો પોતે **વાણિ અને બુદ્ધિગોચર છે જ નહિ,** એટલે કે **તેનું સ્વરૂપ કેવું છે તે કહી શકાય તેમ છે જ નહીં. બુદ્ધિ તેને જાણી શકતી જ નથી.** ( ૨૧–૨૩ ).

**यद्यद्रूपादि कल्प्येत बुद्ध्या तत्तत्प्रकाशयन् ।**
**तस्य तस्य भवेत्साक्षी स्वतो वाग्बुद्ध्यगोचरः ॥ २३ ॥**

શંકા:—ત્યારે અવાઙ્મનસગોચર સાક્ષીને મુમુક્ષુ કેવી રીતે જાણી શકે ? અર્થાત્ જાણી શકે જ નહી ?

ઉત્તર:—ખરેખર તે અગ્રાહ્ય જ છે. તે અગ્રાહ્ય છે, છતાં પણ સર્વ દ્વૈતની પ્રતીતિ માત્ર શાન્ત પામતાં–દ્વૈત માત્ર મિથ્યા છે એવો નિશ્ચય થતાં–તેની પ્રતીતિ શાન્ત થતાં–સ્વાત્મા પોતે જ એક સત્ય વસ્તુ હોવાથી તે શેષ રહે છે. ( सर्वग्रहोपसंशान्तौ स्वय-मेवावशिष्यते ) ( ૨૪ ).

શંકાઃ—ઉપર કહ્યા પ્રમાણે આત્મા શેષ રહે છે, છતાં તેના અપરોક્ષ જ્ઞાનને માટે પ્રમાણ શું?

ઉત્તરઃ—" न तत्र मानापेक्षास्ति स्वप्रकाशस्वरूपतः । " તેના અપરોક્ષ જ્ઞાનને માટે પ્રમાણની જરૂર જ નથી, કેમકે આત્મા પોતે સ્વપ્રકાશ રૂપ હોવાથી પ્રમાણની દરકાર નથી. છતાં આત્મા સ્વપ્રકાશ રૂપ હોવાથી સ્વતઃસ્ફૂર્તિરૂપ છે એમ સિદ્ધ કરવાને પ્રમાણની જરૂર હોય તો શ્રુતિ જ પ્રમાણ છે, તેનું પઠન કર. (૨૫).

## ૭. મંદાધિકારીને આત્માનુભવનો ઉપાય. ૨૬.

આ પ્રમાણે ઉત્તમ અધિકારીને માટે આત્માનુભવનો માર્ગ બતાવી હવે મંદ અધિકારીને માટે ઉપાય કહે છે. તે એ કે જેને દ્વૈતપ્રતીતિનો ત્યાગ કરવો અશક્ય છે, તેણે બુદ્ધિનો આશ્રય લેવો, એટલે કે વિચાર પરાયણ થવું. તે પ્રમાણે કરવાથી બુદ્ધિને અધીન રહેલો આત્મા અંદર અને બહાર જાણવામાં આવશે-બુદ્ધિને લઇને આત્મા અંદર અને બહાર છે, વાસ્તવિક રીતે નહીં. ( ૨૬ ).

## દશમું પ્રકરણ સમાપ્ત.



# ब्रह्मानन्दे योगानन्दप्रकरणम् ॥ ११ ॥

## મૂલાર્થ.

## યોગાનન્દ.

### બ્રહ્માનન્દના જ્ઞાનથી દુઃખનિવૃત્તિ અને સુખપ્રાપ્તિ. શ્લો૦ ૧-૧૦.

ब्रह्मानन्दं प्रवक्ष्यामि ज्ञाते तस्मिन्नशेषतः ।
ऐहिकामुष्मिकानर्थव्रातं हित्वा सुखायते ॥ १ ॥

**બ્રહ્માનન્દ** ( આનન્દ સ્વરૂપ બ્રહ્મ ) બતાવનારૂં આ પ્રકરણ કહીએ છીએ, જેના જ્ઞાનથી ( આ પ્રકરણના જ્ઞાનથી તથા બ્રહ્માનન્દ પ્રાપ્ત કરવાથી ) ઐહિક તથા આમુષ્મિક દુઃખોના સમૂહનો ત્યાગ કરીને પુરૂષ સુખ રૂપ ( બ્રહ્મ રૂપ ) થાય છે. ( ૧ ).

ब्रह्मवित्परमाप्नोति शोकं तरति चात्मवित् ।
रसो ब्रह्म रसं लब्ध्वानन्दीभवति नान्यथा ॥ २ ॥
प्रतिष्ठां विन्दते स्वस्मिन्यदा स्यादथ सोऽभयः ।
कुरुतेऽस्मिन्नन्तरं चेदथ तस्य भयं भवेत् ॥ ३ ॥
वायुः सूर्यो वह्निरिन्द्रो मृत्युर्जन्मान्तरेऽन्तरम् ।
कृत्वा धर्मं विजानन्तोऽप्यस्माद्भीत्या चरन्ति हि ॥४॥
आनन्दं ब्रह्मणो विद्वान्न बिभेति कुतश्चन ।
एतमेव तपेन्नैषा चिन्ता कर्माग्निसंभृता ॥ ५ ॥
एवं विद्वान्कर्मणी द्वे हित्वात्मानं स्मरेत्सदा ।
कृते च कर्मणी स्वात्मरूपेणैवैष पश्यति ॥ ६ ॥
भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥ ७ ॥
तमेव विद्वानत्येति मृत्युं पन्था न चेतरः ।
ज्ञात्वा देवं पाशहानिः क्षीणैः क्लेशैर्न जन्मभाक् ॥ ८ ॥

देवं मत्वा हर्षशोकौ जहात्यत्रैव धैर्यवान् ।
नैनं कृताकृते पुण्यपापे तापयतः क्वचित् ॥ ९ ॥

શ્રુતિસ્મૃતિનાં પ્રમાણોઃ—બ્રહ્મને જાણુનાર પર બ્રહ્મને પામે છે; આત્માને જાણુનાર સંસારને ( शोकं ) તરે છે; બ્રહ્મ સાર રૂપ છે, તેને પ્રાપ્ત થવાથી મનુષ્ય આનન્દ રૂપ થાય છે, બીજા કોઈ ઉપાયથી નહિ. ( ૨ ). જ્યારે પુરૂપ " હું બ્રહ્મ છું " એવી રીતે પોતાના સ્વરૂપમાં પ્રતિષ્ઠા પામે છે, ત્યારે તે અભય થાય છે. પરંતું જો બ્રહ્મને વિશે ઉપાસ્ય ઉપાસક રૂપી અલ્પ પણુ ભેદ ( अन्तरं ) કરે છે, તો તેને ભય થાય છે. ( ૩ ). જગતના નિયામક પાંચ દેવતા ૧. વાયુ, ૨. સૂર્ય, ૩. અગ્નિ, ૪. ઇંદ્ર, અને ૫. મૃત્યુ પૂર્વ જન્મમાં ધર્મ જાણતા છતાં બ્રહ્મ સાથે પોતાનો ભેદ માની ઉપાસના કરવાથી તે( બ્રહ્મ )ના ભયને લીધે આ જન્મમાં પોતાના વ્યાપારમાં સદા પ્રવર્તે છે. ( ૪ ). બ્રહ્મનો આનન્દ–બ્રહ્માનન્દ–જાણુનારને કશાનો ભય થતો નથી. તેને જ કર્મ રૂપી અગ્નિથી ઉત્પન્ન થયેલી ચિંતા તપાયમાન કરતી નથી–બીજાને તો કરે છે. ( ૫ ). આ પ્રકારે જે પુરૂષ પુણ્યપાપ રૂપી બંને કર્મનો ત્યાગ કરીને આત્માનું સદા ચિંતન કરે છે–જે આત્મા પુરૂષમાં અને સૂર્યમાં અથવા ચક્ષુમાં છે તે એક જ છે, એ પ્રકારે જે ચિંતન કરે છે, તે કરેલાં કર્મને સ્વાત્મ રૂપે જ જુએ છે. ( ૬ )..તે **પરાવરનો** ( पर–હિરણ્યગર્ભ–બ્રહ્મા–જેનાથી अवर–કનિષ્ટ–છે તેનો ) સાક્ષાત્કાર કરવાથી બુદ્ધિ અને ચિદાભાસના દૃઢ સંબંધ રૂપી ગ્રંથિઓ તૂટી જાય છે, સર્વ સંશયોનો નાશ થાય છે, અને સર્વ **સંચિત કર્મો** ક્ષય પામે છે. ( ૭ ). તે આત્માને જાણુનાર મૃત્યુને તરી જાય છે; મૃત્યુને તરવાનો બીજો કાઇ પણ ઉપાય નથી. તે દેવને જાણવાથી જ કામક્રોધાદિ પાશની હાનિ થાય છે. અને તે કામક્રોધાદિ ક્લેશો–પાશ–નો ક્ષય થવાથી ફરીથી જન્મ પ્રાપ્ત થતો નથી. ( ૮ ). તે દેવને જાણવાથી ધૈર્યવાન પુરૂષ આ જન્મમાં જ સાંસારિક હર્ષશોકને તજે છે, અને તેને કરેલાં પાપ કે નહિ કરેવાં પુણ્ય કોઇ રીતે તાપ આપી શકતાં નથી. ( ૯ ).

इत्यादि श्रुतयो बह्वयः पुराणैः स्मृतिभिः सह ।
ब्रह्मादेऽनर्थहा निमानन्दं चाप्यघोषयन् ॥ १० ॥

એ પ્રમાણે " **બ્રહ્મજ્ઞાનથી અનર્થહાનિ તથા આનન્દ-પ્રાપ્તિ થાય છે** " એમ સ્મૃતિ અને પુરાણો સહિત ઘણી શ્રુતિઓ પોકાર કરી રહી છે. ( ૧૦ ).

**૨. બ્રહ્મની આનન્દરૂપતા અને આનન્દનું સ્વપ્રકાશત્વ. ૧૧–૩૨.**

आनन्दस्त्रिविधो ब्रह्मानन्दो विद्यासुखं तथा ।
विषयानन्द इत्यादौ ब्रह्मानन्दो विविच्यते ॥ ११ ॥

**આનન્દ** ત્રણ પ્રકારનો છે: ૧. **બ્રહ્માનન્દ**, ૨. વિદ્યાનન્દ, અને ૩. વિષયાનન્દ. તેમાંના **બ્રહ્માનન્દનું** વિવેચન આ ( ૧૧, ૧૨, અને ૧૩ મા ) પ્રકરણમાં કરવામાં આવશે. ( ૧૧ ).

भृगुः पुत्रः पितुः श्रुत्वा वरुणाद्ब्रह्मलक्षणम् ।
अन्नप्राणमनोबुद्धीस्त्यक्त्वानन्दं विजज्ञिवान् ॥ १२ ॥
आनन्दादेव भूतानि जायन्ते तेन जीवनम् ।
तेषां लयश्च तत्रातो ब्रह्मानन्दो न संशयः ॥ १३ ॥

ભૃગુ નામના પુત્રે પોતાના **વરૂણ** નામના પિતા પાસેથી બ્રહ્મનું લક્ષણ સાંભળી લઇને પછી અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાન મય, અને આનન્દમય કોશોને વિચાર પૂર્વક તજીને **આનન્દ રૂપ બ્રહ્મનો** સાક્ષાત્કાર કરેલો, એવું દૃષ્ટાન્ત શ્રુતિમાં છે. ( ૧૨ ). શ્રુતિમાં કહ્યું છે કે **આનન્દથી** પ્રાણીમાત્ર ઉત્પન્ન થાય છે, **આનન્દથી** જ તેમનું જીવન ચાલે છે, અને સર્વ પ્રાણીઓ સુષુપ્તિ વખતે **આનન્દમાં** જ લય પામે છે. માટે **આનન્દ** જ **બ્રહ્મ** છે, તેમાં કંઇ સંદેહ નથી. ( ૧૩ ).

भूतोत्पत्तेः पुरा भूमा त्रिपुटीद्वैतवर्जनात् ।
ज्ञातृज्ञानज्ञेयरूपा त्रिपुटी प्रलये हि नो ॥ १४ ॥
विज्ञानमय उत्पन्नो ज्ञाता ज्ञानं मनोमयः ।
ज्ञेयाः शब्दादयो नैतत्त्रयमुत्पत्तितः पुरा ॥ १५ ॥
त्रयाभावे तु निर्द्वैतः पूर्णः एवानुभूयते ।
समाधिसुप्तिमूर्च्छासु पूर्णः सृष्टेः पुरा तथा ॥ १६ ॥

ભૂતોની ( પંચભૂત તથા તેમનાં કાર્યોની ) ઉત્પત્તિ થવા પહેલાં જ્ઞાતૃ, જ્ઞાન, અને જ્ઞેય રૂપી ત્રિપુટી ન હોવાથી ફક્ત **ભૂમા–વ્યાપક-બ્રહ્મ** હતું, કેમકે પ્રલય વખતે તે ત્રિપુટી હોતી નથી. ( ૧૪ ). પરમાત્મામાંથી ઉત્પન્ન થયેલો **વિજ્ઞાનમય જ્ઞાતા** છે, **મનોમય જ્ઞાન**, અને **શબ્દાદિ વિષયો જ્ઞેય** છે: આ પ્રકારની ત્રિપુટી છે, જે ઉત્પત્તિ પહેલાં હોતી નથી. ( પ્રલયમાં **આનન્દમય** જીવ તો રહે છે ). ( ૧૫ ). જેમ જ્ઞાનીની સમાધિમાં, અને પ્રાણિ માત્રની સુષુપ્તિ તથા મૂર્ચ્છામાં પરિચ્છેદનો અભાવ હોવાથી જ્ઞાતા વગેરે રૂપી ત્રિપુટી નહિ હોવાને લીધે ( **त्रयाभावे** ) દ્વૈત રહિત પૂર્ણ પરમાત્મા અનુભવવામાં આવે છે, તેમ સૃષ્ટિ પહેલાં પણ ત્રિપુટીના અભાવથી પૂર્ણ પરમાત્મા ( વિદ્વાનોના ) વિચારથી અનુભવમાં આવે છે. ( જેમ જાગ્યા પછી પુરૂષને સુષુપ્તિના અનુભવની સ્મૃતિ થાય છે, તેમ સૃષ્ટિ કાળે પણ પ્રલય વખતના અનુભવની સ્મૃતિ જ્ઞાનીઓને થાય છે. ). ( ૧૬ ).

यो भूमा स सुखं नाल्पे सुखं त्रेधा विभेदिनि ।
सनत्कुमारः प्राहैवं नारदायातिशोकिने ॥ १७ ॥
सपुराणान्पञ्च वेदाञ्शास्त्राणि विविधानि च ।
ज्ञात्वाप्यनात्मवित्त्वेन नारदोऽतिशुशोच ह ॥ १८ ॥
वेदाभ्यासात्पुरा तापत्रयमात्रेण शोकिता ।
पश्चान्त्वभ्यासविस्मारभङ्गगर्वैश्च शोकिता ॥ १९ ॥
सोऽहं विद्वन्प्रशोचामि शोकपारं नयात्र माम् ।
इत्युक्तः सुखमेवास्य पारमित्यभ्यधादृषिः ॥ २० ॥
सुखं वैषयिकं शोकसहस्रेणावृतत्वतः ।
दुःखमेवेति मत्वाह नाल्पेऽस्ति सुखमित्यसौ ॥ २१ ॥

ઉપર કહેલો જે સર્વ વ્યાપક ભૂમા છે તેજ **સુખ સ્વરૂપ–આનન્દ સ્વરૂપ–**છે. પરિચ્છેદ વાળી–અલ્પ–વસ્તુમાં સુખ નથી, કેમકે તેમાં જ્ઞાતૃ, જ્ઞાન, અને જ્ઞેય રૂપી ત્રણ પ્રકારના ભેદ રહેલા છે: એ પ્રમાણે અતિ શોકાતુર થયેલા **નારદ** મુનિને **સનત્કુમારે** કહ્યું હતું. ( ૧૭ ). પુરાણો અને મહાભારત સહિત વેદોને તથા વિવિધ પ્રકારનાં શાસ્ત્રોને જાણ્યા છતાં **આત્મજ્ઞાન** નહિ હોવાથી

નારદને ઘણોજ શોક થયો હતો. ( ૧૮ ). વેદાભ્યાસ કર્યા પહેલાં આ આધ્યાત્મિક વગેરે ત્રણ પ્રકારના તાપથી તે પીડાતા હતા; અને વેદાભ્યાસ કર્યા પછી તે અભ્યાસના વિસ્મરણના ભયથી, તિરસ્કારના ભયથી, તથા બીજા કરતાં વધારે અભ્યાસ હોવાના ગર્વથી શોક પામતા હતા. ( ૧૯ ). તેથી સનત્કુમાર ઋષિની પાસે જઇને જ્યારે તેમણે કહ્યું કે " હે વિદ્વન્ ! આટલાં શાસ્ત્રોના જ્ઞાન વાળો હું ઘણો શોક પામું છું. માટે મને તે શોકની પાર ઉતારો ", ત્યારે તે ઋષિએ તેમને કહ્યું કે " **શોકનો પાર સુખ–આનન્દ-રૂપ બ્રહ્મ જ છે** " ( ૨૦ ). વિષયોથી પ્રાપ્ત થતું સુખ હજારો પ્રકારના શોકથી ઘેરાયલું હોવાથી તે દુઃખ રૂપ જ છે. એવું જાણીને જ તેમણે કહ્યું કે " **અલ્પ–પરિચ્છેદ વાળી–વસ્તુમાં સુખ નથી.** " ( ૨૧ ).

ननु द्वैते सुखं माभूदद्वैतेऽप्यस्ति नो सुखम् ।
अस्ति चेदुपलभ्येत तथा च त्रिपुटी भवेत् ॥२२ ॥
मास्त्वद्वैते सुखं किंतु सुखमद्वैतमेव हि ।
किं मानमिति चेन्नास्ति मानाकाङ्क्षा स्वयंप्रभे ॥ २३ ॥

શંકાઃ—દ્વૈતમાં ભલે સુખ ન હો, પરંતુ **અદ્વૈતમાં** પણ સુખ નથી. અદ્વૈતમાં જો સુખ હોત તો જાણવામાં આવત; અને જાણવામાં આવે તો ઉપર કહેલી ત્રિપુટી હોય–દ્વૈત હોય, અને તેથી અદ્વૈત ન રહે ? ( ૨૨ ). ઉત્તરઃ—અદ્વૈતમાં ભલે સુખ ન હો. પરંતુ **અદ્વૈત** જાતે જ **સુખ રૂપ** છે, તેથી તે સુખનું અધિકરણ નથી. તેનું પ્રમાણ શું, એમ જો તું પૂછતો હોય તો **સ્વયંપ્રકાશ** વસ્તુને પ્રમાણની અપેક્ષા નથી. ( ૨૩ ).

स्वप्रभत्वे भवद्वाक्यं मानं यस्माद्भवानिदम् ।
अद्वैतमभ्युपेत्यास्मिन्सुखं नास्तीति भाषते ॥ २४ ॥
नाभ्युपैम्यहमद्वैतं त्वद्वचोनूद्य दूषणम् ।
वच्मीति चेत्तदा ब्रूहि किमासीद्द्वैततः पुरा ॥ २५ ॥
किमद्वैतमुत द्वैतमन्यो वा कोटिरन्तिमः ।
अप्रसिद्धो न द्वितीयोऽनुत्पत्तेः शिष्यतेऽग्रिमः ॥ २६ ॥

अद्वैतसिद्धियुक्त्यैव नानुभूत्येति चेद्वद ।
निर्दृष्टान्ता सदृष्टान्ता वा कोटयन्तरमत्र नो ॥ २७ ॥
नानुभूतिर्न दृष्टान्त इति युक्तिस्तु शोभते ।
सदृष्टान्तत्वपक्षे तु दृष्टान्तं वद मे मतम् ॥ २८ ॥
अद्वैतः प्रलयो द्वैतानुपलम्भेन सुप्तिवत् ।
इति चेत्सुप्तिरद्वैतेत्यत्र दृष्टान्तमीरय ॥ २९ ॥
दृष्टान्तः परसुप्तिश्चेदहो ते कौशलं महत् ।
यः स्वसुप्तिं न वेत्त्यस्य परसुप्तौ तु का कथा ॥ ३० ॥
निश्चेष्टत्वात्परः सुप्तो यथाहमिति चेत्तदा ।
उदाहर्तुः सुषुप्तेस्ते स्वप्रभत्वं बलाद्भवेत् ॥ ३१ ॥

શંકા:—અદ્વૈત સ્વપ્રકાશ છે તેનું શું પ્રમાણ? ઉત્તર:-તમારૂં પોતાનું જ વાક્ય પ્રમાણ છે, કેમકે તમે (શંકા કરનાર) આ અદ્વૈતનો અંગીકાર કરીને "અદ્વૈતમાં સુખ નથી" એમ કહો છો. (૨૪). જો તમે કહેતા હો કે "હું અદ્વૈતને સ્વીકારતો નથી, પરંતુ તમારા કહેવાનો અનુવાદ કરીને તેમાં રહેલું દૂષણ બતાવું છું", તો દ્વૈત પહેલાં શું હતું તે કહે. (૨૫). દ્વૈત ઉત્પન્ન થયા પહેલાં અદ્વૈત હતું? કે દ્વૈત હતું? કે ત્રીજી કોઇ કોટિ હતી? ત્રીજી કોઇ કોટિ તો અપ્રસિદ્ધ છે. બીજી કોટિ (દ્વૈત) તો ઉત્પન્ન થયા પહેલાં હોય જ નહિ. માટે (પ્રલય વખતે) પહેલું (અદ્વૈત) શેષ રહે છે. (૨૬). જો તું એમ કહેતો હોય કે અદ્વૈતસિદ્ધિ અમે યુક્તિ વડે સિદ્ધ કરી, અનુભવથી નહિ, તો તું કહે કે અમારી યુક્તિ દૃષ્ટાન્ત રહિત છે કે દૃષ્ટાન્ત વાળી છે? (૨૭). યુક્તિ હમેશાં દૃષ્ટાન્ત વાળી હોય છે, છતાં જો તું એમ કહેતો હોય કે અમારી યુક્તિ દૃષ્ટાન્ત રહિત છે, અને તેં ઉપર કહ્યું છે કે અમે અદ્વૈતસિદ્ધિ અનુભવથી કરી નથી; તેથી એમ ઠરે છે કે અનુભવ નથી, તેમજ અમારી યુક્તિમાં દૃષ્ટાન્ત પણ નથી, છતાં યુક્તિથી સિદ્ધિ કરી એમ કહેવું એ અયોગ્ય છે. અને જો તું એમ કહેતો હોય કે અમારી યુક્તિમાં દૃષ્ટાન્ત છે, તો મારા મતને અનુસરતું દૃષ્ટાન્ત બતાવ. (૨૮). જો તું એમ કહેતો હોય કે "પ્રલય અદ્વૈત—દ્વૈત રહિત—છે, કેમકે તે વખતે દ્વૈત જોવામાં આવતું નથી, જેમ સુષુપ્તિમાં દ્વૈત જોવામાં આવતું નહિ

હોવાથી તે અદ્વૈત છે", તો સુષુપ્તિ અદ્વૈત છે તેનું દૃષ્ટાન્ત કહે. (૨૯). જો તું એમ કહેતો હોય કે બીજાની સુષુપ્તિ દૃષ્ટાન્ત રૂપ છે, તો તારૂં કૌશલ્ય મહાન છે! જે પોતાની સુષુપ્તિને જાણતો નથી તે બીજાની સુષુપ્તિને જાણે એમ કહેવાય જ કેમ? (૩૦). જો તું એમ કહેતો હોય કે "જેમ હું જાતે નિશ્ચેષ્ટ હોવાથી ઉંઘતો છું એમ કહી શકું, તેમ તે બીજો માણસ પણ નિશ્ચેષ્ટ હોવાથી ઉંઘતો છે એમ હું જાણી શકું છું", તો મારી પ્રતિ ઉદાહરણ આપનાર જે તું તેની (તારી) **પોતાની સુષુપ્તિ સ્વપ્રકાશ** છે એમ બળ પૂર્વક સિદ્ધ થાય છે. (૩૧).

**नेन्द्रियाणि न दृष्टान्तस्तथाप्यङ्गीकरोषि ताम् ।**
**इदमेव स्वप्रभत्वं यद्भानं साधनैर्विना ॥ ३२ ॥**

તારી પોતાની સુષુપ્તિને જાણવાને માટે ઇંદ્રિયો નથી, તેમજ દૃષ્ટાન્ત પણ નથી, છતાં તેનો (સુષુપ્તિનો) તું અંગીકાર કરે છે. માટે **સાધન વિના** પણ સુષુપ્તિનું જે **ભાન** થાય છે તે જ **સ્વપ્રકાશત્વ** કહેવાય છે. (માટે **સુષુપ્તિ અદ્વૈત** અને **સ્વપ્રકાશ** હોવાનું સિદ્ધ થાય છે). (૩૨).

### ૩. સુષુપ્તિમાં બ્રહ્માનન્દ. ૩૩–૮૧.

### સુષુપ્તિમાં દુઃખાભાવ.

स्तामद्वैतस्वप्रभत्वे वद सुप्तौ सुखं कथम् ।
शृणु दुःखं तदा नास्ति ततस्ते शिष्यते सुखम् ॥ ३३ ॥
अन्धः सन्नप्यनन्धः स्याद्विद्धोऽविद्धोऽथ रोग्यपि ।
अरोगीति श्रुतिः प्राह तच्च सर्वे जना विदुः ॥ ३४ ॥
न दुःखाभावमात्रेण सुखं लोष्टशिलादिषु ।
द्वयाभावस्य दृष्टत्वादिति चेद्विषमं वचः ॥ ३५ ॥
मुखदैन्यविकासाभ्यां परदुःखसुखोहनम् ।
दैन्याद्यभावतो लोष्टे दुःखाद्यूहो न संभवेत् ॥ ३६ ॥
स्वकीये सुखदुःखे तु नोहनीये ततस्तयोः ।
भावो वेद्योऽनुभूत्यैव तदभावोऽपि नान्यतः ॥ ३७ ॥

**तथा सति स्वसुप्तौ तु दुःखाभावोऽनुभूतिभिः ।**
**विरोधिदुःखराहित्यात्सुखं निर्विघ्नमिष्यताम् ॥ ३८ ॥**

શંકા:—**અદ્વૈત** અને **સ્વપ્રકાશત્વ** ભલે હોય; પરંતુ તે અવસ્થામાં **સુખ** કેવી રીતે છે તે કહો. ઉત્તર:—સાંભળ, તે અવસ્થામાં દુ:ખ નથી, માટે સુખ શેષ રહે છે. ( ૩૩ ). જેમકે સુષુપ્તિમાં અંધ દેખતો થાય છે, ઘવાયલો નહીં ઘવાયલો થાય છે, રોગી નિરોગી થાય છે; એ પ્રમાણે શ્રુતિ કહે છે, તેમજ સર્વનો અનુભવ પણ તેવો જ છે. ( ૩૪ ). જો તું એમ કહેતો હોય કે દુ:ખનો અભાવ હોવા માત્રથી તે અવસ્થામાં સુખ નથી, કેમકે લોષ્ટ–માટીનું ઢેપુ, શિલા, વગેરેમાં સુખ અને દુ:ખ બંનેનો અભાવ જોવામાં આવે છે, તો તારૂં કહેવું વિષમ છે; કારણ કે મુખ ઉપર દેખાતી દીનતા તથા વિકાસ રૂપી લક્ષણને લીધે બીજા માણસના દુ:ખ અને સુખનું અનુમાન થઇ શકે છે. પરંતુ લોષ્ટમાં દુ:ખ સુખ બતાવનારી દીનતા અને વિકાસનો અભાવ હોવાથી તેમાં દુ:ખ અને સુખનું અનુમાન થઇ શકતું નથી. ( ૩૫–૬ ). અને પોતાનું સુખ દુ:ખ તો અનુમાનથી જાણવા યોગ્ય નથી, પણ પોતાના અનુભવથી જ જણાય છે. માટે જેવી રીતે તેનો [ સુખ દુ:ખનો ] ભાવ અનુભવથી જાણવામાં આવે છે, તેવી રીતે તેનો અભાવ પણ બીજા કોઇ ઉપાયથી નહિ. ( ૩૭ ). આ પ્રમાણે હોવાથી પોતાની સુષુપ્તિમાં પણ દુ:ખાભાવ હોવાનું પોતાના અનુભવથી જાણવામાં આવે છે. માટે સુષુપ્તિમાં સુખના વિરોધિ દુ:ખનો અભાવ હોવાથી વિઘ્ન રહિત **સુખ** છે એમ જાણો. ( ૩૮ ).

## સુષુપ્તિમાં સુખ.

महत्तरप्रयासेन मृदुशय्यादिसाधनम् ।
कुतः संपाद्यते सुप्तौ सुखं चेत्तत्र नो भवेत् ॥ ३९ ॥
दुःखनाशार्थमेवैतदिति चेद्रोगिणस्तथा ।
भवत्वरोगिणस्त्वेतत्सुखायैवेति निश्चिनु ॥ ४० ॥
तर्हि साधनजन्यत्वात्सुखं वैषयिकं भवेत् ।
भवत्वेवात्र निद्रायाः पूर्वं शय्यासनादिजम् ॥ ४१ ॥
निद्रायां तु सुखं यत्तज्जायते केन हेतुना ।
सुखाभिमुखधीरादौ प[illegible]त्परे सुखे ॥ ४२ ॥

જો સુષુપ્તિમાં સુખ ન હોય તો આટલો બધો પ્રયાસ કરીને માણસો ઉંઘ લાવવાને માટે કોમળ શય્યા વગેરે સાધનો શામાટે સંપાદન કરે ? ( ૩૯ ). જો તું એમ કહેતો હોય કે તે તો દુઃખનો નાશ કરવાને માટે સંપાદન કરવામાં આવે છે, તો રોગીના સંબંધમાં ભલે તેવું કારણ હોય; પરંતુ નિરોગી માણસ તો સુખને માટે તેમ કરે છે એવું નિશ્ચય પૂર્વક જાણ. ( ૪૦ ). શંકાઃ—ત્યારે તે સુખ સાધનજન્ય હોવાથી વૈષયિક કહેવાશે ? ઉત્તરઃ—નિદ્રાની પૂર્વે થતું સુખ શય્યાદિથી થયેલું ભલે હો. ( ૪૧ ). પરંતુ નિદ્રાની અંદર જે સુખ થાય છે તે કયા સાધનથી ઉત્પન્ન થાય છે ? ( સુષુપ્તિ વખતે શય્યાદિનું ચિંતન પણ મનમાં હોતું નથી, તેથી તે સુખ શય્યાદિ સાધનજન્ય નથી ). નિદ્રાના પૂર્વ કાળમાં જીવ શય્યાદિ વિષયજન્ય સુખ અનુભવવાની ઇચ્છા વાળો હોય છે, [ અને તેથી તેને અનુભવે છે. ] પરંતુ તે પછી—નિદ્રાકાળે—તો ઉત્કૃષ્ટ એવું જે **સ્વરૂપસુખ** તેમાં નિમગ્ન થઇ જાય છે. ( વિષયસુખની પેઠે તેને અનુભવતો નથી, પરંતુ તે—પરમ—સુખમાં **નિમગ્ન** થાય છે. ) ( ૪૨ ).

## વિષયાનન્દ

जाग्रद्व्यावृत्तिभिः श्रान्तो विश्रम्याथ विरोधिनि ।
अपनीते स्वस्थचित्तोऽनुभवेद्विषये सुखम् ॥ ४३ ॥
आत्माभिमुखधीवृत्तौ स्वानन्दः प्रतिबिम्बति ।
अनुभूयेनमत्रापि त्रिपुट्या श्रान्तिमाप्नुयात् ॥ ४४ ॥

જાગ્રતના વ્યવહારથી શ્રમ પામેલો ( श्रान्त ) પુરૂષ મૃદુ શય્યાદિમાં શયનકરીને—વિશ્રામ પામીને—વિરોધિ દુઃખ( શ્રમ )નું નિવારણ કરી સ્વસ્થ ચિત્ત વાળો થઇને [ નિદ્રા પહેલાં ) શય્યાદિ વિષયનું સુખ ભોગવે છે. ( ૪૩ ). ( શંકાઃ—આ વિષયસુખ કેવું છે ? ) ઉત્તરઃ—જાગ્રતના વ્યાપારનું દુઃખ ભોગવીને તેની નિવૃત્તિ સારૂ મૃદુ શય્યાદિમાં સુતેલા પુરૂષની **બુદ્ધિવૃત્તિ અંતર્મુખ** થાય છે; અને જેમ સામે મૂકેલા દર્પણમાં મુખનું પ્રતિબિંબ પડે છે, તેમ તે અંતર્મુખ વૃત્તિમાં **સ્વરૂપભૂત આનન્દનું** પ્રતિબિંબ પડે છે. આ **પ્રતિબિંબ વિષયાનન્દ** કહેવાય છે. આ વેળાએ પણ તે વિષયાનન્દને ભોગવતાં અનુભવનાર (દ્રષ્ટા) વગેરે રૂપી ત્રિપુટીને લીધે શ્રાન્તિ—શ્રમ—થાય છે. ( ૪૪ ).

## સુષુપ્તિમાં બ્રહ્માનન્દ.

तच्छ्रमस्यापनुत्यर्थं जीवो धावेत्परात्मनि ।
तेनैक्यं प्राप्य तत्रत्यो ब्रह्मानन्दः स्वयं भवेत् ॥ ४५ ॥

આ શ્રમની નિવૃત્તિને માટે જીવ આનન્દ સ્વરૂપ બ્રહ્મ(આત્મા) તરફ દોડતો જાય છે. અને તેની સાથે એકતા પ્રાપ્ત કરીને તે (સુષુપ્તિ) માં રહેલા બ્રહ્માનન્દ રૂપ પોતે થાય છે. (૪૫).

दृष्टान्ताः शकुनिः श्येनः कुमारश्च महानृपः ।
महाब्राह्मण इत्येते सुप्त्यानन्दे श्रुतीरिताः ॥ ४६ ॥
शकुनिः सूत्रबद्धः सन्दिक्षु व्यापृत्य विश्रमम् ।
अलब्ध्वा बन्धनस्थानं हस्तस्तम्भाद्युपाश्रयेत् ॥ ४७ ॥
जीवोपाधिमनस्तद्वद्धर्माधर्मफलाप्तये ।
स्वप्ने जाग्रति च भ्रान्त्वा क्षीणे कर्मणि लीयते ॥ ४८ ॥
श्येनो वेगेन नीडैकलम्पटः शयितुं व्रजेत् ।
जीवः सुप्त्यै तथा धावेद्ब्रह्मानन्दैकलम्पटः ॥ ४९ ॥
अतिबालः स्तनं पीत्वा मृदुशय्यागतो हसन् ।
रागद्वेषाद्यनुत्पत्तेरानन्दैकस्वभावभाक् ॥ ५० ॥
महाराजः सार्वभौमः संतृप्तः सर्वभोगतः ।
मानुषानन्दसीमानं प्राप्यानन्दैकमूर्तिभाक् ॥ ५१ ॥
महाविप्रो ब्रह्मवेदी कृतकृत्यत्वलक्षणाम् ।
विद्यानन्दस्य परमां काष्ठां प्राप्यावतिष्ठते ॥ ५२ ॥
मुग्धबुद्धातिबुद्धानां लोके सिद्धा सुखात्मता ।
उदाहृतानामन्ये तु दुःखिनो न सुखात्मकाः ॥ ५३ ॥

સુષુપ્તિમાં આનન્દ છે તે સંબંધમાં શ્રુતિએ ૧. શકુનિ–પક્ષી, ૨. શ્યેન–બાજ, ૩. કુમાર–બાળક, ૪. સાર્વભૌમ રાજા–મહાનૃપ, અને ૫. મહાબ્રાહ્મણ, એ પાંચ દૃષ્ટાન્તો આપેલાં છે. [ ૪૬ ]. જેવી રીતે સૂત્ર વડે બાંધેલું પક્ષી દિશાઓમાં ચરતાં વિશ્રામ નહિ પામવાથી આખરે હાથ, સ્તંભ, વગેરે બંધનસ્થાનનો આશ્રય લે છે. (૪૭), તે પ્રમાણે જીવની ઉપાધિભૂત મન પુણ્યપાપના ફળની

પ્રાપ્તિને માટે જાગ્રત્ અને સ્વપ્નમાં ભમીને ( તે તે દીવસના ) પ્રારબ્ધ કર્મનો ક્ષય થતાં સુષુપ્તિમાં પોતાના કારણુ રૂપ અજ્ઞાનમાં લય પામે છે. ( ૪૮ ). જેવી રીતે બાજ પક્ષી આકાશમાં ફરતાં થયેલો શ્રમ દૂર કરવા સારૂ શયન કરવાને માટે પોતાના માળામાં જવાની તીવ્ર ઇચ્છા વાળો વેગ પૂર્વક જાય છે; તેવી રીતે જીવ પણુ બ્રહ્માનન્દની તીવ્ર ઇચ્છા વાળો હોઇ દરરોજ શીઘ્રતાથી સુષુપ્તિમાં જાય છે. ( ૪૯ ) જેમ અતિબાલ કુમાર સ્તનપાન કરીને કોમળ શય્યામાં સુવાડેલો રાગદ્વેષાદિ રહિત હોઇને આનન્દમૂર્તિ થઇ રહે છે. ( ૫૦ ). અથવા જેમ સાર્વભૌમ મહારાજ સર્વ ભોગ વડે સંતૃપ્ત થઇને માનુષાનન્દની સીમાને પ્રાપ્ત કરવાથી કાંઇ પણુ પ્રાપ્ત કરવાનું બાકી નહિ હોવાથી રાગાદિરહિત હોઈ આનન્દમૂર્તિ થઇ રહે છે. ( ૫૧ ). અથવા જેમ બ્રહ્મને જાણુનાર મહાબ્રાહ્મણુ વિદ્યાનન્દની કૃતકૃત્યત્વ રૂપી પરાકાષ્ઠા–જીવન્મુક્તતા–ને પ્રાપ્ત કરી પરમાનન્દ સ્વરૂપે રહે છે, [ તેવી રીતે નિદ્રાવશ થયેલો માણુસ પણુ આનન્દ રૂપ થાય છે. [ ૫૨ ]. આ પ્રમાણે અજ્ઞાની–મુગ્ધ–બાળક; વિવેકી મહાનૃપ; અને અતિવિવેકી બ્રહ્મજ્ઞાની બ્રાહ્મણુ; એ ત્રણુ આ લોકમાં સુખરૂપ હોવાનું સિદ્ધ છે. તેમનાથી બાકીના બીજા બધા ( રાગદ્વેષને લીધે ) દુઃખી છે, સુખી નથી. ( ૫૩ ).

कुमारादिवदेवायं ब्रह्मानन्दैकतत्परः ।
स्त्रीपरिष्वक्तवद्वेद न बाह्यं नापि चान्तरम् ॥ ५४ ॥
बाह्यं रथ्यादिकं वृत्तं गृहकृत्यं यथान्तरम् ।
तथा जागरणं बाह्यं नाडीस्थः स्वप्न आन्तरः ॥ ५५ ॥

કુમાર વગેરેની પેઠે આ જીવ પણુ ( હમેશાં ) એક બ્રહ્માનન્દને જ અનુભવવા તત્પર હોય છે. [ અને તેથી ] જેમ લોકમાં સ્રીથી આલિંગિત થયેલો પુરૂષ બાહ્ય કે અંદરના પદાર્થોના જ્ઞાન રહિત હોવાથી સુખમૂર્તિ થાય છે, તેમ સુષુપ્તિમાં જીવ પણુ પરમાત્માની સાથે એકતા પ્રાપ્ત કરવાથી બાહ્યાદિ ( જાગ્રત્ અને સ્વપ્ન ) વિષયના જ્ઞાન રહિત હોવાથી આનન્દ રૂપ થાય છે ( ૫૪ ). જેમ પુરૂષના સંબંધમાં બાહ્યનો અર્થ રથ્યાદિક ( રસ્તામાં બનતા બનાવો ) છે, અને આન્તરનો અર્થ ગૃહની અંદર બનતાં કાર્યો છો; તેમ સૌષુપ્ત જીવના સંબંધમાં બાહ્યનો અર્થ જાગ્રત્ છે અને આન્તરનો અર્થ જાગ્રત્‌ની વાસનાથી નાડીમાં દેખાતો સ્વપ્નનો પ્રપંચ છે. ( ૫૫ ).

## સુષુપ્તિમાં જીવ બ્રહ્મ રૂપ છે.

**पितापि सुप्तावपितेत्यादौ जीवत्ववारणात् ।**
**सुप्तौ ब्रह्मैव नो जीवः संसारित्वासमीक्षणात् ॥ ५६ ॥**
**पितृत्वाद्यभिमानो यः सुखदुःखाकरः स हि ।**
**तस्मिन्नपगते तीर्णः सर्वाञ्छोकान्भवत्ययम् ॥ ५७ ॥**

"સુષુપ્તિમાં પિતા પણ અપિતા છે" ઇત્યાદિ શ્રુતિમાં સુષુપ્તિમાં જીવત્વનું નિવારણ કરેલું હોવાથી સુષુપ્તિમાં **બ્રહ્મ** જ છે, **જીવ** છે જ નહિ, કેમકે તે દશામાં સંસારિત્વ-જીવત્વ-ની પ્રતીતિ જ નથી. [ ૫૬ ]. જે પિતૃત્વાદિ અભિમાન છે તે જ સુખ દુઃખની ખાણુ છે. તેથી તેનો અભાવ થતાં આ જીવ સર્વ શોકને તરી જાય છે. ( ૫૭ ).

**सुषुप्तिकाले सकले विलीने तमसावृतः ।**
**सुखरूपमुपैतीति ब्रूते ह्याथर्वणी श्रुतिः ॥ ५८ ॥**
**सुखमस्वाप्समत्राहं न वै किंचिदवेदिषम् ।**
**इति सुप्ते सुखाज्ञाने परामृशति चोत्थितः ॥ ५९ ॥**
**परामर्शोऽनुभूतेऽस्तीत्यासीदनुभवस्तदा ।**
**चिदात्मत्वात्स्वतो भाति सुखमज्ञानधीस्ततः ॥६०॥**

સુષુપ્તિ કાળમાં જાગ્રદાદિ સકળ પ્રપંચનો લય થતાં અજ્ઞાનથી ઘેરાયલો જીવ સુખ રૂપ થાય છે, એમ આથર્વણી શ્રુતિ કહે છે. ( શ્રુતિ પ્રમાણ છે એટલું જ નહિ, પરંતુ સર્વનો અનુભવ પણ એવો જ છે, કેમકે ) સુષુપ્તિમાંથી જાગેલો પુરૂષ "હું સુખે ઉંઘ્યો, ઉંઘમાં મેં કંઇ જાણ્યું નહિ" એ પ્રમાણે સુષુપ્તિમાં અનુભવેલા સુખ અને અજ્ઞાનનું સ્મરણ કરે છે. ( ૫૯ ). સ્મૃતિ અનુભવની થાય છે, માટે તે વખતે સુખ અને અજ્ઞાનનો અનુભવ થયો હતો, એમ જણાય છે. આ સુખને અનુભવવાને સાધનની જરૂર નથી, **કેમકે સુખ સ્વપ્રકાશ ચિદ્રૂપ** હોવાથી સ્વતઃ ભાસે છે. અને સુખ સ્વપ્રકાશ હોવાથી તેને ( સુખને ) આવરણ કરનાર અજ્ઞાનની પ્રતીતિ પણ થાય છે. [૬૦].

**ब्रह्म विज्ञानमानन्दमिति वाजसनेयिनः ।**
**पठन्त्यतः स्वप्रकाशं सुखं ब्रह्मैव नेतरत् ॥ ६१ ॥**

વાજસનેયીઓ કહે છે કે "**બ્રહ્મ વિજ્ઞાન સ્વરૂપ અને આનન્દ સ્વરૂપ છે.**" આવું શ્રુતિપ્રમાણ પણ છે; તેથી **સ્વપ્રકાશ સુખ-આનન્દ-જ બ્રહ્મ** છે, બીજું કંઈ નહિ. (૬૧).

**यदज्ञानं तत्र लीनौ तौ विज्ञानमनोमयौ ।**
**तयोर्हि विलयाऽवस्था निद्राज्ञानं च सैव हि ॥ ६२ ॥**
**विलीनघृतवत्पश्चात्स्याद्विज्ञानमयो घनः ।**
**विलीनावस्थ आनन्दमयशब्देन कथ्यते ॥ ६३ ॥**
**सुप्तिपूर्वक्षणे बुद्धिवृत्तिर्या सुखबिम्बिता ।**
**सैव तद्बिम्बसहिता लीनानन्दमयस्ततः ॥ ६४ ॥**
**अन्तर्मुखो य आनन्दमयो ब्रह्मसुखं तदा ।**
**भुङ्क्ते चिद्बिम्बयुक्ताभिरज्ञानोत्पन्नवृत्तिभिः ॥ ६५ ॥**
**अज्ञानवृत्तयः सूक्ष्मा विस्पष्टा बुद्धिवृत्तयः ।**
**इति वेदान्तसिद्धान्तपारगाः प्रवदन्ति हि ॥ ६६ ॥**
**माण्डूक्यतापनीयादि श्रुतिष्वेतदतिस्फुटम् ।**
**आनन्दमयभोक्तृत्वं ब्रह्मानन्दे च भोग्यता ॥ ६७ ॥**

સુષુપ્તિમાં અનુભવાતા **અજ્ઞાન**માં વિજ્ઞાનમય અને મનોમયનો લય થાય છે, કારણ કે વિજ્ઞાનમય અને મનોમયની વિલયાવસ્થાને જ **નિદ્રા** કહે છે; અને **તે જ નિદ્રા અજ્ઞાન** કહેવાય છે. (માટે સુષુપ્તિમાં લય પામેલા હોવાથી વિજ્ઞાનમય અને મનોમય ભોક્તા હોઈ શકે નહિ). [૬૨]. ઓગળી ગયેલું ઘૃત જેમ પાછળથી ટંડક લાગવાને લીધે ઘન રૂપ થાય છે, તેમ વિલયાવસ્થાને પ્રાપ્ત થયેલો જીવ પછીથી કર્મવશાત્ **વિજ્ઞાનમય** રૂપે ઘન થાય છે. તે જ વિજ્ઞાનમય જ્યારે [સુષુપ્તિમાં] વિલયાવસ્થામાં હોય છે ત્યારે **આનન્દમય** કહેવાય છે. સુષુપ્તિ થવાની પહેલાંની જ ક્ષણમાં આનન્દના પ્રતિબિંબ વાળી (શ્લોક ૪૪ માં કહેલી) જે બુદ્ધિવૃત્તિ હોય છે તે જ વૃત્તિ તે બિંબ રૂપ **આનન્દ સહિત** નિદ્રા રૂપે લય પામેલી **આનન્દમય** કહેવાય છે. (૬૪). આ જે **અંતર્મુખ** થયેલો આનન્દમય (કોશ) છે તે સુષુપ્તિમાં અજ્ઞાનમાંથી ઉત્પન્ન થયેલી ચિદાભાસ યુક્ત વૃત્તિઓ વડે બ્રહ્મસુખ ભોગવે છે. (**મતલબ કે આ આનન્દમય કોશ સુષુપ્તિનો ભોક્તા છે**). (૬૫). અજ્ઞા-

નની વૃત્તિઓ સૂક્ષ્મ છે, અને બુદ્ધિની વૃત્તિઓ વિસ્પષ્ટ છે, એમ વેદાન્તના સિદ્ધાન્તનો પાર પામેલા પુરૂષો કહે છે. [ ૬૬ ]. સુષુપ્તમાં આ **આનન્દમય** ભોક્તા છે, અને **બ્રહ્માનન્દ** ભોગ્ય છે, એમ માણ્ડુકય, તાપનીય, વગેરે શ્રુતિઓમાં અતિ સ્પષ્ટ રીતે કહેવામાં આવ્યું છે. ( ૬૭ ).

एकीभूतः सुषुप्तस्थः प्रज्ञानघनतां गतः ।
आनन्दमय आनन्दभुक्चेतोमयवृत्तिभिः ॥ ६८ ॥
विज्ञानमयमुख्यैर्यो रूपैर्युक्तः पुराधुना ।
स लयेनैकतां प्राप्तो बहुतण्डुलपिष्टवत् ॥ ६९ ॥
प्रज्ञानानि पुरा बुद्धिवृत्तयोऽथ घनोऽभवत् ।
घनत्वं हिमबिन्दूनामुदग्देशे यथा तथा ॥ ७० ॥
तद्घनत्वं साक्षिभावं दुःखाभावं प्रचक्षते ।
लौकिकास्तार्किका यावद्दुःखवृत्तिविलोपनात् ॥ ७१ ॥
अज्ञानबिम्बिता चित्स्यान्मुखमानन्दभोजने ।
भुक्तं ब्रह्मसुखं त्यक्त्वा बहिर्यात्यथ कर्मणा ॥ ७२ ॥

સુષુપ્તિમાં રહેલો, એકીભૂત, બધી બુદ્ધિવૃત્તિઓ ( **પ્રજ્ઞાન** ) ના ઘન રૂપ **આનન્દમય** ચેતોમય વૃત્તિઓ વડે ( સુષુપ્તિમાં ) આનન્દનો **ભોક્તા** છે. ( ૬૮ ). જે પ્રથમ ( જાગ્રત્ અવસ્થામાં ) વિજ્ઞાનમય, મનોમય, પ્રાણમય, કામમય, ક્રોધમય, વગેરે ઉપાધિ યુક્ત હતો તે હવે ( સુષુપ્તિમાં ) ઉપરની ઉપાધિઓનો લય થવાને લીધે, ઘણા ચોખાના લોટની પેઠે, એકાકાર થાય છે. આને **एकीभूत** કહે છે. ( ૬૯ ). જાગ્રત અવસ્થામાં જે પ્રજ્ઞાન રૂપ બુદ્ધિવૃત્તિઓ હતી તે હવે ( સુષુપ્તિમાં ), જેમ તળાવમાં હિમના જૂદા જૂદા બિંદુઓ એક પિંડ રૂપ થઇ જાય છે તેમ, ઘન રૂપ–એક રૂપ–થઇ. ( **घनोऽभवत्** ) ( ૭૦ ). આ **સાક્ષી** રૂપ ઘનને ( સુષુપ્તિ અવસ્થાની આનન્દમય અવસ્થાને ) લૌકિક અને તાર્કિકો **દુઃખાભાવ** કહે છે, કેમકે જે કંઇ દુઃખવૃત્તિઓ છે તે સર્વનો તે વખતે લોપ થઇ જાય છે. ( ૭૧ ). તે વખતે આનન્દ ભોગવવાનું સાધન (**મુખ**) અજ્ઞાનવૃત્તિઓમાં પ્રતિબિંબિત થયેલું ચૈતન્ય છે.પછી પ્રારબ્ધ

કર્મથી પ્રેરિત થયેલો જીવ ભોગવેલા આ બ્રહ્મસુખને તજીને બહાર જાય છે—જાગ્રદાદિ અવસ્થામાં જાય છે. ( ૭૨ ).

**જાગ્રતનું કારણ.**

**कर्म जन्मान्तरेऽभूत्तद्योगाद्बुध्यते पुनः ।**
**इति कैवल्यशाखायां कर्मजो बोध ईरितः ॥ ७३ ॥**

જન્માન્તરનું-પૂર્વ જન્મનું-જે કર્મ હતું તેના યોગથી ફરીથી જીવ જાગૃત થાય છે. એ પ્રમાણે કૈવલ્યશાખામાં **કર્મથી જાગ્રદવસ્થા** થવાનું કહ્યું છે. ( ૭૩ ).

**વાસનાનન્દ.**

**कंचित्कालं प्रबुद्धस्य ब्रह्मानन्दस्य वासना ।**
**अनुगच्छेद्यतस्तूष्णीमास्ते निर्विषयः सुखी ॥ ७४ ॥**
**कर्मभिः प्रेरितः पश्चान्नानादुःखानि भावयन् ।**
**शनैर्विस्मरति ब्रह्मानन्दमेषोऽखिलो जनः ॥ ७५ ॥**
**प्रागूर्ध्वमपि निद्रायाः पक्षपातो दिने दिने ।**
**ब्रह्मानन्दे नृणां तेन प्राज्ञोस्मिन्विवदेत कः ॥ ७६ ॥**

સુષુપ્તિમાંથી જાગેલાને અલ્પ કાળ સુધી બ્રહ્માનન્દનો સંસ્કાર ( વાસના ) રહે છે. તેથી વિષયસુખના અનુભવ રહિત છતાં સુખી થઈને ચુપ ( तूष्णीं ) રહે છે. ( ૭૪ ). તે પછી પ્રારબ્ધ કર્મોથી પ્રેરિત થઇને નાના પ્રકારનાં દુઃખોનું ચિંતન કરતો આ સકળ લોક ધીમે ધીમે બ્રહ્માનન્દને ભૂલી જાય છે. ( ૭૫ ). આ પ્રમાણે નિદ્રાની પહેલાં તેમજ પછીથી જીવને દરરોજ બ્રહ્માનન્દ ઉપર પક્ષપાત હોય છે. માટે તે સંબંધી કયો બુદ્ધિમાન પુરૂષ વિવાદ કરશે ? ( ૭૬ ).

**ननु तूष्णीं स्थितौ ब्रह्मानन्दश्चेद्भाति लौकिकाः ।**
**अलसाश्चरितार्थाः स्युः शास्त्रेण गुरुणात्र किम् ॥ ७७ ॥**
**बाढं ब्रह्मेति विद्युश्चेत्कृतार्थास्तावतैव ते ।**
**गुरुशास्त्रे विनात्यन्तं गम्भीरं ब्रह्म वेत्ति कः ॥ ७८ ॥**

શંકા:—જો તૂષ્ણીં સ્થિતિમાં બ્રહ્માનન્દ ભાસે, તો લૌકિક અને આળસુ માણુસો પણ કૃતાર્થ થાય. તો પછી ગુરૂ અને શાસ્ત્રની શી

જરૂર ? ( ૭૭ ) ઉત્તરઃ—હા, " આ બ્રહ્માનન્દ " એ પ્રમાણે જો તેઓ જાણે, તો તેટલા માત્રથી પણ તેઓ કૃતાર્થ થાય. પરંતુ ગુરૂ અને શાસ્ત્રની મદદ વિના અત્યન્ત ગંભીર બ્રહ્મને કોણ જાણી શકે છે ? ( ગુરૂ શાસ્ત્ર વિના અજ્ઞાન અને આવરણનો નાશ થતો નથી. અને ગુરૂશાસ્ત્રના ઉપદેશથી આવરણ નાશ પામતાં સ્વપ્રકાશ બ્રહ્મ સ્વયં પ્રકાશે છે ). [ ૭૮ ].

जानाम्यहं त्वदुक्त्याद्य कुतो मे न कृतार्थता ।
शृण्वत्र त्वादृशो वृत्तं प्राज्ञमन्यस्य कस्यचित् ॥ ७९ ॥
चतुर्वेदविदे देयमिति शृण्वन्नवोचत ।
वेदाश्चत्वार इत्येवं वेद्मि मे दीयतां धनम् ॥ ८० ॥
संख्यामेवैष जानाति न तु वेदानशेषतः ।
यदि तर्हि त्वमप्येवं नाशेषं ब्रह्म वेत्सि हि ॥ ८१ ॥

પ્રશ્નઃ—તમારા કહેવાથી હું આજે તે બ્રહ્મને જાણું છું, તો મારી કૃતાર્થતા કેમ નહિ ? ઉત્તરઃ—આ સંબંધમાં પોતાને વિદ્વાન માનનારા તારા જેવા કોઇ એક પુરૂષનું વૃત્તાન્ત સાંભળ. ( ૭૯ ). " ચાર વેદ જાણનારને ઘણું ધન આપવામાં આવશે ", એવી રીતનું કોઇ રાજાનું વચન સાંભળીને એક બ્રાહ્મણે જઇને કહ્યું કે " વેદ ચાર છે એમ હું જાણું છું, માટે મને ધન આપો. " ( ૮૦ ) ત્યારે તે બ્રાહ્મણને ઉત્તર મળ્યો કે " તું વેદની સંખ્યા માત્ર જાણે છે, વેદનું અશેષ સ્વરૂપ શું છે તે તું જાણતો નથી. " તેવી રીતે તું પણ બ્રહ્મને સંપૂર્ણ રીતે જાણતો નથી. ( ૮૧ ).

अखण्डैकरसानन्दे मायातत्कार्यवर्जिते ।
अशेषत्वसशेषत्ववार्तावसर एव कः ॥ ८२ ॥
शब्दानेव पठस्याहो तेषामर्थं च पश्यसि ।
शब्दपाठेऽर्थबोधस्ते संपाद्यत्वेन शिष्यते ॥ ८३ ॥
अर्थे व्याकरणाद्बुद्धे साक्षात्कारोऽवशिष्यते ।
स्यात्कृतार्थत्वधीर्यावत्तावद्गुरुमुपास्स्व भोः ॥ ८४ ॥

શંકાઃ—માયા અને તેનાં કાર્ય રહિત અખંડ એકરસ બ્રહ્માનન્દને વિશે અશેષત્વ અને સશેષત્વનો અવકાશ જ ક્યાંથી ?

(૮૨). ઉત્તરઃ—તું " અખંડ એકરસ બ્રહ્મ " એવા શબ્દોને જ ગોખે છે, કે તે શબ્દોના અર્થ પણ જાણે છે ? પાઠ કર્યા છતાં પણ તેનો અર્થ સંપાદન કરવાનો બાકી રહે છે. ( ૮૩ ). અને વળી તે શબ્દોનો અર્થ જાણ્યા છતાં–તેનું પરોક્ષ જ્ઞાન થયા છતાં–તે બ્રહ્મનો સાક્ષાત્કાર થવાનો બાકી રહે છે. માટે જ્યારે તને કૃતાર્થત્વબુદ્ધિ ઉત્પન્ન થાય ત્યારે જ જ્ઞાનની અવધિ સમજવી. માટે ત્યાંસુધી ગુરૂની ઉપાસના કર. ( ૮૪ ).

### આનન્દના ત્રણ પ્રકાર.

आस्तामेतद्यत्र यत्र सुखं स्याद्विषयैर्विना ॥
तत्र सर्वत्र विद्धयेतां ब्रह्मानन्दस्य वासनाम् ॥ ८५ ॥

વાસનાનન્દઃ—આ પ્રસંગને અહીંજ રહેવા દો. પ્રકૃત સિદ્ધાન્ત તો એ છે કે જ્યાં જ્યાં વિષયો વિના સુખ લાગે, ત્યાં ત્યાં સર્વત્ર બ્રહ્માનન્દની વાસના–વાસનાનન્દ–છે એમ જાણો. ( ૮૫ ).

विषयेष्वपि लब्धेषु तदिच्छोपरमे सति ।
अन्तर्मुखमनोवृत्तावानन्दः प्रतिबिम्बति ॥ ८६ ॥

વિષયાનન્દઃ—વિષયો પ્રાપ્ત થયા છતાં તેની ( વિષયોની ) ઇચ્છા શાન્ત થતાં અંતર્મુખ થયેલી મનોવૃત્તિમાં બ્રહ્માનન્દનું જે પ્રતિબિંબ પડે છે તે વિષયાનન્દ છે. ( ૮૬. )

ब्रह्मानन्दो वासना च प्रतिबिम्ब इति त्रयम् ।
अन्तरेण जगत्यस्मिन्नानन्दो नास्ति कश्चन ॥ ८७ ॥

આ પ્રમાણે આ જગત્માં ૧. બ્રહ્માનન્દ, ૨. વાસનાનન્દ, અને ૩. વિષયાનન્દ ( પ્રતિબિંબ ) સિવાય બીજા કોઇ પ્રકારનો આનન્દ નથી. ( ૮૭ ).

तथा च विषयानन्दो वासनानन्द इत्यमू ।
आनन्दौ जनयन्नास्ते ब्रह्मानन्दः स्वयंप्रभः ॥ ८८ ॥

બ્રહ્માનન્દઃ—આ પ્રમાણે ત્રણ પ્રકારનો આનન્દ હોવા છતાં જે સ્વયંપ્રકાશ આનન્દ વિષયાનન્દ અને વાસનાનન્દને ઉત્પન્ન કરે છે તે જ બ્રહ્માનન્દ છે. ( ૮૮ ).

**૪-જાગ્રતમાં બ્રહ્માનન્દ-તેની પ્રાપ્તિનો ઉપાય. ૮૯-૧૩૧.**

श्रुतियुक्त्यनुभूतिभ्यः स्वप्रकाशचिदात्मके ।
ब्रह्मानन्दे सुप्तिकाले सिद्धे सत्यन्यदा शृणु ॥ ८९ ॥

આ પ્રમાણે શ્રુતિ, યુક્તિ, અને અનુભવ પ્રમાણ વડે સુષુપ્તિ અવસ્થામાં **સ્વપ્રકાશ ચિદ્રૂપ બ્રહ્માનન્દ** છે એમ સિદ્ધ થતાં બીજી-જાગ્રત્ અને સ્વપ્ન-દશાઓમાં પણ તે છે તે, તથા તે પ્રાપ્ત કરવાનો ઉપાય (योगमार्ग)કહેવામાં આવે છે તે સાંભળ.( ૮૯ ).

**ઔદાસીન્યમાં નિજાનન્દ.**

य आनन्दमयः सुप्तौ स विज्ञानमयात्मताम् ।
गत्वा स्वप्नं प्रबोधं वा प्राप्नोति स्थानभेदतः ॥ ९० ॥
नेत्रे जागरणं कण्ठे स्वप्नः सुप्तिर्हृदम्बुजे ।
आपादमस्तकं देहं व्याप्य जागर्ति चेतनः ॥ ९१ ॥
देहतादात्म्यमापन्नस्तप्तायः पिण्डवत्ततः ।
अहं मनुष्य इत्येवं निश्चित्यैवावतिष्ठते ॥ ९२ ॥
उदासीनः सुखी दुःखीत्यवस्थात्रयमेत्यसौ ।
सुखदुःखे कर्मकार्ये त्वौदासीन्यं स्वभावतः ॥ ९३ ॥
बाह्यभोगान्मनोराज्यात्सुखदुःखे द्विधा मते ।
सुखदुःखान्तरालेषु भवेत्तूष्णीमवस्थितिः ॥ ९४ ॥
न कापि चिन्ता मेऽस्त्यद्य सुखमास इति ब्रुवन् ।
औदासीन्ये निजानन्दभानं वक्त्यखिलो जनः ॥९५॥
अहमस्मीत्यहंकारसामान्याच्छादितत्वतः ।
निजानन्दो न मुख्योऽयं किंत्वसौ तस्य वासना ॥९६॥
नीरपूरितभाण्डस्य बाह्ये शैत्यं न तज्जलम् ।
किंतु नीरगुणस्तेन नीरसत्तानुमीयते ॥ ९७ ॥
यावद्यावदहंकारो विस्मृतोऽभ्यासयोगतः ।
तावत्तावत्सूक्ष्मदृष्टेर्निजानन्दोऽनुमीयते ॥ ९८ ॥

ઉપર સુષુપ્તિમાં જે **આનન્દમય જીવ** કહ્યો તે જ **વિજ્ઞાનમય જીવ** રૂપ થઈને સ્થાનના ભેદ પ્રમાણે સ્વપ્ન કે જાગ્રત્ દશાને પામે

છે. ( ૯૦ ). જ્યારે તે નેત્રમાં હોય છે ત્યારે તે જાગ્રત્‌માં છે; અને જ્યારે કંઠમાં ( હેતા નામની નાડીમાં ) વ્યવહાર કરતો હોય છે, ત્યારે તે સ્વપ્નમાં છે; અને હૃદય કમળમાં જાય છે ત્યારે સુષુપ્તિમાં હોય છે. જ્યારે ચેતન ( જીવ ) પગથી મસ્તક પર્યંત સર્વ દેહને વ્યાપીને રહે છે—નેત્રમાં રહીને વ્યવહાર કરે છે, ત્યારે તે જાગતો છે—જાગ્રત્‌માં છે. ( ૯૧ ). અને તે અવસ્થામાં તપેલા લોઢાની પેઠે જીવ શરીરની સાથે એકતા પ્રાપ્ત કરવાથી—માનવાથી—“ હું મનુષ્ય છું ” એવો નિશ્ચય કરીને રહે છે. ( ૯૨ ).વળી જાગ્રત્‌માં જીવની ત્રણ અવસ્થાઓ છેઃ—

**૧. ઉદાસીન, ૨. સુખી,** અને **૩. દુઃખી.** તેમાંની સુખ અને દુઃખ કર્મમાંથી ઉત્પન્ન થાય છે; પરંતુ ઉદાસીન દશા તો સ્વાભાવિક છે. ( ૯૩ ). સુખ અને દુઃખ બે પ્રકારે ઉત્પન્ન થાય છેઃ **૧. બાહ્યભોગથી** અને **૨. મનોરાજ્યથી.** પરંતુ સુખ દુઃખની મધ્યમાં—સંધિ ભાગમાં—ઔદાસીન્ય ( તૂષ્ણીં સ્થિતિ ) દશા હોય છે. ( ૯૪ ). “ મને આજે કાંઇ પણ ચિંતા નથી, હું સુખી છું ” એ પ્રમાણે કહેનાર સર્વ માણસ ઔદાસીન્યમાં થતું **નિજાનન્દનું ભાન** પ્રકટ કરે છે. ( ૯૫ ). **નિજાનન્દ** “ હું સુખી છું ” એ પ્રકારે સામાન્ય અહંકારથી આચ્છાદિત હોવાથી મુખ્ય નથી; પરંતુ તે મુખ્ય આનન્દ (બ્રહ્માનન્દ) ની **વાસના** છે—**વાસનાનન્દ** છે. ( ૯૬ ). જળથી ભરેલા વાસણની બહાર જે શીતળતા જણાય છે તે જળ નથી, પરંતુ જળનો ગુણ છે. પણ તે શીતળતા રૂપી ગુણ ઉપરથી અંદરની નીરસત્તાનું અનુમાન કરી શકાય છે. તેવીજ રીતે જેમ જેમ **યોગાભ્યાસ** વડે ઉપર કહેલો અહંકાર ભૂલી જવામાં આવે, તેમ તેમ બુદ્ધિની દૃષ્ટિ સૂક્ષ્મ થતી જાય છે; અને જેમ જેમ તે સૂક્ષ્મ થતી જાય છે તેમ તેમ **નિજાનન્દનો** આવિર્ભાવ થતો જાય છે, એવું અનુમાન કરી શકાય છે. ( ૯૮ ).

## સમાધિમાં બ્રહ્માનન્દ.

सर्वात्मना विस्मृतः सन्सूक्ष्मतां परमां व्रजेत् ।
अलीनत्वान्न निद्रैषा ततो देहोऽपि नो पतेत् ॥९९॥
न द्वैतं भासते नापि निद्रा तत्रास्ति यत्सुखम् ।
स ब्रह्मानन्द इत्याह भगवानर्जुनं प्रति ॥ १०० ॥

એ પ્રમાણે **યોગાભ્યાસ** કરતાં કરતાં જ્યારે **અહંકાર સંપૂર્ણ** રીતે ભૂલી જવામાં આવે છે, ત્યારે બુદ્ધિ પરમ સૂક્ષ્મતાને પામે છે. **આ સ્થિતિ નિદ્રા નથી**, કેમકે તે વખતે નિદ્રાની પેઠે અંતઃકરણનો લય થતો નથી, પરંતુ તે જાગતું રહે છે; અને તેથી નિદ્રાની પેઠે સમાધિમાં દેહ પડી પણ જતો નથી. ( ૯૯ ). જે દશામાં ( સમાધિમાં ) **દ્વૈત ભાસતું નથી, તેમજ નિદ્રા પણ નથી**, તે દશામાં જે **આનન્દ** આવે છે તે **બ્રહ્માનન્દ** છે, એમ શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને કહ્યું હતું. ( ૧૦૦ ).

### યોગાભ્યાસ–સમાધિનું–સ્વરૂપ, અને તેનું ફળ.

शनैः शनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया ।
आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिन्तयेत् ॥ १ ॥
यतो यतो निश्चरति मनश्चञ्चलमस्थिरम् ।
ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥ २ ॥
प्रशान्तमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ।
उपैति शान्तरजसं ब्रह्मभूतमकल्मषम् ॥ ३ ॥
यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ।
यत्र चैवात्मनात्मानं पश्यन्नात्मनि तुष्यति ॥ ४ ॥
सुखमात्यन्तिकं यत्तद्बुद्धिग्राह्यमतीन्द्रियम् ।
वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥ ५ ॥
यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ।
यस्मिन्स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते ॥ ६ ॥
तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ।
स निश्चयेन योक्तव्यो योगोऽनिर्विण्णचेतसा ॥ ७ ॥
युंजन्नेवं सदात्मानं योगी नि[illegible]ः ।
सुखेन ब्रह्मसंस्पर्शमत्यन्तं सुखमश्नुते ॥ ८ ॥

ધૈર્યયુક્ત બુદ્ધિ વડે ધીમે ધીમે ( એકદમ નહિ ) મનને ઉપરામ પમાડવું; અને તેની આત્મામાં સ્થિતિ કરીને બીજા કશાનું ચિંતન કરવું નહિ. ( **આ યોગની પરમ અવધિ છે** ). ( ૧૦૧ ).

સ્વભાવથી ચંચળ અને અસ્થિર મન જે જે વિષયના નિમિત્તથી (यतः यतः) બહાર નિકળી જાય, તે તે વિષયોના મિથ્યાત્વાદિ દોષ-દર્શન વડે વૈરાગ્ય પૂર્વક તેમાંથી રોકીને તેને આત્માને જ વશ કરવું. ( ૧૦૨ ). આ પ્રમાણે કરવાથી જેના મનનો પ્રવૃત્તિજનક રજોગુણ અત્યન્ત શાન્ત પડી તે મન **વિક્ષેપ રહિત** થયેલું છે, અને જે **બ્રહ્મ રૂપ થઇ જીવન્મુક્ત થયેલો** છે, તેવા **પાપરહિત થયેલા યોગીને ઉત્તમ સુખ** પ્રાપ્ત થાય છે. ( ૧૦૩ ). જે ક્ષણે યોગાભ્યાસ વડે વિષયોમાંથી નિવારિત કરેલું ચિત્ત ઉપરામ પામે છે, અને જે ક્ષણે સમાધિથી શુદ્ધ થયેલા અંતઃકરણ વડે ( आत्मना ) ચૈતન્ય સ્વરૂપ આત્માનો સાક્ષાત્કાર કરતો સતો આત્મસ્વરૂપમાં જ તુષ્ટિ પામે છે ( ૧૦૪ ); જે ક્ષણે આત્મામાં સ્થિત થયેલો આ યોગી ઇંદ્રિયો વડે ગ્રાહ્ય થાય નહિ તેવા અને ફક્ત બુદ્ધિ વડે જ ગ્રાહ્ય થાય એવા **અનન્ત આનન્દને** અનુભવે છે; અને વળી આત્મામાં સ્થિત થયેલો તે ( યોગી ) આત્મતત્ત્વમાંથી ચલાયમાન થતો નથી, ( ૧૦૫ ), અને વળી જે આનન્દને પ્રાપ્ત કરીને બીજા કોઇ લાભને અધિક ગણતો નથી; અને જેમાં સ્થિત થવાથી પ્રહ્લાદની પેઠે શસ્ત્રઘાત વગેરે મહાન્ દુઃખોથી પણ તેને ચલાયમાન કરી શકાતો નથી, ( ૧૦૬ ); તે દુઃખસંયોગના વિયોગ રૂપી યોગને ખેદ રહિત મન વડે નિશ્ચય પૂર્વક સાધવો. ( ૧૦૭ ). આ પ્રમાણે સદા સાધના કરતો તે યોગી પાપ રહિત–અન્તરાય રહિત–થઇને **બ્રહ્મસ્વરૂપ ભૂત અત્યન્ત સુખ** અનાયાસે ભોગવે છે. ( ૧૦૮ ).

### યોગાભ્યાસમાં મનોનિગ્રહની આવશ્યકતા.

उत्सेक उदधेर्यद्वत्कुशाग्रेणैकबिन्दुना ।
मनसो निग्रहस्तद्वद्भवेदपरिखेदतः ॥ ९ ॥
बृहद्रथस्य राजर्षेः शाकायन्यो मुनिः सुखम् ।
प्राह मैत्राख्यशाखायां समाध्युक्तिपुरःसरम् ॥ ११० ॥
यथा निरिन्धनो वह्निः स्वयोनावुपशाम्यति ।
तथा वृत्तिक्षयाच्चित्तं स्वयोनावुपशाम्यति ॥ ११ ॥
स्वयोनावुपशान्तस्य मनसः सत्यकामिनः ।
इन्द्रियार्थविमूढस्यानृताः कर्मवशानुगाः ॥ १२ ॥

**चित्तमेव हि संसारस्तत्प्रयत्नेन शोधयेत् ।**
**यच्चित्तस्तन्मयो मर्त्यो गुह्यमेतत्सनातनम् ॥ १३ ॥**
**चित्तस्य हि प्रसादेन हन्ति कर्म शुभाशुभम् ।**
**प्रसन्नात्मात्मनि स्थित्वा सुखमक्षय्यमश्नुते ॥ १४ ॥**

જેમ ટિટોડીના વ્યાખ્યાનમાં કહ્યા પ્રમાણે, ખેદ નહિ કરતાં કુશાગ્ર વડે ગ્રહણ કરેલા એકેક બિંદુ વડે આખો સમુદ્ર ખાલી કરી શકાય, એવા નિશ્ચયથી પ્રવૃત્ત થઇને પોતાનો અર્થ સિદ્ધ કરેલો જોવામાં આવે છે; તેમ **મનોનિગ્રહ** પણ ખેદ વિના કરવામાં આવે તો કાળાન્તરે સિદ્ધ થઇ શકે છે. ( ૧૦૯ ). ગીતામાં આ અર્થ કહ્યો છે એટલું જ નહિ, પરંતુ મંત્રાયણીય શાખામાં શાકાયન્ય મુનિએ બૃહદ્રથ રાજર્ષિ નામના પોતાના શિષ્યને સમાધિના કથન પૂર્વક બ્રહ્મસુખનું કથન કર્યું હતું. ( ૧૧૦ ). જેમ બળતણ વિનાનો અગ્નિ સામાન્ય તેજ રૂપ પોતાના સ્વરૂપમાં શાન્ત થઇ જાય છે, તેવી રીતે વૃત્તિઓનો ક્ષય થતાં ચિત્ત પણ પોતાના કારણ રૂપ સત્ત્વગુણમાં શાન્ત થઇ જાય છે. ( ૧૧૧ ). એ પ્રમાણે પોતાના કારણમાં શાન્ત પામેલા, આત્મા રૂપી સત્યના કામવાળા, અને વિષયોથી વિમુખ થયેલા મનને, કર્મને વશ થઇને પોતાની પાછળ આવનારાં સુખ દુ:ખ મિથ્યા લાગે છે. [૧૧૨]. **જગત્‌ના ભોગ્યત્વનું કારણ ચિત્ત હોવાથી ચિત્ત જ સંસાર છે.** માટે તે ચિત્તને શુદ્ધ–વાસના રહિત–કરવું. જે દેહી જે જે પુત્રાદિ વિષયમાં ચિત્તવાળા થાય છે તે તેમાં તન્મય થઇ જાય છે–તદ્રૂપ થાય છે. આ અનાદિ સિદ્ધ રહસ્ય છે. (૧૧૩) ચિત્તના પ્રસન્નતા–શુદ્ધતા–થી શુભાશુભ સંચિત કર્મનો નાશ થઇ જાય છે; અને પછી શુદ્ધ થયેલા ચિત્તવાળો તે પુરૂષ આત્મામાં સ્થિત થઇને–ચિદ્રૂપે સ્થિતિ પામીને–અવિનાશિ સુખ ભોગવે છે. [ ૧૧૪ ].

**समासक्तं यथा चित्तं जन्तोर्विषयगोचरे ।**
**यद्येवं ब्रह्मणि स्यात्तत्को न मुच्येत बन्धनात् ॥ १५ ॥**
**मनो हि द्विविधं प्रोक्तं शुद्धं चाशुद्धमेव च ।**
**अशुद्धं कामसंपर्काच्छुद्धं कामविवर्जितम् ॥ १६ ॥**
**मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः ।**
**बन्धाय विषयासक्तं मुक्त्यै निर्विषयं स्मृतम् ॥ १७ ॥**

**પ્રાણીનું ચિત્ત જેટલી આસક્તિથી સ્વભાવથી જ વિષયોમાં સમાસક્ત રહે છે, તેટલી જ આસક્તિથી જો તેનું ચિત્ત જીવાભિન્ન બ્રહ્મમાં લાગી રહે તો કોણ મુક્ત ન થાય ? (૧૧૫).** મન બે પ્રકારનું છેઃ ૧. શુદ્ધ અને ૨. **અશુદ્ધ** કામાદિના સંબંધથી તે **અશુદ્ધ** કહેવાય છે, અને કામાદિ રહિત મન **શુદ્ધ** કહેવાય છે. (૧૧૬). મનુષ્યોના બંધ મોક્ષનું કારણ મન જ છે; **વિષયાસક્ત મન** બંધનું કારણ છે, અને **નિર્વિષય મન** મોક્ષનું કારણ કહેવાય છે. (૧૧૭).

**જાગ્રતમાં બ્રહ્માનન્દનો અનુભવ.**

समाधिनिर्धूतमलस्य चेतसो
निवेशितस्यात्मनि यत्सुखं भवेत् ।
न शक्यते वर्णयितुं गिरा तदा
स्वयं तदन्तःकरणेन गृह्यते ॥ १८ ॥
यद्यप्यसौ चिरं कालं समाधिर्दुर्लभो नृणाम् ।
तथापि क्षणिको ब्रह्मानन्दं निश्चाययत्यसौ ॥ १९ ॥
श्रद्धालुर्व्यसनी योऽत्र निश्चिनोत्येव सर्वथा ।
निश्चिते तु सकृत्तस्मिन्विश्वसित्यन्यदाप्ययम् ॥ १२० ॥
तादृक् पुमानुदासीनकालेप्यानन्दवासनाम् ।
उपेक्ष्य मुख्यमानन्दं भावयत्येव तत्परः ॥ २१ ॥

યોગ સમાધિ વડે જે ચિત્તનો રજોગુણ અને તમોગુણ રૂપી મળ ધોવાઇ ગયેલો છે તે ચિત્તને જ્યારે આત્મામાં સ્થાપિત કરવામાં આવે છે, ત્યારે તેને જે આનન્દ થાય છે તેનું વર્ણન કરવાને વાણી પણ શક્તિવાન નથી. પરંતુ તે સ્વરૂપભૂત સુખ અંતઃકરણ જ ગ્રહણ કરે છે. (૧૧૮). જો કે આ (યોગમાર્ગની) સમાધિ નિરન્તર રાખવી માણસોને માટે દુર્લભ છે, છતાં ક્ષણ વાર પહોચે એટલી સમાધિ પ્રાપ્ત કરવી સંભાવત હોવાથી તેવી સમાધિ વડે બ્રહ્માનન્દનો નિશ્ચય કરી શકાય છે. (૧૧૯). આ સમાધિમાં શ્રદ્ધાવાળો, અને " તે સમાધિને હું સર્વથા પ્રાપ્ત કરીશ " એવા આગ્રહવાળો પુરૂષ અવશ્ય ક્ષણિક સમાધિથી બ્રહ્માનન્દનો નિશ્ચય કરી લે છે. અને એકવાર તેનો નિશ્ચય કરીને બીજે વખતે

(વ્યવહારમાં) પણ "આનન્દ છે" એવો વિશ્વાસ રાખે છે. (૧૨૦). આવો શ્રદ્ધાળુ પુરૂષ ઉદાસીન કાળના વાસનાનન્દની ઉપેક્ષા કરીને મુખ્ય બ્રહ્માનન્દ પરાયણ થઇને તેની જ ભાવના કરે છે. (૧૨૧).

परव्यसनिनी नारी व्यग्रापि गृहकर्मणि।
तदेवास्वादयत्यन्तः परसङ्गरसायनम् ॥ २२ ॥
एवं तत्त्वे परे शुद्धे धीरो विश्रान्तिमागतः।
तदेवास्वादयत्यन्तर्बहिर्व्यवहरन्नपि ॥ २३ ॥
धीरत्वमक्षप्राबल्येप्यानन्दास्वादवाञ्छया।
तिरस्कृत्याखिलाक्षाणि तच्चिन्तायां प्रवर्तनम् ॥२४॥
भारवाही शिरोभारं मुक्त्वास्ते विश्रमं गतः।
संसारव्यापृतित्यागे तादृग्बुद्धिस्तु विश्रमः ॥ २५ ॥

પર પુરૂષનું જેને વ્યસન લાગેલું છે એવી સ્ત્રી પોતાના ગૃહ-કર્મમાં વ્યગ્ર છતાં જેમ પરસંગ રૂપી તે જ રસાયનને અંતરમાં અનુભવે છે, તેવી રીતે પરમ શુદ્ધ તત્ત્વમાં **વિશ્રાન્તિ** પામેલો—વ્યવહારમાંથી મુક્ત થયેલો—**ધીર** પુરૂષ બહિર્ વ્યવહાર કરતો સતો તે જ નિજાનન્દને અંતરમાં ભોગવે છે. (૧૨૨-૩). ઇંદ્રિયો **પ્રબળ હોવા છતાં**—પુરૂષને વિષયો તરફ ખેંચવાને સમર્થ છતાં—**તેવી ઇંદ્રિયોનો તિરસ્કાર કરીને** બ્રહ્માનન્દનો અનુભવ લેવાની ઇચ્છાથી તે(આનંદ)ના ચિંતનમાં પ્રવૃત્ત રહેનાર પુરૂષ **ધીર** કહેવાય છે. (૧૨૪) જેમ ભારવહન કરનાર પુરૂષ માથાનો ભાર નીચે મૂકીને શ્રમ રહિત થઇ રહે છે—ઘડીભર વિશ્રામ લે છે, તેમ સંસારના વ્યવહારનો ત્યાગ કરતાં "હું શ્રમ રહિત થયો છું" એવી જે બુદ્ધિ (तादृग्बुद्धिः) તે (ઉપરના શ્લો. ૧૨૩ માં કહેલી) **વિશ્રાન્તિ** કહેવાય છે. (૧૨૫).

## સુખ દુઃખ દશામાં નિજાનન્દ.

विश्रान्तिं परमां प्राप्तस्त्वौदासीन्ये यथा तथा।
सुखदुःखदशायां च तदानन्दैकतत्परः ॥ २६ ॥
अग्निप्रवेशहेतौ धीः शृङ्गारे यादृशी तथा।
धीरस्योदेति विषयेऽनुसंधानविरोधिनि ॥ २७ ॥

अविरोधिसुखे बुद्धिः स्वानन्दे च गमागमौ ।
कुर्वन्त्यास्ते क्रमादेषा काकाक्षिवदितस्ततः ॥ २८ ॥
एकैव दृष्टिः काकस्य वामदक्षिणनेत्रयोः ।
यात्यायात्येवमानन्दद्वये तत्त्वविदो मतिः ॥ २९ ॥
भुञ्जानो विषयानन्दं ब्रह्मानन्दं च तत्त्ववित् ।
द्विभाषाभिज्ञवद्विद्यादुभौ लौकिकवैदिकौ ॥ १३० ॥
दुःखप्राप्तौ न चोद्वेगो यथापूर्वं यतो द्विदृक् ।
गङ्गामग्नार्धकायस्य पुंसः शीतोष्णधीर्यथा ॥ ३१ ॥

આ પ્રમાણે **વ્યવહારમાંથી પરમ-નિરતિશય-વિશ્રાન્તિ પામેલો પુરૂષ** જેમ **ઔદાસીન્ય દશામાં** પરમાનન્દ અનુભવવા તત્પર થઇ રહે છે, તેમ **સુખ દુઃખ દશામાં** પણ તે સુખ દુઃખનું ચિંતન તજી દઇને નિજાનન્દ ભોગવવાને તત્પર રહે છે. ( ૧૨૬ ). ધણીની પાછળ સતી થવાની ઇચ્છા કરનારી સ્ત્રીને વિલંબ લગાડનાર શૃંગાર ઉપર જેવી વૈરબુદ્ધિ ઉત્પન્ન થાય છે, તેવી વૈરબુદ્ધિ બ્રહ્મનું ચિંતન કરવાની ઇચ્છાવાળા આ પુરૂષને તે ચિંતનમાં વિરોધ કરનાર વિષયો ઉપર થાય છે. ( ૧૨૭ ). વિરોધી વિષય ઉપર વૈરબુદ્ધિ થાય છે; પરંતુ જે વિષયસુખ બ્રહ્મચિંતનને વિરોધ કરનારૂં નથી તેવા જનકાદિની પેઠે પ્રારબ્ધ વશાત્ પ્રાપ્ત થયેલા વિષયાનન્દમાં તથા સમાધિમાં પ્રાપ્ત થતા સ્વ-બ્રહ્મ-આનન્દમાં, કાગડાની દૃષ્ટિની પેઠે, તેની બુદ્ધિ વારા ફરતી જતી આવતી રહે છે. ( ૧૨૮ ). જેમ કાગડાની એક જ દૃષ્ટિ ડાબા અને જમણા નેત્રમાં જા આવ કરે છે, તેમ તત્ત્વવેત્તાની બુદ્ધિ આ બંને આનન્દમાં-બ્રહ્માનન્દમાં તથા વિષયાનન્દમાં-વારાફરતી જા આવ કરે છે. ( ૧૨૯ ). વિષયોને ભોગવતો તત્ત્વવેત્તા પુરૂષ બે ભાષા જાણનારની પેઠે લૌકિક વિષયાનન્દ તથા વૈદિક બ્રહ્માનન્દ, એ બંનેને જાણે છે. ( ૧૩૦ ). આ પ્રમાણે તત્ત્વવેત્તા પુરૂષ લૌકિક અને વૈદિક બંને વ્યવહારને જાણતો હોવાથી તેને અજ્ઞાન દશાની પેઠે દુઃખપ્રાપ્તિમાં ઉદ્વેગ થતો નથી; જેમ ગંગામાં જેની અર્ધ કાયા ડુબેલી છે તેવા માણસને ગંગામાંની શીતળતા અને ઉપરનો તાપ-એ બંનેનો અનુભવ એકજ વખતે જ થાય છે તેમ. ( ૧૩૧ ).

( આ પ્રમાણે તત્ત્વવેત્તા પુરૂષને જાગ્રત્‌ની સુખી, દુઃખી તથા ઔદાસીન્ય, એ ત્રણે દશામાં બ્રહ્માનન્દનો અનુભવ હોવાનું બતાવ્યું. )

### ૫. સ્વપ્નાવસ્થામાં બ્રહ્માનન્દ. ૧૩૨-૩.

इत्थं जागरणे तत्त्वविदो ब्रह्मसुखं सदा ।
भाति तद्वासनाजन्ये स्वप्ने तद्भासते तथा ॥ ३२ ॥
अविद्यावासनाप्यस्तीत्यतस्तद्वासनोत्थिते ।
स्वप्ने मूर्खवदेवैष सुखं दुःखं च वीक्षते ॥ ३३ ॥

તત્ત્વવેત્તા પુરૂષને જેમ જાગ્રત્‌માં સદા બ્રહ્માનન્દ ભાસે છે, તેમ જાગ્રત્‌ની વાસનાથી ઉત્પન્ન થનાર સ્વપ્નમાં પણ તે અનુભવે છે. ( ૧૩૨ ). તત્ત્વવેત્તા જેમ સ્વપ્નમાં બ્રહ્માનન્દ ભોગવે છે, તેમ તેને અવિદ્યાની વાસના પણ કર્મવશાત્ હોવાથી તેવી વાસનાથી ઉત્પન્ન થતા સ્વપ્નમાં અજ્ઞાનીની પેઠે તે સુખ દુઃખ પણ ભોગવે છે. ( ૧૩૩ ).

### ૬. પ્રકરણનું તાત્પર્ય. ૧૩૪.

ब्रह्मानन्दाभिधे ग्रन्थे ब्रह्मानन्दप्रकाशकम् ।
योगिप्रत्यक्षमध्याये प्रथमेऽस्मिन्नुदीरितम् ॥ १३४ ॥

“ બ્રહ્માનન્દ નામના ગ્રંથના આ પહેલા ( ૧૧ મા ) પ્રકરણમાં, સુષુપ્તિ, ઔદાસીન્ય, સમાધિ, અને સુખ દુઃખ દશામાં બ્રહ્માનન્દનો પ્રકાશ કરનારૂં યોગીના અનુભવ રૂપ આ પ્રત્યક્ષ પ્રમાણ કહેવામાં આવ્યું. ( ૧૩૪ ).

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीभारतीतीर्थविद्यारण्य मुनिवर्यविरचितपञ्चदश्यां ब्रह्मानन्दे योगानन्दः समाप्तः॥११॥

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ॥

## ૧૧ મું પ્રકરણ સમાપ્ત.

# પ્રકરણ ૧૧.

## યોગાનન્દ.

### ભાવાર્થ.

પહેલાં પાંચ પ્રકરણ **વિવેક** નામનાં કહ્યાં, જે વડે **સત્**, **ચિત્** અને **આનન્દ** રૂપ આત્માનું ત્રણે કાળમાં **અસ્તિત્વ-સત્** સ્વરૂપ-સિદ્ધ કર્યું.

બીજાં પાંચ પ્રકરણ **દીપ** નામનાં કહ્યાં, જે વડે આત્માનો સાક્ષાત્કાર કરવાની પ્રક્રિયા બતાવી આત્માનું **ચિત્--જ્ઞાન**-સ્વરૂપ બતાવ્યું.

આ સાક્ષાત્કાર કરવાના "**જ્ઞાન**" અને "**યોગ**" નામના બે માર્ગ છે. તેમાં ૬, ૭, ૮ અને ૧૦ મા પ્રકરણમાં **જ્ઞાનમાર્ગ** વર્ણવ્યો, અને ૯ મા પ્રકરણમાં ઉપાસના-યોગમાર્ગ-બતાવ્યો.

છઠ્ઠા ( ચિત્રદીપ ) પ્રકરણમાં એમ કહ્યું કે આ જગત્ પટ ઉપર દોરેલા ચિત્રની પેઠે સચ્ચિદાનંદ સ્વરૂપ પરમાત્મ વસ્તુમાં માયાએ કલ્પેલા ચિત્ર રૂપ છે, જે કલ્પિત જગત્‌ની ઉપેક્ષા કરવાથી શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ શેષ રહે છે.

૭ મા ( તૃપ્તિદીપ ) પ્રકરણમાં એમ બતાવ્યું કે જો પુરૂષ **પોતે બ્રહ્મ રૂપ છે એમ સાક્ષાત જાણે**, તો જગત્‌ના ભોગ્ય પદાર્થો તથા તેના ભોક્તા રૂપ જીવને ( પોતાને ) મિથ્યા જાણી તેમની દરકાર નહીં કરી શરીરના જ્વરોથી મુક્ત થઇ જીવન્મુક્તની નિરતિશય તૃપ્તિનું સુખ ભોગવે.

આઠમા ( કૂટસ્થદીપ ) પ્રકરણમાં એમ કહ્યું કે શરીરની અંદર અંતઃકરણમાં **કૂટસ્થ** તેમજ **ચિદાભાસ** રૂપ જીવ એવા બે પ્રકારના ચૈતન્યના પ્રકાશ છે. કૂટસ્થ-ચૈતન્ય-તો જડ અને ચેતન બંનેમાં સમાન છે. પરંતુ ચિદાભાસ એકલા પ્રાણીઓમાં હોવાથી તે જીવ રૂપ છે, અને જડમાં તે નહીં હોવાથી તે જીવ રૂપ નથી. આ **અંતઃકરણ-બુદ્ધિ-જડ રૂપ હોવાથી ચિદાભાસ વિના જાણી શકતી નથી.** વૃત્તિઓમાં કૂટસ્થ તેમજ ચિદાભાસ છે, પરંતુ સુષુપ્તિમાં વૃત્તિઓના લય વખતે તથા તેમની સંધિઓ

વખતે ફક્ત ઉપાધિ રહિત કૂટસ્થ છે. ચિદાભાસ તો જ્યાંસુધી અંતઃકરણ રૂપ ઉપાધિ છે ત્યાંસુધી છે. **તેથી અંતઃકરણાદિનો નાશ થતાં જીવત્વાભિમાન નાશ પામે છે, અને જીવનું કૂટસ્થત્વ શેષ રહે છે.** જગત્‌નું અધિષ્ઠાન બ્રહ્મ, અને જીવનું અધિષ્ઠાન કૂટસ્થ—એ બંને એક જ બ્રહ્મ રૂપ ( જેમ ઘટાકાશ અને મહાકાશ એક રૂપ છે તેમ ) હોવાથી જીવ બ્રહ્મની એકતા સિદ્ધ થાય છે, અને જીવ તથા જગત્ માયિક છે એમ અનુભવાય છે.

નવમા ( ધ્યાનદીપ ) પ્રકરણમાં આત્માનો સાક્ષાત્કાર કરવાનો **યોગમાર્ગ** બતાવ્યો છે. તેમાં કહે છે કે **અધિકારીના વૈરાગ્યની મંદતાને લીધે ચિત્તની વ્યાકુલતા ઘણી રહેવાથી** જેનાથી આત્મવિચાર ( જ્ઞાન માર્ગ ) સાધી શકાતો નથી, તેણે અંતઃકરણ શુદ્ધ કરી ચિત્તને શાન્ત કરવા સારૂ **નિર્ગુણ બ્રહ્મની ઉપાસના—ધ્યાન**—કરવું, જેથી કરીને સવિકલ્પ અને નિર્વિકલ્પ સમાધિ દ્વારા **બ્રહ્મજ્ઞાન** પ્રાપ્ત થઇ **મુક્તિ** મળશે.

દશમા ( નટકદીપ ) પ્રકરણમાં આત્માને નાટકશાળાના દીપની સાથે સરખાવ્યો છે, અને કહે છે કે જેમ નાટકનો દીપ નાટકના પ્રભુ, નર્તકી, સભ્યો ( પ્રેક્ષકો ), વગેરે સર્વને નિર્વિકારી રૂપે એકી સાથે પ્રકાશમાન કરતો છતાં તેમના અભાવે પણ તેવો ને તેવો જ પ્રકાશતો રહે છે. તેવી જ રીતે કૂટસ્થ ચૈતન્ય પણ અહંકાર ( કર્તા ), બુદ્ધિ, ઇંદ્રિયો, વિષયો, સર્વને નિર્વિકારી રૂપે પ્રકાશતો છતાં તેમના અભાવે પણ તેવો જ પ્રકાશતો રહે છે. બુદ્ધિની ચંચલતાને લીધે કૂટસ્થ આત્મા ચંચળ ભાસે છે, પરંતુ ખરી રીતે ચંચળ નથી. પરંતુ **જયારે ચંચળ બુદ્ધિ શાન્ત થશે,** ત્યારે જ્ઞાન રૂપ કૂટસ્થ શેષ રહેશે.

આ પ્રમાણે જ્ઞાન સ્વરૂપ આત્માનો સાક્ષાત્કાર કરવાની પ્રક્રિયા બતાવી હવે છેલ્લાં **આનંદ** નામનાં પાંચ પ્રકરણમાં આ આત્મા જે **આનન્દ** રૂપ છે તે આનંદ સ્વરૂપ આત્માનો સાક્ષાત્કાર કરવાની પ્રક્રિયા સમજાવે છે.

આ આનન્દ રૂપ આત્માને **બ્રહ્માનન્દ** પણ કહે છે; કેમકે **આત્મા બ્રહ્મ સ્વરૂપ છે, અને બ્રહ્મ આનન્દ રૂપ છે.** તેથી **આનન્દ રૂપ બ્રહ્મ** એટલે **બ્રહ્માનન્દને** જીવ અનુભવી શકે છે.

આ બ્રહ્માનન્દ અનુભવવાના પણ બે માર્ગ છે. ઉપર બ્રહ્મ

**સાક્ષાત્કાર કરવાના જે બે માર્ગ-યોગ અને જ્ઞાન માર્ગ-કહ્યા તે જ બે માર્ગથી બ્રહ્મસાક્ષાત્કાર કરવાથી બ્રહ્માનંદ ( બ્રહ્મનું આનન્દ સ્વરૂપ-આનન્દ સ્વરૂપ બ્રહ્મ ) પણ અનુભવવામાં આવે છે, એટલે કે બ્રહ્મસાક્ષાત્કારની સાથે બ્રહ્મનું આનન્દ સ્વરૂપ પણ અનુભવવામાં આવે છે.**

આ બ્રહ્માનન્દ જૂદાં જૂદાં નામથી ઓળખવામાં આવે છે, જેવાં કે **યોગાનન્દ, આત્માનન્દ, અદ્વૈતાનન્દ, વિદ્યાનન્દ, વિષયાનન્દ, વાસનાનન્દ.** આ સર્વ બ્રહ્માનન્દનાં સ્વરૂપ છે. પરંતુ જ્ઞાન પ્રાપ્ત કરવાને લીધેલા માર્ગ ઉપરથી અથવા ઉપાધિ વશાત્ તેનાં જૂદાં જૂદાં નામ કહેવાય છે. જેમ યોગમાર્ગથી બ્રહ્માનન્દ અનુભવવામાં આવવાથી તે **યોગાનન્દ** કહેવાય છે; આત્મા પોતે અતિપ્રિય હોઇ આનન્દ રૂપ હોવાથી **આત્માનન્દ** કહેવાય છે; સકળ જગત્ અદ્વૈત આનન્દમાંથી ઉત્પન્ન થયેલું હોવાથી તે **અદ્વૈતાનન્દ** કહેવાય છે; વગેરે.

પ્રથમનાં ત્રણ ( ૧૧-૧૨-૧૩ ] પ્રકરણમાં આ બ્રહ્માનન્દનું વર્ણન કરે છે:-૧૧ મામાં **योगानन्द** રૂપે, ૧૨ મામાં **आत्मानन्द** રૂપે, અને ૧૩ મામાં **अद्वैतानन्द** રૂપે.

પ્રથમનું ( ૧૧ મું ) પ્રકરણ યોગમાર્ગનું હોવાથી બ્રહ્માનન્દને **યોગાનન્દ** કહ્યો છે. બીજાં બે [ ૧૨-૧૩ ) જ્ઞાનમાર્ગનાં હોવાથી તેમાં કહેલી તે તે પ્રક્રિયા ઉપરથી તેવાં તેવાં-**આત્માનન્દ** અને **અદ્વૈતાનન્દ**-નામ આપ્યાં છે. પરંતુ આ બધાં બ્રહ્માનન્દનાં સ્વરૂપ છે-જૂદાં જૂદાં નામ છે.

આ બ્રહ્માનન્દ એક જ છે. પરંતુ પ્રસંગ વશાત્ તેનાં બીજાં બે નામ કહ્યાં છે-**વિષયાનન્દ** અને **વાસનાનન્દ**. વિષયાનન્દનું એક બીજું સ્વરૂપ **વિદ્યાનન્દ** હોવાથી તેને તે નામથી ૧૪ મા પ્રકરણમાં વર્ણવ્યો છે. અને **વિષયાનન્દ** રૂપને ૧૫ મા પ્રકરણમાં વર્ણવ્યું છે. આ **વિષયાનન્દ બ્રહ્માનન્દના પ્રતિબિંબ રૂપ છે.** બીજો **વાસનાનન્દ બ્રહ્માનન્દની વાસના રૂપ છે,** અને તેથી તેનું સ્વરૂપ પ્રસંગ વશાત્ ૧૧ મા પ્રકરણમાં તથા છેલ્લા [૧૫ મા] પ્રકરણમાં વર્ણવ્યું છે. પરંતુ તેનું કોઇ વિશેષ સ્વરૂપ નહીં હોવાથી તેનું જૂદું વર્ણન **पञ्चदशी**માં કર્યું નથી.

૧૧ મા પ્રકરણમાં એમ કહે છે કે **યોગ-સમાધિ**-દ્વારા

બ્રહ્માનન્દનો સાક્ષાત્કાર કરી શકાય છે. આ કારણથી તેને (બ્રહ્માનન્દને ) યોગાનન્દ કહ્યો.

૧૨ મા પ્રકરણમાં એમ કહે છે કે સંસારના સર્વ પદાર્થો કરતાં **પોતાનો આત્મા અતિ પ્રિય છે.** તેથી ખરૂં સુખ આત્મામાં જ રહેલું છે. બીજા સર્વ પદાર્થનું સુખ અનિત્ય છે, પરંતુ **આત્મસુખ–આત્માનંદ–નિત્ય છે.** માટે અખિલ જગત્ તરફ દૃષ્ટિ નહીં કરતાં હમેશાં **નિજાનંદ–આત્માનંદ**–ને જેનાર માણસ યોગી જ છે. માટે આ પ્રકરમાં બ્રહ્માનન્દને **આત્માનંદ** કહ્યો છે.

૧૩ મા પ્રકરણમાં એમ કહેશે કે જેમ માટીમાંથી ઉત્પન્ન થયેલો ઘટ માટી રૂપ જ છે, તેમ આ સકળ જગત્–ચેતન અચેતન–અદ્વૈત આનંદમાંથી ઉત્પન્ન થયેલું હોવાથી **અદ્વૈત આનંદ રૂપ** જ છે, તેથી જૂદું નથી. પરંતુ નામ અને રૂપ વાળું દેખીતું **જગત્ માયા શક્તિના વિકાર માત્ર** હોવાથી તે મિથ્યા છે, અને અદ્વૈત આનંદ જ એક સત્ય વસ્તુ છે, જેમાંથી આ જગત્ ઉત્પન્ન થયું છે, જેમાં સ્થિત રહેલું છે, અને જેમાં લય પામે છે. માટે આ જગતમાં **અદ્વૈતાનંદ–બ્રહ્માનન્દ**–સિવાય કાંઇ જ નથી. તેથી નામ રૂપ **જગત્ની ઉપેક્ષા** કરવાથી આનન્દ રૂપ બ્રહ્મનું જ્ઞાન થાય છે. માટે આ પ્રકરણમાં બ્રહ્માનંદ( આનંદ રૂપ બ્રહ્મ )ને **અદ્વૈતાનન્દ** કહ્યો છે.

## યોગાનન્દ–ભાવાર્થ.

### ૧. બ્રહ્માનન્દના જ્ઞાનથી દુઃખનિવૃત્તિ અને સુખપ્રાપ્તિ. ૧-૧૦.

ઉપર કહ્યા પ્રમાણે ૧૧, ૧૨,અને ૧૩મા પ્રકરણમાં બ્રહ્માનન્દ પ્રાપ્ત કરવાના બે માર્ગ–યોગ અને જ્ઞાન–માર્ગ બતાવે છે. પરંતુ તેમ કરતા પહેલાં બ્રહ્માનન્દની પ્રાપ્તિનું ફળ શું છે, તે આ ( ૧૧ મા ) પ્રકરણના ૧ લા શ્લોકમાં કહે છે:–

**ब्रह्मानन्दं प्रवक्ष्यामि ज्ञाते तस्मिन्नशेषतः ।**
**ऐहिकामुष्मिकानर्थव्रातं हित्वा सुखायते ॥ १ ॥**

**બ્રહ્માનંદપ્રાપ્તિનું ફળ:**—બ્રહ્માનંદ ( આનંદ રૂપ બ્રહ્મ ) બતાવનારૂં આ પ્રકરણ કહીએ છીએ, જેના જ્ઞાનથી ( આ પ્રકરણના

જ્ઞાનથી તથા બ્રહ્માનંદ પ્રાપ્ત કરવાથી ) **ઐહિક** ( આ લોકમાં દેહ પુત્રાદિમાં થયેલા અભિમાનથી ઉત્પન્ન થતાં દુઃખ એટલે ૧. **આધ્યાત્મિક**–મન અને શરીરના વાત પિત્તાદિ–દુઃખ; ૨. **આધિભૌતિક**–સર્પ, મનુષ્ય, વગરેએ કરેલા દુઃખ; અને ૩ **આધિદૈવિક**–અતિવૃષ્ટિ, વીજળી. આદિ ઇશ્વરી–દુઃખ ), તથા **આમુષ્મિક** ( પરલોકમાં ઉત્પન્ન થતાં ) દુઃખ, એ સર્વ દુઃખ ? પૂર્ણ રીતે નાશ પામી મનુષ્ય **સુખ રૂપ** ( **બ્રહ્મ** રૂપ ) થાય છે. ( **सुखायते** ). ( ૧ ).

**શ્રુતિપ્રમાણઃ**—આ પ્રમાણે ૧૧, ૧૨, અને ૧૩ મા પ્રકરણમાં કહેલા બ્રહ્માનન્દની પ્રાપ્તિનું ફળ શું છે તેની પ્રતિજ્ઞા કરી હવે આ ફળ સપ્રમાણ છે તે બતાવે છે.

બ્રહ્માનન્દનું ફળ **અનિષ્ટનિવૃત્તિ** અને **ઇષ્ટપ્રાપ્તિ** છે તે બતાવનારી ઘણી શ્રુતિસ્મૃતિ છે. તેમાંનાં કેટલાંક પ્રમાણ નીચે પ્રમાણે છેઃ

બ્રહ્મને જાણનાર ઉત્કૃષ્ટ ( **परम** ) આનન્દ રૂપ બ્રહ્મને પામે છે; દેશકાલ વસ્તુના પરિચ્છેદ રહિત આત્માને જાણનાર શોક–સંસાર–રહિત થાય છે; "**બ્રહ્મ**" અને **આત્મા**" એ શબ્દો વડે કહેવાતો આત્મા **રસ રૂપ–સાર રૂપ–આનન્દ રૂપ**–છે, તે રસ રૂપ આત્માને જાણવાથી ( "હું બ્રહ્મ છું" એવી રીતે જાણવાથી ) નિરતિશય સુખવાન થાય છે; જીવ બ્રહ્મની એકતા રૂપી જ્ઞાન સિવાય સુખ પ્રાપ્ત કરવાનું બીજું કોઇ પણ સાધન નથી. ( ૨ ).

જ્યારે મુમુક્ષુ ગુરૂ અને શાસ્ત્રની મદદ દ્વારા શ્રવણાદિક કરીને "હું બ્રહ્મ છું" એવી સંશય વિપર્યય રહિત પ્રતિષ્ઠા પ્રાપ્ત કરે છે, ત્યારેજ તે અભય–ભય રહિત–મોક્ષ રૂપ બ્રહ્મને પ્રાપ્ત કરે છે. પરંતુ જે વખતે તે ( મુમુક્ષુ ) જીવ( પ્રત્યક્ )થી અભિન્ન બ્રહ્મને વિશે ઉપાસ્ય ઉપાસક રૂપી અલ્પ પણ ભેદ ( **अन्तरम्** ) કરે છે, તેજ વખતે તે ભેદદર્શીને સંસારપ્રયુક્ત દુઃખ ( ભય ) થાય છે. ( ૩ ).

જગતના નિયામક ૧. અગ્નિ, ૨. સૂર્ય, ૩. ઇંદ્ર, ૪. વાયુ, અને ૫. મૃત્યુ એ પાંચ દેવતા પૂર્વ જન્મમાં ઇષ્ટ, પૂર્ત, અને દત્ત એ ત્રણ પ્રકારનો ધર્મ જાણતા હતા છતાં–જ્ઞાન પૂર્વક તે ધર્મ પાળતા હતા, છતાં–તે વખતે બ્રહ્મથી પોતાનું જૂદાપણું માની ઉપાસના

કરવાથી તે બ્રહ્મના ભયથી આ જન્મમાં ( અગ્નિ વગેરે જન્મમાં ) પોતપોતાના વ્યાપારમાં પ્રવર્તી રહ્યા છે. **भयादस्याग्निस्तपति भयात्तपति सूर्यः । भयादिन्द्रश्च वायुश्च मृत्युर्धावति पंचमः ॥** એ પ્રમાણે કઠ શ્રુતિનું પ્રમાણ છે. ( ૪ ).

બ્રહ્મના સ્વરૂપભૂત આનન્દને અપરોક્ષ રીતે જાણનાર પુરૂષ ઐહિક ભયના હેતુ રૂપ વ્યાઘ્રાદિથી, અથવા આમુષ્મિક ભયહેતુ રૂપ પાપાદિથી, કશાથી પણ ભય પામતો નથી. વળી બીજી શ્રુતિ પણ કહે છે કે તેવાને જ પુણ્ય પાપાદિ કર્મરૂપી અગ્નિથી ઉત્પન્ન થતી ચિંતા ( આ પુણ્ય મેં નહી કર્યું, આ પાપ મેં કર્યું એ રૂપ ) સંતાપ આપી શકતી નથી, બીજાને તો આપે છે. ( ૫ ).

ઉપરના શ્લોકમાં કહ્યા પ્રમાણે પુણ્યપાપ સંતાપ આપી શકતાં નથી, તેનું કારણ કહે છે; આ પ્રકારે જાણનાર, એટલે જે આત્મા પુરૂષની આંખમાં છે તે જ આત્મા સૂર્ય મંડલમાં છે એ પ્રમાણે જાણનાર, પુણ્ય પાપને તજી બ્રહ્માભિન્ન આત્માનું સદા ચિંતન કરે છે. મતલબ કે પુણ્ય પાપને મિથ્યા જાણી તેમનો નાશ કરવાથી તે સંબંધી ચિંતા રહેતી નથી; અને ચિંતા નહીં રહેવાથી તત્કૃત સંતાપ પણ થતો નથી. વળી આવું જાણનાર પૂર્વોક્ત પુણ્ય પાપ રૂપ બંને કર્મને સ્વાત્મ રૂપે જોતો હોવાથી ( આ સર્વ જે દેખાય છે તે આત્મરૂપ જ છે એમ જોતો હોવાથી ) પણ તે સંતાપ આપી શકતાં નથી. ( ૬ ).

આ સંબંધમાં " **नाभुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि** " —કર્મ ભોગવ્યા વિના કોટિ કલ્પે પણ ક્ષય પામતું નથી એવું શાસ્ત્રવચન છે. તેથી, તેમજ અનાદિ સંસારમાં બહુ જન્મમાં પ્રાપ્ત કરેલાં પુણ્યપાપ રૂપ જે અસંખ્ય કર્મો છે તે અપ્રસિદ્ધ હોવાથી તેમને આત્મ રૂપે માનવાં તે ઉચિત નથી, માટે તે ( કર્મો ) સંબંધી ચિંતા કેમ થાય નહિં ? એવી શંકા ઉત્પન્ન થાય છે, તેનું સમાધાન કરે છે કે અજ્ઞાનમાંથી તે ઉત્પન્ન થતાં હોવાથી તત્ત્વ જ્ઞાન વડે તેના કારણ રૂપ અજ્ઞાનનો નાશ થતાં તેનાં કાર્ય રૂપ કર્મો પણ નાશ પામે છે. અને તેથી જ્ઞાન થયા પછી તે કર્મો ચિંતા આપી શકતાં નથી, એવું મુંડકાદિ શ્રુતિ કહે છે: જેનાથી હિરણ્યગર્ભાદિક નીચે ( **अवर** ) છે એવા જે પરમાત્મા ( **पर** ) તેનો સાક્ષાત્કાર કરનારના હૃદયની ગ્રંથિ ( બુદ્ધિ અને ચિદાત્માના દૃઢ સંબંધ રૂપી ) તૂટી જાય છે; તેના સર્વ સંશયો દૂર થાય છે—

એટલે કે આત્મા દેહાદિથી જૂદો છે કે નહીં, જૂદો હોય તો કર્તૃત્વાદિ ધર્મ વાળો છે કે કેમ, અકર્તા હોય તોપણ તે બ્રહ્મથી જૂદો છે કે કેમ, અભેદ હોય તો તે અભેદનું જ્ઞાન એકલું જ મુક્તિનું સાધન છે કે કર્મ સહિત જ્ઞાન મુક્તિનું સાધન છે ?, ઇત્યાદિ સંશયો તત્ત્વજ્ઞાનથી નષ્ટ થાય છે; વળી અજ્ઞાન નષ્ટ થતાં તેના કાર્ય રૂપ પુણ્યપાપ રૂપ **સંચિત કર્મો પણ** નષ્ટ પામે છે. ( ૭ ).

બીજી શ્રુતિ કહે છે કે તે પરમાત્માને જાણનાર જ સંસાર રૂપ મૃત્યુને તરે છે; તેને તરવાનો કર્મ રૂપ કે બીજો કોઇ માર્ગ છે જ નહીં. સ્વપ્રકાશ ( देवं ) બ્રહ્મને જાણવાથી કામ, ક્રોધ, વગેરે સર્વ પાશની હાનિ થાય છે, અને તે પાશ રૂપ ક્લેશની હાનિ થતાં ભાવ જન્મ રહેતો નથી. ( ૮ ).

વળી કઠોપનિષદ્ કહે છે કે બ્રહ્મચર્યાદિ સાધન સંપન્ન ધૈર્યવાન્ પુરુષ ચિદાનંદાદિ રૂપ આત્માને જાણીને આ શરીરમાં જ હર્ષશોકનો ત્યાગ કરી શકે છે. વળી "યાજ્ઞવલ્કય" બ્રાહ્મણ પણ કહે છે કે પૂર્વે કરેલું અથવા નહીં કરેલું પુણ્ય કે પાપ તત્ત્વવેત્તાને સંતાપ આપી શકતાં નથી. ( " તાપ " નો અર્થ " ચિત્તવિકાર–વિશેષ " છે. કરેલું પુણ્ય "હર્ષ" રૂપ વિકાર ઉત્પન્ન કરે છે, અને નહીં કરેલું પુણ્ય વિષાદ–શોક–રૂપ વિકાર કરે છે; કરેલું પાપ શોક કરાવે છે, અને નહીં કરેલું પાપ હર્ષ પમાડે છે. તત્ત્વવેતા પોતે અવિક્રિય બ્રહ્મ રૂપ હોવાથી તેને આ વિકારો થતા નથી ). ( ૯ ).

એ વગેરે ઘણી શ્રુતિ, સ્મૃતિ અને પુરાણનાં પ્રમાણ છે, જેઓ ઘોષણા ( પોકાર ) કરી રહી છે કે **બ્રહ્મજ્ઞાનથી અનર્થની હાનિ** અને **આનન્દપ્રાપ્તિ** થાય છે. " **બ્રહ્મજ્ઞાન** " એટલે **સત્, ચિત્** અને **આનન્દ રૂપ બ્રહ્મનું જ્ઞાન** હોવાથી ' **બ્રહ્માનન્દજ્ઞાન** ' પણ કહેવાય. તેથીજ પહેલા શ્લોકમાં કહ્યું છે કે **આનન્દ રૂપ બ્રહ્મ–બ્રહ્માનન્દ**–ને જાણવાથી દુઃખની નિવૃત્તિ અને સુખની પ્રાપ્તિ થાય છે. ( ૧૦ ).

આ પ્રમાણે બ્રહ્માનન્દના જ્ઞાનનું ફળ શું છે તેનો સિદ્ધાન્ત શ્રુતિ પ્રમાણથી કહી બતાવી હવે તે વાત યુક્તિથી સિદ્ધ કરે છે.

## ૨. બ્રહ્મની આનન્દરૂપતા, અને આનન્દનું સ્વપ્રકાશત્વ. ૧૧–૩૨.

**પ્રથમ આનન્દના કેટલા પ્રકાર છે તે કહે છે.**

**આનન્દ ( ૧ ) બ્રહ્માનન્દ, ( ૨ ) વિદ્યાનન્દ, અને ( ૩ )**

**વિષયાનન્દ**, એ ત્રણ પ્રકારનો છે. તેમાંનો બ્રહ્માનન્દ પહેલાં ત્રણ (૧૧, ૧૨, અને ૧૩ મા ) પ્રકરણમાં વર્ણવે છે. )

તેમ કરતા પહેલાં બ્રહ્મનું **આનંદ સ્વરૂપ**–બ્રહ્માનન્દ–છે તે, તથા બ્રહ્મનું **અદ્વૈતત્વ** તથા **સ્વપ્રકાશત્વ** સિદ્ધ કરે છે. ( ૧૨–૩૨ ).

પ્રથમ બ્રહ્મની આનંદરૂપતા શ્રુતિપ્રમાણથી બતાવે છે. ( ૧૨–૨૧ ).

**બ્રહ્મનું આનંદ સ્વરૂપ–બ્રહ્માનંદઃ**—તૈત્તિરીય શ્રુતિનો વિચાર કરતાં બ્રહ્મ આનંદ રૂપ છે એમ જાણવામાં આવે છે તે વાત સદૃષ્ટાન્ત કહે છે. ( ૧૨–૧૩ ).

ભૃગુ નામના પુત્રે પોતાના વરૂણ નામના પિતા પાસેથી બ્રહ્મનું લક્ષણ શું છે તે સાંભળીને અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, અને આનંદમય કોશોને વિચાર પૂર્વક તજી આનન્દ–રૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર કરેલો એવું દૃષ્ટાંત તે શ્રુતિમાં આપેલું છે. ( ૧૨ ).

બ્રહ્મનું આનન્દ રૂપ લક્ષણ તેણે ( ભૃગુએ ) કેવી રીતે લગાડયું તે કહે છે; " **आनन्दादेव भूतानि जायन्ते आनन्देन जातानि जीवन्ति आनन्दं प्रयन्त्यभिसंविशन्ति ।** " એ શ્રુતિવાકયમાં કહ્યા પ્રમાણે " ગ્રામ્યધર્મ નિમિત્તક મૈથુનથી પ્રાપ્ત થતા આનંદથી પ્રાણીમાત્ર ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થઇને વિષયભોગ વગેરેથી ઉત્પન્ન થતા આનંદથી જીવન ગાળે છે, અને તે પ્રાણીઓનો લય પણ હંમેશાં સુષુપ્તિ વખતે પોતાના સ્વરૂપભૂત આનન્દમાં જ થાય છે, કેમકે સુષુપ્તિ વખતે આનન્દ સિવાય કોઇનો પણ **ભાવ** ( **અસ્તિત્વ** ) નથી હોતો. માટે આનન્દ જ–આનન્દ રૂપ જ–બ્રહ્મ છે એ વાત સર્વને અનુભવ સિદ્ધ છે. માટે તેમાં કાંઇ સંશય નથી. ( ૧૩ ).

આ પ્રમાણે તૈતિરીય શ્રુતિથી બ્રહ્મનું આનન્દ સ્વરૂપ સિદ્ધ કરી હવે છાન્દોગ્ય શ્રુતિમાં આપેલા સનત્કુમાર તથા નારદના સંવાદમાં કહેલા ભૂમ રૂપી બ્રહ્મને પ્રતિપાદન કરનાર " **यत्र नान्यत् पश्यति नान्यच्छृणोति नान्यद्विजानाति स भूमा** " એ વાકયનો અર્થ કરી બતાવી બ્રહ્મનું આનન્દ સ્વરૂપ સિદ્ધ કરે છે. ( ૧૪-૨૧ ).

પંચભૂત અને તેનાં કાર્ય રૂપ જરાયુજ( માણુસ, પશુ), અંડજ, વગેરેની ઉત્પત્તિ થયા પહેલા–પ્રલય વખતે-જ્ઞાતૃ, જ્ઞાન, અને જ્ઞેય એ ત્રણની ત્રિપુટી રૂપી દ્વૈતનો **અભાવ** હોવાથી ફક્ત ભૂમા–દેશ, કાલ, અને વસ્તુના પરિચ્છેદ રહિત એકલા વ્યાપક–પરમાત્મા જ

હતા, બીજું કાંઇ નહોતું. પરમાત્મામાથી ઉત્પન્ન થયેલો અને બુદ્ધિની ઉપાધિ વાળો વિજ્ઞાનમય જીવ "**જ્ઞાતા**" કહેવાય છે, મનમાં પ્રતિબિંબિત થયેલું અને "**મનોમય**" નામ વાળું ચૈતન્ય "**જ્ઞાન**" કહેવાય છે, અને શબ્દ, સ્પર્શ, વગેરે "**જ્ઞેય**" કહેવાય છે. આ ત્રણે કાર્ય રૂપ હોવાથી ઉત્પત્તિ પહેલાં નહોતાં, એટલે કે તેમના કારણથી જૂદાં નહોતાં.*

માટે જેમ જીવ [ વિજ્ઞાનમય ]ની સમાધિ, સુષુપ્તિ, તથા મૂર્છા વખતે આ ત્રિપુટી રૂપી પરિચ્છેદનો અભાવ હોવાથી નિર્દ્વૈત પૂર્ણ અનુભવનાર ( અદ્વૈત આત્મા ) હોવાનું સિદ્ધ થાય છે, તેમ વિરાટ્ ( સૃષ્ટિ ) ઉત્પન્ન થતા પહેલાં પણ તે ત્રિપુટીનો અભાવ હોવાથી પૂર્ણ ( પરિચ્છેદ રહિત ) પરમાત્મા અનુભવવામાં આવે છે—વિરાટ્ના સમષ્ટિ આનંદમય ઇશ્વરના અનુભવમાં આવે છે. અને આ જે પરિચ્છેદ રહિત પૂર્ણ ભૂમા છે તે જ સુખ–આનંદ–રૂપ છે, (**यो वै भूमा तत्सुखं नाल्पे सुखमस्ति**), કારણ કે **અદ્વિતીય વસ્તુમાં દુઃખના કારણનો અભાવ છે.** દુઃખ તો જ્ઞાતૃ, જ્ઞાન અને જ્ઞેય રૂપ ત્રણ પ્રકારના ભેદ વાળા અલ્પ ( પરિચ્છિન્ન )માં જ હોય છે, તેમાં સુખ હોતું નથી. આ પ્રમાણે સનત્કુમારે અતિ શોકાતુર નારદ મુનિને કહેલું એમ છાન્દોગ્ય ઉપનિષદ્માં આપેલું છે. માટે તે શ્રુતિના આધારે પણ અદ્વિતીય પરમાત્મા ( બ્રહ્મ ) આનન્દ રૂપ છે. ( ૧૪–૧૭ ).

નારદ શોકાતુર હોવાનું કારણ એ હતું કે તેઓ જો કે પુરાણો અને મહાભારત ( પાંચમો વેદ ) સહિત વેદો, તથા વિવિધ શાસ્ત્રો જાણતા હતા, તથાપિ તેઓને આનંદ રૂપ એવો જે આત્મા તેનું જ્ઞાન નહીં હોવાથી અતિ શોક પામતા હતા—વેદાદિ શાસ્ત્રોનું જ્ઞાન પણ સુખ આપી શક્યું નહોતું. વેદાભ્યાસ પહેલાં તેઓ આધ્યાત્મિક વગેરે ત્રણ દુઃખથી દુઃખી હતા;વેદાદિ ભણ્યા પછી રખેને તે અભ્યાસનું વિસ્મરણ થશે, રખે કોઇ તિરસ્કાર કરશે, અથવા બીજો કોઇ પોતાના કરતાં ઓછું જ્ઞાન ધરાવનાર છે તે જોઇ પોતાને થતો ગર્વ

* ઉત્પત્તિ પહેલાં પ્રલયમાં વિજ્ઞાનમય જીવ નથી, પરંતુ આનંદમય જીવ તો રહે છે; કેમકે જેમ જીવની સુષુપ્તિમાં આનંદમય છે,તેમ વિરાટ્ની સ્થૂલ ઉત્પત્તિ પહેલાં વિરાટ્ની સુષુપ્તિ(પ્રલય રૂપ) હોય છે, અને તે સુષુપ્તિમાં વિરાટ્નું આનંદમય સ્વરૂપ રહે છે.

( સ્વાધિકયબુદ્ધિ રૂપ ); એવાં એવાં દુઃખોથી શોકવાન થયા હતા. તેથી તેઓ જ્યારે સનત્કુમાર આગળ જઇને કહેવા લાગ્યા કે " હે વિદ્વન્! વેદાદિ શાસ્ત્રોનું જેને જ્ઞાન છે એવો જે હું, તેને શોક થાય છે, માટે મને શોકની પાર લઇ જાઓ ", ત્યારે તે ઋષિએ તેમને કહ્યું કે **શોકનિવૃત્તિનો ઉપાય " ભૂમા " નામનું સુખ-આનંદ -રૂપ બ્રહ્મનું જ્ઞાન** જ છે. માટે તે આનંદ રૂપ બ્રહ્મને જાણો. વળી તેમણે કહ્યું કે " **नाल्पेऽस्ति सुखम्** "–અલ્પમાં સુખ નથી, કારણ કે અલ્પ રૂપ વિષયોનું સુખ હજારો દુઃખોથી વીંટાયલું હોવાથી દુઃખ રૂપ જ છે. માટે પરિચ્છેદ રહિત **પૂર્ણ બ્રહ્મ એકલું જ આનંદ રૂપ** છે. ( ૧૪ ૨૧ ).

**આનંદનું સ્વપ્રકાશત્વઃ**—આ પ્રમાણે બ્રહ્મની આનંદરૂપતા સિદ્ધ કરી હવે આનંદનું સ્વપ્રકાશત્વ સિદ્ધ કરે છે. ( ૨૨–૩૨ ).

શંકાઃ—દ્વૈત ( અલ્પ વિષયો )માં ભલે સુખ ન હો. પરંતુ અદ્વૈત બ્રહ્મમાં પણ સુખ નથી; કારણ કે જો હોત તો વિષયસુખની પેઠે જાણવામાં આવત; પણ જાણવામાં આવતું નથી, માટે છે પણ નહીં. અને જો જાણવામાં આવે તો દ્વૈત રૂપ ત્રિપુટી ( જ્ઞાતા, જ્ઞાન, જ્ઞેય રૂપ ) પણ હોય, તેથી **અદ્વૈત** કહેવાય નહીં ?

ઉત્તરઃ—અદ્વૈતમાં સુખ નથી–અદ્વૈત સુખનું અધિકરણ નથી, એટલે કે **અદ્વૈત** એક વસ્તુ અને તેમાં રહેનારી **સુખ** નામની બીજી વસ્તુ [ જેમ ઘરમાં રહેનાર મનુષ્ય ]–એ રીતે નથી. પરંતુ **અદ્વૈત એ જાતે જ સુખ ( આનંદ )** છે. અને અદ્વૈત સુખ રૂપ છે તેના પ્રમાણની પણ જરૂર નથી, કારણ કે અદ્વૈત સુખ (આનન્દ જાતે **સ્વપ્રકાશ** હોવાથી તેને બીજા કોઇના પ્રકાશની–જાણવાના સાધનની–જરૂર નથી. માટે '' અદ્વૈતમાં સુખ " એમ કહેવું અયોગ્ય છે. પરંતુ અદ્વૈત પોતે જ સુખ રૂપ છે. ( ૨૨–૨૩ ).

શંકાઃ —અદ્વૈત સુખ સ્વપ્રકાશ છે તેનું શું પ્રમાણ ?

ઉત્તરઃ—તમારૂં પોતાનું જ વાકય પ્રમાણ છે, કેમકે અદ્વૈતનો અંગીકાર કરીને પછી તમે કહો છો કે " અદ્વૈતમાં પણ સુખ નથી ". છતાં જો તમે એમ કહેતા હો કે અદ્વૈતનો હું અંગીકાર કરતો નથી, પરંતુ તમારા કહેવાનો અનુવાદ કરીને તેમાં ( તમારા કહેલા અદ્વૈતમાં ) હું દૂષણ બતાવું છું ", તો અમે પૂછીએ છીએ કે દ્વૈતની પહેલાં શું હતું તે કહો. દ્વૈત પહેલાં અદ્વૈત હતું ? કે દ્વૈત હતું ? કે ત્રીજી કોઇ કોટિ કહો છો ? દ્વૈત અને અદ્વૈત એ બે

સિવાયની ત્રીજી કોઇ કોટિ તો અપ્રસિદ્ધ છે. વળી દ્વૈત પહેલાં દ્વૈત પણ નહીં, કારણ કે તેની ઉત્પત્તિ જ નહોતી–ઉત્પન્ન થયા પહેલાં તે હોય નહીં. માટે અદ્વૈત શેષ રહે છે. વળી જો તમે એવી શંકા કહતા હો કે અદ્વૈતસિદ્ધિ ફક્ત યુક્તિથી કરવામાં આવી છે, અનુભવથી નહીં; તો યુક્તિમાં દૃષ્ટાન્ત આપવામાં આવે છે. માટે અમે યુક્તિથી જે અદ્વૈત સિદ્ધ કર્યું તે યુક્તિ દૃષ્ટાન્ત રહિત છે કે દૃષ્ટાન્ત વાળી છે? જો નિર્દૃષ્ટાન્ત કહેતા હો તો અનુભવ નહીં, તેમ દૃષ્ટાન્ત વાળી યુક્તિ પણ નહીં, એ વાત તો હસવા જેવી કહેવાય. માટે જો તમે કહો છો કે અદ્વૈતસિદ્ધિ યુક્તિથી કરવામાં આવી છે, તો અમારી યુક્તિમાં અમારા મતને અનુસરતું દૃષ્ટાન્ત આપો. આ પ્રમાણે પ્રશ્ન કરતાં પૂર્વપક્ષી એવું દૃષ્ટાન્ત આપે છે કે "**प्रलयो अद्वैतः द्वैतानुपलम्भेन, सुप्तिवत्**"–પ્રલય અદ્વૈત (દ્વૈત રહિત) છે, કેમકે પ્રલયમાં દ્વૈત જોવામાં આવતું નથી, જેમ સુપ્તિમાં દ્વૈત નહીં હોવાથી તે (સુપ્તિ) અદ્વૈત છે". આ દૃષ્ટાન્તના જવાબમાં સિદ્ધાન્તી પૂછે છે કે "સુપ્તિ અદ્વૈત છે" તેનું દૃષ્ટાન્ત આપો. ત્યારે પૂર્વપક્ષી પરસુપ્તિનું દૃષ્ટાન્ત આપે છે. ત્યારે સિદ્ધાન્તી કહે છે કે જે માણસ પોતાની સુપ્તિને જાણતો નથી, તે પારકાની સુપ્તિ જાણે શી રીતે? છતાં પારકાની સુપ્તિનું દૃષ્ટાન્ત આપીને પોતાની સુપ્તિ સિદ્ધ કરવા માગે છે તેની કુશળતા આશ્ચર્યજનક છે એવો ઉપહાસ કરે છે. જો એમ કહેતા હો કે "તે બીજો માણસ નિશ્ચેષ્ટ (ચેષ્ટા રહિત) હોવાથી ઉંઘેલો છે, જેમ હું છું; તેથી અનુમાનથી કહું છું કે તે ઉંઘેલો છે", તો દૃષ્ટાન્ત રૂપ તમારી સુષુપ્તિ સ્વપ્રકાશ છે એમ એની મેળે જ સિદ્ધ થાય છે; કેમકે તમારી પોતાની સુષુપ્તિને જાણવાને માટે (સુષુપ્તિ વખતે) કોઇ ઇંદ્રિઓની ચેષ્ટા નથી, કેમકે ઇંદ્રિયો લય પામેલી હોય છે, તેમજ કોઇ દૃષ્ટાન્ત નથી, છતાં તેને અંગીકાર કરો છો. માટે સાધન વિના પણ જેનું જ્ઞાન થાય છે તે જ **સ્વપ્રકાશ** કહેવાય છે.

**नेन्द्रियाणि न दृष्टान्तस्तथाप्यंगीकरोषि ताम् ।**
**इदमेव स्वप्रभत्वं यज्ज्ञानं साधनैर्विना ॥ ३२ ॥**

**विमता स्वसुप्तिः स्वप्रकाशा, असत्स्वपि ज्ञानसाधनेषु प्रकाशमानत्वात्; सांख्याभिमत-आत्मवत्, प्राभाकराभिमत संवेदन-**

**वत्** (તેઓ જ્ઞાનને આત્મા માને માને છે), **बौद्ध-अभिमतस्वात्मवत्** (તેઓ દેહને આત્મા માને છે). (શાક્ય બુદ્ધનો એક શિષ્ય હતો, અને તે જૈનમતનો મુનિ હતો. જૈનમત બુદ્ધમતનો એક દેશી મતછે).

માટે **જેમ પોતાની સુષુપ્તિ સ્વપ્રકાશ** છે, તેમ **પ્રત્ય રૂપ અદ્વૈત જે સુખ રૂપ છે તે પણ સ્વપ્રકાશ** છે. (૨૪-૩૨).

માટે આનન્દ રૂપ **અદ્વૈત બ્રહ્મ સ્વપ્રકાશ** છે અને **બ્રહ્મ આનન્દ રૂપ છે,** એવું ઉપર શ્લોક ૧૨ થી ૨૧ માં સિદ્ધ કર્યું છે. (૧૨-૩૨).

આ પ્રમાણે બ્રહ્માનન્દના અનુભવથી અનિષ્ટનિવૃત્તિ અને ઇષ્ટ-પ્રાપ્તિ થાય છે એમ કહી, આનન્દ રૂપ બ્રહ્મ (બ્રહ્માનન્દ) છે, અને તે સ્વપ્રકાશ છે, એમ પ્રલય તથા સુષુપ્તિના દૃષ્ટાન્ત વડે તથા શ્રુતિના પ્રમાણથી સિદ્ધ કર્યું. (૧-૩૨).

## ૩. સુષુપ્તિમા બ્રહ્માનન્દ. ૩૩-૮૯.

હવે, જાગ્રત, સ્વપ્ન. અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થામાં બ્રહ્મા-નન્દ અનુભવાય છે તેની યુક્તિપૂર્વક સમજણ, તથા તે અનુભવવાનો યોગમાર્ગ, શ્લોક ૩૩ થી ૧૩૩ માં કહેશે.

પ્રથમ સુષુપ્તિમાં બ્રહ્માનન્દનો અનુભવ થાય છે એમ બતાવે છે. (૩૩-૮૯).

અહીં સુધીમાં સુષુપ્તિ **અદ્વૈત** (દ્વૈત રહિત) અને **સ્વપ્રકાશ** છે એમ બતાવ્યું. હવે સુષુપ્તિમાં **સુખ-બ્રહ્માનન્દ-છે** એમ સિદ્ધ કરે છેઃ—

**સુષુપ્તિમાં દુઃખાભાવઃ**—જેમ પ્રકાશ અને અંધકાર વિરો-ધી છે, તેમ સુખ અને દુઃખ પણ એક બીજાના વિરોધી છે. તેથી જ્યાં એક ન હોય ત્યાં બીજું હોય, અને એક હોય ત્યાં બીજું ન હોય. તેથી જેમ જ્યાં અંધકાર ન હોય ત્યાં પ્રકાશ હોય જ. તેવી રીતે **સુષુપ્તિમાં દુઃખ નહીં હોવાથી સુખ છે જ.** વળી શ્રુતિ કહે છે અને સર્વનો અનુભવ પણ એવો જ છે કે સુષુપ્તિમાં આંધળો દેખતો થાય છે, ઘવાયલો ઘા રહિત થાય છે, અને વ્યાધ્યાદિથી પીડાતો તે તે પીડા રહિત થાય છે. (૩૩-૩૪).

શંકાઃ—જો એમ કહો કે જ્યાં દુઃખાભાવ હોય ત્યાં સુખ હોવું જ જોઇએ, તો લોષ્ટ, શિલા, વગેરેમાં દુઃખાભાવ હોવાથી તેમાં સુખ હોવું જોઇએ. પરંતુ તેમાં તો સુખ અને દુઃખ બંનેનો અભાવ છે. માટે ત્યાં તમારો સિદ્ધાન્ત લાગુ પડતો નથી ?

ઉત્તર:—આમ કહો તો તમારી વાણીમાં જ વિષમતા આવે છે, કેમકે લોષ્ટાદિમાં દુ:ખાભાવ છે એમ શી રીતે જાણ્યું? તેનું ચિહ્ન શું? કોઇ પણ પદાર્થમાં સુખ છે કે દુ:ખ છે તેનું તેના મુખ ઉપર દેખાતી દીનતા અને વિકાસ ઉપરથી અનુમાન કરી શકાય છે. પરંતુ લોષ્ટાદિમાં દૈન્યાદિનો જ અભાવ હોવાથી તેમાં સુખ છે કે દુ:ખ છે તે કળી શકાય તેમ નથી. અને પોતાનાં સુખ દુ:ખ તો પોતાના અનુભવ ઉપરથી જ જાણવામાં આવે છે, અનુમાન ઉપ-રથી નહીં. તે જ પ્રમાણે પોતાના સુખદુ:ખનો અભાવ પણ અનુ-ભવસિદ્ધ વાત છે. માટે પોતાની સુષુપ્તિમાં દુ:ખાભાવનો અનુભવ થતો હોવાથી, એટલે કે સુખના વિરોધિ દુ:ખનો અભાવ હોવાથી તે વખતે બાધરહિત સુખ છે એમ જણાય છે. (૩૫-૩૮).

**સુષુપ્તિમાં સુખ:**—જો સુષુપ્તિમાં સુખ ન હોય તો ઘણો પ્ર-યાસ કરીને ઉંઘ લાવવાને માટે મૃદુ શય્યા વગેરે સાધન શામાટે સંપાદન કરવામાં આવે છે? જો એવી શંકા કરતા હો કે તે તો દુ:ખના નિવારણને માટે સંપાદન કરવામાં આવે છે, તો તે રોગી માણસને માટે કદાપિ કહેવાય. પરંતુ અરોગી માણસ પણ તેમ કરે છે તે સુખને માટે જ કરે છે એમ નિશ્ચય પૂર્વક જાણો. આ સિદ્ધાન્ત નિદ્રામાં થતા સુખને માટે છે. પરંતુ નિદ્રા આવતા પહેલાં શય્યા વગેરે સાધનથી જે સુખ ઉત્પન્ન થાય છે તે વૈષયિક સુખ છે. પરંતુ નિદ્રામાં સુખ પ્રાપ્ત થાય છે તે સુખ શય્યાદિ સાધનના ચિંતન વિના જ પ્રાપ્ત થતું હોવાથી તે શય્યાદિથી ઉત્પન્ન થયેલું નથી. તેથી તે **અજન્ય સુખ** છે. ત્યારે પ્રશ્ન ઉઠે છે કે એવું અ-જન્ય સુખ વિષયસુખની પેઠે કેમ અનુભવાય છે? તેનો ઉત્તર એ છે કે સુષુપ્તિમાં સુખને અનુભવનાર જીવ તે સુખમાં નિમગ્ન થઇ જતો હોવાથી તેનો અનુભવ વિષયસુખના જેવો નથી; કારણ કે પ્રથમ એટલે નિદ્રાના પૂર્વકાલમાં જીવ શય્યાદિ વિષયોથી ઉત્પન્ન થતા સુખ તરફ વૃત્તિ વાળો હોય છે, પરંતુ તે પછી એટલે નિદ્રાકાલમાં તો તે ઉત્કૃષ્ટ એવું જે **સ્વરૂપ સુખ** છે તેમાં નિમગ્ન થાય છે–ડુબી જાય છે. (૩૮-૪૨).

હવે ઉપર કહેલા નિદ્રા પહેલાંના **વિષયસુખ** અને નિદ્રાકા-લના **સ્વરૂપસુખ** (બ્રહ્માનન્દ) ને જૂદાં કરીને સમજાવે છે:

**વિષયાનંદ:**—જાગ્રદવસ્થાના વ્યવહારોથી શ્રમ પામેલો માણસ

શય્યામાં વિશ્રામ લઈને વ્યવહારથી ઉત્પન્ન થયેલું દુઃખ-શ્રમ-ને દૂર કરે છે. અને પછી સ્વસ્થચિત્ત થઈને (નિદ્રા પહેલાં) શય્યાના વિષયસુખને ભોગવે છે.

આ વિષયસુખથી પણ કંટાળીને તેની નિવૃત્તિને માટે તે સુતેલા પુરૂષની બુદ્ધિ અંતર્મુખ-આત્મભિમુખ-થાય છે. તે વખતે તે બુદ્ધિમાં, દર્પણમાં પડતા મુખપ્રતિબિંબની પેઠે, સ્વરૂપભૂત આનંદનું પ્રતિબિંબ પટે છે. **આ જે પ્રતિબિંબ છે તે જ વિષયાનંદ છે.** આ વિષયાનન્દને ભોગવતાં પણ ભોક્તા, ભોગ, અને ભોગ્ય રૂપ ત્રિપુટીને લીધે જીવ શ્રમ પામે છે. આ વિષયાનંદ બ્રહ્માનંદના પ્રતિબિંબ રૂપ હોવાથી મુખ્ય આનંદ નથી. (૪૩-૪૪).

**બ્રહ્માનન્દઃ**—આ વિષયાનંદને ભોગવતાં ઉત્પન્ન થતા શ્રમને દૂર કરવા સારૂ જીવ પરમાત્મા તરફ દોડે છે, અને તેની સાથે એકતા પામી પોતે તે(સુષુપ્તિ)માં રહેલા બ્રહ્માનન્દ રૂપ થાય છે. (૪૫).

तच्छ्रमस्यापनुत्यर्थं जीवो धावेत्परात्मनि ।
तेनैक्यं प्राप्य तत्रत्यो ब्रह्मानन्दः स्वयं भवेत् ॥ ४५ ॥

**દૃષ્ટાંતો:**—આ પ્રમાણે સુષુપ્તિ વખતે અનુભવાતા બ્રહ્માનંદના અનુભવને દૃઢ કરવા સારૂ પાંચ દૃષ્ટાન્તો આપે છે: (૪૬-૫૩).

આ દૃષ્ટાંતો ૧. **શકુનિ-પક્ષી**, ૨. **શ્યેન-બાજ**, ૩. **કુમાર-બાલક**, ૪. **મહાનૃપ**, અને ૫. **મહાબ્રાહ્મણ** છે, જેઓ સુષુપ્તિના આનંદને સિદ્ધ કરવાનાં દૃષ્ટાન્તો છે.

૧. જેમ સૂત્રથી બાંધેલા જેના પગ છે એવું **પક્ષી** દિશાઓમાં ભટકી ભટકીને (ચારો ચરીને) બીજે કોઈ ઠેકાણે આશ્રયસ્થાન નહિ મળવાથી તે આખરે હસ્ત, સ્તંભ, વગેરે બંધનસ્થાનનો આશ્રય લે છે; તેવી રીતે જીવની ઉપાધિ રૂપ મન પણ પુણ્ય અને પાપનું ફળ ભોગવવાને માટે જાગ્રત્ અને સ્વપ્નમાં ભ્રમણ કર્યા પછી તે દિવસનો ભોગ આપનાર કર્મનો ક્ષય થતાં (સુષુપ્તિમાં) પોતાના કારણ રૂપ અજ્ઞાનમાં લય પામે છે. અને મનનો લય થતાં તેની ઉપાધિ વાળો જીવ પરમાત્મા રૂપ થાય છે. (૪૭-૮).

૨. જેમ **શ્યેન** (બાજપક્ષી) ગગનમાં ફરીને સુવાને માટે પોતાના માળામાં જવાની તીવ્ર ઇચ્છા વાળો હોવાથી વેગ પૂર્વક તે તરફ જાય છે; તેમ એક બ્રહ્માનંદની અભિલાષા વાળો હોવાથી મન-

ઉપાધિક જીવ પણ નિદ્રાને માટે દોડે છે. ( ૪૯ ).

૩. વળી જેમ અતિબાલ સ્તનપાન કરીને તૃપ્ત થઈ મૃદુ શય્યામાં પડેલો હોય " આ મારૂં, આ તારૂં " એવા જ્ઞાન રહિત હોવાથી, રાગદ્વેષાદિ રહિત હોવાને લીધે આનન્દમૂર્તિ દેખાય છે; ૪. સાર્વભૌમ મહારાજ સર્વ પ્રકારના ભોગ ભોગવી સંતૃપ્ત થવાથી માનુષાનન્દની સીમા પ્રાપ્ત કરીને આનંદમૂર્તિ બને છે; અને ૫. જેમ મહાબ્રાહ્મણ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાથી કૃતકૃત્યત્વ રૂપી [ ૧૪ મા પ્રકરણમાં કહેલી ] વિદ્યાનન્દની પરમ સીમાને પ્રાપ્ત કરી પરમાનન્દ રૂપ થઇ રહે છે: તેવી રીતે સુષુપ્તિને પ્રાપ્ત થયેલો જીવ પણ આનન્દ રૂપ બને છે. ( ૫૦–૫૨ )

શંકાઃ—માણસોમાંથી ૧. કુમાર, ૨. મહાનૃપ, અને ૩. મહાબ્રાહ્મણ એ ત્રણનું જ દૃષ્ટાન્ત કેમ લીધું, અને બીજા મનુષ્યોનું નહીં લીધું ?

ઉત્તરઃ—તેનું કારણ એ છે કે વિવેકશૂન્ય માણસોમાં એકલો બાળક સુખી છે, વિવેકીઓમાં એકલો સાર્વભૌમ સુખી છે, અને અતિ વિવેકીઓમાં ફક્ત આનન્દાત્માનો જેને સાક્ષાત્કાર થયો છે તે મહાબ્રાહ્મણ સુખી છે. તે સિવાયના બીજા બધા મનુષ્યોમાં રાગ દ્વેષાદિ હોવાથી તેઓ સુખી નહીં, પણ દુઃખી હોવાને લીધે તેમનું દૃષ્ટાન્ત લીધું નથી. ( ૫૩ ).

માટે જેવી રીતે આ કુમાર વગેરે આનન્દ ભોગવનારા છે, તેવી રીતે આ સુષુપ્ત પુરૂષ પણ એક બ્રહ્માનન્દમાં જ તત્પરતાવાળો છે. અને જીવ સુષુપ્તિમાં બ્રહ્માનન્દૈક તત્પર હોવાથી, જેમ સંસારમાં પ્રિયાથી આલિંગિત થયેલો કામી પુરૂષ બહાર રસ્તામાં બનતા તથા ઘરની અંદર બનતા **બનાવો જાણતો નહીં હોવાથી સુખમૂર્તિ** બને છે, તેમ સુષુપ્તિમાં પરમાત્મા સાથે એકતા પામેલો જીવ પણ બહારનું જાગ્રત્ અને અંદરનું સ્વપ્ન જાણતો નહીં હોવાથી આનન્દ રૂપ જ થાય છે. ( ૫૪–૫૫ ).

**સુષુપ્તિમાં જીવ બ્રહ્મ રૂપ**:—આ વાતનો યુક્તિ પૂર્વક વિચાર કરતાં પણ જણાશે કે જાગ્રદવસ્થામાં આપણે જે સ્થિતિ અનુભવીએ છીએ તે સુષુપ્તિમાં બીલકુલ રહેતી નથી. જેમકે સુષુપ્તિમાં પિતા પણ અપિતા થઇ જાય છે–પિતા તરીકેનું અભિમાન તજી દે છે, કારણ કે તે વખતે જીવનું જીવત્વ રહેતું નથી, પરંતુ જીવ

બ્રહ્મ રૂપ થઈ જાય છે. તેથી સુષુપ્તિમાં જીવ બ્રહ્મ જ છે, જીવ નથી, કેમકે તે વખતે પોતે સંસારી છે એવું જોતો જ નથી. જે પિતૃત્વાદિ દેહાભિમાન છે તે જ સુખ દુઃખ આપનાર છે. તે અભિમાન દૂર થતાં સંસાર રૂપી સર્વ શોકને તરી જવાય છે. શ્રુતિ પણ કહે છે કેઃ—

सुषुप्तिकाले सकले विलीने तमसावृतः ।
सुखरूपमुपैतीति ब्रूते ह्याथर्वणी श्रुतिः ॥ ५८ ॥

જાગ્રદાદિ સકળ પ્રપંચ સુષુપ્તિમાં પોતાના ઉપાદાન રૂપ તમોપ્રધાન પ્રકૃતિમાં લય પામતાં તે પ્રકૃતિ( તમોરૂપ )થી આચ્છાદિત થયેલો જીવ સુખ રૂપ-બ્રહ્મ-થાય છે. વળી સર્વને ઉંઘમાંથી જાગ્યા પછી એવી સ્મૃતિ થાય છે કે "હું સુખે સુતો, મેં કંઇ જાણ્યું નહીં" એ પ્રમાણે કહી સુષુપ્તિમાં અનુભવેલું સુખ અને અજ્ઞાનનું સ્મરણ કરે છે. સ્મરણ અનુભવેલા વિષયનું થાય છે; માટે ઉંઘમાંથી ઉઠયા પછી સુખ અને અજ્ઞાનનું સ્મરણ થતું હોવાથી સુષુપ્તિમાં તે બંનેનો અનુભવ થતો હોવો જ જોઇએ. સુષુપ્તિમાં સુખના અનુભવને માટે કોઇ સાધન ( ઇંદ્રિયો )ની જરૂર નથી, કારણ કે સુખ પોતે સ્વપ્રકાશ ચિદ્રૂપ હોવાથી તેને જાણવાને સાધનની જરૂર નથી, જેમ પોતાનું અસ્તિત્વ જાણવાને સાધનની જરૂર નથી. વળી અજ્ઞાનનો અનુભવ કરવાને પણ સાધનની જરૂર નથી, કારણ કે સ્વપ્રકાશ સુખના પ્રભાવથી જ તેને આવરણ કરનાર અજ્ઞાનની પ્રતીતિ થાય છે. તેથી સ્વપ્રકાશ સુખને લીધે અજ્ઞાનની પ્રતીતિ થાય છે. માટે સુષુપ્તિમાં જીવ સ્વપ્રકાશ સુખ-ચિદ્-રૂપ છે. વળી શ્રુતિ પણ કહે છે કે "स्वप्रकाशं सुखं ब्रह्मैव"-સ્વપ્રકાશ સુખ બ્રહ્મ રૂપ જ છે. [ ૫૯-૬૧ ].

**સુષુપ્તિમાં આનન્દમય જીવ ભોક્તાઃ**—હવે સુષુપ્તિમાં સુખનો ભોક્તા આનન્દમય જીવ છે તે કહે છેઃ ( ૬૨-૭૨ ).

શંકાઃ—અનુભવ અને સ્મરણનો એવો નિયમ છે કે જેને અનુભવ થાય તેને જ સ્મરણ થાય, અને જેને સ્મરણ થાય તેને જ અનુભવ થયેલો હોવો જોઇએ, બીજાને નહીં. તેથી જાગ્રત્માં વિજ્ઞાનમય જીવને જ્યારે "હું સુખે સુતો, મેં કંઇ પણ જાણ્યું નહીં" એવું સુષુપ્તિમાં થયેલા અનુભવનું સ્મરણ થાય છે, ત્યારે

એમ જ કહેવું જોઇએ કે તે અનુભવ પણ તે જ વિજ્ઞાનમયને વ-ળગેલો હોવો જોઇએ ?

ઉત્તરઃ—" સુષુપ્તિમાં મેં કંઇ જાણ્યું નહીં "એવું જે અજ્ઞાન છે તે અજ્ઞાનમાં પ્રમાતૃ અને પ્રમાણ રૂપ વિજ્ઞાનમય કોશ અને મનોમય કોશ સુષુપ્તિ વખતે લય પામે છે—વિજ્ઞાનત્વાદિ આકારને તજીને કા-રણ [ અજ્ઞાન ] રૂપે સ્થિત થાય છે. તેથી તે વિજ્ઞાનમય ઉપાધિ વાળો જીવ સુષુપ્તિમાં અનુભવનાર નથીઃ કારણ કે તે વિજ્ઞાનમય અને મનોમયની વિલયાવસ્થાને નિદ્રા કહે છે, અને આ નિદ્રા તે જ અજ્ઞાન કહેવાય છે. તેથી વિજ્ઞાનમયાદિ નિદ્રામાં લય પામેલા હોવાથી તે અનુભવનાર નથી. [ ૬૨ ].

શંકાઃ—ત્યારે જે વિજ્ઞાનમય સુષુપ્તિમાં છે નહીં તેનો જાગ્ર-તમાં પ્રબોધ થતાં તેને સ્મરણ કેવી રીતે સંભવે ?

ઉત્તરઃ—તેની વિલયાવસ્થામાં પણ તેના સ્વરૂપનો નાશ થતો નથી. પરંતુ તે વિલયાવસ્થા પામીને **આનન્દમય રૂપે રૂપાન્તર પામતો હોવાથી તે રૂપે તે અનુભવનાર** થાય છે, જેમ એક જ ઘી ઠરેલી અવસ્થાને બદલી પીગળેલી અવસ્થા પ્રાપ્ત કરતાં કંઇ તેના સ્વરૂપનો નાશ થતો નથી. મતલબ કે તે જ **વિજ્ઞાનમય** સુષુપ્તિમાં વિલીન ( પીગળેલી ) અવસ્થા પ્રાપ્ત કરવાથી **આનન્દમય** કહેવાય છે. તેથી **એક જ જીવ** જૂદે જૂદે **રૂપે અનુભવનાર અને સ્મરણ કરનાર** છે. વળી જેમ વિલીન ઘી વાયુનો સ્પર્શ થતાં ઠંડું પડી ઘન રૂપ થાય છે, તેમ સુષુપ્તિમાંનો વિલીનાવસ્થા વાળો આનન્દમય જાગ્રત્માં વિજ્ઞાનાકારે ઘન રૂપ થાય છે. ( ૬૩ ).

આ આનન્દમયનું સ્વરૂપ કેવું છે તે કહે છેઃ જે પળે સુષુપ્તિ પ્રાપ્ત થાય તે પહેલાંની જ ક્ષણમાં અંતર્મુખ બુદ્ધિવૃત્તિમાં આનન્દ રૂપ આત્માનું પ્રતિબિંબ પડે છે. ત્યાર પછી તે પ્રતિબિંબ યુક્ત વૃત્તિ નિદ્રા રૂપે વિલીન થયેલી " **આનન્દમય** " નામથી ઓળખાય છે. અન્તર્મુખ આનન્દમય સુષુપ્તિમાં ચૈતન્યના પ્રતિબિંબ ( ચિદા-ભાસ ) યુક્ત, અજ્ઞાનમાંથી ઉત્પન્ન થયેલી, વૃત્તિઓ વડે બ્રહ્માનન્દનું સુખ ભોગવે છે. આ અજ્ઞાનવૃત્તિઓ સૂક્ષ્મ છે, અને બુદ્ધિવૃત્તિઓ વિસ્પષ્ટ છે, એમ વેદાન્તના સિદ્ધાન્તનો પાર જાણનારા મુનિઓ કહે છે. વળી માણ્ડુક્ય, તાપનીય, વગેરે શ્રુતિઓમાં સ્પષ્ટ રીતે કહ્યું છે કે સુષુપ્તિમાં આનન્દમય ભોક્તા છે; અને બ્રહ્માનન્દ ભોગ્ય છે. ( ૬૪-૬૭ ).

હવે માંડુકય શ્રુતિમાં કહેલા વાકયનો અર્થ કહે છે:

**एकीभूतः सुषुप्तस्थः प्रज्ञानघनतां गतः ।**
**आनन्दमय आनन्दभुक्चेतोमयवृत्तिभिः ॥ ६८ ॥**

**एकीभूतनो અર્થઃ**—જેમ ચોખાના ઘણા દાણાને વાટી લોટ કરતાં તે એક રૂપ થઇ જાય છે, તેમ જે પ્રથમ જાગ્રતમાં વિજ્ઞાનમય, મનોમય, પ્રાણમય, ચક્ષુર્મય, શ્રોત્રમય, પૃથિવીમય, આપમય, વાયુમય, આકાશમય, તેજોમય, અતેજોમય, કામમય, અકામમય, ક્રોધમય, અક્રોધમય, એ વગેરે શ્રુતિમાં કહેલાં રૂપો—આકારો—વાળો હતો તે હવે સુષુપ્તિમાં ( ચોખાના લોટની પેઠે ) ઉપર કહેલા રૂપોનો લય થવાથી એકાકાર રૂપ થયેલો છે. આ **एकीभूतनो** અર્થછે.(૬૯).

**प्रज्ञानघननो અર્થઃ**—પૂર્વે જાગ્રદાદિમાં પ્રજ્ઞાન નામની ઘટાદિગોચર બુદ્ધિવૃત્તિઓ હતી, તે હવે સુષુપ્તિ વખતે ઘટાદિ વિષયનો અભાવ થતાં ઘન રૂપ–ચિદ્રૂપે એક રૂપ–થઇ છે; એટલે કે જેમ જલસ્થાનમાં પાણીનાં ઘણાં ટીંપાં જામી જઇને બરફ રૂપે એક ( ઘન ) રૂપ થઈ જાય છે; તેમ જૂદી જૂદી વૃત્તિઓ સુષુપ્તિમાં લય પામીને એક રૂપ ( ઘન રૂપ ) થાય છે. આ **प्रज्ञानघनतानो** અર્થ કહ્યો. ( ૭૦ ).

વેદાન્તશાસ્ત્રમાં આ જે **સાક્ષી** નામ વાળું **પ્રજ્ઞાનઘનત્વ** છે, તેને જ શાસ્ત્રસંસ્કાર રહિત લૌકિક તથા વૈશેષિકાદિ તાર્કિકો **દુઃખાભાવ** કહે છે, કેમકે યાવત્ દુઃખવૃત્તિ માત્ર સર્વે લય પામી જાય છે. (૭૧ ).

**चेतोमयनो અર્થઃ**—અજ્ઞાનમાં પ્રતિબિંબ પામેલું ચૈતન્ય સુષુપ્તિમાં આનંદને ભોગવવાનું સાધન ( મુખ ) થાય છે. આ **चेतोमय** શબ્દનો અર્થ છે. ( ૭૨ ).

તાત્પર્ય કે સુષુપ્તિમાં રહેલો–સુષુપ્તિનો અભિમાની–આનન્દમય ( જીવ ), વિજ્ઞાનમયાદિ તમામ ઉપાધિઓનો લય થવાથી એકાકાર થયેલો, જેની બધી બુદ્ધિવૃત્તિઓ ( **प्रज्ञानानि** ) લય પામી પ્રજ્ઞાન ( બ્રહ્મ ) રૂપ થયેલી છે તેવો, અજ્ઞાનમાં ચૈતન્યનું પ્રતિબિંબ પડેલું હોવાથી ચિદાભાસ યુક્ત થયેલી વૃત્તિઓ વડે આનન્દનો ભોક્તા થાય છે. આવો શ્લોક ૬૮ નો અર્થ છે. ( ૬૯–૭૨ ).

**જાગ્રતનું કારણઃ**—હવે આ આનન્દમય સુષુપ્તિમાં ભોગવવાનું

બ્રહ્મસુખ તજીને ફરીથી દુઃખ રૂપ જાગ્રતમાં શા માટે જાય છે તે કહે છે. ( ૭૨–૭૩ ).

પુણ્ય અને પાપકર્મ રૂપી પાશથી બંધાયલો હોવાથી તેનાથી પ્રેરાયલો જીવ બ્રહ્માનન્દનો સાક્ષાત્કાર કરવા છતાં તેને તજીને બહાર —જાગ્રદાદિમાં—જાય છે; કેમકે પૂર્વ જન્મમાં કરેલાં કર્મના યોગથી જીવ સુષુપ્તિમાંથી ફરી જાગૃત થાય છે, એમ કૈવલ્ય શ્રુતિમાં કહ્યું છે. ( **पुनश्च जन्मान्तरकर्मयोगात्स एव जीवः स्वपिति प्रबुद्धः।** ) ( ૭૨–૭૩ ).

**વાસનાનન્દઃ**—હવે સુષુપ્તિમાં બ્રહ્માનન્દનો અનુભવ થાય છે તેની નિશાની બતાવે છે. આ નિશાની ( લિંગ ) તે **વાસનાનન્દ** છે એમ કહે છે. ( ૭૪–૭૬ ).

સુષુપ્તિમાંથી સંપૂર્ણ રીતે જાગતા પહેલાં સ્વલ્પ કાલ પર્યંત બ્રહ્માનન્દની વાસના—સંસ્કાર—રહે છે, જેને લીધે નિદ્રા પછીની અને જાગ્યા પહેલાંની ક્ષણમાં, જાગ્રતના વિષયોના અનુભવ રહિત છતાં જીવ સુખી થઇને ચુપ થઇ રહે છે—**तूष्णीमास्ते**. તેથી જાણવામાં આવે છે કે નિદ્રામાં તેણે બ્રહ્માનન્દ અનુભવ્યો છે, જેથી તેનો સંસ્કાર જાગતા પહેલાં રહે છે. આ સંસ્કારને **વાસનાનન્દ** કહે છે. ( ૭૪ ).

**સુષુપ્તિમાં બ્રહ્માનન્દની સિદ્ધિઃ**—ઉપર કહ્યું કે સુષુપ્તિમાં બ્રહ્માનન્દનું સુખ ભોગવવાનું હોવા છતાં કર્મબળથી તેને તજીને જીવ જાગ્રતમાં આવે છે, જેમ દોરીથી બંધાયલો ઘટ કુવામાંથી પાછો ખેંચાઇ આવે છે. તેવી જ રીતે તુષ્ણીં સ્થિતિમાં અનુભવાતા વાસનાનંદને પણ તે જ કારણથી તજીને કર્મો વડે પ્રેરિત થઇ વિવિધ પ્રકારનાં પુણ્ય પાપ રૂપ દુઃખોનું ચિંતન કરતો સર્વ મનુષ્ય ધીમે ધીમે બ્રહ્માનન્દને વિસરી જાય છે, અને સંસારના વ્યાપારમાં મમતા પૂર્વક પ્રવર્તે છે. તેથી—એટલે નિદ્રાની પહેલાં સુખની ઇચ્છાથી શય્યાદિ સંપાદન કરવાથી, અને નિદ્રા પછી પણ સુષુપ્તિમાં ભોગવેલા બ્રહ્માનન્દને તજવાને અશક્ત હોવાથી કંચિત્કાલ વાસનાનન્દની ઇચ્છા રહેવા ઉપરથી—સિદ્ધ થાય છે કે મનુષ્યોને દરરોજ સુષુપ્તિમાં ભોગવાતા બ્રહ્માનન્દ ઉપર સ્નેહ રહે છે-માટે બ્રહ્માનન્દ છે એ સંબંધી કયો બુદ્ધિમાન પુરૂષ વિવાદ કરશે ? ( ૭૫–૬ ).

**જ્ઞાન માટે ગુરૂ શાસ્ત્રની આવશ્યક્તાઃ**—આ પ્રમાણે યુક્તિ પૂર્વક "**બ્રહ્માનન્દ છે**" એમ સમજાવ્યું, તે ઉપરથી કોઇને એમ શંકા થાય કે તુષ્ણીં સ્થિતિમાં જ્યારે દરેક માણસને વાસનાનન્દના અનુભવ ઉપરથી બ્રહ્માનન્દનો અનુભવ થાય છે, તો પછી તેનું જ્ઞાન લૌકિક વ્યવહારવાળાને તેમ જ આળસુઓને પણ થતું હોવાથી ગુરૂ અને શાસ્ત્રનું શું પ્રયોજન રહ્યું—ગુરૂ શાસ્ત્ર દ્વારા નકામો પ્રયત્ન કરવાનું શું કામ—ગુરૂ શુશ્રૂષાદિ પૂર્વક શ્રવણાદિક વૃથા થશે ? તેના જવાબમાં કહે છે કે, તે બરાબર છે. જો તૂષ્ણીં સ્થિતિમાં અનુભવવામાં આવતા વાસનાનન્દ વડે તેને "આ બ્રહ્માનન્દ-अयं ब्रह्मानन्द" એવું અપરોક્ષ જ્ઞાન થતું હોત, તો તો આળસુ વગેરેને પણ કૃતાર્થતા થાત. પરંતુ અત્યંત ગંભીર, મન વાણીથી જાણી શકાય નહીં તેવું, સર્વજ્ઞ, સર્વાન્તર, સર્વાત્મરૂપ બ્રહ્મ ગુરૂ અને શાસ્ત્ર વિના બીજા કોઇ પણ ઉપાયથી જાણી શકાય તેમ નથી. માટે કહે છે કેઃ—

> वाढं ब्रह्मेति विद्युश्चेत्कृतार्थास्तावतैव ते ।
> गुरुशास्त्रे विनात्यन्तं गंभीरं ब्रह्म वेत्ति कः ॥७८॥

શંકાઃ—આપનું વાક્ય સાંભળીને આજે હું જાણતો થયો છું, તો મારી કૃતાર્થતા કેમ નહિ ?

ઉત્તરઃ—તારા જેવા કોઇ એક પ્રાજ્ઞમન્યનું વૃત્તાન્ત કહું છું તે સાંભળ, અને પછી વિચારી જો કે તને બ્રહ્મજ્ઞાન થયું છે કે નહીં: કોઇ એક રાજાએ પ્રતિજ્ઞા કરી કે આજે ચાર વેદ જાણનાર બ્રાહ્મણને દાન આપ્યા વિના નહીં જમું, અને ઢંઢેરો કાઢ્યો કે કોઇ ચાર વેદ જાણનારને અમુક ધન આપવામાં આવશે. તે સાંભળી એક બ્રાહ્મણ તે રાજા પાસે ગયો અને કહેવા લાગ્યો કે "વેદ ચાર છે" એવું હું જાણું છું, માટે મને ધન આપો. પરંતુ તેને જવાબ મળ્યો કે "તું તો વેદની સંખ્યા જ માત્ર જાણે છે. પરંતુ અશેષ વેદ—વેદનું સ્વરૂપ—જાણતો નથી." તે જ પ્રમાણે તું પણ બ્રહ્મને સંપૂર્ણ સ્વરૂપથી જાણતો નથી. માટે તારી કૃતાર્થતા થઇ નથી.

**શંકાઃ**—માયા અને તેનાં કાર્યરૂપ જગત્ રહિત અખંડૈકરસ બ્રહ્માનન્દને વિશે અશેષત્વ અને સશેષત્વનો અવસર કેવો ?

ઉત્તરઃ—તું શબ્દને જ ગોખે છે, કે તેના અર્થ પણ જાણે છે ? શું તું "અખંડૈકરસ અદ્વિતીય સચ્ચિદાનંદ રૂપ બ્રહ્મ" એવા શબ્દોને જ મોઢે કરે છે, કે તે શબ્દોના સ્વગતાદિ ભેદ શૂન્યત્વાદિ અર્થોને પણ જાણે છે ? જો શબ્દ જ જાણુતો હોઉં તો તેના અર્થ જાણુવાનું અવશેષ રહે છે. અને વળી વ્યાકરણુ, શાસ્ત્ર, વગેરે દ્વારા તે શબ્દોના અર્થ જાણુતો હોઉં, તો પણુ સંશયાદિનો નાશ કરી તારે તે બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત કરવાનું અવશેષ રહે છે. માટે જયાંસુધી કૃતાર્થત્વબુદ્ધિ ઉત્પન્ન થાય નહીં, ત્યાંસુધી જ્ઞાનની અપૂર્ણુતા જાણુવી. માટે તે થતા સુધી ગુરૂની ઉપાસના કર.(૭૭–૮૪).

**આનંદના ત્રણુ પ્રકારઃ**—ઉપરના વિવેચન ઉપરથી જણાશે કે ૧, **બ્રહ્માનન્દ,** અને બ્રહ્માનન્દ ઉપરથી પ્રાપ્ત થતા ૨, **વિષયાનન્દ,** અને ૩. **વાસનાનન્દ,** એ ત્રણુ પ્રકારના આનન્દ અનુભવવામાં આવે છે. માટે આ ત્રણુનું સ્વરૂપ સંક્ષેપમાં દર્શાવે છેઃ—( ૮૫–૮૮ ).

आस्तामेतद्यत्र यत्र सुखं स्याद्विषयैर्विना ॥
तत्र सर्वत्र विद्धयेतां ब्रह्मानन्दस्य वासनाम् ॥ ८५ ॥
विषयेष्वपि लब्धेषु तदिच्छोपरमे सति ।
अन्तर्मुखमनोवृत्तावानन्दः प्रतिबिम्बति ॥ ८६ ॥

ब्रह्मानन्दो वासना च प्रतिबिम्ब इति त्रयम् ।
अन्तरेण जगत्यस्मिन्नानन्दो नास्ति कश्चन ॥ ८७ ॥

तथा च विषयानन्दो वासनानन्द इत्यमू ।
आनन्दौ जनयन्नास्ते ब्रह्मानन्दः स्वयंप्रभः ॥ ८८ ॥

**વાસનાનન્દઃ**—જે જે સમયે, એટલે કે નિદ્રા પછીની તૂષ્ણીં સ્થિતિમાં, સમાધિના અંતમાં ઉત્પન્ન થતી ઉદાસીન અવસ્થામાં, તથા બીજી ઉદાસીન અવસ્થા વખતે જયારે જયારે વિષયસુખ વિના સુખ લાગે છે, ત્યારે ત્યારે બ્રહ્માનન્દની વાસના–**વાસનાનન્દ** જાણુવો, કેમકે તે તે વખતનું સુખ **વિષયજન્ય નથી.** અને સામાન્ય અહંકારથી ઘેરાયલું હોવાથી તે મુખ્ય આનંદ નથી. (૮૫).

૨. **વિષયાનન્દઃ**—જયારે જયારે વિષયલાભ થવાથી તે

વિષયની ઇચ્છા ઉપરામ પામે છે, ત્યારે ત્યારે મન અંતર્મુખ થતાં તેમાં જે સ્વાત્માનંદનું **પ્રતિબિંબ** પડે છે તે પ્રતિબિંબ રૂપ આનંદ **વિષયાનંદ** કહેવાય છે. ( ૮૬ ).

ફલિતઃ—ઉપર કહ્યા પ્રમાણે (૧) સુષુપ્તિમાં સ્વપ્રકાશ રૂપે ભાસતો જે **બ્રહ્માનન્દ**, (૨) તૂષ્ણીં સ્થિતિમાં વિષયોના અનુભવ વિના પણ અનુભવાતો જે **વાસનાનન્દ**, અને (૩) ઇષ્ટ પદાર્થ પ્રાપ્ત થવાથી અંતર્મુખ થયેલી મનોવૃત્તિમાં પ્રતિબિંબિત થયેલો જે **વિષયાનન્દ**—એ ત્રણ આનન્દ ઉપરાંત બીજો કોઇ પણ આનંદ આ જગતમાં નથી. અને ઉપર શ્લો ૧૧ માં જે વિદ્યાનન્દ કહ્યો છે તે વિષયાનન્દમાં અંતર્ગત હોવાથી, તથા ઉપર કહેલા નિજાનંદ, યોગાનન્દ, વગેરે બ્રહ્માનન્દનાં બીજાં નામ માત્ર હોવાથી તેઓ આ ત્રણ પ્રકારના આનંદથી જૂદા નથી. ( ૮૭ ).

૩. **બ્રહ્માનન્દઃ**—આ પ્રકરણમાં બ્રહ્માનન્દનું વિવેચન કરવાની પ્રતિજ્ઞા કરેલી છે, છતાં બીજા બે ( વાસનાનંદ અને વિષયાનન્દ ) આદિનું પ્રતિપાદન કરવાનું કારણ કે તે બે બ્રહ્માનન્દમાંથી ઉત્પન્ન થયેલા હોવાને લીધે બ્રહ્માનન્દનું જ્ઞાન થવાને ઉપયોગી હોવાથી તેમનું પણ વર્ણન કર્યું છે. માટે વાસનાનન્દ અને વિષયાનન્દનાં સ્વરૂપ ઉપર પ્રમાણે હોવાથી જે સ્વયંપ્રકાશ **આનંદ** વાસનાનન્દ અને વિષયાનન્દને ઉત્પન્ન કરે છે તે **બ્રહ્માનન્દ** છે એમ જાણો.(૮૮).

### ૪. જાગ્રતમાં બ્રહ્માનન્દ. ૮૯-૧૩૧.

આ પ્રમાણે સુષુપ્તિ અવસ્થામાં બ્રહ્માનન્દ છે એમ સિદ્ધ કર્યું. હવે જાગ્રત્ અવસ્થામાં પણ બ્રહ્માનન્દનો અનુભવ થાય છે એ દર્શાવે છે. ( ૮૯-૧૩૧ ).

જાગ્રત્માં જે બ્રહ્માનન્દ અનુભવાય છે તે યોગ દ્વારા પ્રાપ્ત કરેલી સમાધિ દશામાં, તથા તે વડે પ્રાપ્ત થયેલા અપરોક્ષ જ્ઞાન દ્વારા પ્રાપ્ત કરેલી જીવન્મુક્ત દશામાં, અનુભવાતો જે આનન્દ છે તે બ્રહ્માનન્દ છે. માટે પ્રથમ જાગ્રત્ની **ઔદાસીન્ય** દશામાં અનુભવાતા **નિજાનન્દ** ઉપરથી બ્રહ્માનન્દનું અનુમાન કરાવી **યોગમાર્ગ—સમાધિ**—નું વર્ણન કરે છે.

**નિજાનંદઃ**—પ્રથમ નિજાનન્દનું વર્ણન કરે છે. (૯૦-૧૦૦)

આ નિજાનન્દ બતાવવા તથા બ્રહ્માનન્દની પ્રાપ્તિનો ઉપાય દર્શાવવા સારૂ પ્રથમ જીવની જાગ્રત્ અને સ્વપ્ન એવી દશાનું, તથા

તે બે દશામાં જીવ કોણ છે તેનું, વર્ણન કરે છે; સુષુપ્તિ દશામાં જે અજ્ઞાનની ઉપાધિવાળો **आनन्दमय** (કોશ) નામનો જીવ છે તે બુદ્ધિની ઉપાધિને લીધે **विज्ञानमय** નામ પ્રાપ્ત કરીને તે તે સ્થાનના યોગને લીધે કર્માનુસાર સ્વપ્ન અને જાગ્રત્ દશાને પ્રાપ્ત થાય છે. જ્યારે જ્યારે ચૈતન રૂપ જીવ નેત્રો દ્વારા સ્ફુરે છે, ત્યારે ત્યારે તે જાગ્રત્ અવસ્થામાં હોય છે; જ્યારે જ્યારે તે કંઠસ્થાનમાં એટલે કે ભ્રૂમધ્યથી હૃદય સુધી આવેલી "**હિતા**" નામની નાડીમાં સ્ફુરે છે, ત્યારે ત્યારે તે સ્વપ્નાવસ્થામાં હોય છે; અને જ્યારે તે હૃદયકમળમાં પ્રકાશે છે, ત્યારે તે સુષુપ્તિમાં છે એમ કહેવાય છે. (૯૦-૯૧).

**જાગ્રતનો અર્થ**:—જ્યારે જીવ (**चेतन**) પગથી મસ્તક પર્યંત સકળ દેહને વ્યાપીને સ્ફુરે છે, ત્યારે તે નેત્રો દ્વારા જાગ્રત્ અવસ્થામાં છે એમ કહેવાય છે, કારણ કે જાગ્રતમાં જીવને સ્ફુરણ પામવાનું કેંદ્રસ્થાન નેત્રો છે, જે દ્વારા બહાર જોઈ જોઇને તે વ્યવહાર કરે છે. "જીવ દેહને વ્યાપીને રહે છે" તેનો **અર્થ** એ છે કે તપેલા લોહપિંડની પેઠે મનુષ્યાદિ દેહની સાથે તાદાત્મ્ય પ્રાપ્ત કરીને પછી જીવ "હું મનુષ્ય છું" એવો સંશય રહિત નિશ્ચય કરીને સ્થિત થાય છે. [૯૧-૯૨].

**જાગ્રત્માં જીવની ત્રણ અવસ્થાઓ**:—દેહની સાથે જીવને તાદાત્મ્યાભિમાન ઉત્પન્ન કરનાર ત્રણ અવસ્થાઓ છે:

(૧) ઉદાસીન, (૨) સુખ, અને (૩) દુઃખી, એ પ્રમાણે ત્રણ દશાઓ છે. તેમાંની સુખ અને દુઃખની દશાઓ કર્મના ફળ રૂપ છે, પરંતુ ઔદાસીન્ય દશા તો સ્વભાવથી જ છે. **सुखदुःखे कर्मकार्ये त्वौदासीन्यं स्वभावतः ॥** (૯૩).

**ઔદાસીન્યમાં નિજાનન્દ**:—સુખ અને દુઃખ બે પ્રકારે ઉત્પન્ન થાય છે, (૧) **બાહ્યભોગથી**, અને (૨) **મનોરાજ્યથી**. પરંતુ સુખ અને દુઃખના મધ્ય-સંધિ-કાલમાં **તૂષ્ણીં સ્થિતિ** અથવા **ઔદાસીન્ય** સ્થિતિ પ્રાપ્ત થાય છે. આ ઔદાસીન્ય દશામાં જ્યારે જીવ "આજે મને કાંઇ પણ ચિંતા નથી, હું સુખમાં, છું" આવું **કહે** છે, ત્યારે તે પોતાનું **નિજાનન્દભાન** દર્શાવે છે. અને આવો અનુભવ દરેક મનુષ્યને થાય છે. આ પ્રમાણે ઔદાસીન્ય દશામાં કોઇ પણ કારણ વિના જીવ સ્વ-

રૂપાનન્દનું સ્ફુરણુ કહી બતાવે છે. આ આનન્દ મુખ્ય આનન્દ(બ્રહ્માનન્દ) નથી, પરંતુ શ્લોક ૭૪ અને ૮૫ માં કહ્યાં પ્રમાણે વાસનાનન્દ છે, કારણુ કે " अहमस्मीत्यहंकारसामान्याच्छादितत्वतः । ". તે આનન્દમાં જો કે "હું દેવદત્ત છું" એવો વિશેષાકારે અહંકાર રહેલો નથી, છતાં પણુ તે આનંદ "હું છું" એ પ્રકારના સામાન્ય અહંકારથી ઢંકાયલો છે.( ૯૫-૯૬ ).

આ મુખ્ય આનન્દ નહીં, પરંતુ ફક્ત વાસનાનન્દ છે. તેનું દૃષ્ટાંત એ છે કે, જેમ જલથી ભરેલા ઘડાની બહાર લાગતી શીતલતા જો કે જલ રૂપ નથી, છતાં તે જલના ગુણુ હોવાથી તેના ઉપરથી ઘડામાં જળનું અસ્તિત્વ છે એમ અનુમાન થઇ શકે છે, તેવીજ રીતે

यावद्यावदहंकारो विस्मृतोऽभ्यासयोगतः ।
तावत्तावत्सूक्ष्मदृष्टेर्निजानन्दोनुमीयताम् ॥ ९८ ॥

યોગાભ્યાસ વડે—નિરોધાખ્ય સમાધિના અભ્યાસથી—જેમ જેમ "હું" વગેરે રૂપ અહંકારાદિ વૃત્તિઓ લય પામતી જશે, તેમ તેમ બુદ્ધિની સૂક્ષ્મતા—સૂક્ષ્મદૃષ્ટિ—વધતી જશે; અને જેમ જેમ સૂક્ષ્મદૃષ્ટિ વધતી જશે, તેમ તેમ જાગ્રત્માં નિજાનન્દ ( બ્રહ્માનન્દની વાસના ) ની અભિવ્યક્તિ વધતી જશે. તેની સમજણુ નીચે પ્રમાણે છે. પ્રથમ ક્ષણુમાં અહંકાર સંકોચ પામતાં નિજાનન્દ થાય છે; પ્રથમ ક્ષણુ કરતાં બીજી ક્ષણમાં અહંકારનો વિશેષ સંકોચ થવાથી વિશેષ નિજાનન્દનો અવિર્ભાવ થાય છે; તે પ્રમાણે ત્રીજી ક્ષણુમાં, ચોથી ક્ષણુમાં; તે પ્રમાણે અહંકારનો વિશેષ ને વિશેષ સંકોચ થતાં વિશેષ ને વિશેષ નિજાનન્દ અનુભવાય છે.( ૯૭-૯૮ ).

**સમાધિમાં બ્રહ્માનન્દઃ**—એ પ્રમાણે યોગાભ્યાસ કરતાં કરતાં જ્યારે અહંકાર-વૃત્તિઓ-સમાધિમાં સંપૂર્ણું રીતે ભૂલી જવામાં આવે છે, ત્યારે બુદ્ધિ પરમ સૂક્ષ્મ થઇ જાય છે. અને બુદ્ધિ પરમ સૂક્ષ્મ થતાં આત્મસાક્ષાત્કાર થઇ બ્રહ્માનન્દ પ્રાપ્ત થાય છે. સમાધિમાં સર્વ વૃત્તિઓનો લય થયા છતાં પણુ તે ( સમાધિ ) નિદ્રા નથી; કેમકે જો કે નિદ્રામાં સર્વ વૃત્તિઓનો લય થવાની સાથે અંતઃકરણુના સ્વરૂપનો પણુ તેના કારણુ ( અજ્ઞાન)માં લય થઇ જાય છે, પરંતુ **સમાધિમાં તો સર્વ વૃત્તિઓનો લય થયા છતાં અંતઃકરણુના સ્વરૂપનો લય થતો નહિ હોવાથી**

તે નિદ્રા નહિ, પણ જાગ્રત્ છે, અને તેથી જ નિદ્રાની પેઠે સમાધિમાં દેહ પડી જતો નથી. માટે જે( સમાધિ ) દશામાં દ્વૈત ભાસતું નથી, નિદ્રા પણ આવતી નથી, તે દશામાં જે સુખ છે તે જ સુખ **બ્રહ્માનન્દ** છે. અને આ બ્રહ્માનન્દ છે એમ શ્રી કૃષ્ણ ભગવાને પણ ગીતામાં અર્જુનને કહ્યું છે. ( ૯૯-૧૦૦ ).

**યોગાભ્યાસ-સમાધિ-નું સ્વરૂપઃ**—આ યોગાભ્યાસ કેવી રીતે કરવો તેનો પ્રકાર શ્રી કૃષ્ણે ગીતામાં વર્ણવ્યા પ્રમાણેનો નીચે આપવામાં આવ્યો છેઃ ( ૧૦૧-૧૦૮ ).

**शनैः शनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया ।**
**आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिंतयेत् ॥ १०१ ॥**

ધૈર્ય યુક્ત બુદ્ધિ રૂપી સાધન વડે ધીમે ધીમે ( બળ પૂર્વક નહીં ) પ્રથમ મનને ઉપરામ પમાડવું—મનની પ્રવૃત્તિને બહાર નહીં જવા દેતાં કંઇ પણ જાતના અનાત્મ પદાર્થના ચિંતન રહિત કરવું; તે એટલે સુધી કે " आत्मैवेदं सर्वं, न ततोऽन्यत्किंचिदस्ति । " —આ સર્વ આત્મ રૂપ છે, આત્મા સિવાય બીજું કાંઇ છે જ નહીં—એ પ્રકારના ચિંતનથી મનને આત્મામાં સંપૂર્ણ રીતે સ્થાપિત કરીને બીજું કાંઇ પણ અનાત્મચિંતન કરવું નહીં. આ યોગની પરમ અવધિ છે. મનને આ પ્રમાણે સ્થાપિત કરવાને માટે યોગી પુરૂષે મન કે જે સ્વભાવે દોષ વાળું હોવાને લીધે ચંચળ હોવાથી એક-જ વિષયમાં સ્થિર રહી શકતું નથી તે મન શબ્દાદિ વિષયોને લીધે બહાર નિકળી જે જે વિષયો તરફ જાય, તે તે શબ્દાદિની પાસેથી તેને ખેંચી લઇને તે તે શબ્દાદિમાં રહેલા મિથ્યાત્વાદિ દોષ જોઇને વૈરાગ્યભાવના પૂર્વક તેને રોકીને આત્માને વશ કરવું. આવી રીતે કરેલા યોગાભ્યાસના બળથી કામાદિ દોષ જેમાંથી ઉત્પન્ન થાય છે એવો રજોગુણ ક્ષીણ થાય છે, અને રજોગુણ ક્ષય પામતાં મન અત્યન્ત શાન્ત થઇ જાય છે—વિક્ષેપ-શૂન્ય થાય છે, અને મન વિક્ષેપ રહિત થતાં તેનો " **ब्रह्मैवेदं सर्वं** "—આ સર્વ બ્રહ્મ છે—એવો દૃઢ નિશ્ચય થઇ બ્રહ્મ રૂપ થાય છે, અને બ્રહ્મ રૂપ થયેલો જીવન્મુક્ત પુરૂષ પુણ્ય પાપ રૂપી કલ્મષ ( દોષ ) રહિત થતાં બ્રહ્માનન્દ રૂપી ઉત્તમ ( નિરતિશય ) સુખ પ્રાપ્ત કરે છે.

આ પ્રમાણે જાગ્રત્માં બ્રહ્માનન્દ પ્રાપ્ત કરવાનો "**યોગમાર્ગ**" સંક્ષેપમાં કહ્યો. ( ૧૦૧-૧૦૩ ).

**યોગાભ્યાસનું ફળ-બ્રહ્માનન્દઃ**—યોગાભ્યાસનું ફળ નીચે પ્રમાણે વર્ણવ્યું છે. ( ૧૦૪-૧૦૮ ).

જે ક્ષણે યોગાભ્યાસ વડે સર્વ વિષયોમાંથી પાછું ખેંચી લીધેલું મન ઉપરામ પામે છે; વળી જે ક્ષણે સમાધિ શુદ્ધ કરેલા અંતઃકરણ વડે ( आत्मना ) આત્માને-જ્યોતિઃ સ્વરૂપ પરમ ચૈતન્યને-જોતો પોતાનામાં ( આત્મામાં ) જ તુષ્ટિ પામે છે, વિષયોમાં નહીં; વળી જે ક્ષણે આત્માને વિશે સ્થિત થયેલો આ યોગી અનંત એવું, ઇંદ્રિયોની મદદ વિના જ ફક્ત બુદ્ધિ ( અનુભવ ) વડે ગ્રાહ્ય છે એવું, અને જેને ઇંદ્રિયો દ્વારા જાણી શકાતું નથી -જે ઇંદ્રિયોનું વિષય નથી એવું, જે સુખ તે ભોગવે છે; અને વળી આત્મામાં સ્થિત થયેલો તે યોગી આત્મ સ્વરૂપ તત્ત્વથી ચલાયમાન થતો નથી; વળી ( જે ક્ષણે ) સુખ રૂપ લાભ મેળવ્યા પછી બીજા કોઇ લાભને વધારે ગણતો નથી, અને જે આત્મામાં સ્થિત થઇને પછી પ્રહ્લાદની પેઠે શસ્ત્રઘાતાદિ જેવા મહાન દુઃખ વડે પણ તેમાંથી ચલાયમાન કરી શકાતો નથી; આવો દુઃખ **સંયોગના વિયોગ રૂપી**, છતાં "યોગ" એ નામ વાળો, **આત્માવસ્થાના અવશેષ રૂપ યોગ** જાણવા યોગ્ય છે. માટે તે યોગ નિર્વેદ ( ખેદ ) રહિત ચિત્ત વડે નિશ્ચય પૂર્વક સાધવો જોઇએ.. પાપ રહિત થયેલો જે માણસ ઉપર કહ્યા પ્રમાણે આત્માનું ચિંતન કરે છે તે યોગી બ્રહ્મ સ્વરૂપ ભૂત અત્યંત સુખ પ્રાપ્ત કરે છે. ( ૧૦૪-૧૦૮ ).

**યોગાભ્યાસમાં મનોનિગ્રહની આવશ્યકતાઃ**—ઉપર કહ્યું કે યોગનો અભ્યાસ ખેદ રહિત મન વડે ( **अनिर्विण्णचेतसा** -૧૦૭) કરવો જોઇએ. તેમ કરવાને માટે શ્રમ પામ્યા વિના **મનનો નિગ્રહ** ( મનોનિગ્રહ ) કરવો જોઇએ, **કેમકે તે વિના ચિત્ત શાન્ત થાય નહીં, અને ચિતની શાન્તિ વિના ચિત્ત આત્મામાં સ્થિત થાય નહીં-આત્મા સાથે એકતા પામે નહીં**. માટે મનોનિગ્રહની આવશ્યક્તા કેટલી છે તે સમજાવે છે. ( ૧૦૯-૧૧૭ ).

જેવી રીતે ટિટ્ટિભોપાખ્યાનમાં કહ્યા પ્રમાણે ટિટોડીનાં બચ્ચાં

સમુદ્ર પાસેથી પાછાં લેવાને માટે બધી ટીટોડીઓ એક થઇ, ચાંચથી કુશની સળી ઝાલી તેના અગ્ર વડે શ્રમ વિના એકેક ટીપું બહાર નાંખવાથી કાલાન્તરે પણ તે સમુદ્ર ખાલી થશે એવા દૃઢ નિશ્ચયથી, કામે લાગી ગઈ, અને ખાલી થવાના ભયથી સમુદ્રે તેનાં ઇંડાં પાછાં લાવી આપ્યાં; તેવી રીતે ખેદ વિના નિરંતર પ્રયત્ન કર્યા કરવાથી મનનો નિગ્રહ પણ કાલાન્તરે થશે જ. વળી મનોનિગ્રહ અભ્યાસ વડે થઈ શકે છે એ વાત ભગવદ્ ગીતામાં કહી છે એટલુંજ નહીં, પરંતુ યજુર્વેદની મંત્રાયણી નામની શાખામાં પણ શાકાયન્ય નામના એક ઋષિએ પોતાના શિષ્ય બૃહદ્રથ રાજર્ષિને* સમાધિના કથનપૂર્વક બ્રહ્મસુખની વાત કહ્યાનું દૃષ્ટાન્ત છે. તે ઋષિએ એમ કહ્યું કે જેવી રીતે બળતણ વિનાનો-જેનું બળતણ બળી રહ્યું છે તેવો-અગ્નિ તેજ રૂપ પોતાના કારણમાં શાન્ત થઈ જાય છે-જવાળાદિ વિશેષાકાર તજીને માત્ર તેજ રૂપ થઇ રહે છે; તેવી રીતે ચિત્ત ( અંતઃકરણ ) પણ નિરોધાખ્ય સમાધિ વડે પોતાની વૃત્તિઓનો ક્ષય થતાં પોતાના કારણ સત્ત્વગુણમાં લય પામે છે-સત્વમાત્રાવશેષ બને છે. ( ૧૧૧ ).

આવી રીતે જે સત્યકામિ મન-જે મનની વૃત્તિ સત્ય સ્વરૂપ આત્મામાં જ લાગી રહી છે તેવા, અને સત્યકામિ હોવાથી જે મન પોતાના કારણ રૂપ સત્ત્વગુણમાં લય પામી ગયું છે તેવા,અને પોતાના કારણમાં લય પામેલું હોવાથી જે મન શબ્દાદિ વિષયો( इंद्रियार्थ) માંથી વિમુખ થયેલું છે તેવા, મનનાં સુખ દુઃખ-જે સુખ દુઃખ કર્મને વશ થઇને પાછળ આવનારાં છે તે ( સુખ દુઃખ )-માયિક છે એવા જ્ઞાનથી મિથ્યા રૂપ બની જાય છે. આ મનોનિગ્રહ કરવાનું કારણ નીચે પ્રમાણે છે:

શંકા:—ચિત્તની શાન્તિ થવાથી જગત્ મિથ્યા થાય છે એમ કહેવું યોગ્ય નથી, કારણ કે જગત્ કાંઇ ચિત્તમાંથી બનેલું નથી-ચિત્ત કાંઇ જગતનું ઉપાદાન કારણ નથી ?

ઉત્તર:—જો કે જગત્ સ્વરૂપે ચિત્તનું બનેલું નથી, તોપણ જગત્ ભોગ્ય રૂપ બને છે તેનું કારણ ચિત્ત જ છે, એ સર્વેના અનુભવની વાત છે; કારણ કે સુષુપ્ત્યાદિમાં ચિત્તનો લય થતાં સર્વેને ભોગ જણાતો નથી. માટે આ સંસાર ચિત્ત રૂપ જ છે. (चित्तमेव

* ક્ષત્રિય રાજર્ષિ કહેવાય, અને બ્રાહ્મણ બ્રહ્મર્ષિ કહેવાય.

हि संसारः). અને સંસાર ચિત્ત રૂપ છે, માટે જ અભ્યાસ, વૈરાગ્ય, વગેરે પ્રયત્નો વડે ચિત્તને શોધવું-રજોગુણ અને તમોગુણ રહિત કરીને એકાગ્ર કરવું-જોઇએ. ( ૧૧૩ ).

શંકાઃ—આત્માની મુક્તિને માટે આત્માનું જ શોધન કરવું જોઇએ, ચિત્તનું શા માટે?

ઉત્તરઃ—જે દેહી ( મર્ત્ય ) જે જે પુત્રાદિ વિષયમાં ચિત્તવાન્ થાય છે તે તેમાં તન્મય થઇ જાય છે, એ અનાદિ સિદ્ધ રહસ્ય છે. ( यश्चित्तस्तन्मयो मर्त्यः ). તાત્પર્ય એ છે કે જો કે આત્મા સ્વભાવથી શુદ્ધ છે છતાં ચિત્તના સંયોગથી જ તે સંસારી થતો હોવાથી ચિત્તના શોધનથી આત્માના સંસારની નિવૃત્તિ થાય છે. માટે ચિત્તને શોધવું ( શુદ્ધ કરવું ) જોઇએ.

શંકાઃ—અનાદિ ભવપરંપરામાં પ્રાપ્ત કરેલાં, સુખદુઃખ આપનારાં પુણ્યપાપકર્મ જ્યાંસુધી છે, ત્યાંસુધી ચિત્તના શોધનથી પણ આત્માને સંસારનિવૃત્તિ કેવી રીતે મળશે?

ઉત્તરઃ—ચિત્તની શુદ્ધતા થવાથી બ્રહ્મજ્ઞાન વડે સકળ શુભાશુભ સંચિત કર્મોનો ક્ષય થાય છે. માટે તે શંકા રહેતી નથી. અને શુદ્ધ ચિત્ત વાળો પુરૂષ આત્મામાં સ્થિત થઇને-" તે બ્રહ્મ હું છું " એવા નિશ્ચય પૂર્વક સર્વ ભોગ્ય પદાર્થને તજીને ચિન્માત્ર રૂપે રહીને-અવિનાશિ સુખને ભોગવે છે. વળી કહે છે કેઃ—

समासक्तं यथा चित्तं जन्तोर्विषयगोचरे ।
यद्येवं ब्रह्मणि स्यात्तत्को न मुच्येत बंधनात् ॥ ११५ ॥

એટલે કે જેવી રીતે પ્રાણીનું ચિત્ત વિષયોમાં સ્વભાવથી જ સંપૂર્ણ આસક્ત રહે છે, તેવી રીતે તે જ ચિત જો જીવાભિન્ન બ્રહ્મને વિશે આસક્ત રહે, તો સંસારથી કોણ મુક્ત ન થાય? મતલબ કે સર્વે મુક્ત થાય. વળી મન બે પ્રકારનું છે, શુદ્ધ અને અશુદ્ધ. કામ ક્રોધાદિના સંગ વાળું ચિત્ત અશુદ્ધ છે, તે રહિત ચિત્ત શુદ્ધ છે. આ ચિત્ત( મન ) જ સર્વ મનુષ્યોના બંધ અને મોક્ષનું કારણ છે. વિષયાસક્તિથી અશુદ્ધ થયેલું મન બંધનું કારણ છે, અને નિર્વિષય-કામાદિ રહિત-મન મુક્તિ આપનારૂં છે. માટે મનોનિગ્રહ આવશ્યક છે. ( ૧૦૯-૧૧૭ ).

**જાગ્રત્‌માં બ્રહ્માનન્દનો અનુભવઃ**—આ પ્રમાણે બ્રહ્માનન્દની પ્રાપ્તિને માટે ચિત્તનું શોધન કરવા સારૂ-ચિત્તશુદ્ધિ-પ્રાપ્ત

કરવા સારૂ મનોનિગ્રહની આવશ્યકતા બતાવી, અને મનોનિગ્રહ કરવાનો માર્ગ યોગાભ્યાસ અથવા સમાધિ છે એમ દર્શાવ્યું. હવે સમાધિ વડે સાક્ષાત્કાર કરાયલો બ્રહ્માનન્દ જાગ્રતમાં પણ અનુભવાય છે, (અને જાગ્રતના દઢ સંસ્કારોને અનુસરીને સ્વપ્નમાં પણ અનુભવાય છે), તે કહે છે. (૧૧૮-૧૩૧).

ઉપર કહ્યું તેમ સમાધિ વડે, એટલે કે જીવબ્રહ્મની એકતાના વિષયમાં વૃત્તિનો પ્રવાહ નિરંતર રાખવાથી ચિત્ત(અંતઃકરણ)નો રજોગુણ અને તમોગુણ રૂપી મલ સંપૂર્ણ રીતે નિવૃત્ત થઇ જાય છે.આવું શુદ્ધ થયેલું અંતઃકરણ જ્યારે આત્મસ્વરૂપમાં લગાડવામાં આવે છે, ત્યારે તે અંતઃકરણ સમાધિમાં જે સુખ ભોગવે છે તે સુખનું વર્ણન વાણીથી પણ વર્ણવી શકાતું નથી,કેમકે તે સુખ અલૌકિક હોવાથી-આ લોકમાં તેવું બીજું કોઇ સુખ નહીં હોવાથી-તે તેની ઉપમા આપી શકાય તેમ નથી. પરંતુ તે સ્વરૂપભૂત સુખ અંતઃકરણ જ સમજી શકે છે-અનુભવે છે. આવી સમાધિ લાંબા કાળ સુધી રાખવી તે માણસોને માટે દુર્લભ છે, કેમકે નિરંતર સમાધિનો અસંભવ છે. છતાં પણ તેવી સમાધિ ક્ષણ વાર પણ થવાનો સંભવ હોવાથી તે ક્ષણિક સમાધિ વડે પણ બ્રહ્માનન્દનો નિશ્ચય કરી શકાય છે. અને એક વાર તેનો નિશ્ચય કરી પછી જાગ્રત્માં(વ્યવહારમાં)તેની નિરંતર ભાવના કરી શકાય છે.માટે "ગમે તે પ્રકારે હું બ્રહ્માનન્દને સંપાદન કરીશ" એવા આગ્રહ વાળો (વ્યસની) શ્રદ્ધાળુ ક્ષણિક સમાધિમાં પણ બ્રહ્માનન્દનો નિશ્ચય કરી લે છે. અને એક વાર નિશ્ચય કર્યા પછી તેવા નિશ્ચય વાળો પુરૂષ બીજે સમયે પણ "આનન્દ છે" એવો વિશ્વાસ રાખે છે. આવા વિશ્વાસ વાળો પુરૂષ પછીથી જાગ્રતની ઉદાસીન અવસ્થામાં પણ આનન્દવાસના-વાસનાનન્દ-ની ઉપેક્ષા કરીને મુખ્ય બ્રહ્માનન્દ ઉપર તત્પર થઈ તેની જ ભાવના કરે છે. (૧૧૮-૧૨૧).

દૃષ્ટાંતઃ—જેવી રીતે ઉદાસીનકાલમાં મુખ્ય આનંદની ભાવના કરે છે, તેવી રીતે વ્યવહાર કાલમાં પણ તે નિજાનંદને ભોગવે છે. દૃષ્ટાન્ત તરીકે જેમ પર પુરૂષ ઉપર વ્યસન વાળી સ્ત્રી ગૃહકર્મમાં વ્યગ્ર હોવાં છતાં સાથે સાથે અંતઃકરણમાં પરસંગરસાયનનું ચિંતન કરે છે, તેમ વ્યવહારથી મુક્ત થઇ પરમ શુદ્ધ તત્ત્વમાં વિશ્રાન્તિ પામેલો ધીર જીજ્ઞાસુ પણ બહિર્વ્યવહાર કરતો છતાં અંતરમાં આ-

નંદ ( નિજાનન્દ ) ભોગવે છે. ( ૧૨૨–૩ ).

હવે જે આ ધીર જીજ્ઞાસુ કહ્યો તેનું ધીરત્વ કેવા પ્રકારનું જોઈએ, અને તેવા પુરૂષે આત્મામાં પ્રાપ્ત કરેલી વિશ્રાન્તિનો **અર્થ** શો છે, તે કહે છે.

**धीरत्वमक्षप्राबल्येऽप्यानन्दास्वादवांछया ।**
**तिरस्कृत्याखिलाक्षाणि तच्चिन्तायां प्रवर्तनम् ॥ १२४ ॥**

ઇંદ્રિયો એવી બળવાન હોય કે તે વિષયોને દેખતાં તે તરફ પુરૂષને ખેંચી જવામાં સમર્થ હોય છતાં તેવા પુરૂષે સ્વરૂપસુખનું ચિંતન કરવાની ઇચ્છાથી સર્વ ઇંદ્રિયોનો તિરસ્કાર કરી આનન્દના ચિંતનમાં પ્રવર્તમાન રહેવું તેનું નામ **ધીરત્વ** છે. તાત્પર્ય કે ઇંદ્રિયો પોતાનાં કાર્ય કરવા સમર્થ હોવા છતાં તેમને વશ કરી બ્રહ્માનન્દને જ પ્રાપ્ત કરવામાં પ્રવર્તમાન રહેનાર પુરૂષ જ તેને પ્રાપ્ત કરી શકે છે, **દુર્બળ ઇંદ્રિયો વાળો નહીં**; કેમકે દુર્બળ ઇંદ્રિયો વાળો તેવો પ્રયત્ન કરવાને સમર્થ નથી. "**વિશ્રાન્તિ**" શબ્દનો અર્થ એ છે કે જેમ ભારવાહી મજુર માર્ગમાં શિરોભારને થોડો વખત નીચે ઉતારી તાત્કાલિક વિશ્રામ લે છે, તેમ જીજ્ઞાસુ પુરૂષ પણ થોડો વખત માટે સંસારના વ્યવહારના ભારનો ત્યાગ કરી " હું વ્યવહારના શ્રમ રહિત થયો " એવી જે બુદ્ધિ કરે છે તેને **વિશ્રાન્તિ** કહે છે. આ ફક્ત થોડા વખતનો બુદ્ધિનો વિશ્રામ છે, કેમકે ફક્ત તરત વિશ્રામ લેવા ભાર નીચે મુકયો છે, ફરીથી ભાર તો ઉપાડવાનો છે. ( ૧૨૪–૫ ).

**સુખદુઃખ દશામાં નિજાનન્દઃ**—આ પ્રમાણે ઉપર કહ્યા પ્રમાણેની **વિશ્રાન્તિની પરમ અવસ્થા** પ્રાપ્ત કરી જેમ જીજ્ઞાસુ પોતાની ઔદાસીન્ય દશામાં પણ **વાસનાનન્દનો ત્યાગ કરી પરમાનન્દનો સ્વાદ લેવા તત્પર થાય** છે, તેવી જ રીતે સુખ દુઃખની પ્રાપ્તિ સમયે પણ તે **સુખદુઃખના ચિંતનનો ત્યાગ કરી** તે જ નિજાનન્દનો સ્વાદ ચાખવા તત્પર થાય છે. દાખલા તરીકે પોતાના પતિની પાછળ સતી થનાર સ્ત્રીને જલદીથી અગ્નિપ્રવેશ કરવાની ઇચ્છા હોવાથી તેમાં વિલંબ કરાવનાર અલંકારાદિ શૃંગાર વિશે જેમ વૈરબુદ્ધિ ઉત્પન્ન થાય છે; તેમ વૈરાગ્યાદિ સાધન યુક્ત વિવેકી પુરૂષને **બ્રહ્મચિંતન કરવામાં વિરોધ** ઉત્પન્ન કર**નાર વિષયસુખ ઉપર વૈરબુદ્ધિ** ઉત્પન્ન **થાય છે**; કેમકે તે

વિષયો સંપાદન કરવા વગેરે કાર્ય માણુસને બહિર્મુખ કરતાં હોવાથી નિજાનંદનું ચિંતન કરવામાં વિરોધ ઉત્પન્ન કરે છે. તેથી વિવેકીને તે વિરોધિ વિષયસુખની ઇચ્છા થતી નથી. છતાં બ્રહ્માનન્દનું ચિંતન કરવામાં અવિરોધી વિષયાનન્દમાં એટલે કે પ્રયત્ન વિના લભ્ય થવાથી ( ઇચ્છા વિના પ્રાપ્ત થવાથી ) બહિર્મુખ કરી શકતું નથી તેવા સુખમાં ( વિષયાનન્દમાં ) તથા સમાધિમાં પ્રાપ્ત થતા બ્રહ્માનન્દમાં—એ બંને આનંદમાં તત્ત્વવેત્તાની બુદ્ધિ કાગડાની દૃષ્ટિની પેઠે ગમાગમ કરતી રહે છે. જેમ કાગડાને એક જ દૃષ્ટિ (દર્શન સાધન) હોવા છતાં તે બંને નેત્રામાં વારાફરતી જા આવ કરે છે, તેવી રીતે તત્ત્વવેત્તાની બુદ્ધિ પણુ વિષયાનંદ તથા બ્રહ્માનન્દને વિશે કાંઇ પણુ વિઘ્ન આવ્યા વિના જા આવ કરી શકે છે. જેમ જનક રાજાને પ્રારબ્ધ વશાત્ રાજ્યાદિ વિષયસુખ ભોગવવું પડેલું, પરંતુ તે સુખ તેમના જ્ઞાનને વિરોધિ નહોતું; વળી જેમ વસિષ્ઠ પુત્ર પેદા કરતા છતાં વિરક્ત હતા. એ પ્રમાણે લૌકિક વિષયાનંદ અને વૈદિક બ્રહ્માનંદ એ બંનેને ભોગવનાર તત્ત્વવેત્તા પુરૂષને બે ભાષા જાણનાર જેવા જાણો. જેમ બે ભાષા જાણવાથી કાંઇ હાનિ નથી, તેમ બે આનન્દ ભોગવવાથી **જ્ઞાનને—બ્રહ્માનન્દને**—કાંઇ હાનિ નથી. આ પ્રમાણે બંને પ્રકારના આનન્દ ભોગવવા છતાં તત્ત્વવેત્તાને દુઃખનો અનુભવ થતાં અજ્ઞાન દશામાં આવતો ઉદ્વેગ થતો નથી, કેમકે તે લૌકિક અને વૈદિક બન્ને વ્યવહારને જાણુતા હોવાથી એકમાંથી બીજામાં સહેલાઇથી જઇ શકે છે. તેથી—વિવેકને લીધે સુખદુઃખનું મિથ્યાપણું જાણેલું હોવાથી—**તત્ત્વવેત્તા સુખ દુઃખ દશામાં પણ નિજાનન્દનું ચિંતન કરી શકે છે.** દાખલા તરીકે ગંગામાં જેની અડધી કાયા ડુબેલી છે તેવા પુરૂષને નીચેથી જળની ઠંડક તથા ઉપરથી સૂર્યનો તાપ—એમ શીતળતા અને ઉષ્ણુતા બંને સાથે અનુભવવામાં આવે છે. ( **दुःखप्राप्तौ न चोद्वेगो यथापूर्वं यतो द्विदृग् ।** ). (૧૩૧).

આ પ્રમાણે તત્ત્વવેત્તા પુરૂષને જાગ્રતમાં ઔદાસીન્ય દશા વખતે તેમજ સુખદુઃખ દશા વખતે પણ હંમેશાં બ્રહ્માનન્દનો અનુભવ થાય છે તે બતાવ્યું. ( ૧૨૬–૧૩૧ ).

## ૫. સ્વપ્નમાં બ્રહ્માનન્દ. ૧૩૨–૩.

આ પ્રમાણે તત્ત્વવેત્તા પુરૂષ જેમ જાગ્રતમાં હમેશાં બ્રહ્માનન્દ

ભોગવે છે (ब्रह्मसुखं भाति), તેમ "જેવી જાગ્રતની વાસના તેવું સ્વપ્ન"એ ન્યાયને અનુસરીને તત્ત્વવેત્તાને જાગ્રત્માં બ્રહ્માનન્દની વાસના હોવાથી તે વાસનાથી ઉત્પન્ન થતા સ્વપ્નમાં પણ તે બ્રહ્માનંદ ભોગવે છે. જાગ્રત્માં થયેલા આનંદના અનુભવની વાસનાથી ઉત્પન્ન થતા સ્વપ્નમાં જેમ તત્ત્વેત્તાને બ્રહ્માનન્દનું સ્વપ્ન આવે છે, તેમ જે તત્ત્વ-વેત્તાને પ્રારબ્ધવશાત્ જાગ્રત્માં અવિદ્યાવાસના થાય છે તેને તે અવિદ્યાવાસનાથી તેવું સ્વપ્ન પ્રાપ્ત થઇ સ્વપ્નમાં અજ્ઞાનીની પેઠે સાંસારિક સુખદુઃખ પણ ભોગવે છે. (૧૩૨-૩).

## ૬. પ્રકરણનું તાત્પર્ય. ૧૩૪.

આ પ્રકરણનું તાત્પર્ય એ છે કે શ્લોક. ૧ માં કહ્યા પ્રમાણે યોગાભ્યાસ વડે બ્રહ્માનન્દનો સાક્ષાત્કાર થતાં ઐહિક અને આમુષ્મિક એમ બંને પ્રકારના સકળ અનર્થો નાશ પામી મનુષ્ય સુખરૂપ-બ્રહ્મરૂપ-થાય છે. માટે કહે છે કે:—

ब्रह्मानन्दाभिधे ग्रन्थे ब्रह्मानन्दप्रकाशकम् ।
योगिप्रत्यक्षमध्याये प्रथमेऽस्मिन्नुदीरितम् ॥ १३४ ॥

"બ્રહ્માનન્દ"નામના પાંચ પ્રકરણ વાળા ગ્રંથના આ પહેલા પ્રકરણમાં (अध्याये) (૧) સુષુપ્તિ અવસ્થામાં, (૨) ઐાદાસીન્ય દશામાં, (૩) સમાધિ દશામાં, અને (૪) જાગ્રતની સુખદુઃખ દશામાં અનુભવાતા સ્વપ્રકાશ ચિદ્રૂપ બ્રહ્માનન્દને પ્રકાશ કરનારૂં અને યોગીપુરૂષના અનુભવરૂપ આ પ્રત્યક્ષ પ્રમાણ (योगिप्रत्यक्षम्) કહેવામાં આવ્યું. (૧૩૪).

## ૧૧ મું પ્રકરણ સમાપ્ત.



# ब्रह्मानन्दे आत्मानन्दप्रकरणम् ॥ १२ ॥

## મૂલાર્થ.

## આત્માનન્દ.

૧. મંદપ્રજ્ઞ જીજ્ઞાસુને માટે આત્માનન્દ. શ્લોક. ૧-૫.

नन्वेवं वासनानन्दाद्ब्रह्मानन्दादपीतरम् ।
वेत्तु योगी निजानन्दं मूढस्यात्रास्ति का गतिः ॥ १ ॥
धर्माधर्मवशादेष जायतां म्रियतामपि ।
पुनः पुनर्देहलक्षैः किं नो दाक्षिण्यतो वद ॥ २ ॥
अस्ति वोऽनुजिघृक्षुत्वाद्दाक्षिण्येन प्रयोजनम् ।
तर्हि ब्रूहि स मूढः किं जिज्ञासुर्वा पराङ्मुखः ॥ ३ ॥
उपास्तिं कर्म वा ब्रूयाद्विमुखाय यथोचितम् ।
मन्दप्रज्ञं तु जिज्ञासुमात्मानन्देन बोधयेत् ॥ ४ ॥
बोधयामास मैत्रेयीं याज्ञवल्क्यो निजप्रियाम् ।
न वा अरे पत्युरर्थे पतिः प्रिय इतीरयन् ॥ ५ ॥

શંકાઃ—**બ્રહ્માનન્દ** અને **વાસનાનન્દ**થી બીજો જે **નિજાનન્દ** તેને વિવેકી યોગી ભલે જાણે. પરંતુ તેને [ નિજાનન્દને ] મૂઢ પુરૂષ કેવી રીતે જાણે ? ( ૧ ).

ઉત્તરઃ—( અતિમૂઢ માણસને વિદ્યાધિકાર જ નથી. માટે ) આ અનાદિ સંસારમાં પૂર્વ જન્મોમાં કરેલાં પુણ્યપાપ વશાત્ તે નાના પ્રકારના દેહ ધારણ કરો, અને વળી મરણ પામ્યા કરો. અમારા ડહાપણથી તેમને શું ? તે કહો. ( ૨ ). જો એમ કહેતા હો કે “શિષ્યને અનુગ્રહ કરવાની તમારી ઈચ્છાને લીધે તમારા ડહાપણનું તેમને પ્રયોજન છે”, તો અમે પૂછીએ છીએ કે તે મૂઢ **જિજ્ઞાસુ છે કે રાગી**—વિષયી—છે ? [ ૩ ]. જો તે વિમુખ [રાગી] હોય તો તેને માટે યથોચિત કર્મ અથવા ઉપાસના કહેવી જોઇએ.

પરંતુ તે જીજ્ઞાસુ હોઇ મંદબુદ્ધિ વાળો હોય તો તેને आत्मानन्द વડે ( અથવા " આત્માનન્દ " નામના આ પ્રકરણ વડે ) બોધ કરવો જોઇએ. ( ૪ ). આ આત્માનન્દનો બોધ યાજ્ઞવલ્કય ઋષિએ પોતાની સ્ત્રી મૈત્રેયીને " સ્ત્રીને પતિના કામને માટે પતિ પ્રિય લાગતો નથી, પરંતુ પોતાના કામની તૃપ્તિને માટે પ્રિય લાગે છે " ઇત્યાદિ વાક્ય વડે કર્યો હતો. [ ૫ ].

## ૨. આત્માની પ્રિયતમતા–પરપ્રેમાસ્પદત્વ. ૬–૭૧.

पतिर्जाया पुत्रवित्ते पशुब्राह्मणबाहुजाः ।
लोका देवा वेदभूते सर्वं चात्मार्थतः प्रियम् ॥ ६ ॥
पत्याविच्छा यदा पत्न्यास्तदा प्रीतिं करोति सा ।
क्षुदनुष्ठानरोगाद्यैस्तदा नेच्छति तत्पतिः ॥ ७ ॥
न पत्युरर्थे सा प्रीतिः स्वार्थ एव करोति ताम् ।
पतिश्चात्मन एवार्थे न जायार्थे कदाचन ॥ ८ ॥
अन्योन्यप्रेरणेप्येवं स्वेच्छयैव प्रवर्तनम् ॥ ९ ॥
श्मश्रुकण्टकवेधेन बाले रुदति तत्पिता ।
चुम्बत्येव न सा प्रीतिर्बालार्थे स्वार्थ एव सा ॥ १० ॥
निरिच्छमपि रत्नादिवित्तं यत्नेन पालयन् ।
प्रीतिं करोति स स्वार्थे वित्तार्थत्वं न शङ्कितम् ॥ ११ ॥
अनिच्छति बलीवर्दे विवाहयिषते बलात् ।
प्रीतिः सा वणिगर्थैव बलीवर्दार्थता कुतः ॥ १२ ॥
ब्राह्मण्यं मेऽस्ति पूज्योऽहमिति तुष्यति पूजया ।
अचेतनाया जातेर्नो संतुष्टिः पुंस एव सा ॥ १३ ॥
क्षत्रियोऽहं तेन राज्यं करोमीत्यत्र राजता ।
न जातेर्वैश्यजात्यादौ योजनायेदमीरितम् ॥ १४ ॥
स्वर्गलोकब्रह्मलोकौ स्तां ममेत्यभिवाञ्छनम् ।
लोकयोर्नोपकाराय स्वभोगायैव केवलम् ॥ १५ ॥
ईशविष्ण्वादयो देवाः पूज्यन्ते पापनष्टये ।
न तन्निष्पापदेवार्थं तत्तु स्वार्थे प्रयुज्यते ॥ १६ ॥

ऋगादयो ह्यधीयन्ते दुर्ब्राह्मण्यानवाप्तये ।
न तत्प्रसक्तं वेदेषु मनुष्येषु प्रसज्जते ॥ १७ ॥
भूम्यादिपञ्चभूतानि स्थानतृट्पाकशोषणैः ।
हेतुभिश्चावकाशेन वाञ्छन्त्येषां न हेतवः ॥ १८ ॥
स्वामिभृत्यादिकं सर्वं स्वोपकाराय वाञ्छति ।
तत्तत्कृतोपकारस्तु तस्य तस्य न विद्यते ॥ १९ ॥
सर्वव्यवहृतिष्वेवमनुसंधातुमीदृशम् ।
उदाहरणबाहुल्यं तेन स्वां वासयेन्मतिम् ॥ २० ॥

૧. પતિ, ૨. જાયા, ૩. પુત્ર, ૪. વિત્ત-ધન, ૫. પશુ, ૬. બ્રાહ્મણત્વ, ૭. ક્ષત્રિયત્વ, ૮. લોક, ૯. દેવ, ૧૦. પંચભૂત-વગેરે સર્વ પોતાના સુખને માટે પ્રિય લાગે છે, તેમના સુખને માટે નહિ. (૬). સ્ત્રીને જ્યારે પતિની ઇચ્છા થાય છે, ત્યારે જ તે તેના ઉપર પ્રીતિ બતાવે છે. પરંતુ જ્યારે તેનો પતિ ક્ષુધાતુર થયેલો હોવાથી, અથવા કોઈ અનુષ્ઠાનમાં બેઠેલો હોવાથી, અથવા રોગયુક્ત હોવાથી તેના પતિને ઇચ્છાનો અભાવ હોય છે, ત્યારે તે તેની ઇચ્છા કરતી નથી. સ્ત્રીને જે આ પ્રીતિ થાય છે તે પતિના સુખને માટે નથી, પરંતુ પોતાના સુખને માટે છે. તે જ પ્રમાણે પતિ પણ પોતાને માટે જ સ્ત્રી ઉપર પ્રીતિ કરે છે, સ્ત્રીને માટે નહિ. [ ૭-૮ ]. અને જ્યારે એક બીજાને પ્રેરણા થાય, ત્યારે પણ પોત પોતાની ઇચ્છાથી જ પ્રવર્તે છે. ( ૯ ). જ્યારે બાળકને તેનો પિતા ચુંબન કરે છે, ત્યારે મૂછના કાંટા જેવા વાળ બાળકને ખુંચવાથી તે રડે છે-તેને તેવા ચુંબન ઉપર પ્રીતિ નહિ હોવાથી રડે છે, છતાં તેનો પિતા ચુંબન કર્યા જ કરે છે. પિતાની આ પ્રીતિ બાળકને માટે નથી, પરંતુ પોતાના સુખને માટે છે. ( ૧૦ ). રત્નાદિ ધનને ઇચ્છા નથી, છતાં યત્ન વડે તેની રક્ષા કરતો માણસ તેના ઉપર જે પ્રીતિ કરે છે તે પોતાના સ્વાર્થને માટે છે, ધનને માટે હોવાની શંકા કરવી નહિ. ( ૧૧ ). બળદને કંઈ ભાર વહન કરવાની ઇચ્છા નથી, છતાં વણિક તેને જે ભાર વહન કરાવવાની ઇચ્છા કરે છે તે પ્રીતિ પોતાને માટે છે, બળદને માટે ક્યાંથી હોય ? ( ૧૨ ). “ મને બ્રાહ્મણપણું હો, હું પૂજ્ય છું ”

એવા અભિમાન વાળાને પૂજાથી જે તુષ્ટિ મળે છે તે અચેતન જાતિની તુષ્ટિ નથી, પરંતુ પુરૂષની જ છે. (૧૩). "હું ક્ષત્રિય છું, માટે હું રાજ્ય કરૂં છું" એ પ્રમાણે રાજતાનું જે અભિમાન છે તે ક્ષત્રિય જાતિના સુખ માટે નથી, પરંતુ તે પુરૂષના સુખ માટે છે. આ ન્યાય વૈશ્યાદિ જાતિના સંબંધમાં પણ યોજવો. (૧૪). "મને સ્વર્ગલોક પ્રાપ્ત થાઓ, બ્રહ્મલોક પ્રાપ્ત થાઓ" એવી જે ઇચ્છા થાય છે તે તેતે લોકનો ઉપકાર કરવાને માટે નથી, પરંતુ કેવળ પોતાના ભોગને માટે છે.[૧૫]. પાપ નષ્ટ કરવાને માટે મહાદેવ (ઈશ),વિષ્ણુ,વગેરે દેવોની જે પૂજા કરવામાં આવે છે,તે પાપરહિત તે દેવોના સ્વાર્થને માટે નહિ, પરંતુ પોતાના સ્વાર્થથી કરવામાં આવે છે. (૧૬). જે દુર્બ્રાહ્મણ્ય પ્રાપ્ત ન થવા દેવાને માટે વેદોનું અધ્યયન કરવામાં આવે છે તે દુર્બ્રાહ્મણ્યનો પ્રસંગ-સંબંધ-વેદોને વિશે નથી, પરંતુ મનુષ્યોમાં છે. (૧૭). પૃથ્વીની ઇચ્છા જે સ્થાનને માટે, જલની તૃષાને માટે, અગ્નિની પાકને માટે, વાયુની શોષણને માટે, અને આકાશની અવકાશને માટે કરવામાં આવે છે તે સ્થાનાદિ હેતુ તે તે પંચભૂતોને નથી, તેથી તેઓ તેની ઇચ્છા કરતાં નથી. (૧૮). નોકર સ્વામીની, સ્વામી નોકરની-એ વગેરે પદાર્થો માણસ પોતાના ઉપકારને માટે ઇચ્છે છે; તે તે પદાર્થે કરેલો ઉપકાર તેને તેને માટે નથી. (૧૯). સર્વ જાતના વ્યવહારમાં આ પ્રમાણે સમજવાને માટે આટલાં બધાં ઉદાહરણો આપવામાં આવ્યાં છે. માટે પોતાના સંબંધી બુદ્ધિનો નિશ્ચય કરો-સર્વ પદાર્થો પોતાના ભોગનાં સાધનો હોઈ પોતાના આત્માનું જ પ્રિયતમત્વ છે એ પ્રકારનું ચિંતન બુદ્ધિ પાસે કરાવો. (૨૦).

(આ પ્રમાણે શ્રુતિથી આત્માનું પ્રિયતમત્વ સિદ્ધ થયું).

अथ केयं भवेत्प्रीतिः श्रूयते या निजात्मनि ।
रागो वध्वादिविषये श्रद्धा यागादिकर्मणि ।
भक्तिः स्याद्गुरुदेवादाविच्छा त्वप्राप्तवस्तुनि ॥ २१ ॥
तद्वस्तु सात्त्विकी वृत्तिः सुखमात्रानुवर्तिनी ।
प्राप्ते नष्टेपि सद्भावादिच्छातो व्यतिरिच्यते ॥ २२ ॥
सुखसाधनतोपाधेरन्नपानादयः प्रियाः ॥ २३ ॥

आत्मानुकूल्यादन्नादिसमश्चेदमुनात्र कः ।
अनुकूलयितव्यः स्यान्नैकस्मिन्कर्मकर्तृता ॥ २४ ॥
सुखे वैषयिके प्रीतिमात्रमात्मा त्वतिप्रियः ।
सुखे व्यभिचरत्येषा नात्मनि व्यभिचारिणी ॥ २५ ॥
एकं त्यक्त्वान्यदादत्ते सुखं वैषयिकं सदा ।
नात्मा त्याज्यो न चादेयस्तस्मिन्व्यभिचरेत्कथम् ॥ २६॥
हानादानविहीनेऽस्मिन्नुपेक्षा चेत्तृणादिवत् ।
उपेक्षितुः स्वरूपत्वान्नोपेक्ष्यत्वं निजात्मनः ॥ २७ ॥
रोगक्रोधाभिभूतानां मुमूर्षा वीक्ष्यते क्वचित् ।
ततो द्वेषाद्भवेत्त्याज्य आत्मेति यदि तन्न हि ॥ २८ ॥
त्यक्तुं योग्यस्य देहस्य नात्मता त्यक्तुरेव सा ।
न त्यक्तर्यस्ति स द्वेषस्त्याज्ये द्वेषे तु का क्षतिः ॥ २९ ॥
आत्मार्थत्वेन सर्वस्य प्रीतेश्चात्मा ह्यतिप्रियः ।
सिद्धो यथा पुत्रमित्रात्पुत्रः प्रियतरस्तथा ॥ ३० ॥

શંકાઃ—નિજાત્મા ઉપરની આ જે પ્રીતિ સાંભળવામાં આવે છે, તે કેવી જાતની પ્રીતિ છે ? જો તેને **રાગ** રૂપ કહેતા હો તો તે (રાગ) તો વધુ વગેરે ઉપર થાય છે; જો તેને **શ્રદ્ધા** રૂપ કહેતા હો તો તે તો યજ્ઞાદિ ઉપર હોય છે; જો તેને **ભક્તિ** રૂપ કહેતા હો તો તે તો ગુરૂ, દેવ, વગેરે ઉપર થાય છે; જો તેને **ઇચ્છા** રૂપ કહેતા હો તો તે તો અપ્રાપ્ત વસ્તુની હોય છે. માટે આ પ્રીતિ કેવી છે ? ( ૨૧ ). ઉત્તરઃ—જો તેમ પૂછતો હોય તો તે પ્રીતિ એક જાતની **સાત્વકી વૃત્તિ** છે, જે સુખ માત્રને જ અનુસરીને હોય છે. આત્મા ઉપરની આ પ્રીતિ એકલી ઇચ્છા માત્ર નથી; પરંતુ સુખાદિ પ્રાપ્ત થતાં કે નષ્ટ થતાં પણ આત્મા ઉપરની પ્રીતિ તો રહે છે. તેથી ઇચ્છા કરતાં (**इच्छातः**) તે જૂદી જાતની છે. (૨૨). અન્ન પાનાદિ તો આત્માના સુખનાં સાધન હોવાથી માત્ર પ્રિય છે, પ્રિયતમ નથી. ( ૨૩ ). જો તું એમ કહેતો હોય કે આત્મા સુખને **અનુકુલ** હોવાથી **અન્નાદિ**ની પેઠે તે પણ સુખનું **સાધન** છે, તો આ-ત્મા કોના સુખને અનુકુલ છે તે કહે; કેમકે આત્માતિરિક્ત કોઇ

ભોક્તા નથી. જો આત્માને ઉપકારી તથા ઉપકારક બંને કહીશ, તો પોતે કર્તા અને કર્મ હોવાનો વિરોધ આવશે. ( ૨૪ ). વિષયોના સુખ વિશે તો માત્ર **પ્રીતિ** જ હોય છે, પરંતુ **આત્મા** તો **અતિ પ્રિય** છે; કેમકે વૈષયિક સુખ ઉપરની પ્રીતિ વ્યભિચારને પામે છે, પરંતુ આત્મા ઉપરની પ્રીતિ તેવી નથી. (૨૫). એક વૈષયિક સુખને તજીને બીજું લેવામાં આવે છે. પરંતુ આત્મા ત્યાજ્ય કે આદેય ( લેવા યોગ્ય ) નહિં હોવાથી તેના ઉપરની પ્રીતિ કેવી રીતે વ્યભિચારને પામે ? ( ૨૬ ). જો તું એમ કહેતો હોય કે આત્મા હાન અને આદાન રહિત હોવાથી તૃણાદિની પેઠે તેની ઉપેક્ષા થશે, તો ઉપેક્ષા કરનાર નિજાત્માનું જ તે સ્વરૂપ હોવાથી તેની ઉપેક્ષા થઇ શકે નહીં. (૨૭). જો તું એમ કહેતો હોય કે રોગ અને ક્રોધથી અભિભૂત થયેલા માણુસને કવચિત્ મરવાની ઇચ્છા થતી હોવાથી દ્વેષને લીધે આત્મા ત્યાજ્ય છે, તો તેમ નથી; કેમકે તજવા યોગ્ય જે દેહ છે તે આત્મા નથી. તજનાર પોતે જ આત્મા છે. અને જે દ્વેષ જોવામાં આવે છે તે તજનાર ( આત્મા ) ઉપરનો નથી, પરંતુ તજવા યોગ્ય દેહ ઉપરનો હોવાથી શી હાનિ છે ? ( ૨૮–૨૯ ). માટે સર્વ ઉપરની પ્રીતિ આત્માના સુખને સારૂ હોવાથી **આત્મા અતિ પ્રિય** છે એમ સિદ્ધ થાય છે, જેમ પુત્રના મિત્ર કરતાં પુત્ર વધારે પ્રિય હોય છે. (૩૦).

( આ પ્રમાણે યુક્તિ વડે આત્માને **અતિપ્રિય** સિદ્ધ કર્યો ).

**मा न भूवमहं किं तु भूयासं सर्वदेत्यसौ ।**
**आशीः सर्वस्य दृष्टेति प्रत्यक्षा प्रीतिरात्मनि ॥ ३१ ॥**

" મારૂં અસત્વ કદાપિ ન હો, પરંતુ હું હમેશાં હોઉં " એવી પ્રાર્થના દરેક માણુસ કરતો જોવામાં આવે છે. એ પ્રમાણે પોતાના **અનુભવ** પ્રમાણથી પણ આત્માને વિશે **નિરતિશય પ્રીતિ** હોવાનું પ્રત્યક્ષ છે. ( ૩૧ ).

શ્રુતિ તાત્પર્ય નહિ જાણનારનો મત.

**इत्यादिभिस्त्रिः प्रीतौ सिद्धायामेवमात्मनि ।**
**पुत्रभार्यादिशेषत्वमात्मनः कैश्चिदीरितम् ॥ ३२ ॥**
**एतद्विवक्षया पुत्रे मुख्यात्मत्वं श्रुतीरितम् ।**
**आत्मा वै पुत्रनामेति तच्चोपनिषदि स्फुटम् ॥ ३३ ॥**

सोऽस्यायमात्मा पुण्येभ्यः प्रतिधीयते ।
अथास्येतर आत्मायं कृतकृत्यः प्रमीयते ॥ ३४ ॥
सत्यप्यात्मनि लोकोऽस्ति नापुत्रस्यात एव हि ।
अनुशिष्टं पुत्रमेव लोक्यमाहुर्मनीषिणः ॥ ३५ ॥
मनुष्यलोको जय्यः स्यात्पुत्रेणैवेतरेण नो ।
मुमूर्षुर्मन्त्रयेत्पुत्रं त्वं ब्रह्मेत्यादिमन्त्रकैः ॥ ३६ ॥
इत्यादिश्रुतयः प्राहुः पुत्रभार्यादिशेषिताम् ॥
लौकिका अपि पुत्रस्य प्राधान्यमनुमन्वते ॥ ३७ ॥
स्वस्मिन्मृतेऽपि पुत्रादिर्जीवेद्वित्तादिना यथा ।
तथैव यत्नं कुरुते मुख्याः पुत्रादयस्ततः ॥ ३८ ॥

આ પ્રમાણે શ્રુતિ, યુક્તિ, અને અનુભવ એ ત્રણ પ્રમાણ વડે આત્મામાં પ્રીતિ હોવાનું સિદ્ધ થયા છતાં કેટલાક શ્રુતિતાત્પર્ય નહીં જાણનાર એમ કહે છે કે આત્મા પુત્ર, ભાર્યા, વગેરેના સુખનું સાધન (શેષ) છે. (૩૨). આ લોકોના કહેવા પ્રમાણે “ પુત્ર નામનો આત્મા છે ” એ શ્રુતિ વડે ઉપનિષદ્‌માં પુત્રનું મુખ્યાત્મત્વ સ્પષ્ટ રીતે કહેવામાં આવ્યું છે. ( આ પ્રમાણે તેઓ શ્રુતિનો પણ આધાર બતાવે છે). ( ૩૩ ) તે શ્રુતિવાક્યમાં એમ કહ્યું છે કે “ તેનો ( પિતાનો ) આ પુત્ર રૂપી આત્મા તેના ( પિતાના ) મરણ પછી બાકીનાં પુણ્ય કર્મ કરવાને માટે પ્રતિનિધિ તરીકે નીમાય છે. તે પછી પોતાનો પિતા રૂપી આત્મા કૃતકૃત્ય થવાનું સિદ્ધ થાય છે. ( **प्रमीयते** ). ( બીજો અર્થ ) અથવા પિતા રૂપી આત્મા પોતાને કૃતકૃત્ય માનીને મરણ પામે છે ”. ( ૩૪ ). વળી બીજી શ્રુતિ કહે છે કે ( પિતા ) પોતે જીવતો છતાં જો તેને પુત્ર ન હોય–અપુત્ર હોય, તો તેને પરલોક પ્રાપ્ત થતો જ નથી. શાસ્ત્રને જાણનાર કહે છે કે “ **त्वं ब्रह्म** ” ઇત્યાદિ મંત્રો વડે શિક્ષિત કરેલો પુત્ર જ પરલોક-પ્રાપ્તિનું સાધન ( **लोक्य** ) છે. (૩૫). મનુષ્ય લોકમાંનું સુખ પુત્ર વડે જ સંપાદન કરી શકાય છે, બીજા કોઇ કર્મ કે સાધન વડે નહિ; મરવાની ઇચ્છા વાળા પિતાએ “ **त्वं ब्रह्म** ” ઇત્યાદિ મંત્રો વડે મરણ વખતે પુત્રને આજ્ઞા કરવી જોઇએ, એવી પણ શ્રુતિઓ છે. (૩૬). ઇત્યાદિ શ્રુતિઓ પુત્ર, ભાર્યા, વગેરેને શેષી ( ઉપકારી )

કહે છે. વળી લૌકિકો પણ પુત્રને પ્રાધાન્ય આપે છે; કેમકે પોતે મરવા છતાં વિત્ત, ક્ષેત્ર, વગેરે વડે જેવી રીતે પુત્ર, ભાર્યાદિ પોતાનું જીવન ચલાવી શકે, તેવી રીતનો તે યત્ન કરે છે. માટે પુત્રાદિ **મુખ્યાત્મા છે. ( આવો લૌકિક મતઃ છે ). ( ૩૭–૩૮ ).**

ઉપરના મતનું ખંડન.

बाढमेतावता नात्मा शेषो भवति कस्यचित् ।
गौणमिथ्यामुख्यभेदैरात्मायं भवति त्रिधा ॥ ३९ ॥
देवदत्तस्तु सिंहोऽयमित्यैक्यं गौणमेतयोः ।
भेदस्य भासमानत्वात्पुत्रादेरात्मता तथा ॥ ४० ॥
भेदोऽस्ति पञ्चकोशेषु साक्षिणो न तु भात्यसौ ।
मिथ्यात्मतातः कोशानां स्थाणोश्चौरात्मता यथा ॥ ४१॥
न भाति भेदो नाप्यस्ति साक्षिणोऽप्रतियोगिनः ।
सर्वान्तरत्वात्तस्यैव मुख्यमात्मत्वमिष्यते ॥ ४२ ॥

આ કહેવું ખરૂં છે. પરંતુ એટલા માત્રથી આત્મા કોઇના સુખનું સાધન ( શેષ ) થતો નથી. આત્માના ત્રણ પ્રકાર છેઃ– **૧. ગૌણાત્મા, ૨ મિથ્યાત્મા, અને ૩. મુખ્યાત્મા.** ( ૩૯ ). "દેવદત્ત સિંહ છે" આ વાકયમાં "દેવદત્ત" અને સિંહ" ની એકતા **ગૌણ** છે, વાસ્તવિક નહિ; કારણ કે તે બંનેની વચ્ચે ભેદ છે અને તે ભેદ ભાસે પણ છે. જેમકે પુત્રાદિની આત્મતા. (૪૦). સાક્ષી કૂટસ્થથી પંચકોશનો ભેદ છે ખરો. છતાં તે ભાસતો નથી. માટે પંચકોશ **મિથ્યાત્મા** છે. જેમકે સ્થાણુ( થાંભલો )ની ચો-રાત્મતા–સ્થાણુને ચોર માનવો તે. ( ૪૧ ). **સાક્ષી** કે જેનો કોઇ પ્રતિયોગી નથી તેમાં કોઇ જાતનો ભેદ ભાસતો નથી, તેમ છે પણ નહીં. માટે તેનું **મુખ્યાત્મત્વ** જાણવું, કેમકે તે **સર્વનો અંતરા-ત્મા** છે. ( ૪૨ ).

सत्येवं व्यवहारेषु येषु यस्यात्मतोचिता ।
तेषु तस्यैव शेषित्वं सर्वस्यान्यस्य शेषता ॥ ४३ ॥
मुमूर्षोर्गृहरक्षादौ गौणात्मैवोपयुज्यते ।
न मुख्यात्मा न मिथ्यात्मा पुत्रः शेषी भवत्यतः ॥४४॥

अध्येता वह्निरित्यत्र सन्नप्यग्निर्न गृह्यते ।
अयोग्यत्वेन योग्यत्वाद्वदुरेवात्र गृह्यते ॥ ४५ ॥
कृशोऽहं पुष्टिमाप्स्यामीत्यादौ देहात्मतोचिता ।
न पुत्रं विनियुङ्क्तेऽत्र पुष्टिहेत्वन्नभक्षणे ॥ ४६ ॥
तपसा स्वर्गमेष्यामीत्यादौ कर्त्रात्मतोचिता ।
अनपेक्ष्य वपुर्भोगं चरेत्कृच्छ्रादिकं ततः ॥ ४७ ॥
मोक्ष्येऽहमित्यत्र युक्तं चिदात्मत्वं तदा पुमान् ।
तद्वेत्ति गुरुशास्त्राभ्यां न तु किंचिच्चिकीर्षति ॥ ४८ ॥
विप्रक्षत्रादयो यद्वद्बृहस्पतिसवादिषु ।
व्यवस्थितास्तथा गौणमिथ्यामुख्या यथोचितम् ॥ ४९ ॥
तत्र तत्रोचिते प्रीतिरात्मन्येवातिशायिनी ।
अनात्मनि तु तच्छेषे प्रीतिरन्यत्र नोभयम् ॥ ५० ॥

આ પ્રમાણે હોવાથી જે જે વ્યવહારમાં જેની આત્મતા યોગ્ય છે તે તે વ્યવહારમાં તેનું તેનું શેષિત્વ–મુખ્યત્વ–જાણવું; બાકી સર્વની શેષતા–ગૌણતા–જાણવી. (૪૩). જેમકે મરવાની ઇચ્છાવાળા પુરૂષના ગૃહરક્ષાદિ કાર્યમાં પુત્ર ભાર્યાદિ રૂપ ગૌણાત્મા ઉપયુક્ત થાય છે; મુખ્યાત્મા ( સાક્ષી ) કે મિથ્યાત્મા ( પંચકોશ ) નહિ. માટે ત્યાં પુત્ર શેષી–મુખ્ય–છે. ( ૪૪ ). "વહ્નિ અધ્યેતા ( ભણનાર ) છે" એ વાકયમાં "વહ્નિ" નો દેખીતો અર્થ "અગ્નિ" છતાં તે સમજવાનો નથી, કેમકે અગ્નિને અધ્યેતા માનવો તે અયોગ છે. માટે ત્યાં "વહ્નિ" નામનો બાળક જ લેવો, કેમકે તે જ યોગ્ય છે. (૪૫). "હું કૃશ છું, માટે પુષ્ટિ મેળવું" એ વાકયમાં શરીરની આત્મતા યોગ્ય છે; પુષ્ટિના હેતુ રૂપ અન્નભક્ષણમાં પુત્રને યોજવામાં આવતો નથી, પરંતુ પોતાના શરીરને જ અન્ન આપવામાં આવે છે. (૪૬). "તપ કરીને હું સ્વર્ગમાં જાઉં" ઇત્યાદિમાં "હું" એ શબ્દ કર્તા જીવ–ચિદાભાસ–ને જ લગાડવો યોગ્ય છે, શરીરને નહીં. અને તેથી દેહના ભોગની અપેક્ષા નહિ રાખતાં કૃચ્છ્રાદિ વ્રત કરવામાં આવે છે, જેમાં શરીરને ભૂખ્યું રહેવું પડે છે. ( ૪૭ ). "હું મોક્ષ પામું" તેમાં "હું" શબ્દ સાક્ષી ચિદાત્માને લાગે છે, ચિદાભાસને નહિ. અને તેથી

ચિદાભાસ—જીવત્વાભિમાન—નો નાશ કરવાને માટે ગુરૂ અને શાસ્ત્ર દ્વારા **ચિદ્‌—સાક્ષિચૈતન્ય**—ને જ જાણે છે, બીજું કાંઈ ( વ્રતાદિ ) કરવાની ઇચ્છા કરતો નથી. ( ૪૮ ). " બૃહસ્પતિ " નામનો યજ્ઞ કરવામાં બ્રાહ્મણનો જ અધિકાર હોવાથી તે જ બેસે છે; "રાજસૂય" યજ્ઞમાં ક્ષત્રિયનો જ અધિકાર છે, બ્રાહ્મણ વગેરેનો નહિ; " વૈશ્યસ્તોમ " યજ્ઞમાં વૈશ્યનો જ અધિકાર છે, બીજાનો નહીં એ પ્રમાણે ગૌણ, મિથ્યા, અને મુખ્ય આત્માને પોતપોતાને યોગ્ય વ્યવહારમાં પ્રાધાન્ય આપવામાં આવ્યું છે. ( ૪૯ ). તાત્પર્ય એ છે કે જે જે વ્યવહારમાં જે જે ( ગૌણાદિ ) આત્મા ઉચિત હોય છે તે તે વ્યવહારમાં તેના ઉપયોગિપણાને લીધે પ્રધાનભૂત થયેલા આત્માને વિશે જ અતિશય પ્રીતિ હોય છે, ( જેમ જાનમાં વરરાજાની ); અને તે આત્માના **શેષ**—સાધનભૂત અનાત્મ—પદાર્થોમાં તો પ્રીતિ માત્ર જ હોય છે, નિરતિશય પ્રેમ નહીં. પરંતુ બાકીના સર્વ પદાર્થો ઉપર તો બંને પ્રકારમાંનો કોઈ પણ પ્રેમ નથી. (૫૦).

उपेक्ष्यं द्वेष्यमित्यन्यद्द्वेधा मार्गतृणादिकम् ।
उपेक्ष्यं व्याघ्रसर्पादि द्वेष्यमेवं चतुर्विधम् ॥ ५१ ॥
आत्मा शेष उपेक्ष्यं च द्वेष्यं चेति चतुर्ष्वपि ।
न व्यक्तिनियमः किंतु तत्तत्कार्यात्तथा तथा ॥ ५२ ॥
स्याद्व्याघ्रः संमुखो द्वेष्यो ह्युपेक्ष्यस्तु पराङ्मुखः ।
लालनादनुकूलश्चेद्विनोदायेति शेषताम् ॥ ५३ ॥
व्यक्तीनां नियमो मा भूल्लक्षणात्तु व्यवस्थितिः ।
आनुकूल्यं प्रातिकूल्यं द्वयाभावश्च लक्षणम् ॥ ५४ ॥
आत्मा प्रेयान्प्रियः शेषो द्वेषोपेक्षे तदन्ययोः ।
इति व्यवस्थितो लोको याज्ञवल्क्यमतं च तत् ॥ ५५ ॥

ઉપર કહેલા બાકીના સર્વ પદાર્થો ઉપેક્ષ્ય કે દ્વેષ્ય છે, જેમ કે માર્ગમાં પડેલું તૃણ વગેરે ઉપેક્ષ્ય છે, અને વ્યાઘ્ર, સર્પ, વગેરે દ્વેષ્ય છે. એ પ્રમાણે પદાર્થોના ચાર પ્રકાર કહ્યા:—૧. **આત્મા**, ૨. **શેષ**, ૩. **ઉપેક્ષ્ય**, અને ૪. **દ્વેષ્ય**. એ ચારમાં પણ વ્યક્તિગત કોઈ નિયમ નથી, પરંતુ તેના તેના વિશેષ કાર્ય પ્રમાણે તેની પ્રિયાદિરૂપતા છે. (૫૧—૨ ). જો વ્યાઘ્ર સંમુખ આવતો હોય તો દ્વેષ્ય

થાય છે; પરાઙ્મુખ હોય તો **ઉપેક્ષ્ય** થાય છે; તેનું લાલન કરવાથી તે અનુકૂલ થાય છે, ત્યારે તે વિનોદનું સાધન થાય છે, અને એ પ્રમાણે પોતાને ઉપકારક થવાથી **શેષ** કહેવાઇ **પ્રિય** થાય છે. ( ૫૩ ). કયો પદાર્થ કયા વિભાગમાં ગણવો તેનો કોઇ વ્યક્તિનિયમ નથી, પરંતુ તે તે પદાર્થના લક્ષણ પ્રમાણે વ્યવસ્થા ગણેલી છે. તે તે લક્ષણ **૧. આનુકૂલ્ય,** ૨. પ્રાતિકૂલ્ય, અને ૩. દ્વયાભાવ–તે બંનેનો અભાવ–છે. (૫૪). માટે આત્મા **પ્રેયાન્ ( અતિપ્રિય ),** શેષ **પ્રિય,** બાકીના પદાર્થો **ઉપેક્ષ્ય** અને **દ્વેષ્ય** છે, એ પ્રમાણે લોકમાં વ્યવસ્થા થયેલી છે. ( આ ચાર પ્રકારથી અન્ય બીજો કોઇ પદાર્થ નથી. ) અને **યાજ્ઞવલ્કય** ( શ્રુતિ ) નો પણ આ જ મત છે. ( ૫૫ ).

( આ પ્રમાણે યાજ્ઞવલ્કય ઋષિના **મૈત્રેયી બ્રાહ્મણ**ના પ્રમાણ વડે આત્માની **પ્રિયતમતા** સિદ્ધ કરી હવે "**પુરૂષવિધ" બ્રાહ્મણનું** પ્રમાણ લઇ તે સિદ્ધ કરે છે ).

अन्यत्रापि श्रुतिः प्राह पुत्राद्वित्तात्तथान्यतः ।
सर्वस्मादान्तरं तत्त्वं तदेतत्प्रेय इष्यताम् ॥ ५६ ॥

બીજી શ્રુતિ ( **પુરૂષવિધ બ્રાહ્મણ** ) પણ કહે છે કે પુત્ર, વિત્ત, અને બીજા સર્વથી આન્તર તત્ત્વ ( **આત્મા** ) અતિ પ્રિય ( **प्रेयस्** ) છે એમ જાણો. (૫૬).

श्रौत्या विचारदृष्ट्यायं साक्ष्येवात्मा न चेतरः ।
कोशान्पञ्च विविच्यान्तर्वस्तुदृष्टिर्विचारणा ॥ ५७ ॥
जागरस्वप्नसुप्तीनामागमापायभासनम् ।
यतो भवत्यसावात्मा स्वप्रकाशचिदात्मकः ॥ ५८ ॥
शेषाः प्राणादिवित्तान्ता आसन्नास्तारतम्यतः ।
प्रीतिस्तथा तारतम्यात्तेषु सर्वेषु वीक्ष्यते ॥ ५९ ॥
वित्तात्पुत्रः प्रियः पुत्रात्पिण्डः पिण्डात्तथेन्द्रियम् ।
इन्द्रियाच्च प्रियः प्राणः प्राणादात्मा प्रियः परः ॥ ६० ॥
एवं स्थिते विवादोऽत्र प्रतिबुद्धविमूढयोः ।
श्रुत्योदाहारि तत्रात्मा प्रेयानित्यत्र निर्णयः ॥ ६१ ॥

તાત્પર્ય કે શ્રુતિના પર્યાલોચન રૂપ વિચારદષ્ટિથી પણ આ **સાક્ષી કૂટસ્થ જ મુખ્યાત્મા** છે, બીજો કોઇ ( પુત્રાદિ ) નહીં. આ **વિચારદૃષ્ટિ** એટલે " તૈત્તિરીય " શ્રુતિમાં કહ્યા પ્રમાણે પંચ-કોશથી આત્માને પૃથક્ કરીને અન્તઃસ્થિત વસ્તુ—આત્મા—નો **અનુભવ** (**દૃષ્ટિ**) કરવો તે. ( ૫૭ ). જાગ્રત્, સ્વપ્ન, અને સુષુપ્તિ અવસ્થાઓના આવવા અને જવાની પ્રતીતિ જેના વડે થાય છે તે જ **સ્વપ્રકાશ** અને **ચિદ્રૂપ આત્મા** છે, એમ જાણવું તેનું નામ **અનુભવ** છે. ( ૫૮ ). ( ઉપર કહ્યું કે આ ચિદ્રૂપ સાક્ષી આત્મા જ મુખ્યાત્મા છે, તે સમજાવે છે. ) સાક્ષીથી વ્યતિરિક્ત નીચે કહેલા પ્રાણથી વિત્ત પર્યંતના શેષ રૂપ પદાર્થો પ્રીતિની ન્યૂનાધિકતા પ્રમાણે આત્માને સમીપવર્તિ થાય છે. ( ૫૯ ). વિત્ત( ધન.)થી પુત્ર પ્રિય છે, પુત્ર કરતાં પિંડ ( દેહ ) વધારે પ્રિય, પિંડ કરતાં ઇંદ્રિયો, ઇંદ્રિયો કરતાં પ્રાણ, અને પ્રાણ કરતાં પણ વધારે પ્રિય **પર આત્મા—પરમાત્મા**-છે. ( માટે આત્મા પ્રિયતમ—સૌથી વધારે પ્રિય—છે એમ સિદ્ધ થાય છે. ) (૬૦). આ પ્રમાણે આત્માનું પ્રિય-તમત્વ પ્રમાણસિદ્ધ હોવા છતાં જ્ઞાની અને અજ્ઞાનીના વિવાદનું નિરાકરણ કરવાને માટે શ્રુતિએ તેનાં ઉદાહરણ આપ્યાં છે. માટે શ્રુતિનો નિર્ણય તો " **આત્મા પ્રેયાન્** " એ જ છે. ( ૬૧ ).

साक्ष्येव दृश्यादन्यस्मात्प्रेयानियाह तत्त्ववित् ।
प्रेयान्पुत्रादिरेवेमं भोक्तुं साक्षीति मूढधीः ॥ ६२ ॥
आत्मनोऽन्यं प्रियं ब्रूते शिष्यश्च प्रतिवाद्यपि ।
तस्योत्तरं वचो बोधशापौ कुर्यात्तयोः क्रमात् ॥ ६३ ॥
प्रियं त्वां रोत्स्यतीत्येवमुत्तरं वक्ति तत्त्ववित् ।
स्वोक्तप्रियस्य दुष्टत्वं शिष्यो वेत्ति विवेकतः ॥ ६४ ॥
अलभ्यमानस्तनयः पितरौ क्लेशयेच्चिरम् ।
लब्धोऽपि गर्भपातेन प्रसवेन च बाधते ॥ ६५ ॥
जातस्य ग्रहरोगादिः कुमारस्य च मूर्खता ।
उपनीतेऽप्यविद्यत्वमनुद्वाहश्च पण्डिते ॥ ६६ ॥
यूनश्च [illegible]दि दारिद्र्यं च कुटुम्बिनः ।
पित्रोर्दुःखस्य नास्त्यन्तो धनी चेन्म्रियते तदा ॥ ६७ ॥

एवं विविच्य पुत्रादौ प्रीतिं त्यक्त्वा निजात्मनि ।
निश्चित्य परमां प्रीतिं वीक्षते तमहर्निशम् ॥ ६८ ॥
आग्रहाद्ब्रह्मविद्वेषादपि पक्षममुञ्चतः ।
वादिनो नरकः प्रोक्तो दोषश्च बहुयोनिषु ॥ ६९ ॥
ब्रह्मविद्ब्रह्मरूपत्वादीश्वरस्तेन वर्णितम् ।
यद्यत्तत्तथैव स्यात्तच्छिष्यप्रतिवादिनोः ॥ ७० ॥

જ્ઞાની અને અજ્ઞાનીનો વિવાદ એ છે કે જ્યારે જ્ઞાની સર્વ દૃશ્ય પદાર્થો કરતાં સાક્ષીને જ પ્રેયાન્ કહે છે, ત્યારે અજ્ઞાની કહે છે કે પુત્રાદિ જ પ્રેયાન્ છે, અને સાક્ષી તો દૃશ્ય પદાર્થોનો ભોગ (इमं) ભોગવવાને માટે પુત્રાદિના સાધન રૂપ (शेष) છે. (૬૨). “આત્માથી બીજું બધું પ્રિય છે, આત્મા નહિ”, એમ શિષ્ય તથા પ્રતિવાદી કહે છે. તેના પ્રશ્નનો ઉત્તર જ્ઞાની એક જ વાક્યથી આપે છે જે, ક્રમે એકને બોધ રૂપ અને બીજાને શાપ રૂપ થાય છે. (૬૩). જ્ઞાની ઉત્તરમાં કહે છે કે “તે પ્રિય પદાર્થો તને રડાવશે”. આ ઉત્તરનો વિચાર કરી જોવાથી (विवेकतः) શિષ્ય પોતે માનેલા પ્રિય પદાર્થનું દુષ્ટત્વ જાણી લે છે, જે નીચે પ્રમાણે.(૬૪):–જ્યારે માતાપિતાને પુત્ર પ્રાપ્ત થતો નથી, ત્યારે તેમને પુત્રની અપ્રાપ્તિ કલેશ આપે છે. જ્યારે તે ગર્ભમાં પ્રાપ્ત થાય છે, ત્યારે રખેને તેનો ગર્ભપાત થશે અથવા પ્રસવદુઃખથી જન્મતાં જ મરણ પામશે, એવો કલેશ કરે છે. (૬૫). જીવતો જન્મ્યો તો ગ્રહરોગાદિનો ભય રહે છે. કુમારાવસ્થાને પહોચતાં તે રખેને અભણ રહેશે એવો ડર ઉભો થાય છે. તેમ કરતાં કરતાં ઉપનયનસંસ્કાર સુધી તે પુત્ર પહોચ્યો (અને ગુરૂને ઘેર અભ્યાસ કરવા મૂકવામાં આવ્યો) તો અવિદ્યાવાન રહેશે કે કેમ તેવો ભય થાય છે. છતાં ભણીને જો પંડિત થયો તો તેનો વિવાહ થશે કે નહીં તેની ફિકર થાય છે. (૬૬). યુવાવસ્થાને પહોચતાં પરસ્ત્રી ગમનનો ભય ઉભો થાય છે. છતાં જો કુટમ્બી થયો તો તે દરિદ્ર–નિર્ધન–રહેશે કે કેમ તેનું દુઃખ થાય છે. અને જો ધનવાન થયો તો મરવાનો ભય રહે છે. આ પ્રમાણે માતાપિતાના દુઃખનો અંત નથી. (૬૭). આવા આવા દોષોનો વિચાર કરીતે શિષ્ય પુત્રાદિ ઉપરની પ્રીતિનો ત્યાગ કરીને નિજાત્મામાં **પરમ પ્રીતિ** હોવાનો નિશ્ચય કરી તેનું જ (નિજાત્માનું જ)

અહોનિશ ચિંતન કરે છે ( वीक्षते ). ( ૬૮ ). અને આગ્રહથી અથવા " બ્રહ્મ " ઉપરના વિદ્વેષથી " પુત્રાદિ જ પ્રિય છે, આત્મા નહીં ", એ પક્ષને નહીં છોડનાર પ્રતિવાદીને નરકપ્રાપ્તિ તથા તિર્યગાદિ અનેક જન્મોમાં પુત્રભાર્યાદિ ઇષ્ટ પદાર્થોના વિયોગ તથા અનિષ્ટપ્રાપ્તિ રૂપી દોષ થાય છે, એમ " પ્રિય તને રડાવશે " એ વાક્ય વડે જ્ઞાનીએ કહ્યું છે. ( ૬૯ ). બ્રહ્મને જાણનાર બ્રહ્મ રૂપ હોવાથી ઈશ્વર રૂપ છે; માટે તેમણે ( બ્રહ્મવેત્તાએ ) શિષ્ય અને પ્રતિવાદી પ્રત્યે જેવું જેવું કહ્યું તેવું તેવું જ થાય છે. ( ૭૦ ).

यस्तु साक्षिणमात्मानं सेवते प्रियमुत्तमम् ।
तस्य प्रेयानसावात्मा न नश्यति कदाचन ॥ ७१ ॥

પરંતુ જે શિષ્ય ઉત્તમ અને અતિપ્રિય એવા સાક્ષી કૂટસ્થ ( આત્મા )નું સ્મરણ કરે છે--ઉપાસે છે, તેનો આ પ્રેયાન્ આત્મા, પ્રતિવાદીએ માનેલા પ્રિય પદાર્થની પેઠે, કદાપિ નષ્ટ થતો નથી, પરંતુ સદા આનન્દ રૂપે ભાસે છે. ( ૭૧ ).

### ૩. આત્માની પરમાનન્દરૂપતા. ૭૨-૮૯.

परप्रेमास्पदत्वेन परमानन्दरूपता ।
सुखवृद्धिः प्रीतिवृद्धौ सार्वभौमादिषु श्रुता ॥ ७२ ॥

માટે આત્મા પરમ પ્રેમનું સ્થાન હોવાથી પરમ આનન્દ ( પરમાનન્દ ) રૂપ છે. વળી આ વાતને " સાર્વભૌમથી હિરણ્યગર્ભ સુધીના ૧૧ આનંદોમાં* જેને જેને વિશે પ્રીતિની વૃદ્ધિ થાય છે તેને તેને વિશે સુખની વૃદ્ધિ થાય છે " એવું જે શ્રુતિપ્રમાણ છે, તેનાથી ટેકો મળે છે. ( ૭૨ ).

चैतन्यवत्सुखं चास्य स्वभावश्चेच्चिदात्मनः ।
धीवृत्तिष्वनुवर्तेत सर्वास्वपि चितिर्यथा ॥ ७३ ॥
नैवमुष्णप्रकाशात्मा दीपस्तस्य प्रभा गृहे ।
व्याप्नोति नोष्णता तद्वच्चितेरेवानुवर्तनम् ॥ ७४ ॥

---

* સૃષ્ટિમાં ૧૧ આનન્દ છેઃ—૧. સાર્વભૌમ, ૨. મર્ત્યગંધર્વ, ૩. દેવગંધર્વ, ૪. પિતૃલોક, ૫. આજ્ઞાનદેવ, ૬ કર્મદેવ, ૭. યમાદિ મુખ્ય દેવ, ૮. ઇંદ્ર, ૯. બૃહસ્પતિ, ૧૦. વિરાટ્ પ્રજાપતિ ( સ્થૂલ બ્રહ્મા ), અને ૧૧. સૂત્રાત્મા—હિરણ્યગર્ભ ( સૂક્ષ્મ બ્રહ્મા ). આ બધા ઉત્તરોત્તર એક બીજાથી સો સો ઘણા વધારે આનન્દ વાળા છે.

गन्धरूपरसस्पर्शेष्वपि सत्सु यथा पृथक् ।
एकाक्षेणैक एवार्थो गृह्यते नेतरस्तथा ॥ ७५ ॥
चिदानन्दौ नैव भिन्नौ गन्धाद्यास्तु विलक्षणाः ।
इति चेत्तदभेदोऽपि साक्षिण्यन्यत्र वा वद ॥ ७६ ॥
आद्ये गन्धादयोऽप्येवमभिन्नाः पुष्पवर्तिनः ।
अक्षभेदेन तद्भेदे वृत्तिभेदात्तयोर्भिदा ॥ ७७ ॥
सत्त्ववृत्तौ चित्सुखैक्यं तद्वृत्तेर्निर्मलत्वतः ।
रजोवृत्तेस्तु मालिन्यात्सुखांशोऽत्र तिरस्कृतः ॥ ७८ ॥
तिंतिणीफलमत्यम्लं लवणेन युतं यदा ।
तदाम्लस्य तिरस्कारादीषदम्लं यथा तथा ॥ ७९ ॥

શંકાઃ—જો ચૈતન્યની પેઠે સુખ—આનન્દ-પણ ચિદાત્માનો સ્વભાવ હોત તો તે ચૈતન્યની પેઠે સર્વે બુદ્ધિવૃત્તિઓમાં આવવો—દેખાવો—જોઇએ. પરંતુ તે દેખાતો નથી. તેનું શું? ( ૭૩ ) ઉત્તરઃ-તેમ નથી. જેવી રીતે ઉષ્ણ અને પ્રકાશ રૂપ દીપની પ્રભા ઘરમાં વ્યાપે છે, પરંતુ ઉષ્ણતા વ્યાપતી નથી; તેવી રીતે સર્વ વૃત્તિઓમાં આત્માનું ચિત્સ્વરૂપ વ્યાપે છે, પરંતુ આનન્દ સ્વરૂપ વ્યાપતું નથી. ( ૭૪ ). જેવી રીતે એક જ દ્રવ્યમાં ગંધ, રૂપ, રસ, અને સ્પર્શ એ સર્વ રહેલા છે છતાં એક ઇંદ્રિય વડે તેમાંનો ફક્ત એક જ ગ્રહણ કરવામાં આવે છે, બીજો નહીં; તેવી રીતે ચિત્ અને આનન્દમાંના એક સ્વભાવનો ભાસ થાય છે, બીજાનો નહીં. (૭૫). જો તું એમ કહેતો હોય કે ચિત્ અને આનન્દ ભિન્ન નથી, અને ગંધાદિ તો ભિન્ન ભિન્ન છે, તો તે ચિત્ અને આનન્દનો અભેદ પણ સાક્ષીમાં છે કે બીજા કોઇમાં? ( ૭૬ ). જો સાક્ષીમાં છે એમ કહેતો હોય, તો ગંધાદિ પણ પુષ્પમાં અભિન્ન છે. જેવી રીતે ગંધાદિનો ભેદ ઇંદ્રિયભેદથી જણાય છે, તેવી રીતે ચિત્ અને આનન્દ સ્વરૂપનો ભેદ પણ વૃત્તિઓના ભેદથી જાણવામાં આવે છે. ( ૭૭ ). સત્ત્વવૃત્તિ નિર્મલ હોવાથી તેમાં ચિત્ અને આનન્દ બંનેની એકતા જોવામાં—અનુભવવામાં—આવે છે. પરંતુ રજોવૃત્તિ મલિન હોવાથી તેમાં આનન્દાંશનો તિરસ્કાર થાય છે—તેનું પ્રતિબિંબ પડતું નથી. [ ૭૮ ]. જેવી રીતે આંબલીનું ફળ ઘણું જ ખાટું [ अत्यम्ल ] હોવા

છતાં જ્યારે તેમાં મીઠું ભેળવવામાં આવે છે ત્યારે ખટાશનો તિરસ્કાર થતાં ફક્ત સહેજ ખટાશ લાગે છે; તેમ સાત્ત્વિકી વૃત્તિમાં રજોગુણની મલિનતા ભળવાથી તે રજોગુણી થવાને લીધે તેમાં આનન્દ સ્વરૂપનું પ્રતિબિંબ પડી શકતું નથી. ( ૭૯ ). ( માટે આત્મા પરમ આનન્દ સ્વરૂપ હોવા છતાં વૃત્તિની મલિનતાને લીધે તેનો હંમેશાં અનુભવ થતો નથી ).

**૪. જ્ઞાન અને યોગનું ફળ. ૮૦-૮૯.**

ननु प्रियतमत्वेन परमानन्दतात्मनि ।
विवेक्तुं शक्यतामेवं विना योगेन किं भवेत् ॥ ८० ॥
यद्योगेन तदेवेति वदामो ज्ञानसिद्धये ।
योगः प्रोक्तो विवेकेन ज्ञानं किं नोपजायते ॥ ८१ ॥
यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।
इति स्मृतं फलैकत्वं योगिनां च विवेकिनाम् ॥ ८२ ॥
असाध्यः कस्यचिद्योगः कस्यचिज्ज्ञाननिश्चयः ।
इत्थं विचार्य मार्गौ द्वौ जगाद परमेश्वरः ॥ ८३ ॥

શંકા:—આત્માની **પરમાનન્દતા** આત્મા પ્રિયતમ હોવા વડે-પરમ પ્રેમનું સ્થાન હોવા વડે-ગૌણાત્મા અને મિથ્યાત્માથી વિવેક કરીને ભલે જાણવામાં આવે. તથાપિ તે **વિવેક** ( **યોગમાર્ગ** ) મુક્તિનું સાધન થઇ શકતો નથી, કેમકે અપરોક્ષજ્ઞાન પ્રાપ્તિ દ્વારા **યોગમાર્ગ** જ મુક્તિનું સાધન કહેવામાં આવ્યું છે. તો પછી **યોગ** વિના શું વળે? ( ૮૦ ). ઉત્તર:—જે ( અપરોક્ષ જ્ઞાન ) **યોગ** વડે પ્રાપ્ત થાય છે તે જ **વિવેક** વડે પણ પ્રાપ્ત છે, એમ અમે કહીએ છીએ. આગલા અધ્યાયમાં ( ૧૧ મા પ્રકરણમાં ) અમે અપરોક્ષ જ્ઞાનની સિદ્ધિને માટે **યોગમાર્ગ** કહ્યો. તે જ પ્રમાણે આ પ્રકરણમાં કહેલા ગૌણ, મિથ્યા, અને મુખ્ય આત્માના **વિવેક** વડે શું તે જ્ઞાન ઉત્પન્ન થતું નથી? થાય છે જ. ( ૮૧ ). "જે સ્થાન **સાંખ્ય-જ્ઞાનમાર્ગ**-થી પ્રાપ્ત થાય છે તે જ **અષ્ટાંગ યોગ**થી પણ પ્રાપ્ત થાય છે", એવી રીતે **યોગી** તથા **વિવેકી** બંનેના જ્ઞાનની એકતા ગીતામાં કહેવામાં આવી છે. ( ૮૨ ). કોઇને યોગ અસાધ્ય છે, અને કોઇને વિવેક વડે જ્ઞાનનો

નિશ્ચય અસાધ્ય છે, એવો વિચાર લઇને **પરમેશ્વરે જ્ઞાનના આ બે માર્ગ કહ્યા** છે (૮૩).

योगे कोऽतिशयस्तेऽत्र ज्ञानमुक्तं समं द्वयोः ।
रागद्वेषाद्यभावश्च तुल्यो योगिविवेकिनोः ॥ ८४ ॥
न प्रीतिर्विषयेष्वस्ति प्रेयानात्मेति जानतः ।
कुतो रागः कुतो द्वेषः प्रातिकूल्यमपश्यतः ॥ ८५ ॥
देहादेः प्रतिकूलेषु द्वेषस्तुल्यो द्वयोरपि ।
द्वेषं कुर्वन्न योगी चेदविवेक्यपि तादृशः ॥ ८६ ॥
द्वैतस्य प्रतिभानं तु व्यवहारे द्वयोः समम् ।
समाधौ नेति चेत्तद्वन्नाद्वैतत्वविवेकिनः ॥ ८७ ॥
विवक्ष्यते तदस्माभिरद्वैतानन्दनामके ।
अध्याये हि तृतीयेऽतः सर्वमप्यतिमङ्गलम् ॥ ८८ ॥

જો તું કષ્ટસાધ્ય યોગનો અતિશય (વિશેષતા) શો છે તે પૂછતો હોય તો, તેમાં તું કઈ જાતનો અતિશય જાણવા માગે છે? જો **જ્ઞાન** સંબંધી કહેતો હોય તો જ્ઞાન તો બંનેને **સમાન** જ થાય છે. તેવી રીતે **રાગદ્વેષાદિનો** અભાવ પણ યોગી અને વિવેકીને સરખો જ હોય છે. (માટે યોગમાં કોઈ અતિશય નથી.). (૮૪). "આત્મા પ્રેયાન્ છે" એવું જાણનાર વિવેકીને વિષયો ઉપર **પ્રીતિ** નથી, તો પછી તે ઉપર **રાગ** હોય જ ક્યાંથી; અને વિવેકીને વિષયોમાં પ્રતિકૂળતા લાગતી નહીં હોવાથી તેના ઉપર તેને **દ્વેષ** પણ ક્યાંથી થાય? (૮૫). દેહાદિને પ્રતિકૂલ સર્પાદિ ઉપર તો બંનેને સરખો જ દ્વેષ હોય છે જો દ્વેષકર્તા યોગી કહેવાય નહિ, તો દ્વેષકર્તા વિવેકી પણ કહેવાય નહિ. (૮૬). અને વ્યવહાર દશામાં દ્વૈતની પ્રતીતિ તો બંનેને સમાન હોય છે. જો તું એમ કહેતો હોય કે યોગીને **સમાધિ** વખતે દ્વૈતપ્રતીતિ હોતી નથી, તો અદ્વૈતતત્ત્વના વિવેકીને પણ વિવેક દશામાં–જ્ઞાનદશામાં–**દ્વૈતપ્રતીતિ** નથી. આ અદ્વૈતવિવેક અમે **અદ્વૈતાનન્દ** નામના ત્રીજા અધ્યાયમાં (૧૩ મા પ્રકરણમાં) કહીશું. માટે આ પ્રકરણમાં અમે જે કહ્યું તે સર્વ શુભ રૂપ છે. (૮૭–૮).

सदा पश्यन्निजानन्दमपश्यन्निखिलं जगत् ।
अर्थाद्योगीति चेत्तर्हि संतुष्टो वर्धतां भवान् ॥ ८९ ॥

"સદા નિજાનન્દને અનુભવનાર અને અખિલ જગતને ન દેખનાર જ્ઞાની (વિવેકી) વાસ્તવિક રીતે યોગી જ છે" એવું જો તું કહેતો હોય તો તું સંતુષ્ટ થઇને વૃદ્ધિ પામ. (૮૯).

## ૫. આ પ્રકરણનું તાત્પર્ય. ૯૦.

ब्रह्मानन्दाभिधे ग्रन्थे मन्दानुग्रहसिद्धये ।
द्वितीयाध्याय एतस्मिन्नात्मानन्दो विवेचितः ॥ ९० ॥

"બ્રહ્માનન્દ" નામના ગ્રંથના આ બીજા અધ્યાયમાં (૧૨ મા પ્રકરણમાં) મંદ બુદ્ધિ વાળા જીજ્ઞાસુનો અનુગ્રહ કરવાને માટે આત્માનન્દનું વિવેચન કરવામાં આવ્યું છે. (૯૦).

इति श्रीपंचदश्यां ब्रह्मानन्दे आत्मानन्दः ॥ ॥ १२ ॥

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ॥

## ૧૨ મું પ્રકરણ સમાપ્ત.



# પ્રકરણ ૧૨.

## ભાવાર્થ.

## આત્માનન્દ.

ઉપરના પ્રકરણમાં વિવેકીને માટે યોગ વડે બ્રહ્માનન્દ અનુભવવાનો માર્ગ કહ્યો. હવે આ ૧૨ અને ૧૩ મા પ્રકરણમાં બ્રહ્માનન્દ જાણવાના **જ્ઞાનમાર્ગો** કહે છે.

આ ૧૨ મા પ્રકરણનું નામ आत्मानन्द છે, કેમકે "આત્માનન્દ" દ્વારા બ્રહ્માનન્દનો અનુભવ થાય છે એમ કહે છે.

આ પ્રકરણ **મૈત્રેયી બ્રાહ્મણ**માં આપેલા યાજ્ઞવલ્કય ઋષિ અને તેમની પત્ની મૈત્રેયી વચ્ચે થયેલા સંવાદમાં યાજ્ઞવલ્કયે તેને કહેલું કે "न वा अरे पत्युरर्थे पतिः प्रियो भवति आत्मनस्तु कामाय पतिः प्रियो भवति। न वा अरे जायायै कामाय जाया प्रिया भवति, आत्मनस्तु कामाय जाया प्रिया भवति। न वा अरे सर्वस्य कामाय सर्वं प्रियं भवति, आत्मनस्तु कामाय सर्वं प्रियं भवति।" એ શ્રુતિવાકયો, તથા **પુરૂષવિધ બ્રાહ્મણ**માં કહેલા "तदेतत्प्रेयः पुत्रात्प्रेयो वित्तात्प्रेयोऽन्यस्मात्सर्वस्मात् अन्तरतरं यदयमात्मा" આ વાકય ઉપર રચાયલું છે. આ બંને **બ્રાહ્મણો**માં આત્માને સર્વ પદાર્થ માત્ર કરતાં અતિપ્રિય કહેલો છે. તેથી આત્મા જ એક આનન્દ રૂપ વસ્તુ છે. માટે આ **આનન્દ રૂપ આત્મા—આત્માનન્દ—નિજાનન્દ**—ને જાણવાથી પણ "**બ્રહ્માનન્દ**" જાણવામાં આવ્યો એમ કહેવાય, કેમકે આત્માનંદ અને બ્રહ્માનંદ એક જ છે, એવું આ પ્રકરણનું કહેવું છે.

### ૧. મંદપ્રજ્ઞ જીજ્ઞાસુને માટે આત્માનન્દ. ૧–૫.

૧૧ મા પ્રકરણમાં કહેલો યોગમાર્ગ **વિવેકી જીજ્ઞાસુ**ને નિજાનન્દ—બ્રહ્માનન્દ—નો અનુભવ કરાવવા કહ્યો છે. પરંતુ જે **જીજ્ઞાસુ મૂઢ ( ઘણી મંદ બુદ્ધિ વાળો )** હોય તેને માટે आत्मानन्द શબ્દના વાચ્ય त्वं પદાર્થના વિવેચન વડે બ્રહ્માનન્દના અનુભવનો પ્રકાર બતાવે છે. એટલા માટે પ્રથમ શિષ્યનો પ્રશ્ન લખે છેઃ—

**नन्वेवं वासनानन्दाद्ब्रह्मानन्दादपीतरम् ।**
**वेत्तु योगी निजानन्दं मूढस्यात्रास्ति का गतिः ॥ १ ॥**

પ્રશ્ન:—વાસનાનન્દ તથા બ્રહ્માનન્દ એ ઉપરાંત બીજા વિજ્ઞાનન્દને પણ ભલે યોગી યોગ વડે જાણે. પરંતુ તેથી મૂઢ માણુસનું શું વળ્યું ?

ઉત્તર:—અતિમૂઢ પુરૂષને વિદ્યાધિકાર જ નથી. તેવો માણુસ આ અનાદિ સંસારને વિશે પાછલા ઘણા જન્મોમાં કરેલાં સુકૃત અને દુષ્કૃત વશાત્ ભલે નાના પ્રકારના દેહ ધારણ કરીને જન્મે અને મરણ પામે, કેમકે અમારા ડહાપણ (જ્ઞાન)થી તેમને કાંઇ લાભ થાય તેમ નથી. છતાં જો એમ કહેતા હો કે શિષ્યનો ઉદ્ધાર કરવાની અમને ઇચ્છા છે તેથી અમારા ડહાપણનું તેવા મૂઢ પુરૂષને પણ પ્રયોજન છે, તો અમે પૂછીએ છીએ કે તે મૂઢ જીજ્ઞાસુ-તત્ત્વજ્ઞાન જાણવાની ઇચ્છા વાળો-છે, કે પરાઙ્મુખ-તત્ત્વજ્ઞાનથી વિમુખ ( રાગી, વિષયી ) છે ? જો તે મૂઢ સંસારમાં રાગ વાળો હોય તો તેના રાગને અનુસરીને કર્મ અથવા ઉપાસના કહેવાં જોઇશે. જો તેને બ્રહ્મલોક વગેરે ઉત્તમ લોકમાં જવાની ઇચ્છા હોય તો ઉપાસના બતાવીએ, અને સ્વર્ગાદિ લોકમાં જવાની ઇચ્છા હોય તો તેને ઉચિત યજ્ઞાદિ કર્મ બતાવીએ. ( ૪ ).

પરંતુ જો તે જીજ્ઞાસુ-તત્ત્વજ્ઞાન જાણવાની ઇચ્છા વાળો-હોય તો તેવા જીજ્ઞાસુના પણ બે પ્રકાર છે: (૧) **અતિવિવેકી**, અને (૨) **મંદપ્રજ્ઞ.** અતિવિવેકી જીજ્ઞાસુને યોગ વડે બ્રહ્મસાક્ષાત્કાર કરવાનો પ્રકાર ૧૧ મા પ્રકરણમાં બતાવ્યો છે. પરંતુ **મંદપ્રજ્ઞ-જડબુદ્ધિ વાળા**-જીજ્ઞાસુને **"આત્માનન્દ"** વડે બોધ કરવો જોઇએ. ( ૪ ).

આ પ્રમાણેનો બોધ યાજ્ઞવલ્કય ઋષિએ મંદ બુદ્ધિ વાળી મૈત્રેયી નામની પોતાની સ્ત્રીને "હે મૈત્રેયી ! પતિના સુખને માટે પતિ પ્રિય નથી, પરંતુ સ્ત્રીના પોતાના સુખને માટે પતિ પ્રિય છે" ઇત્યાદિ વાકયો વડે કર્યો હતો. ( ૫ ).

## ૨. આત્માની પ્રિયતમતા-પરપ્રેમાસ્પદત્વ. ૬-૭૧.

આ પ્રમાણે મંદપ્રજ્ઞ જીજ્ઞાસુને બ્રહ્માનન્દ જાણવાનો ઉપાય આત્માનન્દ છે એમ કહી, હવે આત્મા **પરમાનન્દ રૂપ** છે એમ સિદ્ધ કરવા સારૂ પ્રથમ **આત્મા પ્રિયતમ** છે-જગતનાં સર્વ પદા-

ર્થો કરતાં પોતાનો આત્મા અતિ પ્રિય છે-**પરમ પ્રેમનું સ્થાન** છે—એમ શ્રુતિ, યુક્તિ, અને અનુભવ પ્રમાણથી સિદ્ધ કરી બતાવે છે. ( ૬-૭૧ ).

**યાજ્ઞવલ્કયના મૈત્રેયી બ્રાહ્મણ વડે આત્માની પ્રિયતમતા-સિદ્ધિ:**—આત્માનું પ્રિયતમત્વ પ્રથમ યાજ્ઞવલ્કયઋષિના મૈત્રેયી બ્રાહ્મણના " **न वा अरे पत्युरर्थे पतिः प्रियः** " એ પ્રમાણથી સિદ્ધ કરે છે. ( ૬-૫૫ ).

પ્રથમ આ શ્રુતિમાં આપેલાં દૃષ્ટાન્તો વડે તે સિદ્ધ કરે છે. ( ૬-૨૦ ).

**દૃષ્ટાન્તો**—આ દૃષ્ટાન્તો નીચે પ્રમાણે છે: ( ૧ ) **પતિ, ૨. જાયા, ૩. પુત્ર, ૪. વિત્ત (ધન), ૫. પશુ, ૬. બ્રાહ્મણ, ૭. ક્ષત્રિય, ૮. બ્રહ્મલોકાદિ ભુવનો, ૯. દેવો, ૧૦. ચાર વેદ, અને ૧૧. ભૂતમાત્ર.** આ સર્વ પદાર્થો પ્રિય છે ખરા, પરંતુ તેઓ ભોગ્ય પદાર્થ હોવાથી-ભોક્તાના ભોગનાં સાધન હોવાથી-ભોક્તાના સંબંધને લીધે પ્રિય છે, સ્વરૂપથી નહીં. પરંતુ આત્મા તો તે સર્વ કરતાં વધારે પ્રિય છે. ( ૬ ).

૧, ૨. પતિ તથા જાયાનાં દૃષ્ટાન્ત લઇએ:-જ્યારે સ્ત્રીને પોતાના પતિની ઇચ્છા થાય છે, ત્યારે જ તે તેની સાથે પ્રીતિ કરે છે; પરંતુ જ્યારે પતિ ક્ષુધાતુર હોય, અનુષ્ઠાન કરવા બેઠેલો હોય, અથવા રોગાદિથી પીડાતો હોય, ત્યારે તે પોતાના પતિની ઇચ્છા કરતી નથી. પતિ ઉપર સ્ત્રીને જે પ્રીતિ થાય છે તે પતિના સુખને માટે કરતી નથી, પરંતુ પોતાના સુખને માટે જ કરે છે. તે જ પ્રમાણે પતિ પણ પોતાના સુખની ખાતર સ્ત્રીની ઇચ્છા કરે છે, પત્નીના સુખને માટે કરતો નથી. તેમજ જ્યારે બંને જણ અન્યોન્યની ઇચ્છા કરે છે, ત્યારે પણ બંને પોતપોતાના સુખને માટે કરે છે, બીજાના સુખને માટે નહીં. ( ૭-૯ ).

૩. પિતા જ્યારે પુત્રને ચુંબન કરે છે, ત્યારે તેની મૂછના વાળના કાંટા જેવા અગ્ર ભાગ બાળકને ભોંકાવાથી તે રડે છે,છતાં તે તેને ચુંબન કર્યા જ કરે છે. આ પ્રીતિ બાળકના સુખને માટે નથી, પરંતુ પોતાના સુખને માટે છે. ( ૧૦ ).

૪. રત્નાદિ ધનને કોઇ જાતની ઇચ્છા નથી, છતાં યત્ન વડે તેની રક્ષા કરનાર પોતાના સ્વાર્થથી પ્રીતિ કરે છે, રત્નાદિના સ્વાર્થે નહીં. ( ૧૧ ).

૫. બળદને ગાડામાં જોડાવાની કાંઇ ઇચ્છા નથી, છતાં વાણીઓ તેને બળપૂર્વક ભાર વહન કરાવવાની જે ઇચ્છા કરે છે તે વહનાદિ વિષય ઉપરની પ્રીતિ પણ પોતાને માટે છે, બળદને માટે નથી. (૧૨.)

૬. "મારૂં બ્રાહ્મણ્ય હો, હું પૂજ્ય છું" એ પ્રકારની પૂજાના અભિમાનથી બ્રાહ્મણ સંતોષ પામે છે. આ સંતોષ માણસનો છે, પરંતુ અચેતન એવી બ્રાહ્મણજાતિનો નથી. (૧૩).

૭. "હું ક્ષત્રિય છું, તેથી હું રાજ્ય કરૂં છું", એ પ્રમાણે રાજ્યોપભોગ નિમિત્ત જે સુખ છે તે ક્ષત્રિય જાતિવાળા ક્ષત્રિયનું છે, તે જાતિનું નથી. તે જ પ્રમાણેની યોજના વૈશ્ય વગેરે જાતિને વિશે પણ સમજવી. (૧૪).

૮. "મને સ્વર્ગપ્રાપ્તિ થાઓ, બ્રહ્મલોકપ્રાપ્તિ થાઓ", એવી વાંછના તે તે લોકોના ઉપકારને માટે નથી, પરંતુ પોતાના ભોગને માટે જ કરે છે. (૧૫).

૯. ઇશ (મહાદેવ), વિષ્ણુ, વગેરે દેવોની જે પૂજા કરવામાં આવે છે તે પોતાનાં પાપનો નાશ કરવાને માટે કરવામાં આવે છે. તે પૂજા તે પાપ રહિત દેવોના સ્વાર્થને માટે નથી, પરંતુ પૂજા કરનારના સ્વાર્થે છે. (૧૬).

૧૦. બ્રાહ્મણો ઋગાદિ વેદોનો જે અભ્યાસ કરે છે તે દુર્બ્રાહ્મણ્ય–વ્રાત્યત્વ (જે દ્વિજ દરરોજ વેદનો પાઠ, સંધ્યોપાસન, વગેરે કરતો નથી તે વ્રાત્ય–ખેડુત–કહેવાય છે) પ્રાપ્ત થાય નહીં તેને માટે કરે છે. તે દુર્બ્રાહ્મણ્યનો પ્રસંગ વેદોને લાગતો નથી, પરંતુ બ્રહ્મણોને લાગે છે. (૧૭).

૧૧. પૃથ્વી, જલ, તેજ, વાયુ, અને આકાશ એ પાંચ તત્ત્વો (ભૂત)ની લોકો જે ઇચ્છા કરે છે, તે સ્થાન, તૃષા, શોષણ, અને અને અવકાશના કારણથી કરે છેં; પરંતુ તે હેતુઓ–તે સ્થાનાદિની જરૂર–તે તત્ત્વોને નથી. (૧૮).

માણુસો જે સ્વામી, નોકર, વગેરેની ઇચ્છા કરે છે તે પોત પોતાના ઉપકારને માટે કરે છે, સામાના ઉપકારને માટે નહીં. (૧૯).

એ પ્રમાણે સર્વ વ્યવહારમાં–"**एवमात्मनस्तु कामाय सर्वं प्रियं भवति**"–"પોતાના જ સુખને માટે સર્વ પ્રિય લાગે છે"–એ શ્રુતિવાક્યમાં કહેલો સિદ્ધાન્ત સમજવાને માટે આટલાં બધાં

ઉદાહરણ આપવામાં આવ્યાં છે. માટે પોતાના સંબંધની બુદ્ધિ કરવી—સર્વ પદાર્થો પોતાના સુખનાં સાધન છે એમ જાણીને સ્વાત્માનું પ્રિયતમત્વ ધ્યાનમાં લેવું. ( ૨૦ ).

**યુક્તિ વડે આત્માની પ્રિયતમત્વસિદ્ધિઃ**—આ પ્રમાણે શ્રુતિ વડે આત્માનું પ્રિયતમત્વ દર્શાવી હવે યુક્તિ વડે સિદ્ધ કરે છે. ( ૨૧-૩૦ ).

આત્માને વિશે જે આ પ્રીતિ જોવામાં આવે છે તેનું સ્વરૂપ શું છે તે જાણવા સારૂ શંકા ઉઠાવે છે:

શંકાઃ—સર્વ પદાર્થો આત્માના સુખનાં સાધન હોવાથી તે તે પદાર્થો પ્રિય છે, અને આત્મા પ્રિયતમ ( સૌથી વધારે પ્રિય ) છે, એમ કહેવું યોગ્ય નથી; કેમકે પ્રીતિના સ્વરૂપ સંબંધી શંકા ઉઠતાં તેનું સ્વરૂપ શું છે તે સિદ્ધ થતું નથી. નિજાત્મામાં જે પ્રીતિ સાંભળીએ છીએ તેનું સ્વરૂપ શું છે? શું તે રાગ રૂપ છે, કે શ્રદ્ધા રૂપ છે, કે ભકિત રૂપ છે, કે ઇચ્છા રૂપ છે? જો રાગ રૂપ કહેશો તો તે રાગ તો વધુ વગેરે ઉપર થાય છે; જો શ્રદ્ધા રૂપ કહેશો તો શ્રદ્ધા તો યજ્ઞાદિમાં થાય છે, વધ્વાદિમાં નહીં; ભક્તિ રૂપ કહેશો તો ભક્તિ તો ગુરૂ, દેવ, વગેરે ઉપર થાય છે, બીજામાં નહીં; અને ઇચ્છા રૂપ કહેશો તો ઇચ્છા તો અપ્રાપ્ત વસ્તુમાં જ થાય છે, બીજામાં થતી નથી. આ દરેક ( રાગાદિ ) એકેક વિષય પ્રત્યે થાય છે, સર્વ વિષય પ્રત્યે નહીં. પરંતુ પ્રીતિ તો સર્વ પદાર્થો ( વિષયો ) ઉપર સરખી જ થાય છે. માટે પ્રીતિનું સ્વરૂપ શું છે તે સિદ્ધ થતું નથી. ( ૨૧ ).

ઉત્તરઃ—જ્યારે પ્રીતિ રાગાદિ રૂપ નથી, તો પછી તે સુખમાત્રાનુવર્તિની સાત્વિકી વૃત્તિ છે. જે **સાત્વિક વૃત્તિ ફક્ત સુખને જ અનુસરે છે તે વૃત્તિનું નામ પ્રીતિ છે.** આ પ્રીતિ ઇચ્છા રૂપ નથી, કેમકે ઇચ્છા તો અપ્રાપ્ત વસ્તુને વિશે ઉત્પન્ન થાય છે; પરંતુ પ્રીતિ પ્રાપ્ત સુખાદિમાં, તેમજ અપ્રાપ્ત સુખાદિમાં પણ હોય છે. માટે ઇચ્છા કરતાં તે ચઢે છે. ( ૨૨ ).

શંકાઃ—અન્નાદિ જે સુખનાં સાધન છે તેમાં જેમ પ્રીતિ થાય છે, તેમ આત્મા ઉપર પણ પ્રીતિ થતી હોવાથી આત્મા પણ અન્નાદિની પેઠે સુખસાધન છે.

ઉત્તરઃ—સુખને માટે અનુકુળ હોવાના કારણથી આત્મા

અન્નાદિની પેઠે સુખસાધન છે એમ જો તું કહેતો હોય, તો અમે પૂછીએ છીએ કે આત્મા કોના સુખને અનુકુલ છે—આત્મા કોની અનુકુળતાનું સાધન છે? તે કહે. તારે કબુલ કરવું પડશે કે કોઇની પણ નહીં, કેમકે આત્માથી જુદો બીજો કોઇ ભોક્તા નથી. જો તું એમ કહીશ કે પોતે પોતાની અનુકુળતાના સાધન રૂપ છે, તો એક જ આત્મા પોતે કર્તા અને પોતે કર્મ-પોતે ઉપકારી અને પોતે ઉપકારક-એમ બને નહીં.માટે અન્ન પાનાદિ રૂપી વૈષયિક સુખમાં તો ફક્ત પ્રીતિ જ છે, પરંતુ આત્મા તો અતિપ્રિય છે; કારણ કે વૈષયિક સુખમાં થતી પ્રીતિ વ્યભિચારને પામે છે, પરંતુ આત્મા ઉપરની પ્રીતિ આત્માને છોડી બીજે જતી નથી. દાખલા તરીકે એક વૈષયિક સુખને તજીને જીવ હમેશાં બીજા સુખની ઇચ્છા કરે છે. પરંતુ આત્મા નથી ત્યાજ્ય, કે નથી ગ્રાહ્ય (લેવા યોગ્ય). તો પછી આત્મા ઉપરની પ્રીતિ કેવી રીતે બીજે જાય? માટે આત્મા ઉપરની પ્રીતિ સૌથી વધારે છે. [ ૨૩-૨૬ ]

હાન (તજવું) અને આદાન (પ્રાપ્ત કરવું) એ બંને રહિત જે આત્મા તેની (તૃણની પેઠે) ઉપેક્ષા કરવી તે પણ સંભવતું નથી, કેમકે અવિનાશિ સ્વરૂપ નિજાત્મા ઉપેક્ષા કરનારનું પોતાનું સ્વરૂપ હોવાથી કોઇ પોતાના સ્વરૂપની ઉપેક્ષા કરી શકતો નથી. વળી કેટલીક વાર રોગ અને ક્રોધથી ઘેરયલો માણસ પોતાના મરણની ઇચ્છા કરે છે એવું જોવામાં આવે છે,તેથી દ્વેષને લીધે આત્મા ત્યાજ્ય છે,એમ પણ કહી શકાય તેમ નથી.કારણ કે મરણની ઇચ્છામાં શરીરનો ત્યાગ કરવાની ઇચ્છા થાય છે, આત્માનો નહિ; અને ત્યાજ્ય શરીર કંઇ આત્મા નથી, પરંતુ **ત્યાગ કરનાર** આત્મા છે. માટે તે દ્વેષ ત્યાગ કરનાર ઉપર નથી, પરંતુ ત્યાજ્ય (તજવા યોગ્ય) દેહ ઉપર હોવાથી કાંઇ હાનિ નથી. **માટે સર્વ પદાર્થો આત્માના સુખને માટે સાધન રૂપ હોવાથી આત્મા અતિપ્રિય છે**, એમ સિદ્ધ થાય છે. દાખલા તરીકે પુત્રના મિત્ર કરતાં પોતાનો પુત્ર વધારે પ્રિય છે. આ પ્રમાણે આત્માનું **પ્રિયતમત્વ યુક્તિથી સિદ્ધ કર્યું**. [ ૨૧-૩૦ ].

**અનુભવથી આત્માની પ્રિયતમત્વસિદ્ધિઃ**—આ પ્રમાણે યુક્તિ વડે આત્માનું પ્રિયતમત્વ સિદ્ધ કરી હવે **અનુભવથી** તે બતાવે છે:

**मा न भूवमहं किं तु भूयासं सर्वदेत्यसौ ।**
**आशीः सर्वस्य दृष्टेति प्रत्यक्षा प्रीतिरात्मनि ॥ ३१ ॥**

"હું કોઇ કાળે ન હોઉં એવું ન હો—મારૂં અસત્ત્વ કદાપિ ન હો, પરંતુ હું સદા હોઉં—મારી હયાતિ હમેશાં રહો"—એવી પ્રાર્થના સર્વ પ્રાણી માત્રમાં જોવામાં આવે છે; માટે આત્મામાં નિરતિશયા પ્રીતિ પ્રત્યક્ષ જોવામાં આવે છે. ( ૩૧ ).

**શ્રુતિતાત્પર્ય નહીં જાણનારનો મતઃ**—આ પ્રમાણે શ્રુતિ, યુક્તિ, અને અનુભવ એ ત્રણે પ્રમાણો વડે આત્માને વિશે નિરતિશય પ્રીતિ સિદ્ધ કરવામાં આવી છતાં શ્રુતિતાત્પર્ય નહીં જાણનાર કેટલાક એમ કહે છે કે આત્મા પુત્રભાર્યાદિના સુખનું સાધન છે—પુત્રાદિ પ્રતિ આપણો આત્મા સુખસાધન રૂપ છે—એમ કહે છે. અને વળી તેઓ કહે છે કે આ જ મતલબથી [ **एतद्विवक्षया** ] "**आत्मा वै पुत्रनामासि**" ઇત્યાદિ શ્રુતિમાં પુત્રને મુખ્યાત્મા કહ્યો છે. શ્રુતિએ આ વાત કયાં વાક્યો વડે કહી છે તે પણ તેઓ દર્શાવે છે. "**सोऽस्यायमात्मा पुण्येभ्यः कर्मभ्यः प्रतिधीयते ।**" ઇત્યાદિ વાક્યોમાં શ્રુતિ કહે છે કે "તેનો આ પુત્ર રૂપ આત્મા પિતા રૂપ આત્માના મરણ પછી બાકી રહેલાં પુણ્ય કર્મો કરવાને પ્રતિનિધિ સ્થાપવામાં આવે છે, અને પછી તેનો ( પિતાનો ) બીજો આત્મા—એટલે પિતા રૂપ આત્મા—( **अथास्येतर आत्मा** ) પોતાને કૃતકૃત્ય માને છે." આ પ્રમાણે શ્રુતિમાં કહેલું હોવાથી પુત્ર રૂપ આત્મા મુખ્ય છે. વળી શ્રુતિ કહે છે કે પિતા પોતે જીવતો છતાં અપુત્ર પિતાનો પરલોક વાસ થઇ શકતો નથી. માટે પણ પુત્ર મુખ્યાત્મા છે. અને તેટલા માટે "**त्वं ब्रह्म**" ઇત્યાદિ મંત્રો વડે શિક્ષિત કરેલા પુત્રને શાસ્ત્રાર્થ જાણનાર પરલોક જવાનું સાધન ( **लोक्य** ) કહે છે વળી ઐહિક સુખને માટે પણ પુત્ર હેતુ છે તેથી શ્રુતિ કહે છે કે "આ મનુષ્યલોકનું સુખ પુત્ર વડે જ પ્રાપ્ત થાય છે, બીજા કોઇ કર્માદિ સાધન વડે નહીં; કેમકે પુત્ર રહિત પુરૂષને ધનાદિ સાધન પણ નિર્વેદ ઉત્પન્ન કરનારૂં થઇ પડે છે. વળી પુત્રને પરલોકસાધન કહ્યો છે, અને તેથી કહ્યું છે કે પિતાએ મરણાવસર વખત "**त्वं ब्रह्म**" ઇત્યાદિ મંત્રો વડે પુત્રને અનુશાસન કરવું. એ વગેરે શ્રુતિઓ પુત્રભાર્યાદિને શેષી [ મુખ્યાત્મા ] કહે છે. વળી લોકો પણ પુત્રનું પ્રાધાન્ય માને છે; કારણ કે પોતે મરણ પામ્યા

પછી જેવી રીતે પોતાના ધન, ક્ષેત્ર, ઇત્યાદિ વડે પુત્રભાર્યાદિનું જીવન સારી રીતે ચાલે તેવી રીતનો પ્રયત્ન પિતા કરે છે માટે પુત્રાદિ મુખ્યાત્મા છે, અને પિતાદિ તેમના સુખનું સાધન ( શેષ ) છે, એવો શ્રુતિતાત્પર્ય નહીં જાણનાર કેટલાકનો મત છે. ( ૩૨-૩૮ )

**આ મતનું ખંડન-આત્માના ત્રણ પ્રકારઃ—**આ પ્રમાણે શાસ્ત્ર તાત્પર્ય નહીં જાણનાર કેટલાકનો મત કહી હવે તેનું ખંડન કરે છે. ( ૩૯-૫૫ ).

**આત્માના ત્રણ પ્રકારઃ—**આ મતનું ખંડન કરવા સારૂ લોકપ્રસિદ્ધ પુત્રપ્રાધાન્યનો સ્વીકાર કરે છે. પરંતુ પુત્રાદિની કવચિત્ પ્રાધાન્યતા હોવા માત્રથી ( **एतावता** ) કાંઇ આત્મા કોઇનો શેષ (સુખસાધન ) થતો નથી. પરંતુ જે જે વ્યવહારમાં જેનું જેનું આત્મત્વ કહેવાય છે, તેનું તેનું ત્યાં ત્યાં પ્રાધાન્ય ગણાય છે. તે બતાવવાને માટે ઉપોદ્ઘાત રૂપે આત્માના ત્રણ પ્રકાર કહે છે: (૧) **ગૌણાત્મા**, (૨) **મિથ્યાત્મા**, અને (૩) **મુખ્યાત્મા**. ( ૩૯ ).

૧. **ગૌણાત્માઃ—**"દેવદત્ત સિંહ છે" એ વાક્યમાં દેવદત્ત અને સિંહની એકતા ખરેખરી નથી, પરંતુ ગૌણ-ગુણકથન માત્ર-છે, કારણ કે **તેમની વચ્ચેનો ભેદ છે, અને તે સર્વને** ખુલ્લો દેખાય છે. ( **एतयोः भेदस्य भासमानत्वात्** ). તેવી જ રીતે પુત્રાદિની જે મુખ્યાત્મા કહી તે ખરેખરી નથી, પરંતુ ગૌણ છે, કેમકે પિતાના અને પુત્રના આત્માનો ભેદ ખુલ્લો છે. ( ૪૦ ).

૨. **મિથ્યાત્માઃ--**સાક્ષી આત્માથી પંચકોશોનો **ભેદ છે ખરો, પરંતુ તે ભાસતો નથી**-એટલે કે જે કોશ છે તે કોશ રૂપે જૂદા નહીં ભાસતાં આત્મા રૂપે ભાસે છે, માટે **એટલે કે ભેદ છે છતાં ભાસતો નથી માટે-કોશોનું આત્મત્મ મિથ્યા રૂપ છે.** જેમકે સ્થાણુ ( થાંભલા )ને અંધકારમાં ચોર માની લેવો તે જેમ મિથ્યા છે, તેમ. ( ૪૧ ).

૩. **મુખ્યાત્માઃ--**જેમ પુત્ર રૂપ ગૌણાત્માથી પિતાનો ભેદ ભાસે છે, તેવી રીતનો કોઇ પણ વસ્તુથી સાક્ષી રૂપ આત્માનો ભેદ ભાસતો નથી; તેમ જ જેવી રીતે દેહાદિ મિથ્યાત્માનો સાક્ષીથી ભેદ છે, તેવી રીતનો આત્માનો કોઇથી ભેદ છે પણ નહીં;કારણ કે જેમ પુત્રાદિ અને દેહાદિનો માણુસ પોતે પ્રતિયોગી રૂપ છે, તેમ સાક્ષી રૂપ આત્માનો-પોતાનો-કોઇ પ્રતિયોગી નથી, કેમકે દેહાદિ સર્વ આત્મામાં

આરોપિત–કલ્પિત–છે. માટે આત્માથી કોઈનો ભેદ નહીં હોવાથી સાક્ષી રૂપ આત્મા ગૌણાત્મા કે મિથ્યાત્મા નથી. પરંતુ તે દેહ, પુત્ર, વગેરે **સર્વનો અંતરાત્મા હોવાથી–સર્વના અંતરાત્મા તરીકે પ્રતીયમાન હોવાથી–મુખ્યાત્મા છે,** એમ જાણો. **સાક્ષી મુખ્યાત્મા થવાને લાયક છે, કારણ કે સર્વનો અંતરાત્મા છે; જે મુખ્યાત્મા ન હોય તે સર્વાંતર પણ ન હોય, જેમ અહંકારાદિ.** આ કેવલ વ્યતિરેકી દૃષ્ટાન્ત છે. (૪૦–૪૨).

આ પ્રમાણે હોવાથી જે જે વ્યવહારમાં જેની–પુત્રાદિની, દેહાદિની, કે સાક્ષીની–આત્મતા યોગ્ય છે, તે વ્યવહારમાં તેનું શેષિત્વ (મુખ્યત્વ), બાકી બધાની શેષતા (ગૌણતા) જાણવી. (૪૩).

**ગૌણાત્માનું પ્રાધાન્યત્વઃ**––મરણ પથારીએ પડેલો પુરૂષ પોતાના ગૃહની રક્ષા વગેરે કાર્યમાં પુત્રભાર્યાદિ રૂપ ગૌણાત્માને જ ઉપયોગમાં લે છે, કેમકે તેના પછી તેઓ જીવવાની આશા રાખે છે. પરંતુ તે કાર્યમાં અવિકારી સાક્ષી રૂપ મુખ્યાત્માને, અથવા મરણ પામવા તૈયાર થયેલા દેહાદિ રૂપ મિથ્યાત્માને પણ કામમાં લેવામાં આવતો નથી. વળી "અધ્યેતા વહ્નિ" એ વાક્યમાં "વહ્નિ" નો અર્થ અગ્નિ હોવા છતાં તે અર્થ લેવાનો નથી, કેમકે અગ્નિ અધ્યેતા હોઈ શકે નહીં. માટે અત્રે અધ્યયન કર્તા "વહ્નિ" નામનો બાળક જ સમજવાનો છે. (૪૪–૪૫).

**મિથ્યાત્માનું પ્રાધાન્યત્વઃ**—"હું કૃશ થયો છું, માટે અન્નભક્ષણ વગેરે વડે હું પુષ્ટ થાઉં", ઇત્યાદિ વ્યવહારમાં "હું"ને ઠેકાણે અન્નભક્ષણને યોગ્ય દેહ રૂપ મિથ્યાત્મા જ લેવાનો છે, પરંતુ પોતાની પુષ્ટિને માટે પુત્ર રૂપ ગૌણાત્માને યોજવાનો નથી. વળી "તપ કરીને સ્વર્ગમાં જાઉં" એ વ્યવહારમાં કર્તૃ શબ્દ વાચ્ય વિજ્ઞાનમય (જીવ)નું જ આત્મત્વ (પ્રાધાન્યત્વ) ગણવાનું છે, દેહાદિનું નહિ. અને તેટલા જ માટે,એટલે કે આ ઠેકાણે દેહાદિનું આત્મત્વ હોવાથી, દેહના ભોગનો પરિત્યાગ કરી કર્તા–જીવ–ને ઉપયોગી કૃચ્છ્રચાન્દ્રાયણાદિ વ્રત, જેમાં દેહને કષ્ટ થાય છે તે કરવામાં આવે છે. [૪૬–૭].

**મુખ્યાત્માનું પ્રાધાન્યત્વઃ**—પરંતુ જ્યાં "હું મોક્ષ પામું" એવું કહેવામાં આવે છે ત્યાં પુત્રાદિ ગૌણાત્મા, કે દેહ, જીવ, વગેરે મિથ્યાત્માનું પ્રાધાન્યત્વ નથી, પરંતુ શુદ્ધ ચૈતન્ય રૂપ મુખ્યાત્માનું

જ પ્રાધાન્યત્વ છે; અને તેટલા માટે તે ઠેકાણે ગુરૂશાસ્ત્ર દ્વારા **ચિદાત્માનું** જ અપરોક્ષ જ્ઞાન મેળવે છે, તે સિવાય બીજું કાંઇ પણ (અન્નભક્ષણ, કૃચ્છ્રાદિ વ્રત, વગેરે) કરવામાં આવતું નથી. (૪૮).

જેમ "બૃહસ્પતિ" નામના યજ્ઞમાં બ્રાહ્મણનો જ અધિકાર છે, ક્ષત્રિય વૈશ્યનો નહીં; જેમ "રાજસૂય" નામનો યજ્ઞ કરવામાં ક્ષત્રિય સિવાય બીજાનો અધિકાર નથી; અને જેમ "વૈશ્યસ્તોમ" નામનો યજ્ઞ કરવામાં વૈશ્ય સિવાય અન્ય જાતિનો અધિકાર નથી; તેવી રીતે તે તે વ્યવહારમાં ગૌણ, મિથ્યા, કે મુખ્યાત્માનું પ્રાધાન્યત્વ ઉચિત છે, બીજાનું નહીં. માટે જે વ્યવહારમાં જે (ગૌણાદિ) આત્મા યોગ્ય છે તે વ્યવહારમાં તે પ્રાધાન્ય ભૂત આત્મામાં જ અતિશય પ્રીતિ છે; પરંતુ તેના શેષ (ઉપકારક—સાધન) ભૂત અનાત્મ વસ્તુમાં તો પ્રીતિ માત્ર જ છે. માટે આત્મા અતિ પ્રિય, અને તેનો શેષ [સાધન] પ્રિય છે. બાકીના—એટલે તે તે આત્મા અને તેના શેષ ઉપરાંતના બાકીના—અનાત્મ પદાર્થોમાં અતિશય પ્રેમ નથી, કે પ્રીતિ માત્ર પણ નથી. [૪૯–૫૦].

**પદાર્થોના ચાર વિભાગઃ**—બાકીના અનાત્મ પદાર્થોમાંના કેટલાક, જેવા કે માર્ગમાં પડેલાં તૃણલોષ્ટાદિક, ઉપેક્ષ્ય છે, અને બાકીના જે પોતાને ઉપદ્રવહેતુ છે, જેવા કે વ્યાઘ્ર સર્પાદિ, તે દ્વેષ્ય છે. આ પ્રમાણે ૧. **આત્મા**, ૨. **શેષ** (સાધન), ૩. **ઉપેક્ષ્ય**, અને ૪. **દ્વેષ્ય**—એ પ્રમાણે પદાર્થોના ચાર વિભાગ છે. તેમાં પણ કયો પદાર્થ કયા વિભાગમાં મૂકવો જોઇએ તેનો કાંઇ નિયમ નથી. પરંતુ તે તે પદાર્થના ઉપકારાદિ કાર્ય પ્રમાણે પ્રિયાદિ રૂપતા કહેવાય છે. જેમકે એક જ વ્યાઘ્ર આપણું ભક્ષણ કરવાને સંમુખ આવ્યો હોય ત્યારે દ્વેષ્ય થાય છે; તે જ વ્યાઘ્ર જો પરાઙ્મુખ થઇને ચાલ્યો જાય તો ઉપેક્ષ્ય થાય છે; અને જો લાલન કરવાથી સ્વાનુકુલ થાય તો વિનોદનું સાધન (શેષ રૂપ) થઇ પ્રિય બને છે. માટે વ્યક્તિ ઉપરથી પ્રિયાદિ રૂપતા સિદ્ધ થતી નથી, પરંતુ લક્ષણ ઉપરથી વ્યવસ્થા થાય છે. અને તે લક્ષણ ૧. **આનુકૂલ્ય**, ૨. **પ્રાતિકૂલ્ય**, અને ૩. **દ્વયાભાવ** છે—એટલે કે અનુકૂલત્વ પ્રિયનું લક્ષણ છે, પ્રતિકૂલત્વ દ્વેષ્યનું લક્ષણ છે, અને અનુકૂલત્વ અને પ્રતિકૂલત્વ એ બંનેના જે અભાવ તે ઉપેક્ષ્યનું લક્ષણ છે. માટે સિદ્ધ થાય છે કે (૧) આત્મા પ્રેયાન્ (અતિ પ્રિય) છે, (૨) શેષ—સાધનભૂત

પદાર્થ-પ્રિય છે, અને શેષથી બાકી રહેલા બધા પદાર્થો-તૃણાદિ અને વ્યાઘ્રાદિ (૩) ઉપેક્ષ્ય, અને (૪) દ્વેષ્ય છે. આ ચાર પ્રકાર સિવાયની બીજી કોઇ વસ્તુ નથી. વળી યાજ્ઞવલ્કયનો મત પણ આવો જ છે. ( ૫૧-૫૫ ).

**પુરૂષવિધ બ્રાહ્મણના પ્રમાણથી આત્માની પ્રિયતમતા-સિદ્ધિ:**—આ પ્રમાણે યાજ્ઞવલ્કય ઋષિના **મૈત્રેયી બ્રાહ્મણના** પ્રમાણ વડે આત્માની **પ્રિયતમતા** સિદ્ધ કરી હવે **પુરૂષવિધ બ્રાહ્મણના** "**तदेतत्प्रेयः पुत्रात्प्रेयो वित्तात्प्रेयोऽन्यस्मात्सर्वस्मादन्तरतरं यदयात्मा**" આ પ્રમાણથી તે સિદ્ધ કરે છે. ( ૫૬-૫૨ )

ઉપર કહેલી બીજી શ્રુતિમાં પણ કહ્યું છે કે પુત્રથી, ધનથી, તથા અન્ય સર્વ પદાર્થોથી જે આન્તર તત્ત્વ છે તે જ આત્મતત્ત્વ પ્રેયઃ ( અતિપ્રિય ) છે. તેથી શ્રુતિના અર્થના પર્યાલોચન રૂપ વિચારદૃષ્ટિવડે એમ જ માલમ પડે છે કે **સાક્ષી જ મુખ્યાત્મા છે,** બીજા ( પુત્રાદિ ) નહીં. **માટે અન્નમયાદિ પાંચ કોશોને આત્માથી પૃથક્ કરી અંતઃસ્થિત આત્માનો અનુભવ ( विचारणा ) કરવાથી** નીચે કહ્યા પ્રમાણેનો જે આત્મા જાણવામાં આવે છે તે જ મુખ્યાત્મા છે, બીજો નહીં. તે આન્તરતત્ત્વ-મુખ્યાત્મા-કોણ અને કેવો છે તે નીચે પ્રમાણેઃ—

**जागरस्वप्नसुप्तीनामागमापायभासनम् ।**
**यतो भवत्यसावात्मा स्वप्रकाशचिदात्मकः ॥ ५८ ॥**

જાગ્રત્, સ્વપ્ન, અને સુષુપ્તિ અવસ્થાઓનું ઉત્તરોત્તર જે આવવું અને જવું થાય છે તેની પ્રતીતિ જે **નિત્ય ચૈતન્ય સ્વરૂપ સાક્ષીથી** થાય છે તે જ **સ્વપ્રકાશ ચિદ્રૂપ આત્મા** છે. અને તે જ આત્મા મુખ્યાત્મા છે. ( ૫૫-૫૮ ).

આ અન્તરાત્મા અન્નમયાદિ કોશો વગેરે પ્રિય વસ્તુઓથી કેવી રીતે પ્રેયાન્ છે તે શ્રુતિમાં કહ્યું છે. તેમાં કહ્યા પ્રમાણે સાક્ષી આત્માથી અતિરિક્ત પ્રાણથી ધન સુધીના સર્વ શેષ ( સાધનરૂપ ) પદાર્થો ન્યૂનાધિક આત્માની સમીપ છે, અને ન્યૂનાધિક આન્તરત્વ વાળા છે; અને તે સમીપતાની અધિકતા પ્રમાણે તેઓ ઉત્તરોત્તર વધારે પ્રિય છે. જેમ ધન કરતાં પુત્ર આત્માની વધારે નજીક હોવાથી તે [ પુત્ર ] ધન કરતાં વધારે પ્રિય છે, માટે બળતા ઘરમાં પુત્ર રહી ગયો હોય તો સર્વ ધન આપીને પુત્રને બચાવવા પ્રયત્ન

કરવામાં આવશે, પરંતુ પોતે તેમાં પેસશે નહિ. પુત્રથી વધારે નજીક પોતાનો દેહ [पिण्ड] છે, તેથી સ્વદેહની રક્ષા કરવાને દુકાળાદિ વખતે કદાપિ પુત્ર પણ આપી દેવામાં આવે. શરીર કરતાં ઇંદ્રિય આન્તર હોવાથી આત્માની વધારે નજીક છે, તેથી તે વધારે પ્રિય છે; માટે શરીરના તાડનાદિની પીડા સહન કરીને પણ ઇંદ્રિયને બચાવીશું. ઇંદ્રિયોથી આન્તર પ્રાણ હોવાથી તે ઇંદ્રિયો કરતાં આત્માની વધારે સમીપ હોવાથી તેના કરતાં વધારે પ્રિય છે; તેથી મરણ પ્રસંગ આવતાં પ્રાણ બચતો હોય તો કોઇ ઇંદ્રિયની હાનિ પણ કબુલ રાખવામાં આવશે. અને જો શરીરમાં અતિશય દરદ થતાં તે અસહ્ય થઇ પડે, તો આત્માના સુખની ખાતર વહાલા પ્રાણનો પણ ત્યાગ કરી મરવા ઇચ્છે છે, કારણ કે પ્રાણથી પણ પ્રિય આત્મા છે. તેથી આત્મા સર્વ કરતાં અતિ પ્રિય હોવાનું સિદ્ધ થાય છે. (૯૦).

આ પ્રમાણે આત્માનું પ્રિયતમત્વ પ્રમાણ સિદ્ધ હોવા છતાં પણ જ્ઞાની અને અજ્ઞાનીના વિવાદનો નિવેડો કરવાને માટે શ્રુતિમાં તે વિવાદ દર્શાવ્યો છે. પરંતુ શ્રુતિમાં તો आत्मा प्रेयान्–આત્મા અતિપ્રિય છે–એવો જ નિર્ણય છે. છતાં જ્ઞાની અજ્ઞાનીનો જે વિવાદ છે તે એ છે કે જ્ઞાની કહે છે કે અન્ય દરેક દશ્ય પદાર્થથી આત્મા એકલો જ પ્રેયાન્ ( અતિપ્રિય ) છે, જ્યારે અજ્ઞાની કહે છે કે પુત્રાદિ જ પ્રેયાન્ છે, સાક્ષી તો દશ્ય પદાર્થોનો ભોગ ભોગવવાને માટે ( इमं भोक्तुं ) પુત્રાદિના સાધન રૂપ છે. (इमं भोक्तुं साक्षी ). અજ્ઞાની પ્રતિવાદી તથા શિષ્ય આત્માથી અન્ય સર્વ પદાર્થને અતિ પ્રિય માને છે, આત્માને નહીં છતાં સિદ્ધાન્તી ( જ્ઞાની ) બંનેને એક જ જાતનો ઉત્તર આપી એકને [ શિષ્યને ] બોધ આપે છે, અને બીજાને ( અજ્ઞાની પ્રતિવાદીને ) શાપ આપે છે. તે બોધ શાપ નીચે પ્રમાણે છે. જ્ઞાની દરેકને જવાબ આપે છે કે " તું જે પુત્રાદિને પ્રિય માગે છે તે સ્વવિનાશથી તને રડાવશે –દુઃખ આપશે".(प्रियं त्वां रोत्स्यति ).પરંતુ શિષ્યને વિવેક હોવાથી તે પુત્રાદિના નીચે કહેલા દોષનો વિચાર કરી તેનું દુષ્ટત્વ સમજી જાય છે. તે દોષ એ છે કે જ્યાં સુધી માતાપિતાને પુત્ર પ્રાપ્ત થયો નથી, ત્યાં સુધી તેમને અપ્રાપ્તિનું દુઃખ થાય છે. જો કદાપિ પુત્રનો ગર્ભવાસ થયો તો ગર્ભપાત થશે કે જન્મ થતાં નષ્ટ થશે કે કેમ, તેવો ભય ઉત્પન્ન થાય છે. કદાપિ બાધ રહિત જન્મ થયો તો તેને નાનપણમાં જ ગ્રહ રોગાદિ પીડા કરશે કે કેમ તેની ચિંતા થાય છે.

કદાપિ નાનપણમાં ગ્રહ રોગાદિ ન થતાં તે કુમારાવસ્થાને પ્રાપ્ત થયો તો તે મૂર્ખ રહેશે કે કેમ ? ઉપનયન સંસ્કાર કરાવ્યો તો તે વિદ્યા પ્રાપ્ત કરશે કે નહીં? ભણીને કદાપિ પંડિત થયો તો તેનું લગ્ન થશે કે નહીં ? લગ્ન થયું અને યુવાવસ્થાએ પહોંચ્યો તો તે પરસ્રીગમન કરશે કે કેમ ? અને કદાપિ એક પત્નીવ્રત પાળી કુટુંબી થયો તો તે પૈસે દરિદ્ર રહેશે કે કેમ ? અને કદાપિ ધનવાન થયો તો રખેને તે મરી જશે–એવી એવી ચિંતા થાય છે.માટે માતા પિતાના દુઃખનો અંત નથી. એવો વિચાર કરી શિષ્ય પુત્રાદિ ઉપરની પ્રીતિને છોડી દઇને પોતાનો આત્મા પરમ પ્રીતિનું સ્થાન છે એવો નિશ્ચય કરી અહોનિશ નિજાત્માનું ચિંતન કરે છે (૬૧-૬૮).

તાત્પર્ય કે જ્ઞાનીએ શિષ્યને આ ઉત્તરથી એમ કહ્યું કે તું જે પુત્રાદિને પ્રિય માને છે તે પ્રિય રૂપ નથી,પરંતુ દુઃખ રૂપ છે, એમ વિવેકથી જાણ, એવી આશીષ્ આપી. અને તે પ્રમાણે વિચારવાથી શિષ્યને બોધ થયો. પરંતુ " प्रियं त्वां रोत्स्यति " એ જ ઉત્તરથી, અજ્ઞાની પ્રતિપક્ષીએ "પુત્રાદિનું પ્રિયત્વ કદાપિ નહીં છોડું " એવો દુરાગ્રહ કરી, તથા સામાના કહેવાનું ગમે તે રીતે ખડન કરીશ, એ પ્રકારે બ્રહ્મ ઉપર વિદ્વેષ કરી, પોતાનો પક્ષ નહીં છોડવાથી, જ્ઞાનીએ તેને શ્રાપ દીધો કે તેને નરકપ્રાપ્તિ થશે તથા તિર્યગાદિ બહુ યોનિઓમાં અનેક જન્મ પ્રાપ્ત કરી ઇષ્ટવિયોગ તથા અનિષ્ટ-પ્રાપ્તિ રૂપ બહુ દોષ પ્રાપ્ત થશે. આ પ્રમાણે એક જ વાક્ય વડે શિષ્યને ઉપદેશ મળ્યો, અને પ્રતિવાદીને શાપ થયો. તેનું કારણ એ કે બ્રહ્મને જાણનાર ( બ્રહ્મજ્ઞાની ) બ્રહ્મરૂપ હોવાથી જાતે જ ઇશ્વર રૂપ છે. તેથી તેમણે (ઇશ્વરે)દરેકના પ્રતિ જે અભિપ્રાયથી જે ઉત્તર કહ્યો તેને દરેકને તે પ્રમાણે ઇષ્ટ અને અનિષ્ટ પ્રાપ્ત થયું, કારણ કે સમનન્તર શ્રુતિમાં કહ્યું છે કે " ईश्वरोऽहं तथैव स्यात "–તત્ત્વવેત્તા કહે છે કે હું ઇશ્વર છું, મારા કહેવા પ્રમાણે થાઓ–તે શ્રુતિને અનુસરીને તે જ પ્રમાણે થાય છે એમ કહે છે (૬૯–૭૦).

પરંતુ અનાત્મ વસ્તુને જે અજ્ઞાની પ્રિય માને છે તેથી બીજો જે શિષ્ય એક ઉત્તમ આત્માને જ અતિ પ્રિય જાણી સદા તેનું સેવન –સ્મરણ–કરે છે, તેના પ્રતિ આ . આત્મા કદાપિ નષ્ટ પામતો નથી, પરંતુ સદા આનન્દ રૂપે ભાસે છે. માટે પુરૂષવિધ બ્રાહ્મણના પ્રમાણથી પણ "आत्मा प्रेयान्" એ વાત સિદ્ધ થાય છે [૫૬–૭૧).

આ પ્રમાણે શ્લોક ૯ થી ૭૧ માં **"આત્મા પરમ પ્રિય -પ્રિયતમ-છે, એટલે કે પરમ પ્રેમનું સ્થાન (પરપ્રેમાસ્પદ) છે,"** એમ સિદ્ધ કર્યું.

### ૩. આત્માની પરમાનન્દરૂપતા. ૭૨-૭૯.

આત્માને પ્રિયતમ-પરમ પ્રેમાસ્પદ-સિદ્ધ કરી હવે આત્મા **પરમ આનન્દ રૂપ** છે એમ કહે છે. (૭૨-૭૯.)

આત્મા પરમ પ્રેમનું સ્થાન (आस्पद )હોવાથી પરમ આનન્દ રૂપ છે. **आत्मा परमानन्दरूपः निरतिशयप्रेमविषयत्वात् । यः परमाननन्दरूपो न भवति स निरतिशयप्रेमविषयो न भवति यथा घटादिः॥**આત્મા પરમાનન્દરૂપ છે,કેમકે તે નિરતિશય પ્રેમનો વિષય છે, એટલે કે તેનાથી વિશેષ પ્રેમ બીજી કોઇ વસ્તુ ઉપર થતો નથી; જે પરમાનન્દરૂપ ન હોય, તે નિરતિશય પ્રેમનો વિષય થઇ શકે નહીં, જેમ ઘટાદિ નથી. આ કેવળ વ્યતિરેકી દૃષ્ટાન્ત છે; કેમકે તેના અન્વયનું દૃષ્ટાન્ત જ નથી, કારણ કે આત્મા ઉપર જે પ્રેમ છે તેવો પ્રેમ બીજા કશામાં જોવામાં આવતો નહીં હોવાથી તેના જેવું દૃષ્ટાન્ત ( અન્વય દૃષ્ટાન્ત ) આપી શકાય તેમ નથી. આત્મા પરમાનન્દરૂપ છે તે વાતને પુષ્ટિ આપવાને પ્રીતિની વૃદ્ધિ થતાં સુખની વૃદ્ધિ થાય છે એવું સાર્વભૌમાદિ ૧૧ જાતના આનંદમાં જોવામાં આવે છે-મતલબ કે એક કરતાં બીજો વધારે સુખી, ત્રીજો તેથી વધારે સુખી, એ પ્રમાણે ચઢતાં આખરે આત્મા સૌથી વધારે સુખનો વિષય છે એમ સિદ્ધ થાય છે. જેમ સાર્વભૌમ રાજાને સર્વ ભોગ પ્રાપ્ત થયેલા હોવાથી પોતે તૃપ્ત થઇ સુખી થાય છે, છતાં તેને ગંધર્વના આનંદની ઇચ્છા રહે છે. તેથી ગંધર્વનો આનંદ વધારે છે. ગંધર્વ કરતાં દેવગંધર્વનો આનંદ વધારે છે; તેનાથી વધારે પિતૃલોકનો છે; તેથી વધારે આજાન દેવનો છે; તે કરતાં વધારે કર્મ દેવતાનો છે; તે કરતાં વધારે યમાદિ દેવોનો; તેથી વધારે દેવોના રાજા ઇંદ્રનો; તેનાથી વધારે દેવોના ગુરૂ બૃહસ્પતિનો; તેનાથી વધારે વિરાટ્ (સ્થૂલ સૃષ્ટિ અભિમાની) પ્રજાપતિ-બ્રહ્મા-નો; અને તેનાથી વધારે સૂત્રાત્મા બ્રહ્મા (સૂક્ષ્મ સૃષ્ટિ અભિમાની )નો આનંદ છે. પરંતુ આ સૂત્રાત્માના આનંદ કરતાં પણ અધિક આનંદ બ્રહ્મજ્ઞાનીનો છે-આત્માનંદનો-આનન્દરૂપ આત્માનો-છે. (૭૨).

શંકાઃ—જો ચૈતન્ય-ચેતનતા-ની પેઠે આનન્દ પણ આત્માનો

સ્વભાવ (સ્વરૂપ) હોય તો સર્વ બુદ્ધિવૃત્તિઓમાં જેમ ચિતિ (ચેતન) ચિદાભાસ રૂપે પ્રકટ થાય છે,તેમ આનન્દ પણ થવો જોઇએ. પરંતુ તે તો થતો નથી?

ઉત્તરઃ—આવી શંકા ઘટતી નથી, કેમકે જેમ દીપનો સ્વભાવ (સ્વરૂપ) ઉષ્ણતા અને પ્રકાશ રૂપ છે; છતાં તેનો પ્રકાશ બધા ઘરમાં વ્યાપે છે, પણ ઉષ્ણતા વ્યાપતી નથી; તેવી રીતે વૃત્તિઓમાં ચેતન વ્યાપે છે, પરંતુ આનન્દ વ્યાપતો નથી. વળી જેવી રીતે એક જ દ્રવ્યમાં સાથે રહેનારા ગંધ, રૂપ,રસ, સ્પર્શમાંનો એક જ ગુણ એકેકી ઇંદ્રિયથી ગ્રહણ કરી શકાય છે, બીજો નહીં; તેવી રીતે ચિત્ અને આનન્દમાંનું ચિત્ જ એકલું ભાસે છે. જો તું એવી શંકા કરતો હોય કે ચિત્ અને આનન્દ તો ભિન્ન નથી, પરંતુ ગંધાદિ તો એક બીજાથી ભિન્ન છે; તો અમે પૂછીએ છીએ કે તે ચિત્ અને આનન્દનો અભેદ સાક્ષીમાં છે કે બીજા કોઇમાં છે, તે કહો. જો એમ કહો કે ચિત્ અને આનંદ સાક્ષીમાં અભિન્ન છે, તો પુષ્પમાં રહેલા ગંધ, રૂપ, વગેરે પણ અભિન્ન છે, કેમકે એકને છોડીને બીજાને ગ્રહણ કરવાનું અશકય છે. જો એમ કહેશો કે ઇંદ્રિયોના ભેદ વડે ગંધાદિનો પણ ભેદ જાણવામાં આવે છે; તો સાત્વિકી, રાજસી અને તામસી વૃત્તિઓના ભેદ વડે ચિત્ અને આનંદનો ભેદ પણ જોવામાં આવે છે. શુભ કર્મથી પ્રાપ્ત કરેલી સાત્વિકી વૃત્તિ નિર્મલ હોવાથી તેમાં ચિત્ અને આનન્દનું ઐકય જોવામાં આવે છે, પરંતુ રાજસી વૃત્તિ મલીન હોવાથી તેમાં આનંદનું પ્રતિબિંબ પડી શકતું નથી, ફક્ત ચિત્નું જ પડે છે. તેથી તેમાં આનન્દ જોવામાં આવતો નથી. દાખલા તરીકે જેમ આંબલીનું ફળ (તિંતિણી) ઘણું ખાટું હોવા છતાં જ્યારે તેમાં મીઠું ભેળવવામાં આવે છે, ત્યારે ખટાશ ઘણે ભાગે ઢંકાઇ જવાથી થોડી ખટાશ લાગે છે; તેમ વૃત્તિમાં રજોગુણ ભળવાથી આનન્દ ઢંકાઇ જાય છે, અને ફક્ત ચિત્ ભાસે છે. માટે સર્વ વૃત્તિઓમાં આનન્દ જોવામાં આવતો નથી. તેથી આત્માના પરમ આનન્દ સ્વરૂપ વિશે શંકા લાવવાનું કારણ નથી. (૭૩–૭૯).

### ૪. જ્ઞાન અને યોગનું ફળ. ૮૦–૮૯.

હવે આ પ્રકરણમાં કહેલા જ્ઞાનમાર્ગનું, અને ગયા (૧૧ મા) પ્રકરણમાં કહેલા યોગ માર્ગનું ફળ એક જ છે તે કહે છે.(૮૦–૮૯).

શંકા:—આત્મા પરમ પ્રેમાસ્પદ–પ્રિયતમ–છે તે કારણથી આત્માની પરમાનંદરૂપતા, ગૌણાત્મા અને મિથ્યાત્માથી તથા પ્રિય, ઉપેક્ષ્ય અને દ્વેષ્ય વસ્તુઓથી જુદી કરીને ( **विवेक्तुं** ) ભલે જાણવામાં આવે. પરંતુ તેથી આ વિવેક ( જ્ઞાનમાર્ગ ) કંઇ મુક્તિનું સાધન બનતું નથી, કેમકે મુક્તિનું સાધન તો તમે અપરોક્ષ જ્ઞાન દ્વારા યોગને કહ્યું છે.

ઉત્તર:—મુક્તિનું સાધન તો બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન છે, અને જે અપરોક્ષ જ્ઞાન યોગથી પ્રાપ્ત થાય છે, તેજ જ્ઞાન–વિવેક ( જ્ઞાન માર્ગ )થી પણ પ્રાપ્ત થાય છે એમ અમારૂં કહેવું છે. તેથી તે અપરોક્ષ જ્ઞાનની સિદ્ધિને માટે અમે પહેલા અધ્યાયમાં યોગ કહ્યો છે. તેવી જ રીતે આ બીજા અધ્યાયમાં કહેલા ગૌણ, મિથ્યા, અને મુખ્યાત્માના વિવેક દ્વારા પંચકોશનો વિવેક કરવાથી ( જ્ઞાનમાર્ગથી ) પણ મુક્તિનું સાધન જે બ્રહ્મજ્ઞાન તે પ્રાપ્ત થાય છે. તેનું પ્રમાણ પણ "**यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ॥**" છે. માટે યોગી અને વિવેકીને મોક્ષ નામનું એક જ ફળ પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે જ્ઞાન પ્રાપ્ત કરવાના બે માર્ગ–જ્ઞાનમાર્ગ અને યોગમાર્ગ–કહ્યા, તેનું કારણ અધિકારીઓની વિચિત્રતા છે. કોઇક અધિકારીને યોગ અસાધ્ય છે, અને કોઇ કોઇને જ્ઞાનનિશ્ચય અસાધ્ય છે. તેનો વિચાર કરીને ઇશ્વરે બે માર્ગ કહ્યા છે. ( ૮૦–૮૩ ).

શંકા:—યોગ ઘણા જ પ્રયત્ન વડે સાધ્ય છે, અને જ્ઞાનમાર્ગ સાધવો પ્રયત્ન વિના સુલભ છે. તો જ્ઞાન કરતાં યોગમાં કંઇક વિશેષતા હોવી જોઇએ. માટે તે બતાવો.

ઉત્તર:—આ વિશેષતા તમે કેવા પ્રકારની પૂછો છો ? (૧) **અપરોક્ષજ્ઞાનજનકત્વ** રૂપી, કે (૨) **રાગદ્વેષાદિની નિવૃત્તિ** થવા રૂપી, કે (૩) **દ્વૈતની અનુપલબ્ધિ** રૂપી ? જો જ્ઞાન સંબંધી કહેતા હો તો બંને માર્ગથી જ્ઞાન તો સરખું જ પ્રાપ્ત થાય છે. માટે તે કારણથી યોગમાં કોઇ વિશેષતા નથી. વળી યોગી અને વિવેકીને રાગદ્વેષાદિનો અભાવ પણ સરખો છે; કારણ કે "આત્મા પ્રેયાન્ છે" એવું જાણનારને વિષયોમાં પ્રીતિ નહીં હોવાથી–રાગહેતુ જે અનુકૂલતાનું જ્ઞાન છે તેનો અભાવ હોવાથી–તેને રાગ હોતો નથી; અને પ્રતિકૂળતાના જ્ઞાનનો પણ અભાવ હોવાથી તેને દ્વેષ પણ રહેતો નથી. જો તું એમ કહેતો હોય કે વ્યવહાર દશામાં

દેહાદિને ઉપદ્રવ કરનાર સર્પાદિ ઉપર વિવેકીને દ્વેષ થાય છે, તો તે યોગી અને વિવેકીને સરખો જ હોય.જો સર્પાદિ ઉપર દ્વેષ કરનારને યોગી જ નહીં કહેવો જોઇએ એમ તું કહેતો હોય, તો તેવા દ્વેષ-કર્તાને (તાદૃશઃ) વિવેકી પણ કહેવાય નહીં. હવે દ્વૈતાદર્શન સંબંધી તું એમ કહેતો હોય કે વિવેકીને દ્વૈત જોવામાં આવે છે, પરંતુ યોગીને તો દ્વૈત જોવામાં આવતું નથી, તો અમે કહીએ છીએ કે વ્યવહાર દશામાં તો બંનેને દ્વૈતનું ભાન તો સરખું જ છે. પરંતુ જેમ યોગીને સમાધિમાં દ્વૈતનું દર્શન રહેતું નથી, તેમ વિવેકી પણ જ્યારે શ્રુતિયુક્તિ વડે અદ્વૈતતત્ત્વનો વિવેક કરે છે **તે વખતે-જ્ઞાન દશામાં**-તેને દ્વૈતદર્શન થતું નથી. આ અદ્વૈતવિવેચન અદ્વૈતાનન્દ નામના ત્રીજા અધ્યાયમાં (૧૩ મા પ્રકરણમાં) કરવામાં આવશે. માટે આ (૧૨ મા) અધ્યાયમાં કહેલું સર્વ અતિમંગલ છે એવી પ્રતિજ્ઞા કરે છે. (૮૪-૮૮).

માટે જે વિવેકી પુરૂષ સદા નિજાનન્દને જુએ છે, અને અખિલ (જગત) ને જોતો જ નથી, તેવો પુરૂષ વાસ્તવિક રીતે યોગી જ છેઃ—

> सदा पश्यन्निजानन्दमपश्यन्निखिलं जगत् ।
> अर्थाद्योगीति चेत्तर्हि संतुष्टो वर्धतां भवान् ॥ ८९ ॥

આ પ્રમાણે જ્ઞાન અને યોગનું એક જ ફળ છે, એમ સિદ્ધ કર્યું. (૮૦-૮૯).

### ૫. આ પ્રકરણનું તાત્પર્ય. ૯૦.

"બ્રહ્માનન્દ" નામના ગ્રંથના આ બીજા અધ્યાયમાં (૧૨ મા પ્રકરણમાં) **મંદ બુદ્ધિવાળા જીજ્ઞાસુનો અનુગ્રહ કરવાને** માટે **આત્માનન્દ**નું વિવેચન કરવામાં આવ્યું છે. એ આ અધ્યાયનું તાત્પર્ય છે. (૯૦).

## ૧૨ મું પ્રકરણ સમાપ્ત.

# ब्रह्मानन्दे अद्वैतानन्दप्रकरणम् ॥१३॥

## મૂલાર્થ.

## અદ્વૈતાનન્દ.

### ૧. જગત્‌ની ઉત્પત્તિનું કારણ—અદ્વૈતાનન્દ. ૧-૫.

योगानन्दः पुरोक्तो यः स आत्मानन्द इष्यताम् ।
कथं ब्रह्मत्वमेतस्य सद्वयस्येति चेच्छृणु ॥ १ ॥

તમે ઉપર (૧૧ મા પ્રકરણમાં) જે **યોગાનન્દ** કહ્યો તેને ભલે **આત્માનન્દ** તરીકે જાણો. પરંતુ તે સદ્વય—અનેક રૂપ થયેલો—**આત્માનન્દ** અદ્વૈત (દ્વૈતરહિત) બ્રહ્મ કેવી રીતે કહેવાય ? (૧).

आकाशादिस्वदेहान्तं तैत्तिरीयश्रुतीरितम् ।
जगन्नास्त्यन्यदानन्दादद्वैतब्रह्मता ततः ॥ २ ॥
आनन्दादेव तज्जातं तिष्ठत्यानन्द एव तत् ।
आनन्द एव लीनं चेत्युक्तानन्दात्कथं पृथक् ॥ ३ ॥
कुलालाद्घट उत्पन्नो भिन्नश्चेति न शङ्क्यताम् ।
मृद्वदेष उपादानं निमित्तं न कुलालवत् ॥ ४ ॥
स्थितिर्लयश्च कुम्भस्य कुलाले स्तो न हि क्वचित् ।
दृष्टौ तौ मृदि तद्वत्स्यादुपादानं तयोः श्रुतेः ॥ ५ ॥

" આકાશાદિથી સ્થૂલ દેહ પર્યંત સકળ જગત્ આત્મા (માયા વિશિષ્ટ ઇશ્વર) માંથી ઉત્પન્ન થયું છે " એવું તૈત્તિરીય શ્રુતિમાં કહેલું જગત્ તે જગત્‌ના કારણ આત્માનન્દથી જૂદું નથી. માટે તે આત્માનન્દ અદ્વિતીય બ્રહ્મ છે. (૨). વળી " આ ભૂતમાત્ર આનન્દમાંથી ઉત્પન્ન થયેલું છે, આનન્દમાં જ તેની સ્થિતિ છે, અને આનન્દમાં જ તેનો લય થાય છે " એવી પણ શ્રુતિ હોવાથી આ જગત્ આનન્દ (આત્માનન્દ—બ્રહ્માનન્દ) થી જૂદું નથી.(૩).કુલાલે (કુંભારે) ઉત્પન્ન કરેલો ઘટ કુંભારથી જૂદો છે, તે બાબત કંઇ

પણ શંકા કરવી નહિ. પરંતુ માટી (મૃદ્) જેમ ઘટનું ઉપાદાન કારણ છે, તેમ **માયાવિશિષ્ટ આત્માનન્દ** જગતનું ઉપાદાન કારણ છે, કુંભારની પેઠે (એકલું) નિમિત્ત કારણ નથી. ( ૪ ). જેમ ઘટની સ્થિતિ અને તેનો લય કુંભારમાં નથી, પરંતુ મૃદ્‌માં જોવામાં આવે છે, અને તેથી મૃદ્ ઘટનું ઉપાદાન કારણ છે; તેમ જગતની સ્થિતિ અને લય આનન્દમાં હોવાથી તે આનન્દ રૂપ આત્મા જગતનું ઉપાદાન કારણ છે. ( ૫ ).

### ૨. ઉપાદાન કારણના ત્રણ પ્રકાર, અને જગતને કલ્પનાર માયાશક્તિ. ૬–૧૦.

उपादानं त्रिधा भिन्नं विवर्ति परिणामि च ।
आरम्भकं च तत्रान्त्यौ न निरंशेऽवकाशिनौ ॥ ६ ॥
आरम्भवादिनोऽन्यस्मादन्यस्योत्पत्तिमूचिरे ।
तन्तोः पटस्य निष्पत्तेर्भिन्नौ तन्तुपटौ खलु ॥ ७ ॥
अवस्थान्तरतापत्तिरेकस्य परिणामिता ।
स्यात्क्षीरं दधि मृत्कुम्भः सुवर्णं कुण्डलं यथा ॥ ८ ॥
अवस्थान्तरभानं तु विवर्तो रज्जुसर्पवत् ।
निरंशेऽप्यस्त्यसौ व्योम्नि तलमालिन्यकल्पनात् ॥ ९ ॥

ઉપાદાન ત્રણ પ્રકારનું છે:– **૧. વિવર્તિ, ૨. પરિણામિ,** અને **૩. આરંભક.** તેમાંના છેલ્લાં બે અવયવરહિત–વ્યાપક–વસ્તુમાં હોઇ શકે નહીં. ( ૬ ) **આરંભવાદીઓ ( વૈશેષક, ગૌતમ,** વગેરે ) કહે છે કે અનેક વસ્તુમાંથી તેનાથી જૂદી જ બીજી એક વસ્તુ ઉત્પન્ન થાય છે: એમ કહેવાનું કારણ કે અનેક તંતુમાંથી તેનાથી ભિન્ન પટની ઉત્પત્તિ થયેલી જોવામાં આવે છે. તંતુ અને પટ ભિન્ન છે કેમકે પરિણામ તરીકે પટ જૂદું છે. તેમજ પટ ટાઢ ખાળે છે, એ વગેરે જૂદી ક્રિયાવાળું હોવાથી પણ તંતુથી જૂદું છે. ( ૭ ). **પરિણામવાદી ( વલ્લભ, સાંખ્ય** વગેરે ) નો મત એવો છે કે એક જ વસ્તુ પોતાની પૂર્વાવસ્થાનો ત્યાગ કરીને બીજી જ અવસ્થા ધારણ કરે તેનું નામ **પરિણામ** છે, જેમ દુધ દહીં રૂપ થાય છે, માટી કુંભ રૂપ, સુવર્ણ ઘરાણા રૂપ થાય છે. ( ૮ ).

**વિવર્તવાદ** એવો છે કે એક વસ્તુનું સ્વરૂપ બદલ્યા વિના જ તેનું બીજી વસ્તુ રૂપે દેખાવું તેને **વિવર્ત** કહે છે, જેમ રજ્જુનું સર્પ રૂપે દેખાવું. આ વિવર્ત નિરંશ આકાશમાં કહેવાનું તળીઉં તથા નીલ રૂપની કલ્પના કરેલી હોવાથી જોવામાં આવે છે. ( ૯ ).

ततो निरंश आनन्दे विवर्तो जगदिष्यताम् ।
मायाशक्तिः कल्पिका स्यादैन्द्रजालिकशक्तिवत् ॥१०॥

માટે ગગનની પેઠે આત્માનન્દ નિરંશ હોવા છતાં આ જગત્ તેના **વિવર્ત** રૂપ છે એમ જાણો. અને ઐન્દ્રજાલિક( મદારી )ની શક્તિની પેઠે આ જગતની કલ્પના કરનાર **માયાશક્તિ** છે. ( ૧૦ ).

**૩. માયાશક્તિનું સ્વરૂપ–અનિર્વચનીયત્વ. ૧૧–૩૧.**

शक्तिः शक्तात्पृथङ्नास्ति तद्वद्दृष्टेर्न चाभिदा ।
प्रतिबन्धस्य दृष्टत्वाच्छक्त्यभावे तु कस्य सः ॥ ११ ॥
शक्तेः कार्यानुमेयत्वादकार्ये प्रतिबन्धनम् ।
ज्वलतोग्नेरदाहे स्यान्मन्त्रादिप्रतिबन्धता ॥ १२ ॥

પ્રશ્ન:—શક્તિનું સ્વરૂપ શું છે? ઉત્તર:-**શક્તિ** શક્તિવાળાથી જૂદી નથી, કેમકે જૂદી દેખાતી નથી, જેમ અગ્નિની શક્તિ અગ્નિથી જૂદી જોવામાં આવતી નથી. વળી શક્તિ અગ્નિ રૂપ પણ નથી ( **न अभिदा** ), કેમકે મણિ મંત્રાદિથી તે શક્તિનો પ્રતિબંધ થાય છે; જો શક્તિ ન હોય તો પ્રતિબંધ કોનો થાય ? ( ૧૧ ). (શક્તિ પ્રત્યક્ષ જોવામાં આવતી નથી, પરંતુ ) તેના કાર્યથી તેનું અનુમાન થતું હોવાથી જ્યારે તે કાંઇ પણ કાર્ય કરી ન શકે ત્યારે તેને પ્રતિબંધ થયો છે એમ જાણવું; જેમ બળતો અગ્નિ બાળી શકે નહિ તો જાણવું કે તેને મંત્રાદિ પ્રતિબંધ લાગેલો છે. ( હાલમાં તા. ૨૮–૧૦–૧૬ ના રોજ મુંબાઇમાં ચોપાટી ઉપર એક ફકીરે બળતા અગ્નિની દાહક શક્તિને મંત્ર વડે રોકી હતી ). ( ૧૨ ).

देवात्मशक्तिं स्वगुणैर्निगूढां मुनयोऽविदन् ।
परास्य शक्तिर्विविधा क्रियाज्ञानबलात्मिका ॥ १३ ॥
इति वेदवचः प्राह वसिष्ठश्च तथाब्रवीत् ।
सर्वशक्ति परं ब्रह्म नित्यमापूर्णमद्वयम् ॥ १४ ॥

શ્વેતાશ્વતરોપનિષદ્‌માં કહ્યું છે કે, એક વખત જગત્‌નું કારણ શોધવા ધ્યાનપરાયણ થયેલા મુનિઓએ જગતના કારણ તરીકે પરમાત્મા( ઇશ્વર )ની માયા રૂપ શક્તિને પોતાના કાર્ય રૂપ સ્થૂલ સૂક્ષ્મ શરીરોમાં અત્યંત છુપાએલી સાક્ષાત્ જોઇ. તે ઉત્કૃષ્ટ (परा) શક્તિ વિવિધ પ્રકારની છે, અને તેનું **સ્વરૂપ ક્રિયાશક્તિ, જ્ઞાન,** **અને બલ (ઇચ્છાશક્તિ )** છે. ( ૧૩ ). એ પ્રમાણે વેદનાં વચનો છે. અને વસિષ્ઠજીએ પણ **યોગવાસિષ્ઠમાં** કહ્યું છે કે પરંબ્રહ્મ નિત્ય, આપૂર્ણ, અને અદ્વય છે, અને તે **સર્વ શક્તિમાન** છે. ( આ બ્રહ્મનું સોપાધિક સ્વરૂપ છે ). ( ૧૪ ).

ययोल्लसति शक्त्यासौ प्रकाशमधिगच्छति ।
चिच्छक्तिर्ब्रह्मणो राम शरीरेषूपलभ्यते ॥ १५ ॥
स्पन्दशक्तिश्च वातेषु दार्ढ्यशक्तिस्तथोपले ।
द्रवशक्तिस्तथाम्भःसु दाहशक्तिस्तथानले ॥ १६ ॥
शून्यशक्तिस्तथाकाशे नाशशक्तिर्विनाशिनि ।
यथाण्डेऽन्तर्महासर्पो जगदस्ति तथात्मनि ॥ १७ ॥
फलपत्रलतापुष्पशाखाविटपमूलवान् ।
ननु वीजे यथा वृक्षस्तथेदं ब्रह्मणि स्थितम् ॥ १८ ॥
क्वचित्काश्चित्कदाचिच्च तस्मादुद्यन्ति शक्तयः ।
देशकालविचित्रत्वात्क्ष्मातलादिव शालयः ॥ १९ ॥

જ્યારે જ્યારે જે શક્તિ વડે ( यया ) બ્રહ્મ વિકારને પામે છે, ત્યારે ત્યારે તે ( असौ ) શક્તિ વ્યક્ત થાય છે. જેમ દેવ, મનુષ્યાદિ જીવોના શરીરોમાં બ્રહ્મની ચેતનવ્યવહાર હેતુભૂત જે चिच्छक्ति છે તે **માયા પોતે** જ તે **ચેતન રૂપે** દેખાય છે. (૧૫ ).પવનમાં સ્પંદશક્તિ, પથ્થરમાં દાર્ઢ્યશક્તિ, જલમાં દ્રવત્વશક્તિ, અગ્નિમાં દાહ શક્તિ, (૧૬), આકાશમાં શૂન્યશક્તિ, વિનાશિ પદાર્થોમાં રહેલી નાશ શક્તિ, એ વગેરે રૂપે વ્યક્ત થઇને **માયાશક્તિ** દેખાય છે. અને જેમ ઇંડામાં મહા સર્પ અવ્યક્ત રૂપે રહેલો છે, તેમ આ સકળ જગત્ ઇશ્વરમાં અવ્યક્ત ( માયા ) રૂપે રહેલું છે. ( ૧૭ ). વળી ફળ, પત્ર, લતા, પુષ્પ, શાખા, થડ ( **विटप** ), અને મૂળ સહિત

( મહાન ) વૃક્ષ જેમ ( સૂક્ષ્મ ) બીજમાં અવ્યક્ત રહેલું છે, તેમ આ વિચિત્ર જગત્ પણ શક્તિના બળથી બ્રહ્મમાં અવ્યક્ત રહેલું છે. ( ૧૮ ). વળી જેમ દેશ અને કાળની વિચિત્રતા પ્રમાણે કોઇ કોઇ ઠેકાણે, કોઇક કોઇક સમયે, કોઇક કોઇક જાતની ( બધી જાતની નહિ) ડાંગર વગેરે અનાજ ઉત્પન્ન થાય છે;તેમ આ માયાશક્તિ બ્રહ્મમાંથી નિકળી જૂદા જૂદા જગત્ રૂપે વ્યક્ત થાય છે. ( સર્વ જાતની શક્તિઓ સાથે જ અને એક જ ઠેકાણે વિકાસ પામતી નથી ).(૧૯).

स आत्मा सर्वगो राम नित्योदितमहावपुः ।
यन्मनाङ्मननीं शक्तिं धत्ते तन्मन उच्यते ॥ २० ॥

જ્યારે નિત્ય, પ્રકાશમાન, દેશકાલની હદરહિત, બ્રહ્મ થોડી ( मनाङ्‌ ) સ્વ અને પરના જ્ઞાન રૂપ **મનન** શક્તિને ધારણ કરે છે, ત્યારે તે મનન શક્તિની ઉપાધિ વાળું બ્રહ્મ **મન** કહેવાય છે. ( ૨૦ ).

आदौ मनस्तदनु बन्धविमोक्षदृष्टी
पश्चात्प्रपञ्चरचना भुवनाभिधाना ।
इत्यादिका स्थितिरियं हि गता प्रतिष्ठा-
माख्यायिका सुभगबालजनोदितेव ॥ २१ ॥
बालस्य हि विनोदाय धात्री वक्ति शुभां कथाम् ।
क्वचित्सन्ति महाबाहो राजपुत्रास्त्रयः शुभाः ॥२२॥
द्वौ न जातौ तथैकस्तु गर्भ एव न च स्थितः ।
वसन्ति ते धर्मयुक्ता अत्यन्तासति पत्तने ॥ २३ ॥
स्वकीयाच्छून्यनगरान्निर्गत्य विमलाशयाः ।
गच्छन्तो गगने वृक्षान्ददृशुः फलशालिनः ॥ २४ ॥
भविष्यन्नगरे तत्र राजपुत्रास्त्रयोऽपि ते ।
सुखमद्य स्थिताः पुत्र मृगयाव्यवहारिणः ॥ २५ ॥
धात्र्येति कथिता राम बालकाख्यायिका शुभा ।
निश्चयं स ययौ बालो निर्विचारणया धिया ॥ २६ ॥

इयं संसाररचना विचारोज्झितचेतसाम् ।
बालकाख्यायिकेवेत्थमवस्थितिमुपागता ॥ २७ ॥
इत्यादिभिरुपाख्यानैर्मायाशक्तेश्च विस्तरम् ।
वसिष्ठः कथयामास सैव शक्तिर्निरूप्यते ॥ २८ ॥

પ્રથમ મન ઉત્પન્ન થાય છે, તે પછી મનમાં બંધ અને મોક્ષની કલ્પના થાય છે. ત્યાર પછી મનમાં જ ૧૪ લોક નામની પ્રપંચ રચનાની કલ્પના થાય છેઃ આ પ્રકારની જગતની સ્થિતિ, સુંદર બાળકોને તેમની ધાત્રીએ કહેલી કલ્પિત વાર્તાની પેઠે, પ્રતિષ્ઠાને પામી છે–ખરી લાગી છે. ( ૨૧ ) બાળકના વિનોદને માટે ધાત્રી એક સુંદર વાત કહે છે કે "હે મહાબાહુ ! કોઇ એક ઠેકાણે ત્રણ સુંદર રાજપુત્રો હતા, જેમાંના બેનો જન્મ થયો ન હતો, અને એક તો ગર્ભમાં જ આવેલો નહોતો. અને ધર્મયુક્ત તે રાજપુત્રો અત્યન્ત અસત્ નગરમાં વસે છે. ( ૨૨–૨૩ ). નિર્મળ આશય વાળા તેઓએ પોતાના શૂન્ય નગરમાંથી નિકળીને જતાં ગગનમાં ફળ વાળાં વૃક્ષોને દીઠાં. ( ૨૪ ). હે પુત્ર ! તે ત્રણે રાજપુત્રો તે ભવિષ્યત્ નગરમાં આજ સુધી મૃગયા કરતા રહ્યા છે," ( ૨૫ ). હે રામ ! આ પ્રમાણે ધાત્રીએ બાળકને કહેલી સુંદર કલ્પિત વાર્તા વિચારરહિત બુદ્ધિને લીધે તે બાળકે નિશ્ચયપૂર્વક ખરી માની લીધી. ( ૨૬ ). બાળકાખ્યાયિકાની પેઠે આ કલ્પિત સંસારરચનાને પણ વિચારરહિત પ્રાણીઓએ વાસ્તવિક માની લીધી છે. ( ૨૭ ). ઇત્યાદિ રૂપાખ્યાન વડે વસિષ્ઠે રામચંદ્રને માયાનો વિસ્તાર કહી સંભળાવ્યો હતો. તે જ શક્તિનું અત્રે નિરૂપણ કરવામાં આવે છે. ( ૨૮ ).

कार्यादाश्रयतश्चैषा भवेच्छक्तिर्विलक्षणा ।
स्फोटाङ्गारौ दृश्यमानौ शक्तिस्तत्रानुमीयते ॥ २९ ॥
पृथुबुन्धोदराकारो घटः कार्योऽत्र मृत्तिका ।
शब्दादिभिः पञ्चगुणैर्युक्ता शक्तिस्त्वतद्द्विधा ॥३०॥
न पृथ्वादिर्न शब्दादिः शक्तावस्तु यथा तथा ।
अत एव ह्यचिन्त्यैषा न निर्वचनमर्हति ॥ ३१ ॥

જેમ અગ્નિની દાહકશક્તિનું કાર્ય ( ફોલ્લો ) અને તેનો આશ્રય ( અંગારો ) એ બંનેથી તે શક્તિ વિલક્ષણ છે, ફોલ્લો અને અંગારો તો સ્પષ્ટ દેખાય છે, પરંતુ તેમાં શક્તિનું અનુમાન થાય છે; તેવી રીતે માયાશક્તિ તેના કાર્યરૂપ જગતથી તેમજ તેના આશ્રય બ્રહ્મથી વિલક્ષણ છે,અને કાર્ય ઉપરથી બ્રહ્મમાં રહેલી શક્તિનું અનુમાન થાય છે. (૨૯). બીજું દૃષ્ટાન્ત લઇએ તો સ્થૂલ (પૃથુ) અને વર્તુળ પેટવાળો (બુધ્ન) ઘટ કાર્ય છે,શબ્દાદિ પંચ ગુણયુક્ત મૃત્તિકા આશ્રય છે. પરંતુ ઘટશક્તિ આ બંનેથી જૂદી જ છે. (૩૦). શક્તિમાં પૃથુત્વાદિ કાર્યધર્મ નથી, તેમજ શબ્દાદિક આશ્રયધર્મ પણ નથી શક્તિ જેવી હોય તેવી હો. માટે–કાર્ય અને આશ્રયથી વિલક્ષણ હોવાથી–તે **અચિન્ત્ય** છે. છતાં આશ્રયથી તે જૂદી છે કે એક રૂપ છે, કે અચિન્ત્ય છે કે કેવી છે, તે તેના વિશે કહેવું અશક્ય છે. ( માટે માયાશક્તિ અનિર્વચનીય છે. ) ( ૩૧ ).

### ૪. કાર્યતું અનિર્વચનીયત્વ–અનૃતત્વ, અને કારણ ( મૃત્તિકા )નું સત્યત્વ. ૩૨–૫૩

कार्योत्पत्तेः पुरा शक्तिर्निगूढा मृद्यवस्थिता ।
कुलालादिसहायेन विकाराकारतां व्रजेत् ॥ ३२ ॥
पृथुत्वादिविकारान्तं स्पर्शादिं चापि मृत्तिकाम् ।
एकीकृत्य घटं प्राहुर्विचारविकला जनाः ॥ ३३ ॥
कुलालव्यापृतेः पूर्वो यावानंशः स नो घटः ।
पश्चात्तु पृथुबुध्नादिमत्त्वे युक्ता हि कुम्भता ॥३४॥
स घटो न मृदो भिन्नो वियोगे सत्यनीक्षणात् ।
नाप्यभिन्नः पुरा पिण्डदशायामनवेक्षणात् ॥ ३५॥
अतोऽनिर्वचनीयोऽयं शक्तिवत्तेन शक्तिजः ।
अव्यक्तत्वे शक्तिरुक्ता व्यक्तत्वे घटनामभृत् ॥३६॥
ऐन्द्रजालिकनिष्ठापि माया न व्यज्यते पुरा ।
पश्चाद्गन्धर्वसेनादिरूपेण [illegible] ॥ ३७ ॥
एवं मायामयत्वेन [illegible]नृतात्मताम् ।
विकाराधारमृद्वस्तुसत्यत्वं चाब्रवीच्छ्रुतिः ॥ ३८ ॥

ઘટ ( કાર્ય ) ઉત્પન્ન થયા પહેલાં જે શક્તિ માટીમાં ગુપ્ત રહેલી હોય છે, તે મંથનથી માંખણની પેઠે, કુલાલાદિની સહાયતાથી વિકાર ( ઘટ )નો આકાર ધારણ કરે છે. ( ૩૨ ). પૃથુત્વથી વિકાર પર્યંતનું કાર્ય અને સ્પર્શાદિ યુક્ત રૂપ મૃત્તિકા—એ બંનેને એક કરીને વિચાર રહિત પુરૂષો " ઘટ " કહે છે. ( ખરી રીતે ફક્ત આકારનું જ નામ ઘટ છે ). ( ૩૩ ). કુલાલના વ્યાપાર પહેલાં માટીનો જે પિંડ રૂપ અંશ હતો તે " ઘટ " નથી. પછીથી કુલાલના વ્યાપાર પછી જે પૃથુત્વાદિ આકાર થાય છે તે આકારને " ઘટ " કહેવો યોગ્ય ( યુક્ત ) છે. ( ૩૪ ). તે ઘટ માટીથી ભિન્ન નથી, કેમકે ઘટમાંથી માટીનો વિયોગ થાય તો ઘટ જોવામાં આવે નહીં. વળી ઘટ માટીથી અભિન્ન પણ નથી—એક રૂપ પણ નથી, કેમકે પહેલાં જ્યારે માટી પિંડ રૂપ હતી ત્યારે ઘટ જોવામાં આવતો નહોતો. ( ૩૫ ). માટે શક્તિની પેઠે ઘટ અનિર્વચનીય છે. અને તેથી તે શક્તિથી ઉત્પન્ન થયેલો છે. ફેર માત્ર એટલો જ છે કે જ્યારે તે અવ્યક્ત હતી ત્યારે તે " **શકિત** " કહેવાતી હતી, અને વ્યક્ત થઇ ત્યારે " **ઘટ** " નામ ધારણ કર્યું. ( ૩૬ ). મદારીમાં રહેલી માયાશક્તિ પણ પ્રથમ અવ્યક્ત હોય છે; પણ પછીથી ગંધર્વસેના વગેરે રૂપે વ્યક્ત થાય છે. ( ૩૭ ). એ પ્રમાણે ઘટ રૂપ શક્તિવિકાર માયાશક્તિનું કાર્ય હોવાથી **તે ( વિકાર ) અનૃત—અસત્ય** છે, અને તે વિકારના આધાર રૂપ **મૃત્તિકા સત્ય વસ્તુ** છે, એમ શ્રુતિ કહે છે. ( ૩૮ ).

**वाङ्निष्पाद्यं नाममात्रं विकारो नास्य सत्यता ।**
**स्पर्शादिगुणयुक्ता तु सत्या केवलमृत्तिका ॥ ३९ ॥**
**व्यक्ताव्यक्ते तदाधार इति त्रिष्वाद्ययोर्द्वयोः ।**
**पर्यायः कालभेदेन तृतीयस्त्वनुगच्छति ॥ ४० ॥**

ઘટ રૂપી વિકાર ફક્ત વાણીમાંથી નિકળેલા નામ માત્ર છે. આવો નામ માત્ર વિકાર સત્ય નથી. પરંતુ સ્પર્શાદિ ગુણયુક્ત મૃત્તિકા જ એકલી સત્ય વસ્તુ છે. ( ૩૯ ). **વ્યકત** ( ઘટ ), **અવ્યકત** ( શક્તિ ), અને તે બંનેનો **આધાર** ( મૃત્તિકા ), એ ત્રણમાંના પહેલા બે ( વ્યક્ત અને અવ્યક્ત ) કાળના ભેદથી પર્યાય માત્ર છે—

એક કાળમાં વ્યકત કહેવાય છે, બીજા કાળમાં અવ્યકત કહેવાય છે. પરંતુ ત્રીજી–મૃત્તિકા–ત્રણે કાળમાં હોવાથી તે સત્ય છે. (૪૦).

**निस्तत्त्वं भासमानं च व्यक्तमुत्पत्तिनाशभाक् ।**
**तदुत्पत्तौ तस्य नाम वाचा निष्पाद्यते नृभिः ॥४१॥**
**व्यक्ते नष्टेऽपि नामैतन्नृवक्त्रेष्वनुवर्तते ।**
**तेन नाम्ना निरूप्यत्वाद्व्यक्तं तद्रूपमुच्यते ॥४२॥**
**निस्तत्त्वत्वाद्विनाशित्वाद्वाचारम्भणनामतः ।**
**व्यक्तस्य न तु तद्रूपं सत्यं किंचिन्मृदादिवत् ॥४३॥**

વિકાર અસત્ય હોવાનાં ત્રણ કારણ છે:– ૧. વિકાર **નિસ્તત્ત્વ** હોવા છતાં–કંઇ પણ સ્વરૂપ વિનાનો છતાં–ભાસે છે, ૨. ઉત્પત્તિ અને નાશવાન જોવામાં આવે છે ( व्यक्तं ), અને ૩. તેની ઉત્પત્તિ થતાં માણસો તેના નામનો વ્યવહાર વાણિ માત્રથી કરે છે. ( ૪૧ ). વળી વ્યક્ત રૂપ નષ્ટ થતાં માણસોના મુખમાં તેનું નામ માત્ર બાકી રહે છે. આ પ્રમાણે વાણિ વડે નામ ( શબ્દ ) માત્રથી તેનું નિરૂપણ થતું હોવાથી તે વ્યક્ત રૂપ ઘટ ફક્ત **નામાત્મક** ( तद्रूप ) છે. ( ૪૨ ). વ્યક્ત રૂપ કાર્ય ( ઘટ )નું જે પૃથુત્વાદિ આકાર રૂપ છે તે મૃત્તિકાની પેઠે કોઇ રીતે સત્ય નથી. કેમકે તે રૂપ ૧. **નિસ્તત્ત્વ** છે, ૨. **વિનાશિ** છે, અને ૩. **વાણિથી ઉચ્ચારાતા શબ્દ રૂપ** છે. ( ૪૩ ).

**व्यक्तकाले ततः पूर्वमूर्ध्वमप्येकरूपभाक् ।**
**सतत्त्वमविनाशं च सत्यं मृद्वस्तु कथ्यते ॥ ४४ ॥**

પરંતુ મૃત્તિકા સત્ય વસ્તુ કહેવાય છે, કેમકે વ્યક્ત કાળમાં એટલે ઘટની સ્થિતિના કાળમાં, ઘટની ઉત્પત્તિ પહેલાં, તેમજ તેના નાશ પછી પણ તે **સતત્ત્વ–તત્ત્વ** વાળી, અને **અવિનાશી** છે. ( ૪૪ ).

**व्यक्तं घटो विकारश्चेत्येतैर्नामभिरीरितः ।**
**अर्थश्चेदनृतः कस्मान्न मृद्बोधे निवर्तते ॥ ४५ ॥**
**निवृत्त एव यस्मात्ते तत्सत्यत्वमतिर्गता ।**
**ईदृङ्निवृत्तिरेवात्र बोधजा न त्वभासनम् ॥ ४६ ॥**

पुमानधोमुखो नीरे भातोऽप्यस्ति न वस्तुतः ।
तटस्थमर्त्यवत्तस्मिन्नैवास्था कस्यचित्कचित् ॥४७॥
ईदृग्बोधे पुमर्थत्वं मतमद्वैतवादिनाः ।
मृद्रूपस्यापरित्यागाद्विवर्तत्वं घटे स्थितम् ॥ ४८ ॥

શંકાઃ—વ્યક્ત, ઘટ, અને વિકાર, એ ત્રણ નામ વડે કહેવાતો અર્થ ( કાર્ય રૂપ અર્થ ) જો અસત્ય હોય તો મૃદ્ રૂપ કારણનું જ્ઞાન થતાં તે નિવૃત્ત થવો જોઇએ, પરંતુ નિવૃત્ત થતો નથી તેનું કારણ શું? ( ૪૫ ). ઉત્તરઃ—નિવૃત્ત થાય છે જ, કેમકે તેના વિશેની તારી સત્યત્વબુદ્ધિ નિવૃત્ત થઇ છે. અહીંઆં આવી જ, એટલે અધિષ્ઠાન( મૃત્તિકા )ના યથાર્થ જ્ઞાનથી ઉત્પન્ન થયેલી સત્યત્વબુદ્ધિની નિવૃત્તિ રૂપ નિવૃત્તિ જ સમજવાની છે; સ્વરૂપની–ઘટની–અપ્રતીતિ થવી તે નહીં. [ ૪૬ ]. જળમાં અધોમુખ પ્રતિભાસતો પુરૂષ વસ્તુતાએ છે જ નહીં, કેમકે કીનારા ઉપર ઉભેલા પુરૂષની પેઠે તેના ઉપર વિવેકી કે અવિવેકી કોઇને કોઇ કાળે કે દેશમાં આસ્થા ( અભિમાન ) નથી. ( ૪૭ ). ( શંકાઃ—આરોપિત વસ્તુ અસત્ય છે એવા જ્ઞાન માત્રથી અદ્વૈતવાદીની પુરૂષાર્થસિદ્ધિ નથી. ઉત્તરઃ—) સર્વ કાર્ય રૂપ વિકારો મિથ્યા છે એવા જ્ઞાનથી અદ્વૈતવાદીને અદ્વયાનન્દની પ્રાપ્તિ રૂપી પુરૂષાર્થસિદ્ધિ થાય છે. ઘટ રૂપ મૃત્કાર્યમાંથી મૃદ્રૂપનો ત્યાગ કર્યા વિના જ બીજી અવસ્થા(ઘટ રૂપ અવસ્થા )ની જે પ્રાપ્તિ છે તે જ **વિવર્ત** છે. આવા જ્ઞાનથી ઘટ ઉપર થયેલી સત્યત્વબુદ્ધિ નિવૃત્ત થાય છે. ( ૪૮ ).

परिणामे पूर्वरूपं त्यजेत्तत्क्षीररूपवत् ।
मृत्सुवर्णे निवर्तेते घटकुण्डलयोर्न हि ॥ ४९ ॥
घटे भग्ने न मृद्भावः कपालानामवेक्षणात् ।
मैवं चूर्णेस्ति मृद्रूपं स्वर्णरूपं त्वतिस्फुटम् ॥ ५० ॥
क्षीरादौ परिणामोऽस्तु पुनस्तद्भाववर्जनात् ।
एतावता मृदादीनां दृष्टान्तत्वं न हीयते ॥ ५१ ॥
आरम्भवादिनः कार्ये मृदो द्वैगुण्यमापतेत् ।
रूपस्पर्शादयः प्रोक्ताः कार्यकारणयोः पृथक् ॥५२॥

પરિણામવાદમાં ક્ષીર–દધિની પેઠે પોતાનું પૂર્વ રૂપ તજીને બીજું રૂપ ધારણ કરે છે. પરંતુ ઘટ અને કુંડલમાં મૃત્ અને સુવર્ણ છે તેને તે જ છે, તેમની પૂર્વ અવસ્થા નિવૃત્ત થઇ નથી. (૪૯). શંકાઃ—ઘટ ભાગી જતાં ફક્ત ઠીકરાં દેખાતાં હોવાથી મૃત્ રહેતી નથી ઉત્તરઃ--તે પ્રમાણે નથી, કેમકે ઠીકરાંને ભાગીને ચૂર્ણ કરવામાં આવે તો માટી રૂપ દેખાય છે. અને ઘરેણાનું સુવર્ણ રૂપ તો અતિ સ્પષ્ટ છે. (૫૦). (શંકાઃ--તમે ઉપર શ્લો. ૮ માં ક્ષીર, મૃત્, અને સુવર્ણ એ ત્રણેને પરિણામવાદનાં દૃષ્ટાન્ત લીધાં છે, અને હવે શ્લો. ૪૯ માં તેમાંનાં મૃત્ અને સુવર્ણને વિવર્તવાદનાં દૃષ્ટાન્ત તરીકે અંગીકાર કરો છો. ત્યારે ક્ષીરને પણ વિવર્તના દૃષ્ટાન્ત તરીકે શામાટે લેતા નથી?) ઉત્તરઃ—ક્ષીરાદિમાં પરિણામવાદ જ છે, કેમકે તે ફરીથી તેનું પૂર્વ રૂપ પાછું મેળવી શકતું નથી, અને મૃત્ અને સુવર્ણ તો પાછાં મૃત્ અને સુવર્ણ રૂપ થાય છે. માટે ક્ષીરને ફક્ત પરિણામના દૃષ્ટાન્ત તરીકે લેવાથી મૃત્ અને સુવર્ણને વિવર્તનાં દૃષ્ટાન્ત લેવામાં કાંઇ હાનિ નથી. મતલબ કે મૃદાદિને પરિણામનું તેમજ વિવર્તનું દૃષ્ટાન્ત ગણવાને હાનિ નથી.(૫૧). આરંભવાદીના કાર્યમાં તો મૃત્તિકા બેવડી થવી જોઇએ, કેમકે તેઓ કાર્ય–ઘટ, અને કારણ–મૃત્તિકા, એ બંનેના રૂપ, સ્પર્શ, વગેરે ગુણ જૂદા જૂદા હોવાનું માને છે. (૫૨).

मृत्सुवर्णमयश्चेति दृष्टान्तत्रयमारुणिः ।
प्राहातो वासयेत्कार्यानृतत्वं सर्ववस्तुषु ॥ ५३ ॥

આરૂણિ (ઉદ્દાલક ઋષિએ) શ્વેતકેતુને બોધ કરતાં મૃત્ ઉપરાંત સુવર્ણ અને લોઢું (अयस्) એ દૃષ્ટાન્તો પણ આપેલાં છે. આ પ્રમાણે મૃદાદિમાં કાર્યનું અનૃતત્વ જોવામાં આવે છે; માટે ભૂત અને ભૌતિક સર્વ વસ્તુઓમાં કાર્યોનું અનૃતત્વ છે એવો નિશ્ચય કરવો.(૫૩).

### ૫. કારણજ્ઞાનથી કાર્યજ્ઞાન. ૫૪-૬૧.

कारणज्ञानतः कार्यविज्ञानं चापि सोऽब्रवत् ।
सत्यज्ञानेऽनृतज्ञानं कथमत्रोपपद्यते ॥ ५४ ॥
समृत्कस्य विकारस्य कार्यता लोकदृष्टितः ।
वास्तवोऽत्र मृदंशोऽस्य बोधः कारणबोधतः ॥५५॥

કાર્યમાં બે અંશ રહેલા છેઃ ૧. **સત્યાંશ,** અને ૨. **અનૃતાંશ.** તેથી કાર્યના કારણ–સત્યાંશ–નું જ્ઞાન થવાથી તેમાં રહેલા કાર્ય રૂપ અનૃતાંશનું પણ જ્ઞાન થાય છે, એવું પણ તે ઉદ્દાલક ઋષિએ કહ્યું છે. શંકાઃ—સત્યાંશના જ્ઞાનથી અનૃતાંશનું જ્ઞાન કેવી રીતે થાય ? ( ૫૪). ઉત્તરઃ—મૃત્તિકા સહિત વિકારને લોકદૃષ્ટિથી કાર્ય કહેવામાં આવે છે. ખરી રીતે એકલા વિકારને કાર્ય ઘટ) કહેવું જોઇએ. કાર્યમાં ( अत्र ) જે વાસ્તવ મૃદંશ છે તેનું જ્ઞાન કારણજ્ઞાનથી થાય છે. (૫૫).

अनृतांशो न बोद्धव्यस्तद्बोधानुपयोगतः ।
तत्त्वज्ञानं पुमर्थं स्यान्नानृतांशावबोधनम् ॥ ५६ ॥

વિકાર રૂપ અનૃતાંશને જાણવાની જરૂર નથી, કેમકે તે જ્ઞાન ઉપયોગી નથી. તેનું કારણ કે પુરૂષાર્થની સફલતા ( **पुमर्थत्वं** ) તો તત્ત્વજ્ઞાનથી થાય છે, અનૃતાંશ જાણવાથી નહીં. ( ૫૬ ).

तर्हि कारणविज्ञानात्कार्यज्ञानमितीरिते ।
मृद्बोधान्मृत्तिका बुद्धेत्युक्तं स्यात्कोऽत्र विस्मयः ॥५७॥
सत्यं कार्येषु वस्त्वंशः कारणात्मेति जानतः ।
विस्मयो मास्त्विहाज्ञस्य विस्मयः केन वार्यते ॥५८॥
आरम्भी परिणामी च लौकिकश्चैककारणे ।
ज्ञाते सर्वमतिं श्रुत्वा प्राप्नुवन्त्येव विस्मयम् ॥५९॥

શંકાઃ—ત્યારે તો “ કારણના જ્ઞાનથી કાર્યગત સત્યાંશ ( **कार्यविज्ञानं** )નું જ્ઞાન થાય છે ” એમ કહેવામાં “ મૃદ્ના જ્ઞાનથી મૃત્તિકા જાણી ” એમ કહેવાય, ઘટ જાણ્યો એમ કહેવાય નહિ. તેમાં શી નવાઇની વાત કહી ? ( ૫૭ ). ઉત્તરઃ—તે વાત ખરી છે, કેમકે કાર્યમાં રહેલો સત્યાંશ કારણ સ્વરૂપ છે એવું જાણનાર જ્ઞાનીને કાંઇ વિસ્મય નહીં થાય. પરંતુ અજ્ઞાનીને તે થયા વિના નહીં રહે. (૫૮) આરંભવાદી, પરિણામવાદી, અને ઉપરની બંને પ્રક્રિયાને નહીં જાણનાર વિચાર વિનાના લૌકિકો જ્યારે એમ સાંભળે કે એક કારણને ( માટીને ) જાણવાથી તેનાં સર્વ કાર્યોનું જ્ઞાન થાય છે, ત્યારે તેમને વિસ્મય થાય છે જ. ( ૫૯ ).

अद्वैतेऽभिमुखीकर्तुमेवेदैकस्य बोधतः ।
सर्वबोधः श्रुतौ नैव नानात्वस्य विवक्षया ॥ ६० ॥

(તત્ત્વમસિનો અર્થ સિદ્ધ કરવાનું છોડીને) અત્રે સર્વ પદાર્થોમાં રહેલા એક કારણના જ્ઞાનથી (एकस्य बोधतः) અનેક કાર્યોમાં રહેલા સત્યાંશનું જ્ઞાન (सर्वबोधः) થાય છે એમ છાન્દોગ્ય શ્રુતિમાં જે કહેલું છે તે શિષ્યને અદ્વૈતતત્ત્વમાં પ્રવૃત્તિ કરાવવાની મતલબથી જ કહ્યું છે, ઘણાં કાર્યોની સિદ્ધિને માટે નહીં. (૬૦).

एकमृत्पिण्डविज्ञानात्सर्वमृन्मयधीर्यथा ।
तथैकब्रह्मबोधेन जगद्बुद्धिर्विभाव्यताम् ॥ ६१ ॥

જેમ એક જ મૃત્પિંડમાંથી એક ઘટાદિ કાર્ય ઉત્પન્ન થયું છે એવા જ્ઞાનથી માટીના વિકાર રૂપ અનેક ઘટ વગેરેનું જ્ઞાન થાય છે-સર્વ પાત્રો માટી રૂપ છે એવું જ્ઞાન થાય છે; તેવી રીતે એક મનુષ્યાદિ વ્યક્તિનું ઉપાદાન કારણ બ્રહ્મ છે એમ જાણવામાં આવે તો સર્વ મનુષ્યાદિ જગત્‌નું કારણ પણ એક બ્રહ્મ જ છે-સર્વ જગત્ બ્રહ્મમય જ છે-એમ જાણવામાં આવે. (માટે "**કારણજ્ઞાનથી કાર્યજ્ઞાન**"નો આ જ અર્થ છે.) (૬૧).

## ૬. બ્રહ્મ તથા જગત્‌નું સ્વરૂપ. ૬૨-૬૯.

सच्चित्सुखात्मकं ब्रह्म नामरूपात्मकं जगत् ।
तापनीये श्रुतं ब्रह्म सच्चिदानन्दलक्षणम् ॥ ६२ ॥
सद्रूपमारुणिः प्राह प्रज्ञानं ब्रह्म बह्वृचः ।
सनत्कुमार आनन्दमेवमन्यत्र गम्यताम् ॥ ६३ ॥

બ્રહ્મ સત્, ચિત્ અને આનન્દ સ્વરૂપ છે, અને જગત્ નામરૂપાત્મક છે. ઉત્તર તાપનીય શ્રુતિમાં બ્રહ્મને સચ્ચિદાનન્દ સ્વરૂપ કહ્યું છે. (૬૨). આરુણિએ બ્રહ્મને સદ્રૂપ કહ્યું છે; ઋગ્શાખાધ્યાયી તેને પ્રજ્ઞાન રૂપ કહે છે; અને સનત્કુમારે નારદ મુનિને બ્રહ્મનું આનન્દ સ્વરૂપ કહ્યું હતું. એ પ્રમાણે બીજી શ્રુતિઓમાં પણ છે એમ જાણો. [૬૩]

### જગત્‌નું સ્વરૂપ.

विचिन्त्य सर्वरूपाणि कृत्वा नामानि तिष्ठति ।
अहं व्याकरवाणीमे नामरूपे इति श्रुतेः ॥ ६४ ॥

अव्याकृतं पुरा सृष्टेरूर्ध्वं व्याक्रियते द्विधा ।
अचिन्त्यशक्तिर्मायैषा ब्रह्मण्यव्याकृताभिधा ॥६५॥
अविक्रियब्रह्मनिष्ठा विकारं यात्यनेकधा ।
मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् ॥६६॥

જ્યારે ઇશ્વર આ જગત્‌નાં **સર્વ** **રૂપ**નો વિચાર કરીને-કેવાં રૂપ ધરવાં તેનો વિચાર વડે નિશ્ચય કરીને, અને તે રૂપનાં જૂદાં જૂદાં **નામ** ઠરાવીને સ્થિત થાય છે, ત્યારે જીવ [ अहं ] કહે છે કે હું આ **નામ** અને **રૂપ**ને પ્રસિદ્ધ કરીશ ( व्याकरवाणि )-એટલે કે ઇશ્વર પોતે જ કહે છે કે હું જીવ રૂપ થઇને તેને પ્રસિદ્ધ કરીશ. [ ૬૪ ]. સૃષ્ટિ પહેલાં આ જગત્ નામરૂપ વિનાનું અવ્યક્ત ( अव्याकृत ) હતું; પછીથી સૃષ્ટિ વખતે તે બે પ્રકારે-**નામ** અને **રૂપ** એ પ્રકારે-વ્યક્ત થયું. અહીં "अव्याकृत"નો અર્થ "બ્રહ્મમાં જે **અચિન્ત્ય શક્તિ રૂપ માયા** છે" તે જ આ વાક્યમાં "अव्याकृत" નામથી ઓળખાય છે. [ ૬૫ ]. અવિકારિ બ્રહ્મમાં રહેલી આ માયા અનેક આકારે વિકારને પામે છે. આ માયા બ્રહ્મમાં રહેલી છે તેનું પણ શ્રુતિપ્રમાણ છે: "આ માયાને **પ્રકૃતિ** ( ઉપાદાન કારણ ) જાણો, અને તે માયાવિશિષ્ટ-માયા વાળા-ઇશ્વરને જગતનો નિયામક જાણો." ( ૬૬ ).

आद्यो विकार आकाशः सोऽस्ति भात्यपि च प्रियः ।
अवकाशस्तस्य रूपं तन्मिथ्या न तु तत्त्रयम् ॥६७॥
न व्यक्तेः पूर्वमस्त्येव न पश्चाच्चापि नाशतः ।
आदावन्ते च यन्नास्ति वर्तमानेऽपि तत्तथा ॥ ६८ ॥
अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।
अव्यक्तनिधनान्येवेत्याह कृष्णोऽर्जुनं प्रति ॥ ६९ ॥

માયાનો પ્રથમ વિકાર **આકાશ** છે. આ આકાશમાં તેના કારણ રૂપ બ્રહ્મનાં સ્વરૂપ રહે છે: ૧. **સત્તા**, ૨. **ભાસવું-પ્રકાશવું** ( **ચિત્ સ્વરૂપ** ), અને ૩. પ્રિયતા-**આનન્દ સ્વરૂપ**. તેથી આકાશ "છે", "પ્રકાશે છે", અને "પ્રિય લાગે છે". માટે તે **સચ્ચિદાનન્દ** સ્વરૂપ છે. પરંતુ તેમાં માયામાંથી આવેલું જે "**અવકાશ**" ( પોલ ) સ્વરૂપ અને "**આકાશ**" એવું નામ છે

તે મિથ્યા છે. [ ૬૭ ]. આ **આકાશનું** આ **અવકાશ** રૂપ મિથ્યા છે, કેમકે તે વ્યક્ત થયા પહેલાં નહોતું, અને તેના નાશ પછી તે રહેશે નહીં. તેથી જે આદિમાં નથી, અને અંતમાં રહેવાનું નથી, તે વર્તમાન સમયમાં પણ નથી જ. ( ૬૮ ). ગીતામાં શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યા પ્રમાણે ભૂતોની ઉત્પત્તિ પહેલાં તે અવ્યક્ત હતાં, મધ્યમાં તે વ્યક્ત થયાં, અને તેમનો નાશ થતાં ફરીથી અવ્યક્ત થવાનાં. [ ૬૯ ].

मृद्वत्ते सच्चिदानन्दा अनुगच्छन्ति सर्वदा ।
निराकाशे सदादीनामनुभूतिर्निजात्मनि ॥ ७० ॥
अवकाशे विस्मृतेऽथ तत्र किं भाति ते वद ।
शून्यमेवेति चेदस्तु नाम तादृग्विभाति हि ॥ ७१ ॥

વળી જેમ ઘટમાં મૃદ્ ત્રણે કાળમાં રહે છે, તેમ સચ્ચિદાનન્દ સ્વરૂપ સર્વદા આકાશમાં રહે છે. અને આકાશ રહિત નિજાત્મામાં-પોતાના સ્વરૂપમાં-પણ આ **સદાદિ** સ્વરૂપનો અનુભવ થાય છે જ. ( ૭૦ ). જો **અવકાશને** ભૂલી જઈએ તો આકાશમાં [ तत्र ] તને શું ભાસે છે ? જો એમ કહો કે આકાશના અભાવે **શૂન્ય** ભાસે છે, તો ભલે તેમ હો. **આકાશ રહિત** [ तादृक् ] **કંઈક ભાસે છે જ**. ( ૭૧ ].

तादृक्त्वादेव तत्सत्त्वमौदासीन्येन तत्सुखम् ।
आनुकूल्यप्रातिकूल्यहीनं यत्तन्निजं सुखम् ॥७२॥
आनुकूल्ये हर्षधीः स्यात्प्रातिकूल्ये तु दुःखधीः ।
द्वयाभावे निजानन्दो निजदुःखं न तु क्वचित् ॥७३॥
निजानन्दे स्थिरे हर्षशोकयोर्व्यत्ययः क्षणात् ।
मनसः क्षणिकत्वेन तयोर्मानसतेष्यताम् ॥ ७४ ॥

**નામરૂપ** વિસ્મૃત હોવાથી ( तादृक्त्वात् ) તેની સત્તા [ तत्सत्त्वम् ] છે. અને ઉદાસીન અવસ્થામાં દરેક માણસને સુખ જણાય છે. તેથી તે **સુખ-આનન્દ સ્વરૂપ**-રહે છે. જે અનુકૂલતા અને પ્રતિકૂલતા રહિત છે તે નિજ સુખ છે. [ ૭૨ ], કારણકે અનુકૂળતાથી **હર્ષવૃત્તિ** થાય છે, અને પ્રતિકૂલતાથી **શોકવૃત્તિ** થાય છે. ( તેથી આ બંને વિષયસુખ છે ). **પરંતુ જેમાં હર્ષ નથી**

કે શોક નથી તે નિજાનંદ છે, કેમકે નિજ દુઃખ કોઈ ઠેકાણે છે જ નહીં. તેથી દુઃખનો અભાવ તે સુખ છે એમ સિદ્ધ થાય છે. [૭૩]. આ નિજાનન્દ નિત્ય (સ્થિર) હોવા છતાં હમેશાં હર્ષ થતો નથી, તેનું કારણકે તેને [હર્ષને] ગ્રહણ કરનાર મન છે, અને મનની તેની સ્થિતિ [ઉદાસીન અવસ્થા] ક્ષણિક હોવાથી આ વિકારિ મનમાં હર્ષ અને શોકની ફેરબદલી (व्यत्यय) થઇ જાય છે; તેથી મનની દશા ક્ષણિક હોવાથી મનની પેઠે તે હર્ષશોક પણ ક્ષણિક છે એમ જાણો. [ ૭૪ ].

आकाशेऽप्येवमानन्दः सत्ताभाने तु संमते ।
वाय्वादिदेहपर्यन्तं वस्तुष्वेवं विभाव्यताम् ॥७५॥

આ પ્રમાણે જેમ મનમાં ભાસે છે, તેમ આકાશમાં પણ આનન્દ છે, કેમકે બંને (મન અને આકાશ) આત્માનાં કાર્ય છે. અને સત્તા અને ભાન (ભાસવું) તો આકાશમાં હોવાનું તમારે પૂર્વપક્ષીને (શ્લો૦ ૭૧ માં કહ્યા પ્રમાણે शून्यमस्ति भाति) કબુલ છે, કેમકે આકાશ છે, અને "આકાશ ભાસે છે" [अस्ति, भाति] તે વાત સર્વને પ્રસિદ્ધ છે. તેથી તે સિદ્ધ કરવાની જરૂર નથી. અને આ જે આકાશ સંબંધી કહ્યું તે જ વાયુથી દેહપર્યંત સર્વ સંબંધી સમજવું. [ ૭૫ ].

गतिस्पर्शौ वायुरूपं वह्नेर्दाहप्रकाशने ।
जलस्य द्रवता भूमेः काठिन्यं चेति निर्णयः ॥७६॥
असाधारण आकार औषध्यन्नवपुष्यपि ।
एवं विभाव्यं मनसा तत्तद्रूपं यथोचितम् ॥ ७७ ॥

ગતિ અને સ્પર્શ વાયુનું સ્વરૂપ છે; અગ્નિનું સ્વરૂપ દાહ અને પ્રકાશન છે; જલનું દ્રવતા છે, ભૂમિનું કઠણતા છે; આ બધાં સ્વરૂપ માયિક છે એવો નિર્ણય છે. (૭૬). જેવા આ તેમના અસાધારણ ધર્મ છે, તેવા અસાધારણ આકાર ઔષધિ, અન્ન, અને શરીરોમાં પણ છે. આ પ્રમાણે તેમનું યથાયોગ્ય સ્વરૂપ-નામરૂપનું માયિકત્વ અને સચ્ચિદાનંદનું સત્યત્વ-સમજી લેવું. [૭૭]

अनेकधा विभिन्नेषु नामरूपेषु चैकधा ।
तिष्ठन्ति सच्चिदानन्दा विसंवादो न कस्यचित् ॥७८॥

માટે તાત્પર્ય એ છે કે અનેક પ્રકારના ભિન્ન ભિન્ન નામરૂપોમાં સચ્ચિદાનન્દ સ્વરૂપે એક રૂપે જ રહેલાં છે. તેમાં કોઇનો કંઈ વિવાદ ચાલે તેમ નથી. [ ૭૮ ].

निस्तत्त्वे नामरूपे द्वे जन्मनाशयुते च ते ।
बुद्ध्या ब्रह्मणि वीक्षस्व समुद्रे बुद्बुदादिवत् ॥७९॥

આ નામ રૂપાત્મક જગત્ નિતત્ત્વ–તત્ત્વ રહિત છે, કેમકે તે નામરૂપનો જન્મ તથા નાશ થાય છે. જેમ સમુદ્રમાં પરપોટા વગેરે ઉત્પન્ન થાય છે અને લય પામે છે, તેવું આ નામરૂપાત્મક જગત્ મિથ્યા કલ્પિત–જાણ. [ ૭૯ ].

**૭. કલ્પિત જગત્‌ની ઉપેક્ષા અને બ્રહ્માભ્યાસ, અને તેનું ફળ. ૮૦–૮૪.**

सच्चिदानन्दरूपेऽस्मिन्पूर्णे ब्रह्मणि वीक्षिते ।
स्वयमेवावजानाति नामरूपे शनैः शनैः ॥ ८० ॥
यावद्यावदवज्ञा स्यात्तावत्तावत्तदीक्षणम् ।
यावद्यावद्वीक्ष्यते तत्तावत्तावदुभे त्यजेत् ॥ ८१ ॥

આ પ્રમાણે સચ્ચિદાનન્દ સ્વરૂપ આ અદ્વૈત [ पूर्ण ] બ્રહ્મ જાણવામાં આવતાં, બાળક મોટો થતાં જેમ એક પછી એક રમકડાંનો ત્યાગ કરે છે તેમ, પુરૂષ પોતે ધીમે ધીમે નામરૂપનો તિરસ્કાર કરે છે. [ ૮૦ ]. જેમ જેમ **નામરૂપની અવજ્ઞા** કરવામાં આવે છે, તેમ તેમ **બ્રહ્મનો સાક્ષાત્કાર** થતો જાય છે; અને જેમ જેમ બ્રહ્મનો સાક્ષાત્કાર થતો જાય, તેમ તેમ નામરૂપ તજાતાં જાય છે. ( માટે **દ્વૈતની અવજ્ઞા** અને **બ્રહ્મચિંતન** બંને કરવાની જરૂર છે ]. [ ૮૧ ].

तदभ्यासेन विद्यायां सुस्थितायामयं पुमान् ।
जीवन्नेव भवेन्मुक्तो वपुरस्तु यथा तथा ॥ ८२ ॥
तच्चिन्तनं तत्कथनमन्योन्यं तत्प्रबोधनम् ।
एतदेकपरत्वं च ब्रह्माभ्यासं विदुर्बुधाः ॥ ८३ ॥
वासनानेककालीना दीर्घकालं निरन्तरम् ।
सादरं चाभ्यस्यमाने सर्वथैव निवर्तते ॥ ८४ ॥

આ અભ્યાસ (દ્વૈતાવજ્ઞા અને બ્રહ્મચિંતનના અભ્યાસ) વડે **જ્ઞાન સુદૃઢ થતાં** તે પુરૂષ જીવતો જ મુક્ત થાય છે, તેનું શરીર અદૃષ્ટાધીન સુખી કે દુઃખી ગમે તેવું રહો. (૮૨). તે બ્રહ્મનું જ ચિંતન, તેનું જ એક બીજાને કથન અને પ્રબોધન, અને તેનું જ નિદિધ્યાસન કરવું, તેને જ્ઞાનીઓ બ્રહ્માભ્યાસ કહે છે. (૮૩). આ બ્રહ્માભ્યાસ જો દીર્ઘ કાળ સુધી આદર પૂર્વક કરવામાં આવે (अभ्यस्यमाने) તો અનાદિ કાળની વાસનાઓ (જીવદ્વૈત) નિવૃત્ત થાય છે. (૮૪).

### ૮. માયાશક્તિનો મહિમા. ૮૫-૯૧.

मृच्छक्तिवद्ब्रह्मशक्तिरनेकाननृतान्सृजेत् ।
यद्वा जीवगता निद्रां स्वप्नश्चात्र निदर्शनम् ॥ ८५ ॥
निद्राशक्तिर्यथा जीवे दुर्घटस्वप्नकारिणी ।
ब्रह्मण्येषा स्थिता माया सृष्टिस्थित्यन्तकारिणी ॥८६॥
स्वप्ने वियद्गतिं पश्येत्स्वमूर्धच्छेदनं यथा ।
मुहूर्ते वत्सरौघं च मृतपुत्रादिकं पुनः ॥ ८७ ॥
इदं युक्तमिदं नेति व्यवस्था तत्र दुर्लभा ।
यथा यथेक्ष्यते यद्यत्तत्तद्युक्तं तथा तथा ॥ ८८ ॥
ईदृशो महिमा दृष्टो निद्राशक्तेर्यदा तदा ।
मायाशक्तेरचिन्त्योऽयं महिमेति किमद्भुतम् ॥८९॥

માટીમાં રહેલી શક્તિની પેઠે બ્રહ્મની માયાશક્તિ અનેક કાર્યોને ઉત્પન્ન કરે છે. અથવા આ સંબંધમાં જીવની નિદ્રા (સુષુપ્તિ) અને સ્વપ્ન યોગ્ય દૃષ્ટાન્ત છે. (૮૫). જેમ નિદ્રાશક્તિ જીવમાં દુર્ઘટ સ્વપ્નોને ઉત્પન્ન કરે છે, તેમ બ્રહ્મમાં રહેલી આ માયાશક્તિ જગતની સૃષ્ટિ, સ્થિતિ, અને લય કરે છે. (૮૬). સ્વપ્નમાં માણસ આકાશમાં પોતાની ગતિ જુએ છે, પોતાના મસ્તકનું છેદન દેખે છે, એક મુહૂર્ત માત્રમાં ઘણાં વર્ષો વ્યતીત થયાનું જોવામાં આવે છે, તેમજ વળી મરેલા પુત્ર જોવામાં આવે છે: આવા દુર્ઘટ બનાવો સ્વપ્નમાં જોવામાં આવે છે. છતાં જાગતાં તે બધા જુઠા માલમ પડી આવે છે. (૮૭). જેમ સ્વપ્નમાં "આ યુક્ત છે, આ અયુક્ત છે" એવી વ્યવસ્થા હોતી દુર્લભ છે, અને ત્યાં જે જે જોવું

દેખાય છે તે તે તે પ્રમાણે યોગ્ય છે; તેમ પ્રારબ્ધનું સુખદુઃખ કોઈ મિથ્યા કરી શકે નહિ. (૮૮). જ્યારે નિદ્રાશક્તિનો આટલો બધો મહિમા જોવામાં આવે છે, ત્યારે માયાશક્તિનો આ અચિન્ત્ય મહિમા છે એમાં નવાઇ શી? (૮૯).

शयाने पुरुषे निद्रा स्वप्नं बहुविधं सृजेत् ।
ब्रह्मण्येवं निर्विकारे विकारान्कल्पयत्यसौ ॥ ९० ॥
खानिलाग्निजलोर्व्यण्डलोकप्राणिशिलादिकाः ।
विकाराः प्राणिधीष्वन्तश्चिच्छाया प्रतिबिम्बिता ॥९१॥

જેવી રીતે ઉંઘેલા પુરૂષમાં નિદ્રા અનેક પ્રકારનાં સ્વપ્નો ઉત્પન્ન કરે છે, તેવી રીતે આ માયા નિર્વિકારિ બ્રહ્મમાં અનેક વિકારોની કલ્પના કરે છે. (૯૦). આકાશ (ख), વાયુ (अनिल), અગ્નિ, જલ, પૃથ્વી, બ્રહ્માંડ, ૧૪ લોક, ચેતન પ્રાણીઓ, અચેતન શિલાદિ, એ બધા માયાના વિકાર છે. પરંતુ પ્રાણીના અંતઃકરણમાં જ ચેતનની છાયા-પ્રકાશ-પ્રતિબિંબિત થાય છે, (તેથી તે ચેતન રૂપ કહેવાય છે. તેના અભાવથી બીજા પદાર્થો જડ કહેવાય છે.) (૯૧).

## ૯ બ્રહ્મનું નિર્જગત્ત્વ. ૯૨-૧૦૩.
## જગત્‌ની ઉપેક્ષા.

चेतनाचेतनेष्वेषु सच्चिदानन्दलक्षणम् ।
समानं ब्रह्म भिद्येते नामरूपे पृथक् पृथक् ॥ ९२ ॥

આ ચેતન અને અચેતન પદાર્થોમાં સચ્ચિદાનન્દ સ્વરૂપ બ્રહ્મ સમાન છે. ભેદ માત્ર નામરૂપનો છે—આત્મા તો બધે સમાન છે.(૯૨).

ब्रह्मण्येते नामरूपे पटे चित्रमिव स्थिते ।
उपेक्ष्य नामरूपे द्वे सच्चिदानन्दधीर्भवेत् ॥ ९३ ॥
जलस्थेऽधोमुखे स्वस्य देहे दृष्टेऽप्युपेक्ष्य तम् ।
तीरस्थ एव देहे स्वे तात्पर्यं स्याद्यथा तथा ॥९४॥
सहस्रशो मनोराज्ये वर्तमाने सदैव तत् ।
सर्वैरुपेक्ष्यते यद्वदुपेक्षा नामरूपयोः ॥ ९५ ॥

क्षणे क्षणे मनोराज्यं भवत्येवान्यथान्यथा ।
गतं गतं पुनर्नास्ति व्यवहारो बहिस्तथा ॥ ९६ ॥
न बाल्यं यौवने लभ्यं यौवनं स्थाविरे तथा ।
मृतः पिता पुनर्नास्ति नायात्येव गतं दिनम् ॥९७॥

પટ ઉપર જેમ ચિત્ર રહેલું છે તેમ બ્રહ્મમાં આ નામરૂપ કલ્પિત છે. તેથી તેમની ઉપેક્ષા (તિરસ્કાર) કરવાથી તેના અધિષ્ઠાન રૂપ સચ્ચિદાનન્દ અદ્વૈત (નિર્જગત) બ્રહ્મ શેષ રહે છે.(૯૩). જેમ જળના કાંઠા ઉપર અધોમુખે ઉભેલો માણસ જળમાં પોતાના પ્રતિબિંબ રૂપ દેહને જોતો છતાં તેની ઉપેક્ષા કરીને તટસ્થ પોતાના દેહ ઉપર મમત્વબુદ્ધિ રાખે છે; તેમ અસત્ય જગત્‌ની ઉપેક્ષા કરીને પોતાના સ્વરૂપ ઉપર પ્રીતિ કરી શકાય છે. જેમ હજાર પ્રકારનું મનોરાજ્ય હમેશાં ઉત્પન્ન થયા છતાં સર્વ માણસો દર રોજ તેનો તિરસ્કાર કરે છે, તેમ નામરૂપની પણ ઉપેક્ષા કરવી જોઈએ. (૯૫). જેમ ક્ષણે ક્ષણે ઉત્પન્ન થયેલું મનોરાજ્ય અન્યથા થઈ જાય છે, અને ગયેલું ફરી પાછું આવતું નથી; તેમ બહારના વ્યવહાર જાય છે અને પાછા આવતા નથી. (૯૬). દાખલા તરીકે બાલ્ય યૌવનમાં પાછું આવતું નથી, યૌવન વૃદ્ધાવસ્થામાં ફરી જોવામાં આવતું નથી, મૃત પિતા સજીવ થતો નથી, અને ગયેલો દિવસ પાછો આવતો નથી. (૯૭).

मनोराज्याद्विशेषः कः क्षणध्वंसिनि लौकिके ।
अतोऽस्मिन्भासमानेऽपि तत्सत्यत्वधियं त्यजेत् ॥९८॥

એ પ્રમાણે સકળ દ્વૈત ક્ષણમાં નાશ પામનારૂં છે—મનોરાજ્યથી વિશેષ કાંઈ જ નથી. માટે તે દેખાતું હોવા છતાં તે ઉપરની સત્યત્વબુદ્ધિ તજવી. (૯૮).

### ઉપેક્ષાનું ફળ.

उपेक्षिते लौकिके धीर्निर्विघ्ना ब्रह्मचिन्तने ।
नटवत्कृत्रिमास्थायां निर्वहत्येव लौकिकम् ॥ ९९ ॥
प्रवहत्यपि नीरेऽधः स्थिरा प्रौढशिला यथा ।
नामरूपान्यथात्वेऽपि कूटस्थं ब्रह्म नान्यथा ॥१००॥

લૌકિક વ્યવહારની ઉપેક્ષા કરવાથી બ્રહ્મચિંતન કરવામાં બુદ્ધિ નિર્વિઘ્ન રહે છે. છતાં તેનો લૌકિક વ્યવહાર તો પદાર્થોમાં નટની પેઠે કૃત્રિમ આસ્થા રહેવાથી ચાલતો રહે છે, તેને હરકત આવતી નથી. ( ૯૯ ). દાખલા તરીકે જેમ જળ વહેતું રહેવા છતાં નીચે ( જળમાં ) પડેલી મોટી શિલા ચલાયમાન થતી નથી, તેમ બ્રહ્મચિંતન કરનારની ( જ્ઞાનીની ) બુદ્ધિમાં નામરૂપ અન્યથા થાય છે-બદલાય છે, છતાં જ્ઞાનીની વહેતી બુદ્ધિ તેના સાક્ષી કૂટસ્થમાં કાંઇ વિકાર ઉત્પન્ન કરી શકતી નથી-કૂટસ્થ બ્રહ્મ જેવું છે તેવું જ રહે છે. ( ૧૦૦ ).

**निश्छिद्रे दर्पणे भाति वस्तुगर्भं बृहद्वियत् ।**
**सच्चिद्घने तथा नाना जगद्गर्भमिदं वियत् ॥१०१॥**

જેમ દર્પણ કાંઇ પણ છિદ્ર રહિત હોવા છતાં તેની અંદર, જેના ગર્ભમાં અનેક વસ્તુઓ રહેલી એવું વિશાળ આકાશ પ્રતિબિંબ રૂપે દેખાય છેઃ તેમ સચ્ચિદાનન્દ સ્વરૂપ બ્રહ્મ અખંડ ( ઘન ) છતાં તેની અંદર વિચિત્ર પ્રકારના જગત્ વાળું આકાશ ભાસે છે. ( ૧૦૧ ).

**अदृष्ट्वा दर्पणं नैव तदंतस्थेक्षणं तथा ।**
**अमत्वा सच्चिदानन्दं नामरूपमतिः कुतः ॥१०२॥**

જેમ દર્પણની અંદર જોયા વિના ( ફક્ત દર્પણને દૂરથી જોવા માત્રથી ) તેની અંદરનું પ્રતિબિંબ જોઇ શકાય નહી; તેમ બ્રહ્મના સચ્ચિદાનન્દ સ્વરૂપને સામાન્ય રીતે પણ જાણીને જ નામરૂપાત્મક જગતની પ્રતીતિ થાય છે-તે બ્રહ્મને જોયા વિના નામરૂપ ભાસે જ નહિ. ( જેમ ઘટને જોયા વિના ઘટનાં નામરૂપ જાણવામાં આવે નહીં ). નામરૂપ જગત્ ભાસે છે, માટે જાણવું કે તેના આધાર રૂપ બ્રહ્મને આપણે જોઇએ છીએ-બ્રહ્મ તરફ જોયા વિના તેમાં રહેલું જગત્ ભાસે જ નહિ. ( ૧૦૨ ).

**प्रथमं सच्चिदानन्दे भासमानेऽथ तावता ।**
**बुद्धिं नियम्य नैवोर्ध्वं धारयेन्नामरूपयोः ॥१०३॥**

નિર્જગત્ બ્રહ્મની પ્રતીતિ થવાનો ઉપાય એ છે કે આ દેખાતા નામરૂપાત્મક પ્રપંચમાં સચ્ચિદાનન્દ માત્ર છે એમ બુદ્ધિ વડે નિશ્ચય

કરીને પછી બુદ્ધિને નિયમમાં રાખી તે પ્રપંચની ઉપેક્ષા કરી ફરીથી તેને તે( નામરૂપ )માં જવા દેવી નહિ. ( ૧૦૩ ).

एवं च निर्जगद्ब्रह्म सच्चिदानन्दलक्षणम् ।
अद्वैतानन्द एतस्मिन्विश्राम्यन्तु जनाश्चिरम् ॥१०४॥

આ પ્રમાણે કરવાથી જગત્ રહિત સચ્ચિદાનંદ સ્વરૂપ બ્રહ્મ માત્ર સિદ્ધ થાય છે. માટે આ અદ્વૈતાનન્દ રૂપ બ્રહ્મમાં માણસો ચિરકાલ સુધી વિશ્રામ પામો ! ( ૧૦૪ ).

### ૧૦. આ અધ્યાયનું તાત્પર્ય. ૧૦૫.

ब्रह्मानन्दाभिधे ग्रन्थे तृतीयोऽध्याय ईरितः ।
अद्वैतानन्द एव स्याज्जगन्मिथ्यात्वचिन्तया ॥१०५॥

આ " બ્રહ્માનન્દ " નામના ગ્રંથમાં " અદ્વૈતાનન્દ " નામનો તૃતીય અધ્યાય કહ્યો. તેમાં કહ્યા પ્રમાણે જગતના મિથ્યાત્વનું ચિંતન કરવાથી અદ્વૈત આનન્દ સ્વરૂપ બ્રહ્મનું જ્ઞાન થાય છે. ( ૧૦૫ ).

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमद्विद्यारण्यमुनिविरचिते
ब्रह्मानन्दे अद्वैतानन्दो नाम तृतीयोऽध्यायः ॥ ३ ॥

ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ॥

## ૧૩ મું પ્રકરણ સમાપ્ત.

# ब्रह्मानन्दे अद्वैतानन्दप्रकरणम् ॥ १३ ॥

## અદ્વૈતાનન્દ.

### ભાવાર્થ.

આ પ્રકરણ પણ જ્ઞાનમાર્ગનું છે. તેનું નામ "**અદ્વૈતાનન્દ**" છે. તેનો અર્થ અદ્વૈત સ્વરૂપ—ભેદ રહિત—આનન્દ થાય છે. આ પ્રકરણનું કહેવું એવું છે કે આ જગત્ અદ્વૈત રૂપ આનન્દમાંથી ઉત્પન્ન થયેલું હોવાથી તે આનન્દ રૂપ છે, જેમ માટીમાંથી બનેલો ઘડો માટી રૂપ જ છે. માટે આ જગત્ **અદ્વૈત આનન્દ રૂપ બ્રહ્મથી** જૂદું **નથી, અદ્વૈત બ્રહ્મ રૂપ** જ છે. માટે આ પ્રકરણનું નામ "**અદ્વૈતાનન્દ**" છે.

### ૧. જગત્‌ની ઉત્પત્તિનું કારણ—અદ્વૈતાનન્દ. ૧–૫

જેમ ૧૧ મા પ્રકરણમાં કહ્યા પ્રમાણે બ્રહ્માનન્દનો સાક્ષાત્કાર યોગ વડે થતો હોવાથી તે બ્રહ્માનન્દને "યોગાનન્દ" નામ આપ્યું, અને તે જ પ્રકરણમાં બ્રહ્માનન્દ નિરૂપાધિક હોવા વડે તેને "નિજાનન્દ" નામ આપ્યું છે; તેવી રીતે ૧૨ મા પ્રકરણમાં તે જ બ્રહ્માનન્દ ગૌણ, મિથ્યા અને મુખ્ય આત્માના વિવેચન વડે જાણવામાં આવતો હોવાથી તેનું નામ "આત્માનન્દ" કહ્યું. પરંતુ બ્રહ્માનન્દને ભલે યોગાનન્દ અને આત્માનન્દનાં નામ આપો. પણ તેથી એ સદ્વય આત્માનન્દ, એટલે કે ગૌણાત્મા (પુત્રાદિ) અને મિથ્યાત્મા (દેહાદિ) એવા મુખ્યાત્માથી જે જૂદા સજાતીય આત્મા કહ્યા છે તે, અને આકાશાદિ (અનાત્મા) મુખ્યાત્માથી જે વિભિન્ન જાતિ છે તેથી પણ ભિન્ન મુખ્યાત્મા છે, એ પ્રમાણે મુખ્યાત્મા (આત્માનન્દ), અને તેથી ભિન્ન બીજા ગૌણાત્મા, મિથ્યાત્મા, અને આકાશાદિ અનાત્મા હોવાથી, આત્માનન્દ (મુખ્યાત્મા) **સદ્વય—દ્વૈત સહ વર્તમાન**—છે; તેથી તે સદ્વય આત્માનન્દ કેવી રીતે અદ્વૈત બ્રહ્મ—અદ્વૈત બ્રહ્માનન્દ—રૂપ કહેવાય, એવી શંકા કરે છે. મતલબ કે જૂદા જૂદા આત્મા છે, અને તેથી ભિન્ન વળી

**અનાત્મા છે, તેથી દ્વૈત છે. તો દ્વૈત સહિત જે આત્માનન્દ** તે અદ્વૈત કેવી રીતે કહેવાય ? એ શંકા છે. (૧).

આ શંકાનું સમાધાન તે આ પ્રકરણનો વિષય છે. તેમાં કહે છે કે તે આત્માનન્દની અદ્વિતીયબ્રહ્મરૂપતા ઘટે છે; કારણકે ગૌણાત્મા અને મિથ્યાત્માનો જગત્માં સમાવેશ થાય છે, અને જગત્ આકાશાદિ રૂપ છે અને તે આકાશાદિ આત્માનન્દ—બ્રહ્માનન્દથી જૂદું છે જ નહીં, એમ તૈત્તિરીય શ્રુતિમાં કહ્યું છે. તેથી સકળ જગત્ આત્માનન્દ રૂપ જ છે, એમ કહે છે.

તૈત્તિરીય શ્રુતિમાં કહ્યું છે કે "**तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः**" વગેરે, તથા "**आनन्दाद्ध्येवखल्विमानि भूतानि जायन्ते । आनन्देन जातानि जीवन्ति । आनन्दं प्रयन्त्यभिसंविशन्ति ।**". માટે એ શ્રુતિઓના આધારે આકાશાદિથી સ્થૂલ દેહ પર્યંત સકળ જગત્ આત્મામાંથી ( **માયાવિશિષ્ટ ઈશ્વરમાંથી** ) ઉત્પન્ન થયું છે, તેમજ આ ભૂત માત્ર આનન્દમાંથી ઉત્પન્ન થયું છે, આનન્દ વડે જીવન ગાળે છે, અને આનન્દમાં જ લય પામે છે, એમ પણ કહ્યું છે. તેથી આનન્દ ( આત્માનન્દ—બ્રહ્માનન્દ ) થી જૂદું કોઇ જગત્ નથી. માટે ઉપર કહેલો "**આત્માનન્દ**" અદ્વિતીય છે એમ શ્રુતિથી સિદ્ધ થાય છે. જેમ ઘડો માટીનું કાર્ય હોવાથી માટીથી જૂદો નથી, તેમ આ સકળ જગત્ ( આપણા દેહ સહિત ) આનન્દનું કાર્ય હોવાથી આનન્દથી ભિન્ન નથી—આનન્દ રૂપ જ છે. જેમ ઘટ માટીથી ભિન્ન નથી, પરંતુ તેના નિમિત્ત કારણ કુલાલે ( કુંભારે ) તે બનાવેલો હોવા છતાં તેનાથી તો તે જૂદો જ છે, તેમાં કાંઇ શક નથી; તેવી રીતે આ માયાવિશિષ્ટ આત્મા જગત્નું એકલું નિમિત્ત કારણ નથી, પરંતુ તેનું **અભિન્ન નિમિત્ત-ઉપાદાન કારણ** ( ઉભયાત્મક ) હોવાથી આ માયાવિશિષ્ટ આત્મા ( ઈશ્વર—આનન્દ ) અને જગત્ એક રૂપ જ છે—કુલાલ અને ઘડાની પેઠે ભિન્ન નથી. તેનું કારણ એ છે કે જે વસ્તુ બીજી વસ્તુની સ્થિતિ અને લયના આધાર રૂપ હોય છે—જેમાં તેની સ્થિતિ અને લય થાય છે—તે તેનું ઉપાદાન કારણ કહેવાય છે. તેથી ઘડાની સ્થિતિ અને લય કુલાલમાં નહીં હોવાથી કુલાલ ઘડાનું ઉપાદાન કારણ નથી, પરંતુ માટીમાં હોવાથી માટી ઘડાનું ઉપાદાન કારણ છે. તેવી જ રીતે જગતની સ્થિતિ અને લય ઇશ્વરમાં હો-

વાથી આનન્દ ( ઇશ્વર ) જગત્‌નું ઉપાદાન કારણ છે.*

## ૨. ઉપાદાન કારણના ત્રણ પ્રકાર, અને જગતને કલ્પનાર માયાશક્તિ. ૬-૧૦.

**ઉપાદાનના પ્રકાર:**—હવે આ આનન્દ વેદાન્તમત મુજબ જગતનું **વિવર્ત** કારણ છે તે બતાવવા સારૂ ઉપાદાન કારણના ત્રણ પ્રકાર કહે છે: **૧. વિવર્ત, ૨. પરિણામિ,** અને ૩. **આરંભિ.** આનન્દ રૂપ આત્મા જગતનું પરિણામિ કે આરંભિ કારણ કહી શકાય નહીં, કારણકે અદ્વિતીય આત્માનન્દ **નિરંશ-વ્યાપક**-હોવાથી તેમાં તેમનો અવકાશ જ નથી, કેમકે પરિણામ અને આરંભ અંશ વાળામાં જ હોય છે. ( ૬ ).

**(૧) આરંભવાદ:-આરભવાદીઓ** ( **વૈશેષિકાદિ** ) કાર્યની ઉત્પત્તિ નીચે પ્રમાણે કહે છે: " **अन्यस्मादन्यस्योत्पत्तिः** "—બીજામાંથી ( કાર્યની અપેક્ષાએ બીજામાંથી ) બીજાની ( કારણની અપેક્ષાએ બીજાની ) ઉત્પત્તિ કહે છે-કારણથી કાર્ય તદન જૂદા જ પ્રકારનું થાય છે એમ તેઓ કહે છે. જેમ અનેક તંતુમાંથી એક પટની ઉત્પત્તિ છે, માટે તંતુ અને પટ એક બીજાથી જૂદા જ છે. ( તંતુથી ટાઢ ખાળી શકાય નહીં, પટથી ખાળી શકાય છે. ) માટે વૈશેષિકાદિ મતવાળા કહે છે કે જૂદાં જૂદાં તત્ત્વોમાંથી તે તત્ત્વોથી જૂદું જ આ જગત્ ઉત્પન્ન થયું છે-આરંભ પામ્યું છે. આ આરંભવાદ છે. (૭).

**૨. પરિણામવાદ:—પરિણામવાદીઓ** ( **વલ્લભ તથા સાંખ્યમત** ) કહે છે કે આ જગત્ તેના કારણના પારણામ રૂપ હોવાથી તે ફરીથી કારણ સ્વરૂપ ધારણ કરી શકે નહીં, કારણ કે "પરિણામ"નો અર્થ જ એવો છે કે " **एकस्यैव वस्तुनः पूर्वावस्थात्यागपुरःसरमवस्थान्तरप्राप्तिः परिणामः । यथा क्षीरं दधि ।** "—એકની એક જ વસ્તુ પોતાની પૂર્વાવસ્થાનો ત્યાગ કરીને બીજી અવસ્થાને પ્રાપ્ત થાય ( મતલબ કે ફરીથી પૂર્વાવસ્થા પાછી

---

* માયાવિશિષ્ટ આનન્દ-ઇશ્વર જગત્‌નું ઉપાદાન છે ખરૂં. પરંતુ પ્રકરણ ૧ ના શ્લોક. ૪૪ માં કહ્યા પ્રમાણે તામસી માયાને લઈને ઇશ્વર જગત્‌નું ઉપાદાન કારણ છે, અને શુદ્ધસત્ત્વા માયાને લઇને તે જગતનું નિમિત્ત કારણ છે-એ પ્રમાણે ઇશ્વર અભિન્ન નિમિત્ત-ઉપાદાન ( ઉભયાત્મક ) કારણ છે, એમ સમજવું.

પ્રાપ્ત કરી શકાય જ નહીં, તેનો તો ત્યાગ જ થાય) તેને પરિણામ કહે છે; જેમ દુધનું પરિણામ દહીં છે, જે ફરીથી દુધ રૂપ થઇ શકશે નહીં. તેમ આ જગત્‌ની રૂપાન્તરપ્રાપ્તિ થયા કરશે, પરંતુ તે તેનું મૂળ રૂપ પાછું પ્રાપ્ત કરી શકશે નહિં. આ તેમનો **પરિણામવાદ** છે. (વલ્લભમત મુજબ જગતનું કારણ ઇશ્વર છે; અને સાંખ્યમત મુજબ પ્રકૃતિ છે.).

૩, **વિવર્તવાદઃ-વિવર્તવાદીઓ-વેદાન્તીઓ-**એમ કહે છે કે આ જગત્ આત્માનો ફક્ત **વિવર્ત**જ છે, જેમ રજ્જુનો વિવર્ત સર્પ, સ્થાણુનો વિવર્ત ચોર, જલનો વિવર્ત તરંગ, સોનાનો વિવર્ત અલંકાર, માટીનો વિવર્ત ઘડો, ધાતુનો વિવર્ત વાસણ છે. વિવર્તનો અર્થ એવો છે કે "**पूर्वावस्थामपरित्यज्यैवावस्थान्तरभानं विवर्तः।**"-પૂર્વ અવસ્થાનો ત્યાગ કર્યા વિના જ બીજી અવસ્થાનું **ભાન થવું-દેખાવું,** તેને **વિવર્ત** કહે છે; જેમ રજ્જુ પોતાનું રજ્જુપણું છોડયા વિના જ અંધકારને લીધે સર્પ રૂપ ભાસે છે, જલ તરંગ રૂપ ભાસે છે; તેમ આ અદ્વૈત આનન્દ જ પોતાનું અસલ આનન્દ રૂપ છોડયા વિના જગત્ રૂપ ભાસે છે. અને આ આનન્દ નિરંશ હોવા છતાં પણ આ વિવર્ત ભાસે છે, તેનું દૃષ્ટાંત એ છે કે જેમ આકાશતત્ત્વ નિરંશ હોવા છતાં તેમાં તલ (કઢૈયાનું તળીઉં), મલીનતા (નીલવર્ણ), વગેરે નહીં છતાં કલ્પિત દેખાવ દેખાય છે. તેમ આ જગત્ પણ **સ્વરૂપે નહીં, છતાં કલ્પિત દેખાવ** માત્ર છે. (૯).

માટે જેમ નિરંશ હોવા છતાં ગગનમાં કલ્પિત વિવર્ત દેખાય છે, તેમ આ જગત્ આનન્દમાં ફક્ત વિવર્ત રૂપ છે એમ જાણો.

**જગત્‌ને કલ્પનાર માયાશકિતઃ—**શંકાઃ-અદ્વિતીય એવો જે આનન્દ તેમાં જગતની કલ્પના થઇ શકે નહીં, કારણ કે કોઇ કલ્પના કરનાર જ નથી?

ઉત્તરઃ—જેમ યોગી પોતાની સિદ્ધિ વડે અનેક દેખાવ (અસત છતાં) ઉત્પન્ન કરે છે, જેમ ઐન્દ્રજાલિક પુરૂષ (મદારી) પોતાની મંત્રાદિ રૂપ શક્તિ વડે ગંધર્વનગરાદિ કલ્પિત દેખાવ બતાવી શકે છે, તેમ **માયાશક્તિ** આ જગત્ રૂપ કલ્પના કરે છે. (૧૦).

## ૩. માયાશકિતનું સ્વરૂપ-અનિર્વચનીયત્વ. ૧૧-૩૧.

આ માયા **અનિર્વચનીયા હોવાથી અનૃત-મિથ્યા-રૂપ** છે એમ બતાવવા સારૂ પ્રથમ લૈકિક અગ્નિશકિતની પેઠે તે

(માયા)ને આનંદ રૂપ આત્માથી જૂદી અથવા એક રૂપ કહેવી અશકય છે (**भेदेनाभेदेन वा निर्वक्तुमशक्यत्वम्**) એમ બતાવે છે. (૧૧–૩૧).

તેમ કરતા પહેલાં પ્રથમ અગ્નિશકિતનું સ્વરૂપ કહે છે:

**દાહકશકિત અગ્નિથી જૂદી છે કે એક રૂપ?**:—શંકા:– તમે કહો છો કે માયાશકિત જગતની કલ્પના કરે છે, ત્યારે તે માયા આનન્દાત્માથી જૂદી હોવી જોઇએ, અને જૂદી કબુલ કરો તો દ્વૈતાપત્તિ થતાં અદ્વૈતપણું સિદ્ધ થશે નહીં?

ઉત્તર:—આ માયાશકિત અનિર્વચનીયા છે–આત્માથી જૂદી છે એમ કહેવાય તેમ નથી, તેમ આત્મરૂપ છે એમ પણ કહેવાય તેમ નથી. દાખલા તરીકે અગ્નિની દાહકશકિત અગ્નિથી જૂદી નથી–અગ્નિથી જૂદી પાડીને **અગ્નિ** અને **શકિત** જૂદાં જૂદાં બતાવી શકાય તેમ નથી, કેમકે અગ્નિ સિવાય તે જોવામાં આવતી નથી, અને તે પ્રમાણે આપણે જોઇએ છીએ; તેમજ તેનો અગ્નિ સાથે અભેદ પણ નથી–એટલે કે તે **અગ્નિ રૂપ પણ નથી**–અગ્નિ અને શકિત એ બે એક જ નથી, કારણ કે અગ્નિ હોવા છતાં કેટલીક વાર દાહકશકિતને મણિમન્ત્રાદિ પ્રતિબંધ વડે શાન્ત કરવાથી તે તેનું કાર્ય (સ્ફોટાદિ) કરી શકતી નથી. જો તે પ્રમાણે અગ્નિના સ્વરૂપથી જૂદી શકિત ન માનીએ તો તે પ્રતિબંધ કોનો કહેવો? એ પ્રતિબંધ અગ્નિનો તો નથી, કેમકે મંત્ર–પ્રયોગ કર્યા છતાં અગ્નિ તો રહે છે, પરંતુ દાહકશકિત શાન્ત થાય છે. માટે શકિત અગ્નિ રૂપ પણ નથી*

આ શકિત અતીંન્દ્રિય છે, પરતુ તેના કાર્ય ઉપરથી તેનું અનુમાન થઇ શકે છે. તેથી અગ્નિ સળગતો હોવા છતાં તેની દાહકશકિત પોતાનું કાર્ય (બાળવાનું) ન કરી શકે તો જાણવું કે દાહક-

* દાખલા તરીકે હાલમાં તા. ૧૮ મી અકટોબર સને ૧૯૧૬, બુધવાર, સંવત ૧૯૭૨ આસો વદ ૭ ના રોજ મુંબાઇમાં ચોપાટી ઉપર એક ફકીરે મંત્રના પ્રયોગથી સેંકડો માણસોને બળતા અંગારામાંથી ચલાવ્યા હતા, પરંતુ કોઇ દાઝયું નહોતું. અગ્નિ ફકત સાધારણ ગરમ લાગતો હતો.

શક્તિને મંત્રાદિ પ્રતિબંધ* લાગેલો છે. ( ૧૧-૧૨ ).

**માયાશક્તિનો સદ્‌ભાવ:**—આ પ્રમાણે લૌકિક ( અગ્નિની ) શક્તિનું સ્વરૂપ બતાવી હવે માયાશક્તિના સદ્‌ભાવનું તથા તેના સ્વરૂપનું શ્વેતાશ્વતર શ્રુતિનું પ્રમાણ આપે છે:

એક વખત અધિકાર વાળા શ્વેતાશ્વેતરાદિ મુનિઓએ જગતનું કારણ શોધી કાઢવાની ઇચ્છાથી ધ્યાનયોગથી જોતાં જગતનાં કારણ તરીકે પરમાત્મા( **देवात्म** )ની માયા રૂપ શક્તિને પોતાના કાર્ય રૂપ સ્થૂલ સૂક્ષ્મ શરીરોમાં અત્યંત છુપાએલી સાક્ષાત્ જોઇ. તે ઉત્કૃષ્ટ શક્તિ વિવિધ પ્રકારની સાંભળવામાં આવે છે. તેનું સ્વરૂપ ક્રિયા-જ્ઞાનબલાત્મિક છે-તે ક્રિયાશક્તિ વાળી, જ્ઞાન-વૃત્તિ-વાળી, અને બલ-ઇચ્છા શક્તિ-વાળી છે-એ પ્રમાણે વેદનું વચન છે, તેમજ વસિષ્ઠ-જી પણ **યોગવાસિષ્ઠમાં** કહે છે કે "**सर्वशक्ति परं ब्रह्म नित्य-मापूर्णमद्वयम्**"-પરં બ્રહ્મ નિત્ય, આપૂર્ણ અને અદ્વય છે; અને તે સર્વ શક્તિવત્÷ છે. તેથી આ માયાશક્તિ ઇશ્વરની છે, શુદ્ધ બ્રહ્મની નહીં. બ્રહ્મનું પારમાર્થિક-શુદ્ધ-સ્વરૂપ તો નિત્ય, આપૂર્ણ, અને અદ્વય- શક્તિ કે બીજા કોઇ પણ દ્વૈત રહિત-છે. ( ૧૩-૧૪ ).

**માયાશક્તિનો વિકાસ:**—હવે આ માયાશક્તિ કયા કાર્ય સ્વરૂપે વિકાસ પામી છે તે કહે છે:

જ્યારે જ્યારે જે શક્તિ વડે બ્રહ્મ વિકાસે છે, ત્યારે ત્યારે તે શક્તિ વ્યક્ત થાય છે. જેમ દેવ, તિર્યક્, મનુષ્યાદિ જીવોના શરીરોમાં બ્રહ્મની ચેતન વ્યવહાર હેતુભૂતા જે **चिच्छक्ति** છે તે માયા પોતે ચેતન જેવી દેખાય છે. પવનમાં સ્પંદશક્તિ ( ચલનહેતુ ભૂતા ), પથ્થરમાં દાર્ઢ્યશક્તિ, જલમાં દ્રવત્વશક્તિ, અગ્નિમાં દાહ-શક્તિ, આકાશમાં શૂન્યશક્તિ ( જેને દર્દ થાય નહિ ), વિનાશિ પદાર્થોમાં રહેલી નાશશક્તિ, એ વિગેરે રૂપે માયાશક્તિ પ્રકાશિત થાય છે. આ તો માયાશક્તિની અભિવ્યક્ત દશા કહી. પરંતુ તેની અનભિવ્યક્ત દશા પણ છે. દાખલા તરીકે જેમ ઇંડામાં મહાસર્પ

---

* જેમ અગ્નિશક્તિને મંત્રાદિ પ્રતિબંધ છે, તેમ માયા-શક્તિને **વિવેક** રૂપી પ્રતિબંધ છે.

÷ આ સર્વ શક્તિ વાળું જે બ્રહ્મ સ્વરૂપ કહ્યું તે સોપા-ધિક બ્રહ્મ( ઇશ્વર )નું સ્વરૂપ કહ્યું.

અવ્યક્ત ( ગૂઢ ) રૂપે રહેલો છે, તેમ ઈશ્વરમાં જગત્‌ની સત્તા પણ અવ્યક્ત ( શક્તિ ) રૂપે રહેલી છે. વળી જેવી રીતે ફળ, પત્ર, લતા, પુષ્પ, શાખા, થડ, અને મૂળ સહિત—એવું વિચિત્ર ઝાડ સૂક્ષ્મ બીજમાં અવ્યક્ત રહેલું છે, તેવી રીતે આ વિચિત્ર જગત્ પણ શક્તિના બળથી બ્રહ્મમાં અવ્યક્ત ( ગૂઢ ) રૂપે રહેલું છે એમ જાણો. વળી શક્તિનાં દરેક સ્વરૂપ દરેક જગામાં કે દરેક કાળમાં વિકાસ પામતાં નથી; પરંતુ જેવી રીતે જૂદી જૂદી જાતની ડાંગર વગેરે અનાજ દેશ કાલની વિચિત્રતા પ્રમાણે કોઇ કોઇ જાતની, કોઇ કોઇ જગાએ ( બધી જગાએ નહીં ), અને કોઇ કોઇ સમયે, ઉત્પન્ન થાય છે; તેવી રીતે આ માયાશક્તિ જૂદે જૂદે પ્રકારે કોઇ કોઇ વ્યક્તિ કે જગામાં, કોઇ કોઇ સ્વરૂપે, અને કોઇ કોઇ કાળે બ્રહ્મ ( માયાવિશિષ્ટ બ્રહ્મ )માંથી નિકળી જગત્ રૂપે આવે છે. સર્વ જાતની શક્તિઓ સાથે જ વિકાસ પામતી નથી. આ પ્રમાણે વસિષ્ઠજીએ શ્રીરામચંદ્રજીને બોધ કર્યો હતો. ( ૧૫–૧૯ ).

**મનનશક્તિ મનસ્:**—હવે જગત્‌નું રૂપ કલ્પના માત્ર છે એ બતાવવા તેની **કલ્પના કરનાર જે મન** છે તેનું સ્વરૂપ વર્ણવે છે:

જ્યારે નિત્ય પ્રકાશમાન દેશકાલાદિ પરિચ્છેદ ( હદ ) રહિત બ્રહ્મ થોડી, સ્વ અને પરના જ્ઞાન રૂપ **મનનશક્તિ**—માયા શક્તિના પરિણામ રૂપ મનનશક્તિ-ને ધારણ કરે છે, ત્યારે તે મનનં શક્તિ ( મન )ની ઉપાધિવાળું બ્રહ્મ **મન** કહેવાય છે. તાત્પર્ય કે તે બ્રહ્મથી અતિરિક્ત કોઇ શક્તિ નહીં હોવાથી જ્યારે માયાશક્તિનો વિકાસ થાય છે, ત્યારે તે બ્રહ્મ સાથે જ હોવાથી તે બ્રહ્મ( ઈશ્વર ) જ મનનશક્તિને લીધે મન રૂપ થાય છે. ( ૨૦ ).

**જગત્‌ની કલ્પનાનો પ્રકાર:**—પ્રથમ મનનું સ્વરૂપ બતાવ્યું, કેમકે **કલ્પના ઉત્પન્ન થતા પહેલાં તેને કલ્પનાર હોવો જોઈએ.** તેથી જગત્‌ની કલ્પના કરનાર જે મન તે પ્રથમ ઉત્પન્ન થાય છે. અને પછી તે **મન જગત્‌ની રચના કલ્પે છે.** તેનો ક્રમ નીચે પ્રમાણે છે.—

પ્રથમ મનનશક્તિ ઉલ્લાસ પામવાથી મન થાય છે. તે પછી આ મનમાં બંધ અને મોક્ષની કલ્પના ( દષ્ટિ ) ઉત્પન્ન થાય છે. અને ત્યાર પછી મનમાં ઉત્પન્ન પામેલી બંધદષ્ટિમાં જ ભુવન

(૧૪ લોક) નામની પ્રપંચ(સૃષ્ટિ)રચના-ગિરિ, નગર, સરિત, સમુદ્રાદિ રૂપ-ની કલ્પના ઉત્પન્ન થાય છે: આ પ્રકારની જગતની સ્થિતિ કલ્પિત છતાં પ્રતિષ્ઠાને પામી-સ્થિર થઇ બેઠી-ઘણા કાળના અભ્યાસથી ખરી જેવી લાગી છે. આ પ્રમાણે કલ્પિત છતાં વાસ્તવિક લાગવાના દૃષ્ટાન્ત તરીકે, બાળકોને તેમની ધાત્રીએ કહેલો કલ્પિત વાતો જેમ તેમને ખરી લાગે છે, તેમ આ જગત્ કલ્પિત છતાં ખરૂં માની લેવામાં આવ્યું છે. (જેમ સ્વપ્નનું જગત્ કલ્પિત છતાં સ્વપ્નમાં વાસ્તવિક લાગે છે, જાગતાં જુઠું જણાય છે.) (૨૧).

ધાત્રી છોકરાને રાજી કરવા સારૂ કહે છે કે "એક ઠેકાણે ત્રણ રાજપુત્રો હતા. તેમાંના બે તો જન્મ્યા નહોત, અને એક તો ગર્ભવાસમાં પણ આવ્યો નથી. તે ત્રણે ધર્મયુક્ત રાજપુત્રો કોઇ પણ કાળમાં નહીં એવા અસત્ નગરમાં રહે છે. વિમળ આશાઓ વાળા તે છોકરાઓએ પોતાના શૂન્ય નગરમાંથી જતાં ગગનમાં ફળ વાળાં વૃક્ષો દીઠાં. અને તે ત્રણે રાજપુત્રો ભવિષ્યત્ નગરમાં આજ સુધી મૃગયા કરતા રહ્યા છે." આ પ્રમાણે ધાત્રીએ કહેલી કલ્પિત સુંદર વાત, હે રામ! વિચાર રહિત બુદ્ધિને લીધે તે બાળકે નિશ્ચયપૂર્વક ખરી માની લીધી. જેવી રીતે બાળકે આ કલ્પિત વાત ખરી માની, તેવી રીતે આ સંસાર રચનાને પણ માણસો વિચાર રહિત હોવાથી તેમણે વાસ્તવિક માની લીધી છે, અને તે પ્રમાણે વ્યવહાર કરે છે:—

इयं संसाररचना विचारोज्झितचेतसाम् ।
बालकाख्यायिकेवेत्थमवस्थितिमुपागता ॥ २७ ॥

એ વિગેરે ઉપાખ્યાનો વડે વસિષ્ઠે રામને જે માયાશક્તિનો વિસ્તાર કહેલો, તે જ માયાશક્તિના સદ્ભાવનું નિરૂપણ કરવામાં આવે છે. (૨૧-૨૮).

**માયાનું અનિર્વચનીયત્વ:**—આ પ્રમાણે માયાવિશિષ્ટ બ્રહ્મની માયાશક્તિનો સદ્ભાવ શ્રુતિ વિગેરે પ્રમાણોથી સિદ્ધ કરી હવે તે માયાશક્તિ **અનિર્વચનીયા છે-સત્ છે કે અસત્ રૂપ છે તે જેના વિશે કહી શકાય નહીં એવી-છે**, એ કહે છે.

જેમ અગ્નિની દાહકશક્તિ તેના કાર્ય રૂપ સ્ફોટ (ફોલ્લા)થી અને તેના આશ્રય-અંગાર-થી જૂદી છે, તેમ બ્રહ્મશક્તિ (માયા) પોતાના કાર્ય જગતથી તથા પોતાના આશ્રય રૂપ બ્રહ્મથી વિલક્ષણ

છે. જેમ સ્ફોટ અને અંગાર પ્રત્યક્ષ દેખાય છે, પરંતુ દાહકશક્તિ તો તેમાં અનુમાનથી જણાય છે, તેથી તે બંનેથી તે જૂદી છે; તેવી જ રીતે જગત્ અને બ્રહ્મ જોવામાં આવે છે. પરંતુ માયાશક્તિનું તો અનુમાન જ થઇ શકે. બીજું દૃષ્ટાન્ત લઇએ: જે સ્થૂલ અને વર્તુલ પેટ વાળો ઘડો છે તે કાર્ય છે, શબ્દાદિ પાંચ ગુણ વાળી મૃત્તિકા રૂપ કારણ આશ્રય છે. પરંતુ તેમાં રહેલી સ્નિગ્ધતા રૂપી શક્તિ તે બંનેથી જૂદી છે–ઘટ રૂપ નથી કે મૃત્તિકા રૂપ નથી. શકિત( સ્નિગ્ધતા )માં પૃથ્વાદિ કાર્ય( ઘટ )ધર્મ નથી, તેમજ શબ્દાદિ આશ્રય( મૃત્તિકા )ધર્મ પણ નથી. માટે વિલક્ષણ છે. અને કાર્ય તથા આશ્રય બંનેથી વિલક્ષણ હોવાથી જ તે "**અચિન્ત્યા**"–કેવી છે તે મનમાં ચિંતવી અશક્ય છે, ફક્ત કાર્યગમ્યા છે. તેથી તેનું સ્વરૂપ કેવું છે–**કાર્ય અને આશ્રયથી તેનો ભેદ છે કે અભેદ** છે–તે કહેવું યોગ્ય જ નથી. (૨૯–૩૧).

## ૪. કાર્યનું અનિર્વચનીયત્વ–અનૃતત્વ, અને કારણ(મૃત્તિકા)-નું સત્યત્વ. ૩૨–૫૩.

શકિતનું અનિર્વચનીયત્વ સિદ્ધ કરી હવે શકિતના કાર્યનું અનિર્વચનીયત્વ બતાવી તેનુ અનૃતત્વ ( મિથ્યાત્વ ), અને કારણનું સત્યત્વ સિદ્ધ કરે છે: ( ૩૨–૫૩ ).

**કાર્યનું અનૃતત્વઃ**—આ શકિત કાર્યની ઉત્પત્તિ પહેલાં ભાસતી નથી, કેમકે તે પહેલાં તે મૃત્તિકામાં અતિ ગૂઢ રૂપે રહેલી છે. છતાં જેમ દધિમંથનથી દૂધમાં ગૂઢ રહેલું માખણ બહાર આવે છે, તેમ કુલાલાદિની સહાય વડે તે શકિત ઘટ રૂપી વિકાર રૂપે વ્યકત થાય છે, મતલબ કે શકિત જ ઘટ રૂપી વિકારને પામે છે. છતાં અવિચારી પુરૂષો પૃથુત્વાદિ રૂપ વિકાર ( કાર્ય-ઘટ ), અને સ્પર્શાદિ ગુણયુકત મૃત્તિકા, એ બંનેને ભેગાં કરીને તેનુ નામ "ઘટ" કહે છે. વાસ્તવિક રીતે કારણ રૂપી મૃત્તિકા અને કાર્ય રૂપ વિકાર જૂદા જ છે. તેથી મૃત્તિકાને ઘટ કહેવાય નહીં. ઘટ એ મૃત્તિકા જ છે. પરંતુ "ઘટ" જેવો જે આકાર તેનું જ નામ ઘટ છે, અને તે આકાર મૃત્તિકાની શકિતના જ વિકાર રૂપ છે. કુલાલ પોતાનું કાર્ય કરે છે તે પહેલાં જે માટીનો પિંડ છે તે ઘટ નથી. પરંતુ પછીથી તે ગોળ પિંડનો આકાર બદલાઇ પૃથુ, બુધ્ન, વિગેરે રૂપ આકાર થતાં તેને ઘટ કહેવામાં આવે છે. પરંતુ જેમ માટી પિંડ રૂપ હતી ત્યારે તે મા

જ હતી; તેમ ઘટ રૂપ આકાર ધરતાં પણ તે માટી જ છે. માટી એ ઘટ નથી, પરંતુ પૃથુ, બુધ્ન, વિગેરે આકાર માત્રનું જ નામ ઘટ છે. આ ઘટ માટીથી જૂદો નથી, કેમકે ઘટને માટીથી પૃથક્ કરીને જોવા જઇએ તો તે દેખાશે જ નહીં-પૃથક્ કરવો તે જ અસંભવ છે. વળી ઘડો માટીથી અભિન્ન-એક રૂપ-માટી રૂપ-પણ નથી, કેમકે જો ઘડો માટી રૂપ જ હોત તો પિંડદશામાં પણ દેખાત. પરંતુ પિંડદશામાં ઘડો દેખાતો નથી. માટે ઘડો માટી રૂપ પણ નથી. તેથી ઘડો પણ શક્તિની પેઠે અનિર્વચનીય છે. અને શક્તિ અનિર્વચનીય અને ઘટ પણ અનિર્વચનીય-માટે ઘટ શક્તિમાંથી જ ઉત્પન્ન થયેલો છે-શક્તિના વિકાર રૂપ જ છે. ફક્ત અવ્યક્ત દશામાં ઘટ "શક્તિ" કહેવાતો હતો, અને વ્યક્ત દશામાં (ઘટદશામાં) તે "ઘટ" નામથી ઓળખાય છે. વળી ઐન્દ્રજાલિકની માયાશક્તિ પણ પ્રથમ વ્યક્ત જણાતી નથી. પરંતુ પાછીથી ગંધર્વસેના વિગેરે રૂપે વ્યક્ત થાય છે. તેવી જ યોગીની શક્તિ સમજવી. માટે જ છાન્દોગ્ય શ્રુતિમાં કહ્યું છે કે વિકાર (કાર્ય) માયામય-માયાનું કાર્ય-હોવાથી તે અનૃત (મિથ્યા) છે. પરંતુ વિકારના આધાર રૂપ મૃત્તિકા જ સત્ય છે. (૩૨-૩૮).

**કારણનું સત્યત્વઃ**—ઘટ રૂપી વિકાર ફક્ત નામ-શબ્દ-રૂપ છે. તેથી "નામ" માત્ર વિકારની સત્યતા નથી. પણ સ્પર્શાદિ ગુણયુક્ત મૃત્તિકા જ સત્ય વસ્તુ છે. વ્યક્ત (ઘટ રૂપ કાર્ય), અવ્યક્ત (શક્તિ રૂપ), અને બંનેનો (ઘટ રૂપ અને શક્તિ રૂપનો) આધાર જે મૃત્તિકા-એ ત્રણમાંનાં પહેલાં બે-ઘટ અને શક્તિ-કાળના ભેદે કરીને ભેદ વાળાં દેખાતાં હોવાથી પર્યાય માત્ર છે-નામનો ફેર છે, અર્થનો નહિ. એક કાળમાં એક રૂપે છે, અને બીજા કાળમાં તે રૂપે નહોતાં, બીજા રૂપે હતાં એટલો જ ફેર છે. પરંતુ ત્રીજું (આધાર-મૃત્તિકા) તો શક્તિ [અવ્યક્ત]ના કાળમાં, તેમજ વ્યક્ત (કાર્ય-ઘટ)ના કાળમાં પણ તે ને તે જ છે. માટે શક્તિ અને કાર્ય બંને એક કાળમાં હોવાથી, અને બીજા કાળમાં નહીં હોવાથી, બંને અનૃત-મિથ્યા-છે. પરંતુ તેમના આધારભૂત માટી તો ત્રણે કાળમાં (અવ્યક્ત કાળમાં, વ્યક્ત કાળમાં, અને વ્યક્તનો નાશ થયા પછી પણ) હોવાથી સત્ય છે.

**કાર્યના અનૃતત્વનાં કારણો:**—હવે વિકાર (કાર્ય રૂપ ઘટ) અસત્ય હોવાનાં ત્રણ કારણ છે, તે કહે છે:

કાર્ય રૂપ વિકાર અસત્ય હોવાનાં ત્રણ કારણ છે: [૧]વ્યક્ત રૂપ ઘટાદિ કાર્ય સ્વરૂપે અસત [ કાંઇ પણ સ્વરૂપ રહિત ] છતાં ભાસે છે, ( **निस्तत्त्व भासमान** ), (૨) ઉત્પત્તિ અને નાશવંત છે, અને [૩] તેની ઉત્પત્તિ થતાં માણસો તેના નામ માત્રથી વાણી વડે તેનો વ્યવહાર કરે છે. વળી તેનો નાશ થતાં પણ માણસોની વાણીમાં તેનું નામ જ શેષ રહે છે. માટે વાણી વડે બોલાયલા શબ્દ [નામ] વડે તેનું નિરૂપણ થતું હોવાથી તે ( વ્યક્ત રૂપ કાર્ય ) ફક્ત નામાત્મક-નામ રૂપ-છે. માટે જેમ માટી સત્ય છે,તેમ વ્યક્ત રૂપ ઘટાદિ કાર્ય કોઇ રીતે સત્ય નથી, કેમકે (૧) તેનું કોઇ તત્ત્વ નથી,(૨)માટી રહેવા છતાં પણ તેનો વિનાશ થાય છે, અને (૩) તે વાણીથી નિકળેલા માત્ર શબ્દ રૂપ જ છે. ( ૪૧-૪૩ ).

**અધિષ્ઠાન-મૃત્તિકા-ના સત્યત્વનાં કારણો:**—હવે ઘટ રૂપ વિકારનું અધિષ્ઠાન જે મૃત્તિકા તે સત્ય હોવાનાં કારણો કહે છે:

કાર્યના વ્યક્તકાલમાં, તેની પૂર્વે, તેમજ તે કાર્યનો નાશ થયા પછી પણ જે એક આકાર વાળી, તત્ત્વ રૂપ ( વાસ્તવ સ્વરૂપ વાળી ), અને અવિનાશી ( અધિષ્ઠાન રૂપ ) મૃત્તિકા છે તે જ સત્ય વસ્તુ કહેવાય છે, મૃત્તિકા સત્ય રૂપ હોવાને યોગ્ય છે, કેમકે તે તત્ત્વ વાળી છે, જેમ આત્મા છે. ( અત્રે યાદ રાખવું જોઇએ કે ઘટનું કારણ માટી નથી, પણ શક્તિ છે; કેમકે ઘટ એ માટીનું નામ નથી, પરંતુ શક્તિના વિકારનું નામ છે. માટી તો ખરી રીતે શક્તિના ઘટ રૂપ વિકારનું અધિષ્ઠાન છે, જેમ ઘટ રૂપ ધારણ કર્યા પહેલાં માટી સ્નિગ્ધતા રૂપ શક્તિનું અધિષ્ઠાન છે ). (૪૪).

શંકા:—વ્યક્ત, ઘટ, અને વિકાર, એ ત્રણ નામથી કહેવાતો કાર્ય રૂપ અર્થ ( પદાર્થ ) જો અનૃત ( અસત્ય )હોય, તો મૃત્તિકા રૂપી કારણના જ્ઞાનથી તેની નિવૃત્તિ કેમ થતી નથી ? ( ૪૫ ).

ઉત્તર:—નિવૃત્તિ થાય છે જ, કેમકે તે કાર્ય રૂપ વિકારમાં ઉત્પન્ન થયેલી તમારી સત્યત્વબુદ્ધિ દૂર થઇ, તેનું નામ જ નિવૃત્તિ છે. ( **तत्सत्यत्वमतिर्गता** ). (૪૬).

શંકા:—શુક્તિમાં કલ્પેલા રજતની માત્ર સત્યત્વબુદ્ધિ દૂર થાય છે એમ નથી, પરંતુ તે કલ્પિત રજતનું સ્વરૂપ જ દેખાતું બંધ થાય છે. તેવી જ રીતે ઘટ રૂપ વિકારને અસત્ય જાણતાં ઘટ દેખાતો કેમ બંધ થતો નથી ?

ઉત્તરઃ—તે રજત તો નિરૂપાધિક ભ્રમ હોવાથી-અંધકારને લીધે જ દેખાતું હોવાથી-તેના સ્વરૂપની અપ્રતીતિ થાય છે. પરંતુ માટીના કાર્ય રૂપ ઘટ તો સોપાધિક ( મૃત્તિકા રૂપ ઉપાધિથી થતો) ભ્રમ હોવાથી તેના સત્યત્વની બુદ્ધિનું દૂર થવું તે જ નિવૃત્તિ કહેવાય છે, તેના સ્વરૂપની અપ્રતીતિ રૂપ નિવૃત્તિ લેવાની નથી. દાખલા તરીકે અધોમુખ થઇને ઉભેલો પુરૂષ જળમાં દેખાય છે ખરો, છતાં તે વાસ્તવિક નથી. અને તે વાસ્તવિક નથી એમ વિવેકી કે અવિવેકી સર્વ જાણે છે, છતાં જળમાં દેખાતુ પ્રતિબિંબ અદષ્ટ થતું નથી-અસત્ય જાણ્યા છતાં દેખાયા જ કરે છે. કોઇ કાળે કે કોઇ ઠેકાણે કોઇ પણ માણસ કીનારે ઉભેલા માણસને જેમ સત્ય માને છે, તેમ જળમાંના પ્રતિબિંબને સત્ય માનતું નથી. તેવી જ રીતે ઘટ રૂપ વિકાર દેખાય છે છતાં અસત્ છે. અને અસત્ છતાં પણ દેખી શકાય, તે ઉપરના દષ્ટાંતથી સમજાશે. માટે આવા બોધથી-એટલે સર્વ કાર્ય રૂપ વિકારો મિથ્યા છે એવા જ્ઞાનથી-અદ્વૈતવાદીને અદ્વૈતાનન્દપ્રાપ્તિ રૂપી પુરૂષાર્થસિદ્ધિ થાય છે, કેમકે આત્માનંદથી અતિરિક્ત સર્વ પદાર્થ મિથ્યા છે એવો તેને નિશ્ચય છે. ( ૪૪-૪૮ ).

**ઘટનું વિવર્તત્વ-અનૃતત્વઃ**—આ ઉપરથી સિદ્ધ થાય છે કે " **मृद्रूपस्यापरित्यागाद्विवर्तत्वं घटे स्थितम्** ॥ ૪૮ ॥ મૃત્તિકાના સ્વરૂપનો ત્યાગ થતો નહીં હોવાથી " ઘટ " એ માટીનો વિવર્ત-દેખાવ માત્ર-છે. પરિણામવાદમાં તો, જેમ ક્ષીર દધિ રૂપ થતાં પોતાનું ક્ષીર રૂપ તજે છે તેમ, પૂર્વ રૂપનો ત્યાગ થાય છે. પરંતુ મૃત્તિકા અને સુવર્ણ વિવર્તવાદનાં દષ્ટાન્તો હોવાથી ઘટ અને કુંડલમાંની મૃત્તિકા અને સુવર્ણનું સ્વરૂપ નિવૃત્ત થતું નથી. ઘટ ભાગી જતાં મૃત્તિકાનો નાશ થતો નથી, કેમકે તેનાં ઠીકરાંનું ચૂર્ણ કરતાં મૃદ્રૂપ દેખાય છે. અને કુંડલમાંનું સુવર્ણ રૂપ તો સ્પષ્ટ જ છે. ઉપર શ્લોક ૮ માં પરિણામવાદના દષ્ટાન્ત તરીકે ક્ષીરની સાથે મૃદ્ અને સુવર્ણને પણ દષ્ટાન્ત કહ્યાં છે, કારણકે તે બીજી અવસ્થાને પ્રાપ્ત થાય છે. પરંતુ તેઓ પોતાનું પૂર્વ રૂપ છોડતાં નહીં હોવાથી તે વિવર્તવાદનાં પણ દષ્ટાન્તો છે. પરંતુ ક્ષીર પોતાનું પૂર્વ રૂપ તજી દેતું હોવાથી તે ફક્ત પરિણામનું જ દષ્ટાન્ત થઇ શકે છે. મૃત્ અને સુવર્ણને આરંભવાદનાં દષ્ટાન્ત તરીકે

ગણી શકાય નહીં, કારણકે મૃતને આરંભનું દૃષ્ટાન્ત ગણવામાં આવે તો આરંભવાદીના મત પ્રમાણે કાર્ય રૂપ ઘટમાં રહેલા મૃત્તિકાના દ્રવ્યમાં દ્વૈગુણ્ય ( બમણાપણું ) થવું જોઇએ—કાર્ય રૂપે અને કારણ રૂપે દ્વિગુણત્વ થાય. તેમ થાય તો ગુરૂત્વાદિનું પણ દ્વૈગુણ્ય થાય, કારણકે આરંભવાદીના મત પ્રમાણે કારણ અને કાર્યનાં રૂપ, સ્પર્શ, વિગેરે જૂદાં જૂદાં થાય છે. પરંતુ માટીનું ઘટ રૂપ થતાં માટીમાં કોઇ વધારો થતો નથી. તેથી તે આરંભવાદનું દૃષ્ટાંત નથી. વળી શ્રુતિમાં વિવર્તવાદના સંબંધમાં મૃદ્ અને સુવર્ણ એ બે જ દૃષ્ટાન્ત નથી. પરંતુ મૃત્, સુવર્ણ, અને અયસ્ ( લોઢું ) એ ત્રણ દૃષ્ટાન્ત આરૂણિએ ( ઉદ્દાલકે ) આપ્યાં છે. તે ઋષિએ આ દૃષ્ટાન્તો આપવાનું કારણ એ છે કે જેમ મૃદ્ વિગેરે ઘણી વસ્તુઓનાં કાર્યોનું અનૃતત્વ જોવામાં આવે છે, તેમ પંચભૂત અને પંચભૂતનાં કાર્યરૂપ સર્વ વસ્તુઓ ( મૃત્તિકા, સુવર્ણ, પ્રાણિદેહ, ઇંદ્રિય, વિગેરે સર્વ ) અનૃત—અસત્ય—છે એમ નિશ્ચય કરાવવા સારૂ એ દૃષ્ટાન્તો કહ્યાં છે. ( ૪૮–૫૩ ).

## ૫. કારણજ્ઞાનથી કાર્યજ્ઞાન. ૫૪–૬૧.

અહીં સુધીમાં કહ્યું કે આ જગત્ આત્માનન્દ—અદ્વૈતાનન્દ—માં માયાશક્તિના વિવર્ત રૂપ છે. તે બતાવવા સારૂ પ્રથમ શ્લોક. ૧૧ થી ૩૧ માં **" માયા અનિર્વચનીયા "** છે એમ સિદ્ધ કર્યું. અને જગત્ માયાના વિકાર—વિવર્ત—રૂપ હોવાથી જગત્ પણ અનિર્વચનીય, અને તેથી અનૃત, છે એમ બતાવવા સારૂ પ્રથમ મૃદ્ અને મૃદ્‌ના વિકાર રૂપ ઘટનું દૃષ્ટાન્ત લઇ શ્લોક ૩૨ થી ૫૩ માં ઘટ રૂપ **વિકારનું અનૃતત્વ**, અને **મૃદ્‌નું સત્યત્વ** બતાવ્યું.

હવે આ મૃદ્‌નું સ્વરૂપ પણ સત્ય નથી, પરંતુ અનૃત છે. ફક્ત લૈકિક દૃષ્ટાન્તથી તેના વિકાર ઘટને અનૃત સિદ્ધ કરવા સારૂ તેને સત્ય કહ્યું. પરંતુ હવે મૃદ્, સુવર્ણ, વિગેરે સર્વ કાર્ય રૂપ પદાર્થ માયાશક્તિના વિકાર રૂપ હોવાથી અનૃત—અસત્ય—છે, એમ મૃદ્ અને ઘટના દૃષ્ટાન્તથી સિદ્ધ કરવા સારૂ હવે એમ બતાવે છે કે **કારણના જ્ઞાનથી કાર્યનું જ્ઞાન થાય છે.** એટલે કે કાર્યમાં બે અંશ છેઃ— ૧ **કારણ** રૂપી સત્યાંશ, અને ૨. **વિકાર** રૂપી અનૃતાંશ. માટે કાર્યનું જે કારણ તેના જ્ઞાનથી કાર્યમાંના આ બંને અંશોનું જ્ઞાન થાય છે—એટલે કે કાર્ય કારણથી ભિન્ન નથી એવું

જ્ઞાન થાય છે, જેમ ઘડો માટીથી ભિન્ન નથી; અને કાર્યમાંનું વિ-વર્ત-વિકાર-રૂપ મિથ્યા છે એવું જ્ઞાન પણ પ્રાપ્ત થાય છે-**કારણ જ્ઞાનથી કાર્યનું મિથ્યા સ્વરૂપ જાણવામાં આવે છે. (૫૪-૬૧).**

માટે શ્રુતિમાં કહ્યું છે કે " **यथा सोम्यैकेन मृत्पिंडेन सर्वं मृन्मयं विज्ञातं स्यात्** "-એક ઘટ વગેરે મૃત્પિંડમાંથી ઉત્પન્ન થયેલા હોવાથી સર્વ ઘટાદિ મૃન્મય છે. તે પ્રમાણે અત્રે પણ કહે છે કે:—

कारणज्ञानतः कार्यविज्ञानं चापि सोऽवदत् ।
सत्यज्ञानेऽनृतज्ञानं कथमत्रोपपद्यते ॥ ५४ ॥
समृत्कस्य विकारस्य कार्यता लोकदृष्टितः ।
वास्तवोऽत्र मृदंशोऽस्य बोधः कारणबोधतः ॥५५॥

કારણના જ્ઞાનથી કાર્યગત સત્યાંશજ્ઞાન થાય છે, તેમજ કાર્ય-ગત અનૃતાંશ( શક્તિના વિકાર )નું પણ જ્ઞાન થાય છે; કારણકે અધિષ્ઠાન રૂપ મૃત્તિકા સહિત આરોપિત ઘટાદિ વિકારને લોકો " કાર્ય " નામથી ઓળખે છે. પરંતુ ખરી રીતે કાર્યમાં મૃત્તિ-કાના અંશને ગણવાનો જ નથી, કારણકે મૃદંશ તો કારણ છે અને તે વાસ્તવિક છે, અને તે સત્યાંશ( મૃદંશ )નું જ્ઞાન કાર્યના કારણના જ્ઞાનથી-મૃદ્ ઘટનું કારણ છે એ રૂપ બોધથી ( कारणबोधतः )-થાય છે. અને મૃત્તિકામાં શક્તિનો જે વિકાર થયો તે વિકાર માત્રને જ કાર્ય કહેવું જોઇએ, અને તે અનૃતાંશ છે. માટે કાર્યમાંના સત્યાંશ જ્ઞાનથી તેમાં રહેલા કાર્ય રૂપ અનૃતા-શનું પણ જ્ઞાન થાય છે. ( ૫૪-૫૫).

વળી કાર્યમાં રહેલા વિકાર રૂપ અનૃતાંશને જાણવાની જરૂર પણ નથી, કેમકે તે જ્ઞાન કોઇ રીતે ઉપયોગી નથી. તેનું કારણ એ છે કે પુરૂષાર્થની સફળતા તો તત્ત્વજ્ઞાન જાણવાથી છે, નહીં કે અનૃ-તાંશ જાણવાથી. અત્રે એક શંકા ઉત્પન્ન થાય છે કે "કારણના જ્ઞાનથી કાર્યવિજ્ઞાન ( કાર્યગત સત્યાંશનું જ્ઞાન ) થયું " એમ કહે-વાનો અર્થ એટલો જ થાય છે કે મૃદ્દના જ્ઞાનથી મૃત્તિકા જાણી, તેમાં શી નવાઇની વાત કહી ? તેમાં ફક્ત શબ્દનો જ ચમત્કાર છે, અર્થનો નહીં. ઉત્તરમાં કહે છે કે ખરૂં છે કે કાર્યમાં રહેલો સત્યાંશ કારણ સ્વરૂપ છે એ જાણનાર જ્ઞાનીને કોઇ વિસ્મય નહીં

થાય. પરંતુ અજ્ઞાનીને તો તે થયા વિના રહેશે નહીં. તેનું કારણ કે (૧) **આરંભી-આરંભવાદી**-જે માણસ સમવાયિ (મૃત્તિકા), અસમવાયિ [ સંબંધ ] અને નિમિત્ત (કુલાલ), એ ત્રણ પ્રકારનાં કારણથી તદ્દન ભિન્ન કાર્યની ઉત્પત્તિ થાય છે એવું કહે છે તે, (૨) **પરિણામી-પરિણામવાદી**-જે માણસ પૂર્વરૂપનો પરિત્યાગ કરીને રૂપાન્તર પ્રાપ્તિ થાય છે એવું કહે છે તે, અને (૩) **લૈકિક**-ઉપરની બંને (આરંભ અને પરિણામ) પ્રક્રિયાને નહીં જાણનાર-માત્ર લોક વ્યવહાર કરનાર માણસ-એ ત્રણે પ્રકારના વિચાર રહિત માણસો જ્યારે એમ સાંભળે કે સકળ કાર્યોના એક કારણને જાણવાથી સર્વ કાર્યોનું જ્ઞાન-ઘટ, કોડીઉં, વગેરે એક કારણનાં કાર્યો છે એવું જ્ઞાન-થાય છે,ત્યારે તેમને વિસ્મય થયા વિના રહેતો નથી. (૫૯).

શંકાઃ—શ્રુતિમાં " **तत्त्वमसि** " એ સિદ્ધ કરવાનું કહ્યું છે. છતાં તે છોડીને તેમાં કાર્યના બે અંશોનું વ્યાખ્યાન કરવાનું કારણ શું ? ઉત્તરઃ—શિષ્યને અદ્વૈતજ્ઞાનમાં અભિમુખ કરવાની મતલબથી જ છાન્દોગ્ય શ્રુતિમાં સર્વ પદાર્થોમાં રહેલા એક કારણના જ્ઞાનથી કાર્યોમાં રહેલા સત્યાંશને કહેવાનું તાત્પર્ય છે, ઘણાં કાર્યોની સિદ્ધિને માટે નહીં. માટે કહે છે કેઃ—

**एकमृत्पिंडविज्ञानात्सर्वमृन्मयधीर्यथा ।**
**तथैकब्रह्मबोधेन जगद्बुद्धिर्विभाव्यताम् ॥ ६१ ॥**

જેમ " **यथा सोम्यैकेन मृत्पिंडेन मृन्मयं विज्ञातं स्यात्** " -ઘટ, કોડીઉં ( **शराव** ), વિગેરેના ઉપાદાન કારણરૂપ એક મૃત્પિંડ છે-એક જ મૃત્પિંડમાંથી જૂદાં જૂદાં પાત્રો ( ઘટ, કોડીઉં, વિગેરે ) ઉત્પન્ન થયાં છે-એવા જ્ઞાનથી માટીના વિકાર રૂપ અનેક ઘટ વિગેરેનું જ્ઞાન થાય છે-એક બે પાત્રો જેમ માટી રૂપ છે, તેમ બીજાં તેવાં સર્વ પાત્રો પણ માટી રૂપ છે-એવું જ્ઞાન થાય છે; તેવી જ રીતે એક મનુષ્યાદિ વ્યક્તિનું ઉપાદાન કારણ બ્રહ્મ છે એમ જાણવામાં આવે, તો સર્વ મનુષ્યાદિ જગતનું કારણ પણ એક બ્રહ્મ જ છે-સર્વ જગત્ બ્રહ્મમય જ છે-એમ જાણવામાં આવે. ( માટે " **કારણ જ્ઞાનથી કાર્યજ્ઞાન** "નો આ જ અર્થ છે.) (૫૯-૬૧).

## ૬. બ્રહ્મ તથા જગત્નું સ્વરૂપ. ૬૨-૬૯.

ઉપર શ્રુતિના પ્રમાણથી કહ્યું, અને ઘટ તથા મૃત્તિકાના દૃષ્ટા-

ન્તથી સમજાવ્યું, કે સકળ જગત્‌નું એક જ કારણ છે, અને તે બ્રહ્મ છે; અને આ બ્રહ્મ સત્યાંશ છે. માટે જગત્ બ્રહ્મમય-બ્રહ્મ રૂપ જ છે. હવે આ બ્રહ્મનું અને જગત્‌નું સ્વરૂપ કેવું છે તે કહે છે, કેમકે બ્રહ્મ અને જગત્‌નું સ્વરૂપ જાણ્યા વિના " બ્રહ્મજ્ઞાનથી જગત્‌નું જ્ઞાન થાય છે " એ વાત સમજવામાં આવે નહીં. (૬૨).

**બ્રહ્મનું સ્વરૂપ:**—બ્રહ્મ અને જગતનું સ્વરૂપ શ્રુતિમાં નીચે પ્રમાણે કહેલું છે:—

> सच्चित्सुखात्मकं ब्रह्म नामरूपात्मकं जगत् ।
> तापनीये श्रुतं ब्रह्म सच्चिदानन्दलक्षणम् ॥ ६२ ॥

બ્રહ્મ **सत्**, **चित्** અને **आनन्द** સ્વરૂપ છે, અને **જગત** નામ રૂપાત્મક છે. ઉત્તર તાપનીય ઉપનિષદ્‌માં કહ્યું છે કે **ब्रह्मैवेदं सर्वं सच्चिदानन्दमात्रम्**. છાન્દોગ્ય ઉપનિષદ્‌માં ઉદ્દાલક ઋષિ( આરૂણિ )એ કહ્યું છે કે બ્રહ્મ **सद्रूप** છે (**सदेव सोम्येदमग्र आसीत्** ): ઐતરેય ઉપનિષદ્‌માં કહ્યું છે કે બ્રહ્મ **प्रज्ञान** રૂપ છે ( **प्रज्ञा प्रतिष्ठा प्रज्ञानं ब्रह्म** ); અને છાન્દોગ્ય શ્રુતિમાં સનત્કુમારે નારદને કહ્યું છે કે બ્રહ્મ **आनन्द** રૂપ છે. ( **यो वै भूमा तत्सुखम्** ). ( ૬૨-૬૩ ).

**જગત્‌નું સ્વરૂપ:**—શ્રુતિમાં જગત્‌નું સ્વરૂપ નીચે પ્રમાણે વર્ણવ્યું છે:

જ્યારે ઇશ્વર જગત્‌ના સર્વ રૂપનો વિચાર કરીને-કેવાં રૂપ ધરવાં તેનો વિચાર વડે નિશ્ચય કરીને, અને તે રૂપોનાં જૂદાં જૂદાં નામ ઠરાવીને સ્થિત થાય છે, ત્યારે જીવ ( अहं ) કહે છે કે હું આ નામ અને રૂપને પ્રસિદ્ધ કરીશ-એટલે કે ઇશ્વર પોતે જ કહે છે કે હું જીવરૂપ થઇને તેને પ્રસિદ્ધ કરીશ. ( ૬૪ ). બૃહદારણ્યક ઉપનિષદ્‌માં પણ તેમજ કહ્યું છે:—સૃષ્ટિ પહેલાં આ જગત્ નામ રૂપ વિનાનું અવ્યક્ત રૂપ હતું; પછીથી સૃષ્ટિ વખતે તે બે પ્રકારે—**નામ** અને **રૂપ** એ પ્રકારે-વ્યક્ત થયું. અહીંઆં **अव्याकृत**નો અર્થ " **अचिन्त्यशक्तिर्मायैषा ब्रह्मण्यव्याकृताभिधा** ॥ ६५ ॥ બ્રહ્મમાં જે અચિંત્ય શક્તિ રૂપ માયા છે તે જ આ વાકયમાં **अव्याकृत** નામથી ઓળખાય છે. તાત્પર્ય કે જગત્ જ્યારે અવ્યક્ત દશામાં હતું ત્યારે **તે માયાશક્તિ રૂપ હતું.** ( ૬૫ ).

આ નામરૂપ વાળું જગત્ વ્યક્ત થાય છે, તેનો અર્થ એ છે કે અવિકારી બ્રહ્મમાં રહેલી આ માયા અનેક-પંચ ભૂત તથા ભૌતિક કાર્ય રૂપી બહુ જાતના પ્રપંચાકારે-વિકારને પામે છે. આ માયા બ્રહ્મમાં રહેલી છે તેનું પણ શ્રુતિપ્રમાણ છે: "**मायां तु प्रकृतिं**" ઇત્યાદિ: આ-પૂર્વોક્ત-માયાને પ્રકૃતિ જાણો-જેના વડે વિકાર પામે છે તે ઉપાદાન કારણ જાણો, અને તે માયાવિશિષ્ટ-માયાવાળા-ઇશ્વરને જગત્‌નો ઇશ્વર-નિયામક-જાણો. (૬૬).

**માયાના વિકારો અને તેમનું સ્વરૂપ**:—હવે માયા-માયાની ઉપાધિવાળું બ્રહ્મ-નામ અને રૂપવાળા જગત્ રૂપે કેવી રીતે વિકારને પામે છે તે કહે છે:—

માયાનો પ્રથમ વિકાર **आकाश** છે. આ આકાશમાં તેના કારણ રૂપ બ્રહ્મનાં સ્વરૂપ રહે છે: **૧. સત્તા, ૨. ભાસનું-પ્રકાશનું ( ચિત્ સ્વરૂપ ), અને ૩. પ્રિયતા-આનન્દ સ્વરૂપ.** તેથી **आकाश** "છે," પ્રકાશે છે, અને પ્રિય લાગે છે. માટે તે **સચ્ચિદાનન્દ** સ્વરૂપ છે. પરંતુ તેમાં માયામાંથી આવેલું જે "**અવકાશ**" ( પોલ ) રૂપ, અને "**આકાશ**" એવું **નામ** છે, તે મિથ્યા છે. પણ તેમાંનું સચ્ચિદાનન્દ સ્વરૂપ મિથ્યા નથી. આકાશનું અવકાશ રૂપ મિથ્યા છે, કારણ કે તે રૂપ આકાશની વ્યક્તિ થયા પહેલાં નહોતું, આકાશના નાશ પછી રહેશે નહીં. તેથી જે-"**आदावन्ते च यन्नास्ति वर्तमानेऽपि तत्तथा** ॥ ૬૮ ॥ "-આદિમાં નથી અને અંતમાં રહેવાનું નથી, તે વર્તમાન સમયમાં પણ નથી જ. શ્રી કૃષ્ણે પણ ગીતામાં અર્જુનને કહ્યું છે કે ભૂત માત્ર ઉત્પત્તિ પહેલાં અવ્યક્ત હતાં, મધ્યમાં (ઉત્પત્તિ પછી) વ્યક્ત થયાં, અને તેમનો નાશ થતાં ફરી અવ્યક્ત થવાનાં. વળી સચ્ચિદાનન્દ સ્વરૂપ પણ આકાશમાં છે તેનું પ્રમાણ એ છે કે જેમ માટી ઘટાદિમાં ત્રણે કાળમાં રહે છે, તેમ સદાદિ ત્રણે સ્વરૂપ સર્વદા આકાશમાં છે. અને આકાશ રહિત નિજાત્મામાં-પોતાના સ્વરૂપમાં-પણ આ સદાદિ સ્વરૂપનો અનુભવ રહે છે જ. ( ૭૦ ). જો આકાશને ભૂલી જઇએ તો આકાશમાં તને શું ભાસે છે? જો એમ કહો કે આકાશના અભાવે શૂન્ય **ભાસે છે**, તો ભલે તેમ હો. આકાશ રહિત કાંઇક પણ **ભાસે છે જ**, એમ કબુલ કરવું જોઇશે, કારણ કે નામરૂપ વિસ્મૃત હોવાથી તેની સત્તા છે. અને ઉદાસીન અવસ્થામાં દરેક માણસને

સુખ જણાય છે. તેથી તે સુખ–આનન્દ સ્વરૂપ–રહે છે. જે અનુકૂળતા અને પ્રતિકૂલતા રહિત છે તે નિજ સુખ છે, કારણ કે અનુકૂળતાથી હર્ષવૃત્તિ થાય છે, અને પ્રતિકૂલતાથી શોકવૃત્તિ થાય છે. તેથી આ બંને વિષયસુખ છે. પરંતુ **જેમાં હર્ષ નથી કે શોક નથી તે નિજાનંદ છે,** કેમકે નિજ દુઃખ કોઇ ઠેકાણે છે જ નહીં. **તેથી દુઃખનો અભાવ તે સુખ છે** એમ સિદ્ધ થાય છે. માટે આકાશ ( નામ રૂપ વાળું અવકાશ) વિસ્મૃત થતાં–તેનો અભાવ થતાં–ઉદાસીન અવસ્થામાં આનન્દ રૂપ નિજ સ્વરૂપ (“ હું છું ” એવું ) અનુભવવામાં આવે છે. ( ૬૭–૭૩ ).

શંકાઃ—નિજાનન્દ સદા આનન્દ રૂપ હોવાથી શોક ન થતાં હમેશાં હર્ષ જ થવો જોઇએ. છતાં તે થતો નથી તેનું કારણ શું ?

ઉત્તરઃ—નિજાનન્દ નિત્ય હોવા છતાં તેને ગ્રહણ કરનાર મન છે. નિજાનન્દ ઉદાસીન અવસ્થાનો છે, અને ઉદાસીન અવસ્થા મનની છે. તેથી નિજાનન્દને ગ્રહણ કરનાર પણ મન છે. પરંતુ મનની દશા ક્ષણિક છે, તેથી મનમાં નિજાનન્દ અનુભવવામાં આવ્યા છતાં તે ક્ષણ ભર રહીને ફરી મનની દશા બદલાતાં તેમાં હર્ષશોક ઉત્પન્ન થાય છે, અને ક્ષણિક મનની પેઠે તે ( હર્ષશોક ) પણ ક્ષણિક છે. આ પ્રમાણે જેમ મનમાં ભાસે છે, તેમ આકાશમાં પણ આનન્દ છે, કેમકે બંને **આત્માનાં કાર્ય** છે. અને **સત્તા** અને **ભાન** ( ભાસવું–ચિત્સ્વરૂપ ) તો આકાશમાં હોવાનું તમારે ( પૂર્વપક્ષીને ) શ્લો. ૭૧ માં કહ્યા પ્રમાણે કબુલ છે, કેમકે આકાશ છે, અને આકાશ ભાસે છે, તે વાત સર્વને પ્રસિદ્ધ છે. તેથી તે સિદ્ધ કરવાની જરૂર નથી. અને આ જે આકાશ સંબંધી કહ્યું તે જ વાયુથી દેહ પર્યંત સર્વ સંબંધી સમજવું. ( ૭૪–૭૫ ).

જેમ અવકાશ ( પોલ ) એ આકાશનું ( માયિક ) સ્વરૂપ છે, તેમ ગતિ અને સ્પર્શ એ વાયુનું ( માયિક ) સ્વરૂપ છે; અગ્નિનું દાહ અને પ્રકાશ રૂપ છે; જલનું દ્રવતા રૂપ છે; ભૂમિનું કાઠિન્ય રૂપ છે. આ બધાં ( ગતિથી કાઠિન્ય પર્યંત ) સ્વરૂપ નિરતત્ત્વ–માયિક–છે, તેમનું કાંઇ વાસ્તવ સ્વરૂપ નથી. જેવા આ તેમના અસાધારણ આકાર છે, તેવા આકાર ઔષધિ, અન્ન, અને શરીરોમાં પણ છે. આ પ્રમાણે તેમનું યથાયોગ્ય રૂપ–**આકાર અને નામ માયિક,** અને **સચ્ચિદાદિ સ્વરૂપ સત્ય–સમજી** લેવું. મતલબ કે

આ બધાં રૂપ માયિક છે; અને તેમાં રહેલું ફક્ત સચ્ચિદાનન્દ સ્વરૂપ એક જ સત્ય વસ્તુ છે. ( ૭૬–૭૭ ).

**ફલિત:**—માટે તાત્પર્ય એ છે કે અનેક પ્રકારના ભિન્ન ભિન્ન નામ રૂપોમાં સચ્ચિદાનન્દ સ્વરૂપો એક રૂપે જ રહેલાં છે. તેમાં કોઇનો કંઇ પણ વિવાદ ચાલી શકે તેમ નથી. ( ૭૮ ).

**નામ રૂપાત્મક જગતનું કલ્પિતત્વ.**—હવે આ નામ રૂપાત્મક જગત્ કેવું કલ્પિત છે તે કહે છે:

**निस्तत्त्वे नामरूपे द्वे जन्मनाशयुते च ते ।**

**बुद्धया ब्रह्मणि वीक्षस्व समुद्रे बुद्‌बुदादिवत् ॥ ७९ ॥**

આ નામરૂપાત્મક જગત્ નિસ્તત્ત્વ–કોઇ પણ તત્ત્વરહિત–અવાસ્તવિક છે, કેમકે તે નામ અને રૂપનો જન્મ થાય છે અને વળી નાશ પામે છે. જેમ સમુદ્રમાં પરપોટા વગેરે ઉત્પન્ન થાય છે અને લય પામે છે, તેવું આ નામરૂપાત્મક જગત્ મિથ્યા જાણ. તાત્પર્ય કે જો કે સમુદ્રના જળનાં રૂપરંગ કરતાં બુદ્‌બુદાદિનાં રૂપરંગ જૂદાં જણાય છે ખરાં, છતાં તે જેમ સમુદ્રના જલ રૂપ જ છે, તેમાં કાંઇ ફેર નથી, ફેર માત્ર નામ રૂપનો જ–દેખાવનો જ–છે; તેવી રીતે આ નામરૂપાત્મક જગત્ સચ્ચિદાનન્દ સ્વરૂપ બ્રહ્મનો જ દેખાવ છે–બ્રહ્મરૂપ જ છે. જેમ બુદ્‌બુદાદિનું જૂદું સ્વરૂપ કલ્પિત છે, તેમ જગત્નું બ્રહ્મથી જૂદું સ્વરૂપ પણ કલ્પિત જ છે. જગત્ રૂપી દેખાવ બ્રહ્મમાં જ દેખાય છે. ( ૭૯ ).

• જેમ યોગી પુરૂષે પોતાની સિદ્ધિના બળથી ઉત્પન્ન કરેલા દેખાવ અસત્ય–કલ્પિત–છતાં દેખાય છે; જેમ મૃગજલ કલ્પિત–અસત્ય–છતાં દેખાય છે અને મૃગ તેની પાછળ દોડે છે; જેમ સ્વપ્નનું જગત્ અસત્ય-કલ્પિત–છતાં દેખાય છે; જેમ મદારી (ઐન્દ્રજાલિક )ના ખેલ અસત્ય છતાં દેખાય છે; જેમ બુદ્‌બુદાદિ જલ રૂપ છતા જૂદા રૂપે દેખાય છે; તેમ આ જગત્ બ્રહ્મરૂપ છતાં જૂદા રૂપે–કલ્પિત રૂપે–અસત્ય રૂપે–દેખાય છે. અને જેમ યોગીના ઉત્પન્ન કરેલા દેખાવ, મૃગજળ, સ્વપ્નનું જગત્, મદારીના ખેલ, સમુદ્રમાંના બુદ્‌બુદાદિ **દેખાય છે છતાં અસત્ છે એમાં કાંઇ સંદેહ નથી;** તેમ આ નામરૂપાત્મક જગત્ જૂદા રૂપે દેખાય છે છતાં અસત્–કલ્પિત ( ઇશ્વરની કલ્પનામાં જ )–છે, જેમ માણસની કલ્પનામાં તેનું સ્વપ્ન છે, મનોરાજ્ય છે. જેમ મનોરાજ્યનું કોઇ વાસ્તવિક

સ્વરૂપ નથી, તેમ આ જગતનું કોઇ વાસ્તવિક સ્વરૂપ નથી. જે કાંઇ છે તે બ્રહ્મ રૂપ જ છે, બ્રહ્મથી કાંઇ જૂદું નથી. ફક્ત **માયા-વિશિષ્ટ ઇશ્વરના માયા રૂપ મનમાં ઉઠેલી અસત્ કલ્પના રૂપ છે.** જેમ માણસની કલ્પનાનું મનોરાજ્ય ઉઠે છે અને લય પામે છે, તેમ ઇશ્વરની કલ્પનામાં જગત્ ઉદય પામે છે અને તેમની કલ્પનામાં ( માયાશક્તિમાં ) લય પામે છે. જેમ મનોરાજ્ય મન રૂપ છે, તેમ જગત્ માયારૂપ છે. બ્રહ્મ સિવાય કાંઇ હતું જ નહીં અને રહેવાનું પણ નથી. માટે વર્તમાનમાં પણ બ્રહ્મ સિવાય કાંઇ છે જ નહીં. **જેમ માણસની કલ્પના પહેલાં તેનું મનોરાજ્ય હતું જ નહીં, તેનો લય થયા પછી રહેતું નથી, માટે વર્તમાનમાં મનોરાજ્ય ઉદય પામ્યા છતાં-ભાસ્યા છતાં-અસત્-કલ્પિત-છે; તેમ જગત્ પણ છે.** છતાં જેમ અસત્ મૃગજલની પાછળ મૃગ અજ્ઞાનને લીધે દોડે છે, અને **માણસ તેનું અસત્ત્વ જાણતો હોવાથી તેમ કરતો નથી;** જેમ અસત્ સ્વપ્નજગત્ની સાથે જીવ વ્યવહાર કરે છે, પરંતુ જાગ્યા પછી તેમ કરતો નથી; તેવી જ રીતે અજ્ઞાની પુરૂષ જાગ્રત્-માંના અસત્ જગત્ની સાથે અજ્ઞાનતાને લીધે વ્યવહાર કરે છે, પરંતુ જ્ઞાની તેનું અસત્ત્વ જાણતા હોવાથી તેવી રીતે કરતા નથી.

માટે જગતને, સમુદ્રના બુદ્બુદાદિની પેઠે, સચ્ચિદાનંદ સ્વરૂપ બ્રહ્મ રૂપ જ જાણો. ( ૭૯ ).

## ૯. કલ્પિત જગતની ઉપેક્ષા અને બ્રહ્માભ્યાસ; અને તેનું ફળ. ૮૦-૮૪.

**જગત્ની ઉપેક્ષા, અને બ્રહ્મચિંતન:**—માટે આ કલ્પિત **જગત્ની ઉપેક્ષા (તિરસ્કાર)** કરી **અદ્વૈત સચ્ચિદાનન્દ** બ્રહ્મને વિશે બુદ્ધિ લગાડવી જોઇએ, એમ કહે છે.

જેમ છોકરો મોટો થતાં ડહાપણ આવવાથી એક પછી એક રમકડાં છોડતો જાય છે, તેવી રીતે આ સચ્ચિદાનંદ સ્વરૂપ પૂર્ણ ( અદ્વૈત ) બ્રહ્મ જાણવામાં આવતાં જીવ ધીમે ધીમે પોતાની મેળે અસત્-કલ્પિત-નામરૂપનો તિરસ્કાર ( ઉપેક્ષા ) કરે છે. અને **બ્રહ્મ-જ્ઞાનની દૃઢતા કરવાને માટે જેમ નિરન્તર શ્રવણાદિ કરવું પડે છે, તેમ તે જ દૃઢતાને માટે દ્વૈતની અહોનિશ અવજ્ઞા (ઉપેક્ષા) કરવાની જરૂર છે;** કારણ કે જેમ જેમ નામરૂપની

**અવજ્ઞા** કરવામાં **આવે છે, તેમ તેમ બ્રહ્મનો સાક્ષાત્કાર** થતો જાય છે, અને જેમ જેમ બ્રહ્મનો સાક્ષાત્કાર થતો જાય તેમ તેમ નામરૂપ તજાતાં જાય છે. માટે નામરૂપ–દ્વૈત–ની ઉપેક્ષા (**અવજ્ઞા**), અને **બ્રહ્મનું ચિંતન** નિરંતર કરવું જોઇએ. ( ૮૦–૮૧ ).

**જગતની ઉપેક્ષા અને બ્રહ્માભ્યાસનું ફળઃ**—જગતની ઉપેક્ષાનું, અને બ્રહ્મચિંતન–બ્રહ્માભ્યાસ–નું ફળ નીચે મુજબ છેઃ—

આ પ્રમાણે **જગત્‌ની ઉપેક્ષા** ( તિરસ્કાર ) અને **બ્રહ્મનું ચિન્તન** ( **બ્રહ્માભ્યાસ** ) કરવાનું ફળ એ થાય છે કે **બ્રહ્મજ્ઞાન દૃઢ** (**સુસ્થિત**) થાય છે, અને તેથી માણસ જીવતો છતાં મુક્ત–**જીવન્મુક્ત**–થાય છે. પરંતુ જીવન્મુક્ત થયા છતાં શરીર તો અદૃષ્ટાધીન–સુખી કે દુઃખી–ગમે તેમ રહે છે. બ્રહ્માભ્યાસ કેવો કરવો જોઇએ તેનું સ્વરૂપ નીચે પ્રમાણે છેઃ બ્રહ્મનું જ ચિંતન કરવું, એક બીજા પ્રત્યે બ્રહ્મનું જ કથન અને પ્રબોધન કરવું, અને તેનું જ એકપરત્વ–**નિદિધ્યાસન**–કરવું. આને જ્ઞાનીઓ "**બ્રહ્માભ્યાસ**" કહે છે. આ બ્રહ્માભ્યાસનું ફળ એ થાય છે કે **બ્રહ્માભ્યાસ** જો નિરન્તર દીર્ઘકાળ સુધી આદર પૂર્વક કરવામાં આવે, તો અનાદિ કાળની **વાસનાઓ** (**જીવદ્વૈત**) **નિવૃત્ત થાય છે**, અને પુરૂષ **જીવન્મુક્ત** થાય છે. ( ૮૨–૮૪ ).

## ૮. માયાશક્તિનો મહિમા. ૮૫-૯૧.

**નિદ્રાશક્તિ અને માયાશક્તિઃ**–હવે આ માયાશક્તિ અનેક પ્રકારનાં અસત્ય રૂપો કેવી રીતે રચે છે તે કહે છે.

શંકાઃ—એક બ્રહ્મમાંથી અનેક આકારવાળું જગત્ ઉત્પન્ન થાય છે એમ કહેવું યોગ્ય નથી.

ઉત્તરઃ—મૃચ્છકિત જેમ અનેક આકારનાં પાત્રો રચે છે, તેમ **બ્રહ્મશક્તિ–માયા–**પણ અનેક અસત્ય રૂપોને રચી શકે છે. અથવા જો મૃચ્છકિત સત્ય લાગતી હોય તો બીજું દૃષ્ટાન્ત લ્યોઃ જેમ જીવની નિદ્રા અનેક અસત્ સ્વપ્નને ઉત્પન્ન કરે છે, તેમ આ માયા શકિત પણ રચે છે. જેમ નિદ્રાશક્તિ જીવમાં દુર્ઘટ સ્વપ્નોને પણ ઉત્પન્ન કરે છે, તેમ બ્રહ્મમાં રહેલી માયા પણ દુર્ઘટ જગત્‌ની સૃષ્ટિ, સ્થિતિ, અને અંત કરી શકે છે. ( ૮૫–૮૬ ).

નિદ્રા કેવાં કેવાં દુર્ઘટ સ્વપ્ન રચે છે તેનાં દૃષ્ટાન્તોઃ જેમ સ્વપ્નમાં આકાશમાં પોતાનું ગમન, પોતાના મસ્તકનું છેદન, એક

મુહૂર્ત માત્રમાં ઘણાં વર્ષનું વીતી જવું, અને મરેલા પુત્રાદિ, જોવા-માં આવે છે, વિગેરે. આ દુર્ઘટસ્વનું કારણ એ છે કે સ્વપ્નમાં આ કરવું યોગ્ય છે અને તે કરવું અયોગ્ય છે એવી કોઈ વ્યવસ્થા જ નથી. ત્યાં જે જેમ જોવામાં આવે છે તે તે પ્રમાણે તે યોગ્ય છે. ( ૮૭-૮૮ ).

જ્યારે નિદ્રાશક્તિનો આટલો બધો મહિમા જોવામાં આવે છે, ત્યારે માયાશક્તિનો આ અચિન્ત્ય મહિમા હોય તેમાં શી નવાઇ લાગે છે ? જેમ ઉંઘતા પુરૂષમાં નિદ્રા વિના પ્રયત્ને અનેક પ્રકારનાં સ્વપ્નો સૃજે છે, તેવી રીતે નિર્વિકારી બ્રહ્મમાં વિના પ્રયત્ને રહેલી આ માયા બ્રહ્મમાં અનેક વિકારોની કલ્પના કરે છે, અને તેથી બ્રહ્મ તે તે આકારે દેખાય છે. આ વિકારો આકાશ, વાયુ ( अनिल ), અગ્નિ, જલ, પૃથ્વી, એ પાંચ તત્ત્વો, બ્રહ્માંડ, ચૌદ લોક, પ્રાણીઓ ( ચેતન જીવો ), શિલા, વિગેરે છે.

**જડ ચેતનહેતુઃ**—આ સર્વ-ચેતન રૂપ જીવો સુદ્ધાંત-પદાર્થો માયિક ( માયાના બનેલા ) છે. છતાં કેટલાક જડ રૂપ અને કેટલાક ચેતન હોવાનું કારણ એ છે કે પ્રાણીઓના અંતઃકરણમાં ચૈતન્યનું પ્રતિબિંબ પડવાથી તે ચેતન દેખાય છે, અને બીજા પદાર્થોમાં તે નહીં હોવાથી જડરૂપ દેખાય છે. ( ૮૯-૯૧ ).

### ૯. બ્રહ્મનું નિર્જગત્ત્વ. ૯૨-૧૦૪.

આ પ્રમાણે જગત્ માયાનું બનેલું હોઇ માયિક-અસત્-હોવાથી સચ્ચિદાનન્દ સ્વરૂપ અદ્વૈત બ્રહ્મમાં માયા કે માયિક જગત્ જેવું કાંઇ છે જ નહીં એમ જ્ઞાનીની દૃષ્ટિથી બતાવે છે.

**જગત્‌ની ઉપેક્ષાઃ**—ચેતન અને અચેતન ( જડ ) એવા ભેદ આત્માના કરેલા નથી, પરંતુ માયા, બુદ્ધિ, અને ચિદાભાસથી થયેલા છે. સચ્ચિદાનંદ સ્વરૂપ અદ્વૈત આત્મા ( બ્રહ્મ ) તો જડ ચેતનમાં સર્વત્ર સમાન રૂપે રહેલો છે. ભેદ માત્ર માયા બુદ્ધિ, અને આભાસથી થયેલા નામરૂપનો છે. વાસ્તવિક ભેદ કોઇ છે જ નહીં—ખરી રીતે બ્રહ્મ તો નિર્જગત્ છે. બ્રહ્મ તો સર્વ રૂપોની કલ્પનાના આધાર રૂપ હોવાથી તે સર્વમય કહેવાય છે. આ નામ રૂપાત્મક જગત્ બ્રહ્મમાં, પટ ઉપરના ચિત્રોની પેઠે, કલ્પિત જેવું હોવાથી તે કલ્પિત નામરૂપનો મનમાંથી ત્યાગ કરતાં-ઉપેક્ષા કરતાં-તેના અધિષ્ઠાન રૂપ ફક્ત સચ્ચિદાનન્દ સ્વરૂપ અદ્વૈત ( નિર્જગત્ ) બ્રહ્મ જ શેષ રહે છે, જ્ઞાનીની દૃષ્ટિમાં ( જ્ઞાન દશામાં ) માયા કે જગત્ કાંઇ રહેતું જ નથી-દેખાતું જ નથી. વળી કહે છે કે આ ઉપેક્ષા થઇ શકે છે. દાખલા તરીકે, જેમ અધોમુખ ઉભેલો પુરૂષ જલમાં

પોતાના પ્રતિબિંબ રૂપ દેહને જોતો છતાં તેની ઉપેક્ષા કરીને તીરસ્થ પોતાના દેહ ઉપર જ મમત્વબુદ્ધિ રાખે છે, તેમ અસત્ય જગતની ઉપેક્ષા કરી પોતાના સ્વરૂપ ઉપર પ્રીતિ કરી શકાય છે. જેમ હજાર પ્રકારનું મનોરાજ્ય હમેશાં ઉત્પન્ન થયા છતાં સર્વ માણુસો દર રોજ તેનો તિરસ્કાર કરી મનમાંથી તજી દે છે, તેમ નામરૂપની પણુ ઉપેક્ષા કરવી જોઇએ. [ ૯૨–૯૫ ].

જેમ ક્ષણે ક્ષણે થયેલું મનોરાજ્ય અન્યથા થઇ જાય છે, અને ગયેલું ફરી પાછું આવતું નથી; તેમ બહારના વ્યવહાર જાય છે, અને પાછા આવતા નથી. દાખલા તરીકે બાલ્ય યૌવનમાં પાછું આવતું નથી, અને યૌવન વૃદ્ધાવસ્થામાં પાછું જોવામાં આવતું નથી. મૃત પિતા સજીવ થતો નથી, અને ગયેલો દિન પાછો આવતો નથી. એ પ્રમાણે સકળ દ્વૈત ક્ષણિક છે–મનોરાજ્ય રૂપ છે. ક્ષણમાં નાશ પામનાર આ દ્વૈત ( लौकिक ) મનોરાજ્ય રૂપ હોવા વિના બીજું શું છે ? માટે તે દેખાતું ( भासमान ) હોવા છતાં તેના ઉપર થયેલી સત્યત્વની માન્યતા તજવી. ( ૯૬–૯૮ ).

**ઉપેક્ષાનું ફળઃ**—જગતની ઉપેક્ષાનું ફળ નીચે પ્રમાણે કહ્યું છેઃ—

उपेक्षिते लौकिके धीर्निर्विघ्ना ब्रह्मचिंतने ।
नटवत्कृत्रिमास्थायां निर्वहत्येव लौकिकम् ॥ ९९ ॥

**લૌકિક વ્યવહારની ઉપેક્ષા કરવાથી બ્રહ્મચિંતન કરવામાં બુદ્ધિ નિર્વિઘ્ન રહે છે.** છતાં બ્રહ્મચિંતન કરનાર જ્ઞાનીનો લૌકિક વ્યવહાર તો પદાર્થોમાં નટની પેઠે કૃત્રિમ આસ્થા રહેવાથી ચાલતો રહે છે, તેમાં હરકત આવતી નથી. આ પ્રમાણે જ્ઞાનીનો વ્યવહાર કૃત્રિમ આસ્થાથી ચાલ્યો રહે છે, છતાં તેને વિકાર થતો નથી; કારણકે જેમ જળની નીચે પડેલી મોટી શિલા ઉપર જળ વહેવા છતાં તે ચલાયમાન થતી નથી, તેમ જ્ઞાનીની બુદ્ધિમાં નામરૂપ અન્યથા થાય છે–બદલાય છે, છતાં તેમાંની સંસરતી ( વહેતી ) બુદ્ધિ સાક્ષી કૂટસ્થમાં કાંઇ વિકાર કરી શકતી નથી–કૂટસ્થ બ્રહ્મ જેવું છે તેવું જ રહે છે. ( ૯૯–૧૦૦ ).

**નિજંગત બ્રહ્મઃ**– શંકાઃ—અખંડ બ્રહ્મમાં બ્રહ્મથી વિલક્ષણ જગત્ કેવી રીતે ભાસે ?

ઉત્તરઃ—છિદ્રરહિત દર્પણમાં જેમ, અંતર્ગત વસ્તુઓ જેમાં છે એવું વિશાળ આકાશ દેખાય છે; તેમ સચ્ચિદાનન્દ સ્વરૂપ અ-

ખંડ અદ્વૈત બ્રહ્મમાં પણ વિચિત્ર પ્રકારના જગત્ વાળું આકાશ ભાસે છે. ( ૧૦૧ ).

શંકાઃ—ત્યારે બ્રહ્મ તો અદશ્ય છે, છતાં તેમાં જગતની પ્રતીતિ કેવી રીતે ઘટી શકે ?

ઉત્તરઃ—જેમ દર્પણની અંદર જોયા વિના તેની અંદરનું પ્રતિબિંબ દેખાય નહીં, પણ તેમાં જોવાથી જેમ તે દેખાય છે; તેમ સચ્ચિદાનન્દ સ્વરૂપ બ્રહ્મને જાણીને જ નામરૂપાત્મક જગતની પ્રતીતિ થાય છે–નામરૂપના આધાર રૂપ સચ્ચિદાનંદ બ્રહ્મને જોયા વિના નામરૂપ ભાસે જ નહિ. મતલબ કે સચ્ચિદાનન્દ સ્વરૂપ બ્રહ્મ જાણવામાં આવે છે, તેથી જ નામરૂપ ભાસે છે, જેમ દર્પણમાં જોવાથી જ તેમાંનું પ્રતિબિંબ ભાસે છે. અથવા જેમ દર્પણમાંનું પ્રતિબિંબ જોવામાં આવે ત્યારે જાણવું કે આપણે તેમાં જોયું છે; તેવી જ રીતે નામરૂપ જગત્ ભાસે છે, માટે જાણવું કે જેમાં આ જગત્ છે તે સચ્ચિદાનન્દ બ્રહ્મને આપણે જોઈએ છીએ, તેથી જ તે ( જગત્ ) ભાસે છે. માટે બ્રહ્મ અદશ્ય નથી. (૧૦૨).

શંકાઃ—જ્યાં સુધી નામરૂપ ભાસે છે ત્યાં સુધી નિર્વિષય બ્રહ્મની પ્રતીતિ કેવી રીતે થઇ શકે ? તેનો શો ઉપાય ?

ઉત્તરઃ—તેનો ઉપાય એ છે કે પ્રથમ આ દેખાતા નામરૂપાત્મક પ્રપંચમાં સચ્ચિદાનન્દ માત્ર છે એમ બુદ્ધિવડે નિશ્ચય કરીને પછી બુદ્ધિને નિયમમાં રાખીને ફરીથી તેને નામરૂપમાં જવા દેવી નહીં.(૧૦૩).

ફલિતઃ—આ પ્રમાણે કરવાથી જગત્ રહિત સચ્ચિદાનન્દ સ્વરૂપ બ્રહ્મ માત્ર સિદ્ધ થાય છે. માટે આ અદ્વૈતાનન્દ રૂપ બ્રહ્મમાં માણસો ચિરકાલ સુધી વિશ્રામ પામો એવી આશીષ્ છે. (૧૦૪).

एवं च निर्जगद्ब्रह्म सच्चिदानन्दलक्षणम् ।
अद्वैतानन्द एतस्मिन्विश्राम्यन्तु जनाश्चिरम् ॥ १०४ ॥

### ૧૦. આ અધ્યાયનું તાત્પર્ય. ૧૦૫.

આ (૧૧ મા ) પ્રકરણનું તાત્પર્ય નીચે પ્રમાણે છે.

ब्रह्मानन्दाभिधे ग्रन्थे तृतीयोऽध्याय ईरितः ।
अद्वैतानन्द एव स्याज्जगन्मिथ्यात्वचिन्तया ॥ १०५ ॥

આ “ બ્રહ્માનન્દ ” નામના ગ્રંથમાં “ અદ્વૈતાનન્દ ” નામનો તૃતીય અધ્યાય કહ્યો. તેમાં કહ્યા પ્રમાણે જગતના મિથ્યાત્વનું ચિંતન કરવાથી અદ્વૈત આનન્દ સ્વરૂપ બ્રહ્મનું જ્ઞાન થશે. ( ૧૦૫ ).

## ૧૩ મું પ્રકરણ સમાપ્ત.

# ब्रह्मानन्दे विद्यानन्दप्रकरणम् ॥१४॥

## મૂલાર્થ.

## વિદ્યાનન્દ.

---

### ૧. પ્રકરણનો હેતુ. શ્લો૦ ૧-૩.

योगेनात्मविवेकेन द्वैतमिथ्यात्वचिन्तया ।
ब्रह्मानन्दं पश्यतोऽथ विद्यानन्दो निरूप्यते ॥ १ ॥

યોગ વડે (પ્રક. ૧૧ માં), અને **આત્મવિવેક** વડે (પ્રક. ૧૨-૧૩-માં), **દ્વૈતમિથ્યાત્વ**ના ચિંતનથી બ્રહ્માનન્દનો અનુભવ લેતો સતો જ્ઞાની જે **વિદ્યાનન્દ** અનુભવે છે તેનું આ [૧૪ મા] પ્રકરણમાં નિરૂપણ કરવામાં આવે છે. [૧].

विषयानन्दवद्विद्यानन्दो धीवृत्तिरूपकः ।
दुःखाभावादिरूपेण प्रोक्त एष चतुर्विधः ॥ २ ॥
दुःखाभावश्च कामाप्तिः कृतकृत्योऽहमित्यसौ ।
प्राप्तप्राप्योऽहमित्येव चातुर्विध्यमुदाहृतम् ॥ ३ ॥

વિષયાનન્દની પેઠે **વિદ્યાનન્દ** અંતઃકરણની વૃત્તિ રૂપ છે. તે દુઃખાભાવાદિ રૂપે ચાર પ્રકારનો કહેલો છે. (૨):-૧. **દુઃખાભાવ**, ૨. **કામાપ્તિ**, ૩. **કૃતકૃત્યતા**, અને ૪. **પ્રાપ્તપ્રાપ્યતા** એ ચાર પ્રકારનો કહેવામાં આવ્યા છે. [૩].

### ૧. દુઃખાભાવ. ૪-૧૭.

ઐહિક દુઃખની નિવૃત્તિ.

ऐहिकं चामुष्मिकं चेत्येवं दुःखं द्विधेरितम् ।
निवृत्तिमैहिकस्याह बृहदारण्यकं वचः ॥ ४ ॥
आत्मानं चेद्विजानीयादयमस्मीति पूरुषः
किमिच्छन्कस्य कामाय शरीरमनुसंज्वरेत् ॥ ५ ॥

દુ:ખના બે પ્રકાર છે:–૧. **ઐહિક** અને ૨. **આમુષ્મિક.** તેમાંના ઐહિક દુ:ખની નિવૃત્તિ જ્ઞાનથી થાય છે એમ બૃહદારણ્યક ઉપનિષદનું "**आत्मानं चेद्विजानीयात्**" એ વાક્ય **કહે** છે. (૪). તે શ્રુતિવાક્ય કહે છે કે જો પુરૂષ "હું આ બ્રહ્મ છું" એમ પોતાને પ્રત્યક્ષ રીતે જાણે, તો કયા માયિક પદાર્થની ઇચ્છાથી, અને કયા માયિક ભોક્તાના સુખને માટે, શરીરોની પાછળ પોતાને તપાયમાન કરે ? (૫).

जीवात्मा परमात्मा चेत्यात्मा द्विविध ईरितः ।
चित्तादात्म्यात्त्रिभिर्देहैर्जीवः सन्भोक्तृतां व्रजेत् ॥६॥
परात्मा सच्चिदानन्दस्तादात्म्यं नामरूपयोः
गत्वा भोग्यत्वमापन्नस्तद्विवेके तु नोभयम् ॥ ७ ॥

**આત્મા** બે પ્રકારનો છે, **૧. જીવાત્મા** અને **૨. ઈશ્વર** (પરમાત્મા). ત્રણ દેહોની સાથે પોતાનું તાદાત્મ્ય માનીને ચેતન (( **चिद्** ) **જીવ રૂપ** થઇ **ભોક્તા** થાય છે. (૬). સચ્ચિદાનન્દ રૂપ પરમાત્મા નામરૂપ જગતની સાથે તાદાત્મ્ય માની **ભોગ્ય પદાર્થ** રૂપ થયા છે. આ બંને–શરીરો અને જગત્–નો **વિવેક** કરતાં ભોક્તા કે ભોગ્ય કોઇ રહેતું નથી. (૭).

भोग्यमिच्छन्भोक्तुरर्थे शरीरमनुसंज्वरेत् ।
ज्वरास्त्रिषु शरीरेषु स्थिता न त्वात्मनो ज्वराः ॥८॥
व्याधयो धातुवैषम्ये स्थूलदेहे स्थिता ज्वराः ।
कामक्रोधादयः सूक्ष्मे द्वयोर्बीजं तु कारणे ॥ ९ ॥

ભોક્તાના સુખને માટે ભોગ્ય પદાર્થની ઇચ્છા કરતો જીવ શરીરો જ્વરાયમાન થતાં તેની પાછળ પોતાને જ્વરાયમાન થયેલો માને છે. ( **अनुसंज्वरेत्** ). આ જ્વર ત્રણ શરીરોમાં રહેલા છે, આત્મામાં નથી. [૮]. સ્થૂલ દેહમાં ધાતુની વિષમતાથી ઉત્પન્ન થયેલા જ્વરો (**વ્યાધિઓ**) રહેલા છે: સૂક્ષ્મ દેહમાં **કામક્રોધાદિ જ્વરો** છે; અને કારણ શરીરમાં આ બંને શરીરોના બીજ રૂપ **અજ્ઞાન રૂપી જ્વર** રહેલો છે. (૯).

अद्वैतानन्दमार्गेण परात्मनि विवेचिते ।
अपश्यन्वास्तवं भोग्यं किं नामेच्छेत्परात्मवित् ॥१०॥

आत्मानन्दोक्तरीत्यास्मिञ्जीवात्मन्यवधारिते ।
भोक्ता नैवास्ति कोऽप्यत्र शरीरे तु ज्वरः कुतः ॥११॥

૧૩ મા પ્રકરણમાં વર્ણવેલા **અદ્વૈતાનન્દ** માર્ગ વડે નામ-રૂપાત્મક ભોગ્ય પદાર્થો વાસ્તવ નથી, પણ મિથ્યા છે, એમ અનુભવનાર શું આવા મિથ્યા ભોગની ઇચ્છા કરશે? નહીં જ કરે. (૧૦). અને ૧૨ મા પ્રકરણમાં કહેલી **આત્માનન્દ** રીતિ વડે "જીવાત્મા અસંગ કૂટસ્થ આનન્દ સ્વરૂપ છે" એવો નિશ્ચય થતાં મિથ્યા ભોક્તાનો અભાવ થશે. અને તેમ થતાં શરીરોમાં જ્વર જ રહેશે નહીં. (આ **ઐહિક દુઃખની નિવૃત્તિ** કહી ). ( ૧૧ ).

આમુષ્મિક દુઃખની નિવૃત્તિ.

पुण्यपापद्वये चिन्ता दुःखमामुष्मिकं भवेत् ।
प्रथमाध्याय एवोक्तं चिन्ता नैनं तपेदिति ॥ १२ ॥

"આ પુણ્ય મેં ન કર્યું, આ પાપ મેં કર્યું" એવી રીતે પુણ્ય અને પાપ બંને વિશે જે ચિંતા થાય છે તે **આમુષ્મિક દુઃખ** કહેવાય છે. ઉપર પ્રમાણેની ચિંતા આ જન્મમાં મરતી વખતે થાય છે. તે ચિંતા આગામિ–બીજા જન્મના (આમુષ્મિક)–દુખનું બીજ છે. તેથી તે આમુષ્મિક દુઃખ કહેવાય છે. આ ચિંતા પણ જ્ઞાનીને દુઃખ દઇ શકતી નથી એ વાત પહેલા અધ્યાયમાં ( પ્રક. ૧૧ ના શ્લો. ૫ અને ૯ માં ) કહેવામાં આવી છે. [૧૨].

यथा पुष्करपर्णेऽस्मिन्नपामश्लेषणं तथा ।
वेदनादूर्ध्वमागामिकर्मणोऽश्लेषणं बुधे ॥ १३ ॥
इषीकातृणतूलस्य वह्निदाहः क्षणाद्यथा ।
तथा संचितकर्मास्य दग्धं भवति वेदनात् ॥१४॥
यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥१५॥
यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
हत्वापि स इमाँल्लोकान्न हन्ति न निबध्यते ॥१६॥
मातापित्रोर्वधः स्तेयं भ्रूणहत्यान्यदीदृशम् ।
न मुक्तिं नाशयेत्पापं मुखकान्तिर्न नश्यति ॥१७॥

જેમ જળની અંદર રહેલા કમળના પત્રને જળનો સંબંધ થતો નથી,તેમ **બ્રહ્મજ્ઞાન** પ્રાપ્ત થયા પછી જ્ઞાની નિર્લેપ થવાથી તેમને **આગામિ કર્મ**નો સંબંધ રહેતો નથી. (૧૩).વળી જેમ બરૂના છોડ (**इषीका**)ના મુંજ નામના ઘાસ ( **तृण** ) ઉપર થતા રૂ(**तूल**)-ને અગ્નિ એક ક્ષણમાં ભસ્મ કરી નાંખે છે; તેમ જ્ઞાનીનું **સંચિત કર્મ** પણ જ્ઞાન વડે ક્ષણમાં ભસ્મ થઈ જાય છે. (૧૪). ગીતામાં પણ કહ્યું છે કે જેમ **સમિદ્ધ** અગ્નિ-નાનાં લાકડાંથી સળગાવેલો અગ્નિ-નાનો છતાં મોટાં મોટાં લાકડાંને ( **एधांसि** ) પણ બાળી ભસ્મ કરી નાંખે છે, તેમ જ્ઞાનાગ્નિ **સર્વ** કર્મો ( સંચિત અને આગામિ )નો નાશ કરે છે. ( પ્રારબ્ધ કર્મ તો મરણ સુધી રહીને ભોગ આપે છે ). (૧૫).( કારણ કે )જ્ઞાની કે જેને **અહંકાર**(ભોગવનાર)રહ્યો નથી-મરણ પામ્યો છે,અને જેની બુદ્ધિ મમત્વથી લેપાયમાન થતી નથી, તે આ લોકોનો નાશ કરે તોપણ તે કર્મથી તે બંધાતા નથી (૧૬). માતાપિતાનો વધ, ચોરી, ગર્ભપાત, અને એવાં બીજાં ઘોર પાપ મુક્તિનો નાશ કરી શકતાં નથી, અને ( શોક નહીં રહેવાથી ) તેવાં પાપથી તેમના મુખની કાન્તિ પણ બદલાતી નથી. (૧૭).

આ **દુઃખાભાવ** રૂપી **વિદ્યાન-દ**નું વર્ણન કર્યું.

### ૩. કામાપ્તિ. ૧૮-૩૭.

दुःखाभाववदेवास्य सर्वकामाप्तिरीरिता ।
सर्वान्कामानसावाप्त्वा ह्यमृतोऽभवदित्यतः ॥१८॥
जक्षन्क्रीडन्रतिं प्राप्तः स्त्रीभिर्यानैस्तथेतरैः ।
शरीरं न स्मरेत्प्राणः कर्मणा जीवयेदमुम् ॥१९॥
सर्वान्कामान्सहाप्नोति नान्यवज्जन्मकर्मभिः ।
वर्तन्ते श्रोत्रिये भोगा युगपत्क्रमवर्जिताः ॥२०॥

દુઃખાભાવની પેઠે જ્ઞાનીને **કામાપ્તિ**-સર્વ કામોની પ્રાપ્તિથી થતો આનન્દ-પણ થાય છે. ઐતરેય શ્રુતિ કહે છે કે જ્ઞાની સર્વ કામોને પ્રાપ્ત કરીને **અમૃત** થાય છે. ( ૧૮ ). ખાતા ( **जक्षन्** ), ક્રીડા કરતા ( **क्रीडन्** ), સ્ત્રીઓની સાથે અથવા વાહનો ઇત્યાદિ વડે આનન્દ ભોગવતા છતાં જ્ઞાની તે ભોગ વખતે શરીરને યાદ કરતા નથી, પરંતુ ફક્ત તેમનો પ્રાણ પ્રારબ્ધ કર્મ વડે શરીરને જીવાડે છે, મમત્વ બુદ્ધિથી નહિ. ( ૧૯ ). જ્ઞાની સર્વ કામોને પ્રાપ્ત

કરે છે, છતાં અજ્ઞાનીની પેઠે કર્મો તેમને પુનર્જન્મ આપી શકતાં નથી. જ્ઞાનીમાં સર્વ ભોગ ક્રમ વિના એક સાથે જ રહેલા છે. (૨૦).

અગીઆર આનન્દ.

युवा रूपी च विद्यावान्नीरोगो दृढचित्तवान् ।
सैन्योपेतः सर्वपृथ्वीं वित्तपूर्णां प्रपालयन् ॥ २१ ॥
सर्वैर्मानुष्यकैर्भोगैः संपन्नस्तृप्तभूमिपः ।
यमानन्दमवाप्नोति ब्रह्मविच्च तमश्नुते ॥ २२ ॥
मर्त्यभोगे द्वयोर्नास्ति कामस्तृप्तिरतः समा ।
भोगान्निष्कामतैकस्य परस्यापि विवेकतः ॥२३॥
श्रोत्रियत्वाद्वेदशास्त्रैर्भोगदोषानवेक्षते ।
राजा बृहद्रथो दोषांस्तान् गाथाभिरुदाहरत् ॥२४॥
देहदोषांश्चित्तदोषान्भोग्यदोषाननेकशः ।
शुना वान्ते पायसे नो कामस्तद्वद्विवेकिनः ॥ २५ ॥
निष्कामत्वे समेऽप्यत्र राज्ञः साधनसंचये ।
दुःखमासीद्भाविनाशादतिभीरनुवर्तते ॥ २६ ॥
नोभयं श्रोत्रियस्यातस्तदानन्दोऽधिकोन्यतः ।
गन्धर्वानन्द आशास्ति राज्ञो नास्ति विवेकिनः ॥ २७ ॥

૧. પહેલો આનન્દ સાર્વભૌમ રાજા છે. યુવાન્, રૂપ વાળો, વિદ્યાવાન્, નીરોગી, દૃઢ ચિત્ત વાળો, સૈન્યયુક્ત, વિત્તથી પૂર્ણ સર્વ પૃથ્વી ઉપર સત્તા ધરાવનાર, અને તેથી મનુષ્યોને પ્રાપ્ત કરવા યોગ્ય સર્વ ભોગોને પ્રાપ્ત કરી તૃપ્ત થયેલો સાર્વભૌમ રાજા જે આનન્દ ભોગવે છે તે આનન્દને બ્રહ્મવેત્તા પણ અનુભવે છે.(૨૧-૨૨). આ રાજા અને જ્ઞાની બંનેને મર્ત્યોના ભોગની ઇચ્છા નથી, તે કારણથી બંનેની તૃપ્તિ સમાન છે. એકને ( રાજાને ) સકળ ભોગ પ્રાપ્ત થવાથી નિષ્કામતા થઇ છે, બીજાને ( જ્ઞાનીને ) સારાસારના વિવેકથી પ્રાપ્ત થઇ છે. (૨૩). જ્ઞાની શ્રોત્રિય હોવાથી વિષયોના દોષોને વેદશાસ્ત્રો દ્વારા જાણે છે. જેમકે બૃહદ્રથ રાજાએ મૈત્રાયણીય નામની શાખામાં ગાથા વડે તે દોષો, જેવાકે દેહના દોષો, ચિત્તના દોષો, ભોગ્ય પદાર્થોના દોષોનું અનેક પ્રકારે વર્ણન કર્યું છે. તેથી, જેમ

કૂતરીએ ઓકી કાઢેલા દુધપાક ઉપર તેની વૃત્તિ થતી નથી, તેમ એક વાર દોષો જોઇને તજી દીધેલા ભોગ્ય પદાર્થોને જ્ઞાની ઇચ્છતા નથી. (૨૪–૨૫).આ પ્રમાણે રાજા અને જ્ઞાનીની નિષ્કામતા સમાન છે,છતાં રાજાને સાધન મેળવવામાં જેટલું દુઃખ પડયું હતું તે કરતાં વધારે દુઃખ તેના ભવિષ્યના નાશના ભયથી થાય છે. પરંતુ આ બંને પ્રકારનુ દુઃખ જ્ઞાનીને નથી. માટે જ રાજા કરતાં તેમનો આનન્દ અધિક છે. વળી રાજાને તો ગંધર્વાનન્દની આશા રહેલી છે, જે વિવેકીને નથી. તેથી પણ વિવેકીનો આનન્દ રાજા કરતાં અતિઘણો છે. ( ૨૬–૨૭ ).

**अस्मिन्कल्पे मनुष्यः सन्पुण्यपाकविशेषतः ।**
**गन्धर्वत्वं समापन्नो मर्त्यगन्धर्व उच्यते ॥ २८ ॥**

૨. બીજો **આનન્દ મર્ત્યગંધર્વ** છે. ( તેનો આનન્દ રાજા કરતાં સો ગણો વધારે છે. એ પ્રમાણે ઉત્તરોત્તર દરેકનો આનન્દ સો સો ગણો વધારે છે. ) આ કલ્પમાં જ મનુષ્ય હોઇ પુણ્યના પાકની વિશેષતાના બળથી ગંધર્વત્વને પ્રાપ્ત કરનાર **મર્ત્યગંધર્વ** ( મંદિર, રાજા, વગેરેની આગળ ગાયન કરનાર ) કહેવાય છે. ( ૨૮ ).

**पूर्वकल्पे कृतात्पुण्यात्कल्पादावेव चेद्भवेत् ।**
**गन्धर्वत्वं तादृशोऽत्र देवगन्धर्व उच्यते ॥ २९ ॥**

૩. ત્રીજો **આનન્દ દેવગંધર્વ** છે. પૂર્વ કલ્પમાં કરેલા પુણ્યના પ્રતાપથી કલ્પની શરૂઆતમાં જ જે ગંધર્વત્વ પ્રાપ્ત કરે છે તેવો પુરૂષ **દેવગંધર્વ** ( દેવના જેવા તૈજસ શરીર વાળા હોય છે અને દેવોના ગાયનકાર હોય છે તે ) કહેવાય છે. ( ૨૯ ).

**अग्निष्वात्तादयो लोके पितरश्चिरवासिनः ।**
**कल्पादावेव देवत्वं गता आजानदेवताः ॥ ३० ॥**

૪. અગ્નિષ્વાત્ત વગેરે લોકમાં ચિર કાળ સુધી રહેનાર પિતૃઓ ચોથો **આનન્દ** છે.

૫. કલ્પની શરૂઆતમાં દેવ થયેલા **આજાનદેવતા** પાંચમો **આનન્દ** છે. ( ૩૦ ).

अस्मिन्कल्पेऽश्वमेधादि कर्म कृत्वा महत्पदम् ।
अवाप्याजानदेवैर्याः पूज्यास्ताः कर्मदेवताः ॥ ३१ ॥

૬. આ કલ્પમાં અશ્વમેધાદિ કર્મ કરીને મહાન પદ મેળવવાથી જેઓને આજાન દેવો પૂજે છે તે **કર્મદેવતા** છઠ્ઠો **આનન્દ** છે. ( ૩૧ ).

यमाग्निमुख्या देवाः स्युर्ज्ञाताविन्द्रबृहस्पती ।
प्रजापतिर्विराट् प्रोक्तो ब्रह्मा सूत्रात्मनामकः ॥ ३२ ॥

૭ **યમ, અગ્નિ**, વગેરે મુખ્ય દેવો સાતમો આનન્દ છે.

૮. દેવોનો રાજા **ઇંદ્ર** આઠમો આનન્દ છે.

૯. દેવોના ગુરૂ **બૃહસ્પતિ** નવમો આનન્દ છે.

૧૦. સ્થૂલ સૃષ્ટિના અભિમાની **વિરાટ્ પ્રજાપતિ ( સ્થૂલ બ્રહ્મા )** દશમો **આનન્દ** છે.

૧૧. સૂક્ષ્મ સૃષ્ટિના અભિમાની **સૂત્રાત્મા (હિરણ્યગર્ભ**-વિરાટ્ના પિતા સૂક્ષ્મ બ્રહ્મા ) અગીઆરમો અને સૌથી ઉંચો **આનન્દ** કહેવાય છે. ( ૩૨ ).

सार्वभौमादिसूत्रान्ता उत्तरोत्तरकामिनः ।
अवाङ्मनसगम्योऽयमात्मानन्दस्ततः परः ॥ ३३ ॥

સાર્વભૌમથી સૂત્રાત્મા પર્યંતના આ ૧૧ આનન્દ પોતપોતાની પછીના આનન્દની અભિલાષા વાળા છે. પરંતુ જ્ઞાનીનો અવાઙ્-મનસગમ્ય ( વાણી અને મનથી જણાય નહીં તેવો ) **આત્માનન્દ** તે બધા આનન્દથી પર—અધિક—છે. ( ૩૩ ).

तैस्तैः काम्येषु सर्वेषु सुखेषु श्रोत्रियो यतः ।
निःस्पृहस्तेन सर्वेषामानन्दाः सन्ति तस्य ते ॥ ३४ ॥
सर्वकामाप्तिरेषोक्ता यद्वा साक्षिचिदात्मना ।
स्वदेहवत्सर्वदेहेष्वपि भोगानवेक्षते ॥ ३५ ॥
अज्ञस्याप्येतदस्त्येव न तु तृप्तिरबोधतः ।
यो वेद सोऽश्नुते सर्वान्कामानित्यब्रवीच्छ्रुतिः ॥ ३६ ॥
यद्वा सर्वात्मतां स्वस्य साम्ना गायति सर्वदा ।
अहमन्नं तथान्नादश्चेति साम ह्यधीयते ॥ ३७ ॥

તે તે સર્વ કામ્ય સુખોમાં જ્ઞાની **નિસ્પૃહ** હોવાથી ઉપરના સર્વ **આનન્દોના** આનન્દ (કામાપ્તિ) તેનામાં રહેલા છે.(આ એક કારણ છે). (૩૪). આ **સર્વકામાપ્તિ** કહેવાય છે. અથવા બીજી રીતે લઈએ તો પોતાના દેહની પેઠે સર્વ દેહોમાં પણ સાક્ષી ચિદાત્મા દ્વારા–સર્વ બુદ્ધિનો સાક્ષી હું છું એ જ્ઞાનથી–સર્વ ભોગોને અનુભવે છે. (૩૫). જો તું એમ કહેતો હોય કે અજ્ઞાની પણ સાક્ષી ચિદાત્મા વડે તે તે ભોગ ભોગવે છે, તો તે વાત ખરી છે; પરંતુ તેને તેનું જ્ઞાન નહિ હોવાથી તૃપ્તિ નથી. શ્રુતિ પણ કહે છે કે જે બ્રહ્મને જાણે છે તે જ સર્વ ભોગને ભોગવે છે. (૩૬). અથવા ત્રીજી રીતે જોઈએ તો પોતાની સર્વાત્મતા છે–પોતે સર્વનો અંતરાત્મા છે–એ વાતને સર્વદા સામવેદના મંત્રો વડે ઋષિઓ ગાય છે. "હું અન્ન છું, તથા અન્નનો ખાનાર (अन्नाद) પણ હું છું" એ પ્રમાણે **સામ** કહે છે. આવા જ્ઞાનથી પણ જ્ઞાની સર્વ ભોગોને અનુભવે છે. (૩૭).

આ "**કામાપ્તિ**' નામના **વિદ્યાનન્દ**નું વર્ણન કર્યું.

दुःखाभावश्च कामाप्तिरुभे ह्येवं निरूपिते ।
कृतकृत्यत्वमन्यच्च प्राप्तप्राप्यत्वमीक्षताम् ॥ ३८ ॥
उभयं तृप्तिदीपे हि सम्यगस्माभिरीरितम् ।
त एवात्रानुसंधेयाः श्लोका बुद्धिविशुद्धये ॥ ३९ ॥

આ પ્રમાણે જ્ઞાનીના ૧. **દુઃખાભાવ** અને ૨. **કામાપ્તિનું** નિરૂપણ કરવામાં આવ્યું. હવે **૩. કૃતકૃત્યતા** અને **૪. પ્રાપ્તપ્રાપ્યતા** કહેવામાં આવે છે તે જુઓ. (૩૮) આ બંને **તૃપ્તિદીપ** (પ્રક૦ ૭)માં અમે સારી રીતે વર્ણવ્યાં છે. માટે બુદ્ધિની વિશુદ્ધિને માટે તે જ શ્લોકોનું અહીંઆં ફરીથી ચિંતન કરવું જોઈએ. (માટે તે શ્લોકો નીચે આપવામાં આવ્યા છે.) (૩૯)

### ૪. કૃતકૃત્યતા. ૪૦–૫૯.

ऐहिकामुष्मिकव्रातसिद्ध्यै मुक्तेश्च सिद्धये ।
बहुकृत्यं पुरास्याभूत्तत्सर्वमधुना कृतम् ॥ ४० ॥
तदेतत्कृतकृत्यत्वं प्रतियोगिपुरःसरम् ।
अनुसंदधदेवायमेवं तृप्यति नित्यशः ॥ ४१ ॥

दुःखिनोऽज्ञाः संसरन्तु कामं पुत्राद्यपेक्षया ।
परमानन्दपूर्णोऽहं संसरामि किमिच्छया ॥ ४२ ॥
अनुतिष्ठन्तु कर्माणि परलोकयियासवः ।
सर्वलोकात्मकः कस्मादनुतिष्ठामि किं कथम् ॥ ४३ ॥
व्याचक्षतां ते शास्त्राणि वेदानध्यापयन्तु वा ।
येऽत्राधिकारिणो मे तु नाधिकारोऽक्रियत्वतः ॥ ४४ ॥
निद्राभिक्षे स्नानशौचे नेच्छामि न करोमि च ।
द्रष्टारश्चेत्कल्पयन्ति किं मे स्यादन्यकल्पनात् ॥ ४५ ॥
गुञ्जापुञ्जादि दह्येत नान्यारोपितवह्निना ।
नान्यारोपितसंसारधर्मानेवमहं भजे ॥ ४६ ॥
शृण्वन्त्वज्ञाततत्त्वास्ते जानन्कस्माच्छृणोम्यहम् ।
मन्यन्तां संशयापन्ना न मन्येऽहमसंशयः ॥ ४७ ॥
विपर्यस्तो निदिध्यासेत्किं ध्यानमविपर्यये ।
देहात्मत्वविपर्यासं न कदाचिद्भजाम्यहम् ॥ ४८ ॥
अहं मनुष्य इत्यादिव्यवहारो विनाप्यमुम् ।
विपर्यासं चिराभ्यस्तवासनातोऽवकल्पते ॥ ४९ ॥
आरब्धकर्मणि क्षीणे व्यवहारो निवर्तते ।
कर्माक्षये त्वसौ नैव शाम्येद्ध्यानसहस्रतः ॥ ५० ॥
विरलत्वं व्यवहृतेरिष्टं चेद्ध्यानमस्तु ते ।
अबाधिकां व्यवहृतिं पश्यन्ध्यायाम्यहं कुतः ॥ ५१ ॥
विक्षेपो नास्ति यस्मान्मे न समाधिस्ततो मम ।
विक्षेपो वा समाधिर्वा मनसः स्याद्विकारिणः ॥५२॥
नित्यानुभवरूपस्य को मेऽत्रानुभवः पृथक् ।
कृतं कृत्यं प्रापणीयं प्राप्तमित्येव निश्चयः ॥ ५३ ॥
व्यवहारो लौकिको वा शास्त्रीयो वान्यथापि वा ।
ममाकर्तुरलेपस्य यथारब्धं प्रवर्तताम् ॥ ५४ ॥

अथवा कृतकृत्योऽपि लोकानुग्रहकाम्यया ।
शास्त्रीयेणैव मार्गेण वर्तेऽहं का मम क्षतिः ॥ ५५ ॥
देवार्चनस्नानशौचभिक्षादौ वर्ततां वपुः ।
तारं जपतु वाक् तद्वत्पठत्वाम्नायमस्तकम् ॥ ५६ ॥
विष्णुं ध्यायतु धीर्यद्वा ब्रह्मानन्दे विलीयताम् ।
साक्ष्यहं किंचिदप्यत्र न कुर्वे नापि कारये ॥ ५७ ॥

આ ( ૪૦ થી ૫૭ સુધીના ) શ્લોકો જ્ઞાનીના **કૃતકૃત્યતા** નામના **વિદ્યાનન્દ**નું વર્ણન કરે છે. તે શ્લોકો **તૃપ્તિદીપ** પ્રકરણના ૨૫૩ થી ૨૭૦ સુધીના જે શ્લોકો **જીવન્મુક્ત**ની **કૃતકૃત્યતા** રૂપી **તૃપ્તિ**નો આનન્દ વર્ણવે છે તે જ છે. તેથી તેનો મૂલાર્થ અત્રે આપવામાં આવ્યો નથી. માટે તે પ્રકરણને પાને ૩૦૮ થી ૩૧૧ મે તે જોઈ લેવો ( ૪૦-૫૭ ).

### ૫. પ્રાપ્તપ્રાપ્યતા. ૫૮-૬૪.

कृतकृत्यतया तृप्तः प्राप्तप्राप्यतया पुनः ।
तृप्यन्नेवं स्वमनसा मन्यतेऽसौ निरन्तरम् ॥ ५८ ॥
धन्योऽहं धन्योऽहं नित्यं स्वात्मानमञ्जसा वेद्मि ।
धन्योऽहं धन्योऽहं ब्रह्मानन्दो विभाति मे स्पष्टम् ॥५९॥
धन्योऽहं धन्योऽहं दुःखं सांसारिकं न वीक्षेऽद्य ।
धन्योऽहं धन्योऽहं स्तस्याज्ञानं पलायितं क्वापि ॥६०॥
धन्योऽहं धन्योऽहं कर्तव्यं मे न विद्यते किंचित् ।
धन्योऽहं धन्योऽहं प्राप्तव्यं सर्वमद्य संपन्नम् ॥ ६१ ॥
धन्योऽहं धन्योऽहं तृप्तेर्मे कोपमा भवेल्लोके ।
धन्योऽहं धन्योऽहं धन्यो धन्यः पुनः पुनर्धन्यः ॥ ६२ ॥
अहो पुण्यमहो पुण्यं फलितं फलितं दृढम् ।
अस्य पुण्यस्य संपत्तेरहो वयमहो वयम् ॥ ६३ ॥
अहो शास्त्रमहो शास्त्रमहो गुरुरहो गुरुः ।
अहो ज्ञानमहो ज्ञानमहो सुखमहो सुखम् ॥६४॥

આ (૫૮ થી ૬૪ સુધીના) શ્લોકો જ્ઞાનીના **પ્રાપ્તપ્રાપ્યતા** નામના **વિદ્યાનન્દ**નું વર્ણન કરે છે. પરંતુ તે શ્લોકો **તૃપ્તિદીપ** પ્રકરણના ૨૫૧ થી ૨૯૭ સુધીના જે શ્લોકો **જીવન્મુક્તની પ્રાપ્ત-પ્રાપ્યતા** રૂપી તૃપ્તિનો આનન્દ વર્ણવે છે તે જ શ્લોકો છે. તેથી તેનો મૂલાર્થ અત્રે આપવામાં આવ્યો નથી. માટે તે પ્રકરણને પાને ૩૧૪-૫ મે તે જોઈ લેવો. (૫૮-૬૪).

### ૬. પ્રકરણનું તાત્પર્ય. ૬૫.

ब्रह्मानन्दाभिधे ग्रन्थे चतुर्थोऽध्याय ईरितः ।
विद्यानन्दस्तदुत्पत्तिपर्यन्तोऽभ्यास इष्यताम् ॥ ६५ ॥

"**બ્રહ્માનન્દ**" નામના ગ્રન્થમાં વિદ્યાનન્દ નામનો આ ચોથો અધ્યાય કહેવામાં આવ્યો. માટે **વિદ્યાનન્દ** પ્રાપ્ત થતા સુધી **બ્રહ્માભ્યાસ** કરવો ઈષ્ટ છે. (૬૫)

इति श्रीपंचदश्यां ब्रह्मानन्दे विद्यानन्दः ॥ ॥ १४ ॥

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ॥

૧૪ મું પ્રકરણ સમાપ્ત.

# પ્રકરણ ૧૪.

## વિદ્યાનન્દ.

### ભાવાર્થ.

#### ૧ પ્રકરણનો હેતુ. ૧-૩.

ઉપરનાં ત્રણ ( ૧૧, ૧૨, અને ૧૩ ) પ્રકરણમાં મુખ્ય બ્રહ્માનન્દ, અને બ્રહ્માનન્દમાંથી ઉત્પન્ન થતા વિષયાનન્દ અને વાસનાનન્દનું વર્ણન કર્યું. તેમાં ૧૧ મા પ્રકરણમાં યોગ વડે, અને ૧૨ અને ૧૩ મા પ્રકરણમાં આત્મવિવેક ( જ્ઞાનમાર્ગ ) વડે બ્રહ્માનન્દનો સાક્ષાત્કાર કહ્યો. ૧૧ મા પ્રકરણમાં **યોગથી બ્રહ્માનન્દની પ્રાપ્તિ** કહી, તે ઉપરથી બ્રહ્માનન્દનું નામ **યોગાનન્દ** કહ્યું. ૧૨ મા પ્રકરણમાં **નિજાનન્દ—આત્માનન્દ—ના જ્ઞાન વડે બ્રહ્માનન્દપ્રાપ્તિ** કહી, તેથી તેનું નામ **આત્માનન્દ** કહ્યું. અને ૧૩ મા પ્રકરણમાં **અદ્વૈત આનન્દમાંથી જગતની ઉત્પત્તિ વગેરેનું જ્ઞાન બતાવી બ્રહ્માનન્દની પ્રાપ્તિ** સિદ્ધ કરવાથી તેનું નામ **અદ્વૈતાનન્દ** કહ્યું. પરંતુ ત્રણે પ્રકરણમાં વર્ણવેલો **આનન્દ બ્રહ્માનન્દ** જ છે—**આનન્દ સ્વરૂપ અદ્વૈત બ્રહ્મ** જ છે, એમ કહ્યું. અને આ બ્રહ્માનન્દ **દ્વૈતના મિથ્યાત્વનું ચિન્તન** કરવાથી પ્રાપ્ત થાય છે, એમ પણ બતાવ્યું

હવે આ પ્રકરણમાં **જ્ઞાનવિજ્ઞાન** પ્રાપ્ત કરવાથી જ્ઞાનીને ઉત્પન્ન થતો જે **વિદ્યાનન્દ** છે તેનું નિરૂપણ કરે છે. માટે કહે છે કેઃ—

> योगेनात्मविवेकेन द्वैतमिथ्यात्वचिन्तया ।
> ब्रह्मानन्दं पश्यतोऽथ विद्यानन्दो निरूप्यते ॥१॥

આ ઉપરથી જણાશે કે આ વિદ્યાનન્દ બ્રહ્માનંદ પ્રાપ્ત કરનાર જ્ઞાનીને ( **पश्यतोऽथ** ) જ થાય છે. (૧)

**વિદ્યાનન્દનું સ્વરૂપઃ**—આ વિદ્યાનન્દ વિષયાનન્દની પેઠે અંતઃકરણની વૃત્તિ રૂપ છે, કેમકે બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થવાથી " મને હવે દુઃખ રહ્યું નથી, સર્વ કામની મને પ્રાપ્તિ થઇ છે, મારે કંઇ

કરવાનું રહ્યું નથી, અને પ્રાપ્ત કરવાનું બાકી રહ્યું નથી, " એ પ્રકારનો જ્ઞાનીને જે આનન્દ થાય છે તે સામાન્ય પ્રકારની અંતઃકરણની અહંવૃત્તિને લીધે થાય છે. તેથી તે મુખ્ય આનન્દ નથી. તે આનન્દ અજ્ઞાનીને થતો નથી, કેમકે તેને જ્ઞાનીની પેઠે દુઃખાભાવ, કામાપ્તિ, કૃતકૃત્યતા, અને પ્રાપ્તપ્રાપ્યતા પ્રાપ્ત થઇ નથી. પરંતુ જ્ઞાનીને બ્રહ્મજ્ઞાનના ફળ રૂપે બ્રહ્માનન્દ ઉપરાંત આવો **વિદ્યાનન્દ**--જ્ઞાન( વિદ્યા ) પ્રાપ્ત થવાથી થતો એક બીજો આનન્દ--થાય છે. તેથી તેનું સ્વરૂપ આ પ્રકરણમાં વર્ણવ્યું છે. પરંતુ આ વિદ્યાનન્દ **ઉપાધિમય** છે--અંતઃકરણની વૃત્તિને લીધે છે, જ્યારે બ્રહ્માનન્દ કોઇ પણ જાતની વૃત્તિની ઉપાધિ રહિત છે (૨).

આ વિદ્યાનન્દ ચાર પ્રકારનો છેઃ **૧. દુઃખાભાવ, ૨. કામાપ્તિ,** ૩. **कृतकृत्योऽहं--કૃતકૃત્યતા,** અને **૪. प्राप्तप्राप्योऽहं--પ્રાપ્તપ્રાપ્યતા.** ( ૨--૩ ).

## ૨. દુઃખાભાવ. ૪--૧૭.

દુઃખભાવનું વર્ણન કરતા પહેલાં દુઃખના પ્રકાર કહે છેઃ ૧. ઐહિક અને ૨. **આમુષ્મિક,** એ રીતે દુઃખના બે પ્રકાર છે. ( ૪ ).

**ઐહિક દુઃખની નિવૃત્તિઃ**--ઐહિક દુઃખની નિવૃત્તિ " **आत्मानं चेद्विजानीयात्** " ઇત્યાદિ શ્રુતિવાક્યમાં કહી છે. આ શ્રુતિવાક્યનું વ્યાખ્યાન ૭ મા પ્રકરણ( તૃપ્તિદીપ )માં કરવામાં આવ્યું છે. તેમાં કહ્યા પ્રમાણે જીવન્મુક્ત બ્રહ્મજ્ઞાનીને ત્રણે શરીરોના જ્વર ( ઐહિક દુઃખ ) સંતાપી શકતા નથી, કારણકે તેને **ભોગ્ય પદાર્થોની અસત્યતા** અને **ભોક્તા(જીવ)નું માયિકપણું,** તથા **અસંગ આત્માનું ( બ્રહ્મનું ) સત્યત્વ** અનુભવવામાં આવ્યું છે. ( ૫ ).

આત્મા( જીવ )નો શોકસંબંધ બતાવવા સારૂ આત્માના બે ભેદ છે તે કહે છે. આત્મા બે પ્રકારના છેઃ--**૧. જીવાત્મા,** અને **૨. પરમાત્મા ( માયોપાધિક ઈશ્વર ).** ચિત્ (ચિદાભાસ) ત્રણ શરીરોની સાથે તાદાત્મ્ય--અભેદ--માની લઇ **જીવ રૂપે ભોક્તા** થાય છે. માટે **જીવ ભોક્તા છે.** અને તે જ ચિત્ (ચૈતન્ય) નામરૂપાત્મક જગત્ એટલે કે નામરૂપની કલ્પનાના અધિષ્ઠાન રૂપે તે જગત્ રૂપી કલ્પનાની સાથે તાદાત્મ્ય માનીને

**પરમાત્મા-ઈશ્વર-રૂપ** થઈ ભોગ્ય **પદાર્થ** બને છે. તેથી **શરીરો** અને જગતના વિવેક વડે **જીવને ત્રણ શરીરોથી, અને ઈશ્વરને જગતથી,** જૂદા કરી જાણવાથી ભોક્તા કે ભોગ્ય રહેતાં નથી. અને ભોક્તાભોગ્ય નહીં રહેવાથી શરીરોના જ્વર ( દુઃખ ) પણ ક્લેશ આપી શકતા નથી, કારણ કે ભોક્તા( જીવ )ને સત્ય માનેલો હોય ત્યાંસુધી ઐહિક સુખ દુઃખ છે, પરંતુ તેને માયિક જાણ્યા પછી આ માયિક ભોક્તાના સુખને માટે માણસ ત્રણ શરીરોની પાછળ પોતાને તપાયમાન કરે નહીં. તેથી જ ઐહિક દુઃખનો અભાવ કહ્યો. જે જ્વરો છે તે ત્રણ શરીરોમાં છે, આત્મામાં નથી; જેમકે ધાતુની વિષમતા થવાથી સ્થૂલ દેહમાં વ્યાધિ રૂપ જ્વરો થાય છે; સુક્ષ્મ ( લિંગ ) દેહમાં કામક્રોધાદિ જ્વરો હોય છે; અને બંને( વ્યાધિઓ અને કામક્રોધાદિ )નું કારણ જે **અજ્ઞાન રૂપી** જ્વર છે તે કારણ દેહમાં છે. આ ત્રણે પ્રકારના જ્વરો કેવી રીતે દૂર થાય છે તે ૧૦ અને ૧૧ મા એ શ્લોકમાં કહ્યું છે. તૃતીયાધ્યાયમાં ( ૧૩ મા પ્રકરણમાં ) કહ્યા પ્રમાણે **અદ્વૈતાનન્દ** માર્ગ વડે નામરૂપાત્મક ભોગ્ય પદાર્થો જે માયાશક્તિનાં કાર્યો છે તે નામરૂપથી સચ્ચિદાનન્દ સ્વરૂપ પરમાત્માને જૂદા કરી જાણવાથી ભોગ્ય પ્રપંચ મિથ્યા છે એમ અનુભવનાર શું આવા મિથ્યા ભોગ્યની ઈચ્છા કરશે, અને તે અર્થે દુઃખો વેઠશે ? નહીં જ વેઠે. તેવી જ રીતે ૧૨ મા પ્રકરણમાં કહ્યા પ્રમાણે **આત્માનંદ રીતિ** વડે "જીવાત્મા અસંગ કૂટસ્થ આનંદ સ્વરૂપ ચૈતન્ય છે" એવો નિશ્ચય થતાં મિથ્યા **ભોક્તાનો અભાવ થતાં શરીરમાં જ્વરસંબંધ પણ રહેતો નથી.** આ પ્રમાણે જ્ઞાનીને ઐહિક દુઃખનો અભાવ કહ્યો. ( ૬-૧૧ ).

**આમુષ્મિક દુઃખની નિવૃત્તિઃ**—ઐહિક દુઃખનો અભાવ બતાવી હવે જ્ઞાનીને **આમુષ્મિક** ( પરલોક સંબંધી થતાં ) **દુઃખની નિવૃત્તિ** પણ થાય છે તે કહે છે. ( ૧૨-૧૭ ).

" મેં આ પુણ્ય ન કર્યું, આ પાપ કર્યું, વધારે પુણ્ય કર્યું હોત તો સ્વર્ગમાં વધારે વખત રહેવાત " એવી એવી પરલોક સંબંધી ચિંતા મરણ વખતે થાય છે. આ ચિંતાને **આમુષ્મિક દુઃખ** કહે છે, કેમકે તે ચિંતા જો કે મરણ સમયે થાય છે, પરંતુ તે આગામિ—બીજા જન્મના—દુઃખનું બીજ છે. તેથી તે આમુષ્મિક દુઃખ કહેવાય છે. આ આમુષ્મિક દુઃખ પણ ૧૧ મા પ્રકરણમાં

( શ્લોક ૫ અને ૯ )માં કહ્યા પ્રમાણે જ્ઞાનીને તપાયમાન કરતું નથી, કારણ કે જીવન્મુક્ત થવાથી તેમને પરલોકગમન કે આ લોકમાં પુનર્જન્મ થવાનો નથી. તેથી ઐહિક કે આમુષ્મિક પ્રકારની આરબ્ધકર્મની ચિંતા ( કલેશ ) તેમને થતી નથી. જો કે તેમને આરબ્ધ કર્મોનું સુખ દુઃખ ભોગવવું પડે છે, પરંતુ અજ્ઞાનીની પેઠે તેનો કલેશ થતો નથી. ( ૧૨ ).

વળી તેમનાં સંચિત કે આગામિ કર્મ પણ રહેતાં નથી. જેમ જળની અંદર રહેલા કમળપત્રને જળનો સંબંધ થતો નથી, તેમ **બ્રહ્મજ્ઞાન** પ્રાપ્ત થયા પછી જ્ઞાનીને **આગામિ કર્મ** ( હવે પછી થનારાં કર્મ )નો સંબંધ રહેતો નહીં હોવાથી તે કર્મોની ચિંતા પણ થતી નથી. વળી જેમ બરૂના છોડના મુંજ નામના ઘાસ ઉપર થતા બારીક રૂને અગ્નિ એક ક્ષણમાં ભસ્મ કરી નાખે છે—ઘણું બારીક હોવાથી જલદી બળી જાય છે, તેમ જ્ઞાનીનું **સંચિત કર્મ** પણ જ્ઞાન વડે ક્ષણમાં ભસ્મ થઇ જાય છે. તેનું કારણ એ છે કે જીવનું અજ્ઞાન–કર્મ કરનાર " હું " પણું, એટલે કર્મ કરનાર તથા ભોગવનાર જીવપણું–નષ્ટ થતાં ભોગવવાનું પણ રહેતું નથી. ભોગવનાર ( જીવ ) મરી જવાથી તેની સાથે સંચિત કર્મ પણ નષ્ટ થઇ જાય છે. ગીતામાં પણ શ્રી કૃષ્ણે કહ્યું છે કે, જેમ સમિદ્ધ અગ્નિ–નાનાં લાકડાંથી સળગાવેલો અગ્નિ–નાનો છતાં પાછળથી મોટાં મોટાં લાકડાંને પણ બાળી ભસ્મ કરી નાંખે છે, તેમ જ્ઞાન રૂપી અગ્નિ સંચિત અને આગામિ સર્વ કર્મોનો નાશ કરે છે. * ( ૧૩—૧૪ )

પરંતુ જે કર્મ પ્રારબ્ધ રૂપ થઇને આ જન્મમાં ભોગ આપવા નિર્માણ થયું છે, તેનો તો નાશ થતો જ નથી, તે પ્રારબ્ધનું સુખ દુઃખ તો ભોગવવું પડે છે; કેમકે જ્ઞાન પ્રાપ્ત થતાં

---

* શ્રીશંકરાચાર્યે શારીરક ભાષ્યમાં કહ્યું છે કે જ્ઞાનીનાં કર્મ પણ નષ્ટ થતાં નથી, તે કોઇને પણ ભોગવવાં પડે છે. પરંતુ તે કર્મો જ્ઞાનીને ભોગવવાં પડતાં નથી. જ્ઞાનીનાં પુણ્યકર્મનું ફળ જ્ઞાનીની સેવા કરનારને પ્રાપ્ત થાય છે, અને તેમનાં પાપકર્મનું ફળ તેમના દ્વેષીને પ્રાપ્ત થાય છે; જેમ પિતાનું ધન તેના મરણ બાદ તેના પુત્રોને વહેંચી આપવામાં આવે છે.

પહેલાં–અજ્ઞાન દશામાં–જે તીર છોડવામાં આવ્યો છે તે પાછો વાળી શકાતો નથી, અજ્ઞાન દશામાં ફળ આપવા તૈયાર થયેલું ગતિમાન ( आरब्ध ) કર્મ છોડેલા તીરની પેઠે ગતિ પૂર્ણ થયા વિના અટકાવી શકાતું નથી–ગતિ પૂર્ણ કરીને ભોગ આપીને પોતાની મેળે જ નષ્ટ થાય છે. ફેર માત્ર એટલો જ છે કે જેને તે પ્રારબ્ધ ભોગવવા બીજો જન્મ લેવાનો બાકી છે તેને હજુ જ્ઞાન થયું નથી એમ સમજવું. તેને તો પ્રારબ્ધ પ્રતિબંધ રૂપ હોવાથી બીજા જન્મમાં ભોગવીને તેનો ક્ષય થતાં જ્ઞાન થશે. પરંતુ જેને બીજો જન્મ લેવાનો રહ્યો નથી તેને આ જન્મમાં જ જ્ઞાન થાય છે, અને આ જન્મમાં જ શેષ પ્રારબ્ધ ભોગવી લેવું પડે છે. **પરંતુ તેને પ્રારબ્ધનો કલેશ થતો નથી.** આ પ્રારબ્ધ કર્મ સિવાયનાં જ્ઞાનીનાં જે સંચિત અને આગામિ કર્મ રહ્યાં તે તો અજ્ઞાનની સાથે–"હું" પણા રૂપી ભોક્તાની સાથે–નષ્ટ જ થાય છે; કારણ કે જ્ઞાન થવાથી અહંકાર રહેતો નથી અને બુદ્ધિ મમત્વથી લેપાયમાન થતી નથી. માટે અહંકાર વિના અને અસંગ ( નિર્લેપ ) બુદ્ધિ વડે કરેલાં કર્મોનો સંબંધ જ્ઞાનીને લાગતો નથી. તેથી જ્ઞાની લોકોનો સંહાર કરે તો પણ કોઇનો નાશ કરતો નથી, તેમજ તેથી બંધાતો નથી. સાધારણ કર્મ તો શું, પરંતુ ઘોર પાપ પણ તેને લાગતાં નથી.જેવાં કે માતા પિતાનો વધ, ચોરી, ગર્ભપાત કરવો (भ्रूणहत्या),ઇત્યાદિ ઘોર પાપ પણ જ્ઞાનીની મુક્તિનો નાશ કરી શકતાં નથી. અને જેમ અજ્ઞાનીને પાપ કરવાથી શોક થાય છે, અને શોક થવાથી તેના મુખની કાન્તિ બદલાઇ જાય છે; તેમ જ્ઞાનીને જ્ઞાનને લીધે તેવો શોક–ચિંતા–થતી નહિ હોવાથી તેમની મુખકાન્તિ બદલાતી નથી, કેમકે તે કર્મ કર્યાં છતાં મમત્વ વિના કરેલાં હોવાથી તે પાપ રૂપ નથી. આ પ્રમાણે જ્ઞાનીને આમુષ્મિક–હવે પછી થનારાં–દુઃખોનો તેમજ ઐહિક દુઃખોનો પણ અભાવ કહ્યો છે. અને પોતાને ( જ્ઞાનીને ) આ દુઃખો નથી એવી વૃત્તિથી તેમને એક જાતનો આનંદ થાય છે,તે જ **દુઃખાભાવ રૂપી વિદ્યાનન્દ** છે. ( ૧૩–૧૭: )

### ૩. કામાપ્તિ ૧૮–૩૭.

જ્ઞાનીને **કામાપ્તિ–સર્વ કામોની પ્રાપ્તિથી થતો આનન્દ–**પણ થાય છે. ઐતરેય શ્રુતિમાં કહ્યું છે કે જ્ઞાની સર્વ કામોને પ્રાપ્ત કરીને અમૃત થાય છે. છાન્દોગ્ય શ્રુતિમાં પણ કહ્યું છે કે ખાતો

ખાતો ( जक्षन् ), ક્રીડા કરતો ( क्रीडन् ), સ્ત્રીઓની સાથે અથવા વાહનો ઇત્યાદિ વડે આનંદ ભોગવતો છતો જ્ઞાની તે ભોગ દરમ્યાન શરીરને સ્મરતો નથી, પરંતુ ફક્ત તેનો પ્રાણ પ્રારબ્ધ કર્મ વડે શરીરને જીવાડે છે. મતલબ કે શરીરથી જ ભોગ ભોગવે છે, મમત્વબુદ્ધિથી નહીં. પ્રારબ્ધ વશાત્ જ્ઞાની સર્વ ભોગ ભોગવતો છતાં તેને પુનર્જન્મ પ્રાપ્ત થતો નથી, કેમકે બીજો જન્મ આપનારૂં પ્રારબ્ધ રહેલું નહિ હોવાથી જ્ઞાન થતાં તેનાં સંચિત કર્મોનો નાશ થયેલો છે, અને જ્ઞાનથી મુક્તિ છે. તે ભોગ ભોગવતો છતાં વિકાર પામતો નથી. વળી જ્ઞાનીમાં સર્વ ભોગ ક્રમ વિના એક સાથે જ રહેલા છે. તે કેવી રીતે તે નીચે કહેલા ૧૧ આનન્દ કરતાં પણ પોતાનો આનન્દ અધિક છે, તે બતાવીને જણાવે છે. (૧૮–૨૦).

**અગીઆર આનન્દઃ**—હવે સર્વ ભોગ જ્ઞાનીમાં એકી સાથે કેવી રીતે રહેલા છે, અને તેનો આનન્દ સૌથી અધિક શાથી છે, તે બતાવવા સારૂ શ્રુતિમાં કહેલા ૧૧ આનન્દનું વર્ણન કરીને બતાવે છે કે તે ૧૧ **આનન્દ** કરતાં પણ જ્ઞાનીનો **આનન્દ** અધિક છે. ( ૨૧–૩૨ )

૧. યુવાન, રૂપ વાળો, વિદ્યાવાન, નીરોગી, દૃઢ ચિત્ત વાળો, સૈન્યોપેત, વિત્તથી પૂર્ણ પૃથ્વી ઉપર સત્તા ધરાવનારો, અને તેથી સર્વ માનુષ્યક ભોગો ભોગવીને તૃપ્ત થયેલો સાર્વભૌમ રાજા જે આનન્દને ભોગવે છે તે આનન્દ બ્રહ્મવેત્તા–બ્રહ્માનન્દ ભોગવનાર–પણ ભોગવે છે, કારણ કે સર્વ આનન્દો બ્રહ્માનન્દના અંશ માત્ર છે, એમ તે જાણે છે. ( ૨૧–૨૨ ). જ્ઞાની અને સાર્વભૌમને સરખી તૃપ્તિ એટલા માટે છે કે બંનેને મર્ત્ય ભોગની ઇચ્છા રહી નથી; કારણ કે જ્યારે સાર્વભૌમને સર્વ પ્રકારના ભોગ ભોગવવાથી નિષ્કામતા થઇ છે, ત્યારે જ્ઞાનીને વિવેક( જ્ઞાન )થી થઈ છે. ( ૨૩ ). આ વિવેક કેવા પ્રકારનો છે તે કહે છેઃ વેદની મૈત્રાયણીય નામની શાખામાં બૃહદ્રથ નામના રાજાએ જે દેહદોષ, ચિત્તદોષ, ભોગ્યદોષ, ઇત્યાદિ અનેક વિષયદોષો કહ્યા છે તેને શ્રોત્રિય જાણે છે. તેથી તેમને વિવેકબુદ્ધિ ઉત્પન્ન થઇ નિષ્કામતા પ્રાપ્ત થવાથી કામની ઇચ્છા થતી નથી. તેનું દૃષ્ટાન્ત એ કે "**शुना वान्ते पायसे नो कामस्तद्वद्विवेकिनः** ॥ ૨૫ ॥ જેમ કુતરીએ ઓકી કાઢેલા દૂધપાકમાં તેને ફરીથી પ્રીતિ થતી નથી, તેવી રીતે ભોગ્ય પદાર્થોના

દોષો જોઇ તેમને એક વાર તજ્યા પછી જ્ઞાની ફરીથી તેમની ઇચ્છા કરતા નથી. ( ૨૪–૨૫ ). આ પ્રમાણે જ્ઞાની અને સાર્વભૌમ રાજાની નિષ્કામતા સરખી છે, છતાં રાજાને સાધનો સંપાદન કરવામાં જેટલું દુઃખ થયું હતું તે કરતાં વિશેષ દુઃખ સાધનોનો ભવિષ્યમાં નાશ થવાની બીકથી થાય છે. આ બંને દુઃખ જ્ઞાનીને નથી. તેથી તેનો આનન્દ સાર્વભૌમ કરતાં અધિક છે. વળી સાર્વભૌમને પણ ગંધર્વો( ગાયનકાર )ના આનન્દની આશા રહે છે. વિવેકીને તો તે પણ નથી. તેથી પણ જ્ઞાનીનો આનન્દ તેનાથી અધિક છે. ( ૨૬–૨૭ ).

૨. સાર્વભૌમ રાજા કરતાં સો ગણો ગાયનનો આનન્દ મર્ત્યગંધર્વ ( મંદિર, રાજા, વગેરે આગળ ગાયન કરનાર ગવૈયાઓ )ને હોય છે. તેથી તેના આનન્દની ઇચ્છા સાર્વભૌમ પણ રાખે છે. આ મર્ત્યગંધર્વ કોણ તે કહે છે: આ કલ્પમાં જ જે મનુષ્ય પુણ્યના પરિપાકના વિશેષત્વને લીધે ગંધર્વત્વ ( ગવૈયાનુ પદ ) પ્રાપ્ત કરે છે તે મર્ત્યગંધર્વ કહેવાય છે. ( આ માણસ ફરી મનુષ્ય તરીકે પણ અવતરે ). ( ૨૮ ).

૩. મર્ત્યગંધર્વ કરતાં દેવગંધર્વનો આનંદ સો ગણો વધારે હોવાથી તેની ઇચ્છા મર્ત્યગંધર્વને થાય છે. ( આ દેવગંધર્વનું શરીર દેવના જેવું તૈજસી હોય છે ). જે માણસ પૂર્વ કલ્પમાં કરેલા પુણ્યને લીધે આ કલ્પની શરૂઆતમાં જ ગંધર્વત્વ પ્રાપ્ત કરે છે તેને દેવગધર્વ કહે છે. ( ૨૯ ).

૪. દેવગંધર્વ અગ્નિષ્વાત્ત વિગેરે નામના પિતૃલોકમાં રહેનાર પિતૃલોકના આનંદની ઇચ્છા રાખે છે, કેમકે પિતૃઓનો આનન્દ તેના કરતાં સો ગણો વધારે છે. ( ૩૦ ).

૫. પિતૃઓ વળી આજાનદેવતાના આનંદની ઇચ્છા રાખે છે, કેમકે તેમના કરતાં તેમનો આનંદ વળી સો ગણો છે. આ આજાન દેવતા કલ્પની શરૂઆતમાં જ તે પદ પામેલા દેવો છે. (૩૧).

૬. પરંતુ આ કલ્પમાં જ અશ્વમેધ વગેરે યજ્ઞાદિ કર્મ કરીને આ કલ્પમાં જ જે મનુષ્યો દેવોનું મહત્પદ પામે છે તે કર્મદેવતા કહેવાય છે, અને તેમનો આનંદ આજાન દેવતા કરતાં સો ગણો છે. ( ૩૧ ).

૭. કર્મદેવતા કરતાં યમ, અગ્નિ, વગેરે મુખ્ય દેવતાઓનો આનન્દ સો ગણો છે. ( ૩૨ ).

૮. યમાદિ મુખ્ય દેવો કરતાં દેવોના રાજા ઇંદ્રનો આનન્દ સો ગણો છે. ( ૩૨ ).

૯. ઇંદ્ર કરતાં દેવોના ગુરૂ બૃહસ્પતિનો આનંદ સો ગણો છે.(૩૨).

૧૦. બૃહસ્પતિ કરતાં વિરાટ્ પ્રજાપતિ (બ્રહ્મલોકમાં રહેનાર ચાર મુખવાળા સ્થૂલ બ્રહ્મા)–સ્થૂલ સૃષ્ટિના અભિમાની બ્રહ્મા–વિરાટ ઈશ્વરનો આનન્દ સો ગણો છે. ( ૩૨ ).

૧૧. અને વિરાટ્ કરતાં સૂત્રાત્મ બ્રહ્મા–હિરણ્યગર્ભ–વિરાટ્‌ના પિતા–સૂક્ષ્મ દેહાભિમાની ઇશ્વર–નો આનંદ સો ગણો વધારે છે.[૩૨].

સાર્વભૌમથી સૂત્રાત્મા સુધીના સર્વ " **આનન્દ** " નામથી ઓળખાય છે. આ અગીઆર આનન્દો પોતપોતાના પછીના–ઉત્તરોત્તર–આનન્દની અભિલાષા વાળા છે. પરંતુ જ્ઞાનીનો અવાઙ્‌મનસગમ્ય **આત્માનંદ** તે સર્વ આનન્દોથી–પર અધિક–છે. ( ૩૩ ).

**જ્ઞાનીના આનન્દની અધિકતાનાં કારણો**:—આ પ્રમાણે જ્ઞાનીનો આનંદ સર્વથી અધિક છે. તે અધિકતા ત્રણ પ્રકારે છે તે કહે છે. [ ૩૪-૩૭ ].

(૧). ઉપરના ૧૧ આનન્દોનાં ઇચ્છિત [કામ્ય] સર્વ પ્રકારનાં સુખોમાં જ્ઞાની **નિસ્પૃહ** હોવાથી સર્વે (૧૧) આનન્દો જ્ઞાનીમાં છે. તેથી જ્ઞાનીને **કામાપ્તિ** છે. (૩૪).

(૨). અથવા ( બીજો પ્રકાર ) સર્વ દેહોમાં રહેલા એક જ સાક્ષી ચિદાત્મા વડે " મારા દેહની પેઠે સર્વ દેહોમાં બુદ્ધિનો સાક્ષી હું છું " એવા જ્ઞાનથી **સર્વ દેહોમાં આનન્દ ભોગવનાર પોતે છે એમ જ્ઞાની** અનુભવી તૃપ્ત થાય છે. આવો કામાપ્તિનો આનન્દ અજ્ઞાનીમાં પણ છે. પરંતુ તેને અજ્ઞાનને લીધે તૃપ્તિ થતી નથી. પરંતુ સર્વ કામોની પ્રાપ્તિ રૂપ આનન્દ તો જે બ્રહ્મને જાણે છે તેને જ પ્રાપ્ત થાય છે, એમ શ્રુતિ પણ કહે છે. [૩૫–૩૬].

(૩). અથવા ( ત્રીજો પ્રકાર ) જ્ઞાની એમ જાણીને પણ કામાપ્તિનો આનન્દ ભોગવે છે કે " **મારો આત્મા સર્વનો આત્મા છે** " એવી પોતાની સર્વાત્મતા ઋષિઓ સામવેદના છંદો વડે સર્વદા ગાય છે, અને આત્મા સર્વાત્મા હોવાથી " **હું અન્ન રૂપ છું, અને તે જ અન્નનો ખાનાર પણ હું જ છું** ", એવું પણ સામવેદમાં

કહેલું હોવાથી જ્ઞાની તે પ્રમાણે જાણીને પણ સર્વ આનન્દનો ભોક્તા થાય છે. ( ૩૭ ).

આ પ્રમાણે ત્રણ પ્રકારે જ્ઞાનીની કામાપ્તિ છે.

## ૪. કૃતકૃત્યતા. ૪૦–૫૭.

**આ પ્રમાણે દુઃખાભાવ અને કામાપ્તિ** નામનો **વિદ્યાનન્દ** વર્ણવ્યો. હવે તૃપ્તિદીપ પ્રકરણ(૭)ના શ્લોક ૨૫૩ થી ૨૭૦ માં વર્ણવેલી જીવન્મુક્તની **કૃતકૃત્યતા** રૂપી તૃપ્તિનો આનન્દ, અને તે જ પ્રકરણના શ્લો. ૨૭૧ થી ૨૭૭ માં વર્ણવેલી જીવન્મુક્તની **પ્રાપ્ત-પ્રાપ્યતા** રૂપી તૃપ્તિનો આનન્દ કહે છે. આ બંનેનું વર્ણન તે ( ૭ મા ) પ્રકરણના તે શ્લોકોના ભાવાર્થમાં પાને ૩૬૨ થી પાને ૩૭૦ માં આપેલું છે તે જોવું. છતાં અત્રે તેની ટુંક સમજ આપવામાં આવી છે. ( ૩૮–૯ ).

આ કૃતકૃત્યતા સંબંધીના ૭ મા પ્રકરણના શ્લોકો આ (૧૪ મા ) પ્રકરણના શ્લોક ૪૦ થી ૫૭ અંકથી આપેલા છે.

આ શ્લોકોનો ભાવાર્થ એ છે કે જ્ઞાન પ્રાપ્ત થયા પછી "હવે મારે કોઇ પણ કર્તવ્ય બાકી રહેતું નથી, જે કંઇ સાધન કરવાનું હતું તે કરી ચૂકયો છું" એવી રીતની ભાવનાથી જ્ઞાનીને **એક** જાતનો **આનન્દ** થાય છે. ઐહિક સુખને માટે કે આમુષ્મિક સુખને માટે, તેમજ મુક્તિની સિદ્ધિને માટે, પ્રથમ જે કરવાનું હતું તે મેં કર્યું છે, એવી રીતના ચિંતનથી જ્ઞાની નિત્ય તૃપ્ત થઇને આનન્દ પામે છે. "અજ્ઞાનીની પેઠે હવે મારે પુત્રની ઇચ્છા નથી, પરલોકની ઇચ્છા નથી, વેદનું અધ્યાપન કરાવવામાં મારો અધિકાર નથી, માટે તે તે કર્મ કરવાની મારે જરૂર નથી. મને સંશય વિપર્યય રહિત જ્ઞાન પ્રાપ્ત થયું છે, તો તેનું સાધન–શ્રવણ, મનન, કે નિદિધ્યાસન–કરવાની જરૂર નથી. વ્યવહારની ન્યૂનતા કરવાની ઇચ્છાવાળો ભલે **ધ્યાન** કરે, મને તો વ્યવહાર બાધ કરી શકતો નથી, તો મારે ધ્યાન કરવાની જરૂર નથી. મારા મનને કોઇ વાતનો **વિક્ષેપ** રહ્યો નથી, તો મારે **સમાધિ** કરવાની પણ જરૂર નથી. અને હું નિત્ય અનુભવ રૂપ છું, તો સમાધિ વડે હવે મારે કયો અનુભવ ( જ્ઞાન ) પ્રાપ્ત કરવાનો બાકી છે ? છતાં પ્રારબ્ધ પ્રમાણે જે કોઇ લૌકિક અથવા શાસ્ત્રીય અથવા કોઇ અન્યથા વ્યવહાર મારે માથે આવી પડે તો તે ભલે આવે;હું નિર્લેપ

હોવાથી મને હરકત નથી. અથવા લોકોનું ભલું કરવાની ઇચ્છાથી હું શાસ્ત્રીય માર્ગે વર્તું, તો તેથી મને હાનિ નથી. મારૂં શરીર કદાપિ દેવાર્ચન વગેરે કરે, વાણિ ૐકાર જપે કે વેદ ભણે, અથવા બુદ્ધિ વિષ્ણુનું ધ્યાન કરે કે બ્રહ્માનન્દમાં લીન થાય-ગમે તે કરે. પરંતુ તેથી હું અકર્તા હોવાથી નથી કાંઇ કરતો કે નથી કાંઇ કરાવતો. ( **न कुर्वे नापि कारये ॥** ) જ્ઞાની આ પ્રમાણે વિદ્યાથી પ્રાપ્ત થતી **કૃત્યકૃત્યતાની** તૃપ્તિના આનન્દ રૂપ **વિદ્યાનન્દનું** સુખ ભોગવે છે. ( ૪૦-૫૭ ).

### ૫. પ્રાપ્તપ્રાપ્યતા. ૫૮-૬૪.

જ્ઞાની જેવી રીતે કૃતકૃત્યતાથી તૃપ્ત થાય છે, તેવી રીતે પ્રાપ્તપ્રાપ્યતાથી પણ પોતાના મનમાં નીચે પ્રમાણે ચિંતન કરતો તૃપ્ત થાય છે. ( ૫૮-૬૪ ).

ધન્ય છે મને ! હું **સાક્ષાત્ સ્વાત્માને જોઉં છું**. ધન્ય છે મને ! મને **બ્રહ્માનન્દ સ્પષ્ટ ભાસે છે.** ( ૫૯ ) ધન્ય છે મને ! હવે હું **સાંસારિક** દુઃખ દેખતો નથી. ધન્ય છે મને ! કે હવે મારૂં **અજ્ઞાન** ક્યાંયે પલાયન કરી ગયું. ( ૬૦ ). ધન્ય છે મને ! કે હવે મારે કાંઇ **કર્તવ્ય** રહ્યું નહિ. ધન્ય છે મને ! કે હવે આજે મને સર્વ પ્રાપ્ત થયું. ( ૬૧ ). ધન્ય છે મને ! કે મારી તૃપ્તિની કોઇ ઉપમા લોકમાં મળતી નથી. આવો જે હું તેને વારંવાર ધન્ય છે. ( ૬૨ ). ધન્ય છે મને ! કે મારૂં **પુણ્ય** દૃઢ રીતે ફળ પામ્યું, જે પુણ્યની સંપત્તિને લીધે ધન્ય છે મને ! ( ૬૩ ). ધન્ય છે એ **શાસ્ત્રને** ! અને ધન્ય છે મારા **ગુરૂને** ! કે જેની કૃપાથી મને જ્ઞાન અને આનન્દ પ્રાપ્ત થયો. અને ધન્ય છે એ **જ્ઞાનને** ! અને ધન્ય છે તે **સુખને** ! ( ૬૪ ).

આ પ્રમાણે જ્ઞાની **પ્રાપ્તપ્રાપ્યતાની** તૃપ્તિ રૂપી **વિદ્યાનન્દ** પણ ભોગવે છે. [ ૫૮—૬૪ ].

### ૬. પ્રકરણનું તાત્પર્ય. ૬૫.

આ પ્રમાણે " **બ્રહ્માનન્દ** " નામના ગ્રન્થમાં "વિદ્યાનન્દ" નામનો આ ચોથો અધ્યાય કહ્યો. માટે વિદ્યાનન્દ પ્રાપ્ત થતા સુધી બ્રહ્માભ્યાસ-બ્રહ્મચિંતન વગેરે-કરો. ( ૬૫ ).

## ૧૪ મું પ્રકરણ સમાપ્ત.

# ब्रह्मानन्दे विषयानन्दप्रकरणम् ॥१५॥

## મૂલાર્થ.

## વિષયાનન્દ.

### ૧. પ્રકરણનો હેતુ. શ્લો. ૧.

अथात्र विषयानन्दो ब्रह्मानन्दांशरूपभाक् ।
निरूप्यते द्वारभूतस्तदंशत्वं श्रुतिर्जगौ ॥ १ ॥

**વિષયાનન્દ** બ્રહ્માનન્દના અંશ રૂપ હોવાથી તથા બ્રહ્માનન્દની પાસે પહોચવાના દ્વાર રૂપ હોવાથી આ પ્રકરણમાં તેનું નિરૂપણ કરવામાં આવે છે **વિષયાનન્દ** બ્રહ્માનન્દનો અંશ છે એમ શ્રુતિ પણ કહે છે. ( ૧ ).

### ૨. મિશ્ર-અપ્રપંચ-બ્રહ્મ ૨-૨૧.

एषोऽस्य परमानन्दो योऽखण्डैकरसात्मकः ।
अन्यानि भूतान्येतस्य मात्रामेवोपभुञ्जते ॥ २ ॥

( શ્રુતિ કહે છે કે ) **પરમ આનન્દ** તો જે **અખંડ એક રસ** ( વિકાર રહિત ) **બ્રહ્મ** છે તેનો જ છે. બાકી ભૂત માત્ર તો આ પરમાનન્દની એક માત્રા જ ભોગવે છે. ( ૨ ).

शान्ता घोरास्तथा मूढा मनसो वृत्तयस्त्रिधा ।
वैराग्यं क्षान्तिरौदार्यमित्याद्याः शान्तवृत्तयः ॥ ३ ॥
तृष्णा स्नेहो रागलोभावित्याद्या घोरवृत्तयः ।
संमोहो भयमित्याद्याः कथिता मूढवृत्तयः ॥ ४ ॥

અંતઃકરણની વૃત્તિઓ ત્રણ પ્રકારની છે. ૧. **શાન્ત**, ૨. **ઘોર**, અને ૩ **મૂઢ**. વૈરાગ્ય, ક્ષાન્તિ, ઉદારતા, વગેરે શાન્ત ( સાત્વિકી ) વૃત્તિઓ છે; તૃષ્ણા, સ્નેહ, રાગ, લોભ, વગેરે ઘોર ( રાજસી ) વૃત્તિઓ છે; અને સંમોહ, ભય, વગેરે મૂઢ ( તામસી ) વૃત્તિઓ કહેવાય છે. ( ૩—૪ ).

वृत्तिष्वेतासु सर्वासु ब्रह्मणश्चित्स्वभावता ।
प्रतिबिम्बति शान्तासु सुखं च प्रतिबिम्बति ॥ ५ ॥

रूपं रूपं बभूवासौ प्रतिरूप इति श्रुतिः ।
उपमा सूर्यकेत्यादि सूत्रयामास सूत्रकृत् ॥ ६ ॥
एक एव हि भूतात्मा भूते भूते व्यवस्थितः ।
एकधा बहुधा चैव दृश्यते जलचन्द्रवत् ॥ ७ ॥
जले प्रविष्टश्चन्द्रोऽयमस्पष्टः कलुषे जले ।
विस्पष्टो निर्मले तद्वद्द्वेधा ब्रह्मापि वृत्तिषु ॥ ८ ॥
घोरमूढासु मालिन्यात्सुखांशश्च तिरोहितः ।
ईषन्नैर्मल्यतस्तत्र चिदंशप्रतिबिम्बनम् ॥ ९ ॥
यद्वापि निर्मले नीरे वह्नेरौष्ण्यस्य संक्रमः ।
न प्रकाशस्य तद्वत्स्याच्चिन्मात्रोद्भूतिरेव च ॥ १० ॥
काष्ठे त्वौष्ण्यप्रकाशौ द्वावुद्भवं गच्छतो यथा ।
शान्तासु सुखचैतन्ये तथैवोद्भूतिमाप्नुतः ॥ ११ ॥
वस्तुस्वभावमाश्रित्य व्यवस्था तूभयोः समा ।
अनुभूत्यनुसारेण कल्प्यते हि नियामकम् ॥ १२ ॥

આ સર્વ વૃત્તિઓમાં **બ્રહ્મનો ચિત્સ્વભાવ** પ્રતિબિંબિત થાય છે-ભાસે છે; પરંતુ શાન્ત વૃત્તિઓમાં જ **ચિત્ અને સુખ** ( આનન્દ ) સ્વભાવ બંને પ્રતિબિંબિત થાય છે ( ૫ ) આ સંબંધમાં " દરેક પદાર્થોમાં જઇને આત્મા તે તે રૂપ થયો " એવું શ્રુતિ-પ્રમાણ છે; તેમ વ્યાસસૂત્રોમાં પણ " આત્મા સૂર્ય-પ્રકાશ જેવો છે " એ વગેરે પ્રમાણ છે. ( ૬ ) આ પ્રમાણે ભૂતાત્મા સ્વરૂપે એક છતાં જૂદા જૂદા પદાર્થોમાં [ भूते भूते ] પ્રતિબિંબિત થઇને એક પ્રકારે કે વધારે પ્રકારે (**एकधा बहुधा** ) -સદાદિ રૂપે-દેખાય છે; જેમ જૂદા જૂદા જળમાં પડેલાં ચંદ્રનાં પ્રતિબિંબ જૂદા જૂદા રૂપે દેખાય છે. ( ૭ ). જેમ મલિન જળ-માં પ્રતિબિંબિત થયેલો ચંદ્ર અસ્પષ્ટ દેખાય છે, અને નિર્મળ જળમાં સ્પષ્ટ દેખાય છે; તેમ બ્રહ્મ-બ્રહ્મનાં સદાદિ સ્વરૂપ-પણ જૂદી જૂદી વૃત્તિઓમાં સ્પષ્ટ કે અસ્પષ્ટ રૂપે દેખાય છે. [ ૮ ]. જેમકે ઘોર અને મૂઢ વૃત્તિઓ રજોગુણ અને તમોગુણથી મલિન થયેલી હોવાથી તેમાં આનન્દાંશ ઢંકાઇ ગયેલો હોય છે, કેમકે જુજ નિર્મ-ળતા હોવાથી ચિદંશનું જ પ્રતિબિંબ પડે છે. ( ૯ ). અથવા

( यद्वा ) જેમ નિર્મળ જળને ગરમ કરતાં તેમાં અગ્નિની ઉષ્ણતા પ્રવેશ કરે છે, પરંતુ પ્રકાશનો પ્રવેશ થતો નથી; તેમ ( ઘોર અને મૂઢ વૃત્તિઓમાં ) ચિદંશનો જ ઉદ્ભવ થાય છે, આનંદનો નહિ. ( ૧૦ ). પરંતુ જેમ કાષ્ઠને સળગાવતાં તેમાં અગ્નિની ઉષ્ણતા અને પ્રકાશ બંનેનો પ્રવેશ થાય છે: તેમ શાન્ત વૃત્તિઓમાં આનન્દ અને ચિત્ ( ચૈતન્ય ) બંને આવે છે. ( ૧૧ ). આવી વ્યવસ્થા વસ્તુઓના સ્વભાવ જોઇને બંનેમાં ( જળકાષ્ઠદિ અને વૃત્તિઓમાં ) સરખી જ કરવામાં આવી છે. આ સંબંધમાં પ્રમાણ તરીકે પોતપોતાની વૃત્તિઓનો અનુભવ જ છે, જે અનુભવને આધારે વિવેકી (અધિકારીને બોધ આપવાને માટે) બોધક પ્રમાણુની ( नियामकम् ) કલ્પના કરી બોધ આપે છે. ( ૧૨ ).

न घोरासु न मूढासु सुखानुभव ईक्ष्यते ।
शान्तास्वपि क्वचित्कश्चित्सुखातिशय ईक्ष्यताम् ॥ १३ ॥
गृहक्षेत्रादिविषये यदा कामो भवेत्तदा ।
राजसस्यास्य कामस्य घोरत्वात्तत्र नो सुखम् ॥ १४ ॥
सिध्येन्न वेत्यस्ति दुःखमसिद्धौ तद्विवर्धते ।
प्रतिबन्धे भवेत्क्रोधो द्वेषो वा प्रतिकूलतः ॥ १५ ॥
अशक्यश्चेत्प्रतीकारो विषादः स्यात्स तामसः ।
क्रोधादिषु महद्दुःखं सुखशङ्कापि दूरतः ॥ १६ ॥
काम्यलाभे हर्षवृत्तिः शान्ता तत्र महत्सुखम् ।
भोगे महत्तरं लाभप्रसक्तावीषदेव हि ॥ १७ ॥

ઘોર અને મૂઢ વૃત્તિઓમાં સુખનો અનુભવ જોવામાં આવતો નથી. અને શાન્ત વૃત્તિમાં પણ કોઇક ઠેકાણે અતિશય આનન્દ અનુભવવામાં આવે છે, અને કોઇક ઠેકાણે થોડો ( ૧૩ ). જ્યારે ગૃહ, ક્ષેત્ર, વગેરે પદાર્થોની ઇચ્છા થાય છે, ત્યારે તે રાજસી વૃત્તિ ઘોર હોવાથી તેમાં સુખ દેખાતું નથી. ( ૧૪ ). પ્રથમ ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થશે કે નહિ તેના વિચારથી દુઃખ થાય છે; યત્ન કર્યા છતાં પ્રાપ્ત ન થાય તો તે દુઃખ વૃદ્ધિ પામે છે; તે મળવામાં કોઇ પ્રતિબંધ થઇ પડે તેમ છે એવું જાણતાં ક્રોધનું દુઃખ ઉત્પન્ન થાય છે; અને જો તે પ્રતિબંધ પ્રતિકૂળ થઇને હરકત કરે તો તે ક્રોધ દ્વેષનું સ્વરૂપ ધારણ કરી વિશેષ દુઃખ આપે

છે; તે પ્રતિબંધનો જો કોઇ ઉપાય જ **અશક્ય** જણાય તો તામસ ખેદ ( **विषादः** ] ઉત્પન્ન થાય છે. માટે ક્રોધાદિમાં સુખશંકાની પણ આશા નહિ હોવાથી મહત્ દુઃખ થાય છે. ( ૧૫-૬ ). પરંતુ કામ્ય પદાર્થનો જો લાભ થાય તો **હર્ષવૃત્તિ** થાય છે, જે **શાન્ત** વૃત્તિ હોવાથી તેમાં મહત્ સુખ છે; તે પદાર્થનો ભોગ ભોગવતાં મહત્તર( તેથી વધારે )સુખ થાય છે; પરંતુ લાભ થશે એવો પ્રસંગ પ્રાપ્ત થતાં તો જુજ જ સુખ થાય છે. (૧૭).

महत्तमं विरक्तौ तु विद्यानन्दे तदीरितम् ।
एवं क्षान्तौ तथौदार्ये क्रोधलोभनिवारणात् ॥ १८ ॥

પરંતુ વૈરાગ્યમાં ( **विरक्तौ** ) સૌથી વધારે ( **महत्तम** ) સુખ પ્રાપ્ત થાય છે, જે વાત " વિદ્યાનન્દ " પ્રકરણ( ૧૪ )-માં કહેવામાં આવી છે. તે જ પ્રમાણે ક્ષાન્તિ અને ઔદાર્યવૃત્તિમાં પણ ક્રોધ, લોભ, વગેરે નહિ હોવાથી સૌથી વધારે સુખ લાગે છે. [ ૧૮ ).

यद्यत्सुखं भवेत्तत्तद्ब्रह्मैव प्रतिबिम्बनात् ।
वृत्तिष्वन्तर्मुखास्वस्य निर्विघ्नं प्रतिबिम्बनम् ॥ १९ ॥
सत्ता चितिः सुखं चेति स्वभावा ब्रह्मणस्त्रयः ।
मृच्छिलादिषु सत्तैव व्यज्यते नेतरद्वयम् ॥ २० ॥
सत्ता चितिर्द्वयं व्यक्तं धीवृत्त्योर्घोरमूढयोः ।
शान्तवृत्तौ त्रयं व्यक्तं मिश्रं ब्रह्मेत्थमीरितम् ॥२१॥

આ વિષયસુખ બ્રહ્મનું પ્રતિબિંબ હોવાથી બ્રહ્મ રૂપ જ છે. જે જે સુખ છે તે બ્રહ્મ જ છે. બ્રહ્મના સુખસ્વરૂપનું નિર્વિઘ્ન પ્રતિબિંબ તો અંતર્મુખ થયેલી પ્રતિબંધ રહિત શાન્ત વૃત્તિઓમાં જ પડે છે, બીજીમાં નહિ. ( ૧૯ ). બ્રહ્મનાં ત્રણ સ્વરૂપ **(स्वभाव)** છેઃ **૧ सत्ता** ( **सत्** ), ૨ ચિતિ ( **चित्**-ચૈતન્ય ), અને ૩. **સુખ** ( **आनन्द** ). તેમનું ફક્ત **सत्ता** સ્વરૂપ મૃત્, શિલા, વગેરેમાં વ્યક્ત થાય છે, બીજાં બે નહિ. અને **सत्ता** અને **ચિતિ** એ બંને ઘોર અને મૂઢ વૃત્તિઓમાં વ્યક્ત થાય છે. પરંતુ **सत्ता, ચિતિ,** અને **સુખ** એ ત્રણે શાન્ત વૃત્તિઓમાં વ્યક્ત થાય છે. આ પ્રમાણે **મિશ્ર બ્રહ્મ**-સમપ્રપંચ **બ્રહ્મ**-કહેવામાં આવ્યું.(૨૦-૧.)

### ૩. અમિશ્ર-નિષ્પ્રપંચ-બ્રહ્મ. ૨૨-૩૩.

अमिश्रं ज्ञानयोगाभ्यां तौ च पूर्वमुदीरितौ ।
आद्येऽध्याये योगचिन्ता ज्ञानमध्याययोर्द्वयोः ॥२२॥

**અમિશ્ર-નિષ્પ્રપંચ-શુદ્ધ-બ્રહ્મનું** વર્ણન તો **જ્ઞાન** અને **યોગ માર્ગ** વડે આગળ કરવામાં આવ્યું છે; પહેલા અધ્યાયમાં ( ૧૧ મા પ્રકરણમાં ) **યોગમાર્ગ** કહેવામાં આવ્યો છે, અને બીજા અને ત્રીજા અધ્યાયમાં ( ૧૨ અને ૧૩ મા પ્રકરણમાં ] **જ્ઞાનમાર્ગ** કહેવામાં આવ્યો છે. ( ૨૨ ).

असत्ताजाड्यदुःखे द्वे मायारूपं त्रयं त्विदम् ।
असत्ता नरशृङ्गादौ जाड्यं काष्ठशिलादिषु ॥२३॥
घोरमूढधियोर्दुःखमेवं माया विजृम्भिता ।
शान्तादिबुद्धिवृत्त्यैक्यान्मिश्रं ब्रह्मेति कीर्तितम् ॥ २४ ॥

૧. અસત્તા, ૨. જાડ્ય—જડતા, અને ૩. દુઃખ એ પ્રકારનું **માયાનું સ્વરૂપ** છે. અસત્તા નરશૃંગાદિમાં છે; જડતા કાષ્ઠ-શિલાદિમાં છે; અને દુઃખ ઘોર અને મૂઢ વૃત્તિઓમાં છે, એ પ્રકારે **માયા** ફેલાયેલી છે. પરંતુ શાન્ત વગેરે વૃત્તિઓ સાથે ચેતનની એકતા હોવાથી તે **મિશ્ર** [ ઉપાધિવાળું-વૃત્તિની ઉપાધિવાળું ] **બ્રહ્મ** કહેવાય છે. ( ૨૩-૪ ).

एवं स्थितेऽत्र यो ब्रह्म ध्यातुमिच्छेत्पुमानसौ ।
नृशृङ्गादिमुपेक्षेत शिष्टं ध्यायेद्यथायथम् ॥ २५ ॥
शिलादौ नामरूपे द्वे त्यक्त्वा सन्मात्रचिन्तनम् ।
त्यक्त्वा दुःखं घोरमूढधियोः सच्चिद्विचिन्तनम् ॥ २६ ॥
शान्तासु सच्चिदानन्दांस्त्रीनप्येवं विचिन्तयेत् ।
कनिष्ठमध्यमोत्कृष्टास्तिस्रश्चिन्ताः क्रमादिमाः ॥ २७॥
मन्दस्य व्यवहारेऽपि मिश्रब्रह्मणि चिन्तनम् ।
उत्कृष्टं वक्तुमेवात्र विषयानन्द ईरितः ॥ २८ ॥

આ પ્રમાણે હોવાથી જે માણસને ( અન્ય પદાર્થોમાં અને વૃત્તિઓમાં ) બ્રહ્મનું ચિંતન કરવાની ઇચ્છા હોય તેણે નૃશૃંગાદિરૂપ

ઉપાધિની ઉપેક્ષા કરીને તે તે પદાર્થમાં શેષ રહેલા બ્રહ્મસ્વરૂપનું ધ્યાન કરવું.( ૨૫ ).જેમકે શિલાદિમાં (મૂર્તિમાં)નામરૂપનો–જડતાનો–ત્યાગ કરીને બ્રહ્મના ફક્ત સત્ સ્વરૂપનું ચિંતન કરવું. ઘોર અને મૂઢ વૃત્તિઓમાં દુઃખનો ત્યાગ કરીને સત્ અને ચિત્ નું ચિંતન કરવું. અને શાન્ત વૃત્તિઓમાં સત્,ચિત્ અને આનન્દ ત્રણેનું ચિંતન કરવું. આ ત્રણ પ્રકારનું ચિંતન ( ધ્યાન ) અનુક્રમે કનિષ્ઠ, મધ્યમ, અને ઉત્કૃષ્ટ છે. ( ૨૬-૭ ). કેટલાક મંદ બુદ્ધિ વાળા મુમુક્ષુઓ અમિશ્ર-નિર્ગુણ–બ્રહ્મનું ધ્યાન કરવાને અધિકારી નહિ હોવાથી તેમને માટે પણ આ મિશ્ર બ્રહ્મનું ધ્યાન ઉત્તમ હોવાથી અત્રે **વિષયાનન્દનું** વર્ણન કરવામાં આવ્યું છે. ( ૨૮ )

**औदासीन्ये तु धीवृत्तेः शैथिल्यादुत्तमोत्तमम् ।**
**चिन्तनं वासनानन्दे ध्यानमुक्तं चतुर्विधम् ॥ २९ ॥**

પરંતુ **ઔદાસીન્ય** દશામાં બુદ્ધિવૃત્તિઓ શિથિલ હોવાથી તે દશામાં અનુભવાતા **વાસનાનન્દમાં** બ્રહ્મનું ચિંતન કરવું તે ઉત્તમોત્તમ છે. આ પ્રમાણે ચાર પ્રકારનું **બ્રહ્મધ્યાન** કહેવામાં આવ્યું. ( ૨૯ ).

**न ध्यानं ज्ञानयोगाभ्यां ब्रह्मविद्यैव सा खलु ।**
**ध्यानेनैकाग्र्यमापन्ने चित्ते विद्या स्थिरीभवेत् ॥ ३० ॥**
**विद्यायां सच्चिदानन्दा अखण्डैकरसात्मताम् ।**
**प्राप्य भान्ति न भेदेन भेदकोपाधिवर्जनात् ॥ ३१ ॥**
**शान्ता घोराः शिलाद्याश्च भेदकोपाधयो मताः ।**
**योगाद्विवेकतो वैषामुपाधीनामपाकृतिः ॥ ३२ ॥**
**निरुपाधि ब्रह्मतत्त्वे भासमाने स्वयंप्रभे ।**
**अद्वैते त्रिपुटी नास्ति भूमानन्दोऽत उच्यते ॥ ३३ ॥**

( અહીં સુધી **ધ્યાનનું** વર્ણન કર્યું. પરંતુ ) **જ્ઞાન અને યોગ** એ કંઇ ધ્યાન નથી, પણ તે તો **બ્રહ્મવિદ્યા** જ છે, કારણ કે ધ્યાન તો ચિત્તને ફક્ત એકાગ્ર કરવાનો માર્ગ છે, અને ધ્યાન વડે ચિત્ત એકાગ્ર થતાં તેમાં બ્રહ્મવિદ્યા–બ્રહ્મજ્ઞાન–સ્થિર થાય છે. પણ યોગ એ ધ્યાનની પરિપકવ દશા રૂપ **સમાધિ** છે, અને સ-

માધિ ( યોગ ) તો **બ્રહ્મવિદ્યા** જ છે. ૩૦ આ પ્રમાણે **જ્ઞાન** ( વિવેક ) અને **યોગ** વડે **બ્રહ્મજ્ઞાન** પ્રાપ્ત થતાં બ્રહ્મનાં સત, ચિત્ અને **આનન્દ** સ્વરૂપ અખંડ એક રસ થઇ એક રૂપ ભાસે છે, જૂદાં જૂદાં ભાસતાં નથી; કારણ કે તે તે સ્વરૂપની ઉપાધિ રૂપ વૃત્તિઓ વગેરે લય પામી જાય છે. ( ૩૧ ). આ ભેદ બતાવનારી ઉપાધિઓ ૧. શાન્તાદિ વૃત્તિઓ અને ૨. શિલાદિ પદાર્થો છે. તે ઉપાધિઓ **યોગ** અને **વિવેક ( જ્ઞાનમાર્ગ )** વડે નિવૃત્ત થઇ જાય છે. ( ૩૨ ). ઉપાધિ નિવૃત્ત થતાં **નિરૂપાધિ સ્વયંપ્રકાશ બ્રહ્મતત્ત્વ** ભાસે છે; અને આ ભાન થતાં ધ્યાતા, ધ્યાન, અને ધ્યેય રૂપી **ત્રિપુટી** લય પામી જવાથી આ **બ્રહ્મતત્ત્વ ભૂમાનન્દ** ( વ્યાપક બ્રહ્મ ) કહેવાય છે. ( ૩૩ ).

### ૪. પ્રકરણનું તાત્પર્ય. ૩૪.

ब्रह्मानन्दाभिधे ग्रन्थे पञ्चमोऽध्याय ईरितः ।
विषयानन्द एतेन द्वारेणान्तः प्रविश्यताम् ॥ ३४ ॥

"**બ્રહ્માનન્દ**" નામના ગ્રંથમાં "**વિષયાનન્દ**" નામનો આ પાંચમો અધ્યાય કહ્યો, જે દ્વાર વડે-જે **વિષયાનન્દ**ના ચિંતન વડે-બ્રહ્માનન્દની અંદર પ્રવેશ કરો ! ( ૩૪ ).

### ૫. આશીર્વચન. ૩૫.

प्रीयाद्धरिहरोऽनेन ब्रह्मानन्देन सर्वदा ।
पायाच्च प्राणिनः सर्वान्स्वाश्रितान्छुद्धमानसान् ॥३५॥

આ "**બ્રહ્માનન્દ**" નામના ગ્રંથ વડે **હરિહર** ( **વિષ્ણુ** અને **શંકર** ) પ્રસન્ન થાઓ ! અને તેઓ પોતાને આશ્રય આવેલા સર્વ **શુદ્ધ અંતઃકરણ** વાળા પ્રાણીઓને **બ્રહ્માનન્દ**નું પાન કરાવો ! ( ૩૫ ).

**इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीभारतीतीर्थविद्यारण्यमुनिविरचितायां श्रीपंचदश्यां ब्रह्मानन्दे विषयानन्दःसमाप्तः ॥१५॥**

ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ॥

## ૧૫ મું પ્રકરણ સમાપ્ત.

---

॥ श्रीपंचदशी समाप्ता ॥

# પ્રકરણ ૧૫.

## વિષયાનન્દ.

### ભાવાર્થ.

**૧. પ્રકરણનો હેતુ. શ્લો.**

બ્રહ્માનન્દ સંબંધી આ પાંચમા અધ્યાયમાં જે અર્થ પ્રતિપાદ્ય કરવાનો છે તે પહેલા શ્લોકમાં આપ્યો છે. તે નીચે પ્રમાણેઃ—

**अथात्र विषयानन्दो ब्रह्मानन्दांशरूपभाक् ।**
**निरूप्यते द्वारभूतस्तदंशत्वं श्रुतिर्जगौ ॥ १ ॥**

**વિષયાનન્દ** બ્રહ્માનન્દના અંશ રૂપ અને બ્રહ્માનન્દના દ્વારભૂત—બ્રહ્માનન્દની પાસે પહોંચવાના દ્વાર રૂપ—હોવાથી મંદ બુદ્ધિ વાળાને તેનું ધ્યાન બતાવવા સારૂ તેનું નિરૂપણ આ પ્રકરણમાં કરવામાં આવે છે. વિષયાનંદ બ્રહ્માનન્દનો અંશ છે એમ શ્રુતિ પણ કહે છે.(૧).

વિષયની પ્રાપ્તિ થતાં ચિત્તની વૃત્તિ શાન્ત થઈને અંતર્મુખ થાય છે, તે વખતે તેમાં ક્ષણ વાર બ્રહ્માનન્દનું પ્રતિબિંબ પડે છે. આ અંતર્મુખ શાન્ત વૃત્તિમાં પડેલા બ્રહ્માનન્દના પ્રતિબિંબને વિષયાનન્દ કહે છે. જુઓ ( પ્રકરણ ૧૧ ના શ્લોક ૪૪ અને ૮૯ ). વિષયાનન્દ અંતઃકરણની વૃત્તિ ઉપર આધાર રાખતો હોવાથી—વૃત્તિઓ અને બ્રહ્માનન્દ બંને મળીને વિષયાનન્દ હોવાથી—પ્રથમ વૃત્તિઓ રૂપ ઉપાધિ સહિતનું **મિશ્ર ( સપ્રપંચ )** બ્રહ્મ વર્ણવે છે.

**૨. મિશ્ર-સપ્રપંચ-બ્રહ્મ. ૨-૨૧.**

બ્રહ્મનાં સત્, ચિત્ અને આનન્દ સ્વરૂપ જૂદી જૂદી અંતઃકરણ વૃત્તિઓમાં પ્રતિબિંબિત થતાં હોવાથી તે તે વૃત્તિઓ સહિત સચ્ચિદાનન્દ બ્રહ્મના **મિશ્ર ( સપ્રપંચ )** સ્વરૂપનું વર્ણન કરે છે. ( ૨–૨૧ ).

**શ્રુતિનું પ્રમાણઃ**—આ વિષયાનન્દ મુખ્ય આનન્દ ( બ્રહ્માનન્દ ) નથી, પરંતુ બ્રહ્માનન્દની એક લેશ માત્ર છે એવું શ્રુતિપ્રમાણ પણ છે.

શ્રુતિ કહે છે કે **પરમ આનન્દ** તો જે અખંડ એકરસ ( વિકાર રહિત ) બ્રહ્મ છે તેનો જ છે. બાકી ભૂત માત્ર તો આ

પરમાનન્દની એક માત્રા ( લેશ માત્ર ) જ ભોગવે છે. ( ૨ ).

**બ્રહ્મની ઉપાધિ રૂપ ત્રણ પ્રકારની વૃત્તિઓ:—** હવે આ વિષયાનન્દની લેશ માત્ર છે એમ બતાવવા સારૂ તેની ઉપાધિ રૂપ અંતઃકરણવૃત્તિઓના વિભાગ કહે છે:—

મનની વૃત્તિઓ ત્રણ પ્રકારની છે; ૧. શાન્તા, ૨. ઘોરા, અને ૩. મૂઢા. (૧) વૈરાગ્ય, ક્ષાન્તિ ( સહનશીલતા ), ઔદાર્ય, એ વગેરે શાન્ત વૃત્તિઓ છે. (૨) તૃષ્ણા, સ્નેહ, રાગ, લોભ, કામ, યત્ન, એ વગેરે ઘોર વૃત્તિઓ છે.* અને (૩) સંમોહ, ભય, આલસ્ય, ભ્રાન્તિ, તંદ્રા, વિગેરે મૂઢ વૃત્તિઓ છે. શાન્ત વૃત્તિઓ સાત્વિકી છે, ઘોર વૃત્તિઓ રાજસી છે, અને મૂઢ વૃત્તિઓ તામસી છે. આ ત્રણે પ્રકારની વૃત્તિઓમાં બ્રહ્મનો સત્ અને ચિત્ સ્વભાવ પ્રતિબિંબિત થાય છે. પરંતુ સાત્વિકી-શાન્ત-વૃત્તિઓમાં જ બ્રહ્મનાં ત્રણે-સત, ચિત અને આનંદ-સ્વરૂપ પ્રતિબિંબિત થાય છે. મતલબ કે બધા પ્રકારની વૃત્તિઓનું અસ્તિત્વ બ્રહ્મના સત્ સ્વભાવ ઉપર આધાર રાખે છે. તેથી સતના પ્રતિબિંબ વિશે અત્રે કાંઇ કહેલું નથી. પરંતુ કેટલીક વૃત્તિઓમાં ચિત્ સ્વરૂપ, અને કેટલીકમાં ચિત્ અને આનંદ સ્વરૂપ ભાસે છે. તેથી તે બે સંબંધી જ અત્રે કહેવામાં આવ્યું છે. ( ૩-૪ ).

**અદ્વિતીય બ્રહ્મનું ઉપાધિવશાત્ નાનાત્વ:—** આ પ્રમાણે ઉપાધિ રૂપ વૃત્તિઓના પ્રકાર બતાવી હવે તે તે ઉપાધિવશાત્ સ્વરૂપે એક જ બ્રહ્મ નાના રૂપ ધારણ કરે છે તે કહે છે. ( ૫-૧૨ ).

આ સર્વ વૃત્તિઓમાં બ્રહ્મનો ચિત્સ્વભાવ પ્રતિબિંબિત થઇને ભાસે છે; પરંતુ શાન્ત વૃત્તિઓમાં જ ચિત્ અને સુખ બંને ભાસે છે. (૫). આ સંબંધમાં શ્રુતિનું " रूपं रूपं प्रतिरूप बभूव " ( દરેક પદાર્થમાં જઇને તે તે રૂપ આત્મા થયો ) એ પ્રમાણ છે, તેમ વ્યાસસૂત્રોમાં પણ " उपमा सूर्यका "-આત્મા સૂર્યપ્રકાશ જેવો છે-એ વગેરે પ્રમાણ છે. (૬).

આ પ્રમાણે ભૂતાત્મા સ્વરૂપે એક છતાં જૂદા જૂદા પદાર્થોમાં પ્રતિબિંબિત થઇને એક પ્રકારે કે વધારે પ્રકારે, એટલે કોઇમાં સત્ સ્વરૂપે, તો કોઇમાં સત્ અને ચિત્ સ્વરૂપે, તો કોઇમાં સત્ ચિત્ અને આનન્દ સ્વરૂપે, તો કોઇમાં આ ત્રણે સ્વરૂપ ન્યૂનાધિક રૂપે,

* તૃષ્ણા=લેવાની ઇચ્છા; લોભ=વિશેષ તૃષ્ણા; સ્નેહ=સાધારણ પ્રીતિ; રાગ=દૃઢ પ્રીતિ. સંમોહ=કાર્યાકાર્ય વિચારથી રહિત હોવું.

–સ્પષ્ટ કે અસ્પષ્ટ–દેખાય છે;જેમ જૂદાં જૂદાં જળમાં પડેલાં ચંદ્રનાં પ્રતિબિંબ જૂદા જૂદા રૂપે દેખાય છે. જેમ મલિન જલમાં પ્રતિબિંબિત થયેલો ચંદ્ર અસ્પષ્ટ દેખાય છે, અને નિર્મલ જલમાં સ્પષ્ટ દેખાય છે; તેમ બ્રહ્મ પણ શુદ્ધ ( સાત્વિકી ) વૃત્તિમાં અને મલિન ( રાજસી અને તામસી ) વૃત્તિમાં અનુક્રમે સ્પષ્ટ–ત્રણે સ્વરૂપથી, અને અસ્પષ્ટ–બે સ્વરૂપથી, દેખાય છે. જેમકે ઘોર અને મૂઢ વૃત્તિઓ મલિન હોવાથી તેમાં આનન્દાંશ ઢંકાઇ ગયેલો હોય છે, કેમકે તેમાં જુજ નિર્મલતા હોવાથી ચિત્ અંશનું જ પ્રતિબિંબ પડે છે. (૯) અથવા બીજું દૃષ્ટાન્ત લઇએ: જેમ નિર્મલ જલને ગરમ કરતાં તેમાં અગ્નિની ઉષ્ણતા પ્રવેશ કરે છે, પરંતુ પ્રકાશનો પ્રવેશ થઇ શકતો નથી; તેવી રીતે ઘોર અને મૂઢ વૃત્તિઓમાં ફક્ત ચિત્ અંશનો ઉદ્ભવ થાય છે, આનંદનો નહીં. પરંતુ જેમ કાષ્ઠને સળગાવતાં તેમાં ઉષ્ણતા અને પ્રકાશ બંને દાખલ થાય છે, તેમ શાન્ત વૃત્તિઓમાં આનન્દ અને ચૈતન્ય સ્વરૂપ (ચિત્–ચૈતન્ય–જ્ઞાન–પ્રકાશ સ્વરૂપ ) બંને આવે છે. ( ૧૦–૧૧ ). આવી વ્યવસ્થા વસ્તુઓના સ્વભાવ જોઇને બંનેમાં ( જલકાષ્ઠાદિ અને વૃત્તિઓમાં ) સરખી જ કરવામાં આવી છે. આ સંબંધમાં પ્રમાણ તરીકે પોત પોતાની વૃત્તિઓનો અનુભવ જ છે. તેથી પોતાના અનુભવ પ્રમાણે વિવેકી પુરૂષ બોધકપ્રમાણની કલ્પના કરીને અધિકારીને બોધ આપે છે. (૧૨).

આ પ્રમાણે વસ્તુઓના સ્વભાવ પ્રમાણે બ્રહ્મનાં જૂદાં જૂદાં સદાદિસ્વરૂપ વસ્તુઓમાં દાખલ થઇ જૂદાં જૂદાં રૂપ ધારણ કરે છે.

**અનુભવપ્રમાણ:**–હવે જૂદી જૂદી વૃત્તિઓમાં બ્રહ્મનાં જૂદાં જૂદાં સ્વરૂપ સર્વને અનુભવવામાં આવે છે તેનું અનુભવપ્રમાણ બતાવે છે. ( ૧૩–૧૮ ).

ઘોર અને મૂઢ વૃત્તિઓ વખતે કોઇને આનન્દનો અનુભવ થતો નથી; અને શાન્ત વૃત્તિઓમાં જો કે આનન્દનો અનુભવ જોવામાં આવે છે, છતાં તેમાં પણ કોઇક ઠેકાણે અતિશય આનન્દ, અને કોઇક ઠેકાણે થોડો આનન્દ અનુભવવામાં આવે છે, એવો સર્વને અનુભવ છે. જેમકે જ્યારે ગૃહક્ષેત્રાદિ વિષયની ઇચ્છા થાય છે, ત્યારે તે ઇચ્છા ( **काम** ) રાજસી હોવાથી તે ઘોરવૃત્તિ છે, અને તેથી તેમાં સુખ જોવામાં આવતું નથી.

ઇચ્છિત વસ્તુ મળ્યા પહેલાં તો દુઃખ જ છે, સુખ નથી. મળ્યા પછી સુખ લાગે છે. ( ૧૩-૧૪ ). મળ્યા પહેલાં કેવી રીતે દુઃખ થાય છે તે કહે છે: (૧) પ્રથમ પ્રાપ્ત થશે કે નહીં એ વિચારથી દુઃખ થાય છે; (૨) યત્ન છતાં પ્રાપ્ત ન થાય તો તે દુઃખ વૃદ્ધિ પામે છે; (૩) તે મળવામાં બીજો કોઇ પ્રતિબંધ રૂપ થઇ પડે એમ છે એવું જાણતાં ક્રોધનું દુઃખ ઉત્પન્ન થાય છે; (૪) અને જો તે પ્રતિબંધ પ્રતિકૂળ થઇને હરકત કરે તો ક્રોધ દ્વેષનું સ્વરૂપ ધારણ કરી તેથી વિશેષ દુઃખ આપે છે; (૫) અને તે પ્રતિબંધનો જો કોઇ પણ ઉપાય અશકય માલમ પડે તો તામસ વિષાદ ( કલેશ—મારાથી બનતું નથી એવો ખેદ ) ઉત્પન્ન થાય છે. માટે ક્રોધાદિ ઘોર વૃત્તિઓમાં સુખશંકાની પણ આશા નહિ હોવાથી મહત્ દુઃખ થાય છે. આ પ્રમાણે કામ્ય પદાર્થના લાભ થયા પહેલાં કામ, ક્રોધ, વિગેરે ઘોર વૃત્તિઓમાં દુઃખ પ્રાપ્ત થાય છે તે વાત અનુભવસિદ્ધ છે એમ બતાવ્યું. (૧૫-૧૬).

હવે કામ્ય પદાર્થનો લાભ થતાં તથા તે ભોગવતાં કેટલું સુખ છે તે બતાવે છે: (૧) કામ્ય પદાર્થનો લાભ થતાં હર્ષવૃત્તિ થાયછે, જે શાન્ત વૃત્તિ હોવાથી તેમાં મહત્ સુખ લાગે છે; ( ૨ ) તેથી વધારે સુખ પ્રાપ્ત થયેલા પદાર્થનો ભોગ ભોગવતાં થાય છે; પરંતુ (૩) હવે લાભ થશે એવી વકી—પ્રસંગ—ઉત્પન્ન થતાં તો જુજ જ સુખ લાગે છે. (૧૭).

હવે વૈરાગ્યાદિ શાન્તવૃત્તિમાં સૌથી વધારે સુખ પ્રાપ્ત થાય છે તે બતાવે છે. વૈરાગ્યમાં તો સૌથી વધારે સુખ થાય છે તે વાત “ વિદ્યાનન્દ ” પ્રકરણ (૧૪) માં કહેવામાં આવ્યા છે. તેજ પ્રમાણે ક્ષાન્તિ, ઔદાર્ય, વગેરે શાન્ત વૃત્તિઓમાં પણ ક્રોધ, લોભ, વગેરે નહિ હોવાથી સૌથી વધારે સુખ લાગે છે. (૧૮).

આ પ્રમાણે કામક્રોધાદિ ઘોર ( રાજસી ) વૃત્તિઓમાં, અને વિષાદરૂપ મૂઢ( તામસી) વૃત્તિમાં સુખ નહીં, પણ દુઃખ જ થાય છે; અને શાન્ત( સાત્વિકી ) વૃત્તિઓમાં જ થોડું કે વધારે સુખ થાય છે એમ અનુભવથી બતાવવામાં આવ્યું. (૧૩-૧૮).

**સુખ—આનંદ—એ જ બ્રહ્મ:** —આ વિષયસુખ બ્રહ્મનું પ્રતિબિંબ હોવાથી તે બ્રહ્મરૂપ જ છે. જે જે સુખ છે તે બ્રહ્મ જ છે. અને તે બ્રહ્મના સુખસ્વરૂપનું નિર્વિઘ્ન પ્રતિબિંબ તો અંતર્મુખ થયેલી પ્રતિબંધ રહિત શાન્ત વૃત્તિઓમાં જ પડે છે, બીજીમાં નહીં.

વિષયની પ્રાપ્તિ થયા પછી વૃત્તિ શાન્ત થઇને અંતર્મુખ થાય છે, તે વખતે તેમાં આત્માનન્દનું પ્રતિબિંબ પડે છે. ( જુઓ પ્ર. ૧૧ નો શ્લોક ૮૬ ). આનું નામ વિષયાનન્દ છે. અને તે બ્રહ્માનન્દ રૂપ જ છે. (૧૯).

**સર્વત્ર બ્રહ્મસ્વરૂપનો અનુભવઃ**—હવે સર્વત્ર બ્રહ્મસ્વરૂપનો અનુભવ થાય છે એમ બતાવવા સારૂ બ્રહ્મનાં ત્રણ સ્વરૂપ કયાં કયાં છે, અને તે કયે કયે સ્થળે વ્યક્ત થાય છે તે જણાવે છે. (૨૦–૨૧).

સત ચિત, અને આનન્દ (સુખ) એ બ્રહ્મનાં ત્રણ સ્વરૂપ છે. તેમાં મૃદ્દ, શિલા, વિગેરે જડ પદાર્થોમાં બ્રહ્મનું ફક્ત **સત્** સ્વરૂપ જ વ્યક્ત થાય છે, બીજાં બે નહીં. ચેતન પ્રાણીઓની ઘોર અને મૂઢ વૃત્તિઓમાં **સત્** અને **ચિત્** ( હોવું અને જાણવું) એ બે સ્વરૂપ વ્યક્ત થાય છે, આનન્દ સ્વરૂપ નહી. પરતુ શાન્ત વૃત્તિઓમાં તો **સત્** ચિત્, અને **આનન્દ** એ ત્રણે સ્વરૂપ વ્યક્ત થઇને ભાસે છે. ( ૨૦–૨૧ )

આ પ્રમાણે **મિશ્ર–સપ્રપંચ**-બ્રહ્મનું વર્ણન કરવામાં આવ્યું. ( ૫–૨૧ )

### ૩. અમિશ્ર–નિષ્પ્રપંચ–બ્રહ્મ. ૨૨—૩૩.

આ પ્રમાણે મિશ્ર બ્રહ્મનું નિરૂપણ કરી હવે અમિશ્ર–નિષ્પ્રપંચ–બ્રહ્મ કેવી રીતે જાણવામાં આવે તેનો ઉપાય કહે છે, તથા મિશ્ર બ્રહ્મનં ચિંતન–ધ્યાન–કરવાનો પ્રકાર બતાવે છે. (૨૨–૩૩).

**અમિશ્ર બ્રહ્મ જાણવાનો ઉપાયઃ**—અમિશ્ર બ્રહ્મ જાણવાનો ઉપાય નીચેના શ્લોકમાં કહે છે:

अमिश्रं ज्ञानयोगाभ्यां तौ च पूर्वमुदीरितौ ।
आद्येऽध्याये योगचिन्ता ज्ञानमध्याययोर्द्वयोः ॥२२॥

અમિશ્ર–ઉપાધિરહિત–શુદ્ધ સચ્ચિદાનન્દ સ્વરૂપ અદ્વૈત બ્રહ્મને જાણવાના **યોગ** અને **જ્ઞાન** એ બે **માર્ગ** પૂર્વે કહેવામાં આવ્યા તે છેઃ પહેલા અધ્યાયમાં (૧૧ મા પ્રકરણમાં) **યોગમાર્ગ** કહ્યો છે, અને ૧૨ અને ૧૩ બે **પ્રકરણમાં જ્ઞાનમાર્ગ** બતાવ્યો છે. (૨૨).

હવે વચમાં માયાસ્વરૂપ, મિશ્ર બ્રહ્મ, અને ચાર પ્રકારનું મિશ્રબ્રહ્મનું ધ્યાન કહે છે. ( ૨૩–૨૯ ).

**માયા સ્વરૂપઃ**—સત્, ચિત્ અને આનન્દ સ્વરૂપથી વિરૂદ્ધ જે માયાસ્વરૂપ તે કેવું છે તે કહે છે.

સતથી ઉલટી અસત્તા, જે નરશૃંગાદિમાં છે; ચિત્-જ્ઞાન-થી ઉલટી જડતા, જે કાષ્ઠશિલાદિમાં છે; અને આનન્દ( સુખ )થી ઉલટું દુઃખ, જે પ્રાણીની ઘોર અને મૂઢ વૃત્તિઓમાં જોવામાં આવે છે. એ પ્રમાણે સર્વત્ર માયા ફેલાઇ રહી છે. માટે આ અસત્તા, જડતા, અને દુઃખ એ ત્રણ પ્રકારનું માયાનું સ્વરૂપ છે.* ( ૨૩-૨૪ ).

**મિશ્ર બ્રહ્મઃ**—પરંતુ શાન્તાદિ બુદ્ધિવૃત્તિઓ સાથે ચેતનની એકતા હોવાથી તે મિશ્ર (ઉપાધિવાળું) બ્રહ્મ કહેવાય છે. ( ૨૪ ).

હવે ચાર પ્રકારનું મિશ્ર બ્રહ્મનું ધ્યાન કહે છે. ( ૨૫-૨૯ ).

**વિષયાનન્દમાં મિશ્ર બ્રહ્મનું ધ્યાનઃ**—આ પ્રમાણે દરેક પદાર્થોમાં અને વૃત્તિઓમાં બ્રહ્મનાં જૂદાં જૂદાં સ્વરૂપ હોવાથી જે માણસને તેમાં બ્રહ્મનું ચિન્તન કરવાની ઇચ્છા હોય તેણે નરશૃંગાદિ રૂપ ઉપાધિને છોડી દઇને તેમાં શેષ રહેલા બ્રહ્મસ્વરૂપનું ધ્યાન કરવું. દૃષ્ટાન્ત તરીકે શિલા વગેરે જડ પદાર્થોમાં ( મૂર્તિઓમાં ) રહેલા જડતા રૂપ માયા( નામરૂપ )નો ત્યાગ કરી તેમાં બાકી રહેલા ફક્ત સત સ્વરૂપનું ધ્યાન કરવું. ઘોર અને મૂઢ વૃત્તિઓમાં રહેલી દુઃખરૂપ માયાનો ત્યાગ કરી બ્રહ્મના સત્ અને ચિત્ સ્વરૂપનું ધ્યાન ધરવું. અને તેજ પ્રમાણે શાન્ત વૃત્તિઓમાં રહેલાં બ્રહ્મનાં સત, ચિત્, અને આનન્દ ત્રણે સ્વરૂપનું ધ્યાન કરવું. આ પ્રમાણે શિલાદિમાં કનિષ્ઠ, ઘોરમૂઢ વૃત્તિમાં મધ્યમ, અને શાન્તવૃત્તિમાં ઉત્તમ ધ્યાન બતાવ્યું. આ ઉપાધિવાળા મિશ્ર બ્રહ્મનું ( વૃત્તિઓની સાથે મિશ્ર થયેલા બ્રહ્મનું ) ચિંતન (ધ્યાન) બતાવવાનું કારણ એ છે કે કેટલાક મંદ બુદ્ધિવાળા મુમુક્ષુઓ નિર્ગુણ ( અમિશ્ર ) બ્રહ્મનું ધ્યાન કરવાને અધિકારી હોતા નથી. તેથી તેવા અનધિકારી પુરૂષોને માટે મિશ્ર બ્રહ્મનું ધ્યાન ઉત્તમ હોવાથી આ વિષયાનન્દના વર્ણન દ્વારા આ ધ્યાન બતાવ્યું છે. ( ૨૫-૨૮ ).

**વાસનાનન્દમાં બ્રહ્મધ્યાનઃ**—ઉપર જણાવેલું બ્રહ્મધ્યાન સવૃત્તિક હોવાથી મિશ્ર છે, એટલે કે અમુક અમુક વૃત્તિ વખતે અમુક અમુક સ્વરૂપનું ધ્યાન કરવાનું કહ્યું, કેમકે વિષયાનન્દ વૃત્તિ ઉપર આધાર રાખે છે. પરંતુ **વાસનાનન્દ** અવૃત્તિક-વૃત્તિ રહિત -છે, કોઇ વૃત્તિ કે વિષય ઉપર તેનો આધાર નથી, તેથી ઔદા-

---

*વૃત્તિઓ જાતે જડ-માયા-રૂપ છે; પરંતુ તેમાં ચિત્-ચૈતન્ય-નું પ્રતિબિંબ હોવાથી ચેતનમય દેખાય છે.

સીન્ય દશામાં તે અનુભવાય છે, કેમકે ઔદાસીન્ય દશામાં સર્વ વૃત્તિઓ શિથિલ-શાન્ત-થઇ ગયેલી હોય છે. ( જુઓ પ્રક૦ ૧૧ ના શ્લોક ૭૪ અને ૮૫ ). તેથી વાસનાનન્દ દશામાં બ્રહ્મનું ધ્યાન ઉત્તમોત્તમ છે.* ( ૨૯ )

આ પ્રમાણે માયાસ્વરૂપ, મિશ્ર બ્રહ્મ, અને ચાર પ્રકારનું મિશ્રબ્રહ્મનુ ધ્યાન કહ્યું. ( ૨૩-૨૯ ).

**અમિશ્ર બ્રહ્મનું જ્ઞાનઃ**—મિશ્ર બ્રહ્મનું ધ્યાન બતાવી હવે ઉપર શ્લોક ૨૨ માં કહેલા જ્ઞાન અને યોગ માર્ગથી જે અમિશ્ર (ઉપાધિ રહિત) બ્રહ્મનું જ્ઞાન થાય છે તેનું વર્ણન કરે છે.(૩૦-૩૬).

ઉપર તો **ધ્યાન**નું વર્ણન કર્યું. પરંતુ **જ્ઞાન** અને **યોગ** એ કંઇ ધ્યાનનો ભેદ નથી, પણ તે તો **બ્રહ્મવિદ્યા** જ છે; કારણ કે ધ્યાન તો ચિત્તને ફક્ત એકાગ્ર કરવાનો માર્ગ છે, અને ધ્યાન વડે ચિત્ત એકાગ્ર થતાં તેમાં બ્રહ્મજ્ઞાન સ્થિર થાય છે. પણ **યોગ** એ ધ્યાનની પારિપકવ દશા રૂપ **સમાધિ** છે, અને સમાધિ ( યોગ ) તો બ્રહ્મવિદ્યા જ છે.+

**બ્રહ્મજ્ઞાનનું ફળઃ**—આ પ્રમાણે **જ્ઞાન** ( **આત્મવિવેક** ) અને **યોગ** વડે **બ્રહ્મજ્ઞાન** પ્રાપ્ત થતાં ઉપર કહેલાં સત્, ચિત્, અને **આનન્દ** રૂપ ત્રણ જુદાં જુદાં સ્વરૂપ એક રસ થઇ એક રૂપ ભાસે છે, જુદાં જુદાં ભાસતાં નથી; કારણ કે તે તે સ્વરૂપની ઉપાધિ રૂપ વૃત્તિઓ વગેરે લય પામી જાય છે. આ ભેદ બતાવનારી ઉપાધિઓ (૧) શાન્ત, ઘોર, અને મૂઢ વૃત્તિઓ, તથા ( ૨ ) શિલાદિ છે. તે ઉપાધિઓ યોગ અને વિવેક ( જ્ઞાનમાર્ગ ) વડે નિવૃત્ત થઇ જાય છે. ઉપાધિ નિવૃત્ત થતાં **નિરૂપાધિ સ્વયં-પ્રકાશ બ્રહ્મતત્ત્વ** ભાસે છે; અને આ ભાન થતી વખતે ધ્યાતા, ધ્યાન, અને ધ્યેયની **ત્રિપુટી** લય પામી જવાથી આ **બ્રહ્મતત્ત્વ ભૂમાનન્દ** ( **વ્યાપક બ્રહ્માનન્દ** ) કહેવાય છે. ( ૩૧-૩૩ ).

---

* વિષયાનન્દ વિષયલાભ થવાથી થાય છે. પરંતુ વાસનાનન્દ તો વિષયો વિના જ—વિષયોથી વૈરાગ્યવૃત્તિ થતાં—અનુભવાય છે.

+ વિજાતીય વૃત્તિઓનો ત્યાગ, અને સજાતીય વૃત્તિઓનો પ્રવાહ—તેનું નામ ધ્યાન છે; અને ધ્યાનની પરિપક્વ દશા તે **યોગ** અથવા **સમાધિ** છે.

निरुपाधिब्रह्मतत्त्वे भासमाने स्वयंप्रभे ।
अद्वैते त्रिपुटी नास्ति भूमानन्दोऽत उच्यते ॥ ३३ ॥

આ પ્રમાણે જ્ઞાન અને યોગ વડે નિષ્પ્રપંચ બ્રહ્મની પ્રાપ્તિ કહી.

### ૪. પ્રકરણનું તાત્પર્ય. ૩૪.

ब्रह्मानन्दाभिधे ग्रन्थे पंचमोऽध्याय ईरितः ।
विषयानन्द एतेन द्वारेणान्तः प्रविश्यताम् ॥ ३४ ॥

" બ્રહ્માનન્દ " નામના ગ્રંથમાં " વિષયાનન્દ " નામનો આ પાંચમો અધ્યાય કહ્યો, જેમાં બતાવેલા બ્રહ્માનન્દના અંશ રૂપ વિષયાનન્દ રૂપી દ્વાર વડે–તેના ધ્યાન વડે–અંદર બ્રહ્માનંદમાં પ્રવેશ કરો ! ( ૩૪ ).

### ૫. આશીર્વચન. ૩૫.

प्रीयाद्धरिर्हरोऽनेन ब्रह्मानन्देन सर्वदा ।
पायाच्च प्राणिनः सर्वान्स्वाश्रिताञ्छुद्धमानसान् ॥३५॥

આ " બ્રહ્માનન્દ " નામના ગ્રંથ વડે હરિહર (વિષ્ણુ અને શંકર ) પ્રસન્ન થાઓ! અને તેઓ પોતાને આશ્રય આવેલા સર્વ શુદ્ધ અંતઃકરણ વાળા પ્રાણીઓને બ્રહ્માનન્દનું પાન કરાવો. ( ૩૫ ).

---

૧૫ મું પ્રકરણ સમાપ્ત.

॥ श्री तत्त्वार्थप्रकाशिका समाप्ता ॥



# ઉપસંહાર.

## ૧. જગદુત્પત્તિ.



## ૨. સંસારોત્પત્તિ.

ચિદાનન્દબ્રહ્મના પ્રતિબિંબ યુક્ત
માયા.
|
માયામાં રહેલું અજ્ઞાન,
અથવા અવિદ્યા, અથવા બુદ્ધિવાસનાઓ.
|
બુદ્ધિવાસના યુક્ત જીવ આનન્દમય.
|
અજ્ઞાનમાંથી બુદ્ધિ( અંતઃકરણ )-તદ્યુક્ત જીવ વિજ્ઞાનમય.
|
મનોમય-માનસિક-જગત.
|
જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, બંધ, અને મોક્ષરૂપી સંસાર.

---

## ૩. મુક્તિ ( જીવન્મુક્તિ અને વિદેહ મુક્તિ. )

નિષ્કામ કર્મ.
|
ચિત્તશુદ્ધિ.
|
વૈરાગ્ય ( આદિ સાધનચતુષ્ટય ).
|
આત્મવિચાર.
|
બ્રહ્મજ્ઞાન ( જીવબ્રહ્મની એકતાનું જ્ઞાન ).
|
જીવત્વારોપનાશ.
|
(ઇષ્ટપ્રાપ્તિ=બ્રહ્માનન્દપ્રાપ્તિ.) | (અનિષ્ટનિવૃત્તિ=અજ્ઞાન-કર્તૃત્વાદિ સંસાર-નિવૃત્તિ. )
|
મુક્તિ=સચ્ચિદાનન્દ બ્રહ્મ સ્વરૂપે સ્થિતિ.

---

# મૂળ શ્લોકોનું શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | શ્લોક. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૫. | ૨૭૪. | वाघ्यते | बाध्यते |
| ૭. | ૭૧. | निर्मयो | निर्ममो |
| ૭. | ૩. | आरुरूक्षोः | आरुरुक्षोः |
| ૭. | ૫. | महावाहो | महाबाहो |
| ૧૩. | ૧૫૬. | तदादुःखै | तदा दुःखै |
| ૧૪. | ૫૦. | प्राङ | प्राङ् |
| ૨૭. | | जीवोब्र | जीवो ब्र |
| ૨૯. | ૧. | शकरानन्द | शंकरानन्द |
| ૨૯. | ૨. | द्रन्द्व | द्वन्द्व |
| ૩૦. | ૪. | स्प्ने | स्वप्ने |
| ૩૦. | ૫. | स्पृतिः | स्मृतिः |
| ૩૨. | ૧૭. | द्वैचित्र्या | द्वैचित्र्या |
| ૩૩. | ૨૦. | तदिछधा | तद्विधा |
| ૩૪. | ૨૪. | र्व्यष्टि | व्यष्टि |
| ૩૫. | ૨૮. | स्पि | स्मि |
| ૬૯. | ૧. | त्तप | त्तत्प |
| ૭૦. | ૮. | त्विहिते | त्पिहिते |
| ૭૦. | ૯. | उद्गारे | उद्गारे |
| ૭૩. | ૨૫. | प्रतिथोगि | प्रतियोगि |
| ૭૪. | ૨૭. | वो | ध्यो |
| ૭૪. | ૨૯. | सव | सर्व |
| ૭૭. | ૪૨. | व्योम | द्व्योम |
| ૭૯. | ૫૧. | शन्य | शून्य |
| ૯૨. | ૧. | सद्वद्वै | सदद्वै |
| ૧૦૫. | ૪. | सन्नेत | सदेत |
| ૧૦૫. | ૭. | भाक | भाक् |
| ૧૦૭. | ૧૩. | ज्ञात | ज्ञातृ |
| ૧૦૭. | ૧૩. | सतया | सत्तया |
| ૧૧૦. | ૨૬. | रुयं | रूपं |
| ૧૧૫. | ૨૧. | वं ध्री | वंध्री |
| ૧૨૬. | ૧. | विविच्यते | विविच्यते |
| ૧૨૬. | ૪. | वाग्नि | वाग्वह्नि |
| ૧૨૭. | ૮. | व्याक्रिय | द्व्याक्रिय |
| ૧૨૮. | ૧૪. | तम् | नम् |
| ૧૩૩. | ૪૦. | द्वय | द्वयं |
| ૧૩૩. | ૪૧. | बोद्ध | बौद्ध |
| ૧૫૧. | ૫૧. | दुर्श्व | दृश्व |
| ૧૬૮. | ૨૯. | न्पुयात् | न्नुयात् |
| ૧૭૧. | ૪૨. | हि | हि |
| ૧૭૬. | ૭૫. | ज्ञेया | ज्ञेया |
| ૧૭૯. | ૮૮. | स्था | स्या |
| ૧૭૯. | ૮૮. | द्दव्य | दृव्य |
| ૧૯૧. | ૫૬. | ततुपार | न्तुपार |
| ૧૯૯. | ૫૯. | वाद्धि | वादद्धि |
| ૨૦૦. | ૯. | कर्पा | कर्पा |
| ૨૦૨. | ૧૯. | नैव | नैव |
| ૨૦૮. | ૪૬. | मायैह | मायैव |
| ૨૧૦. | ૫૯. | चेद्दष्ट | चेद्दृष्ट |
| ૨૧૧. | ૬૨. | इच्छंस्तु | इच्छन्तु |
| ૨૧૧. | ૬૫. | भदात् | भेदात् |
| ૨૧૧. | ૬૮. | वास्ते | वस्ति |
| ૨૧૩. | ૭૭. | ववग | वद्वग |
| ૨૬૦. | ૧૬. | बाधोऽमि | बाधोऽपि |
| ૨૬૭. | ૫૦. | स्कप्रकाश | स्वप्रकाश |
| ૨૭૧. | ૭૬. | प्रत्यम्गो | प्रत्यग्बो |
| ૨૭૭. | ૧૦૦. | दाच्छृत | दाच्छृत |

| પૃષ્ઠ. | શ્લોક. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૮૧. | ૧૯. | अञ्जला | अञ्चला |
| ૨૮૨. | ૨૧. | दपि | दपि |
| ૨૮૩. | ૧૩૦. | रथा | तथा |
| ૨૮૪. | ૩૧. | दार्ढ्ये | दार्ढ्यै |
| ૨૮૪. | ૩૪. | द्रुतं | द्रुतं |
| ૨૮૮. | ૫૫. | शदृशं | सदृशं |
| ૨૮૮. | ૫૮. | तद्रूम्य | तद्रम्य |
| ૩૧૯. | | प्रपञ्जं | प्रपञ्चं |
| ૩૬૩. | ૨૫૨. | विषय | विषयै |
| ૩૭૬. | ૨૬. | श्चैयं | श्चेवं |
| ૩૭૭. | ૨૯. | स्वाच्छयेन | स्वाच्छ्येन |
| ૩૭૮. | ૩૬. | पृथक | पृथक् |
| ૩૮૦. | ૪૪. | मीरितम् | मीरितम् |
| ૩૮૩. | ૫૮. | संवन्ध | संबन्ध |
| ૪૦૭. | ૬. | मभा | प्रभा |
| ૪૧૦. | ૧૮. | साक्षणं | साक्षिणं |
| ૪૨૫. | ૩. | जप्या | जपा |
| ૪૨૫. | ૪. | चञ्जल | चञ्चल |
| ૪૨૬. | ૫. | प्रसञ्चनम् | प्रसञ्जनम् |
| ૪૨૭. | ૮. | सामार्थ्य | सामर्थ्य |
| ૪૩૩. | ૪૨. | विरूध्यने | विरुध्यते |
| ૪૩૩. | ૪૪. | जीवधना | जीवघना |
| ૪૪૮. | ૫૩. | विचारो | विचारो |
| ૪૫૪. | ૯૫. | शक्तो | शक्नो |
| ૪૬૩. | ૧. | जीवारू | जीवरूप |
| ૪૬૩. | ૫. | विवारयेत् | विचारयेत् |
| ૪૬૪. | ૮. | द्घ्राणा | दृघ्राणा |
| ૪૬૬. | ૧૭. | बुद्धिस्य | बुद्धिस्थ |
| ૪૮૭. | ૬૧. | ब्रह्मैव | ब्रह्मैव |
| ૪૯૦. | ૮૪. | व्याकर-णाब्दु | व्याकरणाद्बु |
| ૪૯૫. | ૩. | योगिनं | योगिनं |
| ૫૨૧. | ૭૮. | वाढं | बाढं |
| ૫૪૨. | ૪૫. | द्रुटु | द्रुटु |
| ૫૬૯. | ૧. | मेतस्थ | मेतस्य |
| ૫૭૪. | ૩૦. | बुन्धो | बुध्मो |
| ૫૭૭. | ૪૧. | तदुप्तत्तौ | तदुत्पत्तौ |
| ૫૭૭. | ૪૫. | मृद्वांधे | मृद्बोधे |
| ૫૭૮. | ૫૦. | भृद्भावः | मृद्भावः |
| ૫૮૮. | ૧૦૦. | रुपा | रूपा |
| ૬૧૯. | ૨૩. | भर्त्य | मर्त्य |
| ૬૨૪. | ૫૦. | स्तस्या | स्वस्या |
| ૬૩૬. | ૩. | वृतयः | वृत्तयः |

---

# ગુજરાતી શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧. | ૮ | દ્દષ્ટાન્ત | દૃષ્ટાન્ત |
| ૨. | ૧૬ | આનન્દ. | આનન્દ |
| ૩. | ૨૬ | જાણતો– | –જાણતો– |
| ૫. | ૨૮ | અધિકારિત્વ | અધિકારિત્વ |
| ૬. | ૯ | આકક્ષા | આકાંક્ષા |
| ૧૧. | ૯ | સદગુરૂ | સદ્ગુરૂ |
| ૧૨. | ૧૬ | ગુણુનીતરફ | ગુણુની |
| ,, | ૧૮ | જ્ઞાનનો | જ્ઞાનની |

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૦. | ૧૦ | દ્ધતનાપ્રકાર | દ્વૈતનાપ્રકાર. |
| ૨૧. | ૧૯ | કેટલોક | કેટલાક |
| ૨૪. | ૧૫ | વરતુ | વસ્તુ |
| ૨૬. | ૯ | पंचभूत० | पंचभूत |
| ૨૬. | ૧૬ | પચકોશ | પંચકોશ |
| ૩૨. | ૧૮ | પુત્ર ધ્વનિ | પુત્રધ્વનિ |
| ૩૨. | ૧૯ | છે. | છે, |
| ૩૪. | ૨૫ | ૩૩. | ૩૨. |
| ૩૭. | ૮ | ૪૭. | ૩૭. |
| ૪૦. | ૨૪ | લક્ષ્ય. | લક્ષ્ય. |
| ૪૩. | ૨૭ | બુદ્ધ. | બુદ્ધિ |
| ૪૩. | ૨૮ | સચિત | સંચિત |
| ૪૪. | ૩ | સૂયૈ | સૂર્ય |
| ૪૪. | ૭ | શ્લો૦ને છેડે | ॥૬૫॥ |
| ૪૪. | ૧૪ | प्रककरणं | कप्रकरणं |
| ૪૫. | ૧૪ | સૃપિ | સૃષ્ટિ |
| ૪૬. | ૨૪ | આનંદમ | આનંદમય |
| ૪૭. | ૧૦ | તત્વવિવેક | તત્ત્વવિવેક |
| ૪૭. | ૧૧ | તવવિવેક | તત્ત્વવિવેક |
| ૪૭. | ૧૫ | પ્રકટણ | પ્રકરણ |
| ૪૯. | ૨૨ | જાણતોર | જાણનાર |
| ૫૨. | ૧૩ | કાઇ | કંઇ |
| ૫૪. | ૨૪ | પંચીક્રરણ | પંચીકરણ |
| ૫૪. | ૨૮ | પંચાકરણ | પંચીકરણ |
| ૫૮. | ૨૭ | શરારમાં | શરીરમાં |
| ૬૦. | ૪ | મિમિત્ત | નિમિત્ત |
| ૬૦. | ૧૬ | त्त्वम् | त्वम |
| ૬૦. | ૧૭ | ઉપાધ | ઉપાધિ |
| ૬૧. | ૩૧ | ક | કે |
| ૬૮. | ૧૯ | પદંતુ | પરંતુ |
| ૭૫. | ૧૦ | બાધ્ધો | બૌદ્ધો |
| ૮૧. | ૨૩ | સત્સભાવ | સત્સ્વભાવ |
| ૧૦૧. | ૩૪ | સત્યાં | સત્માં |
| ૧૦૩. | ૨૭ | પ્રકાશ | પ્રકાશ |
| ૧૧૭ | ૩૩ | विबादा | विवादा |
| ૧૨૦. | ૩૩ | सत्यत्त्वं | सत्यत्वं |
| ,, | ,, | शून्य | शून्यत्वं |
| ,, | ,, | सत्यत्त्वं | सत्यत्वं |
| ૧૨૧. | ૧૮ | ધટની | ધરની |

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૨૩. | ૨૫ | અને | ... |
| ૧૪૭. | ૨ | દષ્ટાત્ર | દૃષ્ટાન્ત |
| ૧૫૦. | ૨ | વદે | વડે |
| ૧૫૩. | ૩૦ | જાઉં | જાણું |
| ૧૫૫. | | શ્લો. ૫ માં પહેલાં "૩. 'तत्त्वमसि' એ મહાવાક્યનો અર્થ." એવું મથાળું વાંચવું | |
| ૧૫૬ | | '૪' થી લીટી કાઢી નાંખવી. | |
| ૧૫૯. | ૨૪ | પટેછે | પડે છે |
| ૧૬૧. | ૨૮ | સત્‌ાં | સત્‌માં |
| ૧૬૪. | ૨૫ | સૃષ્ટ | સૃષ્ટિ |
| ૧૮૭. | ૭ | મુમુમુ | મુમુક્ષુ |
| ૧૯૮. | ૨૯ | દશ્વર | ઇશ્વર |
| ૨૦૫. | ૩ | સ્રગદિ | સ્રગાદિ |
| ૨૧૦. | ૨૬ | यक्ष | यदा |
| ૨૧૩. | ૧૩ | થથી | નથી |
| ૨૧૮. | ૯ | સંક્ષા. | સંજ્ઞા |
| ૨૨૨. | ૧૨ | વિસ્સૃતિ | વિસ્મૃતિ |
| ૨૨૬. | ૧૯ | કારણ | કારણ |
| ૨૨૬. | ૩૨ | કુટસ્થ | કૂટસ્થ |
| ૨૩૯. | ૩ | એટ | એક |
| ૨૪૭, | ૨૫ | દીતે | રીતે |
| ૨૪૮. | ૧૮ | સક્‌ | સ્રક્‌ |
| ૨૪૮. | ૨૦ | સક્‌ | સ્રક્‌ |
| ૨૫૮. | ૨૩ | ત્યાને | ત્યારે |
| ૨૬૩. | ૨૪ | સંસારથાં | સંસારમાં |
| ૨૬૪. | ૫ | પરેક્ષ | પરોક્ષ |
| ૨૭૦. | ૨૯ | વટે | વડે |
| ૨૮૧. | ૧૬ | दृष्ठ | दृष्ट |
| ૨૮૪. | ૧૨ | પારબ્ધના | પ્રારબ્ધના |
| ૨૯૧. | ૧૧ | ઉત્પત્ર | ઉત્પન્ન |
| ૨૯૫. | ૧૨ | હોગાથી | હોવાથી |
| ૩૦૦. | ૨૬ | સ્વધન. | સ્વપ્ન |
| ૩૦૫. | ૭ | ચિદ્દાદાસ | ચિદાભાસ |
| ૩૦૭. | ૩ | અગીરારસ | અગીઆરસ |
| ૩૧૦. | ૬ | મન | મને |

